॥ नमो तित्थस्स ॥

# જૈન યુગ

[ શ્રી૦ જૈન શ્વે૦ કૉન્ફરન્સનું માસિક-પત્ર ]

પુસ્તક ૩ | ભાદ્રપદ-આશ્વિન.

અંક ૧-૨ | ૧૯૮૩



માનદ તંત્રી

મોહનલાલ દલીચંદ દેશાઈ

બી. એ. એલએલ. બી.

વકીલ હાઇકોર્ટ, મુંબઈ

| વિષય. | પૃષ્ઠ. | વિષય. |
| --- | --- | --- |
| લોગસ્સ-ચતુર્વિંશતિ જિનસ્તુતિ-તંત્રી | ૧ | The Highest Life of Blissful Freedom through knowledge and Activity by shaw. |
| જૈન કન્યાના મનોરથ-તંત્રી | ૨ | શ્રી જૈન વિદ્યાર્થી આશ્રમ-સુરત. તંત્રી. |
| તંત્રીની નોંધ. | | પ્રાકૃત પાઠાવલી. પંડિત બહેચરદાસ જીવરાજ દોશી |
| ૧ નવીન વર્ષ. | | આપણાં છાત્રાલયો અને શરીર સંપત્તિ. રા. પોપટલાલ પુંજાભાઇ પરીખ. |
| ૨ સંસ્થાઓમાં સહકાર. | | પ્રતિમાલેખો (સુરતના) રા. ડાહ્યાભાઇ મોતીચંદ B. A. LL. B. વકીલ તથા રા. પોપટલાલ પું. પરિખ. |
| ૩ પાટણ અને સુરતની જ્ઞાન સભા. | | ભીમપલ્લીનું વીર-મંદિર (ઐ૦) પંડિત લાલચંદ ભ. ગાંધી. |
| ૪ સુરતમાં એક તાડપત્રની પ્રત. | | ચિતોડ ચૈત્ય પરિપાટી (ઐ૦ જયહેમશિ.) સંગ્રાહક તંત્રી. |
| ૫ પ્રાકૃત પાઠાવલી. | | વિવિધ નોંધ. |
| ૬ પ્રબંધ ચિંતામણિનો પુનરુદ્ધાર. | | ૧ ખારચીના યતિશ્રીનો ખુલાસો. |
| ૭ જૈન ન્યાયાદિનો પઠનક્રમ. | | ૨ બનારસ હિંદુ યુનિવર્સિટી અને જૈન ચેર, |
| ૮ સાક્ષર શ્રી રસીકલાલ છોટાલાલ. | | ૩ જૈનો હિંદુ ગણાય કે ? |
| ૯ શ્રીયુત મકનજી મહેતા તથા મોહનલાલ ઝવેરી. | | ૪ સં. ૧૯૮૨ ના આસો વદિ અમાસ સુધીનો રીપોર્ટ. |
| ૧૦ અભિનવ વર્ષ મંગલં. | ૨-૮ | ૫ ઉપદેશકો અને સુરતમાં પ્રચાર કાર્ય. |
| ખરા જૈને અગર ખરા જૈન બનવા ઇચ્છનારે શું કરવું ?-પંડિત સુખલાલજી. | ૯ | ૬-૭ ઉપદેશકોનો પ્રવાસ. |
| શીલવતીના રાસ' સંબંધી કંઇક રા. મંજુલાલ ર. મજમુદાર B. A. LL. B. | ૧૧ | ૮ શેઠ ફકીરચંદ પ્રે. સ્કોલરશિપ. |
| બાલચંદ્ર સૂરિનું વસંતવિલાસ મહાકાવ્ય. મૂળ અંગ્રેજી-સ્વ. ચીમનલાલ ડા. દલાલ M.A. અને ગૂ. અનુવાદક રા. ચંદુલાલ એસ. શાહ. B. A. LL. B. | ૧૪ | ૯ મંત્રીપદમાં ફેરફાર. |
| મોહપરાજય રૂપક નાટકનો સંક્ષિપ્ત સાર. પંડિત લાલન. | ૨૨ | ૧૦ સુકૃત ભંડારની વસુલાત. |
| પ્રાચીન પત્રો. સંગ્રાહક તંત્રી. | ૨૫ | |



## જૈનયુગ

—જૈનધર્મ, તત્ત્વજ્ઞાન, સાહિત્ય, ઇતિહાસ, જીવનચરિત્ર ને સમાજપ્રગતિને લગતા વિષયો ચર્ચતું ઉત્તમ જૈન માસિક.

—વિદ્વાન્ મુનિ મહારાજશ્રી તથા અન્ય લેખકોની કસાયેલી કલમથી લખાયેલા ગદ્યપદ્ય લેખો તેમાં આવશે.

—શ્રીમતી જૈન શ્વે. કોન્ફરન્સ (પરિષદ્) સંબંધીના વર્તમાન-કાર્યવાહીનો અહેવાલ સાથેસાથે આપશે.

તો દરેક સુજ્ઞ આ પત્રના ગ્રાહક બની પોતાના મિત્રોને પણ ગ્રાહકો બનાવશે અને સંઘસેવાના પરિષદ્‌ના કાર્યમાં પુષ્ટિ આપશે

ચાલુ વર્ષથી વાર્ષિક લવાજમ ટપાલખર્ચ સહિત માત્ર રૂ. ત્રણ

લખો-જૈન શ્વેo કોન્ફરન્સ ઑફીસ
૨૦ પાયધુની મુંબઇ નં.

આ માસિક બહોળા પ્રમાણમાં ફેલાવો પામવા ખાત્રી રાખે છે તો જાહેરખબર આપનારાઓ માટે ને ઉપયોગી પત્ર છે; તો તેઓને ઉપ સરનામે લખવા કે મળવા ભલામણ છે.

# જૈન યુગ.

## નવીન વર્ષ અંક.



આજે દીપોત્સવીનો દિવસ એ ભારતવર્ષમા રાષ્ટ્રવાદના પુનર્જન્મની તિથિ છે. પછી અનેક પરાજયો થયા, અનેક નિરાશાઓ મળી એ છતા આશાનો તારક અવિચળ છે. ભારત પુનર્જન્મ પામી રહ્યુ છે

આજે એનુ સ્મરણ થઇ રહ્યુ છે. આજે એમજ નિરધાર રચીએ કે મહામાતાના ખોળામા આપણે સૌ હિન્દુ, મુસ્લીમ, પારસી, શીખ, જૈન આનન્દે ખેલીએ, છીએ; જે જનની, કોઇ કોમના કે ધર્મના ભેદ વિના આપણને સૌને સરખુ પોષણ આપી રહી છે, તેના પુત્રો તરીકે એકજ નિરધાર રચીએ વિખવાદ અને વિતંડાવાદ અમારે નહીં જોઇએ, અસમાન અને અસહિષ્ણુતા અમારે નહીં જોઇએ; અમે સૌ અરસ્પરસ બિરાદરોના આલિંગન દઇશું, હૃદયે હૃદય ભેટાડી નવચૈતન્ય મેળવીશું અને સામાન્ય ધ્યેયને માટે સ્વાધીનતાની દેવીની આરાધના માટે એક સાથે ઝુઝીશુ !

—સૌરાષ્ટ્ર ૨૨-૧૦-૨૭.

પુસ્તક ૩ વીરાત્ ૨૪૫૩ સં. ૧૯૮૩ ભાદ્રપદ અને આશ્વિન અંક ૧-૨

## 'લોગસ્સ'—ચોવીસ જિન સ્તુતિ.

[ નહિ કર્મની કથા કદાપિ વ્યર્થ જનારી—એ ઢાળમા ]

લોકના ઉદ્યોતકર ધર્મ–તીર્થંકરો,
કેવલી સ્તવુ હુ જિન ચોવીસ અર્હંતો—લોકના૦

ઋષભ અજિત સંભવ અભિનંદન સુમતિ
પદ્મપ્રભ સુપાર્શ્વ ચંદ્ર પ્રભને વદું હુ—લોકના૦

સુવિધિ પુષ્પદન્ત શીતલ, શ્રેયાંસ વાસુપૂજ્ય
વિમલ અનંત ધર્મ શાંતિ જિનને નમુ—લોકના૦

કુંથુ અરનાથ મલ્લિ મુનિસુવ્રત નમિ
અરિષ્ટનેમિ પાર્શ્વ વર્ધમાનને નમુ—લોકના૦

કર્મરજ ઉડાડી જરા-મરણ ક્ષીણ કર્યા
તીર્થંકર ચોવીસ મુજ પર પ્રસન્ન હો—લોકના૦

લોકમા સ્તવ્યા વંદાયા ને પુજાયા જે
ઉત્તમ રહી જે થયા સિદ્ધ ભગવંતો—લોકના૦

દ્રવ્ય-ભાવથી આરોગ્ય બોધિલાભ ને
ઉત્તમ સમાધિવરનુ દાન તો કરો—લોકના૦

ચંદ્રથી અધિક વિમલ સૂર્યથી અધિક
પ્રકાશ જગતમા કરે જે સિદ્ધ ભગવંતો—લોકના૦

મહાસમુદ્રની સમા, ગંભીર સર્વદા
એ સિદ્ધ પ્રભુ અમોને સિદ્ધિ આપતા રહો—લોકના૦

તન્ત્રી.

# જૈન કન્યાના મનોરથ.

માઢ.

(ધન ધન વો જગમેં નરનાર, વિમલાચલ કે જાનેવાલે એ રાહમાં)

જિન પ્રભુ અમારા દેવ, અમે તો સદા વિજયને વરશું
અમે છીએ વિજેતા બાળ, અમે તો સદા વિજયને વરશું.
રિવાજ ખોટા ઘણા પડયાથી, સમાજ છિન્નભિન્ન થાય,
પ્રજા બિચારી સત્ત્વહીન ને, નિર્બળ થાતી જાય
જુની એ જુલમી છે કુરીત, અમે તો હિંમતથી દૂર કરશું–જિન.
તન મન ધનથી સહાય દઇ દુઃખ, દીનના કરશું દૂર,
પતિતપાવની ગંગા બનીને, વહેશું દયાનાં પૂર,
હૃદયમાં ધરી પ્રભુનું ધ્યાન, દયાની દેવી થઇને વિચરશું–જિન.
શુદ્ધ ગૃહિણીના પાળીશું, સતિના ધર્માચાર,
પવિત્ર ભૂષણ શીલનું સજીને, ભરીશું ગુણભંડાર
દર્શન જ્ઞાન અને ચારિત્ર, અમે એ વડે મોક્ષને વરશું–જિન.

તંત્રી.

—આ બંને કાવ્યો ગત વિજયાદશમીને દિને શ્રી મુંબઇ માંગરોળ જૈન સભાના થયેલા ૩૬ મા વાર્ષિક મેળાવડા પ્રસંગે તે સભા હસ્તક ચાલતી કન્યાશાળાની બાળકીઓએ ગાયાં હતાં.

---

# તંત્રીની નોંધ.

## ૧ નવીનવર્ષ.

આ પત્ર હવે ત્રીજા વર્ષનો પ્રારંભ આ અંકથી કરે છે. સાંવત્સરી પર્વ ભાદ્રપદમાં આવે છે, તે પર્વનું નામજ બતાવી આપે છે કે પ્રાચીન કાલમાં જૈનોનું વર્ષ ભાદ્રપદથી પ્રારંભ પામતું હતું. આ પત્રનો પણ ભાદ્રપદમાં પ્રારંભ એક અકસ્માત્ ઘટના થઇ તે ઘટના પણ સ્થાને યોગ્યજ હતી એમ જણાય છે.

જૈનશ્વેતામ્બર કૉન્ફરન્સ હેરલ્ડ એ શ્રીમતી કૉન્ફરન્સ દેવીનું પહેલાં મુખપત્ર હતું, તેની છેવટની કારકીર્દિનાં સાતેક વર્ષનું તંત્રીપણું કરીને અમે તે મૂકી દીધું ત્યાર પછી તે બંધ રહ્યું. પુનઃ તે સજીવન કરવાના પ્રયત્ન થયા ને આ પત્ર નવા નામે શરૂ થયું ને તેનું તંત્રીપણું લેવાનું અમારા લલાટે લખાયું હતું તે અમારા ગુરુબ્ધી વડિલ મિત્ર મકનજી જે. મહેતાના આગ્રહથી અમારે સ્વીકારવું પડ્યું. તેને બે વર્ષ થઇ ગયાં. તે દરમ્યાન તેણે જે જે સેવાઓ કોમના પ્રશ્નો ઉકેલવામાં, જાહેર રીતે મૂકવામાં, ધર્મ તત્ત્વજ્ઞાન, ઇતિહાસ, સમાજ આદિ ક્ષેત્રને લગતા લેખો બહાર પાડવામાં બજાવી છે તે પ્રગસમક્ષ છે તેથી તેના સંબંધી ખરો અભિપ્રાય પ્રજાએ આપવાનો છે.

અત્યાર સુધી આ પત્રે સ્વીકારેલી નીતિજ સ્વીકારીને ચાલુ રાખી છે. એનો સિદ્ધ વાત છે કે સમગ્ર ભારતમાં કોઇપણ એક અને મહાન્ સંસ્થા ખરી કાર્યસાધક નિવડે તેવી હોય-પ્રજામાં જોશ મૂકી પ્રજાનું સમસ્ત પ્રકારે કલ્યાણ સાધવાના બળવાળી હોય,–જૈન સમાજનું નાવ યથાપ્રકારે હંકારવાની યોગ્યતા ધરાવતી હોય તે શ્રી કૉન્ફરન્સ-પરિષદની સંસ્થા છે. તેથી તેને પોષવાનો-વૃદ્ધિંગત કરી બલવતી, સાધનસંપન્ન અને સમૃદ્ધિશાળી કરવાના દરેક જૈન વ્યક્તિ, પત્ર, અને સંસ્થાના પ્રયત્નો જૈન આલમને સુખરૂપ નિવડશે, એમ અમારૂં માનવું છે અને દરેક સુજ્ઞ વિચારક સ્વીકારશે.

ખોટાં ખાણમાં ફૂંકવાથી ખરો અર્થ સરતો નથી. અલ્પસાર અતિવિસ્તારવાળા લેખો કે ભાષણોથી નકામો કાલક્ષેપ થાય છે. ધાંધાટ અને અતિ પ્રશંસાની તાળીઓમાં કાર્યશક્તિ વેડફાઇ જાય છે; મુંગી સેવા, પક્ષાપક્ષી વગર ઉદાત્ત ઉદારતા અને પરમતસહિષ્ણુતા રાખી કર્યે જવામાંજ પ્રજાને આગળ વધારી શકાય છે અને પ્રજાને તૈયાર કરવાનું વીજળી બળ પેદા કરી શકાય છે. બીજાને ખોટા ઉતારી પાડી પોતાની બડાઇનાં વાજાં વગાડવામાં સાધુતા નથી. લેખમાં, વાર્તાલાપમાં કે કૃતિમાં સાદાઇ, સીધાઇ, વીતરાગ અને મોક્ષમાર્ગમાં સાધુતા છે–ગુણ ચારિત્ર્યનું ઘડતર છે. આ વાતો અમે પત્રકારો સમજી લઇશું,

કાર્યમાં ઉતારીશું ત્યારે પ્રજાને સત્ય સંદેશો મળશે, પ્રજા આગળ ધપશે અને અરસપરસ બિરાદરીને આલિંગન દઈને હૃદયે હૃદય ભેટાડી સ્વાધીનતાની દેવીની આરાધના માટે એક સાથે ઝૂઝીશું.

સમાજમાં અનેક જાતનાં દુઃખો છે, જુલમી પ્રથાઓ છે, અંધશ્રદ્ધા અને અજ્ઞાનનાં જાળાં છે, ધનના દુર્વ્યય છે, દરિદ્રતાના ઢગલેઢગલા છે. અનેક autocrats છે, સડેલી સંસ્થાઓ છે, ધર્માદા ખાતાઓના ગેરવહીવટ છે, શિક્ષણ સંસ્થાઓમાં અવ્યવસ્થા છે. આ બધું સાફ સ્વચ્છ ન થાય ત્યાં સુધી સમાજનો ઉદ્ધાર થાય તેમ નથી. પચાસ વર્ષ સુધી અત્યારે જેમ છે તેમને તેમ ચાલ્યું તો સમાજની શી સ્થિતિ થવા પામશે એનો વિચાર લોકના કહેવાતા નેતાઓએ-વિચારકોએ કદિપણ કર્યો છે ? તેવો વિચાર પુખ્તપણે દીર્ઘદષ્ટિથી કર્યા વગર છૂટકોજ નથી-અને એ વિચારને અંગે યોજનાઓ કરી કાર્ય આરંભી સતત્ પુરૂષાર્થથી તે ચલાવ્યા વગર બીજો ઉપાય નથી. ચોખ્ખે ચોખ્ખું પણ સંયમવાળી ભાષામાં વિનયપૂર્વક સંભળાવી દેવું ઘટે છે, અને સડાને જાહેર પાડી તેને દૂર કરવાની જરૂર છે. આ બધું સમજી સમાજના સર્વ અંગોનો પુનરૂદ્ધાર-સમાજની પુનર્ઘટના કરવામાં સૌ સુજ્ઞો પોતપોતાનો ફાળો આપે-અમારા વિનીત કાર્યમાં સહકાર આપે એજ અમે ઇચ્છી પ્રભુ પ્રત્યે પ્રાર્થીશું કે ' आरोग्ग बोहिलाभं समाहिवरमुत्तमं दिन्तु ' દ્રવ્યારોગ્ય અને ભાવારોગ્ય, બોધિલાભ, ઉત્તમસમાધિ સૌને આપો.

**૨ સંસ્થાઓમાં સહકાર.**

દરેક ગામ કે શહેરમાં-જ્યાં જ્યાં એક કરતાં વધુ જૈન સંસ્થાઓ હોય તે જનોપયોગી કાર્ય પોત પોતાના ક્ષેત્રમાં રહી કર્યે જતી હોય તો તે સર્વ સંસ્થાઓ વચ્ચે અરસપરસ સહકાર-મેળ પ્રેમ અને શુભ લાગણી હોવાં જોઇએ. એમ જ્યાં ન હોય ત્યાં એકનો વિરોધ કરવા જતાં પોતાને હાનિ આડકતરી રીતે પહોંચે છે એટલુંજ નહિ, પરંતુ તે પ્રદેશના વાતાવરણમાં વિખવાદ રૂપી ઝેર પેસતાં ત્યાંના સંઘ રૂપી આખા વૃક્ષને જફા લાગે છે.

મુંબઈમાં જોઇએ તો મુખ્ય કેન્દ્રસ્થ સંસ્થા કૉન્ફરન્સની ઑફિસ છે. બીજી જૂનામાં જૂની જૈન એસોસિએશન ઑફ ઇંડિયા નામની સંસ્થા છે. કેળવણીની સંસ્થાઓમાં શ્રી મહાવીર જૈન વિદ્યાલય, શ્રી મુંબઈ માંગરોળ જૈન સભાની હસ્તક ચાલતી જૈન કન્યાશાળા આદિ, મોહનલાલજી સેંટ્રલ લાયબ્રેરી વગેરે છે. આ સર્વમાં સાધારણ રીતે તે તેની વ્યવસ્થાપક સમિતિઓમાં મોટા ભાગે એકના એક ગૃહસ્થો છે. આ બધી સંસ્થાઓ પોત પોતાના મંત્રીઓ દ્વારા પોત પોતાનું ક્ષેત્ર સાચવી કામ કર્યા કરે, અને એક બીજીને સહાય, સહકાર અને શુભ લાગણીનાં આંદોલનો આપતી રહે, તે ઇષ્ટ અને કાર્યસાધક છે. 'એક તાણે પોતાના ગામ ભણી અને બીજી તાણે પોતાની સીમ ભણી'-એમ ખેંચાખેંચી અને હૉંસાતોંસીમાં સમાજના શરીરની દોરી તૂટવાનો સંભવ રહે; કદાચ ગાંઠ પણ પડે; આવી ગાંઠ ન પડે, ત્રુટિ ન આવે એટલુંજ નહિ પણ સર્વ બલવતી રહીને મુખ્ય સંસ્થાને વધારે બલવતી કરે, તો તે દોરી અનેક ગણી વણાતાં મોટું 'રાંઢવું' બને અને તેનાથી દુઃસાધ્ય કાર્યો પણ સુસાધ્ય કરી શકાય.

ઘણી વખત એમ લાગે છે કે વધુ વધુ સંસ્થાઓ થતાં લાભને બદલે હાનિ થાય છે તેથી તે બને તેટલી મજબૂત અને સંગીન કાર્ય કરી શકે તેટલી સંખ્યામા કરવી. એકજ પ્રકારની સંસ્થાઓ જેમ બને તેમ ઓછી રાખવી; આમ થાય તો એક સમાન પ્રકારનું કાર્ય વધુ વ્યવસ્થિત અને કાર્યસાધક બને છે. આમ કરવામાં ઘણી વખત વ્યક્તિત્વથી અહંતાને આઘાત પહોંચે છે; પરંતુ બીજ પોતાના વ્યક્તિત્વનો નાશ કર્યા વગર વૃક્ષ ઉગાડી શકતું નથી એ ખાસ ધ્યાનમાં રાખવુ ઘટે છે. આમ ન બની શકે તો મુખ્યતઃ એક બીજા પ્રત્યે સહકાર સાધી એક બીજાની ઉન્નતિમાં પોતાની ઉન્નતિ રહેલી છે એ દૃઢપણે માનીને તે પ્રમાણે કાર્ય કરવામાં ઇષ્ટતા છે. દરેક શહેરમાં એક કરતાં વધુ જૈન સંસ્થાઓ આવેલી છે તે સર્વના કાર્યવાહકો ઉપરની હકીકત ધ્યાનમાં રાખી પોત પોતાનું કાર્ય પ્રેમ અને આદર ભાવથી સમસ્ત સમાજના એકંદર શ્રેયની ભાવના રાખી કરશે.

## ૩ પાટણ અને સુરતની જ્ઞાનયાત્રા.

ગત મે માસમાં પાટણના જૈન ગ્રંથ ભંડારો જોવા જતાં ત્યાં શેઠ ભોગીલાલ હાલાભાઈને ઘેર રહી જે સગવડ, સાધન મળ્યાં હતાં તે માટે તે સજ્જન મહાશયનો અત્યંત આભાર માનીએ છીએ. પાટણ તે ગૂજરાતનું એક વખતનું છસો સાતસો વર્ષ સુધીનું પાટનગર, જૈન મુત્સદ્દી અને મંત્રીઓનું કાર્યક્ષેત્ર, અને મુખ્ય જૈન શહેર, અહીં પહેલી વખત આવવાનું થયું. ખાસ ગૂજરાતી ભાષાની કૃતિઓ, 'જૈન ગૂર્જર કવિઓ' નામનું જે પુસ્તક શ્રીમતી કૉન્ફરન્સ દેવી તરફથી બહાર પડે છે તે માટે જોવામાં આવેલી. ત્યાં ફોફલીઆ પાડાના, સંઘના તથા સાગર ઉપાશ્રયના ભંડારો તે માટે જોવામાં આવ્યા. લગભગ પંદરેક દહાડા ત્યાં નિવાસ હતો. ત્યાંથી અનેક સામગ્રી ઉક્તગ્રંથમાં આવેલ કૃતિઓની ત્રુટિઓ પૂર્ણ કરવામાં મળી. અમારા તે સંગ્રહગ્રંથમાં મૂકાયેલ કૃતિઓમાં મુખ્યપણે પ્રવર્ત્તક શ્રીમન્કાંતિ વિજયજી, જિનવિજયજી આદિની સહાયથી પાટણના ભંડારોમાંથી કૃતિઓની પ્રશસ્તિઓ લગભગ આવી ગઈ હતી, તેથી તેનાં નહિ ઉતારેલાં મંગલાચરણો વગેરે લખી લેવામાં આવ્યાં અને એ રીતે તે સંગ્રહ તેટલો સંપૂર્ણ બની શક્યો. નવિન બહુ જુજ હતું.

સુરતમાં શેઠ જીવણચંદ સાંકરચંદ ઝવેરીના મિત્ર શેઠ જીવાભાઈ નવલચંદ ઝવેરીને ત્યાં રહી આ અકોબર માસમાં ત્યાંના જૈન ગ્રંથ ભંડારો જોવાનું બન્યું; તેમાં શ્રી સીમંધર સ્વામીના મંદિરાંતર્ગત ગ્રંથ ભંડાર જૂનો હતો—તે, વડા ચૌટાના ઉપાશ્રયનો ભંડાર, વડાચૌટાનો બીજો અમારા મિત્ર રા. ડાહ્યાભાઈ મોતીચંદ વકીલ હસ્તકનો ભંડાર, શ્રી મોહનલાલજી ભંડાર, જિનદત્ત સૂરિ ભંડાર અને શ્રી જૈનાનંદ પુસ્તકાલય ભંડાર જોવા મળ્યા. શ્રી ચિંતામણી પાર્શ્વનાથના મંદિર, તથા સગરામપુરાનાં ઉપાશ્રયમાંની પોથી પ્રતો પણ જોઈ લીધી. આ જોવા કારવવામાં ઉક્ત શેઠ જીવાભાઈ ઝવેરી, રા. ડાહ્યાભાઈ વકીલ કે જેમણે ખાસ બોરપાડી આવી બે દિવસ સાથે જ રહી ખાંતી સગવડતા કરી આપી હતી. શેઠ ચુનીલાલ ગુલાબચંદ દાળીઆ, રા. મગનલાલ બદામી વકીલ, શેઠ ખાનુભાઈ ઉત્તમચંદ, રા. હીરાભાઈ, શેઠ પાનાભાઈ ભગુભાઇ, રા. પોપટલાલ પુંજાભાઈ શાહ (સુપ્રી. જૈન વિદ્યાર્થીઆશ્રમ), શેઠ રતનચંદ ખીમચંદ આદિએ જે સહાય આપી છે તે માટે તે સર્વનો ઉપકાર માનીએ છીએ. દરેક શહેરમાંથી—ગામમાંથી આવા સહાયકો ઉત્તેજકો અને પ્રેમી ભાઇઓ મળી આવે, તો જૈન સાહિત્યનો ઉત્કર્ષ વહેલો સધાય એમાં શક નથી. આ સાથે સાહિત્યકારો—સાહિત્ય માટે કાર્ય કરનારાઓની પણ ખાસ આવશ્યકતા રહે છે.

પાટણ અને સુરતની જ્ઞાનયાત્રા એ અમારા માટે ચિરસ્મરણીય પ્રસંગો પૈકીના પ્રસંગો છે. ત્યાં અનેક ભંડારો મોજૂદ છે, અને દરેકની અલગ અલગ વ્યવસ્થા છે. પાટણના ભંડારો એકત્રિત કરી સારા 'ફાયરપ્રુફ' મકાનમાં વ્યવસ્થાપૂર્વક રાખી દરેક જ્ઞાનપિપાસુને સરલતાથી મળી શકે તેમ કરવાની ખાસ જરૂર છે. આવા મકાનની જરૂર માટે પ્રવર્ત્તક શ્રી કાન્તિવિજયજીએ ઘણો પ્રયત્ન સેવ્યો હતો. ત્યાંના પ્રસિદ્ધ ધનવાન શેઠ સંઘવી નગીનદાસ સ્વરૂપચંદના હૃદયમાં તેવું મકાન કરાવી આપવાનો ભાવ પૂરો છે અને તે માટે ખાલી જગ્યા પણ લઇ રાખેલ છે. હવે તે પર સુસ્થિત મકાન બંધાવવાનો આદર તુરતમાં કરી ત્યાંના ગ્રંથ ભંડારો માટે ખાસ આવશ્યક મકાન પૂરૂં પાડશે એવી અમો નગીનદાસ શેઠને ખાસ વિનંતિ કરીએ છીએ. સુરતમાં શ્રી મોહનલાલજી, શ્રી જૈનાનંદ અને શ્રી જિનદત્ત એ ત્રણ ભંડારો માટે પથ્થરનાં સુંદર મકાનો થયાં છે તે માટે સુરતની જૈન સમાજને અમે ધન્યવાદ આપીએ છીએ. તેજ પ્રમાણે બીજા ભંડારોનું થશે એમ ઇચ્છીએ છીએ.

બીજું બધાં ભંડારમાંનાં પુસ્તકોની વિસ્તૃત સૂચિઓ—ટીપો નથી થઇ તે થવાની જરૂર છે. શ્રી જૈનાનંદ પુસ્તકાલય સુરત, ની ટીપ વિસ્તૃત છે. તેની તેમજ શ્રી મોહનલાલજી ભંડાર સુરતની વ્યવસ્થા સારી છે. બાકી સામાન્ય રીતે આપણા ભંડારોનો ઉદ્ધાર દરેક જ્ઞાનપંચમીએ એકદિન સૂર્ય પ્રકાશ દેખાવા જેટલો ઘણે સ્થળે થતો હશે; અને કેટલેક સ્થળે તો તે પર્વને દિવસે પણ તેટલું થતું હશે કે નહિ એ સવાલ છે.

જૈનોને માટે પ્રાચીન જૈન ગ્રંથો એ મોટે

જબરો વારસો છે; તેનું મૂલ્ય કરોડો રૂપીઆ પણ આંકી શકે તેમ નથી. તેનો નાશ થયો તો જૈન ધર્મનો-તત્ત્વજ્ઞાનનો પણ સાથેજ નાશ છે. તેની રક્ષા તેજ ખરી ધર્મરક્ષા છે. ધર્મ ટકવો ન ટકવો એ તેના સાહિત્યપર અવલંબે છે. આં વિચાર પ્રધાનપણે મનમાં રાખી જ્યાં ગ્રંથ ભંડારો કે ગ્રંથો કે પ્રતપાનાં હોય તે સર્વનો ઉદ્ધાર જ્યાં તેને સુવ્યવસ્થિત રાખી શકાય ત્યા રાખી કરવાની જરૂર છે. અમોને આવાં છૂટાં છવાયાં વન પાનાઓ ચોપડા ગુટકા આદિ મોકલવામા આવશે તો તેનો સદુપયોગ કરવા ઉપરાંત ઉદ્ધાર કરવાના સર્વ પ્રયત્નો લઈશું. પ્રભુ ! સૌને સુબુદ્ધિ સુઝાડે.

### ૪ સુરતમાં એક તાડપત્રની પ્રત.

શ્રી હુકમમુનિના અપાસરામાં શેઠ રતનચંદ ખીમચંદે અમને લઇ જઇ એક સં. ૧૪૫૦ ની સાલની લખેલી લગભગ એક હાથ લાંબા ૩૨૬ પૃષ્ઠવાળા તાડપત્રની પ્રત અમોને બતાવી હતી. તે પ્રત જોઈ અમને ઘણો આનંદ થયો; તે ન્યાયાલંકાર જૈનેતર ન્યાયનો ગ્રંથ છે તે મૂલ ઉદયન કૃત છે અને તે પર શ્રી કંઠનું ભાષ્ય છે અને તે પર પ્રસિદ્ધ જૈન ન્યાયશાસ્ત્રી અભયતિલક ગણિની ટીકા છે. આની પ્રશસ્તિ અમે ત્યાં ને ત્યાં ઉતારી લીધી તે અમે આપીએ છીએઃ—

इति प्रमाणांतरोपनय प्रयासौ द्रव्य निग्रहस्थान द्विक प्रकरणं संपूर्णं टीका.........

श्री लक्ष्मीतिलको मुदेस्तु भगवान् श्री न्यायतुर्याग्रिमा
ध्याये भूमिगृहे स्थितानपि रहस्यार्थान् समाद्योतयन्
श्रेयः स्नेहभरा क्षयो न च मनाक्क्वथो पि दुर्वादिवाग्
वातैरव्ययसदृशः खलु नवो यद् गीः प्रदीपोदयः ॥१॥
प्राक् संहत्य सुरासुरेण जलधिं व्यालोड्य हेमाद्रिणा
मूर्तं सारमुपाददे स्वयमहो एवागमः स्तु यः ।
न्यायाभोधिममुं विगाह्य परितो बुद्ध्या कुशाग्रीय या
सामस्त्येन महार्थसारमचिराल् लात्वाभ्यतारीन्मम ॥२॥
तस्य श्री जिनरत्नसूरिचरणां-भोजांतिके धीतिनः
श्रीं लक्ष्मीतिलकाभिधेक नृपते-र्नानार्थरत्नैर्ज्वलत् ।
दुर्वाणाम सुवर्णदंडरुचिरा तुर्यार्थवृत्तेच्छला-
दैतस्यामयकोटिनोज्ज्यालयशः श्री वैजयंत्यर्यकैः ॥३॥

—इति युगप्रधान श्री जिनेश्वरसूरि शिष्यलेश श्री अभयतिलकोपाध्यायनिर्मितायं पंचप्रस्थान महातर्क विषम पदव्याख्यायां न्यायालंकाराख्यायां पंचमोध्यायः समर्थितः ॥ स्वस्ति १४९० वर्षे अद्येह श्री डुंगरपुरनगरे राउल श्रीं गइपालदेवराज्ये श्री पार्श्वचैत्यालय लिखित पत्राकेन ॥

આ પછી એક પાનું છે તેમાં લખેલું છે કેઃ सं, १४८९ वर्षे ज्ये० च० पत्र ३५४ मलयारनां वर्ये पृ. पुल संचयः ॥ આ પરથી એમ લાગે છે કે સં. ૧૪૮૯ માં મલબારથી લખવા માટેનાં તાડપત્રો મંગાવ્યા ને સં. ૧૪૯૦ માં એટલે તે પછીના વર્ષમાં પુસ્તક લખી પૂરૂં કર્યું. સંવત્ પંદરમી સદી સુધી તાડપત્ર પર પુસ્તકો લખાતાં હતાં અને તે તાડપત્ર મલબારથી પૂરાં પડતાં હતાં તે પણ સાથે સાથે સિદ્ધ થાય છે. પ્રતના અક્ષરો સુંદર અને સુવાચ્ય છે. આ ગ્રંથ મૂળ જૈનેતર ન્યાયનો છતાં તે પર જૈન વિદ્વાને પોતાની સંસ્કૃત ટીકા લખી છે તે પરથી જણાશે કે જૈનો બ્રાહ્મણોપરજ વિદ્યા માટે અવલંબતા હતા એવું નહિ કહી શકાય. ન્યાય એ દુર્ઘટ વિષય છતાં તેમાં પારંગતતા જૈન વિદ્વાનોએ મેળવી છે. ટીકાકાર અભયતિલક ગણિ કોણ હતા તે સંબંધી આજ અંકમાં પંડિત શ્રી લાલચંદના લેખે નામે 'ભીમપલ્લીનું વીરમંદિર' માં ઉલ્લેખ છે અને તેમણે પ્રાચીન ગૂજરાતીમાં રચેલો વીર-રાસ (સં. ૧૩૧૭ મા–કે તે પછી તુરતમાં) આ પત્રના સં૦ ૧૯૮૨ ના દીપોત્સવી ખાસ અંકમાં અને તે પર ઉક્ત પંડિતની છાયા અને ટિપ્પની ગત કાર્તિક-માર્ગશીર્ષના જૈન ઇતિહાસ સાહિત્ય ખાસ અંકમાં પ્રસિદ્ધ થયેલ છે; એટલે તેઓ સંવત્ ચૌદમી સદીના પ્રારંભમાં વિદ્યમાન હતા.

આ પ્રત શ્રી સાગરાનંદસૂરિ પર જોવા મોકલ્યવામાં આપી હતી; આનો ઉદ્ધાર જૈન ન્યાયશાસ્ત્રીના હાથથી થઇ મુદ્રિત થાય તો જૈનેતર સાહિત્યસમાજમાં જૈનોની ન્યાયશાસ્ત્રમાં નિપુણતા બતાવી શકાય તેમ છે.

**૫ प्राकृत पाठावली**–પંડિત બહેચરદાસતે પ્રાકૃત ભાષા સંબંધી એક ગ્રંથ લખવાનું કાર્ય શ્રી કૉન્ફરન્સ ઑફિસ તરફથી સોંપવામાં આવ્યું હતું અને તે તેમણે प्राकृतप्रकाश એ નામથી એક ગ્રંથ લખી પૂરૂં કર્યું હતું. ત્યાર પછી તેમાં અનેક વધારા ફેરફાર સાહત પ્રાકૃત ભાષાનું વ્યાકરણ તૈયાર કરેલું તે ગૂજ-

રાત પુરાતત્ત્વ મંદિર તરફથી પ્રકટ થયું છે. કોઈપણ ભાષાના સંપૂર્ણ અભ્યાસ માટે તેના શબ્દકોશ અને વ્યાકરણ એ બે વસ્તુની ખાસ મોટી જરૂરીઆતો છે. પ્રાકૃત ભાષાની આ બંને જરૂરીઆતો, એક સાથે રહી અભ્યાસ કરી એક સાથે બહાર પડેલ પંડિત યુગલ નામે શ્રી હરગોવિન્દદાસ અને શ્રી બહેચરદાસે પૂરી પાડી છે તે માટે તેબંને વિદ્વાનોને ધન્યવાદ ઘટે છે. સમાજ તેની કદર કરો-કરતી રહો એમ ઇચ્છીશું.

હવે પં. બહેચરદાસે ઉક્ત પ્રાકૃતપ્રકાશ કરવામાં સાથે સાથે પાઠોની પસંદગી જૂદા જૂદા પ્રાકૃત ગ્રંથો-માંથી કરી પ્રાકૃત પાઠાવલી તૈયાર કરી હતી. તે અમને પ્રાપ્ત થતાંજ તેનો ઉદ્ધાર આ અંકમાં આપી કરવામાં આવ્યો છે. આ પાઠોની ચુંટણી ઘણી સુંદર થઇ છે અને તે પ્રાકૃતના અભ્યાસીઓને કામ આવે તેમ છે જ, તેથી તેની જૂદી નકલો પણ જૈન કૉન્ફરન્સ ઓફિસ તરફથી સેક્રેટરીની આજ્ઞાથી છપાવવામાં આવી છે. આમાં હવે શબ્દાર્થકોશ ને પ્રસ્તાવનાની જરૂર રહેશે અને તે તૈયાર કરવા માટે અમે પંડિત બહેચરદાસને વિનતિ કરી છે. અમને આશા છે કે તે વિનંતિ તેઓ સ્વીકારી સમાજને આભારી કરશે. અમે પણ તે માટે અમારાથી બનશે તેટલું કરવાનું સાહસ કરીશું. તે તૈયાર થતાં બધું એક પુસ્તકાકારે બહાર પડશે. એ રીતે પ્રાકૃત ભાષાના અભ્યાસ માટે એક વધુ સાધન તૈયાર થશે. આ પ્રાકૃત પાઠાવલીના સર્વ હક્ક સ્વાધીન શ્રી જૈન શ્વે૦ કૉન્ફરન્સ ઓફિસ, મુંબઇને છે, તે વિદિત થાય.

૬ **પ્રબંધ ચિંતામણિનો પુનરુદ્ધાર**-ગૂજરાતના ઇતિહાસનાં સાધનો પૈકી મેરૂતુંગાચાર્યકૃત પ્રબંધ ચિંતામણિ એ એક સારૂં સાધન છે. ને મૂળ અને તેનું ગૂજરાતી ભાષાંતર ઘણાં વર્ષો પૂર્વે રામચંદ્ર દીનાનાથ શાસ્ત્રીએ કરી છપાવ્યું હતું, પરંતુ તે ઘણું અશુદ્ધ અને અનેક ત્રુટિવાળું છે તેથી તેને પુનઃ જૂદી જૂદી પ્રતો સરખાવી શુદ્ધ કરી પુષ્કળ ટિપ્પણીઓ અને વિવેચન સહિત પ્રકટ કરવાની જરૂર છે. આવો પુનરૂદ્ધાર હમણાં થઇ રહ્યો છે. પરંતુ તે માટે પ્રતો જોઇતી જોઇએ તેટલી મળી શકતી નથી તો તેની જે જે પ્રત ઉપલબ્ધ થાય તેટલી મેળવવાની જરૂર રહેતાં તે તે પ્રત અમારા પર મોકલી આપવાની સર્વને વિનતિ છે. તે મળ્યે તેનો ઉપયોગ તેના પુનરૂદ્ધારમાં અવશ્ય થશે ને કામ પૂરૂં થતાં તે તે પ્રત આબાદ સ્થિતિમાં પાછી વાળવામાં આવશે એની ખાત્રી આપીએ છીએ.

૭ **જૈન ન્યાયાદિનો પઠન ક્રમ**—અકટોબર ૧૯૨૭માં અમદાવાદ જવાનું થતાં ત્યાંના ગૂજરાત પુરાતત્વ મંદિરમાં કાર્ય કરતા પ્રસિદ્ધ જૈન સાક્ષરો પંડિત શ્રી સુખલાલજી અને પંડિતશ્રી બહેચરદાસજીને એવો પ્રશ્ન પૂછવામાં આવ્યો હતો કે જૈન ન્યાયાદિનો ખાસ શ્રેણીબદ્ધ સરલતાથી ચાલી છેવટની સૂક્ષ્મતા સુધીનો સામાન્ય રીતે પર્યાપ્ત અભ્યાસ કરવા માટે ચાલુ પ્રસિદ્ધ જૈન ન્યાયાદિ ગ્રંથોમાં શું ક્રમ રાખવા યોગ્ય છે તેમના ઉત્તરમાં ટુંકમાં જે તેમણે મળીને જણાવ્યું તે અત્રે જાહેર કરવામાં આવે છેઃ-

**પ્રથમ કક્ષાકે સત્ર.**

(૧) સિદ્ધસેનકૃત ન્યાયાવતાર અને હેમચંદ્રકૃત અન્યયોગ વ્યવચ્છેદ દ્વાત્રિંશિકા મૂળ.

(૨) સમન્તભદ્ર કૃત આપ્ત મીમાંસા.

**બીજું સત્ર.**

(૧) સિદ્ધસેનનો મૂળ સંમતિતર્ક

(૨) અકલંકની લઘીયસ્ત્રયી

**ત્રીજું સત્ર.**

(૧) માણિક્યનંદીનાં પરીક્ષા મુખ સુત્રો

(૨) વાદિદેવ સૂરિનાં પ્રમાણનય તત્ત્વાલોકાલંકાર સુત્રો.

**ચોથું સત્ર. (તત્ત્વજ્ઞાન)**

(૧) તત્ત્વાર્થસૂત્ર સભાષ્ય

(૨) પ્રવચનસાર.

આટલું શીખવામાં આવે તો જૈન પ્રમાણ (ન્યાય) અને જૈન પ્રમેય (જૈન તત્ત્વજ્ઞાન)નું બાકી રહે નહી.

આચાર ગ્રંથોમાં હેમચંદ્રાચાર્યનું યોગશાસ્ત્ર ઘણું ઉપયોગી છે અને તેની સાથે સરખામણી માટે આશાધરનાં સાગાર અને અનગારધર્મામૃત.

૮ **સાક્ષર શ્રી રસિકલાલ છોટાલાલ**—તેમનો પરિચય અમદાવાદ જતાં થયો. તેઓ એક સમર્થ વિદ્વાન્ વિપુલ વાંચનવાળા બહુશ્રુત અને પ્રતિભાશાલી સાક્ષર છે. તેઓની સાથેના વાર્તાલાપથી અને સામાગમથી જણાયું કે તેઓ એક અમુલ્ય પણ છૂપું રત્ન છે. જરાપણ બહાર પડવાની લોલુપતા વગરના સરલતા અને સાદાઇમાં રહી વિદ્યાભ્યાસંગમાં

જીવન ગાળે છે. મુંબઇ યુનિવર્સિટીની બી. એ. છતાં તે ડીગ્રી પોતે વાપરતા નથી. ગૂજરાત પુરાતત્ત્વ મંદિરમાં રહી કાર્ય કરે છે અને અધ્યાપક તરીકે પણ પોતાની વિદ્વત્તાનો લાભ વિદ્યાર્થીઓને આપે છે. તેમણે વૈદિક પાઠાવલી નામનું પુસ્તક અતિશ્રમથી તૈયાર કરેલું તે હમણાંજ ઉક્ત મંદિર તરફથી બહાર પડ્યું છે કે જેની સમાલોચના હવે પછી યથાવકાશે લઇશું. તેઓ 'પુરાતત્ત્વ' નામના તે મંદિર તરફથી નિકળતા ત્રિમાસિકના તંત્રી છે તેમજ 'પ્રસ્થાન' નામના હમણાંજ બે વર્ષથી લગભગ નીકળી અતિ પ્રતિષ્ઠા પામેલા માસિકના 'તંત્રીમંડલ'માંના એક તંત્રી છે. તેમની પાસે મુંબઇ યુનિવર્સિટીમાં યોગ્ય જૈન પાઠ્ય પુસ્તકો તરીકે જે મૂકાયાં છે યા જે મૂકી શકાય તેવાં પુસ્તકો નોટ્સ, વગેરે સહિત વર્તમાન પદ્ધતિ પર સંશોધિત કરાવી તૈયાર કરાવી શકાય તેમ છે. કાવ્યાનુશાસન, તિલકમંજરી, તત્ત્વાર્થસૂત્ર, અનેકાંતજયપતાકા, વગેરે અનેક પુસ્તકોનું કાર્ય તેમની પાસે લઇ શકાય તો એક મોટી ખોટ પૂરી પડે તેમ છે. આપણા ધનસંપન્ન ભાઇઓ યા સંસ્થાઓ આ લાભ લેશે ? જૈનોએ પોતાના સાહિત્યને સુંદરમાં સુંદર રીતે તેની ખૂબીઓ સહિત બહાર પડાવવું જોઇએ. તે તેમનું કર્ત્તવ્ય છે અને તે કર્ત્તવ્ય પાર પાડવા માટે શ્રીમાન્ રસિકલાલ જેવા વિદ્વાનોની સેવા ગમે તે ભોગે મેળવવી ઘટે એમ અમારૂં નમ્ર માનવું છે.

૯ **શ્રીયુત મકનજી મહેતા તથા મોહનલાલ ઝવેરી:**—આ બંનેએ સંયુક્તપણે મુંબઇમાં જૈન શ્વે. કૉન્ફરન્સના 'જનરલ રેસિડન્ટ સેક્રેટરીઓ' તરીકે રાજીનામું આપ્યું છે અને આખરે સ્વીકારાયું છે. આથી અમોને તેમજ સર્વ પરિસ્થિતિવેત્તા સજ્જનોને સખત આઘાત થયો છે. તેમની સેવાઓ વિધવિધ અને સમાજોપયોગી જોવામાં આવી છે.

કૉન્ફરન્સનું અધિવેશન સાદડી પછી ઘણાં વર્ષ સુધી ન ભરાયું. શેઠ મોતીલાલ મૂળજીએ ઓફિસના ફંડની સ્થિતિ આબાદ રાખીને કંઇક જીવન રાખ્યું. તેઓ સ્વર્ગસ્થ થતાં કન્વેન્શન ભરવાની તજવીજ થઇ. શેઠ મોહનલાલ હેમચંદ, મકનજીભાઇ, મોતીચંદભાઇ અને આ લેખક એ ચાર સેક્રેટરીઓ નીમાયા. કન્વેન્શન શેઠ કસ્તુરચંદ લાલભાઇના અધ્યક્ષપણા નીચે સફલતાથી ભરાયું અને તેમાંજ જનરલ રેસિડંટ સેક્રેટરીઓ તરીકે મકનજીભાઈ અને મોતીચંદભાઇ બંને નીમાયા. બંનેએ સાથે રહી કાર્ય કર્યું. ઑફિસ પગભર થઇ, વિધવિધ આંદોલનો થયાં અને નવચેતન રેડાયું પછી. મોતીચંદભાઇને વિલાયત જવાનું થતાં તેમની જગ્યાએ મકનજીભાઇ સાથે ભાઇ મોહનલાલ ઝવેરીની નિમણુક થઇ. પછી શત્રુંજય કૉન્ફરન્સનું અધિવેશન મુંબઇમાં થયું; અને ગત સપ્ટેંબરના અંત સુધી બંને મંત્રીઓ સંયુક્તપણે રહ્યા, પછી રાજીનામું બંનેએ સંયુકતપણે આપ્યું. તેમની સેવા સ્ટેન્ડિંગ કમિટી ખોવા તૈયાર ન હતી તેથી તે ખેંચી લેવા માટે ખાસ આગ્રહ કરવા રૂપે ઠરાવ કર્યો. પોતે રહેવા ઇચ્છા રાખતા નથી એમ તેમણે જણાવ્યું. તેની વાટાઘાટમાં અનેક યોજના સૂચવાઇ ને પડતી મૂકાઇ. આખરે સંયુક્ત રાજીનામું સ્વીકારાયું. શ્રીયુત ચિનુભાઇ સોલીસીટરની નિમણુક થઇ કારણ કે તેઓ સાહેબ આ ઉચ્ચપદ જરૂર સ્વીકારશે એવી ખાત્રી શેઠ મોહનલાલ હેમચંદે આપી; આ નિમણુકની સર્વત્ર ખબર આપવામાં આવી. શ્રીયુત ચીનુભાઇએ પોતે તે સ્વીકારી શકે તેમ નથી એમ જણાવ્યું. આ ઉચ્ચપદને માટે તેઓ દરેક રીતે લાયક છે તેમ બીજા અનુભવી લાયક ગૃહસ્થો શ્રીયુત મોતીચંદભાઇ, શેઠ મણિલાલ સુરજમલ વગેરે અનેક છે. આ પદ સત્વર પૂરાય એમ અમારી તેમજ સૌની ઇચ્છા છે.

મકનજીભાઈની કારકીર્દી જોઇશું તો તેઓએ એલ એલ. બી. ની પરીક્ષા પાસ કરી વકીલાત મુંબઇમાં શરૂ કરી ત્યારથી જૈન સમાજના અભ્યુદય અર્થે પોતાથી બની શકે તેટલી સેવા આપતાજ રહ્યા છે. જૈન સમાજ પ્રત્યે પોતાને હૃદયપૂર્વક શુભ લાગણી અને પ્રેમ છે. જૈન ગ્રેજ્યુએટ્સ એસોસિયેશનના સ્થાપક તે હતા અને તેના માનદ મંત્રી તરીકે ઘણી સેવાઓ બજાવી છે. કૉન્ફરન્સના એસિસ્ટંટ સેક્રેટરી તરીકેની સેવાઓ પણ તેના ઇતિહાસના પાને નોંધાયેલી છે. તેમનું મગજ analytical પૃથક્કરણ કરવાની શક્તિવાળું હોવાથી દરેક કાર્ય વ્યવસ્થાપુરઃસર કેમ થાય તે પર ખાસ લક્ષ રાખે છે. બેરિસ્ટર

થઈ આવ્યા પછી પણ પોતાની સેવાઓ આપેજ ગયા છે. મુંબઈની દશમી કૉન્ફરન્સમાં મોતીચંદભાઈ સાથે સંયુક્ત સેક્રેટરી રહી ઘણું સુંદર કાર્ય કર્યું છે અને તેમાંજ વ્યવસ્થિત વિશાલ બંધારણઘડવામાં આવ્યું ને પસાર થયું. આજ બંધારણ હજુ સુધી ચાલુ છે.

શ્રીયુત મોહનલાલ ઝવેરીએ જોખમદારી વાળું આવું પદ પોતાના જીવનમાં પહેલાં પ્રથમ આજ સ્વીકાર્યું ગણાય. તેઓ એક તરૂણ છતાં ઠરેલ અને શાંત છે; અને તેમનામાં તારૂણ્યના ઉત્સાહ અને જોસ છે. આથી કૉન્ફરન્સના વિધ વિધ ક્ષેત્રો ઉપાડવામાં નવા નવા પ્રશ્નો ઉકેલવામાં, ચારે બાજુથી આવતા પત્રોનો નિકાલ કરવામાં અને ઉપસ્થિત થતા સંજોગોને પહોંચી વળવામાં એક કુશળ મે કાબેલ કાર્યકર્તા તરીકે પોતાને સિદ્ધ કર્યા છે એમ અમને લાગે છે. સાહિત્યનો તેમને અપૂર્વ શોખ છે. વાંચન વિશાળ છે, ધંધાની રોકાણ અને જવાબદારી છે; છતાં આ સર્વને થોડા ઘણા ભોગે પણ કૉન્ફરન્સ ઑફિસનું કાર્ય સમેટવામાં હમેશાં કેટલાક કલાકો પોતે આપતા, અને ઉપયોગી એક પણ કાગળ કે જવાબ લખાયા વગર રહેતો નહિ.

આ બંને ભાઈઓએ શત્રુંજય કૉન્ફરન્સને હાર પાડવામાં જે કાર્યદક્ષતા, સહનશીલતા, અડગતા અને રાતદિનની તે લક્ષ્યમાં તલ્લીનતા રાખી છે અને તે પરિષદની જે સમાપ્તિ નિર્વિઘ્ને કરાવી છે તે માટે તેમને જેટલા ધન્યવાદ આપીએ તેટલા ઓછા છે. જ્યાં અનેક જાતના વિચારો, મતપક્ષો, ભેદો અસ્તિત્વ ધરાવતા હોય, એક સાંધતાં બીજું તૂટે ને બીજું સાંધતાં ત્રીજું તૂટે એવી મેળ વગરની સ્થિતિ હોય, ત્યાં દરેક જણને પ્રસન્ન રાખવાનું અશક્યજ થાય. લક્ષ્ય સુંદર, સત્ય અને હિતકર હોય, તો તેનેજ પોતાની દૃષ્ટિ આગળ રાખી આસપાસ જે જે અડચણો આવતી જાય તેને શાંતિથી પણ દૃઢપણે દૂર કરી લક્ષ્ય સિદ્ધ થાય એવી સ્થિતિ લાવવી એ કંઈ જેવું તેવું કાર્ય નથી. આવું કાર્ય કરનારમાં જે નેતા થવા સર્જાયેલા હોય તેના જેવું બળ હોય તોજ તે કાર્ય થઈ શકે. સારા કાર્યની સિદ્ધિમાં વિઘ્નસંતોષીઓ, અંતરાય નાંખનારા પણ ઘણા આવે છે. તેમનો માત્ર તિરસ્કાર કરવાથી કાર્ય સધાતું નથી, પરંતુ તેમની યોજનાઓને જાણી તેના પ્રતિકારરૂપે બીજી સાધક ( constructive and counter-acting ) પ્રવૃત્તિઓ યોજી બમણા જોસથી કાર્યમાં અપૂર્વ દૃઢ અચળ શ્રદ્ધા રાખી આગળને આગળ ધપ્યે જવાથી કાર્યસિદ્ધિ થાય છે. શત્રુંજય કૉન્ફરન્સ ભરાયા પહેલાં જે જે સ્થિતિઓ વિદ્યમાન હતી, ઉભી થતી ગઈ અને ઉભી કરવામાં આવી તે તે જે જાણતા હશે તેનેજ તે કૉન્ફરન્સને સિદ્ધ કરવામાં પડેલી મુશ્કેલીઓનો અને તે પર વિજય મેળવવાની કુશળતાનો ખ્યાલ આવી શકે તેમ છે. તેમના જીવનમાં આ મહદ્ પ્રસંગ એક ચિરસ્મરણીય ઘટના રહેશે.

કૉન્ફરન્સની ઑફિસનું કાર્ય હાલ ઘણું વધુ સુવ્યવસ્થિત તે ભાઈઓના પ્રયત્નોથી થઈ ગયું છે. હવે જે જનરલ રે. સેક્રેટરી તરીકે કાર્ય કરશે તેમને કાર્ય કરતાં અડચણ આવે તેમ નથી.

છેવટે અમો આ બંને ભાઈઓના મંત્રીપદે થયેલાં કાર્યોની વિશેષ કદર થાય, તેઓ બંને, મંત્રી પદે નહિ તો બીજી રીતે, સમાજને પોતાની સેવાનો લાભ આજીવન આપ્યાં કરે, અને તેમ કરવા માટે તેમને ચિરાયુ, આરોગ્યતા, અને સુખ સગવડતા રહો એમ અમે ઇચ્છીએ છીએ.

૧૦ અભિનવ વર્ષ મંગલમ્-આ તરીકે જે પ્રાપ્ત થયું તેની કંઈક વાનગી નીચે પ્રમાણે છે:—

(૧) જીર્ણ જે નકામું દુષ્ટ
સઘ તેહને હણો;
શ્રેય પ્રેમ બીજ શોધી
સેવી કાલજિત બનો !

---

(૨) વિપદ સહુ વિરામો સુખમાં દિન જાજો !
સકલ રિપુ તમારા સત્વરે દૂર થાજો !
અખિલ જગદિનાર્થે કાર્ય સારાં કરીને
અવિચલ યશ પામો, દેશદેશે ફરીને !

---

(૩) આ નવા વર્ષમાં આપ આપનાં કુટુંબમંડળ સહિત આરોગ્યવાન્ રહી સર્વ પ્રકારે ઉન્નતિ પ્રાપ્ત કરો એવી અંતઃકરણપૂર્વક પ્રભુ પ્રતિ પ્રાર્થના.

# ખરા જૈને અગર ખરા જૈન બનવા ઈચ્છનારે શું કરવું ?

પંડિત સુખલાલજી-પુરાતત્ત્વમંદિર, અમદાવાદ.

આપણી આજુબાજુની પરિસ્થિતિ મનમાં બે વૃત્તિઓ ઉત્પન્ન કરે છે. ધાર્મિક સાચી લાગણી, રાજકીય સ્વાર્થ; અથવા તો લાભો લૌકિક સ્વાર્થ આપણને એમ માનવા લલચાવે છે કે તું કોઇથી વિખુટો ન પડતો, ના લડતો અને ગમે તેટલા અને ગમે તેવા સ્વાર્થને ભોગે પણ એકતા સાચવવા ન ચૂકતો. બીજી બાજુ કુળવારસો, પૂર્વ સંસ્કારો, કૌટુમ્બિક ક્ષોભો અને સામાજીક પ્રેરણાઓ ઘણીવાર આપણને એવી માન્યતા તરફ ધકેલે છે કે સ્વાર્થ ન તજાય, જરાએ જતું ન કરાય, એમ જતું કરીએ તો ચાલે કેમ, કુટુંબ કેમ નભે, નાત ધર્મ અને સમાજની પ્રતિષ્ઠા કાંઇ જતી કરાય ? શું આપણે ત્યાગી છીએ?

આવા બે દૈવી અને આસુરી વૃત્તિના પ્રવાહો માત્ર વ્યાપાર વ્યવસાય, સત્તા અધિકાર કે સારે નરસે પ્રસંગેજ નથી જનમતા પણ ધર્મ જેવી વિશુદ્ધ અને સ્વાર્પણ સૂચક વસ્તુને પ્રસંગે પણ આવું અથડામણીવાળું ભયંકર તોફાન મનમાં ઉઠેજ છે. જે વિદ્વાનો, અને ત્યાગીઓ ગમે તેટલું સહીને પણ ઉદારતા કેળવવાની શિક્ષા આપે છે, તેજ અગ્રગણ્ય ગણાતા સંત પુરુષો વળી બીજીજ બાજુ જ્યારે ખરેખરો સ્વાર્પણ કરવાનો અને ઉદારતા કેળવવાનો કટાકટીનો પ્રસંગ ઉભો થાય છે ત્યારે મજબૂત અને મક્કમપણે એમ કહે છે કે ધર્મનું અપમાન સહાય ? ધર્મની કોઇ પણ વસ્તુ, પછી ભલે તે સ્થાવરજ કેમ ન હોય, જતી કરાય ? ધર્મની સંસ્થા અને તેનાં સાધનો જો નહિ સાચવીએ તો અને ધર્મના હકોની પરવા નહિ કરીએ તો ધર્મ કેવી રીતે રહેશે ? આ રીતની માત્ર પંડિતો અને ધર્મ ગુરૂઓજ અસ્મિતા નથી જગાડતા પણ જે માતપિતા કે બીજા આપ્તજનો નાની ઉમરમા બાળકને ઉદાર થવાની, સહનશીલ સનાતની અને નમ્રતા કેળવવાની તાલીમ આપવા માટે હજારો રૂપીઆનો ખર્ચ કરતા, ધર્મ ગુરૂઓ પાસે બાળકોને સમાગમ માટે મોકલતા અને આદર્શ શિક્ષકને હાથે બાળક સુધરે એમ ઈચ્છતા હોય છે તેજ માતાપિતા કે બીજા આવા જનો હવે યુવક થએલ બાળકને વ્યાવહારિક જીવનમાં નીતિ કે અનીતિનો માર્ગ પસંદ કરવાની તક આવતાં પાછા જાણે અજાણે એમ કહેતા હોય છે કે ભાઈ ! એ તો ખરૂં પણ આપણું એણે કેટલું અપમાન કર્યું ? બીજું તો બધું જતું કરાય પણ આપણા હકની અને ભોગવટાની ( ભલે તે નાનકડીજ કેમ ન હોય ) વસ્તુ એમ અન્યાયથી કાંઇ જતી કરાય ? તું એમ નમાલો થઇશ અને મુંગે મોઢે સહે જઇશ તો તને કોઇ પૂછવાનુંયે નથી, તારો ધડો થવાનોયે નથી અને ખરેખર તું ભીખ માગીશ.

આ અને આવી બીજી અનેક રીતે આપણી સામે જે પરસ્પર વિરોધી પ્રસંગો આવે છે, જેનો પ્રત્યેક વ્યક્તિને ઓછો વત્તો અનુભવ થાય છે, તે વખતે ધાર્મિક દૃષ્ટિએ, રાજકીય દૃષ્ટિએ કે બીજા વધારે લૌકિક હિતની દૃષ્ટિએ આપણે ઉદારતા કેળવવી અને બધું જતું કરી ખરૂં મનુષ્યત્વ વિકસાવવું કે મનોગત ઉંડા કુસંસ્કારો અને સ્વાર્થી સંકુચિત પ્રેરણાઓને વશ થઇ અન્યાયી અને અલ્પ પણ તત્કાળ લલચાવનાર સ્વાર્થ તરફ ધસડાવું ? ઉદારતા વગેરે ધર્મના ઉપદેશોને માત્ર સાંભળવાનાજ વિષય બનાવી આપણો હંમેશાનો ખેલ ખેલ્યાં કરવો, એ એક ભારે વિચિત્ર વસ્તુ છે.

હદુ અને મુસલમાનોજ નહિ, બ્રાહ્મણ અને બ્રાહ્મણેતરોજ નહિ, અસ્પૃશ્ય અને સ્પૃશ્ય ગણાતી કોમોજ નહિ પણ એકજ સંસ્કૃતિ, એકજ તત્ત્વજ્ઞાન અને એકજ ધ્યેયનો વારસો ભોગવનાર એવા શ્વેતાંબર-દિગંબર કે સ્થાનકવાસી ફિરકાઓ વચ્ચે જ્યારે એક બાજુ હક્ક કે માનાપમાન માટે મરી પીટવું કે તેનાં સાધનો માટે મતભેદ અને તકરારનો પ્રસંગ ન હોય ત્યારે તો ઉદારતા કેળવવાની અને નમ્ર બનવાની તકજ નથી પણ જ્યારે રસા-કસીનો પ્રસંગ

ઉભો થાય છે ને જીવનમાં ધર્મ કે નીતિ દાખવવાની તક આવે ત્યારેજ ચોમેરથી દબાણ થાય છે કે તમે બાયલા થઇ ગયા, તમને ધર્મનું કશું લાગતુંજ નથી, આવી રીતે બેદરકાર રહેશો તો તમારૂં તમારા ધર્મનું નામ કે નિશાન નહિ રહે. જ્યારે એકતા અને ઉદારતા દાખવવાના ખરેખર કટાકટીને પ્રસંગે ધર્મની રક્ષાને બહાને આપણી આ રીતે અસ્મિતા ઉશ્કેરવામાં આવે ત્યારે ધર્મનેજ નામે અપાએલા અને પુષ્ટ થએલા ઉદારતાના સંસ્કારો એકાએક નાશ ન પામે તો વ્યાવહારિક જીવનમાં ઉતરી શકે એવા બળવાન તો નજ રહે એ દેખીતું છે.

પણ આ દૈવી અને આસુરી, આંતરિક અને બાહ્ય હૃદયમચાવી મૂકે એવી અને ઘણાને ઘણીવાર તદ્દન મુંઝવી નાંખે એવી વિકટ પરિસ્થિતિ વચ્ચે જે ખરો જૈન હોય અગર તો ખરો ધર્મનિષ્ઠ હોય તેમજ જે તેવો બનાવ ઇચ્છતો હોય તેને શું કરવું એ આજનો અતિગહન પ્રશ્ન છે. આ પ્રશ્નનો ઉત્તર આપોઆપ મેળવી લે એટલી બુદ્ધિપટુતા કે સંસ્કારિતા આજે કેટલામાં જણાય છે?

અને જો લોકસમાજ એ પ્રશ્નનો ઉત્તર આપોઆપ મેળવી લેવા સમર્થ ન હોય તો લોકોને એનો ખરો ઉત્તર કોની પાસેથી મેળવવો?

જો વિદ્વાન ગણાતો એક આગેવાન અમુક ઉત્તર આપે, બીજો તેવો આગેવાન વળી બીજો ઉત્તર આપે અને ત્રીજો વિદ્વાન ત્રીજોજ ઉત્તર આપે તો પ્રશ્ન કરતાં ઉત્તરની ઘુંચવણ કરોળીયાના જાળાની પેઠે એવી મુંઝવણકારક થઈ જવાની કે તેમાં સપડાએલ દરેક પંગૂજ બની જવાનો; ત્યારે એવો કયો માર્ગ છે કે જેને આધારે દરેક માણસ એકજ સરખો અને સાચો ઉત્તર મેળવી શકે? જો આવો કોઈ એક માર્ગ નજ હોય, અને હોય તો કદિ સૂઝી શકે તેવો ન હોય અથવા એવો માર્ગ સૂઝયા પછી પણ અમલમાં મૂકી શકાય જીવનમાં કામ લાવી શકાય તેવો નજ હોય તો પછી આજ સુધીની આપણા શાસ્ત્ર, ધર્મ અને ગુરૂની ઉપાસના વંધ્ય છે અને હમેશાંને માટે વંધ્ય નજ હોઈ શકે એવું જો આપણું અભિમાન સાચું હોય અગર સાચું સાબિત કરવું હોય તો પ્રસ્તુત વિકટ પ્રશ્નનો એક સરખો મતભેદ વિનાનો અને ત્રિકાળાબાધિત ઉત્તર આપી શકે તેવો માર્ગ અને તેવી કસોટી આપણે શોધવીજ રહી.

આ માર્ગ અને આ કસોટી ઘણા સાત્વિક હૃદયમાં સ્ફુરતી હશે તેમજ જરા માત્ર મહેનતથી સ્ફુરવાનો સંભવ પણ છે. માટે એનું સ્પષ્ટિકરણ કરી દરેક વાંચકની બુદ્ધિસ્વતંત્રતા નિર્ણયશક્તિ અને વિચારસામર્થ્યને રુંધી નાંખવા ન ઇચ્છતાં દરેક સહૃદય વાંચકને એ માર્ગ અને એ કસોટી વિચારી લેવા પ્રાર્થના છે. તેથી આ લેખ વાંચનાર દરેક એટલું જરૂર વિચારે કે ખરા જૈને અને ખરા જૈન બનવા માટે (જ્યારે વિરોધી પ્રસંગ ઉપસ્થિત થાય ત્યારે) શું કરવું? અને તે કર્તવ્યના નિર્ણય માટે સર્વ માન્ય એક કયી કસોટી નજરમાં રાખવી?

---

# " શીલાવતીના રાસ " સમ્બન્ધી કંઇક.

[ લેખકઃ—રા. મંજુલાલ રણછોડલાલ મજમુદાર, બી. એ. એલ એલ. બી. ]

લોકવાર્તાના સાહિત્યમાં ખાસ આગળ પડતો ફાળો જૈનોનો છે. ધર્મપ્રધાન રાસાઓ ભેગા કેટલાક લોકવાર્તાના પ્રબંધ પણ જૈન સંઘના મનોરંજન માટે જૈન સાધુ કવિઓએ રચ્યા છે. ધર્મલાભને માટે રાજ્યાશ્રય મેળવવાના આનુષંગિક હેતુથી કેટલાક જૈન યતિઓએ રાજદ્વારી પુરુષોના ચિત્તવિનોદને સારુ રાસાઓની રચના કરેલી છે. આ વીતરાગ સાધુઓનો બીજો ઉદ્દેશ એ પણ જોવામાં આવે છે કે વાર્તાના રસદ્વારા શૃંગાર અને પ્રેમની ભૂમિકા ઊભી કરી, મનુષ્યને વિલાસમાંથી પાછો વાળવો; અને સંસારની નિઃસારતાનું, મનને આઘાત ન થાય ત્હેવી રીતે ભાન કરાવવું. સંસારના પદાર્થોમાંથી ઉપરતિ પામ્યાનો ઉપદેશ પ્રાચીન "તરંગવતી"ની રસપૂર્ણ વાર્તામાંથી મેળવી શકાય છે. વળી શૃંગાર રસનો અધિષ્ઠાતા જે કામદેવ ત્હેને કેમ કરી જીતવો—ત્હેનો ઉપદેશ પણ આ વાર્તાઓમાંથી ધ્વનિત કરવાનો હેતુ હતો.

"તરંગવતી"ની કથામાં આપણે વાંચિયે છિયે કે યૌવનના ભોગ વિલાસની વિપુલ સામગ્રીથી સંપન્ન છતાં તરંગવતી અને પદ્મદેવને સંસારના ક્ષણિક વિલાસોની અસારતા દેખાઈ; તેથી ત્હેમણે આતુર સંન્યાસ જેવી તાત્કાલિક દીક્ષા લઇ લીધી. અહીં શૃંગારની રમ્ય પશ્ચાદ્‌ભૂમિ એટલા માટે ઊભી કરવામાં આવી હતી કે તેથી બન્ને નવજુવાનોએ સ્વીકારેલી ધર્મદીક્ષામાં રહેલી મહત્તાનું ભાન વાંચકોને થાય.

જેવું આવી લોકવાર્તાઓનું તથા "પ્રાગુ" વગેરેનું સાહિત્ય નીપજ્યું છે ત્હેવું જ સાહિત્ય જૈન ધર્મના આચરણનાં મુખ્ય અંગ—અહિંસા, શીલ, અસ્તેય, સંયમ, અકામ—વગેરેનો ઉપદેશ વાર્તારસ દ્વારા પાઈ દેવાના હેતુથી રચાયલું છે. આ રાસાઓ કડવી છતાં હિતકારક એવી ગૉળે વીંટાળેલી ઉપદેશની ગોળીઓ છે. સારાં કર્મથી સારો જન્મ અને કુડાં કર્મથી કુડો જન્મ—એ સામાન્ય નીતિ એમાં ઉપદેશેલી હોય છે.

એવી એક **શીલ**વતીની ચારિત્રકથા અથવા શીલકથા પ્રા. કા. મા. અંક ૩૫ માં પ્રસિદ્ધ થઇ હતી. રાસાનો મુખ્ય ઉદ્દેશ શીલનું માહાત્મ્ય પ્રતિપાદન કરવાનો છે.

" શીલ સમો સંસારમાં, શિખર ન કોઈ થોક;
શીલવંત સતિયો તણા, સુંદર કથા શલોક. "

એ પ્રકારનું કવિએ મંગલાચરણ કરેલું છે.

"શીલવતી"નો રાસ રચનાર **નેમ**વિજય વિક્રમ સંવત અઢારના ઉત્તરાર્ધમાં થઇ ગયા છે; અને આ રાસ સં. ૧૭૫૦ માં રચાયો છે.+ હાલમાં જેવા સ્વરુપમા પ્રકટ છે ત્હેવા સ્વરુપમાં પણ એ રાસ એમ. એ. ના અભ્યાસક્રમમાં નિયત થાય છે તેથી, અને આ વાર્તા સાથે **સામળભટ્ટ**ની રચેલી "બત્રીસ પૂતળીની વાર્તા"માંની તેવીસમી વાર્તા "ભદ્રાભામિની" સાથે કેટલુંક વિશિષ્ટ સામ્ય છે તેથી, એ રાસ મહત્ત્વનો કહી શકાય.

[૧] પહેલાં, "**શી**લવતી"માંનો કથાભાગ અહિં સંક્ષેપમાં આપિયે છિયે;

**શી**લવતીને કવિએ અત્યંત રૂપવતી, ગુણવતી, વિદ્યાવતી અને ધર્મવતી વર્ણવી છે. આ રાસાનો

+ શ્રી. મોહનલાલ દેસાઇએ "જૈનયુગ" કારતક–માગશર' ૮૩ ના પૃ. ૧૮૫ ઉપર સ્પષ્ટપણે નક્કી કર્યું છે કે 'શીલવતીના રાસ'ની રચના સંવત ૧૭૦૦ નહિ. પરંતુ એક પ્રતમાં છે તેમ ૧૭૫૦; કારણ કે આ જ કવિનો 'વચ્છરાજ ચરિત્ર રાસ' સં. ૧૭૫૮ માં વેરાવળમાં, 'ધર્મબુદ્ધિ પાપબુદ્ધિ મંત્રી રૂપ રાસ' સં. ૧૭૬૮ માં અને 'તેજસાર રાજર્ષિ રાસ' સં. ૧૭૮૭ ના કાર્તિક વદ ૧૩ ગુરુવારે (કવિના હાથનીજ પ્રત પ્રાપ્ય છે) રચાયલા છે; તેથી નેમવિજયને અઢારમા શતકના પ્રારંભથી અસ્તિત્વમાં ગણતાં, વય પ્રમાણની અસંગતતા આપણને તેમ કરતાં અટકાવે છે.

નાયક ચંદ્રગુપ્ત, **શી**લવતીનો પતિ છે. એક કાયસ્થ વેપારી પોતાનાં વહાણ સિંહલદ્વીપ તરફ હંકારી જતો હતો ત્હેના વહાણુમાં શેઠની ચાકરી કરવા એ રહ્યો.

સમુદ્રમાં વહાણ ચાલી રહ્યાં હતાં. ત્હેવામાં એક રાત્રે કોઇ દેવ આકાશમાંથી બોલ્યા કે "આ મુહૂર્તમાં જો સ્ત્રી પુરુષનો સમાગમ થાય તો જે પુત્ર જન્મે ત્હેના મુખમાંથી નિત્ય એક રત્ન નિકળે."

આ વખતે વહાણ ઉપરના બધા લોકો ઊંઘતા હતા; પણ ચંદ્રગુપ્ત જાગ્રત હતો. ત્હેણે આ દેવવાણી સાંભળી; પણ પોતે **શી**લવતીથી ખૂબ દૂર છે ત્હેનું સ્મરણ થતાં એ પસ્તાવો કરવા લાગ્યો. એની એ મૂંઝવણ જાણીને આકાશચારી દેવે ગરૂડનું રૂપ ધરી ત્હેને પીઠપર બેસાડ્યો અને **શી**લવતીના મહેલની અગાસીમાં ત્હેને મૂકી દીધો.

**શી**લવતીનો અને ત્હેનો યોગ થયો; ચંદ્રગુપ્ત પોતાના આવી ગયાની નિશાની તરીકે વીંટી આપીને પાછો જવા તૈયાર થયો. ત્હેણે કહ્યું કે, "જે વહાણમાં હું છું ત્હેના શેઠની રજા વગર અત્યારે હું આવ્યો છું. માટે મ્હારે પાછા જવુંજ જોઇયે." ગરૂડ પર એ બેઠો અને પાછો તેજ વહાણમાં તેજ રાતે એ પહોંચ્યો એટલે ગરૂડ અંતર્ધાન પામ્યો.

ચંદ્રગુપ્ત, સિંહલદ્વીપમાંથી મોતીપરીક્ષાની વિદ્યાને લીધે બહુ ધન કમાઇને આવતો હોય છે; પરંતુ વહાણના શેઠને ત્હેની અદેખાઇ આવતાં ત્હેને સમુદ્રમાં હડસેલે છે. તણાતો તણાતો એ ધૂતારાપુર *નગરમાં આવે છે.

પ્હણે **શી**લવતીને જે છાનો ગર્ભ રહ્યો હતો તે પ્રકટ થવાથી સાસુ વગેરે ત્હેને 'જારિણી' કહીને નિરસ્કારે છે. ચંદ્રગુપ્તે આપેલી વીંટીની નિશાનીને કોઇ માનતું નથી. શીલવતીને પીયર કાઢી મૂકે છે. પીયરિયાં પણ પોતાને સંઘરતાં નથી એટલે એ વનમાં આથડે છે. ત્યાં કોઈ વણઝારો મળે છે. તે ત્હેને બ્હેન ગણી આશ્રય આપે છે. ત્યાંથી પણ ત્રાસ પામતાં ફરીથી એ વનમાં ભટકે છે.

કોઇ ગામ આગળ આવી પહોંચતાં એક વેશ્યા એને પોતાને ઘેર તેડી જાય છે. ત્યાં ત્હેણે બાળક પ્રસવ્યો. **શી**લવતી બાલકને વ્હાલ કરે છે તે વેશ્યાને પરવડતું નથી. તેથી ત્હેના બાલકને એક દાસીને આપી, ત્હેને પૂરૂં કરી નાખવા કહે છે. દાસીનો જીવ ચાલતો નથી; એટલે બાલકને એક મંદિર આગળ એ મૂકીને આવતી રહે છે. **શી**લવતીને આ વાતની ખબર પડે છે એટલે એ કલ્પાંત કરે છે. મંદિર આગળ મૂકેલો બાલક કોઇ વસ્તુદત્ત શેઠની અપુત્રિણી સ્ત્રી ઘેર લેઇ જાય છે. બાલક ત્યાં ઊછરે છે.

બાલક બીજાં બાલકોમાં રમે છે. એટલામાં ચંદ્રગુપ્ત દેશ જોતો જોતો ઘેર પહોંચે છે. ત્યાં **શી**લવતીને પડેલા સંતાપની ખબર પડે છે. ત્હેની શોધ કરવા નિકળે છે. ઠગપુર પાટણમાં છોકરાઓને એકઠા કરતાં એક તેજસ્વી બાલક એ જુવે છે. ત્હેને એકાંતમાં તેડી, ત્હેના મ્હોંમાં આંગળી મૂકી જુવે છે. કે તરત રત્ન હાથમાં આવે છે. ચંદ્રગુપ્તને ખાત્રી થઇ કે એજ એનો પુત્ર. એ રત્નના જોટાનું રત્ન ગામમાં ખોળાવે છે; અને એ રીતે આખરે અણિશુદ્ધ રહેલી **શી**લવતીનો પત્તો લાગે છે.

[૨] ઉપરનો આખો પ્રસંગ "ભદ્રાભામિની"માં આ સ્વરૂપમાં દેખા દે છે;

કસ્તુરચંદ ભદ્રાને મૂકીને પરદેશ કમાવા શ્રાવણ મહિને નિકળે છે. ત્યાં વહાણ દરિયામાં ચાલતાં હોય છે. તેટલામાં શરદપૂનમ અને સ્વાતિ નક્ષત્રનો યોગ થયો. મધ્ય રાત્રિએ એક હંસ અને એક હંસીને મોતીનો ચારો ચરતાં ઊડતાં એણે જોયાં.

ચાંદનીને લીધે બધે જાણે,
"વરસે ત્યાં મોતીનો મેહ, ઉર્ધ્વગ સારસનગી છે દેહ"

એમ લાગ્યું. ઊડતાં ઊડતાં હંસી થાકી ગઈ. એટલે ભરદરિયે કસ્તુરનાં વહાણ ચાલતાં હતાં તે વહાણ ઉપર બન્ને ઊતરી આવ્યાં; અને માંહોમાંહી વાત કરી કે આજે સ્વાતિ નક્ષત્રમાં મોતી પાકવાનો ઉત્તમ યોગ છે.

"નરનારી કરે જો સંગ, હોય રીઝયાં રૂડે રંગ
એક નાડે એક ગોડે સુત, પો બિન્દુ પ્રકટે તો પુત્ર"

---

* આવાં 'ઠગપુર પાટણ' તથા 'ધૂતારાપુર'નાં વર્ણનનું અસ્તિત્વ પ્રાકૃત તરંગવતી જેવી વાતોમાં પણ દેખા દે છે.

અને એ ગર્ભનું બાલક સાધારણ ન થાય; એને "છીંક ખાતાં મોતી પડે" એવું એ થાય.

કસ્તુરે આ વાત સાંભળીને ઊંડો નીસાસો મૂક્યો. હંસે દયા લાવીને હેને કારણ પૂછ્યું. કસ્તુરે "ભદ્રા ઘેર મૂકીને આવ્યો છું" એમ કહ્યું. એટલે હંસે હેને પીઠ ઉપર ઊંચકીને લઇ જવાની હિમ્મત બતાવી. કસ્તુર પાંખ ઉપર બેઠો; અને હંસે ઊડતાં ઊડતાં હેને હેની અગાસીમાં લાવીને મૂક્યો.

ભદ્રાએ સ્વામીને ઓળખ્યો; અને પછી "સ્વાતિયોગ" સચવાયો. ભદ્રાએ માતપિતાને મળીને જવા પતિને વિનવ્યો; પણ વાર ઘણી થઇ હોવાથી હંસે ઉતાવળ કરી. એટલે દાસીઓને સાક્ષી રાખી તે ચાલી નિકળ્યા. અને કસ્તુર વહાણમાં આવી પહોચ્યો.

અહીં ભદ્રાની વાત કોઇએ માની નહિ; અને હેને પીહર મોકલી દીધી. પીહરિયાએ પણ સંઘરી નહિ. અને એને વનમાં મૂકી આવ્યાં.

એક તલાવ આગળ 'ધુલર'નું ઝાડ હતું ત્યાં ધુલર ખાતી. અને પાણી પીતી એ પડી રહી. તે જગાએ લાખો નામનો વણઝારો* પોઠ નાખીને પડ્યો. એ લાખાની પાંચ લાખ પોઠો. કસ્તુરે "દુખ-ણીશાહ" નામ ધારણ કરી, ભદ્રાને ઘેર વેષ બદલીને હેના સસરાના ગુમાસ્તા તરીકે રહ્યો હતો ત્યારે ખરીદી હતી. તેથી લાખો ભદ્રાને ઓળખતો.

લાખાએ ભદ્રાને બ્હેન ગણી હેને વિશ્રામ આપ્યો, ત્યાં વણઝારીઓએ ભદ્રાના રૂપની ઇર્ષ્યા કરી; અને તે બીચારીને સતાવી. ગામની ગણિકાએ ઉંધું સમઝાવી હેને પોતાને ત્યાં કાઢી મૂકાવી, ત્યાં ભદ્રાએ પુત્ર પ્રસવ્યો, જેની છીંકે 'રતન' પડે છે.

ગણિકા ભદ્રાના પુત્રને દાસી પાસે મરાવી નાખવાની ગોઠવણ કરે છે; દાસી પુત્રને કૂવાના થાળા આગળ મૂકીને આવતી રહે છે. હેને, એક રાક્ષસ પાણી પીવા આવેલો તે ઉપાડી જાય છે. ભદ્રા પોતાની પાસેથી એક રત્ન આપી, એક ટહેલિયા બ્રાહ્મણ સાથે વિક્રમ રાજાને પત્ર મોકલે છે. વિક્રમને ખબર પડતાં ગણિકાની પાસેથી યુક્તિવડે ભદ્રાને છોડાવે છે.

એટલામાં કસ્તુર કમાઇને ઘેર આવ્યો. ભદ્રાના બધા સમાચાર જાણ્યા અને નિરાશાથી કાશીએ કરવત મૂકાવવા જવા તૈયાર થયો. ત્યાં કસ્તુર લાખો વગેરે બધા એકઠા થાય છે. વિક્રમ રાજાની સહાયથી બધાંનો મેળાપ થાય છે; અને રત્નસાગર પુત્ર પણ શરીરના સામુદ્રિક ચિન્હથી ઓળખી કઢાય છે. આખરે સામળભટ્ટનું લોકપ્રિય વેણ.

" દોહિલા દિવસ કાલે વામશે, જીવતો નર ભદ્રા પામશે. "

એ સાચું પડે છે; અને કસ્તુર ભદ્રા પામે છે.

આ પ્રકારે " શીલવતીનો રાસ " અને ' ભદ્રાભામિની '–એ બન્ને વાતોમાં જોવામાં આવતું વસ્તુ-સામ્ય કદાચ એ બન્નેનું મૂલ " સિંહાસનદ્વાત્રિંશિકા " હોવાથી પણ હોય કારણ કે ' ભદ્રાભામિની 'ની વાર્તા સંકટહરણ નામની તેવીસમી પૂતળીએજ કહેલી છે.

[૩] "શીલવતીના રાસ"માં એક કૌતુક ભરેલી વાત વર્ણવેલી છે. વાર્તાના બીજા ખંડમાં, મંત્રી મતિસાગરનું રાજ કેમે કર્યું બળતું નહોતું હેને રાજકુમાર ચંદ્રગુપ્તે પરાક્રમ દાખવીને બાળ્યું હતું. આ વાર્તાખંડ, લગભગ એના એ સ્વરુપમાં "સદેવંત સાવલિંગા"ની વાર્તામાં નજરે પડે છે.

સં. ૧૬૦૭ માં કીર્તિવર્ધને રચેલી "સદયવાસ સાવલિંગા ચઉપાઈ" નામની લોકવાર્તામાં એ પ્રસંગ આમ વર્ણવ્યો છેઃ–

પ્રતિષ્ઠાનમાં સદયવત્સ રહેવા લાગ્યો; પછી ત્યાં હેણે ત્રણ મિત્રો કર્યા. એક વણિક, એક ક્ષત્રિય,

* વણઝારાની વાતના પ્રસંગને માટે સરખાવો " શારદા " માર્ચ ૧૯૨૫ માં છપાયલી શ્રી. રાયચુરાની " ચતુરાઇ "ની વાર્તા. ત્યાં ચતુરદાસ અને રંભા એ નાયક નાયિકા છે. 'શીલવતી'માં આવતો લાખો વણઝારો, " મદનમોહના "માં તેમજ "ભદ્રાભામિની "માં દેખાદે છે. એ લાખો આ ' કાઠીયાવાડની લોકવાર્તામાં પણ આવે છે. શામળભટ્ટનો દુબળીદાસ તેજ " ચતુરાઈ "ની વાર્તામાંનો મંગળદાસ. આ પ્રકારે જોઇ શકાય છે કે કેટલીક વાર્તાઓનો ઝાડની પેઠે વિસ્તાર અને પ્રચાર થયેજ જાય છે; અને એ પ્રકારે દેશભરમાં તે પથરાઇ જાય છે.

અને એક બ્રાહ્મણ. એવામાં એક પરદેશી આવ્યો. હેણે કુમારને એક કૌતુક ભરેલી વાત કહી કે "એક તુંબવન નગરમાં, ધનપતિ શેઠના બાપનું શબ ઘણી વખત બાળ્યા છતાં શબ પાછું ઘેર આવતું રહે છે."

સાહસિક કુમાર તથા ત્રણ મિત્રો તે તરફ ચાલી નિકળ્યા શબ લઇને સ્મશાનમાં ચારે જણ બેઠા. રાતના ચાર પહોરની ચોકી ચાર જણે વહેંચી લીધી અને સ્વારે હેને બાળવું એમ નિશ્ચય કર્યો.

વણિકની ચોકી દરમ્યાન એક સ્ત્રીનો રૂદનસ્વર સંભળાયો. વણિક શબને પોતાની પીઠે બાંધી, તે સ્ત્રીની પાસે ગયો. સ્ત્રીએ કહ્યું કે "આ મ્હારા પતિને શૂલ ઉપર ચઢાવ્યો છે હેને ખાવાને માટે થાળ લાવી છું. પણ હું પહોંચાતી નથી." વણિકપુત્રે હેને ઉંચી કરી. પેલી સ્ત્રી તો શૂલિ ઉપરના માણસનું માંસ ભક્ષણ કરવા લાગી. માંસનો ખંડ પડતાં વણિકે તે સ્ત્રીને પછાડી. નાસતી નાસતી તે સ્ત્રીનો કંકણવાળો હાથ કાપી લીધો અને રેતીમાં દાટી દીધો.

બીજા બે પહોરે બીજા બે મિત્રોની ચોકી થઈ હેમણે પણ અદ્ભુત પરાક્રમ દાખવી શબ સાચવ્યું, ..વે પહોરે શબમાં રહેલા વેતાલે હાથ લંબાવી રાજમહેલમાંથી સોગઠાંબાજી આણી, જે હારે તે માથું આપે એમ ઠર્યું. હરસિદ્ધિના વરદાનથી વૈતાલ હાર્યો; અને કુમાર જીત્યો એટલે હેનું મસ્તક છેદ્યું પછી શબને બાળ્યું-વગેરે—

—એટલે આ વાર્તાખંડનો સ્વતંત્ર વિચાર કરતાં તે પણ કોઈ જૂની વાર્તાઓનોજ ખંડ હોય એમ સંભવે છે.

એકંદરે શીલવતીની વાર્તામાં અદ્ભુત તત્ત્વ આગળ પડતું છે એ "શીલવતી કથા" સંસ્કૃતમાં સોમતિલકસૂરિએ રચી છે હેની પ્રત છાણીના પ્રવર્તક કાન્તિવિજયજીના સંગ્રહમાં છે. એ સંસ્કૃત મૂલનો ઉપયોગ જરૂર થવો ઘટે, જેથી તુલનાત્મક અભ્યાસીને એક અગત્યનું સાધન પ્રાપ્ત થઈ શકશે.

જૈન પ્રાચીન સાહિત્ય પ્રકાશમાં લાવનારી સંસ્થાઓ પ્રત્યે મ્હારી ભલામણ છે કે આ લોકપ્રિય થયેલા રાસની હસ્તપ્રતો ઉપરથી સંશોધિન થયેલી મૂલ ભાષામાંજ છાપેલી, ટીપ્પણી, પ્રસ્તાવના તથા પરિશિષ્ટો અને કોષ સમેત એક નવી આવૃત્તિ તૈયાર કરાવવાનું પહેલી તકે હાથમાં લેવાય.

---

# બાલચંદ્રસૂરિનું વસંતવિલાસ મહાકાવ્ય.

અંગ્રેજી પ્રસ્તાવના લખનાર-સદ્ગત ચીમનલાલ ડા. દલાલ, એમ. એ.

[આ મહાકાવ્ય સંસ્કૃતમાં છે અને તે જૈન સાક્ષર શ્રી સદ્ગત ચિમનલાલ ડાહ્યાભાઇ દલાલ એમ. એ. થી સંશોધિત થઈ ગાયકવાડ ઓરિયેન્ટલ સીરીઝ વૉલ્યુમ, તરીકે શ્રી ગાયકવાડ સરકાર તરફથી પ્રકટ થયેલ છે. તેમાં વિદ્વત્તા ભરી પ્રસ્તાવના ઉક્ત સદ્ગત શ્રી દલાલે લખી છે. તે અતિ ઉપયોગી હોઇ શ્રીયુત ચંદુલાલ એસ. શાહ બી. એ. એલ એલ. બી. વકીલ હાઇકોર્ટ પાસે ગુજરાતી અનુવાદ કરાવી તેમાં અમારા તરફથી આવશ્યક સુધારા વધારા કરી અત્રે પ્રકટ કરીએ છીએ. આ પ્રકટ કરવા માટે આજ્ઞા માંગતાં તે સીરીઝના જનરલ એડિટર અને ઓરિયન્ટલ લાયબ્રેરિયન શ્રીયુત બી. ભટ્ટાચાર્યે તા ૨૬-૧૧-૨૬ ના નં. ૯૮૪ સે. ૯૮/૨૬-૨૭ ના પત્રથી પ્રેમપૂર્વક આજ્ઞા આપી છે તે માટે તેમનો ઉપકાર માનીએ છીએ. તંત્રી]

यात्वस्ति दलदस्त्वपः क्वति न वा सत्यासु तुल्योपमाः
बाल्लोलिरामुपः स्ववोटपिठ्ठांपूति भावद्विपः ।
सोऽन्यः कोऽपि विदर्भरीति मल्लवान् बालेन्दुसूरिः पुरो
गस्त्व स्वर्गिपुरोहितोऽपि न यथा पांरोगवल्लादरः ॥

अरसिद्दिदपकवेः

શ્રી વસંતવિલાસ—ચૌદ સર્ગોમાં રચેલું એક ઐતિહાસિક મહાકાવ્ય છે. ધોળકાના રાજા વીરધવળના મહામંત્રી વસ્તુપાલનું, તેઓ મંત્રીપદ ઉપર આવ્યા ત્યારથી તે તેમના મૃત્યુ સમય સુધીનું જીવનચરિત્ર તેમાં વર્ણવેલું છે, અને વસ્તુપાલના પુત્ર જૈત્રસિંહના મનને આનંદ આપવા માટે રચવામાં આવ્યું હતું.[1] કીર્તિકૌમુદી અને સુકૃતસંકીર્તન

---

[1] श्री वस्तुपालांगभुवो नवो प्रियस्य विद्वज्जनमज्जनस्य ।
श्री जैत्रसिंहस्य मनोविनोदकृते महाकाव्यमुदीर्यतेऽदो ॥
१-७५.

એ બે ગ્રંથો સંવત્ ૧૨૮૬ ના અરસામાં વસ્તુપાલની હયાતીમાં લખાયલા હતા પણ આ ગ્રંથ વસ્તુપાલના મૃત્યુ પછી લખાયો હતો. આ મહાકાવ્યના કર્તા વસ્તુપાલના સમકાલીન હોઇ આ ગ્રંથ સર્વ પ્રકારે સમકાલીન ઇતિહાસ જેવો પ્રમાણભૂત છે.

**કર્તા અને તેનો સમય**—ચંદ્રગચ્છના શ્રી[2] હરિભદ્રસૂરિના શિષ્ય બાલચંદ્રસૂરિ આ ગ્રંથના કર્તા છે. આ કાવ્યના પ્રથમ સર્ગમાં કવિએ પોતાની પૂર્વ અવસ્થાની હકીકત આપી છે. મોઢેરક નામના શહેરમાં (ગાયકવાડના રાજ્યના કડી પરગણામાં આવેલું મોઢેરા) ધરાદેવ નામે પ્રખ્યાત બ્રાહ્મણ હતો. તે દીન દુઃખીઓને સર્વ પ્રકારે મદદ કરતો, અને જિન ધર્મના સર્વ સિદ્ધાંતો સારી રીતે જાણતો હતો. તેના બારણે આવેલ દરેક ભિક્ષુક તેના આપેલા પૈસાથી ભર્યા હાથે પાછો ફરતો. તેને વિદ્યુત્ નામે પત્નિ હતી. તેમને મુંજાલ નામે પુત્ર હતો. તે પિતાના ઘરમાં રહેતો હોવા છતાં સંસારને માયાજાળ જેવો સમજતો હતો. શ્રી હરિભદ્રસૂરિ પાસેથી ધાર્મિક જ્ઞાન-પ્રકાશ તેમને મળ્યો અને તેમણે માત પિતાની રજા લઈ જૈન સાધુ દીક્ષા ગ્રહણ કરી. ધીમે ધીમે તે દરેક વિદ્યામાં પારંગત થશે એમ વિચારી શ્રી હરિભદ્રસૂરિએ તેમને બાલચંદ્રસૂરિ નામ આપી પોતાના શિષ્ય બનાવ્યા અને પોતાનો મૃત્યુ સમય પાસે આવ્યો જાણી તેમને પોતાની પાટે સ્થાપિત કર્યા. ચાલુક્ય વંશના રાજાઓના મુકટમણીના તેજથી જેનાં ચરણ હંમેશા રંગીત થતાં, તેવા સરસ્વતીના ખરા નિવાસસ્થાનરૂપ પદ્માદિત્ય તેમના વિદ્યાગુરૂ હતા. અને વાદિદેવસૂરિ ગચ્છના શ્રી ઉદયસૂરિએ તેમને સારસ્વત મંત્ર આપ્યો હતો, એક વખત યોગનિદ્રામાં સરસ્વતી દેવીએ તેમને દર્શન આપ્યાં અને કહ્યું "હું તારા બાલ્યકાળથી સારસ્વત કલ્પથી કરેલા મારા ધ્યાનથી પ્રસન્ન થઇ છું અને જેમ પૂર્વે કાલિદાસ અને બીજા મહાકવિઓ મારા વત્સો હતા તેમ તું પણ મારો વત્સ છે." પ્રબંધચિંતામણીમાં જણાવેલું છે બાલચંદ્રસૂરિએ વસ્તુપાલના ગુણકીર્તનનું કાવ્ય રચ્યું હતું તેથી ખુશી થઈ તે મંત્રીએ બાલચંદ્રસૂરિને આચાર્યપદ ઉપર સ્થાપન કરવાના મહોત્સવમાં એક હજાર દ્રામ ધન ખર્ચ્યું હતું. ([2])

**કવિએ રચેલ અન્ય ગ્રંથો**—આ ગ્રંથ ઉપરાંત કવિએ કરૂણાવજ્રાયુધ એ નામનું પાંચ અંકી નાટક રચ્યું છે. અને આસડના ગ્રથો નામે વિવેકમંજરી અને ઉપદેશકંદલી ઉપર ટીકા લખી છે. 'કરૂણાવજ્રાયુધ નાટક (પ્રકાશિત—આત્માનંદ જૈનસભા—ભાવનગર) વસ્તુપાલ મંત્રી શત્રુંજયની યાત્રાએ ગયા ત્યારે રચ્યું હતું અને વસ્તુપાલના કહેવાથી ત્યાં શ્રી આદિનાથના દેરાસરમાં પહેલ વહેલું ભજવવામાં આવ્યું હતું. આ ઉપરથી સ્પષ્ટપણે જાણી શકાય છે કે વસ્તુપાલની હયાતીમાંજ બાલચંદ્રસૂરિએ કવિ તરીકે કારકીર્દી શરૂ કરી હતી.

---

૨. હરિભદ્રસૂરિ—બાલચંદ્રસૂરિના ગુરૂ. બાલચંદ્ર આસડની ઉપદેશકંદલી પર ટીકા કરી છે તેમાં પોતાની વંશપરંપરા લંબાણથી આપી છે. ચંદ્ર ગચ્છમાં પ્રદ્યુમ્ન સૂરિ થયા કે જેણે તલવાટકના રાજાને પ્રબોધ કર્યો હતો. તેની પાટે ચંદ્રપ્રભસૂરિ થયા કે જેણે જિનતી પ્રાભાતિક સ્તુતિ રચી હતી. તેની પછી ધનેશ્વર સૂરિ થયા કે જેણે પોતાના સ્વર્ગસ્થ ગુરૂ પાસેથી મંત્ર પ્રાપ્ત કર્યો અને સમયુ નામના નગરના દેવતાને પ્રતિબોધ કર્યો. તેને ચાર શિષ્ય નામે વીરભદ્ર, દેવસૂરિ, દેવભદ્ર અને દેવેન્દ્ર સૂરિ સરસ્વતિના ચાર હસ્ત જેવા હતા, તે પૈકી છેલ્લા દેવેન્દ્રસૂરિએ જિનપ્રાસાદો જયાં પુષ્કળ હતાં એવું મંડલી નામની પુરીમાં રહીને ત્યાં શ્રી મહાવીર પ્રભુના મંદિરમાં પ્રતિષ્ઠા કરી. તેણે સ્વહસ્તથી પોતાના પટ્ટધર તરીકે ભદ્રેશ્વરસૂરિને સ્થાપ્યા. તેની પાટે વાદીને જીતનારા એવા અભય દેવ સૂરિ થયા કે જેનું ધર્મોપદેશામૃત પીને આસડે પોતાની વિવેક મંજરી અને ઉપદેશ કંદલી રચી. તેના શિષ્ય હરિભદ્ર સૂરિ ષડ્દર્શનો અને સાહિત્યમાં નિષ્ણાત થયા. (જુઓ પ્રશસ્તિ—બાલચંદ્રકૃત ઉપદેશકંદલીવૃત્તિની)

(૨) तथा बालचंद्र नाम्ना पंडितेन श्री मंन्त्रिणं प्रति:—
गौरी रागवती त्वयि त्वयि वृषो बद्धादरस्त्वं युतो
भूत्या त्वं च लसद्गुणः शुभगुणः किंवा बहु ब्रूमहे ।
श्री मन्त्रीश्वर! नूनमीश्वरकलायुक्तस्य ते युज्यते
बालेन्दुं चिरमुच्चकै रचयितुं तत्तोपरः कः प्रभुः ॥
इत्युक्ते तस्याचार्यपदस्थापनायां द्रम्मसहस्रं व्ययीकृतम् ।

—પ્રબંધ ચિંતામણી પૃ. ૨૬૩

**ગ્રંથ રચ્યાનો સમય:**—આ કાવ્ય લખ્યાની તારીખ ગ્રંથકર્તાએ જણાવી નથી. તેથી આ મહાકાવ્ય કયા વરસમાં લખાયું તે ચોક્કસ કહી શકાતું નથી. પણ તેમાં વસ્તુપાલનું મૃત્યુ સંવત ૧૨૯૬ માં થયું તે બાબતનો ઉલ્લેખ હોવાથી વહેલામાં વહેલો ગ્રંથ રચ્યાનો સમય તે પછીનો કહી શકાય. આ કાવ્ય વસ્તુપાલના પુત્રના વિનોદ માટે લખવામાં આવ્યું છે તેથી ગ્રંથનો સમય વિક્રમના તેરમા સૈકાની આખરનો અથવા ચૌદમા સૈકાની શરૂઆતના આશરાનો છે એમ આપણે ચોક્કસ કહી શકીએ. (૨)

**કાવ્યનો સારાંશ:**—પહેલો સર્ગ પ્રસ્તાવિક છે. કવિતા અને સાહિત્યના અમૃતનું વર્ણન કર્યા બાદ કવિ પોતાનો ઈતિહાસ આપે છે અને પોતાને સરસ્વતીએ યોગનિદ્રામાં દર્શન દઇ કવિની ભક્તિથી દેવી પ્રસન્ન છે અને કવિ સરસ્વતીનો સાચો બાળક છે એમ કહ્યું તે બાબતનું વર્ણન છે. ત્યાર બાદ આ મહાકાવ્યના નાયક થવાની યોગ્યતાના કયા કયા ગુણો વસ્તુપાલમાં હતા તે કવિ આપણને જણાવે છે.

બીજા સર્ગમાં અણહિલપુર પાટણ, તેના સુવર્ણકળશમંડિત મોટાં મંદિરો, તેના ભવ્ય આલીશાન મકાનો, ત્યાંનો કિલ્લો, ખાઇ અને દુર્લભરાજ સરોવરનું વર્ણન છે. (૩)

ત્રીજા સર્ગમાં મૂળરાજથી બીજા ભીમદેવ સુધીના ગુજરાતના રાજાઓનું વર્ણન કર્યા બાદ વીરધવળ અને તેના વડવાઓએ ગુજરાતના રાજ્યને ભાયાતોમાં વહેંચાઇ જતું કેવી રીતે બચાવ્યું તેનું કવિએ વર્ણન કર્યું છે. રાજ્યની અધિષ્ઠાતા દેવીનું વીરધવલને સ્વપ્નમાં દર્શન દેવું અને વસ્તુપાલ અને તેજપાલને મંત્રીપદે સ્થાપવા એ હકીકતનું વર્ણન કર્યું છે. (૪)

ચોથા સર્ગમાં બન્ને મંત્રીઓના ગુણ અને શક્તિનું વર્ણન અને વસ્તુપાલને ખંભાતના સુબા તરીકે નીમવાની હકીકત આપવામાં આવી છે. (૫)

પાંચમા સર્ગમાં વસ્તુપાલ અને ભરૂચના સંખની ચડાઈ અને સંખની હાર થઇ તે હકીકત કવિએ આપણને કહી છે. (૬)

છઠ્ઠા સાતમા અને આઠમા સર્ગમાં ઋતુઓ, તેને યોગ્ય ક્રીડાઓ, આનંદ સૂર્યોદય ચંદ્રોદય ઇત્યાદિનું રસિક પ્રાચીન શૈલીનું વર્ણન કવિએ સરસ રીતે કર્યું છે. (૧)

નવમા સર્ગમાં વસ્તુપાલને આવેલા એક સ્વપ્નની હકીકત વિસ્તારથી આપવામાં આવી છે. એક પગ વાળા એક દેવ (ધર્મ) વસ્તુપાલને સ્વપ્નમાં દેખાયા અને કહ્યું કે કૃતયુગમાં તેને ચાર પગ હતા, ત્રેતાયુગમાં ત્રણ પગ હતા, દ્વાપરયુગમાં બે પગ હતા અને કલિયુગમાં એકજ પગ છે. મૂલરાજ અને સિદ્ધરાજે સોમેશ્વરની યાત્રાઓ કરી, સિદ્ધરાજે શત્રુંજયને બાર ગામો આપ્યાં અને તેની માતા મીનલદેવી (મયણલ્લાદેવી)એ બ્રહ્મલોક મુકામે સોમેશ્વરના યાત્રાળુઓ ઉપર લેવાતો કર માફ કરાવી ધર્મનો ફેલાવો કર્યો. કુમારપાલે પણ ગિરનાર અને શત્રુંજયની યાત્રાઓ કરી અને મૂલરાજે મંડલી પટ્ટનમાં બાંધેલાં કેદાર અને સોમેશ્વરના જૂના મંદિરોનો ઉદ્ધાર કર્યો અને ઘણાં નવાં મંદિરો પણ બાંધ્યાં. ધર્મદેવે અફસોસ કરી જણાવ્યું કે હવે વસ્તુસ્થિતિ બદલાઈ હતી અને વસ્તુપાલને આદેશ કર્યો કે ધર્મનો પ્રભાવ વધે તેવાં કાર્યો કરવામાં તેણે સતત ઉદ્યમ કરવો કે જેથી ધર્મદેવના મનની ચિંતા ટળે. ત્યાર બાદ પ્રાતઃકાળની નોબતો અને ભાટ ચારણોના બિરુદ વર્ણન સાંભળતા મંત્રી જાગૃત થયા. (૨)

દશમા સર્ગથી તેરમા સર્ગ સુધીમાં વસ્તુપાલની યાત્રાઓનું વર્ણન છે. પોતાના ધર્મ ગુરુના ઉપદેશથી વસ્તુપાલે શત્રુંજય અને ગિરનારની યાત્રા કરવાનો નિશ્ચય કર્યો. વીરધવલે પણ તેને આ ધર્મના કાર્યમાં ઉત્તેજન આપી કહ્યું કે પોતાના રાજ્યનો વિસ્તાર જેથી વધે તેવાં દરેક કામ તેમણે ખુશીથી કરવાં. (૩) તે મુજબ રાજ્યના મંત્રીપદનો ભાર તેજપાલને

---

(૨) (૩) જુઓ કીર્તિકૌમુદી. સર્ગ પહેલો. (૪) કીર્તિકૌમુદી સર્ગ ૨-૩ અને સુકૃત સંકીર્તન સર્ગ ૧-૨-૩ જુઓ. (૫) કીર્તિકૌમુદી સર્ગ ૪ જુઓ. (૬) કીર્તિકૌમુદી સર્ગ ૫ મો જુઓ.

(૧) કીર્તિકૌમુદી સર્ગ. ૭ અને સુકૃત સંકીર્તન સર્ગ ૬ જુઓ. (૨) આ સ્વપ્ન એ કવિની નવી કલ્પના છે, કારણ કે તે કીર્તિકૌમુદીમાં કે સુકૃતસંકીર્તન બેમાંથી એક ગ્રંથમાં નથી.

(૩) येन येन विधिना विजृम्भते, राज्यमेतदधिकाधिकं मम । तं समर्पयितुमिच्छया भवान्मामकं प्रति शरीरं मर्हति ।

જુઓ. વસંતવિલાસ. સર્ગ. ૬. શ્લોક. ૧૩.

સોંપી વસ્તુપાળ જાત્રા કરવા નીકળ્યા. ચાર ખંડીઆ રાજાઓ તેની સાથે યાત્રાએ નીકળ્યા અને લાટ, ગૌડ, મરુ, કચ્છ, ડાહલ અવંતી અને વંગ દેશના સંઘપતિઓ એકઠા થઇ તેને આવી મળ્યા. તે સર્વને વસ્તુપાલે ભેટો આપી સન્માન આપ્યું. સઘળા યાત્રાળુઓને માટે જોઇતી વસ્તુઓનો અને તેમની સગવડનો બંદોબસ્ત કર્યો. માર્ગમાં આવતાં મંદિરોનાં દર્શન કરતા ગયા અને જુના મંદિરોનો ઉદ્ધાર કરાવ્યો. વલ્લભીપુર (હાલનું વળા)માં સંઘપતિએ મુકામ કર્યો. આ ઠેકાણેથી શ્રી વિજયસેનસૂરિએ વસ્તુપાલને શ્રીશત્રુંજય પર્વતનાં દર્શન કરાવ્યાં. અહીં મોટો મહોત્સવ કર્યો અને સંઘ જમાડયો. વસ્તુપાળની પત્નિ લલિતાદેવીએ ભાવથી સાધુઓને આહાર વ્હોરાવ્યો. અનુક્રમે શ્રી સંઘ **પાદલિપ્તપુર** (હાલનું પાલીતાણા) પહોંચ્યો. અહીં તેણે શ્રી **પાર્શ્વ**નાથના ચૈત્યમા પ્રભુ પૂજા કરી. અને યાત્રાળુઓએ ડુંગર પર ચડવાનું શરૂ કર્યું. કપર્દી યક્ષની પૂજા કર્યા પછી મંત્રી આદિનાથના મંદિરમાં ગયા અને અષ્ટ પ્રકારે પ્રભુની પૂજા કરી. અને ચીનાઈ રેશમી કાપડની મોટી ધ્વજા મંદિર પર ચડાવી.

શ્રી આદીશ્વર પ્રભુની મૂર્તિ સન્મુખ નૃત્યપ્રયોગ કરવામાં આવ્યો અને પછી શ્રી સંઘ ત્યાંથી પ્રભાસપાટણ તરફ વળ્યો. ત્યાં વસ્તુપાલે સોમેશ્વરની પૂજા કરી, પ્રિયમેલ તિર્થમાં સ્નાન કર્યું અને બ્રાહ્મણોને પોતાના વજન જેટલા (તુલા પુરૂષ) સુવર્ણ અને રત્નોનું દાન કર્યું. ત્યાંથી સંઘ ગિરનાર પર્વત તરફ ગયો. ગિરનાર તળેટીમાં આવેલું તેજપાલે સ્થાપેલું તેજપાલપુર નામનું શહેર અને તેજપાલે ખોદાવરાવેલું કુમારસર નામનું સરોવર વસ્તુપાલે જોયું. અને આદિનાથની પૂજા કરી. સંઘ ગિરનાર પર ચડ્યો અને શ્રી નેમનાથની પૂજા કરી અને અંબિકા આલોકન અને શાંબ નામની ટુંકોનાં પણ દર્શન કર્યા. ત્યાંથી સંઘ ધોળકા પાછો ફર્યો. અહીં રાજા વીરધવળ પોતાના લશ્કર સાથે સંઘને લેવા આવ્યો. વીરધવળ વસ્તુપાળને ભેટ્યો અને યાત્રા સંબંધી હકીકત અને કુશલ વર્તમાન પૂછ્યા, સંઘે બાદશાહી ઠાઠથી શુભ દિવસે શહેરમ પ્રવેશ કર્યો. વસ્તુપાલે યાત્રાળુઓને જમાડી તેમનું સન્માન કર્યું અને પોતાના સ્નેહીઓ, બ્રાહ્મણો, યતિઓ અને ધર્મ ગુરૂઓને વસ્ત્રોનું દાન દઈ સર્વનું સન્માન કર્યું. (૧).

ચૌદમા સર્ગમાં કવિ આપણને જણાવે છે કે વસ્તુપાલે દરેક નગર શહેર ગામ અને પર્વત ઉપર બંધાવેલી ધરમશાળાઓ, દેરાસરો, ઉપાશ્રયો, બ્રાહ્મણો માટે રહેવાનાં સ્થળો અને સરોવરોની સંખ્યા એટલી મોટી છે કે તેની ગણત્રી કરવાનો પ્રયત્ન ફોગટ છે. એક સમયે ધર્મરાજાની દૂતિ જરા વૃદ્ધાવસ્થાએ આવી વસ્તુપાલને કહ્યું કે સ્વર્ગમાં તમારી કીર્તિનાં ગુણગાન સાંભળીને ધર્મરાજાની પુત્રિ સદ્‌ગતિ તમને મળવાને ઘણી આતુર થઈ છે અને તેના માતપિતાએ તેનું તમારી સાથે લગ્ન કરવાનું નક્કી કર્યું છે. સદ્‌ગતિના વિચારોમાં વિચરતા વસ્તુપાલને એક સમયે તાવ આવ્યો અને ગિરિરાજ શ્રી શત્રુંજયની યાત્રાએ સદ્‌ગતિને વરવા માટે જવાનો નિશ્ચય કર્યો. ધર્મરાજાના આયુર્બંધ (આયુષ્યની દોરી) નામના સેવકે વસ્તુપાલનો આ નિશ્ચય ધર્મરાજાને જણાવ્યો. તે સાંભળી ધર્મરાજ ખુશી થયા અને વસ્તુપાળના સદ્‌ગતિ સાથે વરવાનું મુહુર્ત સમય નક્કી કરી પોતાના સુબોધ નામના દૂતને રવાના કર્યો. સુબોધે આવી વસ્તુપાળને કહ્યું કે તમને ધર્મરાજા સદ્‌ગતિને વરવા માટે સંવત **૧૨૯૬ ના માહાસુદ પંચમીને** સોમવારે શ્રી શત્રુંજય ઉપર બોલાવે છે. વસ્તુપાલે પોતાના પુત્ર જૈત્રસિંહ, પત્નિ લલિતાદેવી અને ભાઇ તેજપાળને પોતાની પાસે બોલાવ્યા અને તેમને યોગ્ય સૂચનાઓ અને શીખામણ આપી. રાજા વીરધવળને મળીને વસ્તુપાળ શત્રુંજય જવા નીકળ્યા. ત્યાં પહોંચી ડુંગર ઉપર ચડયા. લગ્નના દિવસે શ્રી આદિનાથનું ચૈત્ય ખૂબ શણગારવામાં આવ્યું હતું. ત્યાં શ્રી આદિનાથની સન્મુખ ધર્મે પોતાની પુત્રી સદ્‌ગતિ વસ્તુપાળને આપી અને તેને સ્વર્ગમાં લઈ ગયો ત્યાં સર્વ ઇન્દ્રોએ વસ્તુપાળનું ઘણું

(૧) જુઓ-કીર્તિકૌમુદી સર્ગ. ૯ અને સુકૃત સંકીર્તન સર્ગ ૭. ૮, ૯. ૧૦.

સન્માન કર્યું. (૧)

**ગુજરાતના ઇતિહાસ માટે મળતી સામગ્રીઃ-** આ કાવ્યમાંથી ગુજરાતના ઇતિહાસ સંબંધી નીચલી હકીકત મળી આવે છે. બ્રહ્માએ આપેલા સંધ્યા ચુલિકા-માંથી હાથમાં ખુલ્લી તરવારવાળો એક વીર સ્વયંભૂ ઉત્પન્ન થયો. તે ચાલુક્ય કહેવાયો અને તેણે દૈત્યોનો નાશ કરી પૃથ્વી ઉપર રાજ્ય કર્યું. તેના વંશમાં મૂળરાજ નામે રાજા થયો. શ્રી સોમેશ્વરની તે દર સોમવારે યાત્રા કરતો તેથી પ્રસન્ન થઇ સોમેશ્વરે તેને અનેક લડાઇમાં મદદ કરી હતીઃ-દુશ્મનોનાં માથાં પોતાની ક્રૂર તરવારથી કાપી નાખનાર ચામુંડરાજ તેની પછી ગાદીએ આવ્યો. તેનો પુત્ર વલ્લભરાજ 'જગતઝંપન' નામે પ્રખ્યાત થયો હતો. ભીમે ભોજ ઉપર મેળવેલી જીતનો આ કાવ્યમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે. જયસિંહ દેવે ધારા નગરીના રાજાને તાબે કર્યો અને તેને કાષ્ટના પાંજરામાં પુરીને પોતાની રાજધાનીમાં લાવ્યો. તેણે ઉજ્જયન જીત્યું અને ત્યાંથી યોગીનીઓની પીઠિકા લાવ્યો, અને બાબરા ભૂતને તાબે કર્યો. તેણે શત્રુંજય પર્વતના મંદિરો માટે બાર ગામોનું દાન કર્યું (૧) કુમારપાળે કેદાર અને સોમેશ્વરના મંદિરોનો જીર્ણોદ્ધાર કરાવ્યો. તેણે બીજાં ઘણાં મંદિરો બંધાવ્યાં અને નાવારસ મરી જાય તેની મીલકત રાજ્યમાં જમા કરવાનો ધારો રદ કર્યો. તેણે બલ્લાલ દેશ જીત્યો અને જાંગલ અને કોંકણના રાજાઓ ઉપર જીત મેળવી. તેના પછી અજયપાલ ગાદીએ આવ્યો અને જાંગલના રાજાએ તેને નજરાણું આપ્યું હતું. મૂળરાજ બીજો જો કે ઉમ્મરમાં બાળક હતો છતાં તેણે મ્લેચ્છ રાજાને નમાવ્યો. તેના પછી ભીમદેવ બીજો ગૂજરાતની ગાદીએ આવ્યો. તે ઘણો દાની વિષયી અને નબળા મનનો હતો.

બીજો **ભીમદેવ** પોતાની નબળાઇથી રાજ્ય ઉપર કાબુ રાખી શક્યો નહી અને તેના ખંડીયા માંડળિક રાજાઓએ દેશમાં સ્વતંત્ર સતા જમાવી. ચાલુક્ય વંશના ધવળ રાજાનો પુત્ર અર્ણોરાજ ભીમદેવના પક્ષમાં રહ્યો અને માંડલિક રાજાઓને હરાવી રાજ્યનું રક્ષણ કર્યું. તેનો પુત્ર લાવણ્યપ્રસાદ યુદ્ધનો રસીયો હતો અને ઉત્તર પૂર્વ અને દક્ષિણ દેશના રાજાઓ તેનાથી ધ્રુજતા. તેના પુત્ર **વીરધવળે** ખંડીયા મંડળીક રાજાઓની સત્તા ઉખેડી નાખી અને પોતાના પિતા લાવણ્યપ્રસાદની સાથે રાજ્યનો કારભાર ચલાવતો. પોતાના રાજ્યની બરાબર ખબર રાખવા માટે એક સારો પ્રભાવશાળી મંત્રી નીમવાનો તેણે વિચાર કર્યો. એક વખત રાજ્યલક્ષ્મીએ સ્વપ્નદર્શન દઇ તેને નીચે મુજબ કહ્યું કે પહેલાં-પ્રાગ્વાટ (પોરવાડ) વંશમાં મહાપ્રતાપશાળી ચંડપ થયો હતો. તેનો પુત્ર ચંડપ્રસાદ ઘણો કીર્તિમાન થયો. તેનો પુત્ર સોમ થયો તે જિન શીવાય બીજા ભગવાન અને સિદ્ધરાજ શીવાય બીજા માલિકને કબુલ કરતો ન હતો. તેની પત્નિ સીતાના પેટે તેને અશ્વરાજ નામે પુત્ર થયો. અશ્વરાજની બુદ્ધિના ગુર્જર રાજાએ ઘણાં વખાણ કર્યાં હતાં. તેણે પોતાની માતાને પાલખીમાં બેસાડીને ગિરનાર અને શત્રુંજયની સાત વખત યાત્રા કરી હતી તેણે ઘણાં તળાવો અને કુવાઓ ખોદાવ્યા. ઘણી પરબો બેસાડી અને મંદિરો બંધાવ્યાં. કુમારદેવી સાથે તેનાં લગ્ન થયાં અને તેમને મલ્લદેવ, વસ્તુપાલ અને તેજપાલ નામે ત્રણ પુત્રો થયા. દેવીએ વસ્તુપાળ અને તેજપાળને પ્રધાન નીમવા એમ વીરધવળને કહ્યું.

વીરધવલે આ બે ભાઇઓને બોલાવવા માટે પોતાના મુખ્ય અધિકારીઓને મોકલ્યા. તેઓ રાજાની હજુરમાં આવ્યા અને રાજાને નજરાણું ધરી રાજાને નમસ્કાર કર્યો. તેઓની સુંદર રીતભાત, વિનય, બોલવાની છટાથી ખુશ થઇ રાજાએ તેમને પોતાનું મંત્રીપદ સ્વીકારવા કહ્યું, ત્યારે વસ્તુપાળે

(૧) વસ્તુપાળના ધાર્મિક કાર્યો માટે સુકૃત સંકીર્તન સર્ગ, ૭. ૮. ૯. ૧૦. જુઓ. કીર્તિકૌમુદી અને સુકૃત સંકીર્તન બન્ને વસ્તુપાળની હયાતિમાં લખાયેલા હોવાથી તેમાંથી એકમાં, આ પાળની જણાવેલી હકીકત મળતી નથી.

(૧) જુઓ—शत्रुञ्जये महातीर्थे पूजार्थं श्री जिनेशितुः।
देवदाये कृतीपेष्टो ग्रामद्वादशकं ददौ ॥
-જિનહર્ષસૂરિના વસ્તુપાલ ચરિત્રનો પ્રથમ સર્ગનો શ્લોક ૬૪.

રાજાને સ્પષ્ટ કહ્યું કે રાજાઓ ધનના લોભી હોય છે અને તેથી તેમના અધિકારીઓ પણ તેવાજ થાય છે અને પોતાની મરજીમાં આવે તેમ સ્વચ્છંદે વર્તે છે. જો તમે ન્યાયથી વર્તવા, લોભ છોડી દેવા, ચાડીયા અને નિંદાખોર માણસોને કાઢી મુકવા અને શાંત સ્વભાવ રાખવા કબુલ કરતા હો તો મંત્રી પદ હું લઇશ, એમ વસ્તુપાળે જણાવ્યું. પછી રાજાએ બન્ને ભાઇઓને મંત્રીપદની સુવર્ણ મુદ્રા આપી.

આ મંત્રીઓ નીમાયાથી વીરધવળના રાજ્યનો ઘણો ઉદય થયો. લાટ દેશના રાજાના તાબે ખંભાત બંદર હતું તે વીરધવળે બળથી કબજે કર્યું હતું. ખંભાત ગુજરાતનું સમૃદ્ધિવાન મોટું બંદર હતું, અને સત્તા અને સમૃદ્ધિનું મોટું ઉપયોગી મથક હતું. વીરધવળે વસ્તુપાળને ખંભાતનો સુબો નીમ્યો. વસ્તુપાળે ખંભાતમાં પ્રવેશ કર્યો ત્યારે ત્યાંના રહેવાસીઓ અને વ્યાપારીઓએ તેને ઘણો વધાવી લીધો. હલકા મનના ખરાબ અધિકારીઓએ ખંભાતમાં ઘણી ગેરવ્યવસ્થા કરેલી તે વસ્તુપાળના વખતનાં દુર થઇ અને ખંભાતની ગુમાવેલી જાહોજલાલી ફરીથી ઉદય પામી. તેણે દરેક ધર્મવાળાઓને અન્ન વસ્ત્રના દાનથી સન્માન આપ્યું અને તેથી દરેકને મંત્રી પોતપોતાના ધર્મનો રાગી છે એમ લાગતું. કાવ્ય સાહિત્યનો તે ઘણો શોખીન હતો અને કવિઓને તેણે એટલું બધું ધન આપ્યું કે મુંજ અને ભોજના લાંબા સમયની કીર્તિ પણ તેના મ્હોં આગળ ઝાંખી પડવા માંડી. જે વખતે વીરધવળ લૂણસાક રાજા સાથે મારવાડના રાજાઓ યુદ્ધ કરતા હતા તે યુદ્ધમાં રોકાયેલો હતો તે વખતે ભરૂચના રાજા સંખે પોતાના રાજ્યના તાબાનું અને પોતે ગુમાવેલું ખંભાત બંદર પાછું મેળવવા મોટા લશ્કર સાથે ખંભાત તરફ કૂચ કરી. સંખે નીચે મુજબ સંદેશો પોતાના દૂતો સાથે વસ્તુપાલને કહેવડાવ્યો. "વીરધવળ સબળ છે છતાં મારવાડના ઘણા રાજાઓએ હાલ તેના ઉપર ચડાઈ કરેલી છે અને કોઈ પણ ઠેકાણે વીરધવળનો જય થતો દેખાતો નથી. ચાહમાન રાજા ભાગ્યેજ અહીં આવે છે માટે મને ખંભાતમાં પ્રવેશ કરવા દઇ પછી તમે સુખેથી રાજ્ય કરો. વીરધવળે હસીને તમને ફક્ત એક શહેર જ આપ્યું ત્યારે સંખરાજા તમારા ગુણોની કદર કરશે અને તમને એક આખા દેશના સુબા બનાવશે, મનમાં સંશય રાખીને તમે સંખને તમારા ઉપરી રાજા તરીકે નહી સ્વીકારો; તો જ્યારે સંખ ખંભાત જીતી લેશે ત્યારે બીજાને સુબાગીરી આપશે. બાર માંડલિક રાજાઓ તેના ડાબા પગ સાથે સોનાની સાંકળે બંધાઈ જમીન ઉપર આળોટતા તેના સન્મુખ રૂએ છે તે જગજાહેર વાત છે જ્યારે એક તરફથી અર્ણોરાજના પુત્રોએ માલવાના રાજાને વચમાં રાખી સંખ ઉપર હુમલો કર્યો અને બીજી બાજુથી શ્રી ભટે વલોવેલા યુદ્ધ સાગરમાંથી પેદા થયેલા કાલકૂટ ઝેર જેવું યાદવ રાજા (સિંહણ)નું લશ્કર સામું આવ્યું ત્યારે પ્રચંડ સંખે યાદવરાજાના આખા સૈન્યને હરાવી ભગાડયું. તમારા મનમાં બરાબર વિચાર કરજો કે જેની તરવારના ઘાથી વજ્ર પણ ભાગી જાય છે તેવા શંખરાજા સામે કોણ ટકી શકશે ? તમે તેની આંખમાં આવો ત્યાર પહેલાં નાશી છૂટો. વાણિયાના નાશી જવાથી કંઇ શરમાવા જેવું છે નહી તમારે તમારા મનમાં જે નિશ્ચય કરવો હોય તે કરી લેવો. કારણ કે મર્યાદા મુકેલા સાગરની જેમ શંખરાજા હવે આ તરફ સત્વર આવે છે."
આ સાંભળી વસ્તુપાલની ભ્રકુટી ક્રોધથી ધમધમી રહી હતી છતાં પોતાનો ક્રોધ દબાવી હસીને મંત્રીએ જવાબ આપ્યો કે શંખરાજા જે પ્રમાણે મને મળવા માગે છે તે મુજબ તેને મળવા હું ખુશી છું. મારવાડના રાજાઓ મેઘની માફક આવ્યા છે તેજ વખતે તે આવ્યો છે તો તેને ભલે આવવા દો. મારી તલવાર તૈયાર છે. તમે કહ્યું કે ચાહમાણ રાજા મને આખો દેશ આપશે તે વાતમાં કંઇ અયોગ્ય નથી. તમે જે બોલ્યા તેને હું એક શુકન માનું છું. માંડળિક રાજાઓની પ્રતિમાઓ તેના પગે સોનાની સાંકળથી બાંધેલી છે તે વાત ઠીક છે પણ યાદવ રાજાના કેદખાનામાં તેના પગમાં બેડીઓ પડેલી હતી તેથી મને ઘણું દુઃખ લાગે છે. નર્મદાના કિનારાપર યાદવ રાજાના સૈન્યને શંખે હરાવ્યું તે વાત તમે મને કહી પણ પણ તે કેદ થયો હતો તે

વાત તમે જાણતી નથી. ફક્ત ક્ષત્રીઓજ યુદ્ધકળાના રહસ્યને જાણે છે અને વાણિયાઓને તે આવડતું નથી એ તમારા મનની ભ્રમણા છે. અંબડ જો કે વાણિયો હતો તો પણ શું તેને કોંકણના રાજા મલ્લિકાર્જુનને લડાઈમાં હણી નાખ્યો ન હતો? હું પણ યુદ્ધ વેપારમાં સારી રીતે પ્રખ્યાત થયેલો છું. તરવાર રૂપી તાજવાથી શત્રુઓના મસ્તક રૂપ માલ ખરીદું છું અને તેની કીંમતમાં તેમને સ્વર્ગ આપું છું જો તમારો શંખ સિંધુરાજનો ખરો પુત્ર હોય તો તેને તુરત અહીં આવી યુદ્ધનું સ્થળ પસંદ કરવા કહેજો." (૧) વસ્તુપાળે પણ પોતાનું સૈન્ય તૈયાર કર્યું અને બન્ને સૈન્યો વચ્ચે લડાઈ થઇ; વસ્તુપાલના યોદ્ધાઓએ શંખના લશ્કરને યુદ્ધ સ્થળ ઉપર કાપી નાખ્યું અને તેનાં ઘણા શુરવીર યોદ્ધાઓને લડાઇમાં મારી નાખ્યા. શંખ પોતાના જેટલા બળવાન પોતાના ભાઇઓ સાથે મંત્રીને હરાવવા નીકળ્યો. ઘણું ભયંકર યુદ્ધ થતું તેમાં વસ્તુપાલના નવ યોદ્ધાઓ અને શંખના ભાઇઓ કપાઇ ગયા પછી ગુહ કુળનો ભુણપાલ શંખને મારવાનું પણ લઇ તેના તરફ ધસ્યો. તેણે ઘણા યોદ્ધાઓને તેઓ શંખ છે એમ ધારી કાપી નાખ્યા. આખરે તે શંખ પાસે જઇ પહોંચ્યો અને તેના ઉપર ભાલાનો ઘા કર્યો. શંખે તે ભાલાના કટકા કરી નાખ્યા. આખરે ભુણપાલ શંખના હાથે મરાયો. હવે વસ્તુપાળ એક બીજા મોટા સૈન્ય સાથે આગળ આવ્યો. પોતાનું લશ્કર ઘણું ઓછું થયેલું જોઇ આ નવા લશ્કરને દેખી શંખ ભરૂચ તરફ નાસી ગયો.

આ કાવ્યનું ઐતિહાસિક મહત્વ. એક ખેદની વાત એ છે કે આપણા સંસ્કૃત ઐતિહાસિક કાવ્યોમાં ટાલતાં જેવાં નકામાં લાંબાં લાંબાં વર્ણનો ઘણાં હોય છે પણ જે મહાપુરૂષનું ગુણકીર્તન તેમાં હોય છે તેના જીવનવૃત્તાંતની ઐતિહાસિક બાબતો તેમાં ઘણી ઓછી મળી આવે છે. આ કાવ્યને પણ આજ હકીકત લાગુ પડે છે. આ કાવ્ય મંત્રીના મૃત્યુ પછી અને સમકાલીન લેખકે લખેલું હોવાથી મંત્રીના પાછલા જીવનના ઇતિહાસની હકીકતોની આ કાવ્યમાં આપણે આશા રાખીયે તે સ્વાભાવિક છે; પણ કર્તા તે બાબતનો કંઇ પણ ઉલ્લેખ કરતા નથી. હકીકતમાં તો પહેલાનાં બે કાવ્યો કરતાં આ કાવ્યના છેલ્લા સર્ગમાં વસ્તુપાલ મૃત્યુ પામ્યા એટલી હકીકત શીવાય બીજી કંઈ પણ નવી હકીકત આ કાવ્યમાંથી આપણને મળતી નથી છતાં પણ છેલ્લો સર્ગ ઐતિહાસિક દ્રષ્ટિએ ઘણો ઉપયોગી છે, કારણ કે વસ્તુપાલના મૃત્યુના સમય અને સ્થળ સંબંધી જે અનેક હકીકતો કહેવાય છે તે સઘળી આથી ખોટી પૂરવાર કરી શકાય છે. પ્રબંધ ચિંતામણીમાં વસ્તુપાલના ઉત્તર જીવન સંબંધી કંઇપણ ઉલ્લેખ નથી. ચતુર્વિંશતિ પ્રબંધ અને વસ્તુપાલ ચરિત્ર એ બે ગ્રંથોજ તે બાબતની હકીકત આપે છે. તેમાં વસ્તુપાલના મૃત્યુનો સમય સંવત્ ૧૨૯૮ નો અને સ્થળ અંકેવાલીયા આપેલ છે. પણ આ કાવ્યમાંની હકીકત ઉપરથી તે બાબત ખોટી છે એમ પૂરવાર થાય છે. મંત્રીપદની સત્તા પરથી વસ્તુપાલને પદભ્રષ્ટ થવાની વાત પણ ખોટી જણાય છે. વસ્તુપાલની મહેરબાનીથી જેને ગાદી મળી હતી અને જેનું રાજ્ય તેના પ્રયત્નથી મજબુત હતું તે વીસળદેવ તેજપાલ પાસેથી મંત્રીપદની મુદ્રા લઇ લઇ નાગડને મંત્રીપદ આપે તે સંભવિત નથી અને વીશળદેવે ધાર્યું હોત તો પણ તે તેમ કરી શકે તેવું નહતું કારણકે મંત્રીઓની સત્તા ઘણીજ સારી રીતે જામેલી હતી અને તેઓ ઘણા બળવાન હતા તેથી વીસલદેવની એકાદ વરસના ટુંકા સમયમાં સત્તા દ્રઢ અને સહીસલામત થઇ શકી હોય એમ સંભવતું નથી. આબુ પર્વત ઉપરના સંવત્ ૧૨૯૬ (વૈશાખ સુદ ૩) ની તારીખના એક લેખમાં વસ્તુપાલને મહાઅમાત્ય તરીકે જણાવેલ છે. મારા અનુમાન પ્રમાણે તેજપાલના મરણ પછી મંત્રીનો ફેરફાર થયો હોવો જોઇએ. જિનહર્ષના મત પ્રમાણે તેજપાળનું મૃત્યુ વસ્તુપાળના મરણ પછી દશ વરસે થયું. (૧) સંવત ૧૩૦૩ ની સાલના એક હસ્તલિ-

(૧) વસંતવિલાસ. સર્ગ ૭ શ્લોક ૨૪-૨૫-૨૬-૨૮-૨૯-૩૦-૪૧-૪૨-૪૩ જુઓ.

(૧) પ્રો. ટી. એમ. ત્રીપાઠી મને એમ જણાવે છે કે એક હસ્તલિખિત પ્રતના એક પાના ઉપર વસ્તુપાલ

ખિત તાડપત્રના લેખમાં તેજપાલ અણહિલપુરમાં મહા સત્તાશાળી પ્રધાન છે એમ જણાવ્યું છે.

**શંખ કોણ હતો?** વસ્તુપાળ સંબંધીના ગ્રંથોના શોધન કરનારા અને અનુવાદ કરનારાઓએ શંખ અથવા સંગ્રામસિંહના સંબંધમા જે ગોટાળો ઉભો કર્યો છે તે દૂર કરવાની ખાસ જરૂર છે. તે લાટ દેશના ચાહમાણ રાજા સિંહનો ભાઇ અને સિંધુરાજનો પુત્ર હતો. તે એક મહાન યોદ્ધો હતો અને નર્મદા નદીના કાંઠા ઉપર યાદવ રાજા સિંહણના લશ્કરના હુમલાને તેને બહાદુરીથી પાછો હઠાવ્યો હતો. તે એક વખત યાદવ રાજાના હાથે કેદ પકડાયો હતો પણ જ્યારે શંખને તેની રૂબરૂ લઇ ગયા ત્યારે તેના વ્યક્તિત્વથી અંજાઇને યાદવરાજાએ તેને છોડી મૂક્યો હતો. બાર ખંડીયા રાજાઓની મૂર્તિઓ તેના ડાબા પગે સોનાની સાંકળથી બાંધેલી હતી એમ કહેવાય છે. પહેલાં ખંભાત બંદર લાટદેશના રાજાઓના તાબામાં હતું; પણ તે વીરધવળે બળથી તેના હાથમાંથી ઝુંટાવી લીધું હતું. મારવાડના રાજાઓએ બળવો કર્યો અને યાદવ રાજા સિંહણે બીજી બાજુથી હુમલો કર્યો તે કટોકટીના સમયનો લાભ લઇ તેણે ખંભાત પાછું લેવા માટે હુમલો કર્યો પણ વસ્તુપાળે તેને હરાવી કાઢ્યો. તેના સબંધી વિશેષ હકીકત માટે વાંચકે હમ્મીરમદ મર્દન કાવ્ય જોવું.

**વસ્તુપાળ સંબંધી સાહિત્યઃ**—વસ્તુપાલના જીવન ચરિત્ર સંબંધી સમકાલીન અને પછીનું એમ બન્ને જાતનું સાહિત્ય ઘણું છે. તેનું પ્રભાવશાળી વ્યક્તિત્વ, ધોળકાના દરબારમાં તેની એકહથ્થુ સત્તા, ધાર્મિક અને સાર્વજનિક ઉપયોગનાં ભવ્ય અને સુંદર કામો અને કવિઓને તેણે આપેલા અત્યંત ઉદાર આશ્રયથી આકર્ષાઇ તેના સમયના લેખકો તેનાં ગુણ ગાન કરવા પ્રેરાયા હતા. ચાલુક્ય વંશના રાજાઓના કુળ કવિ સોમેશ્વરે કીર્તિકૌમુદી લખ્યું, એટલુંજ નહી પણ પોતાના સુરથોત્સવ નામના કાવ્યના છેલ્લા સર્ગમાં વસ્તુપાલની કીર્તિનું વ્યાખ્યાન કર્યું છે અને પોતાના ઉલ્લાઘરાઘવ નામના નાટકના દરેક અંકના છેડે તેના કીર્તનમાં એક શ્લોક મુક્યો છે. અરિસિંહે પોતાના સુકૃતસંકીર્તનમાં તેનાં ધાર્મિક કામોની ઘણીજ સ્તુતિ કરી છે. એક તરફથી યાદવ રાજા સિંહણે સૈન્ય લઇ હુમલો કર્યો બીજી તરફથી ભરૂચના શંખે ખંભાત લેવા ચઢાઇ કરી અને તે એવે વખતે કે જ્યારે વીરધવલ અને તેજપાલ મારવાડના રાજાઓના બળવાને દાબી દેવામાં અને મુસલમાનોના હુમલાને પાછો હઠાવવામાં રોકાયા હતા ત્યારે—ગુજરાતના રાજ્ય માટે ભયંકર કટાકટીનો સમય હતો તેનું જયસિંહસૂરિએ હમ્મીરમદ મર્દન નામનું નાટક લખ્યું છે અને તેમાં વસ્તુપાલની બહાદુરી અને હુંશીઆરીથી બધા દુશ્મનોનો પરાભવ કેવી રીતે થયો તેનું આબેહુબ વર્ણન કર્યું છે. જયસિંહસૂરિએ વસ્તુપાલની પ્રશસ્તિનું કાવ્ય પણ બનાવ્યું છે. વસ્તુપાલના યાત્રાના પ્રસંગે તેના ધર્મગુરૂ આચાર્ય ઉદયપ્રભસૂરિએ ધર્માભ્યુદય નામનું સોળ સર્ગનું એક મહાકાવ્ય રચ્યું છે. આ લેખકે સુકૃતકીર્તિકલ્લોલિનિ નામનું કાવ્ય પણ વસ્તુપાલની પ્રશંસામાં લખ્યું છે. આ કાવ્યના પહેલા અને છેલ્લા સર્ગમાં યાત્રા સંબંધી હકીકત આપેલી છે. આ બધાં કાવ્યો મંત્રીની સત્તા અને કીર્તિનો સૂર્ય મધ્યાન્હે તપતો હતો તે સમયે એટલે સંવત્ ૧૨૮૬ના પહેલાં લખાયેલાં છે. મંત્રીના પાછળના જીવનનો હેવાલ કોઈ પણ તે સમયના લેખકે આપ્યો નથી તે દિલગીરીની વાત છે. વસંતવિલાસ કાવ્ય સમકાલીન લેખકે લખેલું હોવા છતાં મંત્રીના પાછલા જીવનની કંઈ પણ હકીકત તેમાં આપેલી નથી. પાછળથી લખાયેલાં પ્રબંધચિંતામણી અને ચતુર્વિંશતિપ્રબંધ એ બે ગ્રંથોમાં જે પ્રબંધો છે તેમાં મંત્રીના જીવનવૃત્તાંતની બધી હકીકત આપી છે.

જિનહર્ષનું વસ્તુપાળ ચરિત્ર મંત્રીના આખા જીવનનું વિસ્તૃત હકીકતવાળું કાવ્ય છે. તે કીર્તિકૌમુદિ અને ચતુર્વિંશતિ પ્રબંધને અનુસરે છે છતાં તેમાં ઘણી નવી અને ઉપયોગી માહીતી છે. (અપૂર્ણ).

---

તેજપાલના મરણની નીચેની તારીખો તેમને મળી છે. સં. ૧૨૯૬ મહં. વસ્તુપાલો દિવંગતઃ સં. ૧૩૦૪ મહં૦ તેજપાલો દિવંગતઃ ॥ આમ વસ્તુપાલના મરણ પછી આઠ વરસે તેજપાલના મૃત્યુની તારીખ મુકી શકાય.

# મોહપરાજય રૂપક નાટકનો સંક્ષિપ્ત સાર.

[ ગત જેઠના અંકના પૃ. ૪૧૨ થી અનુસંધાન. ]

અનુવાદકઃ—પંડિત ફત્તેહચંદ ક. લાલન.

*ધર્મ—આ પૃથ્વીમાં ભરતાદિ નૃપોમાંથી કોઈએ કદી પણ છોડયું નથી એવું પાપનું જ મૂળ મૃતધન પણ જેણે છોડી દીધું છે; તેમજ જેમણે પોતાના રાજ્યના સીમાડામાંથી દ્યૂતાદિ વ્યસનના ચક્રને બહાર કાઢી મુકેલ છે એવો કોઇ પુરૂષ મારો વર હો !

મતિપ્રકર્ષ—શ્રી હેમચંદ્રના ચરણકમળ પાસે રાજેશ્રીએ એવી પ્રતિજ્ઞા કરી છે કે કોઇ જીવની વિરાધના કરવી નહિ, તેમજ સપ્તવ્યસનનો સર્વથા ત્યાગ કરવો એવો સંપૂર્ણ નિયમ કર્યો છે; વળી એમણે અભક્ષ્યનો ત્યાગ કરી પરસ્ત્રીથી પરાંગમુખ રહી હિંસાદિકને સ્વદેશમાંથી અને પરદેશમાંથી હાંકી કાઢ્યા છે.

આવું સાંભળી ધર્મભૂપ પ્રમુદિત થયો, પોતાની વિરતિ નામક પત્નિને એ વાત નિવેદન કરી, સદાગમ શમાદિ અધિકારીજનોને પૂછ્યું. આવું સાંભળી શ્રી ધર્મની સમિપમાં બેઠેલી મુદિતા-મૈત્રી-સમતા રૂપી સખીઓએ કૃપાસુંદરીને આ વાત જાહેર કરી.

પ્રયોજન સિદ્ધ થાયઃ પાર પડશે એવો નિશ્ચય કરી ધર્મથી છુટા પડી શ્રી કુમાર નૃપસમીપે મતિપ્રકર્ષ પ્રત્યક્ષ થયો અને પુરા દૂતરૂપ પણ બંધ (પ્રતિજ્ઞા) વિગેરેનો સમગ્ર હેવાલ જણાવ્યો. પ્રયોજન નિષ્પન્ન થયું છે એવા અમૃતમય અક્ષરોથી પુનઃ કહો પુનઃ કહો એવું બોલતો બોલતો જાણે પરમ આનંદ સ્વરૂપમાં મગ્ન થયો હોય એમ પોતાના હસ્તોને ઉછાળવા લાગ્યો, ત્યાર પછી મહાઉત્સાહપૂર્વક રાજ્યધાનીના મંડપમાં શ્રી ધર્મભૂપાલે પોતાના રસાલા સાથે પ્રવેશ કર્યો.

હવે જ્યારે શુભ લગ્નનો પ્રસંગ સંપ્રાપ્ત થયો ત્યારે નિર્મળ ભાવરૂપી વારિઓથી, જેમને મંગળ સ્નાન કરાવવામાં આવ્યું હતું, જેમના દેહને સત્કિર્તિરૂપી ચંદનનો લેપ કરાવવામાં આવ્યો હતો, અનેક અભિગ્રહોરૂપી આભૂષણો જેમણે ધારણ કર્યા હતાં, દાનરૂપી કંકણોથી જેમનો હાથ શોભી રહ્યો હતો-જેમનું સંવેગરૂપ હસ્તિ ઉપર આરોહણ કરવામાં આવ્યું હતું, સદાચાર રૂપી છત્ર જેનાપર શોભિ રહ્યું હતું-જેમનો શ્રદ્ધારૂપી સહોદર બ્હેને લવણોત્તારવિધિ કર્યો હતો-તેરસોક્રોડ વ્રતપ્રકારરૂપી સદ્ભાગી જાનૈયાઓથી જેઓ પરિવૃત્ત થયા હતા-શ્રીદેવ-ગુરૂ-ભક્તિ દેશવિરતિરૂપ જાનડીઓથી જેમના ધવલ મંગળ ગવાતાં હતાં, એવા એ નૃપેન્દ્ર અનુક્રમે પૌષધશાળાના દ્વારા (તોરણ) પર્યંત આવી પહોંચ્યા, પંચ પ્રકારના સ્વાધ્યાયરૂપી વાજાનાં મધુર ધ્વનિ એ વેળા પુરમાં પ્રસરી રહ્યા હતાં. વિરતિરૂપ સાસુએ જેમને પોંખણાં ઉતાર્યાં હતાં, શમદમાદિરૂપ સાળાઓ જેમને માર્ગ દેખાડી રહ્યા હતા, તેવી વેળાએ એટલે સંવત ૧૨૧૬ના માર્ગ સુદી દ્વિતિયાના દિને માતૃગૃહમાં બેઠેલી શિલરૂપી શ્વેત પાનેતર પહેરીને ધ્યાન (ધર્મધ્યાન શુક્લ ધ્યાન)રૂપી ઝુમણાને કર્ણમાં લટકાવીને, નવપદરૂપી હાર કંઠે આરોપીને, તપના નાના પ્રકારરૂપ મુદ્રિકાઓથી અંગુલીઓને સુશોભિત કરીને હાજર થયેલી કૃપાસુંદરીનું પાણી ગ્રહણ શ્રી કુમારપાળ મહિપાલે શ્રી અર્હત્ દેવતા સમક્ષ કર્યું. ત્યાર પછી આગમોક્ત શ્રાવકના ગુણોની વૃદ્ધિ કરનાર દ્વાદશ તત્વરૂપી કળસોની ચોરી બનાવી વિચાર રૂપ સુંદર તોરણો બાંધ્યાં, નવતત્વરૂપ નવાંગવેદી (કુંડ) રચી પ્રબોધરૂપી અગ્નિ પ્રગટાવ્યો, ભાવનારૂપી ઘૃતની આહૂતિ તેમાં અપાવી. શ્રી હેમાચાર્યરૂપ ભૂદેવે[1] વધૂ સહિત રાજાને 'ચત્વારિમંગલરૂપ' વેદોચ્ચારપૂર્વક પ્રદક્ષિણા કરાવી ત્યાર પછી-હસ્તમેળાપ છોડવાની

*વ્યસન સાત છે. જુગાર, ચોરી, પરદાર, વેશ્યા, શિકાર, માંસાહાર, મદ્યપાન.

1 લગ્ન કરાવનાર બ્રાહ્મણ.

મંગળક્રિયા ટાણે જમાઇને સૌભાગ્ય-આરોગ્ય-દીર્ઘાયુ-બળ-સુખ વિગેરેની અભિવૃદ્ધિ ઇચ્છી ધર્મ-ભૂપે આશિર્વચનો આપ્યાં.

આ પ્રકારે લગ્નના પાણિ ગ્રહણનો માંગલિક ઉત્સવ સંપૂર્ણ થયો, ત્યારે સૂરિમહારાજે વંદના કરી રહેલ રાજર્ષીને આજ્ઞા કરી.

ધર્મભૂમિના પ્રભુરૂપ, હે! નરેન્દ્ર! જે કન્યાને શ્રેણિકાદિ નૃપો પૂર્વે નિરખવા પણ ન પામ્યા તે કન્યાને તું પરણવા પામ્યો છે, એનો પ્રેમ બહુ બહુ સદા મેળવતો રહેજે, અને એનું વચન કોઇ દિવસે ખંડતો નહિ, જેથી આ મહાન્ કલ્યાણકારક પ્રસંગથકે તું મહાન્ નિવૃત્તિને ભજીશ.[૨]

તેને સર્વ પ્રકારે પ્રીતિકારિણી જોઇને કૃતજ્ઞ શિરોમણિ રાજર્ષિ પોતાના આત્માને તેનો દ્વારપાળ સમજવા લાગ્યો, હવે એક વેળા અતિ ઉહાલમાં આવી ગયેલા અને પ્રેમને પરવશ થયેલા પોતાના પ્રાણપ્રિયને જાણીને **ધર્મનન્દિની** આ પ્રમાણે બોલી:-હે! પ્રિયતમ! મારા પિતાને પુનઃ સ્વસ્થાને સ્થાપન કરો અને મોહને જીતીને મ્હારા મનોરથો પૂરણ કરો.

સજ્જનોની પ્રતિજ્ઞા મેરૂ પર્વત જેવી અચળ હોય છે;

કારણકે:—

જે જેને કહ્યું હોય-જે કાંઇ પોતે વદ્યો હોય, અને જેની પોતે પ્રતિજ્ઞા કરી હોય તે સજ્જનો પત્થરની રેખા ગણી નિશ્ચય પાળે છે.

વળી નીચ લોકો વિઘ્નના ભયથી કાર્યનો આરંભ કરતા નથી-મધ્યમ લોકો કાર્યનો આરંભ કરે છે; પરંતુ વિઘ્ન આવતાં તેને છોડી દે છે. અને ઉત્તમજનો હજારોગણા વિઘ્નોથી વારંવાર તાડિત થયા છતાં પ્રારંભેલું છોડતાં નથી.

પ્રિયાના પ્રેમથી ભાવયુક્ત વચનોના શ્રવણથી શ્રી ચૌલુક્ય પ્રોત્સાહીત થયો; પોતાના આત્મામાં યુદ્ધવીરતાનો આવિર્ભાવ કરતાં શ્રી ધર્મભૂપની સાથે વિચાર કરી **મોહની** ઉપર ચઢાઈ લઇ જવાની તૈયારી કરવા લાગ્યો. **સદ્ધ્યાનરૂપી** સેનાધ્યક્ષને બોલાવ્યો; **અન્તરંગ ચતુરંગ** સેનાને સજ્જ કરી **જૈનેશ્વર** વાણીરૂપ સંગ્રામભેરી ( Bugle ) વગડાવી. **સર્વ** દિશામાંથી **યમ નિયમાદિ** સુભટો ભેગા મળ્યા, **શુભ અધ્યવસાયરૂપ** પવનવેગી તુરંગો હણહણી રહ્યા. **સ્થૈર્ય, ધૈર્ય,-આસ્તિકયરૂપ** હસ્તિઓ ગર્જારવ કરી રહ્યા. પછી શુભ વેળાએ વિજય યાત્રાને ઉચિત વિધે ધારણ કરી ( કેશરિયાં કરી) જિજ્ઞાસારૂપી વજ્રનો ટોપ પહેરી, **નવગુપ્તિરૂપી** બખ્તરથી પોતાને ઢાંકી, **સત્વરૂપી** તીક્ષ્ણ ખડ્ગ અને બ્રહ્માસ્ત્રરૂપી મૂળ ઉત્તર ગુણોના બાણો વર્ધિત કરી, **આર્જવથી** પ્રાપ્ત કરેલ છત્રીસ પ્રકારના ધનુષ્યો રૂપી શસ્ત્રથી, **શ્રી ચૌલુક્ય** અભેદ્ય થયો. **શ્રી હેમાચાર્યે** તેની રક્ષાવિધિ કરી, **વિંશતિ વીતરાગ સ્તવનમાં** રહેલ અન્તર્ધાન થવાની ગુટિકા પ્રાપ્ત કરી; **મોહપર** જય મેળવવાનો નિશ્ચય કર્યો. **ધર્મ, શમ-દમ-વિવેકાદિ** મહા સુભટો વડે વિકટ મૂર્તિ રૂપ થઇ; **શ્રી મોહરાજાના** પ્રદેશની નજીકમાં આવી પહોંચ્યો.

એ હસ્તિને સંગ્રામની મોખરે કર્યો. **જ્ઞાનદર્પણ** નામના દૂતને **મોહરાજા** પાસે પાઠવ્યો. **અજ્ઞાનરાશિ** નામનો પ્રતિહારી મોહરાજાની પર્ષદમાં તેને લઇ ગયો. **મોહરાજના** કુંજરને તેણે જોયો તો તે આવા પ્રકારનો હતો:—

" નિષ્ઠુર આચારવાળા ચારકષાયરૂપ જેને ચાર ચરણો છે, મિથ્યાત્વરૂપી જેને મહાન્ કાયા છે, રૌદ્ર અને આર્તધ્યાનના અધ્યવસાયોરૂપી જેને બે દંતશૂળો છે, અને સંસારરૂપી વનને તીરે જે પરિભ્રમણ કરી રહ્યો છે એવો ગોહનો મત્તગજ કોના મનને વિહ્વળ કરી રાખતો નથી ?"

સમીપમાં રહેલા **મોહનૃપતિનો કદાગમ** નામનો મંત્રી બોલી ઉઠયો, અરે! દૂત! તું કોણ છે! તને કોણે મોકલ્યો છે? શા માટે મોકલ્યો છે? એવું જ્યારે તે બોલી ઉઠ્યો ત્યારે જ્ઞાનદર્પણ તેને કહે છે-અરે! હા!

મોહમંત્રીન્! જ્ઞાનદર્પણ મારૂં નામ છે. અને શત્રૂ ઉપર હલ્લો લઇ જનારા પ્રખર નૃપોની શ્રેણીમાં

---

૨ મોક્ષને.

શિરોમણિ એવા શ્રી ચૌલુક્યસિંહે જણાવ્યું છે કે અરે! મોહ! તેં આજે કપટ યુદ્ધરૂપી સૈન્યના ગર્વથી શ્રી ધર્મનૃપતિને પરાભવ પમાડી નસાડ્યો છે. એ તો ન્યાયનિષ્ટ[1] હોવાથી તેણે મારી રાજધાનીનો હાલમાં આશ્રય લીધો છે, અને શ્રી ગુરૂની વાણીથી બહુ ઉપકૃત થઇ શ્રી કુમાર ભૂપતિને ગુરૂની પ્રેરણાથી પોતાની કૃપાસુંદરી નામની પુત્રીને તુષ્ટમાન થઇ શ્રી ધર્મભૂપતિએ આપેલી છે. અને એથી તેઓનો સંબંધ બંધાયો છે. હાલમાં તો શરણાંગતને વજ્રના પંજર જેવા, અને આશ્રિત જનોને વત્સલ એવા, શ્રી ચૌલુક્ય કુળના પર્વત એવા કૃતજ્ઞ ચૂડામણિ રાજર્ષિ, શ્વસુરને સ્વરાજ્યનો અભિષેક કરવા ઇચ્છે છે.

'શ્રી ચૌલુક્ય તારા પર ચડાઈ લાવવાને સૈન્ય સહિત શ્રી ધર્મરાજાનો સહાયક થઈ તારાપૂર પાસે આવી પહોંચ્યો છે. તેથી અહીં આવીને તેની આજ્ઞા રૂપી પુષ્પમાળાથી તારા શિરને સુગંધિત કર.' ત્યાર પછી આ વેણ સાંભળી મોહ મહારાજ મુખ મરડી બોલ્યો, 'અરે! દૂત! વાચાળ એવું શું લવે છે? પુરૂષોમાં ટિટોડા જેવો એ કુમારપાળ કોણ છે? કે જે ભગાડી મૂકેલા બિચારા અધમ ધર્મરૂપથી પ્રેરાઈ, ત્રણે જગતમાં ગાંજ્યો ન જાય એવા પરાક્રમવાળા મને હરાવવાની વાંચ્છા રાખે છે? સકલ ત્રિભુવનની પરિપૂર્ણતા પણ જેને પહોંચવાને પુરતી નથી, એવો જેનો પ્રતાપવૈભવ છે, એવા શ્રી મોહ ભૂમિપાળને સત્રુથી છુપાતા એવા આ નૃપ કીડાઓ વડે ભગાડવાને શક્તિવાન થશે? રે દૂતાધમ? જા! તારા રાજાને જણાવ કે, મોહ-આ-આવી પહોંચ્યો.'

જ્ઞાનદર્પણ કહે છે-રે જાલમ મોહરૂપ! એવી શી ડંફાસ મારે છે? સાંભળઃ—

જેણે તને સપરિમંડ (રસાલા સાથે) પૂર્વે ધ્યાનાગ્નિરૂપી શસ્ત્રના તેજથી દગ્ધી નાંખ્યો છે, એવો જિનેશ્વરના પાદકમળમાં ભ્રમરરૂપ શ્રી ચૌલુક્યચંદ્ર રાજા વિજય પામે છે કે જે તારા વલ્લભ એવા કાળા મોઢાના ધુતાદિ ભડવાઓને પોતાના પુરમાંથી હાંકી કાઢે છે; તો તું વૃથા શું બડાઇ મારે છે?

1 ન્યાયથી વર્તનાર.

મોહરાજ પુનઃ કહે છે, રે! દૂત!:—

જે બાપલાને મેં મ્હારા પોતાના સત્વબળથી સ્થાનભ્રષ્ટ કર્યો છે એવો ધર્મ વળી શું મોઢું લઇને અહીંઆ આવ્યો છે?

વડીલ હોવાથી પૂર્વે મેં એને જીવતો મૂકી દીધો હતો, પરંતુ હમણા તો હું રણને મુખે[1] પ્રથમ એનીજ આહૂતિ આપવાનો છું.

અથવા—

અતિ વૃદ્ધપણાને લઇ ધર્મ મરણની સન્મુખ થાય એ યોગ્ય છે; પરંતુ તારો રાજા મૂર્ખની પેઠે બીજાને માટે મરવાને શા માટે ઇચ્છે છે?

હા સમજ્યો એ તો ધર્મનન્દિનીએ પોતાના પિતાની સંપદા માટે એને ઉશ્કેરેલ છે માટે મરવાનો છે.

હા! હા! વૈરીને વશ થયેલમાં તે કેટલી બુદ્ધિ હોવી સંભવે?

મ્હારે હાથે એઓ મરણશરણ થવાના છે એ વિધિના લેખ સત્ય કરવાને માટે આ હું ત્હારી પછવાડે હમણાંજ આવ્યો જાણવો. તું પણ રણસંગ્રામમાં ત્હારા સ્વામીને અને ધર્મને મને બતાવજે.

એવા વેણોથી તિરસ્કાર પામેલો જ્ઞાનદર્શ[2] રાજાની પાસે આવી પહોંચ્યો. મોહ પણ દુર્ધ્યાનરૂપ સેનાની વિગેરેની વચ્ચમાં રહી, માત્સર્યરૂપી અભેદ્ય કવચ[2] ધારણ કરી દુષ્કૃતિ રૂપી પ્રમાદ અસ્ત્રોની પરમ્પરાથી સજ્જિત બની, નાસ્તિકયરૂપી ગજપર આરૂઢ થઇ, કુશાસ્ત્રરૂપી વાદિત્ર ધ્વનિથી, અનેક લોકને બીહવડાવતો, ક્રોધાદિ કરોડો સુભટોનું રક્ષણ લઇ શ્રી ચૌલુક્ય સેનાની પાસે આવી ચડ્યો અને સૈન્યને આગળ ચલાવ્યું. રાગ-કેસરી પ્રમુખોને બોલાવી, પ્રોત્સાહન આપ્યું, એટલે તેઓ આ પ્રમાણે બોલવા લાગ્યાઃ—

એટલે કેઃ—

રાગઃ—અહો! હું જાગત હોઉં, ત્યાં ધર્મ કોણ માત્ર છે!

કુમારપાળ કોણ માત્ર છે? કારણ કેઃ-

1. મુખમાં-મોખરે.
2જ્ઞાનદર્પણ 2બખ્તર.

**અહલ્યા** જોડે ઈંદ્રે જારકર્મ કર્યું, પોતાની પુત્રી પછવાડે બ્રહ્મ દોડયા, ગુરૂપત્નિની ચંદ્રે વાંછા કરી, એવા મેં કોને પોતાના પદથી પ્રાયે ભ્રષ્ટ નથી કર્યાં ? ત્રણ ભુવનને ગાંડાતુર બનાવી દેવાની વિધિમાં મ્હારા[1] કામાઓનો શ્રમ જેવો કોઇનો શ્રમ છે ? આમ જ્યારે રાગ બોલી રહ્યો એટલે-

**ક્રોધ:**—જગત્ માત્રને અંધ બનાવી દઉં ! બ્હેરે કરી દઉં, સચેતન એવા ધીરને અધીરો બનાવી દઉં, કર્તવ્યને ભૂલાવી દઉં, એટલે હિત શામાં છે તે સાંભળવા પણ ન આપું ! અને બુદ્ધિવાનને શીખેલું યાદ કરવા પણ ન દઉં.

આવા પ્રસંગે **લોભ, દંભ,** અને **અભિમાન** વિગેરે સુભટોએ ભૂજાસ્ફોટનનો આટાટોપ કર્યો, અને હાકોટા પરસ્પર મચાવી એ સ્થાનને ગજાવી મૂકયું.

શ્રી **ચાલુકયસિંહ** પણ વૈરીના સમગ્ર સૈન્યને પ્રોત્સાહિત જાણી પોતે ઉત્તેજીત થઈ **મોહભૂપને** તૃણ માત્ર ગણી નિજ સૈન્ય વિના પણ **મોહને** જીતવાની ઇચ્છાવાળા બની ગુરૂની પ્રસાદીરૂપ (યોગ-શાસ્ત્રનું) વજ્રનું કવચ, ઓઢી,

**અન્તર્ધ્યાન** થવાની **વિશાંતિ** વીતરાગ સ્વરૂપરૂપી દિવ્ય ગુટિકાનો ઉપભોગ કરી, સહજ અન્તર્ધાન થઇ જવામાં ઘણા કુશળ એવા શ્રીમદ્ આર્ય ધર્મ રાજાના પુણ્યકેતુ અને જ્ઞાનદર્પણાદિ અમાત્યોની સ્વલ્પ સહાય સાથે રાખી સૈન્યને પછવાડે રાખી પોતે આગળ ચાલ્યો; અને ક્ષણવારમાં શત્રુની સામે તીરે આવી ચઢયો.

રાજા—અરે જ્ઞાનદર્પણ ! **મોહભૂપના** સ્થાનને દેખાડ; કે જેથી હું એને રમત માત્રમાં પ્રતાપશૂન્ય કરી નાખું.

**જ્ઞાનદર્પણ**—દેવ અગાડી અવલોકન માત્રથી બાવલા માણસના જ્વરના[1] જેવું આ **મોહરાજાનું** સ્થાન દેખાય છે.

(પ્રવેશ કરે છે).

(શ્રી સર્વેએ પ્રવેશ કર્યો) ગુપ્તરૂપે ખડા થઇ રહ્યા. કેટલીકવાર પછી **મોહરાજા** વચ્ચોવચ્ચ પોતાના પરિવારની મધ્યમાં જોવામાં આવી ગયો. તેઓના આવા હાકોટા સાંભળવા લાગ્યો-

**મોહ:**—પુરૂષોમાં એવો કયો કીડો છે કે જે **મોહભૂપતિની** જોડે વૈર રાખે છે ? ખરેખર ! એવાનું તો નિ:સંકરણમાં મરણ થવાનું છે.

(અપૂર્ણ.)

---

# પ્રાચીન પત્રો.

## ૧

## વિજયલક્ષ્મીસૂરિને વડોદરે ભૂપાલવિજયે ખંભાતથી સં. ૧૮૨૫ માં લખેલો પત્ર.

॥ श्री ॥

॥ स्वस्त श्री आदिजिन प्रणम्य श्री वडोदरा नगर महाशुभस्थाने पुज्याराघ्ये महिमामेयं समस्तगुणगणालंकृतगाभचारित्रचूडामनि सकलशास्त्र सिद्धांतना पारिणपर छत्रीस गुणें करी बीराजमांन दिनकर शमांन तेजस्वी शरदऋतु पूर्णचंद्र मंडलानन पात्र सुमति त्रिण गुप्ति पालक मिथ्यात्वना टालक विद्वजन मुगटामनि सकल काग कुशल इत्यादि अनेक उपमा विराजमांन पूज्य शिरोमणि भ। श्री विजयलक्ष्मी सूरीस्वर चरनांण चरण कमलांन.

श्री स्यंभतीर्थथी आज्ञावंत पं। भुपनिविजयग। लषीतं वंदना १०८ वारडवधारज्यो यत.ड्य सुखस्याता छे.

તુમ્હારી સુખસ્યાતાના પત્ર પ્રસાદ કર્યો તે વાંચી ઘણુંજ સંતોષ ઉપના બીજું લખ્યા કારણ એ છે જે તુમ્હો પત્ર ગાંધી ઉપરેં લખો ઉપધાંન આશ્રી

---

1=અંહીં રાગ એટલે કામદેવ લાગે છે.

1=તાપમાં જેમ મનુષ્ય કળકળે, તેમ મોહરાજ થરથરવા લાગ્યો એવો ભાવ દેખાય છે. ભા. કર્તા.

સંવેગી પાસેં પેંસવાની રજા આપી તે તો સ્યારૂ કર્યું પણ તુહ્યો તો મોટા છો તુહ્મે જે લખ્યું તે અમે મહા અંતરાય કર્યો પણ અહ્યારેં એહમાં જે હાંસલ ખાવાને વાસ્તીડય લાંચ લેવા વાસ્તી એ કર્મ બાંધ્યું છેં તે અહ્મે પાતકી થયા તે તુહ્મનેં મલીસ્યુ તીવારેં ડડ (આ) લોયણુ તથા તપ કરવો ઘટસ્યેં તે તુહ્મ પાસેં કરી અંતરાય છોડીસ્યું પણુ ગચ્છમાં તુહ્મારી તથા સા(મા)ની આગ્રા રજા અડકાવ છઇ તીવારેં માંગીવી પણ અડકાવ ન હોત તો તુહ્મનેં તથા અમનેં કોય શ્રાવક રજા મગાવત નહી તુહ્મનેં ન કહજે તુહ્મો કિહાં વસો છો અને બીજું ગછથી બીજા ગછના જતીની કરીયા સુધી કરીનેં ગછના જતીની તથા ગછનાયકની કરીયા નથી કરતા તે માટેં ઓસવાલને એ વાતનો મમત ઘણો છેં જે એ અપાસરેં એ ગછવાસીઓ કનેં ઉપધાંન માલ નહીં કરીએં. એહવા કદાગ્રહ કરેં તે અહ્મે તો ન ખમાય માટેં ગાંધીનઇ આગલ કરિ મારગ ગછના ભાગેં તે માટે અડકાવ ક...છેં અને તુહ્મનેં એ વાત ગમતી હોય તો અમારેં કાંઈ કાંમ નથી સુખેં ગચ્છ(નો) ઉદે જાઓ પણુ તુહ્મારા સારા વાસ્તીડ્મો પણુ એટલા શ્રાવકનેં અણખામણા થયઇ ને તુહ્મો ઈમ કહું લખ્યુ તો સુખેં પેંસવા દેસ્યું પછી ખંભાતિ શ્રાવક છેં હવેં મારગ મોકલો થયો હવેં સર્વ શ્રાવક સંવેગીની કરીયા કર(સ્યે) ગચ્છમાં જતીની કરીયા નહી કરેં તીવારેં સારૂં ગછની સોભા સીરી રહેંસ્યેં......ઉ અપાસરેં આવેં છેં કોય તે પણુ નહી આવઈ માટે તુહ્મો થી ખંભાયત અ...ગાંધીને ઉપધાંન વહેંવરાવી માલ પહેરાવી ઓછવ કરી તુહ્મો વીહાર કરવો ઘટે તો સુખેં કરજ્યો તે। વાતની ચિંતા ન કરવી આપણે ગછની ઉનત દીસેં તુહ્મારી સોભા જસ થ.ઇ તે વાતેં રાછ છીઇ ઓસવાલીએ તપીયાનેં મોહે અમડ કરી જે તુહ્મ પાસેં ઓછ ઉપધાંન વહીસ્યેં તે વાતનેં પણ વર્ષ ૧ાા થયું પેંસાયુ નથી તે અડકાવ માટેં તુહ્મો પધારસ્યો તે હવેં તુહ્મ પાસેં વરસ્યેં ઇતિ તત્ત્વં બાકી રજા આપું તો આખા ગછના શ્રાવક શ્રાવિકા સર્વ તેહુ પાસેં જસ્યેં ત્યારેં તુહ્મારે પાંતીઇ કાંઇ રહેંસ્યેં તે નથી માટેં તુહ્મો જરૂર એકવાર પધારજ્યો પછેં તો તુહ્મો ડાહ્યા છો તુહ્મનેં તો ઝાઝુ લખવું તે કારમું છેં ન આવો તો અમે સર્વનઇ રજા આપીસ્યું જ્યારેં અડકાવ કર્યો છઇ તીવારેં તુહ્મ ઉપરેં રાગ તેડાવ્યાનો કરો છેં માટેં જેહવું હોઈ તેહવું લખી જણાવજ્યો જો (ભા)વો તો સમાચાર ફરી લખજ્યો જે આગ્રા આપીઈં સંવત ૧૮૨૫ માગસર સુદિ ૧૦ રવૌ ॥ એ ગુનહો પડયો તે માફ કરજ્યો એકજ (સ)મે ચૂકાણુ ૫૦। હવેં નહીં (ચૂકું).

## ૨

## વિજયલક્ષ્મીસૂરિએ પ્રેમવિજયગણિને છાણી લખેલો ટુંકો પત્ર.

॥ श्री ॥

उं नत्वा भ.। श्री विजयलक्ष्मी सूरभिर्लिख्यते पं। श्री प्रेमविजय ग। वराणां अत्रश्रीऽनुमति अमारि तथा पं। नर पं हित पं। न्यान प्रमुखनी वंदना जाणयो तत्र पं। मोहनजीनें कंहयो तथा प्रति केवलदासनी परिखजीनें आपी छें बिजी प्रति २ केवलदासनी आपणे इहां छें ते मोकलीशुं आपणी प्रति २ सीरप्रश्न १ सीताउला टाणुं २ ए केवलदास पासें छें स आपे तो लेयो मि. मुरतिमां गणेशजी काले प्राप्त छे ते उपर पं। पुरुषोतमजी टांगु २ तिहां गयां छें मनिभद्र यात्रानी इछा छें पिन तथा विध ग्राममां सर्व मिलस्यें तो लखीस्युं सर्व श्रावक श्राविकानें धर्मलाभ कंहयो मार्गशिर वदि १० दिने प्रत्युषे ॥ परं श्री प्रेमविजय गा वराणां श्री छांणीपुरे.

---

# ज्ञानक्रियाभ्याम् मोक्षः

The Highest Life of Blissful Freedom evolving through

## Knowledge and Activity.

The self lives by knowing, just as it is by means of knowledge that it secures its place in the world.

By means of knowledge the self is redeemed from the world.

Where knowledge has assumed the idealistic character, it has usually directed its energies in the direction of reaching a Beyond, in the form of the transphenomenal; but in doing this it has no right to overlook the fact that the self which puts forth the knowledge does not relinquish knowledge at the moment it realises it; for this reason it becomes necessary to regard the *exercise* of knowledge, not as a mere *representation* of something exterior, but as the *realisation* of that which is internal.

* * *

The human self endeavours to think the world and will the world, because that self has something worldlike about it.

In the *attitude* and *action* of the *whole* self we see what reality can be.

The aim of the self is not simply to experience the exterior, or to exhibit the interior, but *to affirm itself as real.*

In its attitude towards the exterior world the self cannot wholly conceal its contempt, the expression of which is not at all out of place to-day, when the usual philosophy of life resembles a hut rather than a ivory tower, when man is looked upon as a servant of the world instead of its master. Realism, which thinks that man exists for the world, is no nearer to the truth than romanticism, which thinks the world exists for man. Our dialectic will be satisfied with the system of philosophy or poetry which makes the *self supreme.* Meanwhile it cherishes the belief that the anti-natural and anti-social phases of egoism are only preliminary to a more constructive view of the self in the world and society, which are unable to submerge it. All that the world of things and persons can do for the self is to provide it with a place where it may enjoy its inner existence *and* exert its particular powers. Yet the full fate of the ego in the world is a problem which demands independent treatment through which the ultimate meaning of all human striving and hoping may be properly analysed and thoroughly appreciated.

* * *

The work of the self in the world being a world-work, it is not difficult to raise the ego from the idea of *efficiency* to that of *superiority* wherein its true character consists.

Reality is the form of human self-hood and consists in the *possession* of that which exists rather than the mere striving after it. In this respect, reality, as expressed by the ego, is of aristocratic* character, while the conception of reality as formulated by realism is necessarily mediocre and unworthy. Only by the calm possession of the real is the self able to *entertain* and *express* the

* Compare the concept of Siddha on the highest summit, beyond Loka, and possessed of unique nature.

notion of its inherent essence and its intrinsic worth.

While *activity* has an acceptable place in the dialectics of the self, that place is not the highest one; and where striving is necessary for the development of the ego's nature, the *character of that striving is chiefly negative*, consisting of a reaction against the world.

* * *

It is the fate of sensation to be raised above itself by the will; none the less it is the fate of the will to elevate to an unwonted plane through the intellect. Where the intellect has performed such a task as the *intellectualising of volition*, and where it occupies such an exalted position, its character is seen to be something more than that of intellect in the ordinary sense of the term.

The intellect supersedes itself by virtue of the fact that *it creates something beyond*, or that which is an exaggeration of the mere intellect. As a result, the intellect brings the self into being, while it affords the self an intuition of the world as a whole. The *mind* can not *experience* the *world-whole*, nor can it will the universe in its totality; but it can contemplate the world-whole *in the moment that it contemplates itself*.

* * *

In the assertion of the self, will promotes intellect, while intellect perfects will. The union of these two *functions of reality* is found in the human self.

* * *

The peculiar character of *intro-activity* has been obscured by *physical* and *social* considerations, which have made it impossible for humanity to live *from* within.

* * *

In order to gather the fruits of ego's activity, it is necessary to consider the *nature* and *activity* of the self in the light of intellect. In our day, where positivism and fragmatism have conspired to betray the intellect, it is not possible to advance the claims of the intellect with the case of the older *rationalism*, but since our dialectics must repudiate rationalism, we do not feel the deprivation when it is taken away.

Rationalism sought to remove contradiction *by removing life*; intellectualism, which has the individual on its side, attempts *the far different* task of *reducing this chaos to order*. These circumstances place the *principles* of intellectualism in a different light; no longer does the mind seek to secure sway over the realm of impersonal sense, for now it is engaged *in subduing the will as this appears in the living form of individual life.*

As in other phases of our study, egoism and activism have the effect of presenting new problems and new way of solving them. In the present case, where we are striving to secure a *consistent* and *sufficient* notion of selfhood, the subjugation of the will by the intellect lends new meaning to the intellectualist problem, which is seen to proceed from the voluntaristic rather than from the sensational, as was the case with the older rationalism.

Philosophy has ever been optimistic concerning the will; it has *assumed* that, with all the uncertainty of speculation, action, was something sure. But the rise of voluntarism has brought us to the place where we are called upon to inquire concerning the authenticity of action, for the mind may doubt the deed as well as the thought. Where the human self reacts

upon nature and initiates an independent course of activity, it abandons the obvious and instinctive for the uncertainties of the ideal. In this way it may become *decadant* and mystical, and *under the guise of genius* may sink into degeneration. In the case of individualism to-day, something not wholly unlike this confronts us. With the elaboration of and emphasis upon the obvious, the solidaric in the physical and social orders has left the ego to choose a course of *activity at once bizarre*, so that he who believes in the self, and believes the world is to be measured in terms of the self, is forced to seek instruction and nourishment from the dialectics of Decadence. One may seek self-justification in the thought that he may like his goods wherever he finds them, and yet the conditions of individualism are plainly deplorable in their anti-social and anti-natural ideals. If we seek selfhood in sense, we are threatened by sensualism and Wagnerism; if we pursue the self through will, we may fall a prey to nistzschian negations; if we turn to the intellect, we fear the fallacies of mysticism

Having examined the subbordinate forms of selfhood, as these appear in the phenomenal and activistic orders, we are now anxious to discover what may be found *at the poles* of the intellect; in what sense is the self a *scio* or a *cogito?* The true egoist should be willing to place his affair upon nothing obvious and evident, so that we are not disconcerted when we find that the only consistent support for the self seems to be found in the intellect The danger that confronts us here is that of *formality* and *passivity*, for the intellect is famous for its *impassibilite*. Our chief source of trust in the intellect lies, *not in what philosophy has allready said about it*, but in what has thus far been neglected The intellect indeed seems impossible and formal, but its condition may be an *acquired* passivity, which has come about by the expression of superior forces. This is indeed the inner condition of the self on our dialectic has been considering it, and our claim for *intro-activity* on the part of the self was but preliminary to the claim we now make for the interior life of the ego.

The inner life as an intellectual one cannot be understood if the ego is regarded as something purely representative, an imitative mirror of the universe. If the world were content to leave the ego to its work, the life of the self were simple indeed; but the individualistic history of humanity shows how thoroughly has the spirit of the world, sensational and activistic, invaded the soul, so that the life of man has ever been a tumultuous one. For this reason the primary work of the intellect, a work destined never to be complete, has consisted in *subduing the contradictory forces of the natural order.* The *will to live* carries and sustains the natural world, but when it enters the ego it causes chaos. To still this chaos, reduce *experience* to *order*, and *establish the independence of the inner life*, is the work the intellect has long been carrying on, so that it was from the voluntaristic rather than the empirical that the intellect proceeded.

Rationalism has expected the world to *come* to it, and, in its *a priori* fashion, it prepared the *moulds* into which the plastic world-stuff was supposed to enter and receive shape. But the actual situation reveals the fact that the intellect *must exert* its superior powers to quell the Dionysian revolt that from the beginning has been going

*seeking to evince* the existence of a free world of work in which the creative activity of the self is viewed in constructive manner.

Libertarianism can do no more than demonstrate the *abstract possiblity* of freedom as a force which exerts itself *here and there from time to time.*

Intro-activity, however, seeks to account for the continuity and systematic coherence of human activity., for, from the inception of human culture, the human spirit has been tracing in the air a line parallel to the course of the natural world. The freedom of humanity is thus something which leads the ego forward *beyond nature* rather than backward into the meshes of causal law; the proof of one is the same as the proof of the other: it is the perceptible fact of a system of nature below, and a system of humanity above. The possibility of introactivity has been ignored by traditional ontology, which has penetrated beneath the crust of reality to the subterannean fires of free energy. The free strivings beneath the crust of formal reason are essential to a comprehension of the whole, and without the recognition of inter-activity, the significance of human reality will be superficial indeed.

* * *

The intro-activity of selfhood, *recognisable in the form of human culture* consists of a *complete* act of self-affirmation. This affirmatory act on the part of the self consists, not of some life-force whose aim could be no more than the acquisition of the immediate, but of a striving towards the *remote* and *disinterested*, far removed from the *spirit of mediocrity* that so sullenly broods over the world. The superior world of selfhood does not simply exist, but is an *effect* thrust out by the ego as it seeks to strive beyond itself and achieve a 'victory over the invisible.' This act of self-affirmation wills the self and the world as one—that is, the self is willed as a world.

* * *

The ego is known by means of a comlete form of self-affirmation, in which thought and action are one and the same; this self-affirmation, therefore, is a conscious act and active thought. Its selfhood and its worldhood are one and the same.

* * *

When dialectics sounds the depths of sensation, volition, and intellect, it observes at the outset that the intellect holds the secret and serves the plan of the self in a way unknown to the other two forms of spiritual life. Sensation does indeed make the self aware of its existence, as also of its position in the world; activity enables the self to re-act upon its experiences; but the power to improvise, the power to detach the ego *from the world, belongs neither to sensation* nor volition, but to the intellect alone. If, therefore, the ego is to gain ascendancy over the world, it must be by means of the *spontaneity* of the *free* intellect.

Knowledge is thus to be understood as a striving after the substantial in the *midst* of the contradictions inherent in sensation and volition.

—SHAW.

# શ્રી જૈન વિદ્યાર્થી આશ્રમ–સુરત.

માણેકઠારી પુનમની શુભ રાત્રિએ આ સંસ્થાની મુલાકાત લેવાનો આનંદદાયક પ્રસંગ મને ગૃહપતિ અને માનદ મંત્રીએ ઉપસ્થિત કરી આપ્યો તે માટે તેમનો ઉપકાર માનું છું. સંસ્થાની સર્વ હકીકત નિવેદન કરવામાં આવી અને અનેકવિધ પ્રવૃત્તિ તેમાં થતી જોઇને મને આનંદ થયો. મને આકર્ષક વાત વિદ્યાર્થીઓ તરફથી નિકળતું "પ્રભાત" નામનું હસ્તલિખિત માસિક છે તે અને સુરત જૈન સમાજના ઉપસ્થિત થતા મહા પ્રસંગો વખતે વિદ્યાર્થીઓ સ્વયંસેવકોની ગરજ પુરી પાડે છે તે લાગી છે. "પ્રભાત" ના અંકો સુંદર અને પ્રેરક છે; તેમાં વખત જતાં વિચારપ્રવાહ સુનિયંત્રિત અને સુયોગ્ય માર્ગે વહ્યો જશે, એવી ખાત્રી ભરી આશા છે. સેવાના માર્ગમાં વ્યાવહારિક તાલીમ વિદ્યાર્થી જીવનમાંજ મળે તેનું મહત્વ ઘણું છે. તેથી વિનય, નમ્રતા, આજ્ઞાધારકતા અને સંયમનનાં આવશ્યક બોધપાઠો મળે છે. તે આખા જીવનને ઓપ આપે છે.

આ સંસ્થાના મુખ્ય સંચાલક મંત્રી શ્રીયુત્ હરીલાલ શાહ એક તરુણ ગ્રેજ્યુએટ છે. શિક્ષણશાસ્ત્રના અનુભવી છે. તેમનામાં ઉત્સાહ, સેવાભાવ અને જોસ છે તેથી સંસ્થાને સારા પાયાપર લઈ જવામાં એક પ્રબળ નિમિત્તભૂત થયા છે અને થશે એમાં શક નથી. ગૃહપતિ રા. પોપટલાલ પણ સાહિત્યરસિક અને સંસ્કારીયુવક છે. તે બન્ને સજ્જનોના સુમિશ્રણથી આ સંસ્થાનું ભવિષ્ય સુંદર છે, એમ લાગે છે.

સંવત્ ૧૯૮૨ નો આ સંસ્થાનો છપાયેલ વૃત્તાંત વાંચ્યો તેમાં આ વિદ્યાલયને જે જે આવશ્યકતાઓ છે તેનું સંક્ષિપ્ત વર્ણન છે. આ જરૂરીયાતો સુરતના ભલા શ્રીમંતો પુરી પાડશે તો એક આદર્શ છાત્રાલય બનશે. શારિરીક કેળવણી અને અંગબળની તાલીમ વગર જૈન વિદ્યાર્થીઓનાં શરીરો સર્વત્ર જ્યાં જુઓ ત્યાં ક્ષીણ અને કાન્તિહીન લાગે છે. આથી દરેક વિદ્યાલયમાં અખાડો–કસરતશાળા હોયજ અને શારિરીક કેળવણી પણ ફરજ્યાત વિદ્યાર્થીએ લેવી જોઇએ—એમ થવાની પ્રધાન આવશ્યકતા છે. માનસિક કેળવણીની વૃદ્ધિ માટે–પુષ્ટિને માટે સમૃદ્ધ પુસ્તકાલયની પણ જરૂર છે. ધાર્મિક કેળવણી વગરનું તો કોઈ જૈન વિદ્યાલય હોવું ન ઘટે. આ ત્રણે જાતની કેળવણી જ્યાં મળી શકે એવું સાદું વિશાળ ચોગાનવાળું અને તે તે કેળવણીનાં સાધનો પુરાં પાડનારૂં મકાન પણ સ્થાયી હોવું જોઇએ. પ્રયાસ કરતાં કરતાં તેમજ ઉદયના સમયો આવી મળતાં આ બધું ભવિષ્યમાં આવી મળશે.

આ સમયે છેવટમાં એમ પણ કહ્યા વગર ચાલતું નથી કે સુરતના જૈનોને આ સંસ્થા તેમજ બીજી સંસ્થાઓ પૂરી પાડી–નિભાવી પોતાની ઉદારવૃત્તિ બતાવી છે. તે માટે તેમને ધન્યવાદ છે અને તેઓ તેને હવે જેમ બને તેમ વધુને વધુ સંપૂર્ણ અને આદર્શમય બનાવવા જરૂર કંઇ ને કંઈ કરતાજ રહેશે એવી તેમને મારી વિનંતી છે. આ સંસ્થાનો ઉત્તરોત્તર અભ્યુદય ઇચ્છી.

સુરત, સં. ૧૯૮૩ ના અશ્વિન શુ. ૧૫

મોહનલાલ દલીચંદ દેસાઈ.
B. A. LL. B.
વકીલ હાઈકોર્ટ, મુંબઈ.

# प्राकृत-पाठावली

[ कर्ता पं० बेचरदास जीवराज दोशी ]

## पढमो पाढो

### मंगलं

नमोऽत्थु णं समणस्स भगवओ महावीरस्स।

( १ )

नमो अरिहंताणं।
नमो सिद्धाणं।
नमो आयरिआणं।
नमो उवज्झायाणं।
नमो लोए सव्वसाहूणं। —नमोक्कारो।

( २ )

अरिहंता मंगलं।
सिद्धा मंगलं।
साहू मंगलं।
केवलिपन्नत्तो धम्मो मंगलं। —मंगलं।

( ३ )

अरिहंते सरणं पवज्जामि।
सिद्धे सरणं पवज्जामि।
साहू सरणं पवज्जामि।
केवलिपन्नत्तं धम्मं सरणं पवज्जामि। —सरणं।

## दुइयो पाढो

णो पमादे कयाइ वि। आयओ बहिया पास।
लोभस्स पासे णिरयं महंतं। कम्मणा उवाही जायति।
कामेसु गिद्धा णुणरंति गब्भं। अमुणी सया सुत्ता।

मुणिणो सया जागरंति। कुसले पुण णो वद्धे, णो मुक्के।
वीरे नो सहते रतिं। वीरे न रज्जति। जहा अंतो तहा वाहिं।
जहा वाहिं तहा अंतो। अणेगचित्ते खलु अयं पुरिसे।
रूवेसु विरागं गच्छेज्जा। पुरिसा! सच्चमेव समभिजाणाहि। आरियवयणमेवं।

---

## तइयो पाढो

अप्पाणं कसेहि। अप्पाणं जरेहि। वयं पुण एवमाइक्खामो। सव्वे पाणा न हंतव्वा! किमत्थि उवाही(धी) पासगस्स?। अत्थि सत्थं परेण परं। णत्थि असत्थं परेण परं। जे एगं नामे से वहू नामे। जे वहू नामे से एगं नामे। जे एगं जाणइ से सव्वं जाणइ। जे सव्वं जाणइ से एगं जाणइ। जहा जुन्नाइं कट्ठाइं हव्ववाहो पमत्थति। नाऽणागमो मच्चु-मुहस्स अत्थि। जे आरिया ते एवं वयासी। पास लोए महब्भयं। वुद्धेहिं एयं पवेदितं। मेहावी जाणिज्जा धम्मं। समयाए धम्मे आरिएहिं पवेदिते। समणे महावीरे पुव्वं देवाणं धम्ममाइक्खति, पच्छा मणुस्साणं। अप्पेगे सीसमब्भे। अप्पेगे पायमच्छे। अप्पेगे उद्दवए। जे अज्झत्थं जाणइ से वहिया जाणइ। आरंभसत्ता पकरंति संगं। सुअं मे आउसं! तेण भगवया एवमक्खायं। अप्पमत्तो परिव्वए। अणगारे दीहरायं तितिक्खए। एयं कुसलस्स दंसणं।

---

## चउत्थो पाढो

### महव्वयउच्चारणा

सव्वाओ पाणाइवायाओ वेरमणं।
सव्वाओ मुसावायाओ वेरमणं।
सव्वाओ अदिन्नादाणाओ वेरमणं।
सव्वाओ मेहुणाओ वेरमणं।
सव्वाओ परिग्गहाओ वेरमणं।
सव्वाओ राइभोअणाओ वेरमणं।

सव्वं भन्ते! पाणाइवायं पच्चक्खामि—नेव सयं पाणे अइवाएज्जा, नेवऽन्नेहिं पाणे अइ-वायाविज्जा, पाणे अइवायंते वि अन्ने न समणुजाणामि जावज्जीवाए तिविहं तिविहेणं।१।

सव्वं भन्ते! मुसावायं पच्चक्खामि—नेव सयं मुसं वएज्जा, नेवऽन्नेहिं मुसं वायावेज्जा, मुसं वयंते वि अन्ने न समणुजाणामि जावज्जीवाए तिविहं तिविहेणं।२।

सव्वं भन्ते! अदिन्नादाणं पच्चक्खामि—नेव सयं अदिन्नं गिण्हिज्जा, नेवऽन्नेहिं गिण्हा-वेज्जा, अदिन्नं गिण्हंते वि अन्ने न समणुजाणामि जावज्जीवाए तिविहं तिविहेणं।३।

सव्वं भन्ते ! मेहुणं पच्चक्खामि–नेव सयं मेहुणं सेविज्जा, नेवऽन्नेहिं सेवावेज्जा, मेहुणं सेवंते वि अन्ने न समणुजाणामि जावज्जीवाए तिविहं तिविहेणं ।४।

सव्वं भन्ते ! परिग्गहं पच्चक्खामि–नेव सयं परिग्गहं परिगिण्हेज्जा, नेवऽन्नेहिं परिग्गहं परिगिण्हाविज्जा, परिग्गहं परिगिण्हंते वि अन्ने न समणुजाणामि जावज्जीवाए तिविहं तिविहेणं ।५।

सव्वं भंते ! राइभोयणं पच्चक्खामि–नेव सयं राइं भुंजेज्जा, नेवऽन्नेहिं राइं भुंजाविज्जा, राइं भुंजंते वि अण्णे न समणुजाणामि जीवज्जीवाए तिविहं तिविहेणं ।६। –समणसुत्तं.

---

## पंचमो पाढो

### दुक्खं

जे कोहदंसी से माणदंसी, जे माणदंसी से मायदंसी, जे मायदंसी से लोभदंसी, जे लोभदंसी से पेज्जदंसी, जे पेज्जदंसी से दोसदंसी, जे दोसदंसी से मोहदंसी, जे मोहदंसी से गब्भदंसी, जे गब्भदंसी से जम्मदंसी, जे जम्मदंसी से मारदंसी, जे मारदंसी से णिरयदंसी, जे णिरयदंसी से तिरियदंसी, जे तिरियदंसी से दुक्खदंसी ॥ —आयारंगसुत्तं.

---

## छट्ठो पाढो

### अप्पा

से ण दीहे, ण हस्से, ण वट्टे, ण तंसे, ण चउरंसे, ण परिमंडले; ण किण्हे, ण णीले, ण लोहिए, ण सुकिले; ण सुरहिगंधे, ण दुरहिगंधे; ण तित्ते, ण कडुए, ण कसाते (ए), ण अंबिले, ण महुरे; ण कक्खडे, ण मउए, ण गरुए, ण लहुए, ण सीए, ण उण्हे, ण णिद्धे, न लुक्खे; ण काऊ(ओ), ण रुहे, ण संगे, ण इत्थी, ण पुरिसे, ण अन्नहा; परिण्णे, सण्णे.

उवमा ण विज्जति, अरूवी सत्ता; अपयस्स पयं नत्थि, सव्वे सरा णिअट्टंति, तक्का जत्थ ण विज्जति, मती तत्थ ण गाहिता, ओए, अप्पतिट्ठाणस्स खेयन्ने.

से ण सद्दे, ण रूवे, ण गंधे, ण रसे, ण फासे इच्चेतावंति त्ति बेमि.

—आयारंगसुत्तं.

---

## सत्तमो पाढो

### विरागो

अप्पं च खलु आउयं इहमेगेसिं माणवाणं, तं जहाः–सोयपरिण्णाणेहिं परिहायमाणेहिं, चक्खुपरिण्णाणेहिं परिहायमाणेहिं, घाणप० प०, रसणप० प०, फासप० प०, अभिकंतं च खलु वयं संपेहाए, तओ से एगया मूढभावं जणयति.

जेहिं वा सद्धिं संवसति, ते वि णं एगया णियगा पुव्वं परिव्वयंति; सो वा ते णियगे पच्छा परिव्वएज्जा. णालं ते तव ताणाए वा, सरणाए वा; तुमं पि तेसिं नालं ताणाए वा सरणाए वा.

से ण हासाए, ण किड्डाए, ण रतीए, ण विभूसाए. इच्चेवं समुट्ठिए अहोविहाराए, अंतरं च खलु इमं संपेहाए धीरो मुहुत्तमपि णो पमायए. वओ अच्चेइ, जोव्वणं च ।

जीविए इह जे पमत्ता से हंता, छेत्ता, भेत्ता, लुंपित्ता, विलुंपित्ता, उद्दवेत्ता, उत्तसइत्ता, अकडं करिस्सामि ति मण्णमाणे.

जेहिं वा सद्धिं संवसति ते वा णं एगया नियगा पुव्वि पोसंति, सो वा ते णियगे पच्छा पेसेज्जा–णालं ते तव ताणाए वा, सरणाए वा, तुमं पि तेसिं णालं ताणाए वा, सरणाए वा.

ततो से एगया रोगसमुप्पाया समुप्पज्जंति.

जाणित्तु दुक्खं पत्तेयं सायं.

भोगामेव अणुसोयंति–इहमेगेसिं माणवाणं. तिविहेण जावि से तत्थ मत्ता भवइ–अप्पा वा, बहुगा वा; से तत्थ गढिए चिट्ठति भोयणाए. ततो से एगया विप्परिसिट्ठं संभूयं महोवगरणं भवति, तं पि से एगया दायाया विभयंति, अदत्ताहारे वा से हरति, रायाणो वा से विलुंपंति, णस्सइ वा से, विणस्सइ वा से, अगारदाहेण वा से डज्झति.

—आयारंगसुत्तं.

---

## अट्ठमो पाढो

### मिच्छा मि दुक्कडं

किर एगया एगस्स कुंभगारस्स कुडीए साहुणो ठिया. तत्थेगो चिल्लगो चवलत्तणेण तस्स कुंभगारस्स कोलालाणि अंगुलियधणुहगएणं पाहाणेहिं विंधेइ. कुंभकारेण पडिजग्गिओ दिट्ठो भणिओ–खुड्डगा ! कास मे कोलालाणि काणेसि ? खुड्डओ भणइ–मिच्छा मि दुक्कडं, न पुणो विंधिस्सं, मणागं पमायं गओ मि त्ति. एवं सो पुणो वि केलीकिलत्तणेण विंधेऊण चोइओ मिच्छा–मि–दुक्कडं देइ. पच्छा कुंभकारेण सढो त्ति नाऊण तस्स खुड्डगस्स कण्णामोडओ दिन्नो सो भणइ–दुक्खविओ हं, कुंभकारो भणइ–मिच्छा–मि–दुक्कडं. एवं सो पुणो पुणो कण्णामोडयं दाऊण मिच्छा–मि–दुक्कडं करेइ. पच्छा चेल्लओ भणइ–अहो ! सुंदरं मिच्छा–मि–दुक्कडं ति । कुंभकारो भणइ–तुज्झ वि एरिसं चेव मिच्छा–मि–दुक्कडं ति. पच्छा ठिओ विंधेयव्वस्स. किंच—

નારની ખબર આપનારને સવા રૂપીઓ આપવો "-

## ૮. શેઠ ફકીરચંદ પ્રેમચંદ સ્કૉલરશીપ (પ્રાઇઝ)

આ સ્કૉલરશીપ (પ્રાઇઝ)ની શરતો મુજબ આવેલી અરજીઓ તપાસતાં મી. છોટાલાલ કેશવજી દોશી (શ્રી મહાવીર જૈન વિદ્યાલયના વિદ્યાર્થીને) સંસ્કૃતના વિષયમાં સૌથી વધારે માર્ક્સ મેલવનાર તરીકે રૂ. ૪૦) ચાલીસનું ઇનામ આપવા ઠર્યું છે. તેમજ સુરતના વતની અને કુલ્લે સૌથી વધારે માર્ક્સ મેલવનાર તરીકે આવેલી અરજીઓ પૈકી મી. મોતીચંદ મગનભાઇ પ્રતાપચંદ ચોકસીને બીજું ઇનામ રૂ. ૪૦)નું આપવા નક્કી કરવામાં આવ્યું છે, આ ઇનામો મેળવવા ફતેહમંદ નિવડનાર વિદ્યાર્થીઓએ યુનિવરસીટીનું પ્રમાણપત્ર તથા મળેલા અને અમોને જાહેર કરવામાં આવેલા માર્ક સંબંધી ખાત્રી આપી નક્કી થએલાં ઇનામો લઈ જવાં યા મંગાવી લેવાં.

## ૯ મંત્રી પદમાં ફેરફાર—

આ સંસ્થાના એકટિંગ રેસીડેન્ટ જનરલ સેક્રેટરીઓ શ્રીયુત મકનજી જે મહેતા, બાર-એટ-લૉ તથા મોહનલાલ બી. ઝવેરી સોલીસિટર તરફથી પોતાના હોદ્દાનું રાજીનામું તા. ૨૪-૯-૨૭ ના રોજ આવતાં સંસ્થાની સ્ટેંડિંગ કમિટીની તા૦ ૩૦-૯-૨૭ ના રોજ મળેલ બેઠક વખતે રજુ કરવામાં આવતા સર્વાનુમતે ઠરાવવામાં આવ્યું હતું કે "રા. મકનજી. જે. મ્હેતા તથા મોહનલાલ ભગવાનદાસ ઝવેરીએ અત્યાર સુધી એ. રેસીડેન્ટ જનરલ સેક્રેટરી તરીકે કરેલાં કાર્ય પ્રતે આજની સભા સંપૂર્ણ વિશ્વાસ જાહેર કરે છે અને તેમના હસ્તક થયેલ કાર્યની કદર બુઝે છે. તેઓએ કરેલ સેવા જોતાં તેમના તરફથી આવેલ રાજીનામું સ્વીકારી શકતી નથી અને રે. જનરલ સેક્રેટરી તરીકે પોતાના હોદ્દાનું કાર્ય ચાલુ રાખવા આગ્રહપૂર્વક વિનંતિ કરે છે."

આ ઠરાવ દ્વારા કરવામાં આવેલ વિનંતિના જવાબમાં સ્ટેંડિંગ કમિટીએ કરેલ ઠરાવ બદલ આભાર માનતાં તા. ૧-૧૦-૨૭ ના રોજ તેમના તરફથી દિલગીરી સાથે જણાવવામાં આવ્યું હતું કે "સેક્રેટરીઓ તરીકે હમો ચાલુ રહેવા ઇચ્છતા નથી." આ સંબંધે છેવટનો નિર્ણય કરવા સ્ટેંડિંગ કમિટીની એક મિટીંગ તા. ૨૦-૧૦-૨૭ ના રોજ રા. શેઠ મણીલાલ સુરજમલ ઝવેરીના પ્રમુખસ્થાને હેઠલ મલી હતી. જે વખતે સર્વાનુમતે તેમની સેવાની નોંધ લેવામાં આવી અને તેઓનાં રાજીનામાં મંજુર કરવામાં આવ્યાં અને શ્રીયુત શેઠ ચીનુભાઇ લાલભાઇ સોલીસિટરની એ. રેસીડેન્ટ જનરલ સેક્રેટરી તરીકે સર્વાનુમતે નિમણુંક કરવામાં આવી હતી.

## શ્રી. સુકૃતભંડાર ફંડની વસુલાત તા. ૯-૮-૨૭ થી ૧૭-૧૦-૨૭ સુધી.

### ઉપદેશક વાડીલાલ સાંકળચંદઃ—

વાસણા-૧) સાંણાપુર-૯) પીગપડ-૮ાા હણુંપી ૨) જંબુસર-૨૩ાાા આમોદ-૩૮ાા સમની-૧૨) કોર-૨૯ા દેહગામ-૨૭ા નવાગામ-૭ા નાયકા-૫ા ખરાંટી-૧૦) કુલ રૂા. ૧૭૪ાાા

### ઉપદેશક પુંજાલાલ પ્રેમચંદઃ—

કડી-૭૦ા જોટાણા-૮૩ાા સાન્થલ-૧૮ા તેલાલ-પાાા બાજંથાસણ-૧૨ાાા ગાકાસણ-૭ાા મુદેડા-૮ા સુરજ-૩૦) કટોસણ-૨૩ાા વાઘરોડા-૫) વરખડીયા-૬) વેકરા-૪ાા ખાવડ-૮ાાા કોલાદ-૨ાા કરણુ-૧) કંડ-૧૦ા આદરજ મેરડા-૨૭ાા ઘોળ-૭) વડુ-૧૫ા કુલ રૂા. ૩૪૭ાા

### ઉપદેશક કરશનદાસ વનમાલીદાસઃ—

સુરત-૧૪૦) મરોલી-૭ા નડોદ-૭) ગ્રામેગ-૧૫) (વાપરી) માંગરોળ-૧૯ાા ગીજરગ-૧૩) વાલીયા ૪૧) લીમેટ-૫૯) ખરચી-૩૬) કોસંબા-૩૮) કુલ રૂા. ૩૮૧)

|| नमो तित्थस्स ||

# જૈન યુગ

[ શ્રી૦ જૈન શ્વે૦ કૉન્ફરન્સનું માસિક-પત્ર ]

પુસ્તક ૩ — કારતક

અંક ૩ — ૧૯૮૪



માનદ તંત્રી

મોહનલાલ દલીચંદ દેશાઈ

બી. એ. એલએલ. બી.

વકીલ હાઇકોર્ટ, મુંબઈ

# વિષયાનુક્રમ.


| વિષય. | પૃષ્ટ. |
|---|---|
| શારદાષ્ટક-કાવ્ય. તંત્રી તથા રા. મોહનલાલ ભ. ઝવેરી. | ૬૧ |
| યશના ગાન-કાવ્ય. રા. બાબુલાલ મોતિલાલ મોદી | ૬૨ |
| **તંત્રીની નોંધ.** | |
| ૧ જૈન પરિષદ્ કેવી જોઇએ ? | |
| ૨ બીકાનેર સ્થાનકવાસી કૉન્ફરન્સ | |
| ૩ વિલાયતમાં એક જૈન યુવકની સેવા | ૬૩-૬૭ |
| **વિવિધ નોંધ.** | |
| ૧ મારવાડમાં સુકૃત ભંડાર ફંડ, ૨ પાશ્ચિમાત્ય લાયબ્રેરીને જૈન પુસ્તકો પૂરાં પાડવાનો પ્રયાસ, ૩ ઝાલાવાડમાં જૈન પ્રતિમાઓ, ૪ કાર્તિકી પૂર્ણિમા અને શત્રુંજય યાત્રા | ૬૭-૬૮ |
| નવા રેસિડંટ જનરલ સેક્રેટરીઓની નિમણુક | ૬૮ |
| બાલચંદ્રસૂરિનું વસંતવિલાસ મહાકાવ્ય | ૬૯ |
| ભક્તામર અને કલ્યાણમંદિર સ્તોત્રો | ૭૬ |
| વિનોદના પત્રો | ૮૧ |
| મોહપરાજયરૂપક નાટકનો સંક્ષિપ્ત સાર | ૮૪ |
| શ્રીમદ્ યશોવિજયજીકૃત જ્ઞાનસારસ્વોપજ્ઞ બાલાવબોધ સહિત | ૮૬ |
| અધ્યાત્મરસિક પંડિત દેવચંદ્રજી. | ૯૨ |



## જૈનયુગ

—જૈનધર્મ, તત્ત્વજ્ઞાન, સાહિત્ય, ઇતિહાસ, જીવનચરિત્ર ને સમાજપ્રગતિને લગતા વિષયો ચર્ચતું ઉત્તમ જૈન માસિક.

—વિદ્વાન્ મુનિ મહારાજશ્રી તથા અન્ય લેખકોની કસાયેલી કલમથી લખાયેલા ગદ્યપદ્ય લેખો તેમાં આવશે.

—શ્રીમતી જૈન શ્વે. કૉન્ફરન્સ (પરિષદ્) સંબંધીના વર્તમાન-કાર્યવાહીનો અહેવાલ સાથેસાથે અપાશે.

તો દરેક સુજ્ઞ આ પત્રના ગ્રાહક બની પોતાના મિત્રોને પણ ગ્રાહકો બનાવશો અને સંઘસેવાના પરિષદ્‌ના કાર્યમાં પુષ્ટિ આપશો.

ચાલુ વર્ષથી વાર્ષિક લવાજમ ટપાલખર્ચ સહિત માત્ર રૂ. ત્રણ

લખો—જૈન શ્વે૦ કૉન્ફરન્સ ઑફિસ.
૨૦ પાયધુની મુંબઇ નં. ૩.

---

આ માસિક બહોળા પ્રમાણમાં ફેલાવો પામવાની ખાત્રી રાખે છે તો જાહેરખબર આપનારાઓને માટે તે ઉપયોગી પત્ર છે; તો તેઓને ઉપરને સરનામે લખવા કે મળવા ભલામણ છે.

# જૈન યુગ.



"Conferences nowadays *overdone.* *Truly* religious conference should be only of *hearts Introspective,* not criticising or blaming others, but carrying on religious *self-examination,* taking all blame on oneself. Jains pride themselves on possessing m st rational logical humanitarian religion, but deny it by Swetambers and Digambers engaging in physical and legal fights, Logic clogging or hairsplitting not conducive of growth From religious sense, humanitarianism is that which exhausts itself in any how protecting lower order Life is hardly human-nay even become-inhuman."

—Mahatma Gandhi


પુસ્તક ૩ | વીરાત્ સં. ૨૪૫૪ વિ. સં. ૧૯૮૪ કાર્ત્તિક | અંક ૩


## શારદાષ્ટક.

રાગ કલ્યાણ.

ઐંદ્રી શારદા ત્રિભુવનસ્વામિની
દાનવ માનવ દેવથી વંદિત
અમરભૂષણ શ્વેતથી મંડિત
તું અર્હન્મુખ-કમલનિવાસિની. ઐંદ્રી શારદા૦ ૧

ભારતી ભગવતી બ્રાહ્મી સરસ્વતી
ખેચરી વાઙમયી ભૈરવી જ્યોતિ
નવરસપૂરિત-અમૃત સ્રાવિની. ઐંદ્રી શારદા૦ ૨

ગૌતમભક્તા સિદ્ધિપ્રદાતા,
દ્વાદશ અંગની જનની વિખ્યાતા,
હેમ મલયગિરિ વાંછિતદાયિની. ઐંદ્રી શારદા૦ ૩

કવિકુલદેવી કાશ્મીરમંડની
વિદ્યાધરી તું નરપતિરંજની
વાદિ સકલની વિજયવિધાયિની. ઐંદ્રી શારદા૦ ૪

પુસ્તક અંબુજ કરવીણુ સોહિની
માલ અહંતી વદન સુહાસિની
જ્ઞાનપ્રદ્યોતે દીપતી જવાલિની. ઐંદ્રી શારદા૦ ૫

ત્રિપુરમાલિકા શારદસ્વામિની
ક્ષીરવરધવલા કલરવભાષિણી
અમરી અંબિકા ઐં ઐં કારિણી. ઐંદ્રી શારદા૦ ૬

તું મહાવિદ્યા જગસંજીવની
જયવતી પદ્મા હંસસુવાહિની
જાડ્ય તમસને દૂર નિવારિણી. ઐંદ્રી શારદા. ૭

મસ્તક નામું ગતિ મતિ વાણી
આપ અનુપમ સેવક જાણી
યુગલ મોહન મંગલકારિણી ઐંદ્રી શારદા૦ ૮

નંત્રી તથા મોહનલાલ ભ. ઝવેરી.

# યશનાં ગાન

અમે સૌ વીર તણાં સંતાન,
અમારાં ગરવાં યશનાં ગાન
અહિંસા પ્રેમધર્મનાં પાન
અમારી એજ અનુપમ લ્હાણ.
વીરબાળ બજરંતા ગર્જ્યાં, કેસરિ સિંહ સમાન,
પડઘા પડતા જગ આંગણમાં ઘૂમ્યા થઇ મસ્તાન.
ઉઠો હો ! વીર બાળ બળવંત
સુણો એ પડઘા જાય દિગંત.
આત્મબળેથી જગમાં રેલ્યા જ્ઞાન તણા રસપૂર
અસિ મસિ કૃષિનાં સૂત્ર શિખવતા અંધકાર કરી દૂર.
વંદના એ શ્રી ઋષભજિનંદ
ધન્ય હો ! યુગલિક નર પૂજંત.
જગ આખું અજ્ઞાને અથડ્યું, હિંસાના રણકાર
કોણ કરે જંગલમાં મંગલ, જ્ઞાનતણા ઝણકાર
તે શ્રી ઋષભદેવ અરિહંત
જેહની જીવન જ્યોત જવલંત.
ભરત અને બાહુબલિ જેવા, ચક્રવર્તિ સોહાય
જંબુદ્વિપ કર્યો જળહળતો, યશનાં ગાન ગવાય
ઝઝૂમ્યા રણસંગ્રામે વીર
ઉજાળ્યાં મોક્ષ તણાં મંદિર
રણધીરો બડવીરો એવા, યોગી કૈંક મહાન
જગ આંગણમાં ગાજ્યા શૂરા, તીર્થંકર બળવાન
પ્રકાશ્યાં આત્મ તેજમય રૂપ
નમાવ્યા ચક્રવર્તિઓ ભૂપ
બાળકવયમાં શંખ ફૂંકીને કૌતુકના કરનાર
નેમિનાથ! તુજ આત્મ તેજને વંદે છે નરનાર
ધન્ય હો બ્રહ્મચારી ભગવાન
ગજાવશું યશનાં તારાં ગાન.
એક અહિંસા ઉર ધરીને જગની તોડી પ્રીત,
જોગીઓ ગિરનાર ગુફાના ચક્તિ એ અકળિત.
ત્યજી તેં યૌવનભીની નાર
ધન્ય હો ધન્યજ તે અણગાર.
કુમળી દેહ કળી કરમાવી બ્રહ્મચારિણી નાર
રાજુલ દેવી ત્હારે શરણે ખુલ્યાં મોક્ષનાં દ્વાર
ઉગાર્યો રહનેમિ તેં વીર
ઉજાળ્યાં શાસનનાં મંદિર
ક્ષત્રિના સમરાંગણ શૂરા કુળમાં શ્રી મહાવીર
દશે દિશા જળહળતા જન્મ્યા કંચનવર્ણું શરીર
ત્રિલોકે ગાન તાન ગુલતાન
પ્રભુનાં મીઠાં અમૃત પાન.
ચરણ અંગુઠે મેરૂ ચાંપ્યો શક્તિ વીર અનંત
જગના જન સૌ રહે પુકારી આત્મજ્યોત જવલંત
ઉતાર્યો ઇન્દ્રદેવનો ગર્વ
પુકારે શક્તિ તારી સર્વ.
સ્વર્ગસમાં સંસારી સુખડાં ત્યાગી જગને કાજ
બારવર્ષ તપ ઘોર આદર્યાં જય હો ! યોગીરાજ
અહિંસા ધર્મ મૂળ કહેવાય
જગતમાં વીરવાણ રેલાય
ક્ષમા વીરનું ભૂષણ સાચું, વીરનો એજ અવાજ
કર્મ ધર્મના મર્મ બતાવ્યા, જગ ઉદ્ધારણ કાજ
ઉગાર્યો ચંડકોશીયો નાગ
ધર્યો ના દ્વેષ ઉરે કે રાગ.
જગ આખું મંદિરમય કીધું, સંપ્રતિ-રાય મહાન
ધર્મધ્વજા ફરકાવી જગમાં, કરવા યશનાં ગાન.
ધન્ય હો ધર્મ પ્રભાવક ધીર
જગતમાં વડભાગી તું વીર
સોમ ધર્મને પૂજ્યાં ઘર ઘર, સૌ ગુર્જર નરનાર
ધર્મધુરંધર મલ્લવાદી ત્યાં, ધર્મધનુષ ટંકાર
કરીને ધર્મ તણા પોકાર
નિવારે એના હાહાકાર
શીલગુણસૂરિ પ્રતિબોધ્યા, શૂરવીર વનરાજ
અણહિલપુર અહિંસાવાદી, ભારતનો શિરતાજ
કાળની ગહનગતિ દેખાય
અમરના ધ્વનિહાસે લેખાય
પાટણથી ગુજરાત સુહાવું વર્ષ્યાં લક્ષ્મીનાં પૂર
કુમારપાળ રણધીર રાજવી, ગાજ્યો જગમશહૂર

પ્રતાપી ધર્મધુરંધર ધીર
સૂકાવ્યું હેમસૂરિને શીર
'કળિકાળ સર્વજ્ઞ' તણું જે, બિરૂદ સદા ધરનાર
યોગવિશારદ અદ્દભુત યોગી, હેમચંદ્ર નિરધાર
અમાસે પૂર્ણચંદ્ર દેખાય
કૃતિ એ હેમતણી લેખાય

જુગ જુગ જૂના જૈનધર્મની વિજયધ્વજા ફરકાય
ગરવી ગુજરાતે અણમોલા પડહ અમારિ સુણાય
અહિંસા ધર્મતણા ઉપદેશ
સૂણતા પાટણપુર નરેશ.

બાબુલાલ મોતિલાલ મોદી.

---

# તંત્રીની નોંધ.

**૧ જૈન પરિષદ્ કેવી જોઇએ ?**—ગત અકટોબર તા. ૬, ૭ ને ૮ મી તારીખે (આશ્વિન શુદ ૧૦-૧૧-૧૨ ને દિને) બીકાનેરમાં સ્થાનકવાસી ભાઇઓની કૉન્ફરન્સ ભરાઇ હતી તે વખતે મહાનુભૂતિના જે સંદેશા આવ્યા હતા તેમાં મહાત્મા ગાંધીજીનો સંદેશ તારથી અંગ્રેજીમાં આવ્યો હતો તે અમ પૃષ્ઠમાં મૂક્યો છે તે અને દેશભક્ત લાલા લજપતરાયનો સંદેશ ટૂંકાં છતાં ખાસ ધ્યાન ખેંચે તેવા છે. ગાંધીજીએ જણાવ્યું તે એ છે કેઃ—

> "આજકાલ કૉન્ફરન્સોનો રાફડો ફાટયો છે. ખરા અર્થમાં ધાર્મિક કૉન્ફરન્સ કરી શકાય એવું થવા માટે તો અંતર્દષ્ટિવાળાં હૃદયોનું જોડાણ જોઇએ. એક બીજાની ટીકા કરવાનું કે એક બીજાને શિર દોષારોપણ કર્યાનું તેમાં ન હોવું જોઇએ, પરંતુ સબળાઓના દોષો પણ પોતાને માથે લઇ ધર્મદષ્ટિથી આત્મ-નિરીક્ષણ કરવું જોઇએ. જૈનો એવું અભિમાન ધરાવે છે કે પોતાનો જૈન ધર્મ તે એક સૌથી વધારે બુદ્ધિના ઉપયોગપૂર્વક તેના અંત સુધી દયા જ્યાં લઇ જવામાં આવી છે તેવો ધર્મ છે, પરંતુ જ્યારે શ્વેતામ્બરો અને દિગંબરો શારીરિક અને કાયદાની લડતોમાં ઉતરેલ છે, ત્યારે તેવા ધર્મનો પોતે નિષેધ કરે છે; પરસ્પર તર્કના ચૂંથણાં કરવાં અને વાળ ચીરવા જેવા ઝઘડામાં ઉતરવું એ વિકાસક્રમ પર લઇ જતું નથી. ધાર્મિક દષ્ટિથી ખરો દયા ધર્મ એ છે કે જેમાં હલકી શ્રેણીના જીવોની રક્ષા માટે ઉંચી શ્રેણીના જીવોએ પોતાનું બલિદાન આપવું પડે. (આજકાલ) મનુષ્ય તરીકેનું જીવન ભાગ્યેજ દેખાય છે—બહુ અમાનુષિક બન્યું છે."

આ શબ્દોની પરીક્ષા દરેક સહૃદય આત્મનિરીક્ષણથી કરે તો તેનું તથ્ય સમજાશે. આપણો સમાજ કઇ પાયરી પર છે, એ સમાજના અંગભૂત એવા આપણે તે જે પાયરીમાં છે તેમા નિમિત્તભૂત છીએ કે નહિ, અને આપણી સમાજને છે તેના કરતાં વધુ ઉંચી અને ઉદાર શ્રેણી પર લઇ જવા આપણે કંઇ કરી શકીએ તો શું કરી શકીએ એવા અનેક પ્રશ્નો ઉઠશે અને તેનું સમાધાન પણ ઇચ્છાબળ હશે તો કરી શકાશે.

હવે લાલાજીનો સંદેશ લઇએ. તેઓ પોતાનો જૂનો જૈન ધર્મ યાદ કરી અજૈન તરીકે પણ જૈન ધર્મનાં શુદ્ધ તત્ત્વોનું સ્મરણ કરાવે છે.

'As a grandson of a Sthanakwasi Jain I have fullest sympathy with the objects of your conference and wish it all success. Hope your conference will propagate true principles of Jainism:—Universal love, tolerance and purity of life'.

—'એક સ્થાનકવાસી જૈનના' પૌત્ર તરીકે તમારી કૉન્ફરન્સના ઉદ્દેશો સાથે મારી સંપૂર્ણમાં સંપૂર્ણ સહાનુભૂતિ છે અને હું તેની સર્વથા ફત્તેહ ઇચ્છું છું. આશા રાખું છું કે તમારી કૉન્ફરન્સ જૈન ધર્મનાં

મૂળતત્ત્વોઃ-વિશ્વવ્યાપક પ્રેમ, મતસહિષ્ણુતા અને જીવનની પવિત્રતાનો પ્રચાર કરશે.'

આ શબ્દો બહુ અર્થગંભીર છે. જે પ્રેમ માત્ર પોતાના વાડામાં સરે તે વાડાના પેટાવાડામાં-સમાઈ જાય-યા તેનાથી પણ ઉતરીને પોતાના કુટુંબમાં યા તેમાંના મનુષ્ય પ્રત્યેના પ્રેમથી પણ સરી જઇને માત્ર નાનાં જંતુઓની જતના કરવામાંજ સમાય, તે પ્રેમ વિશ્વવ્યાપક કેમ કહી શકાય? જૈનોના બે મુખ્ય ભેદ શ્વેતાંબર અને દિગંબર પડયા તે સમયથી અમંગલ થયું એમ કેટલાક વિચારવાન્ મહાશયો ધારે છે. પછી આ મુખ્ય બે શાખાની અનેક શાખા વિશાખાઓ થઇ. સ્થાનકવાસી સંપ્રદાય પણ વિ. સં. ૧૬ મી સદીમાં શ્વેતાંબરોથી મૂર્તિપૂજાને નિષેધી જૂદો પડતો ગયો. તેમાં પણ અનેક સંઘાડા થયા. શ્વેતાંબરોમાં પણ અનેક ગચ્છો થયા. આમ ભેદાનુભેદ થતાં સમાજની છિન્ન ભિન્ન દશા થાય એ સ્વાભાવિક છે. નાના સમૂહો પોતપોતાની રક્ષા કરવામાંજ પોતાનું બળ વાપરે અને પર સમૂહની સામે વિરોધ કલહ કરી તેની સાથે લડવાની વૃત્તિ નજ રાખે તો લાભ જરૂર સંભવે, પરંતુ જૂદા સમૂહ કહેવાય ત્યાં પર સમૂહને તિરસ્કારવાની-ધિક્કારવાની વૃત્તિ સામાન્ય રીતે ઉદ્‌ભવે છે અને તેથી બન્નેનો સમન્વય થતો નથી, મેળ ખાતો નથી. મત સહિષ્ણુતાના અભાવે સમાજમાં વિરોધોની જ્વાળા સળગે છે.

આજની પરિષદોમાં આવાં ઉદાર તત્ત્વો કેળવાવાં જોઈએ. બીજા સમૂહની સામે વિરોધ કે ટીકા કરતો કંઇ પણ ઠરાવ ન થવો જોઈએ એટલુંજ નહિ પરંતુ એવું વક્તવ્ય પણ જાણ્યે અજાણ્યે પણ ઉચ્ચારાવું ન જોઇએ. વિરોધમાં એક બીજા વચ્ચે એકદિલી થાય, સમભાવ પ્રાપ્ત થઇ એક બીજાને કદિ કરે એવા જુસ્સાદાર ભાષણો-ઠરાવો થવા ઘટે અને તે પ્રમાણે અંતઃકરણથી વર્તન બનાવવું અને રાખવું ઘટે. વાચા કરતાં વર્તન અસંખ્યગણું બળવાન છે. શુદ્ધ ચારિત્ર શુદ્ધ વિચારોનું શુદ્ધ આચરણ એજ મુક્તિનો ઉપાય છે.

૨ વીકાનેર સ્થાનકવાસી કૉન્ફરન્સ—૧૯૨૬ ના ડીસેંબર માસમાં મુંબઇમાં કોન્ફરન્સ ભરી ને પછી દશમે માસે ગત વિજયદશમીના દિનથી પ્રારંભ કરી ત્રણ દિવસ વીકાનેરમાં શ્રીયુત્ વાડીલાલ મોતીલાલ શાહના પ્રમુખપણા નીચે સ્થાનકવાસી ભાઈઓએ પોતાની કૉન્ફરન્સ ભરી. તેમાં આવેલા ઉપયોગી સંદેશાઓનો ઉલ્લેખ ઉપર કરી ગયા છીએ. વાડીભાઇએ એક બે લાખ રૂ. ભરાય ને પછી સાત આઠ લાખ રૂપીઆ સુધીનું ફંડ થાય એવું વચન મળે તોજ પોતે પ્રમુખ પદ સ્વીકારે એવી વાત બહાર આવી હતી. પહેલાં પ્રમુખપદ લેવાનું હા જેવું હતું પછી ના પડી ને પછી સ્વીકારાયું, પ્રમુખ સાહેબને લઇને મુંબઇથી એક મોટો સમૂહ વીકાનેર સ્પેશ્યલ ટ્રેનમાં જનાર છે-એવી અનેક વાતોથી ભરપુર સમાચાર ફેલાતા રહ્યા. પ્રમુખ પોતે સુભાષિત ભાષણ લખવા ખાસ કાળજી લે છે અને આ વખતે વીકાનેર કૉન્ફરન્સમાં અણદીઠ અને અપૂર્વ ઉત્સાહ ભરી નાણાંની છોળ વરસશે એમ અનેક સ્થળેથી બોલાતુ રહ્યું. એમ મોતીના ચોક પૂરાતા રહ્યા. આખરે વીકાનેર કોન્ફરન્સ મુંબઇથી વીકાનેર સ્પેશ્યલનું 'જૈન જીવન'નું રેખાચિત્ર નકામું થયું. વાડીભાઇએ પ્રમુખ તરીકેનું કરવું જોઈતું સુભાષિત ભાષણ લખાઇને-છપાઇને અપાયું નહિ, ફંડ પણ થયું નહિ, અને જે જબરી રંગિન આશાઓ રખાતી હતી તે પૂરી પાર ન પડી, એમ હવે ઘણાને જણાય છે.

આમ થવાનું શું કારણ? એ પ્રશ્નની મીમાંસા કરવાની સ્થાનકવાસી ભાઇઓને ખાસ જરૂર છે. રા. વાડીલાલનો અદમ્ય ઉત્સાહ, જહેમત ભરી ચળવળ, લેખક તથા વક્તા તરીકેની અજબ આવડત, 'વિજયશ્રી'ના વિજય-મુત્રનેજ પાર પાડવામાંજ જીવવા તથા મરવાની ઇચ્છા, લોક ટીકાની નિડર અવગણના અને 'નીરો'ની 'રાજસ' વૃત્તિમાં તલ્લીનતા એક બાજુ હતી. ત્યાં બીજી બાજુ આગેવાનોનો સહકાર મળ્યો નહિ હોય. શ્વેતાંબર મૂર્તિપૂજક સમાજમાં વૈમનસ્ય રા. વાડીલાલે 'ઉદયપુરનો હત્યાકાંડ' એ નામના છાપે છાપે પોકારાખંધ લેખો લખીને ઉત્પન્ન કર્યું હતું. તે વાતનો સંબંધ કોન્ફરન્સની થયેલી સ્થિતિ સાથે

છે કે નહિ તે અમે જાણતા નથી; પરંતુ તે વાતાવરણ જામેલ હતું તે વખતેજ તેમની પ્રમુખ તરીકે ચુંટણી થઇ, ને તે વાતાવરણમાંથી બીકાનેર વાડીલાલભાઈ ગયા એ વાત ચોક્કસ છે.

વાતને મનગમતા આકારમાં વ્યક્ત કરવી એ સાથે વ્યવહાર–દક્ષતાની પણ જરૂર છે. લોકને નજીવી નજીવી બાબતમાં છંછેડવા, કાર્યવાહકો સાથે મતભેદ રાખવો. આવેશમાં ગમે તે કહી નાંખવું, એ 'ધૂની' માણસમાં સહજ હોય, પણ જે 'વ્યવહારૂ' હોય તે બોલતાં લખતાં બહુ વિચાર કરે છે–લાંબી નજર નાંખી તાર તમ્ય સમજે છે. આવા 'વ્યવહારૂ' પ્રખર 'સુધારક' ન થઇ શકે એમ કોઇ કહે, તો તેવા 'સુધારક' થવા ઇચ્છનારમાં જબરૂં આત્મિકબળ સુધારકને ઉચિત જોઇએ એ પણ તેણે સ્વીકારવું જોઇએ. આવા જબ્બર આત્મિક બળ વગર 'સુધારક' પાછો પડે છે. વળી તેવા 'સુધારક'માં તો 'વ્યવહારૂ' કરતાં પણ વધુ દીર્ઘદૃષ્ટિ અને ઉંડા ચિંતનની જરૂર રહે છે અને તેણે ખાસ સંભાળ રાખવાની હોય છે તે એ છે કે નઠારા તત્ત્વને દૂર કરવાને બ્હાને સારા તત્ત્વનો નાશ ન થઈ જાય.

બીજી બાજુ આપણે વિચારીશું તો આખા સમાજની પરિષદ્ ભરાવા જેવો મોકો આવે તે વખતે સર્વ ભેદભાવને તિલાંજલિ દઇ સમાજ હિતનુંજ લક્ષ્ય રાખી કાર્યવાહકોએ–આગેવાનોએ કામ લેવું જોઇએ. પ્રામાણિક મત ભેદ હોઇ શકે, વિચારની વિવિધતા હોઇ શકે, પરંતુ મોટા સમુદાય (majority) એક કાર્ય કરવા જાય છે એમ નક્કી થયું, અને તે હવે તુટી શકે તેમ નથી (એમ પણ સાથે સાથે સમજાયું, પછી તો પોતાના સ્વગત મતમતાતર–અભિપ્રાયોને છોડી દઈ તે મોટા સમુદાયના કાર્યમાં સામિલ રહી સહકાર દેવોજ ઘટે. એજ લોક શાસન (Democracy)ની ભાવના છે–તેનું પ્રથમ સૂત્ર છે. જ્યાં સુધી આ નહિ સમજાય ત્યાં સુધી સ્વરાજને લાયકની ભૂમિકા આપણે પ્રાપ્ત કરવાનો દાવો છોડી દેવો જોઈ શે. વળી દાન–ધન ત્યાગનો પ્રવાદ મોળો પડી ગયો છે. સ્થાનકવાસી સંપ્રદાયમા તે કારણે બહુ મોટાં કાર્યો થઈ શકતા નથી. આ પ્રવાહ જોસદાર વહે, તે માટે લોકસમૂહમાં તીવ્ર આંદોલનો નથી; એક પાઇનું ખર્ચ થાય નહિ એ રીતની ધર્મક્રિયાઓની સર્વોદિત સ્થિતિમાં ટેવાયેલા સમૂહ પાસેથી જ્યાં હજારો ને લાખોની જરૂર હોય ત્યાં નાણાંની વૃષ્ટિ વરસતી નથી. આ દાન–પ્રવાહ સૂકાઇ ગયો છે તે ફરી સજીવન વહે એ માટે ધર્મોપદેશકો અને આગેવાનો સદા ઉદ્યોગ ચાલુ રાંખશે તો, તેમ જ તે દાનનો યોગ્ય માર્ગે ઉપયોગ કરી તેનાથી અનેક ગણો લાભ સમાજને પહોંચાડવા માટે જીવનભરના સ્વયંસેવક જૈનો જાગશે તો, સમાજનું ભવિષ્ય ઉજ્વળ થવાનો–ટકવાનો સંભવ છે.

આટલું પ્રસ્તાવમા અમારા હૃદયનું મંથન થઇ જે ઉગ્યુ તે જણાવી દીધું છે. તેમા કોઇને દુભવવાનો કિંચિત્‌માત્ર આશય નથીએ વાત સ્પષ્ટ કરીએ છીએ. હવે ઉક્ત કૉન્ફરન્સમાં જે ઠરાવો થયા છે તે ટુંકમા કહીશુ.

૧. 'જૈન ધર્મની ઉજ્વળતા અને જૈન સમાજની રક્ષા તથા પ્રગતિ અર્થે આ કૉન્ફરન્સ ઇચ્છે છે કે ભિન્ન ભિન્ન જૈન સંપ્રદાયોના ત્યાગી તથા ગૃહસ્થ ઉપદેશકો નેતાઓ તથા પત્રકારો આજકાલ ધાર્મિક પ્રેમને સ્થાને જોવામાં આવતું ખોટું ઝનુન સર્વ ક્ષેત્રોથી દૂર કરવા પૂરતી કાળજી રાખે તથા જૈન તત્ત્વજ્ઞાન, વ્યાવહારિક કેળવણી, સમાજ સુધારણા અને સ્વદેશ સેવાને લગતા કર્તવ્યો સઘળા સંપ્રદાયોના સંયુક્ત બળથી થવા પામે એટલા સારૂ મુંબઇ કૉન્ફરન્સ વખતે થયેલ ઠરાવ નં. ૨૨ માનો અમલ તાકીદે થયેલ જોવા આ કૉન્ફરન્સ ઇચ્છે છે. ૨ ઘાટકોપર સાર્વજનિક જીવદયા ખાતાની પ્રશંસા અને સર્વ સંઘો વગેરેને તે ખાતાને મદદ કરવા ભલામણ અને તે ખાતા પેઠે સર્વે પાંજરાપોળને ચાલવા ભલામણ ૩. કૉન્ફરન્સના ધારાધોરણમા સુધારાવધારા કરવા માટે નીમેલ કમીટી, ૪ કૉન્ફરન્સની ઓફિસ મુંબઇ રાખવી ને તેના તંત્રવાહકોની નિમણૂક, ૫ પાછલો હિસાબ, ૬ આવતા વર્ષનું બજેટ (ઓફિસ, કૉન્ફરન્સપત્ર, ઉપદેશક, ઈન્સ્પેકટર, અર્ધમાગધી કોષ અને ટ્રેનિંગ કૉલેજ જૈનજ્ઞાનપ્રચારક મંડળ, અજમેર-

(૨) તારંગાજીના ડુંગર ઉપર સંવત ૧૨૮૫ ના બે શિલા લેખ.(૧)

(૩) આબુ ઉપરના મંદિરમાં સંવત્ ૧૨૮૭ (ફાગણ વદ ૩. રવિ) ના બે શિલા લેખો.

(૪) કલોલ પાસેના સેરીસા ગામમાં ત્રણ ખંડિત પ્રતિમા ઉપર ત્રણ ખંડિત થયેલા શિલા લેખો. આમાંના એકની તારીખ સંવત ૧૨૮૫ (૮?) ની હોય એમ લાગે છે.

(૫) ગિરનાર ઉપરના મંદિરમાં સંવત્ ૧૨૮૮ (ફાગણ સુદ ૧૦ બુધ) ના ૭ શિલા લેખો.

(૬) સંવત્ ૧૨૮૮ ની તારીખનો લવણપ્રસાદના રાજ્યના સંબંધી એક પ્રશસ્તિ લેખ.

(૭) સંવત્ ૧૨૮૮ ની સાલની લવણપ્રસાદ અને સિંહણ વચ્ચે થયેલી સંધી.

(૮) ખંભાતમાં આદીશ્વરના મંદિરમાં એક પૌષધશાળા બંધાવ્યા સંબંધી સંવત્ ૧૨૮૯ નો એક શિલા લેખ.

(૯) ખંભાતની નજીકના નગરા નામના ગામમાં ભીડભંજન મહાદેવના મંદિરમાંની રત્ન દેવીની પ્રતિમા ઉપર સંવત્ ૧૨૯૨ ની સાલના બે શિલા લેખો.

(૧૦) સંવત્ ૧૨૯૩ નો ગિરનાર ઉપર વસ્તુપાળની યાત્રાઓનો ઉલ્લેખ કરતો એક શિલા લેખ.(૨).

(૧૧) સંવત્ ૧૨૯૫ નો વીસલદેવના રાજ્યના સંબંધી પ્રશસ્તિ લેખ (૩)

(૧૨) સંવત્ ૧૨૯૬ નો આબુ પર્વત ઉપર તેજપાલને મહાઅમાત્ય તરીકે ઉલ્લેખ કરતો શિલાલેખ.(૪)

(૧૩) સંવત્ ૧૨૯૬ નો વીરમદેવના રાજ્ય સમયનો પ્રશસ્તિ લેખ.(૫)

---

(१) स्वस्ति श्रीविक्रम संवत् १२८५ (४?) वर्षे फागण सुदि २ रवौ ४ श्रीमदणहिलपुरवास्तव्य प्राग्वाटान्वयप्रसूत ठ० श्रीचंडपात्मज ठ० श्रीचंडप्रसादांगज ठ० श्रीसोमतनुज ठ० श्री आशाराजनंदनेन ठ० श्री कुमारदेवीकुक्षिसंभूतेन ठ० श्रीलूणिग महं० श्रीमालवदेवयोरनुजेन महं० श्रीतेजःपालाग्रजन्मना महामात्य श्रीवस्तुपालेन आत्मनः पुण्याभिवृद्धये इह श्री तारंगकपर्वते श्रीअजितस्वामिदेव चैत्ये श्रीआदीनाथदेवजिन बिंबालंकृतं खत्तकमिदं कारितं। प्रतिष्ठितं श्रीनागेंद्रगच्छे भट्टारक श्रीविजयसेनसूरिभिः।

(प्राचीन जैन लेख संग्रह)

(२) सं. १२४९ वर्षे संघपतिस्वपितृ ठ. श्रीआशाराजेन समं महं. श्रीवस्तुपालेन श्रीविमलाद्रौ रैवते च यात्रा कृता। सं० ५० वर्षे तेनैव समं स्थानद्वये यात्रा कृता। सं. ७७ वर्षे स्वयं संघपतिना भृत्यासपरिवार-युतं ९० वर्षे सं० ९१ वर्षे सं. ९२ वर्षे सं. ९३ वर्षे महाविस्तरेण स्थानद्वये यात्रा कृता। श्री शत्रुंजये अमून्येव पंचवर्षाणि तेन सहित ये सं. ८३ वर्षे सं. ८४ वर्षे सं. ८५ सं. ८६ सं. ८७ सं. ८८ सं. ८९ सात्यात्रा सपरिवारेण तेन स्तसे...श्रीनेमीनाथाम्बिकाप्रसादाया...भूता भविष्यति।

(૧૪) સંવત્ ૧૨૮૯ (આસો વદ ૧૫ સોમ) નો ગિરનાર ઉપરનો એક શિલા લેખ.

(૧૫) સંવત્ ૧૨૮૮-૧૨૯૦ અને ૧૨૯૩ ના આબુ પર્વત ઉપરના મંદિરમાંની દેવકુલિકા-આમાંના કેટલાક શિલા લેખો.

(૧૬) આબુ પર્વત ઉપર અચલેશ્વરના ચૈત્યમાનો એક ખંડિત શિલા લેખ.

(૧૭) સંવત્ ૧૨૯૭ ના તેજઃપાલની બીજી પત્નિ સુહદાદેવીના પુણ્યાર્થે આબુના દેરાસરમાં બંધાવેલી દેવકુલિકાઓમાંના તેજપાલ સંબંધીના બે શિલા લેખો.

(૧૮) સંવત્ ૧૨૯૮ નો લૂણસિંહની ભરૂચની સુબાગીરીનો ઉલ્લેખ કરતો પ્રશસ્તિ લેખ (૬)

(૧૯) સંવત ૧૩૦૩ નો અણહીલપુરમાં તેજપાલ મહા સત્તાવાન પ્રધાન છે એવો ઉલ્લેખ વાળો પ્રશસ્તિ લેખ.(૭)

(૨૦) સંવત ૧૩૧૦ અને ૧૩૧૩ ના નાગડ મહા અમાત્યનો ઉલ્લેખ કરતી બે અંતિમ પ્રશસ્તિઓ.(૮)

આ ઉપરથી આપણને નીચે મુજબ સંવત વપની તારીખો મળી આવે છેઃ—

| | | |
|---|---|---|
| સંવત | ૧૨૪૯-૫૦ | વસ્તુપાલની પોતાના પિતા સાથે ગિરનાર અને શત્રુંજયની યાત્રાઓ. |
| „ | ૧૨૭૬. | વીરધવળના મંત્રીપદે વસ્તુપાલ અને તેજપાલની નીમણુક થવી. |
| „ | ૧૨૭૭. | વસ્તુપાલના સંઘાધિપતિ તરીકે શત્રુંજય અને ગિરનારની મોટી યાત્રા. |
| „ | ૧૨૭૮. | આબુ પર્વત ઉપર વિમલવસતિમાં મલ્લીનાથનો ગભારો બંધાવ્યો. |
| „ | ૧૨૭૯. | વસ્તુપાલના પુત્ર જૈત્રસીંહની ખંભાતના સુબા તરીકે નીમણુક.(૯) |
| „ | ૧૨૮૩-૯૩ | શત્રુંજયની અગીઆર યાત્રાઓ. |
| „ | ૧૨૮૫. | તારંગા ઉપરના શ્રી અજીતનાથના દેરાસરમાં બે ગોખલા બંધાવ્યાં. |

---

(૬) सं. १२९८ वर्षे अश्विन सुदि १० रवौ अद्येह भृगुकच्छे महाराणक श्रीवीसलदेव...महंश्रीतेजःपालसुतमहं० श्रीलूणसीहप्रभृतिपंचकुलप्रतिपत्तौ । आचार्यश्री जिनदेव...कृते देशीनाममाला लिखापिता ।— સંઘવીના ભંડારની પ્રત ન.૮૪

(૭) संवत् १३०३ वर्षे मार्गवदि १२ गुरौ अद्येह श्रीमदणहिलपाटके महाराजाधिराज श्रीवीसलदेवराज्ये महामात्य श्रीतेजपालप्रतिपत्तौ श्रीआचारांगपुस्तक लिखितमिति । — ખંભાતના શાંતિનાથના દેરાસરના ભંડારની ૬૫ નંબરની તાડપત્રની પ્રતના અંતની પ્રશસ્તિ. પીટર્સનના પ્રથમ રીપાર્ટના પરિશિષ્ટ ૧, પાનું ૪૧. જુઓ.

(૮) संवत् १३१० वर्षे मार्ग० शुदि पूर्णिमायां अद्येह महाराजाधिराजश्रीविश्वलदेवकल्याणविजयराज्ये तत्पादपद्मोपजीविमहामात्यश्रीनागडप्रभृतिपंचकुलप्रतिपत्तौ एवं काले प्रवर्तमाने प्रकरणपुस्तिका साधुजंदनेन लिखितेति । જેસલમેરના ભંડારની ન. ૨૮૨ ની તાડપત્રની પ્રતના અંતની પ્રશસ્તિ. નાગડનો મહાઅમાત્ય તરીકે ઉલ્લેખ સૌથી પહેલો આમાં છે.

संवत् १३१३ वर्षे चैत्र शुदि ९ रवौ महाराजाधिराजश्रीवीसलदेव विजयिमहाराज्ये तन्नियुक्तश्रीनागड महामात्ये समस्तव्यापारान् परिपंथयतीत्येवंकाले प्रवर्तमाने. ज्ञानपंचमी पुस्तिका लिखापिता । સંઘવીના ભંડારની તાડપત્રની નંબર ૪૦ ની પ્રતના અંતની પ્રશસ્તિ.

(૯) પાશ્ચિમાત્ય તેમજ હિંદી વિદ્વાનોએ ૧૨૭૯ પૂર્વ એ સમાસનો અર્થ બરાબર સમજ્યા નથી તે જાણીને આશ્ચર્ય થાય છે. તેનો-૧૨૭૯ વર્ષ પ્રભૃતિ-૧૨૭૯ ની સાલથી શરૂ થતા-એમ અર્થ થાય છે.

સંવત્ ૧૨૮૬(૮). (૧૩૮૬-૮-?) સેરીસામાં નેમનાથ અને મહાવીર સ્વામીના બે ગોખ બંધાવ્યા.
(જુઓ જિનહર્ષના વસ્તુપાલ ચરિત્રના સર્ગ. ૮. ૬૫૩).

,, ૧૨૮૬. આબુ ઉપર મંદિરો બાંધવાના કામની શરૂઆત.
,, ૧૨૮૭. આબુ પર્વત ઉપરના મંદિરોમાં પ્રતિમાઓની સ્થાપનાની ક્રિયાઓ.
,, ૧૨૮૮. ગિરનાર પર્વત ઉપર પ્રતિમા સ્થાપનની ક્રિયાઓ.
,, ૧૨૮૯. ખંભાતમાં પોષધશાળા બંધાવી.
,, ૧૨૮૯ થી ૯૩. આબુ પર્વત ઉપર કેટલીક દેવકુલિકાઓ બંધાવી.
,, ૧૨૯૨. આબુ ઉપરના મંદિરનું કામ પુરૂં થયું.(૧૦)
,, ૧૨૯૨. નગરામાં સૂર્યના મંદિરમાં રત્નદેવીની બે પ્રતિમાઓની સ્થાપના.
,, ૧૨૯૫. વિસલદેવનું રાજ્ય તપે છે.
,, ૧૨૯૬. માધ સુદી પાંચમને સોમવાર. વસ્તુપાલનું મૃત્યુ.
,, ૧૨૯૬. તેજપાળ મહા અમાત્યના પદ ઉપર.
,, ૧૨૯૬. વીરમદેવનું રાજ્ય તપે છે.
,, ૧૨૯૭. આબુપર્વત ઉપર તેજપાલે બે દેવકુલિકાઓ બંધાવી.
,, ૧૨૯૮. ભારૂચ ઉપર લૂણસિંહની સુબાગીરી.
,, ૧૩૦૩. તેજપાલ રાજ્યધાનીમાં મહાઅમાત્ય.
,, ૧૩૦૪. (?) તેજપાલનું અવસાન.
,, ૧૩૧૨-૧૩૧૩. નાગડનો મહાઅમાત્ય તરીકેનો વહેલામાં વહેલો ઉલ્લેખ.

શંખની સાથે થયેલા યુદ્ધની તારીખ નક્કી કરી શકાતી નથી પણ મારા મત પ્રમાણે વસ્તુપાલના પુત્ર જયન્તસિંહને સંવત ૧૨૭૯ માં ખંભાતનો સુબો નીમ્યો તે પહેલાં તે યુદ્ધ થયેલું હોવું જોઇએ.

વસ્તુપાલનું પૂર્વ વૃત્તાંતઃ—વસ્તુપાલનો જન્મ પાટણના એક મોટા ખાનદાન કુટુંબમાં થયો હતો. ગુજરાતના રાજાઓના હાથનિચે રાજાના સલાહકાર તરીકેના હોદ્દાઓ તેના વડવાઓએ ભોગવ્યા હતા. તેના બાપના દાદા ચંડપને મંત્રિમંડળના સૂર્ય જેવો અને અત્યંત તેજસ્વી પ્રતિભાવાળા મદનપુરૂષ તરીકે તેનું વર્ણન કરેલું છે (૧૧) તેનો પુત્ર ચંડપ્રસાદ મંત્રિપદની મુદ્રા શીવાય હોય તેવું કોઇ વખત બન્યુંજ ન હતું. (૧૨). તેને બે પુત્ર હતા. સૂર અને સોમ. સોમ સિદ્ધરાજના રત્ન ભંડારનો

(૧૦) एवं रसाष्टरविसम्मितवत्सरे तत्प्रारभ्य नेत्रनवयुग्मरसामितेऽब्दे ।
संपूर्णतां जिनगृहं नयतः स्म हृष्टौ मन्त्रिणौ सकलधर्मधुराधुरीणौ ॥
—ઉપદેશ સપ્તતિ

(૧૧) प्राग्वाटगोत्रतिलकः किलकश्चिदत्र श्रीचंडपः स्फुटमखंडपदप्रतिष्ठः ।
विस्फूर्जितात्मपित गूर्जरराजधानीराजीवजीवनरविः सचिवावतंसः ॥
—નરનારાયણાનંદ. સર્ગ. ૧૬. શ્લો ૩.

मंत्रिमंडलमार्तंडचंडपः प्रथमः पुमान् । —કીર્તિકૌમુદી. સર્ગ. ૩. શ્લો. ૪.

(૧૨) कदाचिदपि न त्यक्ता पाणिपद्मतिलका । गेहिन्येव यदन्वयेऽयं नृपव्यापारमुद्रया ॥
—કીર્તિકૌમુદી. સર્ગ ૩. શ્લો ૬.

રક્ષક હતો. (૧૩) તેનો પુત્ર અશ્વરાજ ગણુ રાજ્યમાં મોટા હોદ્દા પર હતો. અને તેના ઉપર ચાલુક્ય રાજાઓની મહેરબાની હતી. (૧૪) દંડપતિનો મોટો હોદ્દો ભોગવતા આભુની પુત્રી કુમારદેવી સાથે તે પરણ્યો હતો. કુમારદેવી વિધવા હતી તે વાત આપણે ઉપર નોંધ લીધેલા કોઇ પણ સંસ્કૃત પુસ્તકમાં નથી અને તેથી તેને કંઇ પણ વજુદ આપી શકાય તેમ નથી. અશ્વરાજે કુવા અને તળાવો ખોદાવ્યાં અને મંદિરો બંધાવ્યાં. તેણે પોતાની માતાને લઇને સાત વખત શત્રુંજય અને ગિરનારની યાત્રાઓ કરી.(૧૫) ગિરનારના શિલાલેખોમાં તેની બે યાત્રાનો ઉલ્લેખ કરેલો છે અને તેમાં તેને સંઘપતિ કહ્યો છે. જિનહર્ષના વસ્તુપાલ ચરિત્રમાં વધારામાં એમ પણ જણાવ્યું છે કે ચાલુક્ય રાજાએ તેને આપેલા સુહાલકપુરમાં તે ગયો હતો. આ પરથી જણાય છે કે અશ્વરાજ સુંહાલકમાં અધિકારી તરીકે નીમાયો હશે. તેના મરણ પછી તેની પત્ની તેનાં છોકરાંને લઇને મંડલી જઇને રહેવા લાગી. અશ્વરાજને ચાર પુત્રો લૂણીગ, મલ્લદેવ, વસ્તુપાલ (વસ્તિગ), તેજઃપાલ (તેજિગ) અને સાત પુત્રીઓ હતી. લૂણીગ બાલ્યાવસ્થામાંજ મૃત્યુ પામ્યો હતો અને મલ્લદેવ પણ યુવાન વયમાંજ મરણ પામ્યો હોય એમ લાગે છે. કુમારદેવીના અવસાન પછી ત્રણે ભાઇઓએ મંડલી છોડયું અને યાત્રાએ ગયા. ત્યાંથી પાછા ફરીને તેઓ ધોળકે ગયા. કીર્તિકૌમુદી, વસંતવિલાસ અને પ્રબંધ ચિંતામણીમાં એમ જણાવેલું છે બે ભાઇઓ ધોળકે ગયા હતા અને વીરધવળે પોતે તેમને અધિકાર નીમ્યા. પણ સુકૃતસંકીર્તન, વસ્તુપાલપ્રશસ્તિ અને સુકૃતકીર્તિકલ્લોલિનીમાં એમ જણાવ્યું છે કે બન્ને ભાઇઓ ભીમની નોકરીમાં જોડાયેલાજ હતા અને વીરધવલના કહેવાથી ભીમે તેમને વીરધવળને સોપ્યા હતા.(૧૬) ભીમના પ્રધાનની તાબેદારી પોતે

---

(૧૩) निदधे गुणरत्नानां यत्र कोशः स्वयंभुवा ।
तत्र श्रीसिद्धराजोऽपि रत्नकोशं न्यवीविशत् ॥ —કીર્તિકૌમુદી, સર્ગ ૩, શ્લોક ૧૪.

(૧૪) पुस्फूर्ज गूर्जरधराधवसिद्धराजराजत्सभाजन सभाजन भाजनस्य ।
दुर्मंत्रिमंत्रितदवानलविह्वलायां श्रीखंडमंडननिभा भुवि यस्य कीर्त्तिः ॥
श्रीचासत्सत्करपद्मगदीपकल्पा व्यापारिणः कति न बिभ्रति हेममुद्राम् ।
प्रज्वालयन्ति जगदप्यनयैवकेऽपि येन व्यमोचि तु समस्तमिदं तमस्तः
मनीषितां गूर्जरनिर्जरेंद्रमनीषितां प्राय य एक एव ॥ —નરનારાયણાનંદ. સર્ગ ૧૬.
स्वमातरं चः किल मातृभक्तो वहन्प्रमोदेन सुखासनस्थाम् ।

(૧૫) सप्त प्रभाद्दसवरास्ततानोज्जयंतशत्रुंजयतीर्थयात्राः ॥५१॥
कूपानकूपारगभीरचेता वापीरवापी सरसीरसीमा । प्रपाः कृपावानतनिष्ट देवसौधान्यसौ धार्मिकचक्रवर्ती ॥६०॥
—વસંતવિલાસ સર્ગ ૩.

सततं सचिवश्रेणीमाणिक्यस्यागसङ्गिनी । कान्ताकुमारदेवीति तस्यकान्तिरिवाभवत् ॥
—કીર્તિકૌમુદી સર્ગ ૩ શ્લોક ૨૨.

(૧૬) इत्युकत्वा प्रीतिपूर्णाय श्रीवीरधवलाय तौ । श्रीभीमभूभुजा दत्तौ वित्तमात्ममिवात्मनः ॥५१॥
—જયસિંહસૂરિની વસ્તુપાલ પ્રશસ્તિ.
गृहाणविग्रहोदग्रसर्वेश्वरपदं मम । युवराजोऽस्तु मे वीरधवलो धवलो गुणैः ॥
—સુકૃતસંકીર્તન સર્ગ ૪ શ્લોક ૩૯.
अर्णोराजाङ्गजातं कलकलहमहासाहसिक्यं सुलक्ष्यं श्रीलावण्यप्रसादं व्यतनुत स निजश्रीसमुद्धारधुर्यम् ।
—સુકૃતસંકીર્તન સર્ગ ૪ શ્લોક ૭૩.

સ્વીકારી એવું વસ્તુપાલનું પોતાનું કથન આ બીજી વાતને ટેકો આપે છે.(૧૭)

'ધોળકાના દરબારમાં વસ્તુપાલનું સ્થાનઃ-ભીમરાજા ઘણો નબળો અને લંપટ હતો અને ખંડીયા રાજાઓ તથા બહારના દુશ્મનોના હુમલામાંથી પોતાના રાજ્યનું રક્ષણ કરવાને શક્તિમાન ન હતો. અને ગુજરાતના રાજ્યના ગુમાવેલા વૈભવ અને પ્રતિષ્ઠાને પાછી મેળવવા માટે, કુમારપાલની માસીના પુત્ર અર્ણોરાજના પુત્ર લવણપ્રસાદને પોતાનો સર્વેશ્વર (vice regent) બનાવ્યો. આ પ્રમાણે ભીમ ફક્ત નામનોજ રાજા હતો. આ લવણપ્રસાદ અને તેનો પુત્ર ગુજરાતના ખરા રાજા જેવા હતા છતાં બાપ અને દીકરો અણહીલપુરની ગાદીને વફાદાર રહ્યા અને ગાદી પચાવી પાડી પણ નહી અને પોતાને મહારાજાધિરાજ પણ ન કહેવડાવ્યા પણ ફક્ત પોતાના મહામંડલેશ્વરના ખિતાબથી સંતુષ્ટ રહ્યા.(૧૮) લવણપ્રસાદ અણહિલપુર દરબારમાં રહ્યા હોય એમ લાગે છે અને પોતાની માતાના પુણ્યાર્થે બંધાવેલાં મંદિરો વીગેરેના નિભાવ માટે તેને અપાવગવેલ જુદી જુદી બક્ષીસો વીગેરે ઉપરથી ત્યાં તે સર્વોપરિ સત્તા ભોગવતો હશે એમ સ્પષ્ટ દેખાય છે:(૧૯) અને તે વખતે વીરધવલ ધોળકામાં નિષ્કંટક રાજ્ય ચલાવતો હતો.(૨૦) આ બે મંત્રીઓનું સ્થાન વળી ઘણું અજબજ હતું. વીરધવલનો બન્ને ભાઈઓ ઉપર સંપૂર્ણ વિશ્વાસ હતો. અને નિંદાખોરોની ચોઠી ચુગલી તરફ તે બીલકુલ ધ્યાન આપતો ન હતો. આખા રાજ્યની કારોબારી વ્યવસ્થા વસ્તુપાલના હાથમાં હતી, અને આખા રાજ્યના મંત્રીપદની મુદ્રા તેજપાલ પાસે હતી.(૨૧) અને વસ્તુપાળનો પુત્ર જૈત્રસિંહ ખંભાત બંદરના હાકેમનો હોદ્દો ભોગવતો હતો. આ સત્તા અને વિશ્વાસ અયોગ્ય

---

तदिमं मौलिषु मौलिं कुरुषे पुरुषेश ! सकलसचिवानाम् ।
क्षितिधव ! तत्तव दाष्णोर्विष्णोरिव भवति विश्रामः ॥११८॥

श्रुत्वेतिमुदितहृदयः पुण्यप्रागल्भ्यलभ्यसभ्यगिरम् । अनयोरनयोज्झितयोर्धरणिधवं व्यधित धरणिधवः ॥११९॥

—સુકૃતકીર્તિકલ્લોલિની. વલી સુકૃતસંકીર્તનના સર્ગ ૪ ના શ્લોક ૫૭-૫૮-૫૯-૬૦.

(૧૭) भास्वत्प्रभावमधुराय निरन्तराय धर्मोत्सवव्यतिकराय निरन्तराय ।
यो गुर्जरावनिमहीपतिभीमभूपमन्त्रीन्द्रतापरवशत्वमपि प्रपेदे ॥ —નરનારાયણાનંદ સર્ગ ૧૬ શ્લોક ૩૫.

(૧૮) संवत् १२८८ वदि अमावास्यादिने भौमे राणकश्रीलावण्यप्रसाददेवराज्ये वटकूपके वेलाकुले प्रतीहारसा- (?)प्रतिपत्तौ...श्रीमद्देवचंद्रसूरिशिष्येण क्षुल्लकधर्मकीर्तिपाठयोग्या व्याकरणटिप्पनकपुस्तिका लिखितेति । પાટણના શ્રીસંઘના ભંડારની હેમચન્દ્રાનુશાસન ની તાડપત્રની પ્રતના અંત ભાગની પ્રશસ્તિમાંથી—

(૧૯) संवत् १२८८ वर्षे वैशाख शुदि १५ सोमेऽद्येह श्रीमद्विजयकटके महाराजाधिराजश्रीमत्सिंहणदेवस्य महामण्डलेश्वरराणकश्रीलावण्यप्रसादस्य च । समाजकुलश्री श्रीमत्सिंहणदेवेन महामंडलेश्वरराणश्रीलावण्यप्रसादेन पूर्वस्वस्वयात्मीयात्मीयदेशेषु रक्षणीयं । લેખપંચાશિકા વસ્તુપાલ તેને ગિરનારના સં. ૧૨૮૮ ના લેખમાં મહારાજાધિરાજ કહ્યો છે અને આબુના ૧૨૮૭ ના લેખમાં ફક્ત મહારાજકુળ કહ્યો છે તે અત્ર ધ્યાનમાં લેવું જોઈએ છે.

(૨૦) चौलुक्यकुलनभस्तलप्रकाशनैकमार्तण्डमहाराजाधिराजश्रीलवणप्रसाददेवसुतमहाराजश्रीवीरधवलदेवप्रीतिप्रतिपन्नराज्यसर्वेश्वर्येण श्रीशारदाप्रतिपन्नापत्येन महामात्यश्रीवस्तुपालेन । ગિરનાર પર્વત ઉપરનો લેખ.

(૨૧) संवत् १२८७ वर्षे लौकिक फाल्गुन वदि ३ रवौ श्रीचौलुक्यकुलोत्तमहामण्डलेश्वरराणकश्रीलवणप्रसाददेवसुतमहामण्डलेश्वरराणकश्रीवीरधवलदेवसत्कसमस्तमुद्राव्यापारिणा श्रीतेजःपालेन । આબુ પર્વત ઉપરનો લેખ.

સ્થાને મુકાયાં ન હતાં. આ બન્ને ભાઇઓ કે જેઓ મોટા યોદ્ધા હતા અને જેમનામા ઘણીજ ઉચ્ચ પ્રકારની રાજ્યદ્વારી દક્ષતા અને રાજનીતિજ્ઞપણું હતા, તેઓએ રાજ્ય અને તેની સત્તા વધારવામાં આપેલો ફાળો ઘણો મોટો છે. વાઘેલાઓનુ આ એક મહાભાગ્ય હતું કે તેમને આવા બે કાબેલ અને રાજનિતિજ્ઞ દક્ષ પુરૂષો રાજ્યનો પાયો નાખવા માટે મળી ગયા, જો કે માતૃભૂમિના પ્રેમ વગરના ટુંકા મનના સ્વાર્થી મંત્રીઓ હોવાના કારણથીજ આ રાજ્યનો જલદીથી અંત આવ્યો.

**મંત્રિઓનાં સાર્વજનિક કાર્યો:**—આ કાવ્યમાં અને અર્બુદાગિરિ પ્રશસ્તિ અને ગિરનાર પ્રશસ્તિ તથા નરનારાયણાનંદ કાવ્યમા કહ્યું છે કે આ બે ભાઇઓએ બંધાવેલાં મંદિરો વિશ્રામસ્થાનો કુવાઓ અને તળાવો વીગેરે સાર્વજનીક કામોની સંખ્યા ગણી શકાય તેવી નથી. (૨૨) તીર્થકલ્પમા એમ કહ્યું છે કે તેમના આ સાર્વજનિક કામો-દક્ષિણે શ્રીશૈલ, પશ્ચિમમા પ્રભાસ સુધી, ઉત્તરમા કેદાર સુધી અને પૂર્વમા બનારસ સુધી હતા તેઓના ઉત્સાહ અને સત્તા જોતાં આ વાત ખોટી લાગતી નથી. છતાં તેઓએ પોતાનું અઢળક ધન વાપરવા માટે શત્રુંજય ગિરનાર અને આબુ પર્વતને ખાસ પસંદ કર્યા હતા. અહીં તેઓએ દેવોના વિમાન સાથે હરીફાઈ કરે તેવા ભવ્ય મદિરો બંધાવ્યાં. તેઓએ શત્રુંજય ઉપર અઢાર કરોડ નેવું લાખ ખરચ્યા, ગીરનાર ઉપર બાર કરોડ એંસીલાખ અને આબુ ઉપર બાર કરોડ ત્રેપન લાખ ખરચ્યા. એમ કહેવાય છે કે-તેઓએ કુલ ત્રણસો ક્રોડ અને ચૌદ લાખ સાર્વજનિક કાર્યોમાં ખર્ચ્યાં. તે કાર્યોની કેટલીક વિસ્તારથી હકીકત-નોંધ આ પુસ્તકની ટિપ્પણી છેવટે આપી છે તેમાંથી મળશે.

અનુવાદક:

ચન્દુલાલ એસ. શાહ, બી. એ. એલ્. એલ્. બી.

---

(૨૨) य स्वीयमातृपितृपुत्रकलत्रबंधुपुण्यादिपुण्यजनये जनयाश्चकार। सद्दर्शनव्रजविकाशकृते च धर्मस्थानावलिवलयिनिमवनीमशेषाम् ॥६७॥ નરનારાયણાનંદ સર્ગ ૧૬.

तेन भ्रातृयुगेन या प्रतिपुरग्रामाध्वशैलस्थलं वापीकूपनिपान काननसर प्रासादसत्रादिकम् ।
धर्मस्थानपरंपरा नवतरा चक्रेऽथ जीर्णोद्धृता तत्संख्यापि न बुध्यते यदि परं तद्वेदिनीमेदिनी ॥

# ભક્તામર અને કલ્યાણમંદિર સ્તોત્રો

[ લેખક—યતિશ્રી બાલચંદ્રાચાર્યજી-ખામગામ. ]

## પર્યાલોચનની સમાલોચના.

જૈનયુગ અંક ૯ પુસ્તક ૨ પૃષ્ટ ૪૪૬ પર શ્રીયુત હીરાલાલ રસીકદાસ કાપડિયાનો એક લેખ "સ્તુતિ સ્તોત્રોનું પર્યાલોચન" શીર્ષક પ્રકટ થયેલ છે. તેમાં કાપડિયાજીએ પાશ્ચાત્ય પંડિત હરમન યાકોબી આદિના મતાનુસાર ભક્તામર અને કલ્યાણમંદિર એ સ્તોત્ર યુગલનાસંબંધમાં સાહિત્ય દ્રષ્ટિએ આલોચના કરેલ છે અને કેટલીક શંકાઓ કરી છે. તેથી અમોએ પણ અમારો મત પ્રકટ કરવા વિચાર કર્યો. કદાચ કાપડિયાજીને તથા વાંચકોને અમારો આ લેખ પણ ઉપયોગી થઇ પડે એમ સમજી આ લખેલ છે. અસ્તુ.

ભક્તામર અને કલ્યાણ મંદિર સ્તોત્ર યુગલના કર્તા કયા સંપ્રદાયના હતા? એ શંકાના સંબંધમાં વિચાર કરવાથી એમ જણાય છે કે-ભક્તામરના કર્તા શ્વેતાંબર સંપ્રદાયનાજ હતા. કારણ ભક્તામર પદ ૩૨ માંના ત્રીજા ચરણમાં "पादौ पदानि तत्र यत्र जिनेन्द्र धत्तः" પદ છે. તેમાં धत्तः શબ્દ છે. આનો અર્થ એમ થાય છે કે "જિનેંદ્ર જ્યાં પગ મુકે કે (ધરે છે) ત્યાં" અને શ્વેતાંબર સંપ્રદાયની માન્યતા છે કે-જિનેંદ્ર ભગવાન્ જ્યાં પગ મુકે-ધરે છે ત્યાં દેવતાઓ કમલોની રચના કરે છે. ત્યારે દિગંબર સંપ્રદાયની એ માન્યતા છે કે-જિનેંદ્ર પગ ધરતાજ નથી પણ અધર રહે છે. જો જિનેંદ્ર પગ ધરતાજ નથી તો પછી દેવરચિત કમલ તો નિષ્પ્રયોજનીયજ જણાય. આ પરથી એમ તો સહજ કહી શકાય કે ભક્તામરના કર્તા જો દિગંબર હોત તો તે "धत्तः" લખત નહી. તે શ્વેતાંબર હતા. દિગંબર ટીકાકારોએ તે પદનો અર્થ બદલવા પ્રયત્ન કરેલ છે પણ શબ્દાર્થ ક્યાં જાય!

યાકોબી સાહેબ ભક્તામરના ૪૩ મા પદને પ્રક્ષિપ્ત માને છે અને પ્રમાણમાં શુષ્ક કહીને જ ચુપ થઇ જાય છે. શુષ્કતા તેમાં શું છે? એ સમજી શકાતી નથી કારણ પાછલા આઠ શ્લોકોમાં ક્રમશઃ આઠ ભય નિવારણ કરવાનું વર્ણન કરેલ છે. તેની ગણના (સૂચી)નો ઉપસંહાર છે ત્યારે શું એવો ઉપસંહાર શુષ્કજ ગણાય છે? એક વખતે મારા ગુરૂજીને મ્હેં પ્રશ્ન કર્યો હતો કે ભક્તામર અને કલ્યાણમંદિરમાં ૪૪ કાવ્યો હોવાનું શું કારણ છે? ઉત્તરમાં ગુરૂ મહારાજે કહ્યું કે વર્તમાન ૨૪ જિન અને ૨૦ વિહરમાન જિન એમ મળી ૪૪ જિનોને ભક્તામરમાં ઋષભદેવમાં અને કલ્યાણમંદિરમાં પાર્શ્વનાથમાં ગુણોની અપેક્ષાએ એકીકરણ માની સ્તોત્ર યુગલ વડે ૪૪) ભગવાનનીજ ગર્ભિત સ્તુતિ કરેલ એમ વૃદ્ધોથી પરંપરાગત મનાય છે. અને ભક્તામરમાં દિગંબરોએ "गंभीर तार" આદિ ૪ પદ્યો મેલવી ૪૮ કર્યાં છે તે પાછલથી કર્યાં છે. ત્યારે કલ્યાણમંદિરમાં ૪૪ તેમને પણ સ્વીકાર્ય છે. તેવીજ રીતે કેટલાક શ્વેતાંબર ભાઇઓ પણ ભક્તામરનાં ૪ કાવ્યો ભંડાર થએલાં ગુપ્ત માને છે. પણ એ કિંવદંતિ છે. કેટલાક ભંડાર દાખલ તરીકે પણ બીજાંજ કાવ્યો એમાંનાં ગુપ્ત છે એમ બતાવે છે એ પણ નિરાધાર છે. આમ મારા ગુરૂશ્રી સમીપથી સાંભળેલ છે તે પરથી હું કહી શકું છું કે ખરાં ૪૪ કાવ્યો છે. ૪૩ કે વધારે કાવ્યો માનવાનો કાંઈ પણ આધાર મળતો નથી.

એક આક્ષેપ આ છે કે ભક્તામરમાં ૪૪ કાવ્યો છે એમ માનવાથી આઠ પ્રાતિહાર્યોનું વર્ણન થતું નથી ફક્ત ચારનુંજ થાય છે માટે બાકી રહેલા ચાર પ્રાતિહાર્યોના વર્ણનવાળાં ચાર કાવ્યો હોવાં જોઇએ. પરંતુ મારા મત પ્રમાણે એ આક્ષેપ ભ્રમાત્મક છે. કારણ ભક્તામરમાં પ્રાતિહાર્યોનો દ્રષ્ટિથી ક્રમશઃ વર્ણન કરેલુંજ ક્યાં છે? જુઓ ૨૮ મા કાવ્યમાં અશોક વૃક્ષનું વર્ણન છે અને તેના પછી પુષ્પવૃષ્ટિનું વર્ણન

આવવું જોઇએ પણ ૨૯ મા પદ્યમાં સિંહાસનનું વર્ણન છે. તેમજ ૩૦ માં કાવ્યમાં ચામરનું વર્ણન છે; જ્યારે પ્રાતિહાર્યોના ક્રમથી હોય તો દિવ્યધ્વનિનું વર્ણન હોવું જોઇએ. એવીજ રીતે ૩૧ કાવ્યમાં ચામર જોઇએ ત્યાં છત્રનું વર્ણન છે. આ પરથી એ વિચાર ઉદ્ભવે છે કે કવિને પ્રાતિહાર્યોની દૃષ્ટિથી વર્ણન કરવું અભીષ્ટ જણાતું નહિ હોય.

પંડિત યાકોબી આદિ પાશ્ચાત્યોની એ એક શંકા છે કે-કલ્યાણમંદિર સ્તોત્ર ભક્તામરનું અનુકરણ છે. આના ઉત્તરમાં જણાવવાનું જે ખરો પત્તો તો ઇતિહાસરસિક સજ્જનો લગાવી શકે છે; પણ સ્તોત્રોની કૃતિ આદિ સાધનો પરથી આ સંબંધમાં વિચાર કરવાથી તો આ શંકા નિરાધારજ ઠરે છે. કલ્યાણ મંદિરમાં ભક્તામરના અનુકરણની ગંધમાત્ર પણ નથી. પ્રારંભિક કેટલાંક કાવ્યોમાં શબ્દ અને ભાવોની સદૃશતા જણાય છે પરંતુ એટલા પરથી અનુકરણ કહેવાનું સાહસ કરવું એ કુસાહસજ ગણાય; કેમકે અનેક કવિઓની રચનાઓમાં સ્વાભાવિક રીતે પણ પરસ્પર શબ્દ અને ભાવોનું સામ્ય થઇ જાય છે તેથી શું અનુકરણ માની લેવું? બીજી વાત આ છે કે, ભક્તામરમાં આઠ ભયોનું વર્ણન છે અને કલ્યાણમંદિરમાં નથી. ભક્તામરમાં ભગવદ્ ગુણાનુવાદમાં કવિનો પૂજ્ય પ્રતિ પૂજક ભાવજ દેખાય છે ત્યારે કલ્યાણમંદિરમાં પૂજક પૂજ્યમાં તલ્લીન થઈ જવાથી પોતે પૂજ્ય બની જાય છે એવી રીતે અધ્યાત્મવાદ પ્રકટ કરેલ છે. જુઓ કલ્યાણમંદિરનાં ૧૫ માથી ૧૭ મા સુધીનાં પદ્યો. આ ભાવવાળાં પદ્યો ભક્તામરમાં ક્યાં છે? કોઇ બતાવવાની હિમ્મત કરી શકે છે? તેમજ ભક્તામરનાં ૨૩ મા પદ્યથી ૨૫ મા પદ્ય સુધીનાં ભાવવાળાં પદ્યો કલ્યાણમંદિરમાં ક્યા છે? એવી અનેક દલીલો આપી શકાય તેમ છે કે જેથી એમ સ્પષ્ટ થઇ શકે કે સ્તોત્રયુગલના કર્તાઓની બન્ને કૃતિઓ સ્વતંત્ર છે-અનુકરણ નથી.

યાકોબી સાહેબ કહે છે કે ભક્તામરની રચના થયા પછી કલ્યાણમંદિરની રચના થઇ છે, ત્યારે જૈન સમ્પ્રદાયની એવી માન્યતા છે કે કલ્યાણમંદિરની રચના થયા પછી કેટલીક શતાબ્દિઓ બાદ ભક્તામરની રચના થઇ છે. એ પરસ્પર વિરૂદ્ધ કોટિ છે. હવે એ જોવું જોઇએ કે એમાં કેનો તર્ક સાચો છે? ભક્તામરના કર્તાનો કાલ તપાસતાં કવિના સ્વભાવ અને પરિસ્થિતિનો વિચાર કરવો ઘટે. ભક્તામરની કૃતિ પરથીજ એ તર્ક બાંધી શકાય; મારા મત પ્રમાણે ભક્તામરના કર્તાના સમયમાં બૌદ્ધો અને બ્રાહ્મણોમાં પરસ્પર દ્વેષાગ્નિની જ્વાલા ધખી રહી હતી. તે ધર્મોધવાદનો જુગ હતો, એકબીજાને ખોટા ઠરાવવાનું યુદ્ધ ચાલતું હતું તે વખતે સર્વ ધર્મોની એક વાક્યતા કરી દ્વેષ દૂર કરવાનો પ્રયત્ન માનતુંગાચાર્યે કરેલો જણાય છે. જુઓ ભક્તામરનું ૨૫ મું પદ્ય; તેમાં બુદ્ધ, શંકર, બ્રહ્મા, અને વિષ્ણુનો વ્યુત્પન્ન અર્થ કરી ઋષભદેવમા ઘટાડવામા આવેલો છે. ભારતીય સર્વે ધર્મોની સમાનતા-એકવાક્યતા કરવા માટે કવિનો પ્રયત્ન જણાઇ આવે છે. તે પરથી સહજમાં તર્ક બાંધી શકાય છે કે જેમ હરિભદ્રસૂરિએ તટસ્થવાદ સ્વીકારેલ છે તેમ ભક્તામરના કર્તાએ પણ તે માન્ય કરેલ છે. તે પરથી કાલનો વિચાર કરતાં ભક્તામરના કર્તા હરિભદ્રસૂરિથી થોડા પછી એટલે લગભગ વિક્રમના ૮ માં તથા ૯ મા સૈકામા હોવા જોઇએ. ભક્તામરનું ૨૩ મું પદ્ય તો શુક્લ યજુર્વેદના પુરૂષસૂક્તની ૧૮ મી ઋચાની છાયા માત્ર ઉપાસે છે; તે ઋચા એ છે કે:—

वेदाहमेतं पुरुषं महांतमादित्यवर्ण तमसः परस्तात्। तमेव विदित्वाति मृत्युमेति, नान्यपन्था वियतेऽयनाय. १८ ( शुक्लयजुर्वेद अध्याय ३१ पुरुषसूक्त ).

ઉપરની ઋચાના શબ્દે શબ્દને વસંતતિલકામાં ગુંફિત કરી મુકી દીધેલ છે; તેથી એ પણ સ્પષ્ટ થાય છે કે વૈદિક સાહિત્યના જાણકાર કવિ હતા અને એકવાક્યતા કરનાર હતા.

હવે એ જોવાનું બાકી રહે છે કે, કલ્યાણમંદિર ક્યારે રચાયું? મારા મત પ્રમાણે કલ્યાણમંદિરના કર્તા કાલિદાસના સમકાલીન હોવા જોઇએ. વિક્રમના નવરત્નોમાં કાલિદાસ અને ક્ષપણક એ બેને પણ માનેલા છે. ક્ષપણક એજ કુમુદચંદ્ર અને એજ

સિદ્ધસેન દિવાકર. શતીશચંદ્ર વિદ્યાભૂષણનો પણ મત મારી પુષ્ટિમાંજ છે. એ કવિ મહાતાર્કિક હતા. તર્કનો વિષયજ એવો છે કે તેમાં ક્લિષ્ટતા-કર્કશતા આવ્યા સિવાય રહેતી નથી તેથી પ્રસાદ ગુણ તો તેમાં હોયજ ક્યાંથી! છતાં કલ્યાણમંદિરમાં કર્કશપણું આવવા દીધું નથી. યદ્યપિ ભક્તામરમાં પ્રસાદગુણ વિશેષ છે. તથાપિ કલ્યાણમંદિરમાં અર્થગાંભીર્યની વિશેષતા છે. જે સમયે ખંડન-મંડનની શૈલિની ભારતમાં પ્રારંભિક દશા હતી, તે સમયમાં કલ્યાણમંદિરની રચના થયેલી હોવી જોઇએ. જુઓ કલ્યાણમંદિરનું ૧૧ મું કાવ્ય. એ કાવ્યમાં કવિએ કેવી આનંદજનક રસમય શૈલિથી હરિહરાદિકની હાર કામદેવ પાસે ખવરાવી છે. અને તેજ કામદેવને પાર્શ્વનાથ ભગવાને કેવા પરાજિત કરેલ છે! એ વર્ણન ખંડનમાં અલૌકિક છે. કેટલાક એમ માને છે કે, દ્વાત્રિંશિકાઓથી કલ્યાણમંદિરની રચના ભિન્ન દેખાય છે. અને એ બનવા જોગ પણ છે; કારણ એ છે કે-બાલ યુવા અને વૃદ્ધના કાલમાં જેમ સ્વભાવમાં પરિવર્તન થાય છે તેમજ કૃતિમાં પણ થાય છે. તેથી એમ તો કહીજ શકાય નહી કે એ કૃતિ અમુકની નથી. જુઓ યશોવિજયજીના ગ્રંથો. તેમાં પણ અવસ્થા અને વિચારાનુસાર શૈલિની ભિન્નતા જણાયા સિવાય તો નથીજ રહેતી. માટે એ પરથી તર્ક બાંધવો વ્યર્થ છે. પણ એમ માની શકાય કે કદાચિત્ કલ્યાણમંદિર-આસ્યાવસ્થાની-પ્રારંભિક કાલની કવિની કૃતિ હોય. એમ માનીએ તો પણ એ વાત તો સ્પષ્ટ જણાઇ આવે છે કે કલ્યાણમંદિરના કર્તા તાર્કિક અને અધ્યાત્મવાદી હતા. જુઓ કલ્યાણમંદિરનાં કાવ્યો ૧૫-૧૬-૧૭ માં કેવો સુંદર અધ્યાત્મવાદ પ્રકટ કરેલ છે. તેમાં ભક્તિરસ પરિપૂર્ણ રાખીને દર્શાવી આપેલ છે કે,-પૂજક પૂજ્યની ભક્તિવડે પૂજ્ય થઇ શકે છે. આ અને બીજા વિચારોથી કલ્યાણમંદિરની કૃતિનો સમય વિક્રમનો સમય માનવામાં કાંઇપણ આપત્તિ જણાતી નથી. યદ્યપિ વિક્રમના કાલના સંબંધમાં વિદ્વાનોમાં પરસ્પર મતભેદ છે અને એ મતભેદ ન નિકલે ત્યાં સુધી એટલું તો કહી શકાય કે ગમે તે વખતે વિક્રમ થયો હોય, પણ વિક્રમના સમયે કલ્યાણમંદિરની કૃતિ થએલ છે માટે જ્યારે વિક્રમના કાલનો મતભેદ દૂર થઇ જશે ત્યારે એ કૃતિના કાલનો પણ નિશ્ચય પોતાની મેલે થઇ જશે.

પંડિત યાકોબી સાહેબ કલ્યાણમંદિરમાં વ્યાકરણની અશુદ્ધિઓ દર્શાવી એમ કહેવા માગે છે કે ભક્તામરમાં એવી અશુદ્ધિઓ નથી તેથી ભક્તામર કલ્યાણમંદિરથી પહેલું રચાયેલું હોવું જોઇએ પણ યાકોબી સાહેબ તથા અન્ય પાઠક-વિચાર કરી જોશે તો એમાંજ આર્ષતા રહેલી જણાઇ આવશે. કલ્યાણમંદિરના કર્તા કવિએ જે આર્ષ પ્રયોગ વાપર્યા છે, તે આર્ષ પ્રયોગોને યાકોબી અશુદ્ધ કહે છે.

કલ્યાણમંદિર શ્લોક ૧૧ માં "विध्यापिता" તથા ૧૩ માં "अमुत्रलोके" એવં ૨૮ માં "अपरत्र-त्वत्संगमे" તથા ૪૦ મા પદ્યમાં "वन्ध्योऽस्मि" એમ આ ચાર પ્રયોગોને તેઓ અશુદ્ધ દર્શાવે છે, પરંતુ વિક્રમ તથા કાલિદાસના સમયના કવિઓ આવા આર્ષ પ્રયોગો પોતાની કૃતિમાં લેતા હતા. આનું એકજ પ્રમાણ કલ્યાણમંદિરનો કાલ ઠરાવવાને માટે બસ છે-એટલે એ આર્ષ પ્રયોગોજ કવિ વિક્રમના સમયના હોવાનું પ્રબલ પ્રમાણ છે. કાલિદાસે પોતે પણ રઘુવંશ આદિમાં એવા આર્ષ પ્રયોગો કૃતિમાં મુક્યા છે-તે સમયમાં ભાષા વ્યાકરણની જંજીરોમાં એટલી બાંધેલ ન હતી. તે મહાકવિઓ એવી માન્યતાવાલા હોવા જોઇએ કે, વ્યાકરણ અમારા પાછલ ખેંચાઇ આવવું જોઇએ. અમે તેની પરવા કરનાર નથી. હું અત્રે એવા થોડાક કાલીદાસના કરેલા આર્ષ પ્રયોગો ઉદાહરણમાં દર્શાવીશ તે પરથી પાઠક સમજી શકશે કે તે સમયે એવા આર્ષ પ્રયોગો લેવાતા હતા કે જે વર્તમાનમાં પ્રચલિત કોઇપણ વ્યાકરણથી સિદ્ધ થતા નથી. જુઓઃ-

(૧) રઘુવંશ સર્ગ શ્લોક ૪૬ માં "जीवितापहा" લખેલ છે. એમાં અપ ઉપસર્ગ પૂર્વક હન ધાતુથી "ड" પ્રત્યય કરેલ છે, પણ એ પાણિનીની આજ્ઞાનુસાર તો ક્લેશ, રામ, તમ આદિ શબ્દોમાં થાય છે. જીવિત શબ્દના પ્રયોગમાં ન કરવું જોઇએ. આ કારણથી ટીકાકારોએ વિચારપૂર્વક કહી શંકા

પ્રકટ કરેલ છે. પુનઃ એજ પ્રયોગ તેજ રઘુવંશના સર્ગ ૧૭ શ્લોક ૬૧૫૨ ' "कर्मावहः અને સર્ગ ૧૯ શ્લો. ૨૯માં "सुरतक्लमापद्याम्" માં કરેલ છે.

(૨) રઘુવંશ સર્ગ ૧ શ્લોક ૪૮ પર "महिषी सखः" આ ઠેકાણે બહુવ્રીહી સમાસ કરેલ છે. અને આ સમાસ કર્યા સિવાય મહિષીસખઃ પદની સિદ્ધ થતી નથી, અને બહુવ્રીહી કરવાથી ટચ્ પ્રત્યય આવતો નથી. એટલે સખિ શબ્દનું પ્રથમા વિભક્તિમાં સખઃ બનતું નથી. મલ્લીનાથ ટીકામાં "महिष्या सखा महिषीसखः" એમ સમાસ વિગ્રહ કરી "सहायांतर निर्पेक्ष इतिभावः" લખી ચુપ રહે છે. પણ પાણિનિના મતાનુસાર આ પ્રયોગ બનતો નથી.

(૩) સંસ્કૃતમાં "त्र्यंबक" એક શબ્દ છે. એ શબ્દ "त्रि" અને "अम्बक" એમ બે શબ્દ મળી સંધિયોગથી બને છે. અંબકના પિતા અને આંખ એમ બે અર્થ થાય છે. વેદોમાં પણ "त्र्यंबकं यजामहे" એવી એક શ્રુતિ છે. છતાં કાલીદાસ કવિએ કુમાર સંભવ સર્ગ ૩ શ્લોક ૪૪ મા માં "त्रियंबकम्" કરી આપેલ છે.

(૪) દૂતી શબ્દ દીર્ઘ ઇકારાંત સંસ્કૃત શબ્દ છે; અને રઘુવંશ સર્ગ ૬ શ્લોક ૧૨ માં પણ દીર્ઘ ઇકારાંત માનીનેજ ઉલ્લેખ કરેલ છે. છતાં અન્ય કેટલાંક સ્થલો પર હ્રસ્વ બનાવી દીધો છે. જુઓ કુમાર સંભવ સર્ગ ૪ શ્લોક ૧૬ અને રઘુવંશ સર્ગ ૧૯ શ્લોક ૧૮ રઘુ. સર્ગ ૧૯ શ્લોક ૨૩ તેમ રઘુ. સ. ૧૯ શ્લોક. ૩૩.

(૫) સંસ્કૃતમાં कृ ધાતુમાં લિટ્લકાર આગળ આવવાથી આમ્ પ્રત્યય આવે છે. અને "कृञ्चानु प्रयुज्यते" એ સૂત્રથી લિટ્લકારમાં કૃ ધાતુ મેળવી દેવાય છે, ત્યારે "प्रशंसयां चकार" ઇત્યાદિ રૂપો બને છે. આવાં ક્રિયાપદોના ત્રણ કટકા થાય છે. જેમકે-પ્રશંસય, આમ્, ચકાર। પરંતુ જ્યારે પ્રયોગ કરવામાં આવે છે ત્યારે જુદા જુદા ભાગો પાડી લખતા નથી પણ આખું સિદ્ધ રૂપ લખાય છે. તેમજ વચમાં કોઇ બીજો શબ્દ પણ દાખલ કરવામાં આવતો નથી; છતાં કાલિદાસજીએ રઘુવંશ સર્ગ ૯ શ્લો. ૬૧ માં "पातय–आम् આ બે ખંડના વચમાં "प्रथमं શબ્દ ઘુસેડી દીધેલ છે. પુનઃ "संयोजयामास" ની વચમાં "विधिवत्" શબ્દ લખેલ છે. જુઓ રઘુ. સર્ગ ૧૬ શ્લો. ૮૬ વળી એક ઠેકાણે તો બબંશયાં ચકારની વચમાં "यः" અને "नहुषं" એમ બે શબ્દ મુકેલ છે. જુઓ રઘુ. સ. ૧૩ શ્લો. ૩૬.

ઉપરોક્ત પાંચ ઉદાહરણ એ કારણથી દર્શાવવામાં આવ્યાં છે કે તે સમયના કવિઓ એવી રીતે આર્ષ પ્રયોગો કરતા હતા. મહાકવિની ઉપાધિવાલા કવિઓમાં એ વિલક્ષણતા હતી કે તે "निरकुशाः कवयः" ની ઉક્તિને સાર્થક કરી બતાવી આપતા હતા. અને તેથી પાછલના ટીકાકારોએ ગભરાઇ એમ કહી છુટવાની તક સાધી છે કે "महाकवि प्रयोगा देव साधुः" એટલે મહાકવિનો પ્રયોગ છે માટે શુદ્ધ છે, પણ બીજાનો હોત તો શી ગતિ થાત? તાત્પર્ય એકે કલ્યાણમંદિરના કર્તા કુમુદચંદ્ર કાલિદાસના સમયનાં મહાકવિ હતા અને એવા આર્ષ પ્રયોગો તે સમયમાં વપરાતા હતા. એજ કલ્યાણમંદિરની આર્ષતા દર્શાવનારૂં પ્રમાણ છે. છતાં હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે-યાકોબી સાહેબે જે પ્રયોગો અશુદ્ધ તરીકે દર્શાવ્યા છે, તે પ્રયોગોને આર્ષ કહીને સંતોષ માની લેવાનો છે? કે કોઇપણ વ્યાકરણથી તેવાં રૂપો સિદ્ધ થાય છે? અથવા કલ્યાણમંદિરના ટીકાકારોએ એ વિષયમાં કાંઇ પ્રકાશ પાડેલ છે? એ જોવાનું બાકી છે.

વિજયપ્રભ સૂરિના સમયે હેમવિજય નામના કલ્યાણમંદિરની ટીકા કરનાર થઇ ગયા છે. તેઓએ પણ કેટલાંક સ્થલો પર શબ્દ સાધના કરી છે. યાકોબી સાહેબના દર્શાવેલ શબ્દોના સંબંધમાં જે ઉલ્લેખ ટીકાકારે કર્યો છે તે અત્રે જાણવા સારૂં દર્શાવવામાં આવે છે કેઃ---

અગ્યારમા શ્લોકમાં "विध्यापिता" ના સંબંધમાં ટીકાકાર એમ સાધના કરી બતાવે છે કેઃ ध्यै चिन्तायां धातुः विपूर्वः संध्यक्षराणामाधातोः प्रेरणेत्रि प्रत्ययः रातो ञौपुक् अतीतेक्त प्रत्ययः विध्यापिता– निर्वाण प्रापिता इति."

તેમજ ૧૩ મા કાવ્યમાં " अमुत्र लोके " ના સંબંધમાં ટીકાકાર લખે છે કે—

" अमुत्र अदसः प्रयोगोयं विप्रकर्षवाचा श्री हेमकोपेवि प्रेत्यामत्रभवान्तरे अन्यत्रापि ईदमः प्रत्यक्षगतं, समीपतरवर्तीविदतदोरूपं, अदसस्तुविप्रकृष्टे, तदिति परोक्षेविजानीयात् ॥१॥ इत्युक्तं अत्रतु अस्मिन्निति इदम् प्रत्यक्षवीचकस्यार्थे गृहीतस्तदिदमदस्तेतदांप्रायः सामान्यमितिन्यायात् अतएव " अमुपुरः पश्यसि देवदारुं पुत्रीकृतोऽसौवृषभध्वजेन इत्युक्ताकेडूवमानेन कटंकदाचित् वन्यद्विपेनोन्मथितात्वगस्य, अथेनमद्रेस्तनयाशुशोचे सेनान्यमालीढमीवासुरास्त्रैः इति रघुवंशे एकस्मिन्नेव देवदारौ अदस् इदम् एतच्छब्दानां प्रयोगः એમ અમુત્ર શબ્દના માટે ટીકાકાર માને છે.

એ પ્રમાણે ૨૮ માં પદ્યમાં " अपस्त-त्वत्संगमे" ના સંબંધમાં ટીકાકાર જણાવે છે કે-त्वत्संगमे सति એમ સતિ ભાવમાં સપ્તમી વિભક્તિ માનીછે.

ચાલીસમા પદ્યના સંબંધમાં ટીકાકાર કાંઇ પણ ખુલાસો કરતા નથી પણ "वध्यो" અને "चेद्" આ બે શબ્દોના મધ્યમાં " अस्मि " છે તે મધ્યમાં ન જોઇએ એમ યાકોબી સાહેબ કહે છે. પણ આ લેખમાં પાઠક જણાવ્યા પ્રમાણે કાલિદાસની કૃતિમાં તો ઘણાં સ્થલો પર એમ શબ્દો મુકેલા છે. તે પરથી એમ કહી શકાય કે તે વખતે એમ લખવાની પ્રણાલી હતી પણ જો " प्रणिधानवंध्य चेद्ऽहं वध्योऽस्मि " એમ અન્વય કરવામાં શું હરકત ? અને ઉલટો અર્થ શું થાય છે તે જણાવવું જોઇએ.

ભક્તામરના કર્તા કયા સમ્પ્રદાયના હતા એ માટે મારો મત ઉપર રજુ કરી ચુક્યો છું, તેમ હવે કલ્યાણમંદિરના કર્તા કયા સમ્પ્રદાયના હતા ? એ જોવાનું રહે છે. આ સંબંધમાં મારે કહી દેવું જોઇએ કે, દિગંબરો તીર્થંકરોના સિંહાસનથી અધર રહેલા માને છે અને શ્વેતાંબરો દેવરચિત સિંહાસન ઉપર બેસીને દેશના આપે છે એમ માને છે. ત્યારે કલ્યાણમંદિરમાં એ વિષયમાં પદ્ય ૨૩ માં " सिंहासनस्थमिह भव्य सिखंडिनस्त्वाम् " કહે છે એટલે " सिंहासनस्थं तिष्ठतीति-सिंहासनस्थ " સિંહાસન ઉપર બેઠેલા માને છે તેથી કલ્યાણમંદિરના કર્તા શ્વેતાંબર હોવા જોઇએ. તેમજ કલ્યાણમંદિરના કર્તાના સંબંધમાં કાલિદાસ પોતાની કૃતિમાં જણાવે છે કેઃ—" अद्यप्रभृत्यवनतांगितचास्मिदासा, कृतस्तपोभिरितिवादिचन्द्रः "

—कुमारसंभव पंचम सर्ग.

એમ કાલિદાસ પણ "वादिचन्द्र" કહી સંકેત કરેછે. માટે વાદિચંદ્ર-કુમુદચંદ્ર તે સમયે અસ્તિત્વ ધરાવતા હોવા જોઇએ અને બન્ને મહાકવિઓનો સારો પરિચય હોવો જોઇએ.

આ લેખમાં મારા વિચારો સ્તોત્રયુગલના સંબંધમાં જે જણાવ્યા છે તે પર મીમાંસકોને યોગ્ય લાગે તો જરૂર સમાલોચના કરવી. ભાષા સંબંધમાં આ મારૂં પ્રથમ સાહસ છે. કારણ હું હિન્દી ભાષાભાષી છું. ગુર્જરીનું મને જરાએ જાણપણું નથી છતાં સહવાસથી લખેલ છે માટે ભાષાના દોષોના સંબંધમાં હું ક્ષન્તવ્ય છું એમ ગણી આ લેખ પૂર્ણ કરૂં છું.

---

# વિનોદના પત્રો.

[ એક મહાશય તરફથી આ પત્રો મળ્યા છે અને હવે પછી પણ તે મોકલતા રહેશે. આ પત્રમાળામાંના વિચારો જે હૃદયમાંથી સ્ફુરિત થયા છે તે હૃદયને તેની સ્વચ્છતા, નિર્દોષતા, વેગમયતા માટે વાંચકો જરૂર અભિનંદશે એવી અમોને આશા છે. અનેક જમાનાઓ થયા સમાજ પરિવર્તન પામતી આવી છે. તેમાં ઇષ્ટ તત્વો સાથે અનેક અનિષ્ટ તત્વો–સડાઓ, દુર્ગુણો, કુપ્રથાઓ દાખલ થયેલ છે, તો તે અનિષ્ટ તત્વોને શોધી કાઢી તેને ટાળી તેની બદલીમાં ઇષ્ટ તત્વોને મૂકવાની આવશ્યકતા દરેક સુધારક સ્વીકારશે. આ પત્રમાળાના અમુક એક બે પત્ર પરથી તેના પર ચુકાદો (judgment) આપવાનું મોકુફ રાખી આખી પત્રમાળા પૂરી થાય પછી પોતાનો સંપૂર્ણ ને પાકો નિર્ણય આપવાનું રાખશે એમ દરેક વાચકને અમે પ્રથમથી વિનતિ કરી લઇએ છીએ તંત્રી. ]

૧.

મુંબઇ તા. ૫–૭–૧૯૨૫.

**ભાઇશ્રી રમેશ,**

તારો પત્ર મળ્યો–આનંદ. આ પત્રમા તને શું લખવું તે મને તો નથી સુઝતું. તારી ઇચ્છાને યા તારા દબાણને નમતું આપી આપણી સમાજ આગળ મારા કેટલાક વિચારો મારે મુકવા એ તો ઠીક નહીં. એમાં તો કોઇનું કલ્યાણ હું નથી જોતો. અત્યારે સમાજને એક એવી પરિસ્થિતિમા હું જોઈ રહ્યો છું કે માત્ર ભાષણો યા લખાણોથી એનું કંઇ વળે તેવું દેખાતું નથી. સમાજની આ દશામાં તો એની પ્રગતિનો એકજ રસ્તો હોઈ શકે, અને તે શું તે તને તો મારે કહેવાપણું ન હોય. તને નથી લાગતું કે એક વ્યવસ્થિત સામાજિક તેમજ ધાર્મિક બળવાની આપણને ખાસ જરૂર હોય ? ભાષણો અને લખાણો તો ત્યારેજ હોય કે જ્યારે સમાજનું માનસ અને એની આંતરિક પરિસ્થિતિ બરાબર ગોઠવાઇ ગયાં હોય, અને જનતાની દરેક વ્યક્તિને વધુને વધુ પ્રગતિ માટે એક પ્રકારની જબરી તાલાવેલી લાગી હોય.

હવે તો તુ જ કહેને કે આવો સૂર અત્યારે કઇ દિશામાં કહાડી શકાય તેમ છે ? કાંતો પથ્થર ઉપર પાણીની રાહે બધુ એળે જાય યા એક જાતની ગાંડી હોહા થોડો વખત મચી રહે અને છેવટે બધું શાંત થઈ જાય. આવું કંઈક નજરે નિહાળી વ્યર્થ બળતામાં વધુ હોળી શાને કરવી ?

ભાઇ ! આ સ્થિતિમાં તો આપણે એટલું જ કરી શકીયે કે આપણા પત્ર વ્યવહારમાં આપણે આ વસ્તુને યા આ વિચારને પ્રાધાન્ય આપીએ અને જેટલું વિચારી શકાય તેટલું એકમેકના પત્રમાં મૂકી દઇએ. વધુમાં આપણા મિત્ર વર્ગમાં આવું કોઇ કોઇને વંચાવીએ તો તેમાં મને કંઇ વાંધો ન હોય.

આ વિચારનો અમલ હું તો આ પત્રથીજ કરીશ. તારી પાસે હવે પછીના પત્રમાં શું શું મૂકવા ધારૂં છું તેનો પ્રથમ તને થોડો ઘણો ખ્યાલ અહીંજ આપી દઇશ. પ્રથમ તો પ્રભુ મહાવીરથી કે અત્યાર સુધીના આપણા જૈન ઇતિહાસના જેટલાં પ્રિય યા અપ્રિય સત્યો તારવી શકાય તેટલાં તારી પાસે રજુ કરીશ. ત્યાર બાદ એ સત્યો અત્યારની જનતાને શું શું કહી રહ્યા છે તે મારી દૃષ્ટિએ તારી પાસે મૂકીશ. આવી રીતે ભૂતકાળનું અવલોકન કર્યા બાદ આપણે અત્યારની આપણી પરિસ્થિતિનો વિચાર કરીશું. એ વિચારમાં સમાજ–જીવનનાં દરેક અંગોને યોગ્યસ્થાન મળી રહેશે એતો મારે તને કહેવાનું ન હોય. આમ વર્તમાનને પણ તપાસ્યા બાદ ભાવી સમાજનો મારો શો આદર્શ છે તે હું તારી પાસે મૂકીશ, અને એ મૂકતી વેળાએ મારે તને એ આદર્શને કેમ પહોંચી શકીએ તેને માટે પણ કેટલીક ભયંકર વાતો કરવી પડશે. એ ભયંકરતા તે એટલાજ માટે કે એ બધી વાતો પાછળ કોઈ સર્વ વ્યાપી બળવા માટેની એક જબરી ઇચ્છા તને દેખાશે. એને જોઇએ તો બળવો કહો યા સમાજ–જીવનનું નવેસરનું મંડાણ કહો. પરંતુ સાથે સાથે એમાં એટલું તો હશેજ કે જુની વસ્તુને તોડવા ખાતર તોડવાનો ઇરાદો નહિ હોય, પરંતુ એટલું જ કે ભૂતકાળની કેટલીએ સુંદર વસ્તુઓ કે જે અત્યારે કેવળ રૂઢીવાદ યા વ્યવહારને

જ્યારે એક ઢંગધડા વગરની પરિસ્થિતિમાં આવી પડી છે તેને એવું યોગ્ય સ્થાન અને રૂપ મળી રહેશે અને આ પ્રમાણે આપણા સમગ્ર જીવનને વિશ્વ પ્રગતિના યા ટુંકામાં રાષ્ટ્ર પ્રગતિના પ્રવાહમાં યોગ્ય સ્થળે ગોઠવી દેવાશે.

ભાઇ રમેશ! આ કેવી મોટી મોટી વાતો લાગે છે? જાણે નાને માથે મોટી પાઘડી હોય એવું તને નથી લાગતું? હશે, એમ છતાં પણ તું તો મને હસી નહીંજ કહાડે. અત્યારે તો કોણ જાણે કેમ નાનાં માથાંઓનેજ હાલ વિચાર કરવાનો અને કરેલા વિચારોનો યથાશક્તિ અમલ કરવાનો સમય આવી લાગ્યો હોય એમ મને તો લાગી આવે છે. તને નથી લાગતું કે મોટા માથાળા તો ત્યારે મોખરે શોભે અને ઉપયોગી થઈ પડે કે જ્યારે સમાજ એક ઇચ્છવા યોગ્ય સ્થિતિમાં ગોઠવાઇ ગયો હોય યા સમાજના નવાસરનાં મંડાણ ન માંડવાનાં હોય. બાકી બીજી પરિસ્થિતિમાં તો એ મુરબ્બી વર્ગ બાપડો મુંઝાઈ જાય, યા હરઘડી આપણા ઉગતા વર્ગ તરફ શંકાની દૃષ્ટિએ જોયાં કરે. આમ છતાં ભાઇ રમેશ! એટલું તો ધ્યાનમાં રાખજે કે આપણી હવે પછીની વાતો આપણે સમાજ પાસે મૂકવાની દૃષ્ટિએ નથી કરવાના કારણ કે એવો કોઇ માર્ગ આપણી નજર આગળ મને દેખાતો પણ નથી.

વિશેષ હવે પછી. કમળાનો અભ્યાસ હાલ ઠીક ચાલી રહ્યો છે. સરલા બ્હેનને મ્હારા પ્રણામ.

લી.
વિનોદના વંદેમાતરમ્.

૨.

મુંબાઇ તા. ૧૬-૭-૧૯૨૫.

ભાઇશ્રી રમેશ,

પત્ર મળ્યો, આનંદ. મારા સઘા પત્રના વિચારને તારા તરફથી પુરતી સહાનુભૂતિ હંમેશ માટે રહ્યા કરશે એ જાણી વળી વિશેષ આનંદ.

આમ છતાં એક વિનંતિ તને કરી લઉં. કેવળ મારી વાતો સાંભળી તું બેસી રહે તે તો ઠીક નહી. તારે પણ તારા વિચારો અવાર નવાર મૂકતા રહેવું, અને મારી ઘેલછાઓમાં જો કંઇ તને વાંધા ભર્યું લાગે તો મારી ઝડતી લેવા પણ ન ચૂકવું. હવે આ પત્રની મૂળ વાત ઉપર આવીશ.

પ્રભુ મહાવીરથી તે અત્યાર સુધીના જૈન ઇતિહાસનાં પ્રિય યા અપ્રિય સત્યોનો વિચાર કરતાં હું એ વિભાગને પૂરતો ન્યાય નહીં આપી શકું તે તો ચોક્કખું જ છે. કારણ કે હું જે વાતો કરીશ તે એક વિદ્યાર્થિ તરીકે અને નહિં કે એક અભ્યાસીની ઉંડી દૃષ્ટિએ.

આ સઘળાં સત્યોને જ્યારે મારી નજર આગળ હું ખડાં કરૂં છું ત્યારે પ્રથમતો આપણા ઇતિહાસની એક કડવામાં કડવી વસ્તુસ્થિતિ આગળ મને એનાં કેટલાંય ભવ્ય સત્યો સાવ ઝાંખાં લાગે છે. એનો વિચાર કરતાં મારૂં ઉકળતું લોહી થીજી જાય છે; અને મને થાય છે કે ખરેખર કુદરતના કોઇ અકસ્માતેજ આપણે જૈનો એક તરીકે રહેવા નથી સર્જાયા. પ્રભુ મહાવીરના સમયથીજ કોણ જાણે કેમ આપણા ધાર્મિક અને સામાજિક જીવનમાં એક પછી એક વિભાગ પડતા આવ્યા છે. ઇતિહાસના પેલા આજીવિકોએ ગોશાળાના વાવટા હેઠળ પોતાના ગુરૂ સામે જો બંડ ન ઉઠાવ્યું હોત તો આ ઇતિહાસના પાનાં કંઇ જુદાંજ લખાયાં હોત. ભાઈ રમેશ! તું આટલેથીજ એ ઐતિહાસિક ઘટનાની કલ્પના કરી લેજે. મને આથી વધુ સ્પષ્ટ થઇ કહેવું ઠીક નથી લાગતું, છતાં કહી દઉં કે બૌદ્ધ ધર્મની શરૂઆતની ભવ્ય ઇમારત આ ઘટનાને આભારીજ કહી શકાય. આમાંથી ઉદ્ભવતો એક વિચાર અહીંજ મૂકી દેવો ઠીક લાગે છે. જ્યારે પ્રભુ મહાવીર જેવાની વસ્તુને યા ટુંકામાં એમને પોતાને પોતા પાછળ એક સુર સિવાય નથી ચાલતું, તો અત્યારની જૈન સમાજનું તો પુછવુંજ શું? મ્હારી દૃષ્ટિ હમણાં હમણાં તો એટલી ટુંકી થઇ ગઈ છે કે મને તો હવે એમજ લાગે છે કે હવે પછી આપણા ઇતિહાસનાં પાનાં ઉપર આપણે શ્વેતાંબર યા દિગંબર કે એવા કોઇ પણ 'બર' તરીકે લાંબો વખત નહી ટકી શકીએ. મને તો આ પરિસ્થિતિમાં એક દિવસ પણ જીવી જાણવું અશક્ય લાગે છે. ખરેખર સાંચી દૃષ્ટિએ

કરીએ, પરંતુ ભાવી વધુ ઉજ્જ્વળ જોવા વારો કોઈ દિવસ આવ્યો તો ત્યારેજ આવશે કે જ્યારે કોઇ દયાનંદ જાગશે અને લોકોને ઠેર ઠેર અશાંત કરી મૂકશે. કમળાના આ શબ્દો કેવા મીઠા લાગે છે! કોઇ કર્મોનો ઉદય એક ભવ્ દયાનંદ થવા અવસરે આપો એજ અંતિમ શુભેચ્છા!

લિ. વિનોદના વંદેમાતરમ્.

---

# મોહપરાજયરૂપક નાટકનો સંક્ષિપ્ત સાર.

અનુવાદક—**પંડિત લાલન.**

ત્રણે જગતનું વિલુંઠન કરવામાં કુશળ જેના હાથ રૂપી દણ્ડો છે; એવાની જોડે દુર્બુદ્ધિ એવા દૈવની રચના કેવી અસંમજસ છે તે જોઈ લેઃ-

અહીં **પાપકેતુ** અમાત્ય કહે છે કેઃ-

જગતમાં વીર પુરૂષ એવા શ્રી ચૌલુકયનૃપને મનુષ્ય માત્ર નહિ સમજ્યો. જુઓ! જુઓ!

મનુષ્યના સુકૃતના ઉદયથી આ તો કોઇ ધરા પીઠ ઉપર મહિપતિની રૂપ ધરી ઉતરી આવતા કોઇક ભાવી તીર્થંકર જણાય છે.

**મોહ**—(ક્રોધાયુક્ત થઈ) જેના પ્રતાપથી વજ્ર રૂપી અગ્નિવડે ભૂપતિઓ નાશ પામી ગયા છે એવો અરે! હું મોહ છું. આ દુશ્મનનાં પરાક્રમો સાંભળી રહ્યો છું; એજ દુઃખની વાત છે. આવું બોલતાં કોપવશ થઇ મોહ ખડગ લઇ, આસનથી ઉઠી અરે! ક્યાં છે એ દૂરાત્મા કે જે મારા વૈરીને પોષી રહ્યો છે! એવામાંઃ-

**રાગસૂનુઃ**—બાપુ! આવા અયોગ્ય સ્થળે શા માટે ક્રોધવશ થાઓ છો! હુંજ અરિવધ કાર્ય સિદ્ધ કરૂં છું એવું સમજી લ્યો. કારણ કેઃ-

...ના વૃંદમાં પણ ગાજતા ગજેન્દ્રના

ભાઇશ્રી રમેશ, પગને ...ગળ ચલાવી રહેલ

પત્ર મળ્યો, આનંદ. મારા ગયા પત્રનો જાતિશું

તારા તરફથી પુરતી સહાનુભૂતિ. હંમેશ માટ

કરશે એ જાણી વળી વિશેષ આનંદ. કેવો

આમ છતાં એક વિનંતિ તને કરી લઉં. રાફિ

મારી વાતો સાંભળી તું બેસી રહે તે તો ઠીક નહી. તારે પણ તારા વિચારો અવાર નવાર મૂકતા રહેવું.

પૃથ્વી ઉપર આવેલા મોટા મોટા પર્વતોને જે પોતાના દંતાગ્રના પાતથી મૂળ સહિત ઉખેડી નાંખે છે, તે ગજેન્દ્ર ક્ષુદ્ર એવા દ્રુમને રમતમાં ઉખેડી નાખવામાં પૂરો નહિ પડે? વિશેષ શું કહું!- ઇત્યાદિ વચનોથી જ્યારે બીજાઓ નિવારે છે ત્યારે મોહરાજા પોતે કહે છે.

**મોહરાજા**—નાના ઠાકરડા રૂપી કોઇ ઝાડાના ઢગલા ઉપર પરાક્રમ કરવાથી જેનું હૃદય બળી રહ્યું છે, એવા આ ચૌલુકય નૃપતિને રણાંગણમાં હણી સ્વર્ગની અપ્સરાના ગણો પાસે મારા પરાક્રમનાં ગુણોના ગીત ગવડાવીશ; કારણ કે ત્રિભુવનમાં નિ-ષ્કંટક એકછત્ર સામ્રાજ્ય હું પુનઃ સર્વ કાળને માટે સ્થાપવાનો છું.

**ધર્મઃ**—દુરાત્મન્! વિફળ મનોરથવાળો થઇશ.

**પુણ્યકેતુઃ**—મોતના વાજા વગાડયાં.

**જ્ઞાનદર્પણ**—સર્વથા શાસનદેવો રાજર્ષીનું રક્ષણ કરો.

**રાજા**—આ મોહભૂપ વેળાસર હાથ આવેલો છે. હાલ શસ્ત્રરહિત છે. ચૌલુક્યનાં કુળનું તો એવું મત છે કે, જે શસ્ત્રરહિત હોય તેને હણાય નહિ, એવું વિચારી મોઢામાંથી ગુટિકા કાઢી નાંખી પ્રકટ થઈ બોલ્યો-

રે! દુરાત્મન્! પાપીષ્ઠ! મોહાધમ! હું, તે ગુર્જર નરેશ્વર છું જેને તું શસ્ત્રરહિત જુએ છે! સાંભળઃ-

મને એવી પ્રતિજ્ઞાનો આદર છે કે જે મને ભુવનનો ઉપકાર કરવામાં જોડી રાખે છે; રિપુનો નિગ્રહ કરી, એવા યશની કામના રાખું છું કે જે

યશ પુષ્કળ હારના[1] કિરણોની જોડે બંધુતા રાખે છે એવો હું તમારા આ મોહને મરણના નગરમાં પહોંચાડું છું તે તમે જુઓ! રે! રે! કામાદિઓ! તમારા પ્રભુને દયા કરી બચાવો.

રાજાને લડતો જોઇ રાગાદિઓ મુઠી વાળી પલાયન કરી ગયા.

મોહ—(ક્રોધયુક્ત થઇ) અરેરે! મનુષ્યના કીડા! તું લાંબે વખતે હાથ આવ્યો છું. તું લેતો જા. તારૂં આવી બન્યું છે.

શ્રી ચૌલુક્ય-(આક્ષેપ યુક્ત)રે દુરાત્મન્! ચાલ્યો જા! તારા પરિવારની પેઠે નાસતાં તું બચી જવાનો નથી; નહિ તો આ બ્રહ્માસ્ત્રથી હમણાંજ યમનો અતિથિ થયો જાણજે.

મોહ—રાગ દ્વેષ તથા કામ વિગેરે આવો કે જાઓ-મને તેનું શું કામ છે? હું કાંઇ તેના મોઢા સામું જોઈ જયાડંબર કરનારો નથી? આ હું એકલો જ ત્રણે લોકને જીતનારો યુદ્ધમાં શસ્ત્રવડે; હે! તું નાસે પણ મારા બાણનું એવું વ્રત છે કે તારા પ્રાણ પડયા વિના તે કેમ રહે!

ચૌલુક્ય—જો તું જીવવાને ચહાતો હોય તો સમરમાં અસ્ત્રને શીઘ્ર મુકી દે. નાસતા માણસ ઉપર મારૂં શસ્ત્ર ચાલતું નથી. જો એમ નહિ તો પ્રતિપક્ષના કટાક્ષવાળા નેત્રોનાં આંસુથી સંગ્રામનું આંગણું કાદવવાળું થઈ જશે.

મોહ—તારા ઘણા દુર્ભાગ્યથી પૂર્વે તું મ્હને જોવા નથી પામ્યો; તેથી તેં એવું ઘણીકવાર સાંભળ્યું પણ નથી કે શત્રુની સ્ત્રીને વૈધવ્યની દિક્ષા આપવામાં હું મહાન્ ગુરૂ છું. નગરના મોટા દરવાજા જેવા મ્હારા મુખને વળગવાને તું પુરતો છે. યાદ રાખ કે, સુતેલા સિંહ જગાડવાની વિધિ કરવામાં તું પોતાને હાથે પોતાનું મરણ નીપજાવે છે.

ચૌલુક્ય—અરે મોહ! આ પ્રકારે માત્ર બણગાં શું ફુંકી રહ્યો છે? છોડ છોડ પ્રથમ ત્હારૂં શસ્ત્ર. હું તને અવકાશ આપું છું. ચૌલુક્ય જ્યાં સુધી શત્રુ ન છોડે ત્યાં સુધી શસ્ત્ર છોડવાની કળામાં કુશળ નથી રહેતા.

મારી પ્રતિજ્ઞા સાંભળ, ત્હને રણમાં જીતીને હું ધર્મને રાજ્યપર સ્થાપું તોજ હું ખરો **વીરકુંવરજ** છું એમ સમજજે.

તે સાંભળી બહુજ ક્રોધે ચડેલો વીર પુરૂષોમાં ધુરંધર એવો મોહ જેમ વારિદ જળની વૃષ્ટિ કરે તેમ અસ્ત્રોને વરસાવવા લાગ્યો.

રાજા પણ પ્રત્યસ્ત્ર વડે તેનું નિરાકરણ કરવા લાગ્યો. એમ રણોત્સવમાં શ્રી **રાજર્ષી** બ્રહ્માસ્ત્ર લઇને જેવામાં મોહને પાડી નાંખે છે તેવામાં—

સ્વજન-ધન અને વધૂ સંગના મોહરાજ્યના સામ્રાજ્યમાં મુખ્ય એવાં અમોઘ શસ્ત્રોની ધારા વજ્રમય કવચરૂપી યોગને ધરનાર રાજાના અંગ ઉપર જ્યારે કુણ્ઠિત થઇ ગઈ ત્યારે એકાએક થયેલા સિંહનાદથી જેમ ભય પામી હાથી લજ્જાને અને રણને છોડીને પલાયન થાય તેમ બિચારા આ મોહરાજને દેવોએ નાસતાં જોયો.

સર્વે (સહર્ષે)–અમારૂં ભલું થયું! અમારૂં ભલું થયું! (એકદમ પાસે આવીને) રાજર્ષિનો જય હો! જય હો!

સમ્યક્દૃષ્ટિ દેવોએ પુષ્પવૃષ્ટિ કરી. સર્વત્ર જય જયરવ થઇ રહ્યો. શ્રી પરમાર્હત (કુમારપાલ) **ધર્મ**-રાજને પ્રણામ કરી બોલ્યા–હે! શ્રી **ધર્મભૂમીન્દ્ર**! તમારા અનુગ્રહથી મારી પ્રતિજ્ઞા પૂર્ણ થઇ છે. તો નિર્મળ મનોવૃત્તિવાળી સ્વરાજધાનીને અલંકૃત કરો. આવી વિજ્ઞપ્તિ સાંભળી પરમ પ્રમુદિત થતા શ્રી ધર્મ-રાજા સ્વરાજ પદવી પામીને શ્રી કુમારભૂપને કહે છે–હે રાજન્! ફરીને હું તમારૂં શું ભલું કરૂં?

શ્રી ચૌલુક્ય—

જીવોની વિરાધનાને તો ફેંકી દેવાઇ. ઘૂતાદિ વ્યસનોની ક્રીડાઓને તો દળી નંખાઇ, દેવોને પણ દુર્લભ એવી કૃપાસુંદરી પ્રિયતમાને પ્રાપ્ત કરાઇ, મોહ રિપુને નષ્ટ કરી, આપના સમાગમથી જીવમયી પૃથ્વી થઇ, અને વ્રતમાગરને હું તર્યો; તો હવે એવું બીજું શું છે કે જેની આશા હું કરૂં?

તથાપિ આટલું હો!

શ્રી શ્વેતાંબર ગુરૂ મહારાજ હેમચંદ્રના વચનને મારા કર્ણ પ્રાપ્ત હો!

---

[1] ૧=શ્વેત.

શ્રી સર્વજ્ઞના ઉભય ચરણ કમળમાં મારૂં ચિત્ત ભૃંગ[1]રૂપ હો !

તારી કૃપા નામની પુત્રીની સાથે મારો પરિચય અને તારી સાથે મારો સદાયોગ હો એટલુંજ નહિ પરંતુ મોહાંધકારના વિચ્છેદથી મારો યશ ભુવનમાં ચંદ્રની કૌમુદિ જેવો ખીલો !

એ પ્રકારે શ્રી **ધર્મભૂપને** સ્વરાજ્યમાં પ્રવેશ કરાવી ધર્મશાળામાં (ઉપાશ્રયમાં) આવીને ગુરૂ ચરણમાં વંદન કર્યાં; અને મોહનો વિજય અને શ્રી **ધર્મની** સ્થાપનાદિનો વૃત્તાંત સર્વ વિદિત કર્યો. તથા આમ શ્લાઘા થઇ એટલે કેઃ—

ધર્મનૃપતિએ તને સત્ પાત્ર સમજીને પોતાની પુત્રીને અર્પી, અને તેના યોગથી તું જય પામ્યો, અને ત્રણ ભુવનમાં શ્લાઘ્ય એવી પ્રિયાના[2] સંબંધને પામ્યો. એના ઉપકારનું સ્મરણ કરીને અતિ ઉત્કૃષ્ટ એવા મોહરાજને હણ્યો; અને એમને રાજ્યપર બેસાડયો. હે ! કૃતજ્ઞ **ચૌલુક્ય** ! તું લાંબા કાળ સુધી આનંદ પામ !

આમ શ્રી ગુરૂએ આપેલા આશીર્વાદથી પ્રમુદિત મનવાળો થઇ, શ્રી **કુમારપાળ** પોતાના મહેલને શોભાવવા લાગ્યો. ત્યાર પછી **કૃપાસુંદરીએ** પોતાના પિતાને રાજ્યગાદી ઉપર જોયા તેથી તેમના વૈરી મોહરૂપી મારીનો તિરસ્કાર થયો, તેમજ રાજા સતત પોતાની આજ્ઞા પ્રમાણે ગુણોની સંપત્તિવાળો થયો તેથી સંતોષ પામી, અને તેના પર તેમનો અતિશય પ્રેમ દિવસાનુદિવસ વધતો ગયો. પછી કૃપાસુંદરી રાણી સાથે નિસ્સીમ સુખ સમુદ્રમાં રાજકુમારપાળે મગ્ન થઈ આ વિશ્વ ઉપર ધર્મનું અદ્વિતિય સામરાજ્ય કરવા લાગ્યો. (અપૂર્ણ.)

---

# श्रीमद् यशोविजयजीकृत ज्ञानसार स्वोपज्ञ वालावबोध सहित.

જૈન યોગ સંબંધી ખાસ સાહિત્યસર્જક મૂલમાં હરિભદ્રસૂરિ આવે છે; તેમના યોગ સંબંધીનાં પુસ્તકો પછી હેમચંદ્રાચાર્યનું યોગશાસ્ત્ર, અને ત્યાર પછી શ્રીમદ્ યશોવિજયજીનાં યોગપરનાં પુસ્તકો આવે છે. પ્રજ્ઞાચક્ષુ વિદ્વદ્વર્ય શ્રીમાન્ સુખલાલજી 'ન્યાયાચાર્ય શ્રી યશોવિજયોપાધ્યાય કૃત વ્યાખ્યોપેત પાતંજલ યોગદર્શન તથા હારિભદ્રી યોગવિંશિકા' હિન્દી સાર સહિત–નામના આયાના આત્માનંદ જૈન પુસ્તક પ્રચારક મંડલના પ્રકટ કરેલા પુસ્તકની પ્રસ્તાવના પૃ. ૩૩ પર જણાવે છે કે "આના (શ્રી હેમચંદ્રાચાર્યના યોગશાસ્ત્ર) પછી ઉપાધ્યાય શ્રી યશોવિજય કૃત યોગગ્રંથો પર નજર કરે છે. ઉપાધ્યાયજીનું શાસ્ત્રજ્ઞાન, તર્કકૌશલ અને યોગાનુભવ બહુ ગંભીર હતાં. તેથી તેમણે અધ્યાત્મસાર, અધ્યાત્મોપનિષદ્ તથા સટીક બત્રીશ બત્રીશીઓ યોગ સંબંધી વિષયો પર રચી છે, કે જેમાં જૈન મંતવ્યોની સૂક્ષ્મ અને રોચક મીમાંસા કરવા ઉપરાંત અન્ય દર્શન અને જૈન દર્શનનો મેળ પણ કર્યો છે (આના દૃષ્ટાંત તરીકે–અધ્યાત્મસારના યોગાધિકાર અને ધ્યાનાધિકારમાં પ્રધાનપણે ભગવદ્ ગીતા તથા પાતંજલસૂત્રનો ઉપયોગ કરીને અનેક જૈન પ્રક્રિયાપ્રસિદ્ધ ધ્યાન વિષયોનો ઉક્ત બંને ગ્રંથોની સાથે સમન્વય કર્યો છે કે જે બહુ ધ્યાનપૂર્વક જોવા યોગ્ય છે. અધ્યાત્મોપનિષદના શાસ્ત્ર, જ્ઞાન, ક્રિયા અને સામ્ય એ ચાર યોગોમાં પ્રધાનપણે યોગવાશિષ્ઠ તથા તૈત્તિરીય ઉપનિષદનાં વાક્યોનાં અવતરણ આપી તાત્વિક ઐક્ય બતાવ્યું છે. યોગાવતાર બત્રીશીમાં ખાસ કરી પાતંજલ યોગના પદાર્થોનું જૈન પ્રક્રિયાની અનુસાર સ્પષ્ટીકરણ કર્યું છે.) આ ઉપરાંત હરિભદ્રસૂરિકૃત 'યોગવિંશિકા તથા ષોડશક પર ટીકા રચી પ્રાચીન ગૂઢ તત્વોનું સ્પષ્ટ ઉદ્ઘાટન કર્યું છે.

આટલુંજ કરીને તેઓ સંતુષ્ટ થયા નહિ. તેમણે

૧=ભ્રમર હો !

૨=કૃપા-દયા-

મહર્ષિ પતંજલિકૃત યોગસૂત્રો ઉપર એક નાની વૃત્તિ પણ લખી છે. આ વૃત્તિ જૈન પ્રક્રિયાની અનુસાર લખેલી છે, તે માટે તેમા યથાસંભવ યોગદર્શનની ભીંત રૂપ સાંખ્યપ્રક્રિયાની જૈનપ્રક્રિયા સાથે સરખામણી (સમન્વય-મેળ) કરેલ છે, અને અનેક સ્થળોમાં તેમનો સયુક્તિક પ્રતિવાદ પણ કરેલ છે. ઉપાધ્યાયજીએ પોતાની વિવેચનામાં જે મધ્યસ્થતા, ગુણગ્રાહકતા, સૂક્ષ્મ સમન્વયશક્તિ અને સ્પષ્ટભાષિતા બતાવી છે એવી બીજા આચાર્યોમાં બહુ ઓછી નજરે પડે છે.

આના ઉદાહરણરૂપે જ્ઞાનસાર કે જે તેમણે અંતિમ જીવનમાં રચેલો માલુમ પડે છે તે ધ્યાનપૂર્વક અવલોકવો ઘટે. શાસ્ત્રવાર્તા-સમુચ્ચયની તેમની ટીકા (પૃ. ૧૦) પણ જોવાની જરૂર છે."

આ જ્ઞાનસારમાં ૩૨ વિષયો પર આઠ આઠ શ્લોક (અષ્ટક) છે તેથી તે 'અષ્ટકજી' પણ કહેવાય છે. આ મૂળ, તથા તેના પર ગુજરાતી ભાષાંતર અને વિવેચન કરી ભાવનગરના એક તરૂણ ગ્રેજ્યુએટ નામે શાહ દીપચંદ છગનલાલ બી. એ. એ સંવત્ ૧૯૫૫માં પ્રકટ કરેલું હતું. તે ભાઈ સ્વર્ગસ્થ થયા છે અને હાલ તેની નકલ મળતી નથી. આ ભાષાંતર ને વિવેચન પંન્યાસજી (હાલ સ્વર્ગસ્થ) ગંભીરવિજયજી ગણિ કૃત વિવરણને અનુસારે થયેલ હતાં. તે સંસ્કૃત વિવરણ ભાવનગરની સભા તરફથી પ્રસિદ્ધ થયેલ છે. ભાષાંતર ને વિવેચન કરવામાં ગ્રંથ કર્તાનો આશય બને તેટલો સાચવવો જોઈએ; અને તે કરનાર પોતાની દૃષ્ટિએ જેટલો સમજે તેટલો બતાવી શકે છે. સ્વ૦ શાહે પણ પહેલાં પ્રથમ જણાવ્યું હતું કે:—

उपाध्यायस्य ग्रंथः क्व क्व चाहमति मंदधीः ।
यदाशयं स्फुटीकर्तुं विद्वानपि स्खलद्गतिः ॥

—ક્યાં ઉપાધ્યાયનો ગ્રંથ, ને ક્યાં અતિશય અલ્પમતિ એવો હું; તેમના આશયને સ્ફુટ કરવાને વિદ્વાન્ પણ સ્ખલિત ગતિવાળો બને છે.

સુભાગ્યે શ્રી યશોવિજયજીએ પોતાના હાથે તેનો ગૂજરાતી બાલાવબોધ કર્યો છે અને તેની પ્રત અમોએ પાટણમાં ડાલાભાઈના અથવા ફોફલીઆ વાડાના ભંડારમાં દાબડા ૬૩ના નં. ૨૦ની ૧૯૨૭ના મે માસમાં ત્યાં જતાં જોઇ હતી. તેની નોંધ કરી મુંબઈ આવ્યા પછી શ્રીયુત લાલને જણાવ્યું હતું કે પોતાની પાસે મુનિશ્રી કર્પૂરવિજય પાસેથી પ્રાપ્ત થયેલી એક પ્રતછે અને એક બીજી પ્રત પરથી ઉતારેલી 'પ્રેસકોપી' જેવી પ્રત છે. અમોએ તેની માગણી કરતા પાછલી પ્રેસ કોપી ૫-૧૧-૨૭ ને દિને મોકલી જ્યારે હસ્તલિખિત પ્રત તેમણે કોઇને વાંચવા આપેલી તે પાછી વળી નથી તેમજ કોને વાંચવા આપેલી તે તત્કાલ યાદ આવતું નથી તેથી તે યાદ આવ્યે મંગાવી મોકલી આપવાનું વચન આપ્યું. આ 'પ્રેસ કોપી' જે પ્રત પરથી કરાવેલી તે પાટણવાળા સ્વર્ગસ્થ ચુનિલાલ અંબાલાલની હતી તે પ્રત તેમનો ગ્રંથભંડાર પાલિતાણાની શ્રી આણંદજી કલ્યાણજી પાસે છે તેમાથી મેળવીને ૩૪ રૂ. ખર્ચી ઉતરાવેલી હતી. આ નકલનો ઉદ્ધાર આ પત્રમાં કટકે કટકે આપી કરવા ધાર્યો છે અને રા. લાલનની સૂચના એવી થઇ કે બાલાવબોધમાં ઉપાધ્યાયજીની ભાષા છે ને તેમાં પ્રાચીન રૂપો વગેરે છે તો લોકો બરાબર સમજે તે માટે તેને ચાલુ ભાષામાં અમો મૂકીએ તો વધારે સારૂં, તેથી અમે ચાલુ ભાષામાં પણ મૂકેલ છે. આથી ઉપાધ્યાયજીની જૂની ભાષા—વિક્રમ અઢારમા શતકના લગભગ મધ્યકાલની ભાષા (કારણ કે જ્ઞાનસાર મૂળ છેલ્લા જીવનમા રચાયો તેથી તેનો બાલાવબોધ પણ ત્યાર પછી રચાયો અને તેમનો સ્વર્ગવાસ સં. ૧૭૪૩ માં ડભોઇ થયો ) ને ચાલુ ભાષામાં દેખાતું અંતર પણ સમજાશે. ગૂજરાતી ગદ્યમા ૧૩ મા સૈકાથી અખંડ પણે જૈન સાધુઓ લખતા આવ્યા છે, અને તે સૈકાથી ગૂ૦ પદ્યનું પણ તેમજ છે. આ કૃતિનો બાલાવબોધ ૧૮ મા સૈકાના ગદ્યનો નમૂનો પૂરો પાડે છે. આ ગ્રંથમાં જૈન તત્ત્વજ્ઞાન, અધ્યાત્મ અને યોગ એ સર્વેનું મિશ્રણ છે. અમે આ કટકે કટકે પ્રકટ કરવા ઇચ્છીએ છીએ. જો કોઇ સજ્જન મહાશય આ બાલાવબોધની બીજી હસ્તલિખિત પ્રતો અમને પૂરી પાડશે, તો આ સંસ્કરણમાં વધુ સ્પષ્ટતા અને શુદ્ધતા લાવવા માટે તે સર્વનો સદુપયોગ કરીશું, ને કાર્ય પૂરૂં થયે તે સર્વ આબાદ સ્થિતિમાં મોકલનાર સજ્જનોને પાછી

વાળવા અમે બંધાઇએ છીએ. આવા ગ્રંથના ઉદ્ધાર માટે સૌ કોઇએ પ્રયત્નવંત રહેવું જોઇએ. ઉપાધ્યાયજી પ્રભુનાં અમૃત વચનો ક્યાંથી? એ સાંપડે તે મહદ્ ભાગ્યની વસ્તુ સમજાવી ઘટે. તંત્રી

॥ ऍं नमः ॥

## १ पूर्णताष्टकं.

### स्वोपज्ञ बालावबोधः—

ऐन्द्रवृन्दनतं नत्वा वीरं तत्त्वार्थदेशिनम् ।
अर्थः श्री ज्ञानसारस्य लिख्यते लोकभाषया ॥१॥

ઇંદ્રોએ નમસ્કાર કરાયલા તથા તત્ત્વાર્થના ઉપદેશક એવા શ્રી વીર પ્રભુને નમન કરીને શ્રી જ્ઞાનસારનો અર્થ લોક ભાષામાં લખીએ છીએ.

ऐन्द्र श्री सुखमग्नेन लीलालग्नमिवाखिलम् ।
सच्चिदानन्दपूर्णेन पूर्णं जगदवेक्ष्यते ॥१॥

સ્વો૦ બા૦ ઇંદ્ર સંબંધી લક્ષ્મીના સુખને વિષઇ મગ્ન પુરૂષ જિમ લીલા-વિનોદમાં લગ્ન સર્વ જગતને દેખઇ, તિમ સત્તા, જ્ઞાન અને સુખ એ ત્રણ અંશઇ પૂર્ણ પુરૂષ સર્વ જગતને પૂર્ણ દેખઈ, તે અધૂરૂં કહીઇ ન દેખઇ. એતાવતા એ અર્થઃ-જિમ સુખિઓ સર્વનઇ સુખિયા જાણઇ, તિમ પૂરો સર્વનઇ પૂરા જાણઇ, નિશ્ચઇ દૃષ્ટિ ભ્રાંતિ નથી.

ચાલુ ભાષા-ઇંદ્ર સંબંધી લક્ષ્મીના સુખને વિષે મગ્ન પુરૂષ જેમ લીલા-વિનોદમાં લગ્ન સર્વ જગતને દેખે, તેમ સત્તા, જ્ઞાન એ સુખ એ ત્રણ અંશે પૂર્ણ પુરૂષ, જગતને પૂર્ણ દેખે-તે અધૂરૂં કાંઇએ ન દેખે. એટલો એ અર્થઃ-જેમ સુખિયો સર્વને સુખિયા જાણે, તેમ પૂરો સર્વને પૂરા જાણે નિશ્ચે. દૃષ્ટિ ભ્રાંતિ નથી.

पूर्णता या परोपाधेः सा याचितकमण्डनम् ।
या तु स्वाभाविकी सैव जात्यरत्नविभानिभा ॥२॥

સ્વો૦ બા૦ આત્મદ્રવ્યથી ભિન્ન ધન ધાન્ય પરિગ્રહરૂપ ઉપાધિથી જે પૂર્ણતા લાધી છે, તે વિવાહાદિક અવસરિ પર પાસઇથી માંગી લીધેલ આભરણ સરીખી છઈ. વળી જે જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ સ્વભાવઇ સિદ્ધ પૂર્ણતા છે, તે જાત્યરત્નની કાંતિ સરખી છે. ઉપાધિની પૂર્ણતા જાઈ, સ્વભાવની પૂર્ણતા કદાપિ ન જાઇ. એ ભાવાર્થ.

ચાલુ ભાષા—આત્મ દ્રવ્યથી ભિન્ન ધન, ધાન્ય પરિગ્રહ રૂપ ઉપાધિથી જે પૂર્ણતા લાધી છે, તે વિવાહાદિક અવસરે પર પાસેથી માગી લીધેલ આભરણ સરીખી છે. વળી જે જ્ઞાન દર્શન ચારિત્ર રૂપ સ્વભાવે સિદ્ધ પૂર્ણતા છે, તે જાત્ય રત્નની કાંતિ સરીખી છે. ઉપાધિની પૂર્ણતા જાય, સ્વભાવની પૂર્ણતા કદાપિ ન જાય. (કહ્યું છે કે)-

नैवास्ति राजराजस्य, यत्सुखं नैव देवराजस्य ।
तत्सुखमिहैव साधो र्लोकव्यापाररहितस्य ॥१॥

[ પ્રશમરતિ ]

એટલે—જે સુખ ચક્રવર્તીને નથી, જે સુખ ઇંદ્રને નથી, તે સુખ, લોક વ્યવહારની ઉપાધિથી રહિત એવા સાધુ અહીંજ અનુભવે છે.

अवास्तवी विकल्पैः स्यात्पूर्णताऽब्धेरिवोर्मिभिः ।
पूर्णानन्दस्तु भगवांस्तिमितोदधिसंनिभः ॥३॥

સ્વો૦ બા૦ હું ધની, હું રૂપવાન, હું પુત્ર-દારવાન ઇત્યાદિ સંકલ્પ વિકલ્પથી ઉપની જે પૂર્ણતા, તે સમુદ્રના કલ્લોલ સરીખી અવાસ્તવીક એટલે જૂઠી-પલટઇ જાય તેવી સમજવી. પણ સુખઇ પૂર્ણ શુદ્ધ સ્વભાવ જે આત્મા તે નિશ્ચલ સમુદ્ર સરીખો છે. આત્મા-સમુદ્રની જ્ઞાનાદિ ત્રઇ સદાઇ પૂર્ણ જ છઈ, ઇમ ભાવવું. બાહ્ય દૃષ્ટિ વિકલ્પ કલ્લોલઈ પૂર્ણ માની લીઇ છઇ, એ ભાવ.

ચાલુ ભાષા-હું ધની, હું રૂપવાન. હું પુત્ર-દારવાન, ઇત્યાદિ સંકલ્પ વિકલ્પથી ઉપની (ઉપજેલી) જે પૂર્ણતા, તે સમુદ્રના કલ્લોલ સરીખી અવાસ્તવિક એટલે જૂઠી-પલટી જાય તેવી સમજવી. પણ સુખથી પૂર્ણ શુદ્ધ સ્વભાવ જે આત્મા, તે નિશ્ચલ સમુદ્ર સરીખો છે. આત્મા-સમુદ્રની જ્ઞાનાદિ ત્રણે સદાયે પૂર્ણજ છે, એમ ભાવવું. બાહ્યદૃષ્ટિ વિકલ્પ-કલ્લોલે પૂર્ણ માની લે છે.

जागर्त्ति ज्ञानदृष्टिश्चेत् तृष्णाकृष्णाहिजांगुली ।
पूर्णानन्दस्य तत्किंस्याद्दैन्यवृश्चिकवेदना ॥४॥

સ્તો૦ બા૦ તૃષ્ણારૂપ કાલા સર્પને વિષય જાંગુલી વિદ્યા સરીખી એવી જ્ઞાનદૃષ્ટિ જો જાગઈ. પૂર્ણ જ્ઞાનદૃષ્ટિઇ તૃષ્ણા નાસઇ, અધૂરાને તૃષ્ણા વધઇ. પૂર્ણાનંદમય પુરૂષને દીનપણા રૂપ વીંછીની વેદના સ્યું થાઇ ? અપિતુ ન થાઇ એતાવતા પૂર્ણ હોય તે તૃષ્ણાઈ (પા. તૃષ્ણારહિત) અદીન હોઇ. એ ભાવ.

ચાલુ ભાષા—તૃષ્ણારૂપ કાળા સર્પને વિષે જાંગુલી વિદ્યા સરખી એવી જ્ઞાનદૃષ્ટિ જો જાગે, (તો) પૂર્ણ જ્ઞાનદૃષ્ટિએ તૃષ્ણા નાસે. અધૂરાને તૃષ્ણા વધે. પૂર્ણાનન્દમય પુરૂષને દીનપણા રૂપ વીંછીની વેદના શું થાય ? અપિ તુ ન થાય. એટલે પૂર્ણ હોય–તે તૃષ્ણાએ અદીન હોય–તૃષ્ણા રહિત અદીન હોય.

पूर्यन्ते येन कृपणास्तदुपेक्षैव पूर्णता ।
पूर्णानन्दसुधास्निग्धा, दृष्टिरेषा मनीषिणाम् ॥५॥

સ્તો૦ બા૦ જેણઇ ધન, ધાન્યાદિ પરિગ્રહઇ લોભી પુરૂષ પુરાઈ, તે ધન, ધાન્યાદિ પરિગ્રહની ઉપેક્ષાજ પૂર્ણતા કહિઇ. ઇહાં ઉપાદાન સવિકલ્પ છઈ, ઉપેક્ષા નિર્વિકલ્પ છઇ, તે માટિ ઉપેક્ષા લીધી. બુદ્ધિવંતની દૃષ્ટિ પૂર્ણાનંદરૂપ અમૃતઇ સ્નેહવંત હોઇ, આત્મદ્રવ્યના શુદ્ધ જ્ઞાનાદિ પર્યાય પૂર્ણતા સદા અવસ્થિત છઇ, પણિ તે પુદ્ગલારો કલ્પિત ઓછાઈ જણાતી નથી. પર ઉપેક્ષાઈ સ્ફુરદ્રૂપ પૂર્ણતાજ પ્રકાશઈ. એ ભાવ.

ચાલુ ભાષા—જે ધન ધાન્યાદિ પરિગ્રહે લોભી પુરૂષ પૂરાય (બંદ્ધિવાન થાય) તે ધન ધાન્યાદિ પરિગ્રહની ઉપેક્ષાજ પૂર્ણતા કહિયે. અહીં ઉપાદાન સવિકલ્પ છે, ઉપેક્ષા નિર્વિકલ્પ છે: તે માટે ઉપેક્ષા લીધી. બુદ્ધિવંતની દૃષ્ટિ પૂર્ણાનન્દરૂપ અમૃતથી સ્નેહવંત હોય. આત્મદ્રવ્યના શુદ્ધ જ્ઞાનાદિ પર્યાય પૂર્ણતા સદા અવસ્થિત છે, પ્રણ તે પુદ્ગલારો કલ્પિત ઓછાઇ (ઓછાશ) જણાતી નથી, પરંતુ ઉપેક્ષાએ સ્ફુરદ્રૂપ પૂર્ણતાજ પ્રકાશે.

अपूर्णः पूर्णतामेति, पूर्यमाणस्तु हीयते ।
पूर्णानन्दस्वभावोऽयं, जगदद्भुतदायकः ॥६॥

સ્તો૦ બા૦ ત્યાગભાવિં પુદ્ગલે અપૂર્યો થકો આત્મા પૂર્ણપણાને પામે છે, વળી ધન ધાન્યાદિકઇ પૂરાતો થકો હાનિ પામઇ છઇ. પુદ્ગલનઈ અનુપાદાનિ જ્ઞાનાદિ પૂર્ણતા, પુદ્ગલ ઉપચયઇ જ્ઞાનાદિ હાનિ, એ પ્રસિદ્ધજ છઇ. પૂર્ણાનંદ શુદ્ધાત્માનો એ સ્વભાવ જગતને આશ્ચર્ય દેણહાર છઈ. લૌકિક ભંડાર પ્રમુખ અણપૂરીતો પૂરાતો નથી અનિ પૂરીતો હાનિ પામતો નથી. આત્મા તો એહથી વિપરીત, તે માટિં આશ્ચર્ય.

ચાલુ ભાષા—ત્યાગભાવે પુદ્ગલે અપૂર્યો થકો (અપૂર્ણ) આત્મા પૂર્ણપણાને પામે છે, વળી ધન ધાન્યાદિકે પૂરાતો થકો (પૂર્ણ થતો) હાનિ પામે છે. પુદ્ગલને અનુપાદાને જ્ઞાનાદિ પૂર્ણતા, પુદ્ગલ-ઉપચયે જ્ઞાનાદિ હાનિ, એ પ્રસિદ્ધજ છે. પૂર્ણાનંદ શુદ્ધાત્માનો એ સ્વભાવ જગતને આશ્ચર્ય દેનાર છે. લૌકિક ભંડાર પ્રમુખ અણપુરાતો પુરાતો નથી અને પુરીતો–પૂરાતો હાનિ પામતો નથી. આત્માતો એહથી વિપરીત, તે માટે આશ્ચર્ય.

परस्वत्वकृतोन्माथा, भूनाथा न्यूनतेक्षिणः ।
स्वस्वत्वसुखपूर्णस्य, न्यूनता न हरेरपि ॥ ७ ॥

સ્તો૦ બા૦ પર દ્રવ્યમાહિં આપણપણું માનવાના વ્યાકુલ સ્વભાવવાળા રાજાઓ પણ પરની અપેક્ષાઇ આપણમાં ઓછાઇ દેખણશીલ છઇ. આત્મદ્રવ્યના અનવચ્છિન્ન આનંદઇ જે પૂર્ણ છઇ, તેહનઇ ઇંદ્રથી પણિ ઓછાઈ નથી. સ્વભાવસુખ સર્વનઇ સરિખું. ત્યાં ઓછાઇ અધિકાઇ કોઇથી નથી.

ચાલુ ભાષા—પરદ્રવ્યમાંહે આપણાપણું (પોતાપણું) માનવાના વ્યાકુલ સ્વભાવવાળા રાજાઓ પણ પરની અપેક્ષાએ આપણામાં (પોતામાં) ઓછાઇ (ઓછાસ) દેખણશીલ (જોવાના સ્વભાવવાળા) છે. આત્મદ્રવ્યના અનવચ્છિન્ન આનંદે જે પૂર્ણ છે, તેને ઇંદ્રથી પણ ઓછાઇ (ઓછાશ–ઓછાપણું) નથી. સ્વભાવ સુખ સર્વને સરખું, ત્યાં ઓછાઇ અધિકાઇ કોઇને નથી.

कृष्णे पक्षे परिक्षीणे शुक्ले च समुदंचति ।
द्योतते सकलाध्यक्षा, पूर्णानन्दविधोः कला ॥८॥

સ્વો૦ વા૦ કૃષ્ણપક્ષ ક્ષય પ્રાપ્ત થકઇ અને શુકલપક્ષ વધતઇ થકઇ પૂર્ણાનંદરૂપ ચંદ્રમાની કળા સર્વનિં પ્રત્યક્ષ શોભઈ છઇ. ચંદ્રપક્ષઇ કૃષ્ણપક્ષ અંધારો પખવાડો શુકલપક્ષ અજુઆલો પખવાડો. કલાષોડશ ભાગ પૂર્ણાનંદ પક્ષઇ. કૃષ્ણપક્ષ અર્દ્ધ પુદ્ગલથી અધિક સંસાર પરિભ્રમણ શક્તિ. શુકલપક્ષ અર્દ્ધ પુદ્ગલાભ્યંતર સંસાર, કલા ચૈતન્ય પર્યાય રૂપ જાણવી. એ પૂર્ણના અષ્ટકનો અર્થ જાણવો.

जेसि अवढ्ढपुग्गल, परिअट्टो सेसओअ संसारो ।
ते सुक्कपरिकआ खलु, अवरे पुण कहणपरिकआ ॥१॥
जोकिरियावाइ सो भव्वोणियमा सुक्कपरिकओ, अंतोपुग्गल परिअट्टस्स सिज्झइ ॥ એ દશા ચૂર્ણિ અનુસારઇ પુદ્ગલ પરાવર્ત સંસાર તે કૃષ્ણપક્ષ, તેહનઇ મધ્યઇ શુકલપક્ષ જાણવો.

ચાલુ ભાષા-કૃષ્ણપક્ષે ક્ષય પ્રાપ્ત થકે અને શુકલપક્ષે વધતો થકે (એવા) પૂર્ણાનંદ રૂપ ચંદ્રમાની કળા સર્વને પ્રત્યક્ષ શોભે છે-(શોભાવે છે). ચંદ્ર પક્ષે કૃષ્ણપક્ષ અંધારૂં પખવાડીઉં, શુકલપક્ષ અજવાળું પખવાડીઉં, કળાષોડશ ભાગ પૂર્ણાનંદ પક્ષે, કૃષ્ણપક્ષ અર્દ્ધ પુદ્ગલથી અધિક સંસાર પરિભ્રમણ શક્તિ. શુકલપક્ષ અર્દ્ધ પુદ્ગલાભ્યંતર સંસાર. કલા ચૈતન્ય પર્યાયરૂપ જાણવી. એ પૂર્ણતા અષ્ટકનો અર્થ જાણવો.

जेसि......सिज्झइ-એ દશાચૂર્ણિ અનુસારે પુદ્ગલ પરાવર્ત સંસાર તે કૃષ્ણપક્ષ, તેની મધ્યે શુકલપક્ષ જાણવો.

## ૨. मग्नताष्टकं.

प्रत्याहृत्येन्द्रियव्यूहं समाधाय मनो निजम् ।
दधच्चिन्मात्रविश्रान्तिं मग्न इत्यभिधीयते ॥१॥

સ્વો૦ વા૦ ઇંદ્રિય સમૂહને નિજ નિજ વિષય સંચારથી પાછા વાલીનઇં, વિષયાંતર સંચાર રૂપી પોતાના મનને આત્મદ્રવ્ય મનિ વિષય કરીનિ જ્ઞાન માત્રમાં વિશ્રાંતિને ધારનાર એહવો જે હોઇ, તે મગ્ન કહિઇ.

ચાલુ ભાષા-ઇંદ્રિય સમૂહને નિજનિજ વિષય સંચારથી પાછા વાળીને, વિષયાંતર સંચાર રૂપી પોતાના મનને આત્મદ્રવ્યમનમાં વિષય કરીને જ્ઞાન માત્રમાં વિશ્રાંતિને ધારનાર એવો જે હોય તે મગ્ન કહિયે.

यस्यज्ञानसुधासिन्धु, परब्रह्मणि मग्नता ।
विषयान्तरसंचार स्तस्य हालाहलोपमः ॥ २ ॥

સ્વો૦ વા૦ વો૦ જ્ઞાનરૂપ અમૃતના સમુદ્ર સમાન એવા પ્રપંચ રહિત શુદ્ધ આત્મ જ્યોતિનઇ વિષઇ જેહનિ મગ્નતા છઇ, તેહનઇં જ્ઞાન ટાલીનિં અનેરા અર્થ રૂપ રસાદિકને વિષઇ મનની દોડ, તે જહર સરીખી લાગઇ. જિમ માલતીનો રાતો મધુકર કઇરડઇ ન બઇસઇ, તિમ અંતરંગ સુખ બાહ્ય પ્રવૃતિં ચાલઇ નહિં.

ચાલુ ભાષા-જ્ઞાનરૂપ અમૃતના સમુદ્ર સમાન એવા પ્રપંચ રહિત શુદ્ધ આત્મજ્યોતિને વિષે જેની મગ્નતા છે, તેને જ્ઞાન ટાળીને અનેરા અર્થરૂપ રસાદિકને વિષે મનની દોડ, તે ઝેર સરખી લાગે. જેમ માલતીનો રાતો [રક્ત થયેલો] મધુકર કેરડે ન બેસે, તેમ અંતરંગ સુખ બાહ્ય પ્રવૃત્તિએ ચાલે નહિ.

स्वभावसुखमग्नस्य जगत्तत्त्वावलोकिनः ।
कर्तृत्वं नान्यभावानां साक्षित्वमवशिष्यते ॥३॥

સ્વો૦ વા૦ સહજાનંદ સુખમાં મગ્ન અનઇ જગતના સ્યાદ્વાદ શુદ્ધ સ્વરૂપને દેખણહાર એવા પુરૂષને કર્તાપણું નથી મૃદાદિ ભાવ ઘટપણઇ પરિણમઈ, તિહાં કુંભ કુંભકારાદિ સાક્ષીમાત્ર છે. તે કિમ અભિમાન ધરઇ જે ઘટાદિ ભાવ અમે કર્તા છૂં. ભાષાવર્ગણા દ્રવ્ય વર્ણપણઇ પરિણમઇ છઇ, તે પદપણઇ વાક્ય મહાવાક્ય પણઇ, તે ગ્રંથકાર સાક્ષી માત્ર છઈ. તે અભિમાન ધરઇ છઇ જે હું ગ્રંથકર્તા છૂં. સર્વ દ્રવ્ય સ્વપરિણામઇ સ્વકર્તાર છઇ. પર પરિણામનો કોઇ કર્તા નથી એ ભાવનાઇ અન્ય ભાવનું કર્તાપણું ટલઇ, સાક્ષિપણું આવઇ, પોતાના આત્માથી અન્ય પદાર્થનું સાક્ષિપણું રહઇ છઇ.

ચાલુ ભાષા—સહજાનંદ સુખમાં મગ્ન અને જગતના સ્યાદ્વાદ શુદ્ધ સ્વરૂપને દેખનાર એવા પુરૂષને કર્તાપણું નથી. મૃદાદિ ભાવ ઘટપણે પરિણમે, ત્યાં કુંભકારાદિ સાક્ષી માત્ર છે. તે કેમ અભિમાન

ધરે જે ઘટાદિ ભાવના) અમે કર્ત્તા છીએ ? ભાષા-વર્ગણા દ્રવ્યવર્ણપણે પરિણમે છે, તે પદપણે વાક્ય મહાવાક્યપણે, તે ગ્રંથકાર સાક્ષી માત્ર છે. તે અભિમાન ધરે છે જે હું ગ્રંથકર્ત્તા છું. સર્વ દ્રવ્ય સ્વપરિણામે સ્વકર્ત્તાછે, પરપરિણામે તો કોઇ કર્ત્તા નથી. એ ભાવનાએ અન્યભાવનું કર્ત્તાપણું ટળે, સાક્ષીપણું આવે. પોતાના આત્માથી અન્ય પદાર્થનું સાક્ષીપણું રહે છે.

परब्रह्मणि मग्नस्य, श्लथा पौद्गलिका कथा ।
क्वाऽमी चामीकरोन्मादाः, स्फारा दारादराः क्व च ॥४॥

સ્વો૦ બા૦ પરબ્રહ્મ એટલે આત્મસ્વરૂપને વિષઈ જે પુરૂષ મગ્ન છઇ, તેહને પુદ્ગલ દ્રવ્ય સંબંધની વાત પણ શિથિલ લાગઇ, તો સુવર્ણના ઉન્માદ તેને કિહાં અસર કરઇ, વળી દેદીપ્યમાન સ્ત્રીના આદર આલિંગનાદિ રૂપ પણ તેનઈ કિહાં ક્ષોભ પમાડઇ.

ચાલુ ભાષા-પરબ્રહ્મ એટલે આત્મરૂપને વિષે જે પુરૂષ મગ્ન છે તેને પુદ્ગલદ્રવ્ય સંબંધની વાત પણ શિથિલ લાગે, તો સુવર્ણના ઉન્માદ તેને ક્યાં-કેમ અસર કરે ? વળી દેદીપ્યમાન સ્ત્રીના આદર આલિંગનાદિ રૂપ પણ તેને કેમ ક્ષોભ પમાડે ?

तेजोलेश्याविवृद्धिर्या, साधोः पर्यायवृद्धितः ।
भणिता भगवत्यादौ, सेत्थंभूतस्य युज्यते ॥५॥

સ્વો૦ બા૦ માસાદિક ચારિત્ર પર્યાય વૃદ્ધિની અપેક્ષાઇ ચારિત્રીઆનિ તેજો લેસ્યાની જે વૃદ્ધિ ભગવતી સૂત્ર પ્રમુખ ગ્રંથનઈ વિષઇ કહી, તે જ્ઞાનમગ્ન પુરૂષને ઘટઇ. બીજા મંદ સંવેગી હોઇ, તેહનઇ પ્રભાવ ન હોઈ.

ચાલુ ભાષા-માસાદિક ચારિત્ર પર્યાય વૃદ્ધિની અપેક્ષાએ ચારિત્રિયાને તેજોલેશ્યાની જે વૃદ્ધિ ભગવતી સૂત્ર પ્રમુખ ગ્રંથને વિષે કહી, તે જ્ઞાનમગ્ન પુરૂષને ઘટે; બીજા મંદ સંવેગી હોય, તેને (તેનો) પ્રભાવ ન હોય.

ज्ञानमग्नस्य यच्छर्म, तद्वक्तुं नैव शक्यते ।
नोपमेयं प्रियाश्लेषैर्नापि तच्चन्दनद्रवैः ॥६॥

સ્વો૦ બા૦ જ્ઞાનમાંહિં મગ્ન છઇ, તેહનઇ જે સુખ છઈ, તે કહવા નહિંજ શકિઇ .તે જ્ઞાનમગ્નનું સુખ, સ્ત્રીના આલિંગનનઇ સુખઇ સરખું ન કરી સકાઇ, તેમ બાવના ચંદનના વિલેપનનઈ સુખઇ નહિં સરખું કરી સકાઇ. બીજી તો કોઈ સંસારમાં ઉપમા નથી.

ચાલુ ભાષા-જ્ઞાનમાં મગ્ન છે તેને જે સુખ છે તેને કહી નહિંજ શકીએ. તે જ્ઞાનમગ્નનું સુખ, સ્ત્રીના આલિંગનના સુખે (સુખ સાથે) સરખું ન કરી શકાય; તેમ બાવના ચંદનના વિલેપનના સુખે નહિં સરખું કરી શકાય. બીજી તો કોઇ સંસારમા ઉપમા નથી.

शमशैत्यपुषो यस्य विप्रुषोऽपि महाकथाः ।
किं स्तुमो ज्ञानपीयूषे, तत्र सर्वांगमग्नता ॥७॥

સ્વો૦ બા૦ ઉપશમની ટાઢકનઇ પોષનારા એવા જ્ઞાનના એક બિંદુઆની પણિ જ્ઞાનાદિ દૃષ્ટાંતઇ મોટી વાર્ત્તાઓ છઇ. તો તિહાં જ્ઞાનામૃતનઈ વિષઇ સર્વાંગમગ્નપણા પ્રતિં, જે જ્ઞાનામૃત રૂપ ધર્મ કથા સાંભલતા મહાસુખ ઉપજઇ છઇ, તે જ્ઞાનામૃતમાં જે સર્વાંગમગ્ન હુસ્યઇ, તેહના સુખની સી વાત. જે અનુભવઇ, તે જાણઇ.

ચાલુ ભાષા-ઉપશમની ટાઢકને પોષનારા એવા જ્ઞાનના એક બિંદુની પણ જ્ઞાનાદિ દષ્ટાંતે (વડે) મોટી વાર્ત્તાઓ છે, તો ત્યાં જ્ઞાનામૃતને વિષે સર્વાંગ મગ્નપણા પ્રત્યે, જે જ્ઞાનામૃતરૂપ ધર્મ કથા સાંભળતાં મહાસુખ ઉપજે છે, તે જ્ઞાનામૃતમાં જે સર્વાંગમગ્ન હશે, તેના સુખની શી વાત ? જે અનુભવે, તે જાણે.

यस्य दृष्टिः कृपावृष्टि, गिरिः शमसुधाकिरः ।
तस्मै नमः शुभज्ञान–ध्यानमग्नाय योगिने ॥८॥

સ્વો૦ બા૦ જેહની દૃષ્ટિમાં કરૂણાનો પ્રવાહ છઇ તથા જેહની વાણી ઉપશમ રૂપ અમૃતને છાંટનાર છઇ, શુભ જ્ઞાન ધ્યાનનઇ વિષઇ મગ્ન એવા તે યોગીને નમસ્કાર હો. એ બીજું મગ્નાષ્ટક પૂરૂં થયું.

ચાલુ ભાષા-જેની દષ્ટિમાં કરૂણાનો પ્રવાહ છે, તથા જેની વાણી ઉપશમરૂપ અમૃતને છાંટનાર છે, શુભ જ્ઞાન ધ્યાનને વિષે મગ્ન એવા તે યોગીને નમસ્કાર હો. એ બીજું મગ્નતાષ્ટક પુરૂં થયું.

# અધ્યાત્મરસિક પંડિત દેવચંદ્રજી.

આ મહાપુરૂષના સંબંધમાં અમે એક વિસ્તૃત નિબંધ લખ્યો હતો તે આ માસિકના ગતવર્ષમાં કટકે કટકે પ્રસિદ્ધ થઇ ગયો છે. તેમાં એમ જણાવ્યું હતું કે 'મહાજને (અમદાવાદ) દાહસ્થળે સ્તૂપ કરાવી પાદુકા પ્રતિષ્ઠિત કરી' ( આ માટે વિશેષ બારીક શોધખોળ કરવાની જરૂર છે )–( જુઓ: વૈશાખ અંક પૃ. ૪૨૯ પારા ૯ ). આ સંબંધમાં ભાઇ બબલદાસ ચકલદાસ c/o. ભોગીલાલ મોહનલાલ ઝવેરી, ઝવેરી બજાર મુંબઇ અમને ૨૮–૯–૨૭ ના પત્રથી જે લખી જણાવે છે તેનો સાર અત્ર આપીએ છીએઃ—

" ૧ પંડિત દેવચંદ્રજી અમદાવાદમાં ડેહલાના ઉપાશ્રયે રહેતા અને તેમણે કાળ પણ તે જગોએ કરેલો છે. ડેહલાનો ઉપાશ્રય તેમના નામથીજ કહેવાયો એટલે કે તે વખતે ઉપાશ્રયનું નામ લોકમાં દેવચંદ્રજીની ડેહેલી હેતા અને તે વખતે તે ઉપાશ્રયની માલિકી ખરતરગચ્છની હતી.

૨ તેમના દાહસ્થલે સ્તૂપ કરાવી તે જગા, હાલમાં અમદાવાદનું એક પરૂં હરિપુર નામથી ઓળખાય છે અને જે મૂળ આશાપલ્લીનો એક ભાગ હતો, ત્યાં દેહરાસરની સામે એક સ્નાત્રપૂજા ભણાવવાની જગા છે તેમાં છે અને તેનો લેખ હતાર્થી નથી પણ મારા વાંચવામાં આવેલો છે.

૩ અને ડેહલાના ઉપાશ્રયની ટોલી દીવાસો ધુલેટીના રોજે ત્યાં જઈ જમે છે અને પૂજા ભણાવે છે. "—

પાદરાવાળા વકીલ મોહનલાલ હીમચંદ અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડળ તરફથી 'શ્રીમદ્ દેવચંદ્રજી'ની એટલે તેમની સર્વ કૃતિઓની બીજી આવૃત્તિ પ્રકટ કરાવવા માગે છે અને તેને માટે સાંભળ્યા પ્રમાણે સુરતના એક શેઠ તરફથી સારી રકમ મળી છે તેઓ આ સંબંધી જાતે જઇ તપાસ કરી લેખ મળે તે ઉતારી તેનો ઉપયોગ ઉક્ત આવૃત્તિમાં કરશે એવી એમને અમારી વિનતિ છે.

બીજી આવૃત્તિ-'ભાષામાં કૃતિઓ સુંદર સારા ટાઇપમાં ભવ્ય મુદ્રણકળા સહિતના એક પુસ્તકાકારે તે કૃતિઓની રચ્યા સાલ પ્રમાણે ગોઠવીને છપાવવામાં આવશે તો વિશેષ ઉપયોગી નિવડશે. શંકાસ્થળોનું નિરસન કરવા માટે મૂળ લિખિત પ્રતો વધુ મેળવી પાઠ પાઠાંતર મૂકી કાર્ય લેવાની જરૂર છે. કઠિણ અને પારિભાષિક શબ્દોનો કોષ, અને વિસ્તૃત અનુક્રમણિકા આપવાનું પણ ભૂલવા જેવું નથી.

તંત્રી.

॥ नमो तित्थस्स ॥

# જૈન યુગ

[ શ્રી૦ જૈન શ્વે૦ કૉન્ફરન્સનું માસિક-પત્ર ]


પુસ્તક ૩

અંક ૪



માગશર

૧૯૮૪



માનદ તંત્રી

મોહનલાલ દલીચંદ દેશાઈ

બી. એ. એલએલ. બી.

વકીલ હાઈકોર્ટ, મુંબઈ

| વિષય. | પૃષ્ઠ. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|---|
| સામાયિક ક્રિયાનાં કેટલાંક સૂત્રો. કાવ્યમાં તંત્રી | ૯૩ | 'પ્રબોધ ચિંતામણિ' સંબંધી સાક્ષર શ્રી કેશવલાલભાઈ | ૧૦૧ |
| **તંત્રીની નોંધ.** | | મહાકવિ સામળભટ્ટકૃત | ૧૧૧ |
| ૧ કૉન્ફરન્સના નવીન જનરલ સેક્રેટરીઓ | | જયસિંહ સૂરિનું હમ્મીર મદ મર્દન કાવ્ય | |
| ૨ દેશી સંસ્થાન પરિષદ્ ૩ ધાર્મિક અસહિષ્ણુતા અને તડાંઓ ૪ જૈન અંગ સાહિત્ય | | (મૂળ લેખક સ્વ. ચી. ડા. દલાલ. અનુવાદક રા. ચંદુલાલ એસ. શાહ B. A. LL. B. | ૧૧૬ |
| ૫ એક મહાન્ જૈન સ્કૉલર પ્રો. શુબ્રિંગ ૬ | | વિનોદના પત્રો | ૧૨૬ |
| સુરત અશક્તાશ્રમ | ૯૪ | **વિવિધ નોંધ.** | |
| અમારો લંડનનો પત્ર Mr. R J. U. | ૯૮ | ઉપદેશકોનો પ્રવાસ અને સુકૃત ભંડાર ફંડ | ૧૨૮ |

## જૈનયુગ

—જૈનધર્મ, તત્ત્વજ્ઞાન, સાહિત્ય, ઇતિહાસ, જીવનચરિત્ર ને સમાજપ્રગતિને લગતા વિષયો ચર્ચતું ઉત્તમ જૈન માસિક.

—વિદ્વાન્ મુનિ મહારાજશ્રી તથા અન્ય લેખકોની કસાયેલી કલમથી લખાયેલા ગદ્યપદ્ય લેખો તેમાં આવશે.

—શ્રીમતી જૈન શ્વે. કૉન્ફરન્સ (પરિષદ્) સંબંધીના વર્તમાન-કાર્યવાહીનો અહેવાલ સાથેસાથે અપાશે.

તો દરેક સુજ્ઞ આ પત્રના ગ્રાહક બની પોતાના મિત્રોને પણ ગ્રાહકો બનાવશો અને સંઘસેવાના પરિષદ્ના કાર્યમાં પુષ્ટિ આપશો.

ચાલુ વર્ષથી વાર્ષિક લવાજમ ટપાલખર્ચ સહિત માત્ર રૂ. ત્રણ

લખો-જૈન શ્વે૦ કૉન્ફરન્સ ઑફીસ
૨૦ પાયધુની મુંબઇ નં. ૩.

---

આ માસિક બહોળા પ્રમાણમાં ફેલાવો પામવાની ખાત્રી રાખે છે તો જાહેરખબર આપનારાઓને માટે તે ઉપયોગી પત્ર છે; તો તેઓને ઉપરને સરનામે લખવા કે મળવા ભલામણ છે.

# જૈન યુગ.

પુસ્તક પહેલું.

વીરાત્ ૨૪૫૧-૫૨.



સંવત્ ૧૯૮૧ ભાદ્રપદથી

૧૯૮૨ શ્રાવણ.

માનદ તંત્રી—મોહનલાલ દલીચંદ દેશાઈ, B. A. LL. B.

## વાર્ષિક વિષયાનુક્રમણિકા.


| વિષય | પૃષ્ઠ |
|---|---|
| **(૧) ઇતિહાસ.** | |
| ઇડરનો સંક્ષિપ્ત ઇતિહાસ (તંત્રી) | ૧૪૩ |
| ખંભાત ચૈત્ય પરિપાટી (ડુંગર) | ૪૨૮ |
| તીર્થરાજ ચૈત્ય પરિપાટી સ્તવન (મુનિશ્રી ચતુરવિજયજી) | ૨૧૯ |
| યુગવર્ણન, રાજવંશાવળી (તંત્રી) | ૫૭ |
| વિજયલક્ષ્મીસૂરિ શ્રી પૂજ્યશ્રી (રા. ગોરધનભાઇ વીરચંદ શાહ) | ૨૪૯ |
| વડનગર મંડન શ્રી યુગાદિ જિનસ્તવનમ્ (સંગ્રાહક મુનિશ્રી ચતુરવિજયજી) | ૪૯૪ |
| વસ્તુપાલ તેજપાલનો રાસ (સમય સુંદર) | ૧૭ |
| રાજવંશાવલિ | ૫૭ |
| શત્રુંજય ઐતિહાસિક વર્ણન (મુનિ ન્યાયવિજય) | ૨૬૬ |
| શત્રુંજય તીર્થનો ઉદ્ધારક—સમરસિંહ (પંડિત લાલચંદ ભગવાનદાસ ગાંધી) | ૧૦૨, ૧૮૩, ૪૦૩ |
| **(૨) કાવ્ય (અર્વાચીન)** | |
| અમારા મનોરથ (તંત્રી) | ૧૬૧ |
| અનાથી મુનિ (રા. ગોરધનભાઇ વિ. શાહ) | ૧૭૪ |
| અભિનંદન (રા. ગોરધનભાઈ વી. શાહ) | ૩૧૩ |
| અમારૂં મહાધામ (તંત્રી) | ૪૪૪ |
| ઇક્ષુદાન (રા. ગોરધનભાઇ વી. શાહ) | ૪૧ |
| ઉદ્બોધન (રા. ગોરધનભાઇ વી. શાહ) | ૨૫૪ |
| કયો ઝુક ઝુક તુમ્હે સલામ કરે (રા. અભય) | ૪૪૪ |
| keep fighting (યુદ્ધ ચાલુ રાખો) | ૫૦૬ |
| જયશ્રી મહાવીર (તંત્રી). | ૨૭૭ |
| જૈનજાતિનું અવસર્પણ (સિદ્ધિમુનિ) | ૨૪૮ |
| પ્રભુના તેજ (રા. જયન્ત) | ૩૪૭ |
| પ્રભુ પ્રાર્થના (તંત્રી) | ૫૦૫ |
| મહાવીર સ્તુતિ શ્રી (તંત્રી) | ૮૧ |
| મહાવીર સ્મરણ શ્રી (તંત્રી) | ૧૨૧ |
| મેરૂ ઉપર જન્મોત્સવ (રા. ગોરધનભાઇ વી. શાહ) | ૨૯૮ |
| રાજુલ અને રહનેમિ (રા. બાબુલાલ મોતીલાલ મોદી) | ૮૪, ૧૨૨ |
| વીરપ્રભુનો જન્મોત્સવ (રા. મગનલાલ દલીચંદ દેશાઇ) | ૩૨૪ |
| **(૩) કાવ્ય (પ્રાચીન)** | |
| અપ્રકટ પાર્શ્વસ્તવન (યશોવિજયજી) | ૧ |
| અપ્રકટ વીરસ્તવન (યશોવિજયજી) | ૮૨ |
| એક પ્રાચીન પદ (અજ્ઞાત કવિ) | ૪૦ |
| કોરયા ગીત (સહજસુંદર) | ૧૮૮ |
| કોરયાની ચંદ્ર પ્રત્યે વિનંતી (નયસુંદર) | ૪૬૫ |
| ગીત (ભાનુચંદ્ર) | ૨૫૪ |
| ગૌતમસ્વામી ગીત (સમયસુંદર) | ૧૧૩ |
| જિન પ્રતિમા સ્તવન (સમયસુંદર) | ૬૨ |
| જિન સ્તુતિ, ચતુર્વિંશતિ (લાવણ્યસમય) | ૧૭૮ |
| જિનવાણી (ભાનુચંદ્ર) | ૨૪૮ |
| જિનવાણી (ભાનુચંદ્ર) | ૨૪૮ |
| નલ દમયંતી ગીત (સમયસુંદર) | ૯૫ |

| વિષય | પૃષ્ઠ |
| --- | --- |
| નેમિ બાર માસ (નેમિવિજયજી) | ૧૮૯ |
| નંદિષેણુની બે સઝાય (ચતુર અને રૂપવિજય) | ૧૬૦ |
| પ્રાચીન સુભાષિત (સંગ્રાહક-તંત્રી) | ૪૯૬ |
| મહાવીર સ્તવન શ્રી (પ્રીતિવિજય) | ૩૨૩ |
| રાજુલ રહનેમિ સઝાય (જ્ઞાનવિમલ સૂરિ) | ૨૧૫ |
| ,, ,, ,, (સમયસુંદર) | ૨૨૪ |
| વસ્તુપાલ તેજપાલનો રાસ (સમયસુંદર) | ૧૭ |
| વીર વિનતી (યશોવિજય) | ૨૯૦ |
| વૈરાગ્ય સ્વાધ્યાય (લાવણ્યસમય) | ૨૪૦ |
| સ્થૂલભદ્રજી ગીત (સમયસુંદર) | ૭૦ |
| હરીઆલીઓ, સુધનહર્ષ કવિકૃત | ૪૧૧ |
| હિત શિક્ષા સ્વાધ્યાય (વિજયભદ્ર) | ૨૮૪ |


### (૪) કૉન્ફરન્સ સંબંધી.

(વિશેષમાં જુઓ વિવિધ નોંધ).


| વિષય | પૃષ્ઠ |
| --- | --- |
| અધિવેશન અંગે મળેલા કેટલાક પત્રો અને જવાબ | ૪૨૩ |
| કૉન્ફરન્સને મળેલા સાધુ સંદેશ | ૫૭૦ |
| કૉન્ફરંસનું ખાસ અધિવેશન | ૪૬૭ |
| કૉન્ફરંસનું અવલોકન | ૫૨૫ |
| ખાસ અધિવેશન | ૩૯૪,૪૨૧ |
| ખાસ અધિવેશનના ઠરાવો (ગુજરાતી) | ૫૫૫ |
| ,, ,, (હિંદી) | ૫૬૧ |
| ખાસ અધિવેશનની તૈયારિઓ | ૫૭૭ |
| ઠરાવોનો ખરડો કરનાર સમિતિ તથા હેલ્થ ઓફીસરો | ૫૭૯ |
| પત્રિકાઓ | ૫૭૮ |
| પ્રતિનિધિઓ | ૫૭૮ |
| પ્રમુખ મહાશયની પધરામણી | ૫૭૯ |
| પ્રચાર કાર્ય સમિતિ | ૫૮૦ |
| પ્રચાર કાર્ય ફંડ | ૫૮૩ |
| પ્રમુખ મહાશયકા અંતિમ વક્તવ્યનું ભાષણ | ૫૬૯ |
| બહાદુરસિંહજી સિંધી, શ્રી જૈન શ્વે૦ કૉ. ખાસ અધિવેશનના પ્રમુખ શેઠ શ્રી. | ૫૩૭ |
| મહારાષ્ટ્રીય પ્રતિનિધિઓનું પ્રમાણપત્ર | ૫૭૬ |
| મંડપ, ટિકીટ વ્યવસ્થા કમિટી | ૫૭૮ |
| રવજી સોજપાળનું ભાષણ, ખાસ અધિવેશન સ્વાગત સમિતિના પ્રમુખ શેઠ શ્રી | ૫૨૯ |


### (૫) જીવનચરિત્ર


| વિષય | પૃષ્ઠ |
| --- | --- |
| બહાદુરસિંહજી સિંધીનું શેઠ શ્રી | ૫૩૫ |
| રવજી સોજપાળનું શેઠ | ૫૦૧ |
| વીરપુત્ર વીરચંદ્ર (તંત્રી) | ૩૭૭ |


### (૬) જૈન શ્વે૦ એજ્યુકેશન બોર્ડ


| વિષય | પૃષ્ઠ |
| --- | --- |
| અઢારમી વાર્ષિક હરીફાઇની પરીક્ષાનું પરિણામ | ૪૬ |
| કામકાજની ટુંક હકીકત | ૪૨૭ |
| જનરલ મિટીંગ | ૪૬૯ |
| જૈન શ્વે૦ એજ્યુકેશન બોર્ડ | ૧૯૯ |
| સરવાયું તથા હિસાબ સં. ૧૯૮૧ ના સાલનું | ૨૭૪ |


### (૭) તંત્રીની નોંધ


| વિષય | પૃષ્ઠ |
| --- | --- |
| અજૈનોમાં જૈનધર્મ સંબંધી ઘોર અજ્ઞાન | ૪૩૩ |
| અધિવેશન માટેના પ્રવાસ | ૪૩૧ |
| અહિંસા ઉપર લાલા લજપતરાય | ૨૦૧ |
| આદ્ય નિવેદન | ૨ |
| આગમોનો ઇતિહાસ | ૧૧૪ |
| આઠમી ગુજરાતી સાહિત્ય | ૧૨૬-૨૦૭ |
| ,, પરિષદ્ | ૪૩૪ |
| આનંદઘન બહોતરી | ૧૬૯ |
| આણંદજી કલ્યાણજીની પેઢી અને શ્રી શત્રુંજયાદિ તીર્થો | ૨૦૪ |
| આણંદજી કલ્યાણજીની સભા | ૫૧૦ |
| ઇડરનો સંક્ષિપ્ત ઇતિહાસ | ૨૪૭ |
| કચ્છી ભાઇઓ | ૫૨૦ |
| કન્વેન્શન, શ્રીજૈન શ્વે૦ કૉન્ફરંસ | ૪૪ |
| કૉન્ફરંસનું અધિવેશન તે પહેલાંની સ્થિતિ | ૫૪૭ |
| કૉન્ફરંસના પિતા | ૪૩૧ |
| કૉન્ફરંસની ફતેહ | ૫૧૬ |
| કૉન્ફરંસનું વિજયવંત ખાસ અધિવેશન | ૫૧૩ |
| કેટલાક અનુપલબ્ધ ગ્રંથો | ૨૪૬ |
| ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ | ૬૭ |
| ગુજ્ઞાદા પછીની હકીકત | ૫૦૬ |

| વિષય | પૃષ્ઠ |
|---|---|
| જુનું નવું અને જાણવા જેવું | |
| (૧) જૈન સાહિત્યમાં જીવનનો ઉલ્લાસ | ૪૭૯ |
| (૨) સાહિત્યમાં જીવનનો ઉલ્લાસ | ૪૭૯ |
| (૩) પ્રાચીન જૈન સાહિત્યમાં જીવનનો ઉલ્લાસ | ૪૮૨ |
| (૪) સમાજમાં નારીનું સ્થાન | ૪૮૩ |
| (૫) સ્ત્રી શિક્ષણની દૃષ્ટિ | ૪૮૬ |
| જેસલમેર પુસ્તકોદ્ધાર | ૨૪૫ |
| જૈન યુગનું નવું વર્ષ | ૫૨૧ |
| જૈન આરોગ્યભવનો | ૧૬૪ |
| જૈન મહિલા સમ્મેલન | ૫૧૯ |
| જૈન શિલ્પ | ૨૦૩ |
| જૈન શિક્ષણ સુધારણા પરિષદ્ | ૩૯૨ |
| જૈન શ્વે૦ કૉન્ફરંસ | ૪૨૯ |
| જૈન સ્વયંસેવક સમ્મેલન | ૨૪૧ |
| તંત્રીનું નિવેદન | ૨ |
| તીર્થનો સવાલ તે આખી સમાજનો સવાલ છે | ૫૦૮ |
| નરોત્તમદાસ ભાણજી (સ્વ૦ શેઠ) | ૨૪૪ |
| પ્રેસમા ફેરફાર | ૨૪૭ |
| બહાદુરસિંહજી (શેઠ), સિંધી તથા કસ્તુરભાઇ | ૫૧૭ |
| મણિલાલ બકોરભાઈ વ્યાસ (સ્વ૦) | ૪૭ |
| મહાવીર જયંતિ અંક | ૧૨૩,૧૪૭ |
| મોતીચંદભાઇ | ૫૧૬ |
| યશોવિજયજીના અપ્રસિદ્ધ ગ્રંથો | ૧૨૫ |
| યતિઓનું સંગઠન | ૨૪૦ |
| વિમલસૂરિનું પઉમચરિયમ્ | ૬૮ |
| હવે શું ? | ૫૨૨ |
| હાલના ક્ષુદ્ર કલહો | ૧૬૫ |
| હિંદુ સંગઠન | ૧૬૨ |
| શત્રુંજય કૉન્ફરંસ, શ્રી | ૩૮૯ |
| શત્રુંજય તીર્થ | ૧૬૭ |
| શત્રુંજય તીર્થ અને શેઠ કલ્યાણજી આણંદજી | ૪૫ |
| શત્રુંજય માટેની લડત | ૪૩૨ |

## (૮) ધર્મ

| વિષય | પૃષ્ઠ |
|---|---|
| કેવલ કસોટી—એક સંવાદ ( રા. મગનલાલ દ. દેસાઈ ) | ૨૬૩ |
| જૈન ધર્મના સિદ્ધાંતો ( ડૉ. વૉન ગ્લાસનપ બર્લીન) અનુવાદક રા. નરસિંહભાઇ ઇ. પટેલ ) | ૨૦ |
| તમે સંવત્સરિ પ્રતિક્રમણ કિધું છે ? (રા. ભીમજી) | ૧૫ |
| દ્રવ્યનું સ્વરૂપ (તંત્રી) | ૬૧ |
| દેવપૂજા (તંત્રી) | ૩૩ |
| પ્રતિજ્ઞાની પરાકાષ્ઠા—એક કથા (મુનિ અને-કાન્તિ ) | ૪૯૭ |
| ભારતનો જૈન સંપ્રદાય (ડૉ. જે. સી. બ્યુલર સ્ના ગ્રંથનું ભાષાંતર તંત્રી) | ૨૯-૭૩ |
| મહાવીર પ્રવચન-સંગ્રાહક તંત્રી | ૮,૬૯,૯૩ |
| વિજયસેનસૂરિના દશ બોલ-સંગ્રાહક તંત્રી | ૫૯ |
| સિદ્ધાર્થ રાજન અને યશોધરા દેવિ-સંવાદ (રા. મગનલાલ દલીચંદ દેશાઇ) | ૨૧૬ |

## (૯) મહાવીર પ્રભુ સંબંધી.

| વિષય | પૃષ્ઠ |
|---|---|
| તંત્રીનું નિવેદન | ૨૭૮ |
| નિર્વાણ સમયની ચર્ચા (રા. હિરાલાલ અ. શાહ B. A.) | ૩૮૧ |
| પરમાત્મા શ્રી મહાવીરનો સમય (રા. ચીમનલાલ દ. શાહ B. Com) | ૬૫ |
| પ્રભુ મહાવીર દેવને મહત્તમ ઉપસર્ગ (મુનિ ન્યાયવિજયજી) | ૪૬૧ |
| " બુદ્ધ અને મહાવીરનું અવલોકન " (રા. ચીમનલાલ દ. શાહ B. Com) | ૩૦૧ |
| ભગવાન મહાવીર અને જમાલીના મતભેદનું રહસ્ય (પંડિત સુખલાલજી) | ૨૮૫ |
| ભગવાન મહાવીર અને ભગવાન બુદ્ધ (રા. હરગોવિંદ કાનજી ભટ્ટ) | ૩૨૫ |
| 'ભગવાન મહાવીર' (સમાલોચક પં. બહેચરદાસ) | ૩૪૮ |
| भगवान महावीरका जीवन चरीत्र (रा. नाथुराम प्रेमी) | ३६१ |
| ભગવાન્ મહાવીર અને બુદ્ધનો વાર્તાલાપ (મુનિ હિમાંશુવિજય) | ૩૭૫ |

| વિષય | પૃષ્ઠ |
| --- | --- |
| (શ્રી) મહાવીર ચરીત્રનું આલેખન અને સુજ્ઞ પુરૂષોને નિમંત્રણ (તંત્રી) | ૩૭૦ |
| મહાવીર પ્રવચન (સં. તંત્રી) | ૮,૬૯,૯૩ |
| (શ્રી) મહાવીર પ્રભુની ખાસ વિશેષતાઓ (રા. મણીલાલ નથુભાઇ દોશી B. A.) | ૨૯૧ |
| (શ્રી) મહાવીર સ્વામી અને ઓવર્ગ (બાઇ વહાલી વીરચંદ) | ૩૦૫ |
| (શ્રી) મહાવીર જીવનની અદ્દ્ભુત ઘટનાઓ (રા. ન્યાલચંદ લક્ષ્મીચંદ (સોની) B. A. LL. B. | ૩૦૭ |
| (શ્રી) મહાવીરજયન્તિ રા. (કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળાનું ભાષણ) | ૩. ૧૪ |
| મહાવીર Superman by Shaw | ૩. ૪૧ |
| મહાવીર જન્મ (મુનિ જિનવિજયજી) | ૨૮૦ |
| વીર જયન્તિની સાર્થકતા ('જૈન 'માંથી) | ૩૨૨ |
| વીરની ગુણાવલી | ૩૫૪ |
| વીર ચરિત્રનાં સંસ્મરણો (રા. મોતીચંદ ગિ. કાપડીઆ, B. A. LL. B. સોલિસિટર) | ૩૫૫ |
| (શ્રી) વીર સ્તુતિઓ (સંસ્કૃત) સંશોધક-તંત્રી | ૨૮૨ |
| વીર સ્તુતિ તથા સુવર્ણાદિ સિદ્ધિ (રા. મોહનલાલ બી. ઝવેરી, B. A. LL. B. સોલિસિટર) | ૪૯૨ |

(૧૦) વિવિધ નોંધ.

(કૉન્ફરંસ ઑફિસ તરફથી)

| વિષય | પૃષ્ઠ |
| --- | --- |
| ઉપદેશકોનો પ્રવાસ | ૭૮ |
| ઉપદેશકો અને પ્રચારકાર્ય | ૧૯૯,૨૩૪ |
| કૉન્ફરંસની કાર્યવાહીનો ટુંક અહેવાલ | ૩૯-૭૭ |
| કાયદાઓમાં ફેરફાર | ૧૫૭ |
| કૉન્ફરંસના કેટલાક અગત્યના ઠરાવો | ૨૨૮ |
| જૈન સંસ્થાઓ અને તેમાં વસનારા વિદ્યાર્થીઓ | ૧૯૮ |
| (મર્હુમ શેઠ) નરોત્તમદાસ ભાણજી | ૨૭૩ |
| પાઠ્ય પુસ્તકો અને વિવેચન | ૨૭૨ |
| બનારસ હિંદુ યુનિવર્સિટી ફંડ | ૨૩૮ |
| " " " અને જૈન ચેર | ૧૫૫,૨૭૧ |
| મુંબઇ યુનિવર્સિટી અને જૈન સાહિત્ય | ૧૫૬ |
| યુનિવર્સિટી અભ્યાસક્રમ અને જૈન સાહિત્ય પુસ્તકો | ૧૯૮ |
| યુનિવર્સિટીઓ અને જૈન સાહિત્ય | ૧૯૬ |
| સરવાયું તથા હિસાબ (સં. ૧૯૮૧ના આસો વદ ૦)) સુધીનું) | ૨૩૫ |
| સુકૃતભંડાર ફંડ અને પ્રચાર કાર્ય | ૧૫૮-૧૯૮ |
| સ્ટેંડિંગ કમિટીની બેઠકો | ૪૬૬ |

(૧૧) સમાજ અને શિક્ષણ

| વિષય | પૃષ્ઠ |
| --- | --- |
| આણંદજી કલ્યાણજીનું બંધારણ, શ્રી | ૪૪૫ |
| આણંદજી કલ્યાણજીની સભામાં પસાર થયેલા ઠરાવો, શેઠ શ્રી | ૫૬૮ |
| આપણી મનોદશા અને દાસવૃત્તિ (જૈનમાંથી) | ૫૩૬ |
| કસ્તુરભાઇ લાલભાઇનું ભાષણ, શેઠ (સંપાદક તંત્રી) | ૫૬૫ |
| કૉન્ફરંસ અને જૈન સમાજ | ૧૧૬ |
| જૈન કૉલેજ-એક પ્રશ્ન. (રા. મોતીચંદ ગિ. કાપડીઆ B. A. LL. B. સોલીસીટર) | ૧૫૧ |
| જૈન પ્રજામાં શિક્ષણ (રા. વીરચંદ પાનાચંદ શાહ. બી. એ.) | ૬૦ |
| જૈન યુગના યોગીનાં સૂત્રો (સૂત્રકાર૦) | ૬૩ |
| જૈન વાંચનમાલા (તંત્રી) | ૩૯૭ |
| પ્રવૃત્તિના સન્માર્ગ (રા. ચતુર્ભુજ ખીમચંદ કોઠારી) | ૨૦૦ |
| યોગાં સૂત્રો (રા. મૂળચંદ આશારામ ઝવેરી) | ૪૧૩ |
| ત્રણ મહામાર્ગ ('વસંત'માંથી) | ૫૨૪ |
| મહાત્માજીનું વ્યાખ્યાન (શ્રી મો. ક. ગાંધી) | ૫ |
| મહાવીર જૈન વિદ્યાલય (સર પ્રભાશંકર પટ્ટણીનું ભાષણ) | ૧૩૭ |
| મહાવીર જૈન વિદ્યાલય વિષે કાંઈક (રા. પરમાણંદ B. A. LL. B. | ૧૪૦ |
| મહાવીર જૈન વિદ્યાલય (રા. ગોરધનભાઇ વી. શાહ) | ૧૯૨ |

| વિષય | પૃષ્ઠ |
|---|---|
| યશોવિજયજીનો ક્રિયા ઉદ્ધાર (તંત્રી) | ૯૪ |
| વિદ્યાર્થીઓને (તંત્રી) | ૭૧ |
| વૉટ્સનનો ચૂકાદો, ના. મી. | ૪૭૧ |
| શાંતિનો માર્ગ | ૪૫૨ |
| સફલતાનો રસ્તો (શેઠ સુરજમલ લલુભાઈ ઝવેરી) | ૫૩૪ |

### (૧૨) સાહિત્ય

| વિષય | પૃષ્ઠ |
|---|---|
| આપણાં પ્રાભૃતો (મુનિશ્રી કલ્યાણવિજયજી) | ૮૭,૧૨૭ |
| ગુજરાતના શ્વેતાંબરોનું સાહિત્ય (જોહન્સ હર્ટલનો અંગ્રેજી લેખ અનુવાદક તંત્રી) | ૨૦૯ |
| જૈન રાસાઓની ઉત્પત્તિ અને વિકાસ (રા. મોહનલાલ ભ૦ ઝવેરી, સોલીસીટર) | ૪૩૭ |
| પત્રવ્યવહાર-તંત્રી તથા રા. રામલાલ મોદી વચ્ચેનો | ૩૫ |
| પત્રવ્યવહાર-રા. ક. મા. મુન્શી તથા તંત્રી વચ્ચેનો | ૧૫૯-૧૭૧ |
| વડોદરાનો શરદુત્સવ (રા પ્રેક્ષક) | ૪૭૯ |
| માગધી ભાષા (મુનિશ્રી કલ્યાણવિજય) | ૯,૪૫ |
| માગધી છંદઃશાસ્ત્ર (પ્રૉ. હર્મન જેકોબીના પત્રો) | ૧૧૪ |
| રાજસ્થાની ભાષા (તંત્રી) | ૪૮૮ |
| વિમલસૂરિનું પઉમચરિયમ્ (મુનિ શ્રી અમર વિજય) | ૧૩૩ |
| વિમલસૂરિનું પઉમચરિયમ્ (સાક્ષર કેશવલાલ હર્ષદરાય ધ્રુવની નોંધ પોથી ઉપરથી) | ૧૮૦ |
| સુમિત્ર રાજર્ષિનો રાસ ઋષભદાસ કૃત. લેખક તંત્રી. | ૯૬ |

### (૧૩) સ્વીકાર અને સમાલોચના

| વિષય | પૃષ્ઠ |
|---|---|
| ઉપદેશ રત્ન કોષ | ૩૮ |
| Karma Philosophy | ૩૯ |
| કુમારિકા ધર્મ | ૭૭ |
| ગુણમાલા | ૭૬ |
| જંબુ ગુણ રત્ન માળા | ૩૮ |
| જીવન ચર્યા | ૭૭ |
| જૈન એશોશિએશન ઓફ, ઇંડીયાનો વાર્ષિક અહેવાલ સં. ૧૯૮૦ નો | ૭૮ |
| જૈન કાવ્ય પ્રવેશ | ૭૭ |
| જૈન દર્શન ઓર જૈન ધર્મ | ૩૮ |
| જૈન ધર્મ કે વિષયમેં અજૈન વિદ્વાનો કી સમ્મતિયે | ૩૮ |
| Jaina Philosophy | ૩૯ |
| જૈન યુવક | ૨૨૭ |
| જૈન શિક્ષણ પાઠમાળા ભાગ બીજો | ૩૮ |
| દેવસી તથા રાઇ પ્રતિક્રમણ સૂત્ર | ૩૯ |
| નવપદ મહાત્મ્ય અને વિશ સ્થાનક | ૭૬ |
| નિત્ય નિયમ સ્મરણ | ૩૮ |
| નૂતન જૈન પાઠશાળા બોરસદનો અહેવાલ | ૧૨૦ |
| પર્યુષણા સાહિત્ય અંક (વીરશાસનનો) | ૭૭ |
| પ્રીતમદાસની વાણી | ૨૨૬ |
| Yoga Philosophy | ૩૯ |
| રાધનપુર જૈન મિત્ર મંડળનો ત્રિવાર્ષિક અહેવાલ | ૧૨૦ |
| લાલપર દેરાસરજીનો રિપોર્ટ | ૨૨૭ |
| વર્ધમાન તપગુણ વર્ણન | ૭ |
| વિહાર વર્ણન | ૨૨૬ |
| શ્રાવક ધર્મ દર્પણ | ૩૮ |
| શ્રાવિકા ધર્મ દર્પણ | ૩૮ |
| શીલ રક્ષા | ૩૮ |
| સરલ ભગવદ્ ગીતા | ૨૨૭ |
| સુમન (દીપોત્સવી અંક) | ૨૨૭ |
| સુવર્ણમાળા રામજયન્તિઅંક ચૈત્ર ૧૯૮૧) | ૭૭ |
| સુંદર બાલ વચનામૃત | ૨૨૭ |
| હિંદી કર્તવ્ય કૌમુદી | ૩૮ |
| જ્ઞાન પંચમી અને તેનું ઉદ્યાપન | ૭૭ |

# જૈન યુગ.

પુસ્તક બીજું.



સંવત ૧૯૮૨ ભાદ્રપદથી

વીરાત્ ૨૪૫૨-૫૩.

૧૯૮૩ શ્રાવણ.

માનદ તંત્રી—મોહનલાલ દલીચંદ દેશાઈ, B. A. LL. B.

## બીજા વર્ષની અનુક્રમણિકા.

| વિષય | પૃષ્ઠ |
|---|---|
| **અંગત** | |
| અમારો સત્કાર | ૧૪૩, ૨૮૯ |
| **ઇતિહાસ** | |
| The Geneology of the Jugat Seths of Murshidabad by Puranchand. Nahar M. A. B. L. | ૧૨૮ |
| પાટણ ચૈત્ય પરિપાટી (મુનિશ્રી કલ્યાણવિજયજી) | ૧૦૩ |
| પ્રાચીન જૈન પરિષદ્ (રા. મોહનલાલ દ. દેશાઇ) | ૧૧૮ |
| **કાવ્ય (અર્વાચીન)** | |
| આકાંક્ષા (રા. ગોરધનભાઇ વીરચંદ શાહ) | ૨૪૦ |
| ગાંધીજી (રા. ધીરજલાલ બ. શાહ) | ૪૪૦ |
| જયશ્રી મહાવીર (તંત્રી) | ૩૩૯ |
| બિલ્હણ કવિ કૃત ચૌર પંચાશિકા (અનુવાદક કલાધર B.A. LL. B.) | ૧૩૯ |
| સ્નેહના સરજ્યા (રા. ધીરજલાલ બ. શાહ.) | ૪૨૨ |
| Holy Shatrunjaya (by Mr Chinubhai C. Jhavery) | ૨૩૭ |
| **કાવ્ય (પ્રાચીન)** | |
| અધ્યાત્મ ગર્ભિત નમસ્કાર સ્તુતિ (સં. તંત્રી) | ૫૦૨ |
| એક શૃંગારિક ગીત (સં. સ્વ. મણિલાલ બકોરભાઇ વ્યાસ) | ૧૨૭ |
| શ્રી જિનેશ્વર સૂરિકૃત મહાવીર જન્માભિષેક (સં. સ્વ. મણિલાલ બ. વ્યાસ) | ૩૬૭ |
| તેજવિજયજી વિરચિત શ્રી કેશરિયાજીનો રાસ (સં. તંત્રી | ૪૮૧-૫૧૩ |
| પાર્શ્વ અને વીર સ્તવનો (આનંદઘનજી કૃત-સં. તંત્રી) | ૬૬ |
| શ્રી મહાવીર રાસ (કર્તા અભયતિલક ગણી) | ૫૭ |
| મેઘાકૃત તીર્થમાળા (સંશોધક તંત્રી) | ૧૫૨ |
| રાજતિલક ગણિકૃત શાલિભદ્ર રાસ (સ્વ. મણીલાલ બ. વ્યાસ) | ૩૭૦ |
| વિક્રમ ૧૫ મા સૈકાના કેટલાક જૈન કવિઓની કાવ્ય પ્રસાદી (સં. તંત્રી) | ૧૬૯ |
| વીર રાસ (પં. લાલચંદ ભગવાનદાસ ગાંધી) | ૧૫૭ |
| શ્રી શત્રુંજયની એક ઐતિહાસિક બીના (પ્રેષક મુનિ રંગવિજયજી) | ૨૪૧ |
| શ્રી સિદ્ધ મહાવીર (શ્રી દેવચંદ્રજી) | ૧ |
| હરીઆલી (સં. તંત્રી) | ૧૧૭ |
| **જીવનચરિત્ર.** | |
| અધ્યાત્મરસિક પંડિત દેવચંદ્રજી (રા. મોહનલાલ દ. દેશાઇ) | ૪૨૩-૪૭૩-૫૬૭ |
| ડાહ્યાભાઈ ધોળશાજી (રા. રણછોડરામ વાવાભાઇ M. A.) | ૧૭૪ |
| વિજયરાજસૂરિ (તંત્રી) | ૮૬ |
| શ્રી. વીરચંદ રાઘવજી ગાંધી (સં. તંત્રી) | ૨૩૪ |
| **જૈન શ્વે૦ એજ્યુકેશન બોર્ડ** | |
| અભ્યાસક્રમમાં ફેરફાર | ૩૬૭ |
| અભ્યાસક્રમ | ૪૭૨ |
| શ્રી જૈન શ્વે૦ એજ્યુકેશન બોર્ડ (રા. વીરચંદ પાનાચંદ શાહ B. A.) | ૨૦૦ |
| ધાર્મિક પરીક્ષા | ૩૬૭ |

| વિષય | પૃષ્ઠ |
|---|---|
| ૧૯મી ધાર્મિક હરીફાઈની ઇનામી પરીક્ષાનું પરીણામ | ૪૭૨ |
| પાઠ્ય પુસ્તકો | ૩૯૮ |
| સરવાયું તથા હિસાબ સં. ૧૯૮૨ ના આમો વદ ૦)) સુધી | ૪૦૪ |
| સ્કૉલર શિપ | ૪૭૩ |

**તંત્રીની નોંધ**

| વિષય | પૃષ્ઠ |
|---|---|
| અધ્યાત્મ હરીઆલી | ૧૪૯ |
| આનંદઘનજી કૃત ચોવીસી કે બાવીસી | ૧૪૬ |
| કવિ શ્રી ન્હાનાલાલ જન્મ સુવર્ણ મહોત્સવ | ૨૪૮ |
| કેશરિયાજી પ્રકરણ અને દિગંબરી ભાઇઓની મનોદશા | ૪૯૭ |
| કેશરિયાનાથજીના સંબંધમાં બે ઐતિહાસિક ઉલ્લેખો | ૫૦૯ |
| ઉબરે | ૨૮૬ |
| જલપ્રલયનાં સંકેટો | ૫૦૭ |
| જગમંદિરલાલ જૈનીનો સ્વર્ગવાસ | ૫૧૧ |
| જૈન ઇતિહાસ સાહિત્ય ખાસ અંક | ૮૧ |
| જૈનો અને તેમનું સાહિત્ય | ૮૨ |
| જૈન ગુર્જર કવિઓ ભાગ ૧ | ૮૪ |
| જૈન સાહિત્ય પરિષદ્‌ની જરૂર. | ૨૦૩ |
| જૈન શુદ્ધિ | ૨૦૫ |
| જૈનો અને વ્યાયામ | ૨૪૫ |
| જૈન ડાક્ટરોની કદર | ૨૪૬ |
| જૈન વિદ્યોત્તેજક સહકારી મંડળ લિમિટેડ | ૨૪૭ |
| જૈનો વિરુદ્ધ વિષમય સાહિત્ય | ૨૫૦ |
| જૈનો અને મિ. મુન્શીનું પ્રકરણ | ૨૮૨ |
| જૈનધર્મપ્રકાશના અભિપ્રાયો | ૯૬૪ |
| દક્ષિણ મહારાષ્ટ્ર જૈન શ્વે૦ પ્રાંતિક પરિષદ્ ચોથું અધિવેશન | ૨૦૧ |
| દાનવીર કાર્નેગી | ૨૦૬ |
| શ્રી દેવચંદજી | ૧૪૫ |
| દેવચંદજી કૃત અપ્રકટ સ્તવનો | ૧૪૫ |
| ધર્મધ્વજના સંપાદકનો સૂર | ૫૦૯ |
| ન્યાયમૂર્તિ શ્રી કૃષ્ણલાલભાઇ | ૪૯૯ |
| પ્રાચીન દ્વારકાપુરી | ૧૪૫ |
| પ્રોટેસ્ટ સભા | ૨૮૪ |
| पाइअ सद्दमहण्णवा–પ્રાકૃત શબ્દ મહાર્ણવ | ૫૦૫ |
| પ્રકીર્ણ | ૨૪૯ |
| પુસ્તક ભંડારોનો ઉદ્ધાર | ૫૦૨ |
| બીજાં અવમાનો | ૫૧૧ |
| મિ. મુન્શી કમિટી અને રા. મોતીચંદભાઈ | ૪૯૫ |
| મિ. મુન્શી કમિટી | ૨૮૪ |
| યુનિવર્સિટીમાં પ્રાકૃત સાહિત્ય | ૫૦૩ |
| શ્રીયુત વાડીલાલ મોતીલાલની કદર | ૨૪૮ |
| શ્રી શત્રુંજય પ્રકરણ | ૨૪૩ |
| શું શ્વેતામ્બરીઓએ દિગંબરભાઈઓને માર્યા ? | ૪૦૯ |
| શૃંગારશાસ્ત્ર | ૧૪૪ |
| શ્વેતાંબર અર્હન્નકો | ૪૧૩ |
| સામાયિક સૂત્ર | ૨૫૦ |
| સ્થાનકવાસી જૈન કૉન્ફરન્સ | ૨૦૨ |

**ધર્મ**

| વિષય | પૃષ્ઠ |
|---|---|
| આપણું ખમાસમણ અથવા પ્રણિપાત સૂત્ર (આશાચંદ્ર B. A.) | ૨૯૯ |
| આધુનિક વિજ્ઞાન અને જૈન ધર્મ (વ્યાખ્યાત્રી ડૉ. મિસ ક્રૌઝે | ૫૩૬ |
| શ્રી ગૌતમ સ્વામીનું વર્ણન | ૧૪ |
| ચિદાનંદજી કૃત સ્વરોદયજ્ઞાન (સં. તંત્રી) | ૨૬૩ |
| જૈન ધર્મ ડા૦ જેકોબી. અનુવાદક રા. સૌભાગ્યચંદ ઉ. દેશી B. A. | ૫૧૮ |
| Jainism by Prof. Josef Zubaly Ph.D. | |
| જૈન ધર્મ [અનુવાદક રા. હીરાલાલ ર. કાપડીઆ M. A.) | ૫૪૭ |
| શ્રી તત્વાર્થ સૂત્ર સંબંધી કેટલાક ચર્ચવાના મુદ્દાઓ (પં. સુખલાલજી) | ૫૫૬ |
| ધર્મના નામે ધાડ (શ્રી. મોહનદાસ ક. ગાંધી) | ૫૧૭ |
| નમસ્કાર (સં. તંત્રી) | ૫૦૧ |
| નવા વર્ષની કેટલીક ભાવનાઓ (તંત્રી) | ૫ |
| પાર્શ્વ અને વીરસ્તવનો (શ્રી આનંદઘનજી કૃત અર્થકાર મુનિ કર્પૂરવિજયજી) | ૨૬૯ |
| શ્રી મહાવીરના બોધને પાત્ર કોણ ? | ૩૫ |
| શ્રી મહાવીરના શ્રાવકો | ૩૬૦ |

| વિષય | પૃષ્ઠ |
|---|---|
| મહાત્મા ગાંધીજીને (લેખક ઉતમતનય) | ૨૨૬ |
| મારા અંગત સ્ફુરેલા વિચાર (રા. ઉત્તમ તનય) | ૪૮૨ ૫૪૯ |
| મોહ પરાજયરૂપક નાટકનો સાંક્ષિપ્ત સાર (અનુવાદક પં. ફતેચંદ ક. લાલન) | ૪૮૬ |
| રત્નત્રયી (વ્યાખ્યાતા રા. ઉમેદચંદ ડી. બરોડીઆ B. A.) | ૨૯૩ |
| શમામૃત (છાયા નાટક—અનુવાદક રા. ભોગીલાલ અ. ઝવેરી B. A. LL. B.) | ૨૫૮ |
| સામાયિક યોગ અને તેથી થતો આત્મવિકાસ (વ્યાખ્યાતા પંડિત ફતેહચંદ ક. લાલન) | ૨૫૧-૫૫૭ |
| **મહાવીર પ્રભુ સંબંધી** | |
| આચારાંગમાં શ્રી મહાવીર | ૬૧ |
| છદ્મસ્થ દશામાં શ્રી મહાવીર પ્રભુનાં વિહાર સ્થળો (રા. પી. જી. ભણશાલી B. A.) | ૩૭૪ |
| તંત્રીનું વક્તવ્ય (શ્રી વીર ચરિત્ર અને તે માટેનાં સાધનો) | ૬૮ |
| श्रीमान् तीर्थंकर श्री महावीर और वेद ( श्री बालचंद्राचार्य) | ૫૩ |
| પ્રભુ મહાવીરને મહત્તમ ઉપસર્ગ (મુનિ ન્યાયવિજય) | ૨૩ |
| ભગવાન મહાવીરની સિદ્ધાંત ભૂમિકા (રા. પરમાણંદ) | ૩૮૧ |
| શ્રી મહાવીર નિર્વાણ દિવસ (તંત્રી) | ૬ |
| શ્રી મહાવીર નિર્વાણભૂમિ (નવજીવનમાંથી—સં. તંત્રી) | ૯ |
| શ્રીમન્ મહાવીરના શરીરનું વર્ણન (સં. તંત્રી) | ૧૩ |
| શ્રી મહાવીર સંવાદો | ૧૫ |
| શ્રી મહાવીર અને આર્યસ્કન્દક (સં. તંત્રી) | ૧૯ |
| શ્રી મહાવીરના છદ્મસ્થ દશાનાં વિહાર સ્થલો (પંડિત બેચરદાસ જીવરાજ દોશી) | ૨૭ |
| મહાવીર—Superman—રા. Shaw | ૩૬ |
| મહાવીર જયંતિ (વ્યાખ્યાતા પંડિત લાલચંદ ભ. ગાંધી) | ૩૩૯ |
| શ્રી મહાવીર ચરિત્ર રહસ્ય (શેઠ કુંવરજી આણંદજી) | ૩૩૭ |
| શ્રી વર્દ્ધમાનનો ઉપદેશ અને સમાજ | ૫૨૫૬ |
| વર્ધમાનના ગૃહવાસપરથી બોધ (શ્રી શાન્ત) | ૩૩૭ |
| વર્ધમાન સ્વામીની વ્યવહાર્યતા (રા. લક્ષ્મણ રઘુનાથ ભીડે) | ૩૮૩ |
| શ્રી વીરપ્રાર્થનાઓ (સં. તંત્રી) | ૨ |
| વીરસ્તુતિઓ (સં. તંત્રી) | ૪ |
| શ્રી વીર નિર્વાણ સંવત્ (પ્રૉ. જયસવાલના હિંદી લેખ પરથી ભાષાંતર તંત્રી) | ૧૨ |
| શ્રી વીર ચરિત્રથી વિગતો (સં. તંત્રી) | ૬૭ |
| શ્રી વીરસ્તુતિ (રા. ઉમેદચંદ ડી. બરોડીઆ B. A.) | ૩૪૨ |
| વીર ચરિત્રનો લેખક (મુનિશ્રી દર્શનવિજયજી) | ૩૪૫ |
| હિંદુઓએ કરેલું શ્રી વીર નિર્વાણ સ્મારક (તંત્રી) | ૮ |
| **વિવિધ નોંધ (કૉન્ફરન્સ ઑફીસ તરફથી)** | |
| અમને મળેલા પત્રો | ૧૯૮ |
| અમદાવાદનો શ્રી સુકૃતભંડાર ફંડમાં ફાળો | ૩૯૭ |
| આવતું અધિવેશન | ૪૦૫ |
| એક વિજ્ઞપ્તિ | ૪૭૦ |
| ઉપદેશકો મારફતે સંસ્થાનું પ્રચાર કાર્ય | ૧૯૭ |
| ઉપદેશકોનું પ્રચાર કાર્ય અને સુકૃત ભંડારફંડ | ૩૯૬ |
| કન્વેન્શનમાં સુકૃત ભંડારફંડ | ૩૯૭ |
| મિ. કનૈયાલાલ એમ. મુન્શી સાથેનો પત્ર વ્યવહાર | ૪૮૬ |
| શ્રી કેશરિયાનાથના કહેવાતા ઝગડા સંબંધી રીપોર્ટ (શ્રીયુત મોતીચંદ ગિ. કાપડીઆ તરફથી મળેલ) | ૪૬૧ |
| શ્રી કેશરિયાનાથજી તીર્થ પ્રકરણ | ૫૧૨ |
| ખાસ અધિવેશનના પ્રમુખ મહાશયની સખાવતો | ૪૦૮ |
| ખારચીનો પત્ર | ૫૧૪ |
| જલપ્રલય અને આ સંસ્થા | ૫૧૨ |
| જાહેર સભામાં પસાર થએલા ઠરાવો. (તા. ૧૮ મી માર્ચ ૧૯૨૭) | ૨૯૨ |
| Jain Literature Society London | ૪૧૬ |
| જૈનો હિંદુ ગણાય કે ? | ૫૧૩ |
| જૈન ગુર્જર કવિઓ પ્રથમ ભાગ | ૫૧૬ |
| ડભોઇમાં પ્રચારકાર્ય અને સુકૃત ભંડારફંડ | ૭૫ |
| દિગંબર ભાઇઓ સાથેનો પત્ર વ્યવહાર | ૪૧૨ |
| પરચુરણ આવેલી રકમો | ૭૮ |

| વિષય | પૃષ્ઠ |
|---|---|
| પૂના સંસ્કૃત કૉલેજ અને જૈન અભ્યાસક્રમ | ૨૭૪ |
| પ્રોપેગેંડા કમિટીનું કાર્ય | ૭૪, ૧૯૫, |
| શ્રી પ્રચારકાર્ય સમિતિના સભ્યોનો પ્રવાસ | ૧૯૬ |
| શેઠ ફકીરચંદ પ્રેમચંદ સ્કૉલરશિપ પ્રાઈઝ | ૧૯૭ |
| બનારસ હિંદુ યુનિવર્સિટી અને જૈન ચેર | ૭૬ |
| બગડી (મારવાડ) મુકામે મળેલું યતિસમ્મેલન | ૫૧૫ |
| બેલગામમાં પ્રચાર કાર્ય | ૩૯૫ |
| મણીલાલ ખુશાલચંદનો વિશેષ પ્રવાસ | ૩૯૬ |
| ...તરમાં કન્યાવિક્રય | ૪૭૦ |
| મેં. મુનશીના લખાણો સામે વિરોધદર્શક સભા | ૪૦૬ |
| મુંબાઇ યુનિવર્સિટી સાથે થએલો પત્રવ્યવહાર | ૩૯૩ |
| વિદ્વાનોને જૈન પુસ્તકો પૂરાં પાડવાનો પ્રયાસ | ૭૮ |
| શ્રી શત્રુંજય પ્રચારકાર્ય સમિતિનું બંધારણ | ૧૯૬ |
| શ્રી શત્રુંજય અને વરીષ્ઠ ધારાસભા | ૨૭૨ |
| શ્રી શત્રુંજય પ્રચાર કાર્ય સમિતિનો રિપોર્ટ | ૨૮૦,૪૦૭ |
| શત્રુંજય પ્રચાર કાર્ય સમિતિની બેઠક | ૪૬૮ |
| સરવાયું તથા આવક જાવકનો હિસાબ સં. ૧૯૮૨ ના આસો વદ ૦)) સુધી | ૩૯૮ |
| સિક્યુરીટિઓનું લિસ્ટ | ૪૦૩ |
| સુકૃત ભંડારફંડ | ૭૭,૪૭૧ ૫૧૫ |
| સ્કુલ લીવીંગ એક્ઝામિનેશન બોર્ડ ઑફ મુંબાઇ યુનિવર્સિટીના પ્રમુખને લખવામાં આવેલ પત્ર | ૪૫૧ |


**સમાજ અને શિક્ષણ**


| વિષય | પૃષ્ઠ |
|---|---|
| અંગ્રેજી રાજ્યની સ્થાપનામાં જૈનોનો હિસ્સો ('યુગધર્મ'માંથી) | ૪૮૯ |
| આગમોદય સમિતિનું કર્તવ્ય (જૈન અભ્યુદયાકાંક્ષી) | ૨૭૧ |
| ઉક્ત (દક્ષિણ) પરિષદની સ્વાગત સમિતિના પ્રમુખ સખારામ દેવચંદનું ભાષણ | ૨૨૯ |
| જૈન શ્વે૦ કૉન્ફરંસે નિમેલી મિ. મુન્શી સંબંધી કમિટીનો રિપોર્ટ | ૩૧૯ |
| જૈનો વિરૂદ્ધ વિષમય સાહિત્ય | ૩૨૧ |
| દક્ષિણ મહારાષ્ટ્ર જૈન શ્વે૦ પ્રાંતિક પરિષદ ચોથું અધિવેશન પ્રમુખ રા. મોહનલાલ દલીચંદ દેશાઇનું ભાષણ | ૨૦૯ |
| પત્ર વ્યવહાર રા. ઉતમતનય અને શેઠ... | ૫૮ |
| પરિષદમાં પાસ થયેલા ઠરાવ | ૨૨૪ |
| વસંતોત્સવ (શ્રી ખબરદાર' પરથી) | ૨૮૧ |
| વ્યક્તિ સ્વાતંત્ર્ય (સં૦ તંત્રી) | ૨૦૭ |
| The Shatrunjaya Dispute as seen by a European by Dr. A. Guerinot | ૨૩૮ |
| શ્વેતાંબર અને દિગંબર (રા. દયાલ ગંગાધર ભણસાળી B. A.) | ૩૧ |
| હેમચંદ્રાચાર્ય અને રાજાધિરાજ ('વિવિધવિચારમાલા' પરથી) | ૩૦૨ |


**સાહિત્ય**


| વિષય | પૃષ્ઠ |
|---|---|
| ઉખાણાં (સં. તંત્રી) | ૮૭ |
| જૈન સાહિસ સંશોધક | ૪૧૬ |
| જૈન ગુર્જર કવિઓ ભાગ ૧. તે સંબંધી અભિપ્રાયો | ૪૧૭ |
| તત્વાર્થ સૂત્રનું કર્તૃત્વ (રા. હીરાલાલ ર. કાપડીઆ M. A. | ૨૬૬ |
| પ્રાચીન જૈન કવિઓનાં વસંત વર્ણન (સં. તંત્રી) | ૩૦૬ |
| ભારવિનું (?) ભટ્ટિકાવ્ય (પંડિત લાલચંદ ભ૦ ગાંધી) | ૪૩૮ |
| મધ્યકાલીન સાહિત્યપર સાક્ષર શ્રી કૃષ્ણલાલભાઇ | ૧૨૫ |
| સ્તુતિ સ્તોત્રોનું પર્યાલોચન (રા. હીરાલાલ ર. કાપડીઆ M. A. | ૪૪૬ |
| શ્રી હેમચંદ્રાચાર્યનું પ્રાકૃત વ્યાકરણ (રા. મોતીચંદ ગિ. કાપડીઆ B. A. LL. B. | ૮૯ |


**સ્વીકાર અને સમાલોચના**


| વિષય | પૃષ્ઠ |
|---|---|
| અભિમન્યુ વ્યાખ્યાન તથા અભિમન્યુ લોક સાહિત્ય | ૧૮૪ |
| जीतकल्प सूत्रम् | १९० |
| જેસલમેર ભાંડાગારીય ગ્રંથોની સૂચી | ૧૮૫ |
| જૈનેતર દૃષ્ટિએ જૈન | ૧૮૭ |
| તરંગવતી | ૧૯૧-૧૯૩ |
| तत्वार्थाधिगम सूत्र | १९३, १९४ |
| नवविलास याटक | १८८ |
| निर्वाण कालिका | १९३ |
| मेघ महोदय वर्ष प्रबोध | १८७ |
| लोकप्रकाश | १८८ |
| ત્રિભુવન દીપક પ્રબંધ | ૧૮૯ |

# જૈન યુગ.

卐

ऐ जैन नौजवानों कातिलपना हटा दो।
उठो कमरको कसके आगें कदम बढा दो॥
निःकलककी तरह तुम मजहबपें मरना सीखो।
गैरोंके आक्रमणसें इस धर्मको बचादो॥
सन्तान वीर होकर नामर्द बन रहे हो।
होते हैं वीर कैसे आलमको यह दिखादो॥
—दासपुष्पाजलि.

પુસ્તક ૩ | વીરાત્ સં. ૨૪૫૪ વિ. સં. ૧૯૮૪ માગશર | અંક ૪

## સામાયિક ક્રિયાનાં કેટલાંક સૂત્રો.

'નવકાર' સૂત્ર-પંચ પરમેષ્ટીને નમસ્કાર.

દોહરા.

નમું પ્રભુ અરિહંતને, નમું સિદ્ધ ભગવંત,
નમું આચાર્ય અને નમું, ઉપાધ્યાય ગુણવંત. ૧
નમું લોકમાં જે બધા, સાધુ છે વિચરંત,
પરમેષ્ટી તે પાંચને, સજજન સહુ નમંત, ૨
નમસ્કાર આ પાચને, કરે પાપનો અંત,
સહુ મંગલમાં તે પ્રથમ, મંગલ કહ્યું મહંત. ૩

---

ઇરિયાવહિયં'-વિરાધનાની આલોચના-પ્રાયશ્ચિત્ત.

દોહરા.

'આજ્ઞા આપો હે પ્રભુ! પડિક્કમુ ઇર્યાવહી?'
'ઇચ્છાએ' આજ્ઞા થતાં, પડિક્કમું ઇર્યાવહી. ૧
જાવાના માર્ગે જતાં, વિરાધના જે થાય,
ગમને આગમને તથા, પાપક્રિયા થઇ જાય. ૨
પ્રાણી ચંપાઇ જતાં, બી ચંપાઇ જાય,
વનસ્પતિ ચંપાઇને, પાપક્રિયા થઇ જાય. ૩
ઠાર ભૂમિફોડા અને, પંચવર્ણું શેવાળ,
ચપાયા જલ માટી ને કરોળીયાની જાળ. ૪
કર્યા વિરાધિત મેં કદિ, એકેંદ્રિય દ્વીંદ્રિય.
ત્રીંદ્રિય ચતુરિંદ્રિય અને, જીવો પંચેદ્રિય. ૫
કોઇ જીવ સામા હણ્યા, ઢાંકયા ધૂળની માંહ,
ઘસ્યા ધરતીને મસળીને, અથડયા માંહોમાંહ. ૬
સ્પર્શ કરીને દૂભવ્યા, ઉપજાવ્યો પરિતાપ,
ગ્લાનિ કરી મૃતવત્ કર્યા, કર્યા ઉપદ્રવ-પાપ. ૭
એકથી લઇ બીજે સ્થલે, મૂકયા હોયે કો,
જીવતથી જુદા કર્યા, 'દુષ્કૃત, મિથ્યા હો,' ૮
જે જે કરી વિરાધના, ક્રિયા પાપની હો,
તે તે મુજ સહુ દુષ્કૃતો, મિથ્યા મિથ્યા હો. ૯

---

'તસ્સઉત્તરી'—કાયોત્સર્ગનો સંકલ્પ અને હેતુ.

દોહરા.

ઉત્તમ કરવા આત્મને, કરવા પ્રાયશ્ચિત્ત,
વિશુદ્ધિ કરવા કાજ ને, થવા શલ્યથી મુકત. ૧
કરવા ઉચ્છેદન તથા, મૂળથી પાપ જે કર્મ,
શરીર-વ્યાપારો તજી, રહું હું કાયોત્સર્ગ. ૨

---

'અન્નત્થ ઊસસિએણં'-કાયોત્સર્ગના આગારો.

દોહરા.

લેતાં શ્વાસોશ્વાસને, ઉધરસ ખાતાં છીંક,
બગાસું આવે જો કદિ, રાખ ન ભંગની બીક. ૧
ઓડકાર ખાતાં તથા. વાયુસંચર થાય,
ચકરી આવે કે કદિ, પિત્તથી મૂર્છા થાય. ૨
સૂક્ષ્મ અંગસંચારથી, સૂક્ષ્મ શ્લેષ્મ સંચાર,
સૂક્ષ્મ દૃષ્ટિના ચલનથી, છે આગાર નિર્ધાર. ૩
એ આગારાદિ થકી, થઇ ન જાશે ભંગ,
અવિરાધિત મુજ હો સદા, કાયોત્સર્ગ અભંગ. ૪
અરિહંત ભગવંતને, નમસ્કાર સવિધાન,
જ્યાં લગી હું પારૂં નહિ, કાયોત્સર્ગ-ધ્યાન; ૫
ત્યાં સુધી મારા શરીરને, રાખી એકજ ઠાય,
મૌન ગ્રહી ધ્યાને રહી, વોસરાવું હું કાય. ૬

તંત્રી.

લોકો ઘણી આશા બાંધે છે. તેઓ નાયક બની લોકને દોરશે અને આપણી આ મહા સભાનું સુકાન દીર્ઘદષ્ટિથી પોતાની સાથે કાર્ય કરનારાઓનો સહકાર સાધી ચલાવશે એ આશા અસ્થાને નથી. શ્રી આણંદજી કલ્યાણજીની પેઢી સંબંધી કૉન્ફરન્સે પૂર્વે જે ઠરાવો કર્યા છે, તેથી તેની સાથે કોઈ જાતનો વિરોધ અસ્તિત્વમાં હતો એવી માન્યતા ભ્રમણારૂપ છે. આવી ભ્રમણા કદાચ ક્યાંક ખૂણામાં કોઇને રહી હોય તો આ સેક્રેટરીઓથી દૂર થશે એવી અમારી ખાત્રી છે. સર્વ કાર્યકર્તા માટે નીચેનું સૂત્ર ખાસ ઉપયોગી છે કે Live

"For the cause that needs assistance
For the wrong that needs resistance
For the future in the distance
And the good that you can do."

૨ **દેશી સંસ્થાન પરિષદ્**—ની બેઠક તા. ૧૭ અને ૧૮ મી ડીસેંબર ૧૯૨૭ ને રોજ મુંબઇમાં મળી હતી અને તેમાં અનેક મહત્ત્વના ઠરાવો થયા હતા. બ્રિટિશ પરદેશી છે, અને આપણા રાજાઓ-ઠાકોર સાહેબો દેશી છે. બંનેની રાજ્યપદ્ધતિ ઘણી રીતે જુદી પડે છે અને સરખામણી કરતાં એકંદરે દેશી રાજ્યોનાં જુલમો, કરો અને વિપરીત ન્યાયરીતિ અત્ર તત્ર ભયંકર રૂપે દેખા દે છે તેથી બ્રિટિશ રાજ્ય વધારે સારૂં છે, એમ માનવા લોકો લલચાય છે. હિંદના વતની હિંદીઓને ત્રાસ આપે એ સ્થિતિ ઉત્પન્ન થવામાં બ્રિટિશ રાજ્ય નિમિત્તભૂત છે. બ્રિટિશ રાજ્યની દેશી રાજ્યોને રક્ષણ આપવાની નીતિ કારણભૂત છે—અને તેમાં તેમની પોલીસી રહેલી છે એમ પ્રખર રાજદ્વારીઓ પોકારતા જોવામાં આવે છે. મહાત્મા ગાંધીજીના શબ્દો એ છે કે દેશી રાજ્યો ગુલામ છે અને તેથી તેની પ્રજા ગુલામની ગુલામ છે. આ સ્થિતિ બને તેટલી દૂર કરવા માટે લોકોમાં બળ આવવાની જરૂર છે અને તે બળ લાવવા માટે નાયકોમાં દુઃખ સહન કરવાની શક્તિ, અને સાહસ બેઠી આત્મભોગ આપવાની તૈયારી પણ અવશ્ય જોઇએ.

સુભાગ્યે લોકોમા બોલવાની બિલકુલ શક્તિ નહોતી તે આ ગાંધી—યુગમા આવી છે. કેટલાક પ્રાંતોમાં દેશી રાજ્યોની પરિષદો ભરાઈ છે. ઠરાવો થયા છે, લોકનાં દુઃખોનો અવાજ ઉંડો પણ માફક શબ્દોમાં થયો છે; અને આખા હિંદના સર્વ દેશી સંસ્થાનોની પરિષદ્ ભરવાનો ઠીક પહેલો પ્રયત્ન ઉપર જણાવેલી પરિષદ્થી થયો છે.

આવી પરિષદોમાં જૈનોએ સારા પ્રમાણમાં ભાગ લેવાની જરૂર છે. જૈનોનો મોટો ભાગ દેશી રાજ્યોમાં વસે છે, જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક કોમનાં લગભગ બધાં તીર્થો દેશી રાજ્યોની હકુમતમાં આવેલાં છે. પ્રસિદ્ધ મહાતીર્થ શત્રુંજય દેશી રાજ્યમાં આવેલું છે અને તેના સંબંધમાં હમણાં ઉપસ્થિત થયેલ વિચિત્ર પરિસ્થિતિ સર્વેના ધ્યાનમાં છે. આવી પરિષદોમાં પોકાર ઉઠાવવો, ઠરાવ કરવા, ને તે ઠરાવો અમલમાં મૂકવા એ જો બની શકે તો દેશી રાજ્યોનાં દુઃખો હળવાં કરી શકવાનું બને; ને તેમ થાય તો તે ઓછું પુણ્ય નથી.

૩ **ધાર્મિક અસહિષ્ણુતા અને તહાંઓ**—ગત ડીસેંબર માસમાં અફગાનિસ્તાનના રાજા અમાનુલ્લાખાન મુંબઇમા પધાર્યા તે વખતે મુંબઇની પ્રજાએ અતિશય માન આપ્યું હતું. તે માનને તેઓ લાયક હતા એમ તેમનાં સર્વ ભાષણોમાં તરી રહેલી તેમની ઉચ્ચ સંસ્કારિતા, ઉદાત્ત વિચારશીલતા અને વિશાલ હૃદયનિષ્ઠના સાક્ષી પૂરે છે. તેનાથી અને લૉર્ડ બર્કનહેડના કમિશનની નિમવાની રીતિથી અત્યારે આખા ભારતમાં એક નવીન જાતનો અકલ્પ્ય એકસંપીનો જોસ આવ્યો છે. જૈનોએ તે જોસને ભારતના એક અંગ તરીકે વધાવી લેવા યોગ્ય છે.

વિશેષમાં તે ભલા પ્રજાપ્રિય રાજાના કેટલાક શબ્દો ધાર્મિક અસહિષ્ણુતા સંબંધી છે તે તો દરેક સંપ્રદાયે-ધર્મ સમાજે વિચારવા યોગ્ય છે. પોતાની સીઆ અને સુન્ની એ બે મુખ્ય ભાગમા વહેંચાયેલી મુસ્લિમ કોમને ઉદ્દેશીને બોલાયેલા શબ્દો પરથી જણાય છે કે તે સામાન્ય રીતે ધર્માંધ અને ઝનૂની મનાતા મુસલમાનો પૈકીના તેઓ એક નથી. તે શબ્દો એ છે કેઃ—

" Every new sect and faction in our religion is the hand-work of those

who, either out of greed for land and power or for the sake of notoriety and cheap fame, have introduced prejudices in it. Little did such people realize that wealth, power and fame were but transient, while if they once introduced a faction in the religion, it would do incalculable damage. That is exactly what happened. Authors of innovations in religion are dead and gone, but their mischief remains to this day........Do away with all sects and merge themselves into one solid whole.

"Don't depend on the Mullahs for your guidance; they do not lead you in accordance with the Koran but according to their own interpretations. They will show you their own writings and commentaries but not the original ordinances."

—આપણા ધર્મમાં દરેક નવો સંપ્રદાય અને વિભાગ થયો છે તે એવા માણસોનું કામ છે કે જેઓએ ખોટી મહત્તા અને સસ્તી નામના ખાતર કે જમીન અને ધનના લોભ માટે ધર્મમાં ખોટા ખ્યાલો દાખલ કર્યો છે. આવા લોકોને દઢ સાક્ષાત્કાર નહોતો થયો કે સંપત્તિ, શક્તિ અને કીર્તિ એ ક્ષણિક છે, જ્યારે એક વખત એક વિભાગ ધર્મમાં ઉત્પન્ન કર્યો તે તો અમાપ નુકશાન કરશે. આમજ બરાબર બન્યું છે. ધર્મમાં નવા ફેરફારો કરનારા તો કયારના મરી ગયા, ચાલ્યા ગયા, પણ તેમણે કરેલ નુકશાન તો હજી સુધી કાયમ છે.

—બધાં તડાંને નાબુદ કરો અને સર્વે એકત્રિત થઇ એક નક્કર રૂપમાં ભળી જાઓ.

—તમો મુલ્લાંઓથી દોરાઓમાં તેમનાપર આધાર ન રાખો. તેઓ તમને કોરાનના મૂળ મંત્રના શુદ્ધ ફરમાનો અનુસાર દોરતા નથી પણ પોતાના કરેલા અર્થો પ્રમાણે દોરે છે. તેઓ તેના પરના પોતાનાં લખાણો કે ભાષ્યો બતાવશે પણ મૂળનાં ફરમાનો શુદ્ધ રૂપે નહિ બતાવે."

આ શબ્દો વિચારવા યોગ્ય છે. બધા ધર્મોપદેશકો અફગાન નૃપતિ કહે છે તેવા ન હોય, છતાં તેવા પણ હતા અને છે એ વાતની ના ન પડાય; કારણ કે જે જે તડાં, સંપ્રદાયો, વિભાગો, ભાગો, પક્ષો, ગચ્છો પડયાં છે તે અમુક આચાર્ય કે સાધુની અમુક ભિન્ન માન્યતા પરના પૂરા અભિનિવેશ ચલાવેલી ઝુંબેસને લઈને પડયાં છે એવું સત્યપ્રિય સર્વજન સ્વીકારશે. આપણે સર્વે અનેક તડામાં વિભકત થયેલ પ્રભુ મહાવીરનાં સંતાનો ઝટ એકત્રિત થઇ જઇએ એવી ખરી પ્રાર્થના કરીએ; કારણ કે મહાત્મા ગાંધીજી ખરૂં કહે છે કે—

"સાચી પ્રાર્થના હૃદયની છે—હોઠની નહિ પણ હૃદયની—અને એ સાચી પ્રાર્થના જે બળ, જે આરામ અને જે શાંતિ આપે છે તે બીજી કોઈ રીતે ન મળે. સાચી પ્રાર્થના દુઃખના ડુંગરને પણ ડૂબાવી દે છે. જેને એ પ્રયોગ કરી જોવો હોય તે કરી જુએ." નવજીવન ૧-૧-૨૮.

૪ **જૈન અંગ સાહિત્ય**—આ સંબંધમાં થોડુંક અમે લખી ગયા છીએ. તે સાહિત્યના સંબંધમાં આગમોદય સમિતિએ કરેલી સ્તુતિપાત્ર સેવાની પણ અમે તેમાં નોંધ લીધી હતી. તે સમિતિએ ઘણું કર્યું છે અને હજુ ઘણું કરી શકે તેમ છે. આગમોદ્ધારક શ્રી સાગરાનંદસૂરિજીની આ કાર્યમાં સેવા અનુપમ છે. અમે તેમને તેમજ સમિતિને ખાસ વિનતિ કરીએ છીએ કે જે ચર્ચાપત્ર આ માસિકના અંકમાં રા. જૈનાભ્યુદયાકાંક્ષીએ લખેલું પ્રસિદ્ધ થયું છે તે પર લક્ષ રાખવામાં આવશે ને હજુ સુધી કેટલીક અતિ મહત્ત્વની કૃતિઓ અપ્રસિદ્ધ રહે છે તે પ્રસિદ્ધ કરશે તો ઘણો પ્રકાશ પડે તેમ છે. દાખલા તરીકે શ્રીમદ્ હરિભદ્રસૂરિકૃત નંદીસૂત્ર પરની ટીકા, અનુયોગદ્વાર સૂત્ર પરની ટીકા, પ્રજ્ઞાપના અને જીવાભિગમ પરની ટીકા તથા દેવેન્દ્રસૂરિ કૃત ઉત્તરાધ્યયન સૂત્ર પર ટીકા (કે જેની અંદર કથાસાહિત્યનો અપૂર્વ ભંડાર છે અને તેને લઇને પાશ્ચાત્ય વિદ્વાનોની પ્રશસાને પામેલ

કે)' આવશ્યક પર મલયગિરિ ટીકા, વિશેષાવશ્યકપર ાટ્યાચાર્યની ટીકા તેમજ પ્રાચીન ચૂર્ણિસાહિત્ય તેમાં ખાસ કરી આવશ્યક, નંદી, સૂયગડાંગ વગેરે ારની ચૂર્ણિઓ) પ્રસિદ્ધ કરવા યોગ્ય છે. હમણાં મમે ધારીએ છીએ કે દશ પયન્ના સંસ્કૃત છાયા ાહિત ઉક્ત સમિતિ તરફથી બહાર પડયા છે, બીજા ાસ પયન્ના હજુ અપ્રસિદ્ધ છે, કે જે પૈકી અંગ- ાઘા અને જ્યોતિષ્ કરંડક ગોટાં છે ને ચંદવેઘક યન્નો અતિ પ્રાચીન છે. જ્યોતિ કરંડક પર તો ો મલયગિરિની ટીકા પણ છે તે સર્વે સટીક અને ંસ્કૃત છાયા સહિત બહાર પાડવાની અગત્ય છે. ટલાક પયન્નાઓ શ્રાવક શ્રાવિકાઓના ખાસ નિત્યા- ાસ માટે ઉપયોગી છે, તેનું ભાષાંતર પણ કરી સેદ્ધ કરવા જેવું છે કે જેથી તેનું મનન તથા દિધ્યાસન વાંચન સાથે બરાબર થઇ શકે. શ્રીમાન્ રબાહુ સ્વામીકૃત મૂળ નિર્યુક્તિઓ તેની સંસ્કૃત યાને ઉપયોગી સંક્ષિપ્ત ટિપ્પન સહિત એક જુદા તંત્ર સંગ્રહ ગ્રંથ રૂપે બહાર પાડવાની અગત્ય ામને જણાય છે. શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ ા મહાન્ અદ્ભુત ભાષ્યકાર સિદ્ધાંતી અને ન્યા ાશારદ થયા છે. તેમનું બનાવેલું વિશેષાવશ્યક ય મૂળ અને તેના ભાષાંતર સહિત સમિતિએ ાર પાડેલ છે તે પરથી તે મહાન્ ભાષ્યકારની તાનો ખ્યાલ આવે છે. તેવા મહાન્ પૂર્વાચાર્યની કૃતિઓ જ્યાં સુધી બહાર ન પડે ત્યાં સુધી ો અપૂર્વ નિધિરૂપ આપેલ વારસો આપણે જાણી એ તેમ નથી. તેમના વિશેષણવતી ધ્યાન શતક જે આવશ્યક પરની શ્રી હરિભદ્રસૂરિની ટીકામાં ાંત થયું છે), નિશીથભાષ્ય આદિ જો પ્રકટ તો વિદ્વત્સમાજમાં જૈન સાહિત્યની પૂરી કિંમત વી શકાય એમ ઘણા સ્થળેથી મનાતું આવે છે. સાંભળ્યું છે કે શ્રીમલ્લવાદીકૃત દ્વાદશાર નયચ- મહાન્ ગ્રંથ સટીક પ્રસિદ્ધ કરવાનો આરંભ ું સમિતિએ નિર્ણય કર્યો છે તે પ્રશંસનીય નિર્ણય પ્રમાણે સત્વર તેની પ્રસિદ્ધિ થઇ જાય અમે ઇચ્છીશું. આ સૂચનાઓ પર સમિતિ લક્ષ આપી પ્રારંભમાં જે પરમોત્સાહ અને શિઘ્રતાથી સૂત્ર' પ્રકાશનનું પવિત્ર કાર્ય કરેલું તે પ્રમાણે અવશિષ્ટ કાર્ય કરશે કે જેથી એક પણ સૂત્ર કે પંચાંગી વ્યાખ્યાનો ગ્રંથ અપ્રસિદ્ધ ન રહે અને સમસ્ત સિદ્ધાંતનો ઉદ્ધાર કરવાનો મહાયશ સમિતિને પ્રાપ્ત થાય.

**૫ એક મહાન્ જૈન સ્કૉલર પ્રો. શુબ્રિંગ**— જર્મનીના પ્રોફેસર શુબ્રિંગ હમણાં મુંબઇમાં આવેલ છે. તે હામ્બર્ગ યુનિવર્સિટીમાં 'હિંદના ઇતિહાસ અને સંસ્કૃતિ' (History and Culture of India) ના પ્રોફેસર છે. તેમનું નામ Dr. Walther Schubring છે. તેમણે અનેક ગ્રંથો રચ્યા છે તે પૈકી बृहत्कल्पसूत्रની આવૃત્તિ ભાષાંતર સહિત કે જે 'Indian Antiquary' માસિકમાં પ્રકટ થયેલ છે), आचारांगसूत्रનું પ્રથકરણ સહિત સંશોધન, **व्यवहार, निशीथसूत्र** તથા **महानिशीथ** નાં સંસ્કરણ વગેરે છે. જૈન આગમોમાંથી શ્રી મહાવીરનાં પ્રવચનો ચુંટી 'Sayings of Mahavira' નો સંગ્રહ કર્યો છે તેમણે અનેક વિદ્વન્માન્ય પત્રોમાં લેખો લખ્યા છે અને જૈન ધર્મના મૂળતત્ત્વો "Light from the East' એ નામની ગ્રંથમાલામાં પ્રકટ કર્યાં છે. તેમના અનેક પુસ્તકો પૈકીનું એક 'ચંડકોશ' છે. ગત ૧૦ મી ડીસેંબરે મુંબઇમાં 'યુરોપમાં જૈન સંબંધી અભ્યાસનો વિકાસ' (The Development of Jain Studies in Europe) એ વિષય પર મનનીય અને વિગતવાળું વ્યાખ્યાન આપ્યું હતું. ડા. હર્મન જૅકોબી (યાકોબી) એ જૈન ' ધર્મના પ્રથમ અગ્રગણ્ય વિદ્વાન્ સ્કોલર ગણાયા છે. તેઓ હમણાં અતિ વૃદ્ધ થયા છે; એમની સાથે શુબ્રિંગને સરખાવીએ તો રા. મોદીના શબ્દોમાં શુબ્રિંગ જરૂર બહુશ્રુતતા, દીર્ઘ અભ્યાસ, અને આનંદમય પ્રેરણામાં ચઢી જાય. તેમની પાસેથી ઘણું ઘણું શીખવાનું રહે છે, પણ એકબાજુ શીખવા માટેની સરલતા કરવામાં આવતી નથી, તેમજ બીજી બાજુ જૈન વિદ્વાનોની અનભિરૂચિ-ઉદાસીનતા પણ છે. બંનેનો સહયોગ થાય તો ઘણો પ્રકાશ પડે એ નિર્વિવાદ છે.

આ વિદ્વાનને અમદાવાદમાં રા. કે. પ્રે. મોદી

તથા શ્રી જિનવિજયજી સાથે મળવાની ને વાતચીત કરવાની સુભાગી તક મળી હતી. તેઓ હાલમાં જૈનાગમો–ખાસકરી અંગચૂલિયા, વગ્ગચૂલિયા, અંગવિજ્જા અને વિવાહચૂલિયાની હસ્તલિખિત પ્રતો જેટલી બને તેટલી જોઇ તેની સંશોધિત આવૃત્તિ તૈયાર કરવામાં રોકાયા છે. તેમને જર્મનીમાં પ્રોફેસર તરીકે ચારસો રૂપિયા જેવી નજીવી રકમ મળે છે છતાં જ્ઞાનની પિપાસા એટલી બધી તીવ્ર છે કે કિંચિત્ બચેલા દ્રવ્યમાંથી ભારતભૂમિનાં દર્શન કરવા ને ત્યાંથી સામાજિક, ધાર્મિક અને તત્વજ્ઞાન સંબંધી હકીકત પ્રત્યક્ષ સાક્ષાત્કાર કરી મેળવવા લાંબી મુસાફરી કરવાનું સાહસ તેમણે કર્યું છે. આપણા જૈન શ્રીમંતો આવા અલ્પ કમાણીવાળા પ્રખર વિદ્વાનોને નોતરવા ને તેમને જ્ઞાનનાં સાધનો પૂરાં પાડવાનું કરી શકે તો અતિ ઉપકાર પોતાનાં શાસ્ત્રોનો ઉદ્ધાર કરવામાં નિમિત્તભૂત બનીને કરી શકે; પણ તેવી મતિ ક્યાં છે? એવી એક પણ સંસ્થા વિશ્વભારતી જેવી પણ નથી કે જે આવું ઉત્તમ કાર્ય હાથમાં લઇ શકે; છતાંય જે જે કંઇ પુસ્તકપ્રકાશની સંસ્થાઓ છે તે સર્વ મળીને આવું કાર્ય ઉપાડે તો જરૂર બની શકે તેમ છે. તે તે સંસ્થાઓ તેમ કરવાનું વિચાર પર લેશે?

૬ **સુરત અશક્તાશ્રમ**—સુરતમાં ચાલતી લેડી વિલિંગ્ટન અશક્તાશ્રમ નામની સંસ્થાની મુલાકાત તંત્રીને સુરતની જ્ઞાનયાત્રા કરતાં તા. ૧૪–૧૦–૨૭ તે દિને લેવાનો પ્રસંગ મળ્યો હતો તે વખતે જે ઉદ્‌ગારો તંત્રીના નીકળ્યા હતા તે નીચે આપીએ છીએઃ—

આ સંસ્થા જોવાની તક આપવા માટે પ્રથમ તેના પ્રમુખ સાહેબ શેઠ દલીચંદ વીરચંદનો ઉપકાર માનું છું. આ આશ્રમમાં ખાસ આકર્ષક વાત તો મને તેના સૂક્ષ્મતાથી ઉંડા ઉતરીને વ્યવસ્થિત કાર્યપદ્ધતિ તેમજ તેની અતિ સ્વચ્છતા જણાય છે. ગૂજરાતીઓના હાથે આવી પદ્ધતિપૂર્વક સુંદર રિતે સંસ્થા ચાલે એ માટે ખરેખર હૃદયમાંથી ખરી પ્રશંસાનાં ઉદ્‌ગાર નીકળે છે.

આ સંસ્થાના પ્રમુખ આના અભ્યુદય તેમજ વ્યવસ્થા માટે જે ચીવટભરી કાળજી–ખંત અને ઉદ્યોગ લે છે તે અન્ય શ્રીમન્તોને ખાસ અનુકરણીય છે. સર્વ શહેરોમાં શ્રીમન્તો આવા કાર્યવાહકો–સંસ્થાસંચાલકો ઉપસ્થિત થાય તો પ્રજાનું ભવિષ્ય ઘણું સુધરી જાય એ મારૂં માનવું છે.

આ આશ્રમ સર્વ રીતે ઉત્તેજન અને સહાય્યને પાત્ર છે, તો સર્વ સાધનસંપન્ન ભાઇઓ તથા બ્હેનો યથાશક્તિ સહાય્ય આપશે. વળી આ સંસ્થા જે રીતે હાલ ચાલે છે તે રીતે સર્વદા ચાલે–નભે અને તેનો નિઃશેષ અભ્યુદય થાય એમ ઇચ્છું છું અને પ્રભુ પ્રત્યે પ્રાર્થું છું.

---

# અમારો લંડનનો પત્ર.

લંડન ૧–૧૨–૨૭.

"જૈનયુગ"ના માનદ તંત્રી તરફથી મ્હને સુચના થઇ છે કે, મ્હારે "જૈનયુગ"ના વાંચકોને રસ ઉપજે તેવો પત્ર દરમહીને લખવો. શ્રીયુત મોહનભાઇએ મ્હારા વાસ્તે ઘણું કર્યું છે. હું ત્હેમના અહેસાન નીચે છું. અને તેથી તેમની ઇચ્છાનું પાલન કરવું તે મ્હારો ધર્મ છે. તે ઉપરાંત "જૈનયુગ"ને માટે દરેક જૈન બની શકે તેટલું કરવા બંધાયેલ છે.

૧ **જૈન વેપારીઓને આમંત્રણ**—શ્રી જત ઘનશ્યામલાલ બીરલા, (બીરલા બધર્સ લી. કલકત્તાવાળા)ના નામની કોણ અજાણ્યું છે? તેઓ તેની સ્વદેશસેવા, ધર્મસેવા, અને છૂટે હાથે દાન દેવા માટે મશહૂર છે તેઓશ્રી વિલાયત બે ત્રણ વખત આવી ગયેલા છે; આ વખતે આવતાં તેઓને જણાયું કે, અત્રે જુના વિચારના હિન્દુઓ વાસ્તે નથી રહેવાની જગ્યા કે નથી તેઓને પૂજન કરવાની જગ્યા. આથી કરીને તેઓએ એક હિન્દુમંદીર અને તે સાથે

હોસ્ટલ કરવાનો વિચાર કર્યો; કે જેથી, ઓરથોડોક્ષ હિન્દુ વેપારીઓ આ દેશમાં આવી પોતાની આંખો એ જુવે કે વેપાર કેમ થાય છે, કમીશન એજન્ટો આપણા હિન્દુસ્થાનમાંથી પૈસો કેમ લઇ જાય છે; પોતાની ઓફીસો પરદેશમાં હોય તો શું ફાયદા થાય છે, અને છેવટમાં જ્યાં લગી વેપારમાં સ્વરાજ્ય નથી મેળવ્યું ત્યાં લગી પોલીટીકલ સ્વરાજ્ય મલશે નહી, તેનો ખ્યાલ વેપારીઓને કરાવવા આ પગલું ભરેલ છે. લંડનના એક ભાગમાં જેને વેસ્ટ હેમસ્ટેડ કહેવામાં આવે છે ત્યાં તેઓશ્રીએ એક ઘર પાઉન્ડ ૪૬૦૦) લગભગ રૂ. ૬૦,૦૦૦ ને ખર્ચે લીધેલ છે. અને તેને 'ફરનિશ' કરતાં લગભગ બીજા બે હજાર થશે. આવી રીતે એકથાએ તૈયાર થના મકાનને તે હિન્દુમાતાને ભેટ તરીકે આપવાના છે, કે જેથી ત્હેનાં બાળકો અત્રે આવી સ્વતંત્રતાનો બણુગો ફુકતાં શીખે.

આ ઘરમાં ૧૨ રૂમો છે. દશથી બાર વેપારીઓને રહેવાની સગવડ થશે તેમ લાગે છે. ભોજન, આહાર વિગેરે હિન્દુસ્થાન માફકજ થશે. આનો કારોબાર મેનેજીન્ગ કમિટીના હાથમા રહેશે. જેના પ્રથમના સભ્યો નીચે મુજબ છે.

૧ એચ. એસ. પોલક (મહાત્મા ગાંધીજીના ખાસ સ્નેહી.)

૨. મી. કે. એમ. બાનથીયા (પ્રસ્ટ ઇન્ડીઅન પ્રોડયુસ કંપની. બીરલા બ્રધર્સ.)

૩. આર. જે. ઉદાણી (બકુભાઇ એન્ડ અમ્બાલાલ લીમીટેડ).

૪. કે. બી. માવલનકર (સેક્રેટરી ઇન્ડીઅન સોસીયલ કલ્બ).

૫. મીસીસ એન. સી. સેન.

૬. ડો. પ્રાંજપે અને મી. મલીક (ઇન્ડીઆ કાઉન્સીલના સભાસદો)

૮. કે. બી. કોટવાલ (ઝવેરી) ૯. ડો. કે. એમ. પારધી (પ્રખ્યાત હિન્દી સરજન).

કમિટી એવી છે કે તે અત્રે આવતા વેપારીઓને દરેક રીતે ઉપયોગી થઈ પડે તેમ છે. જૈન વેપારીઓને આથી આમંત્રણ કરવામા આવે છે કે, "તમો આવો. તમોને દરેક રીતે સગવડ કરી આપીશું. વેપાર હાથ ધરો. અને વેપારી સ્વરાજ્ય મેળવો, તમારા ધર્મની નજરે, વેપારની નજરે, સામાજિક વહેવારીક નજરે, તમારી બધી સગવડ સાચવવા આ પત્રનો લેખક જે જૈન છે તે બંધાય છે."

છેવટમાં એક વાત જણાવી દઉં. આ ઘર પૈસા પેદા કરવા કે નફો કરવા નથી ઉભુ થયું. જો તે તેનું ખર્ચ ઉપાડે અને મી. બીરલા ઉપર વધારે બોજો ન પડે તેટલુંજ થાય, તો કાર્યવાહકો પોતાને ભાગ્યશાળી સમજશે.

૨. **ઇન્ડીઅન રીલીફ ફંડ**—વરસાદથી થયેલ હોનારતના ખબર અત્રે મળતાં ગુજરાતી યુવાનોમાં ભારે ગમગીની ફેલાયેલ હતી. મદદ માટે શું કરવું, ત્હેના વિચારો થયેલ હતા. છેવટે ઑગસ્ટ માસની આખરે મી. એચ. એસ. પોલકની ઓફીસમા સર મનચેરજી ભાવનગરીના પ્રમુખપણા નીચે સભા બોલાવાઇ હતી! તેમાં લેડી અર્તુલ ચેતરજીને પ્રમુખ, મનચેરજી ભાવનગરી અને પોલકને ઉપ પ્રમુખ, તાતા લી. ને ઓન ખજાનચી. અને મેસર્સ આર. જે. ઉદાણી, એસ. બી. પટેલ, અને પી. ટી. સ્વાંનધનને માનદ મંત્રીઓ તરીકે ચુંટવામા આવેલ હતા. ફંડના બ્હાર પડેલા રીપોર્ટ ઉપરથી જણાય છે કે લગભગ ૨૫૦૦ સરક્યુલર જુદે જુદે ઠેકાણે મોકલવામાં આવેલ હતા. કુલ ફંડ પાઉન્ડ ૧૪૩૦-૬-૦ હજી લગી થયું છે. આ ફંડ ભેળુ કરવામા મેસર્સ બકુભાઇ એન્ડ અમ્બાલાલ લી. (શેઠ અમ્બાલાલ સારાભાઇની પેઢી), તાતા લી., અને પોલકે સારી જહેમત ઉઠાવેલ છે. ટપાલ તાર, વિગેરેનુ ખર્ચ. તે બન્ને કંપનીઓએ આપેલ છે. છપામણી ખર્ચ. શ્રીમતી લીલાવતી ઉદાણીએ અને મી. કે. પી. મહેતાએ (સર ફીરોજશાહના પુત્ર) આપેલ છે. ફંડના ૫૦ ટકા ગુજરાતને, ૨૫ બરોડાને અને ૨૫ ઓરીસાને વહેંચવામાં આવેલ છે.

યુરોપના જુદા જુદા પ્રદેશોની મુસાફરી કરીને હાલ હુ પાછો આવેલ છું. અને તેથી તેનું ટુંક વર્ણન અત્રે આપુ તો તે અપ્રસ્તુત તો નહીજ લેખાય.

૩ **એન્ટવર્પ**—પ્રથમ આપણે આ શહેર લઇએ.

તે ગામ બેલજીઅમનું બંદર છે. સુંદર છે. માણસો ભલા અને સારા છે. તેઓ ઇંગ્રેજી બોલતા હોવાથી, હિન્દીઓને કોઇ જાતનો વાંધો આવતો નથી.

આપણા જૈન બન્ધુઓએ અત્રે સારી રીતે જમાવ કરીને આબરૂ મેળવી છે. વર્ધમાન કું૦ ની અત્રે શાખા છે. રૂનો વેપાર તેમનાજ હાથમાં છે બહુ મોટું બીઝનેશ કરે છે અને આબરૂની જમાવટ સારી છે. આ ઓફીસમાં મ્હને એકજ ખામી લાગી અને તે એ કે તેમાં કોઇ હિન્દી નોકર નથી. શ્રી વર્ધમાન દર વરસે આવે છે. બાકી મેનેજમેન્ટ બેલજીઅન કરે છે. મી. વર્ધમાન ધારે તો કોઇ સારા કેળવાયેલા જૈન યુવકને અત્રે રાખી ટ્રેઇનિંગ આપી શકે. આશા છે કે મ્હારી આ નમ્ર અરજ તે કું૦ વાળા સ્વીકારશે.

એન્ટવર્પ આવ્યા પછી મી. નગીનદાસ જવેરી પાલણપુરવાળાથી કોણ અજાણ્યું રહે છે? આ ભાઇની આબરૂ ધંધો એવો તો સરસ છે કે આપણે તેથી મગરૂર થવા જેવું છે. અત્રે તેઓશ્રીએ વેપાર કેવી રીતે જમાવ્યો છે, તે જાણવા જેવું છે. આપણામાં કહેવત એ છે કે "કાળા માથાનું માનવી શું ન કરે!" તે મુજબ તેના ચાર ભાઇઓમાંથી એક ભાઇ, જેઓ ગુજરાતી શીવાય બીજી એકે ભાષા બોલતા નહોતા, તેઓએ આવી બે વર્ષ રહી જે જમાવટ કરી, તે આપણને અજાયબીમાં નાંખે તેમ છે. વિલાયતમાં આવા સ્થાપિત થયેલા ધંધાને Romance of Business કહે છે. એન્ટવર્પમાં કોઇને પુછો, કે ભાઇ! અત્રે કોઇ હીન્દી છે? તો તે તરતજ તમોને મી. જવેરીનું ઘર બતાવશે. પોલીસને કે મજુરને સ્ટેશને ઉતરી પુછો તો તે તમોને જવેરીને ત્યાં મુકી જશે.

વેપારની બાબત એક કોરે મુકો, અને વિવેક અને વ્હેવારની દૃષ્ટિએ તેઓને જુવો. તો માલુમ પડશે કે મી. નગીનદાસ કે તારાબ્હેને હજી લગી, કોઇપણ હિન્દીને તેઓને ત્યાં જમ્યા વગર જવા દીધા નથી. પછી તમે ભલે હોટેલમાં એક રોજ રહો, કે છ મહીના રહો, પરંતુ જ્યારે જાઓ ત્યારે તમોને હસતે મુખે તારાબ્હેન અને તેઓના પુત્રી પુષ્પા જે પાંચ વર્ષની જ છે તે આવકાર દેવા અને જમાડવા હાજર જ છે.

આ સિવાય ત્રિવેદીબ્રધર્સ વાળા પણ સારૂં કામકાજ કરે છે. વિવેક કે મેમાનગતીમાં દલપતભાઇ કે તેમના વહુ કોઇથી પાછા પડે તેમ નથી.

આવા રમણીય શહેરમાં આપણા બન્ધુઓએ અને તેમાં પણ જૈનોએ જે આબરૂ મેળવી છે, અને જમાવટ કરી છે તે ખરેખર મગરૂર હોવા જેવું છે. આવું જ્યારે થાય છે ત્યારે ઇર્ષ્યા કોકને થાય તે સ્વાભાવિકજ છે. હમણાં, બે ત્રણ યુવાનો હિન્દથી આવેલ છે અને તે સંપથી રહેતા હિન્દીઓમાં કુસંપ કેમ થાય તેવાં પગલાં ભરે છે. આ ખરેખર શોચનીય છે; અને આશા રાખવામાં આવે છે કે તેઓ સમજી અને એક સંપીથી રહેશે.

૪ એક 'મહાશય'નું સાહસ—હિન્દથી હમણાં એક 'મહાશય' અત્રે આવેલા છે તેની પાસે પૈસો હોય તેમ લાગે છે. તેઓની બારીસ્ટર થવાની ઇચ્છા છે મ્હારા એક સ્નેહીને મળતાં તેઓએ તેમને કોઇ સારા ફેમીલીમાં રહેવા માટે ઇચ્છા દર્શાવી. તે મુજબ તેઓને "ઇન્ટ્રોડક્ષન" પત્ર અપાયો અને ભાઇ ત્યાં ગયા પછી માલુમ પડયું કે હમણા "બાર" ની ટર્મ નહી ભરતાં એક મહીનો "મોજમજા" કરવાની ઇચ્છાથી જ્યાં રહેતા હતા, તે ઘરના માલીકને પોતાને માટે "છોકરી" (સ્ટ્રીટગર્લ) ઘર લઇ આવવાની પરવાનગી માંગી જવાબમાં તેઓને ત્યાંથી નિકળવું પડ્યું. આ ભાઇને પુછતા જવાબ મળ્યો કે "મજા તો કર લીએ એસી દુરી કીધર મીલતીથી" તથા "પૈસા દે જૈસા મંગે એસા હકીમ" ઇપરો આપતાં જરા શરમાણા અને હવે ક્યાં રહેવા ગયા છે તે ખબર નથી. તેઓની ઉમર પુખ્ત છે—પરણેલ છે—છોકરા વાળા છે. આવી જાતના વિચારો અત્રે આવતા હિન્દુ વિદ્યાર્થીઓમાં ૧૦૦ થી ૯૦ ને આવતા હશે, એમ મારૂં માનવું છે. તેવા વિચાર આવવાનું કારણ છે. તે અટકાવવા શું પગલાં લેવાં જોઇએ, વિશેષે આવતે હવે પછીના પત્રમાં ચર્ચીશું.

R. J. U.

# 'પ્રબોધ ચિન્તામણિ' સંબંધી સાક્ષર શ્રી કેશવલાલભાઈ.

જયશેખર સૂરિકૃત ગૂજરાતી 'ત્રિભુવનદીપક પ્રબંધ' એ નામથી કૃતિ સાક્ષર પંડિત શ્રી લાલચંદ ભગવાનદાસ ગાંધીએ પ્રકટ કરેલ તેની સમાલોચના અમે લીધી છે. જુઓ જૈનયુગ પુ. ૨ પૃ. ૧૮૯ તેમાં અમે જણાવેલું હતું કે

''આ કાવ્ય ઉચ્ચ પ્રતિનું છે. તે ૪૩ કડીનું લાંબું છે અને તેમાં જૂની ગૂજરાતીનું શુદ્ધ સ્વરૂપ મળી આવે છે. તે સ્વરૂપને છણી તેને વિસ્તૃત ટીકા રૂપે બહાર લાવવાનું કાર્ય શ્રી કેશવલાલ ધ્રુવ જેવા ભાષા શાસ્ત્રી કરે તો ઘણો પ્રકાશ પડી શકે તેમ છે, અમને જણાવવાને આનંદ થાય છે કે આ કાવ્યને પુનઃ બીજી પ્રતિઓ મેળવી સંશોધિત કરી તે પર વિધવિધ ટિપ્પણો રૂપકનો ઇતિહાસ, કવિના સંસ્કૃત પ્રબોધ ચિંતામણી અને આ ગૂજરાતી પ્રબંધની સરખામણી, કવિ અને કાવ્યનો પરિચય, કાવ્યમા વપરાયેલ છંદ અને ઢાળ પર વક્તવ્ય, 'પાઠાંતરોની મીમાંસા, જૂની ગૂજરાતીનું સ્વરૂપ અને તેની વિશેષતાઓ તેઓ શ્રી લખી પ્રકટ કરવાના છે અને તેમ થયે તે એમ. એ. ના અભ્યાસક્રમમાં દાખલ થશે, તો તેનાથી ભાષાપર જબરો પ્રકાશ પડશે અને તેનો અભ્યાસ થઈ ભાષાનો ઉત્કર્ષ પણ થશે. લાલચંદભાઇના પ્રકાશન પછી પાંચ છ વર્ષે સાક્ષર શિરોમણી ધ્રુવ સાહેબના હસ્તથી આ ગ્રંથ આદર પામે એ ઓછું ખુશ થવા જેવું નથી. તેઓ પોતાનું કાર્ય સુન્દર રીતે પ્રમાણભૂત કરી શકે તે માટે ત્રિભુવન દીપક પ્રબંધની હસ્ત પ્રતો જ્યાં જ્યાં હોય ત્યાં ત્યાંથી મેળવી સાહિત્યરસિક મુનિઓ અને શ્રાવકોએ તેમને પૂરી પાડવાની જરૂર છે. આની એક પ્રત શ્રી વિજયધર્મસૂરિના આગ્રામાં રાખેલ ભંડારમાં છે તો તે તેમને જલ્દી મોકલે એમ તે ભંડારના કાર્યવાહકોને વિનવીએ છીએ.'

હવે આમાં જણાવ્યા પ્રમાણે અમોને જાહેર કરતાં અતિ હર્ષ થાય છે કે તેનું ખરૂં નામ 'પ્રબોધ ચિન્તામણિ' કે જે નામ આ સૂરિના સંસ્કૃત રૂપક ગ્રંથને પોતે આપેલ છે, એ હોવું ઘટે એમ જણાવી તેનું પુનઃ સંશોધન કરી તેમાથી થોડુંક બાદ કરી આપ્યું આ ગૂજરાતી કાવ્ય સાક્ષર શિરોમણિ દી. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે 'પંદરમા શતકનાં પ્રાચીન ગુર્જર કાવ્ય' એ નામના પોતાના સંપાદિત પુસ્તકમાં ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી દ્વારા કવીશ્વર દલપતરામ સ્મારક ગ્રન્થમાળા નં. ૪ તરીકે પ્રસિદ્ધ કરાવેલ છે તેમાં છેલ્લા પાંચમા કાવ્ય તરીકે મૂક્યું છે. તેમાં એક મનનીય વિદ્વત્તાભરી પ્રસ્તાવના પોતે લખી છે, તેમાં આ જૈન કૃતિ સંબંધી તેમણે જે જણાવ્યું તે અક્ષરશઃ અત્ર આપીએ છીએ. તેમણે આ કૃતિનું સંશોધન સુભાગ્યે મળેલી અનેક હસ્તલિખિત પ્રતો પરથી ઘણા પરિશ્રમપૂર્વક કર્યું છે અને તેની ગવેષણા કરી પોતાનું તે સંબંધીનું પ્રામાણિક કથન પ્રસ્તાવનામાં રજુ કર્યું છે. આ ગ્રંથમાં જૂની ગૂજરાતીનું સ્વરૂપ અને તેની વિશેષતાઓ કઠિન શબ્દાર્થકોશ આપ્યાં હત તો વિશેષ યોગ્ય થાત. અમે ઇચ્છીએ છીએ કે આ ગ્રંથ મુંબઇ યુનિવર્સિટીના અભ્યાસક્રમમાં નિર્ણીત થાય. તંત્રી. ]

### પ્રબોધચિંતામણિની હાથપ્રતો.

૨૧ પાંચમૂં કાવ્ય પહેલૂં પ્રકાશમાં મૂકવાનું માન મેરકૃત પ્રાકૃત અને અપભ્રંશમાં નિપુણતા ધરાવના Baroda Central Library ના પંડિત લાલચંદ ભગવાનદાસને છે. પ્રસ્તુત કાવ્ય એમણે 'ત્રિભુવનદીપક પ્રબંધ' એ નામથી ગવેષણાપૂર્ણ પ્રસ્તાવના સાથે પાચેક વર્ષ ઉપર છપાવ્યૂં હતું. એની વાચના વડોદરામાં કોઠીપોળના ઉપાશ્રયના પુસ્તકભંડારમાંની હાથપ્રતને મોટે ભાગે અનુસરે છે. એમાં પત્ર ૨૯, પૃષ્ઠમાં પંક્તિ ૧૧ અને પંક્તિમાં અક્ષર

૨૨ થી ૪૦ છે. એ પ્રત પડિમાત્રાવાળી નાગરી લિપિમાં ઉતારેલી છે. ઉતારાનો સમય એમાં નોંધ્યો નથી. પણ પંડિત લાલચંદ્ર તે પ્રત સંવતના સોળમા સૈકામાં લખાયલી ધારે છે[૨૪]. પાઠના ઉદ્ધારમાં મેં તેની મુદ્રિત વાચનાનો ઉપયોગ કર્યો છે. પ્રકાશિત 'ત્રિભુવનદીપક પ્રબંધ'માં સંશોધકે વડોદરાના આત્મારામ જૈન જ્ઞાનમંદિરમાંની હાથપ્રતનાં પાઠાંતર પરિશિષ્ટમાં આપ્યાં છે. શંકાસ્થાન વિશે ઉહાપોહ માટે મેં પ્રસ્તુત હાથપ્રત ઉદાર આશયવાળા મુનિમહારાજ પ્રવર્તક શ્રી કાંતિવિજયજી દ્વારા નિર્દિષ્ટ જ્ઞાનમંદિરના સેક્રેટરી તરફથી મેળવી હતી. તેમાં પત્ર ૪૬, પૃષ્ઠમાં પંક્તિ ૧૫ અને પંક્તિમાં અક્ષર ૬૦ થી ૬૮ હતા. એ પ્રત પડિમાત્રા વગરની દેવનાગરી લિપિમાં ઉતારેલી હતી. પ્રત્યેક પૃષ્ઠમાં વચ્ચોવચ વીસ અક્ષરપૂર જગા રોકતો સ્વસ્તિક હતો. તેમાંનું પહેલું આરંભમાં અને છેલ્લું અંતમાં અધુરૂં હતું. તેથી સમજાય છે કે સદર પોથી કોઇ મોટી પોથીનો ભાગ હશે. એમાં 'ત્રિભુવનદીપક પ્રબંધ' નિરંક પત્ર ૨ થી નિરંક પત્ર ૧૩ સુધીમાં સમાયેલો છે. પ્રતમાં કોઇ પણ સ્થળે લેખનકાળનો ઉલ્લેખ છે નહિ. પડિમાત્રાના અભાવના કારણથી આ નરસિંહજીની પોળની હાથપ્રત કોડીપોળની હાથપ્રતથી કંઇક અર્વાચીન હોવી સંભવે છે. એની ઉપર નંબર ૭૬૧ ચડાવેલો છે. અધિક પ્રકાશના લોભથી મુંબઇની મોહનલાલજી સેંટ્રલ લાઇબ્રેરીના સંગ્રહની હાથપ્રત પણ મેં મગાવી હતી. તે મને સુપ્રસિદ્ધ 'જૈન ગૂર્જર કવિઓ'ના કર્તા રા. રા. મોહનલાલ દલીચંદ દેશાઇએ મેળવી આપી હતી. એ ત્રેવીસ પત્રની પોથી છે. તે પૈકી પત્ર ૧૬ તથા ૨૨ ખૂટે છે. પ્રત્યેક પૃષ્ઠમાં પંક્તિ તેર ચૌદ અને પંક્તિમાં અક્ષર અડત્રીસને આશરે છે. લિપિ પડિમાત્રાવાળી દેવનાગરી છે. આ પ્રતમાં જૂના શુદ્ધ પાઠ જળવાઇ રહેલા મને પ્રાપ્ત થયા. એની પુષ્પિકા નીચે પ્રમાણે છે. 'इति श्री त्रिभुवनदीपक प्रबंध समाप्त मिति । संवत् १६२२ वर्षे आषाढ मासे बदु(स) पक्षे एकादशी ११ शुक्रवासरे ॥ शुभ नक्षत्रे लग्ने । पुस्तकं च भट्टारक श्रीपुन्यप्रभसूरीश्वराणां शिष्य भट्टारक श्री जयसिंह सूरिणा लेखयांचक्रे । आचंद्रार्कं चिरं नंदात । इत्यादि.

### રચનાકાળ.

૨૨ પ્રસ્તુત કાવ્યની રચનાનો સમય પણ 'વસંતવિલાસ'ની પેઠે અનિશ્ચિત છે. પરંતુ જેમ ઉત્તરનો ઉત્તર અવધિ સ્થપાય છે, તેમ પૂર્વનો પૂર્વ અવધિ આંકી શકાય છે. જયશેખરસૂરિએ સં. ૧૪૬૨ માં સંસ્કૃત ભાષામાં પ્રબોધચિંતામણિ[૨૫] નામે કાવ્ય રચ્યું, ત્યારપછી તેમણે મૂળની રૂપરેખામાં જૂજ ફેરફાર કરી ઓર, રંગપૂરી સંસ્કૃતના અણજાણ શ્રોતાને રૂચતી પ્રાકૃત વાણીમાં સ્વતંત્ર કાવ્ય રચી કાઢ્યું; તે જ આ ગૂજરાતી પ્રબોધચિંતામણિ છે. એને હું ઇસવી પંદરમા શતકના પહેલા ચરણમાં મૂકું છું.

### કર્તા જયશેખરસૂરિ.

૨૩ જયશેખરસૂરિ શ્વેતાંબર જૈન સંપ્રદાયના અંચલ ગચ્છના મહેન્દ્રપ્રભસૂરિના વચટ શિષ્ય થાય. સૌથી ન્હાના શિષ્ય મેરૂતુંગસૂરિએ સંવત ૧૪૧૮માં દીક્ષા લીધી હતી. અર્થાત્ જયશેખરસૂરિનો દીક્ષાસમય તે પહેલાં. એમણે સંસ્કૃત પ્રાકૃત અને ગૂજરાતીમાં કાવ્ય રચ્યાં છે. એકજ વર્ષમાં ઉપદેશચિન્તામણિ ધમ્મિલચરિત મહાકાવ્ય અને પ્રબોધચિન્તામણિની સંસ્કૃતમાં રચના સૂરીશ્વરની અસાધારણ શક્તિની પ્રતીતિ કરાવે છે. એમણે જૈનકુમાર સંભવ નામે મહાકાવ્ય પણ રચ્યું છે. આ ઉપરાંત એઓએ ચતુંજયદ્વાત્રિંશિકા, ગિરનાર દ્વાત્રિંશિકા, મહાવીરદ્વાત્રિંશિકા અને ક્રિયાગુપ્તસ્તોત્ર તથા આત્માવબોધકુલક પણ રચ્યાં છે. આ લઘુ કૃતિઓમાંની છેલ્લી પ્રાકૃતમાં છે; અને છેલ્લી દ્વાત્રિંશિકા ભાષાસમકરૂપે છે; બીજી ન્હાની મોટી કૃતિઓ સંસ્કૃતમાં છે. જયશેખરસૂરિની

૨૪ જુઓ પંડિત લાલચંદ્ર ભગવાનદાસ સંપાદિત ત્રિભુવનદીપક પ્રબંધની પ્રસ્તાવના, પૃષ્ઠ ૧૩.

૨૫ ભાવનગરની શ્રીજૈનધર્મપ્રસારક સભાએ સંસ્કૃત પ્રબોધચિન્તામણિ કાવ્ય છપાવ્યું છે. અત્યારે તે દુષ્પ્રાપ્ય છે. એનું ગૂજરાતી ભાષાંતર પણ એ જ સભાએ છપાવી પ્રગટ કર્યું છે. પ્રસ્તુત સંસ્કૃત કાવ્ય ઉપરથી ધર્મમંદિરે સં. ૧૭૪૩ માં મોહવિવેકનો રાસ રચ્યો છે. એ રાસ શ્રીયુત મનસુખલાલ રવજીભાઈ મહેતાના જૈન કાવ્યોદધિ ભાગ ૧, પૃષ્ઠ ૨૨૯-૩૬૪ માં છપાયો છે.

માતૃભાષામાં કૃતિ તો સંગ્રહેલો પ્રબોધચિંતામણિજ છે.[૨૬] એના બંધની સરળતા, વાણીનો પ્રસાદ અને કવિતાની ધમક જોતાં સૂરીશ્વરે બીજાં ગૂજરાતી કાવ્યો રચ્યાં હોવાં જોઈએ.

**પ્રબોધચિંતામણિ અને પ્રબોધચન્દ્રોદય.**

૨૪ પ્રબોધચિંતામણિ ગૂજરાતીમાં જૂનામાં જૂનું રૂપક છે. જયશેખરસૂરિનો આદર્શ કવિ કૃષ્ણમિશ્રનું પ્રબોધચંન્દ્રોદય નાટક હોય એમ તેની સંકલના અને તેના નામ ઉપરથી જણાય છે. પ્રબોધચન્દ્રોદયમાંના બીજભૂત વૈષ્ણવ રૂપકનાં શૈવ અને જૈન, નૈયાયિક અને રામસેવ, એમ અનેક વધતાં ઓછાં સંવાદી પ્રતિબિંબો સંસ્કૃતમાં ઘડાયાં છે.[૨૭] તે બધાં જ્યારે નાટક રુપે છે, ત્યારે પ્રબોધચિંતામણિ કાવ્યના રૂપમાં દર્શન દે છે. બિંબભૂત પ્રબોધચન્દ્રોદયમાં, બ્રાહ્મણ મહામાત્ય ગોપાલે ઇ. સ. ૧૦૬૫માં ચેદિ દેશના કલચુરિ રાજા કર્ણને હરાવીને જેજાકભુક્તિના ચંદ્રવંશી (ચંદેલ) રાજા કીર્તિવર્માનો ઉદય સાધ્યો, તે વૃત્તાંત સાથે સંવાદ ધરાવતું સંવિધાન યોજ્યું છે, એમાં મોહ રાજાનો પરાજય કરીને વિવેક પણ પ્રબોધચંદ્રનો ઉદય સાધે છે[૨૮] પ્રસ્તુત સંવાદી નાટક ઉક્ત વિજયના મહોત્સવમાં રાજા અને મહામાત્ય સમક્ષ ભજવવામાં આવ્યું હતું. એ રૂપક કૃષ્ણમિશ્રે પોતાના શિષ્ય ગોપાલની પ્રસન્નતા અર્થે રચ્યૂં હતૂં. પ્રબોધચંદ્રોદય સારી ખ્યાતિ પણ પામ્યું અને એના બહુ અનુકરણો પણ થયાં, તે બધુંએ ખરૂં. તથાપિ કહેવાની જરૂર છે કે રૂપકાત્મક વસ્તુ રંગભૂમિ ઉપર ઓછું ભજવવા યોગ્ય છે. અધ્યારોપને અંગે રહેલી અવાસ્તવતા પ્રયોગની સફળતામાં આડી આવે છે. અમૂર્ત ભાવો અભિનયમાં મૂર્ત પાત્રોનું કાર્ય કરવા અસમર્થ નીવડે છે. રૂપકની ઘટના દૃશ્યના કરતાં શ્રવ્ય કાવ્યને અને કથાને વિશેષ અનુકૂળ છે. તે જોતાં પ્રયોગબંધનો માર્ગ મૂકી જયશેખરસૂરિએ કાવ્યબંધનો માર્ગ લીધો એ બહુ યોગ્ય કર્યૂં છે. રૂપક મનનગ્રાહ્ય છે. તેના કાવ્યરૂપે નિરુપણથી ઔચિત્ય સચવાય છે અને નવીનતા એ આવે છે.

**રૂપકનું વસ્તુ.**

૨૫ જયશેખરસૂરિના પ્રસ્તુત કાવ્યમાં વિવિધ પેટારૂપકો સમાયાં છે.[૨૯] તે બધાનું નિરૂપણ કરવું આવા લઘુ સંગ્રહની પ્રસ્તાવનામાં અસ્થાને ગણાય. તે કારણથી પ્રબોધચિંતામણિના મુખ્ય અંશનો સંક્ષેપમા ઉદ્ધાર કરૂં છૂં.

૨૬ વિશ્વનું સામ્રાજ્ય ધરાવતો પરમહંસ નામે રાજા છે. કોઇ એને અર્હત[૩૦] કહે છે, કોઇ બ્રહ્મ (અલખ) કહે છે. તેને ચેતના નામે રાણી છે. રાજારાણીને પરસ્પર ગાઢ પ્રેમ છે. એક દિવસ વર્ણે શ્યામ પણ મોહ ઉપજાવતી, વિકારી દૃષ્ટિવાળી માયા નામે નવયૌવના સુંદરી પરમેશ્વરની નજરે ચઢી. તેની મધુર મૂર્તિ રાજાના અંતરમાં વસી. મલિન મનની માયામાં લુબ્ધ ન થવા રાણીએ રાજાને બહુ કહ્યું, પણ તેના કહેણની કંઇ ટેકી લાગી નહિ. ત્યારથી ચેતનાએ વિશેષ કહેવાનું જ નહિ, પણ નજરે પડવાનું એ બંધ કર્યૂં. માયાને તો એટલૂં જ જોઇતૂં હતૂં. તે હવે પરમહંસની માનીતી રાણી થઇ બેઠી. તેના ફંદમાં ફસી નવી કાયાનગરી વસાવી મન નામે અમાત્યને કારભાર સોંપી દેઇ પરમ ઐશ્વર્ય કોરે મૂકી રાજા નવી રાણી સાથે અખંડ ભોગવિલાસમાં મગ્ન થયો. વિષયની કેફમા ભાન ભૂલેલા રાજાને રાણી

૨૬. આ હકીકત પંડિત લાલચંદ્ર ભગવાનદાસ સંપાદિત ત્રિભુવન દીપક પ્રબંધની પ્રસ્તાવનામાંથી સંક્ષેપમાં ઉતારી છે.

૨૭ જેવાં કે વેંકટનાથનૂં સંકલ્પસૂર્યોદય, આનંદરાય મખીનૂં વિદ્યાપરિણયન અને જીવાનન્દન, ગોકુલનાથ ઉપાધ્યાયનૂં અમૃતોદય, પદ્મસુંદરનૂં જ્ઞાનચન્દ્રોદય, વાદિચંદ્રનૂં જ્ઞાનસૂર્યોદય, યશઃપાલના મોહપરાજયમાં પણ રૂપકનો પ્રયોગ છે.

૨૮ જુઓ પ્રબોધચન્દ્રોદય । પ્રસ્તાવના । ૯ । વિવેકેનેવ નિર્જિત્ય કર્ણં મોહમિવોર્જિતમ્। શ્રીકીર્તિવર્મનૃપતેર્બોધસ્યેવોદયઃ કૃતઃ॥ અહીં બોધપદથી પ્રબોધ કિંવા પ્રબોધચન્દ્ર અભિપ્રેત છે.

૨૯. જેવાં કે અવિદ્યાનગરી અને તેનૂં અધિકારિમંડળ પુણ્યરંગ પાટણ અને તેનૂં અધિકારિમંડળ, વિવેક અને મોહની યુદ્ધસામગ્રી

૩૦. ભ્રમ ન થાય તે સારૂં મેં પરમાત્મા માટે કથાસારમાં અર્હતનો અને પરમેષ્ઠીને માટે અરિહંતનો ઉપયોગ કર્યો છે. કવિ ઉભયને માટે અરિહંત બોલ વાપરે છે.

અને અમાત્યે પાપની બેડી જડી કેદમાં નાંખ્યો. માયાના પ્રીતિપાત્ર મન અમાત્યે હવે રાજમુગટ ધારણ કર્યો. એ ધારે તેને બાંધે, ધારે તેને છોડે: એકને લૂંટી લે, એકને ન્યાલ કરી દે.

૨૭ મન રાજા બે રાણીઓ પરણ્યો, પ્રવૃત્તિ અને નિવૃત્તિ. પહેલી રાણીએ મોહને અને બીજીએ વિવેકને જન્મ આપ્યો. પ્રવૃત્તિને નિવૃત્તિ આંખના પાટા જેવી લાગતી હતી. શોકયનું સમૂળું સાલ કાઢવાની મતલબથી તેણે સ્વામીના કાન ખૂબ ભંભેર્યા. એની કૂડી શીખવણીથી મન રાજાએ નિવૃત્તિ અને વિવેકને દેશવટો દીધો. તેમના ગયા પછી મોહ કુંવરને રાજ્યાધિકાર અપાવવો તે તો સ્હેજ વાત હતી. પ્રવૃત્તિના મ્હોનો પડતો બોલ ઝીલી મને મોહને રાજા બનાવ્યો. નવા રાજાએ અવિદ્યા નામે નગરી વસાવી તેને પોતાની રાજધાની કરી. મોહ રાજા દુર્મતિને પરણ્યો. તેનાથી તેને કામ રાગ અને દ્વેષ એ ત્રણ કુંવર તથા નિદ્રા અધૃતિ અને મારિ એ ત્રણ કુંવરી મળી ૭ સંતાન થયાં. દુર્મતિ રાણીએ ઘર ભરી નાંખ્યૂં.

૨૮ દેશવટો પામેલાં નિવૃત્તિ અને વિવેક વિપ્રપુરી આદિ અનેક સ્થળે ભમતાં ભમતાં પ્રવચનપુરી નામે નગરી પાસેના આત્મારામ વનમાં વસતા વિમલબોધને ત્યાં જઇ ચડયાં. એણે તેમને ઊતારો આપ્યો એટલૂં જ નહિ, પણ વિવેક કુંવરનાં ઉત્તમ લક્ષણ જોઇ તેને સુમતિ નામે કન્યા પણ પરણાવી. પછી રાજાનાં પાસાં સેવવાથી ભાગ્ય ઉઘડશે એવો વિમળબોધનો ઉપદેશ થતાં સુમતિને લેઇ નિવૃત્તિ પુત્ર સાથે પ્રવચનપુરીમાં જઇને રહી. વિવેક ત્યાંના રાજા અરિહંતરાયના દરબારમાં ગયો. તેના ઉપર પ્રભુની અમીદૃષ્ટિ ઠરી. અવસર સાધી વિવેકે મોહ રાજાના અત્યાચારની વાત કરી. તે ઉપરથી પ્રભુએ વિવેકને હુકમ કર્યો, કે મોહના અમલથી જે જે મનુષ્યો ત્રાસી ગયા હોય તેમને લઇને તારે આપણા રાજ્યમાં મુક્તિપુરી વસાવવી. એ હુકમ બહુ સારી રીતે અમલમાં મૂક્યાથી પ્રસન્ન થઇ અરિહંત પ્રભુએ વિવેકને પુણ્યરંગપાટણની જાગીર આપી.

૨૯ વિવેક પુણ્યરંગપાટણમાં સુખે રાજ્ય કરે છે, ત્યાં દંભ કદાગમ અને પાખંડ નામે મોહરાયના ત્રણ છૂપા જાસુસો તેનૂં પગેરૂં ગોતતા આવી પહોચ્યા. પરામાં રહી તેમણે ત્યાંનાં કેટલાંક મનુષ્યને ભોળવી પોતાના પક્ષમાં લીધાં. પછી તેઓ શહેરમાં પેસવા ગયા; પણ જ્ઞાન નામે કોટવાલે તેમને વિદેશી જાણી પેસવા દીધા નહિ. એટલે કરીને કદાગમ અને પાખંડ પાછા વળી ગયા. પાછળ રહેલો દંભ વેશ બદલી શહેરમાં દાખલ થયો. ત્યાં તેણે વિવેકરાયનો વૃદ્ધિ પામેલો પ્રતાપ પોતાની આંખે જોયો. વિશેષમાં, મોહરાયને જીતવા સમકિત નામે મંત્રી સાથે વિવેક મસલત કરતો હતો, તે પણ તેણે અદૃશ્ય રૂપે કાનોકાન સાંભળી. રાજ્યના જોશીનૂં એમ કહેવૂં થયૂં કે અરિહંત પ્રભુના સામંત સદુપદેશને સંયમશ્રી નામે કુંવરી છે તેની સાથે જો રાજાજીનો વિવાહ થાય, તો સર્વ શત્રુ નાશ પામવાનો જોગ છે. વિવેકે એક રાણી ઉપર બીજી રાણી કરવાની આનાકાની કરી. પણ સુમતિએ પોતે આગ્રહ કર્યાથી અરિહંત રાય તરફ વિવાહની વિધિએ દૂત મોકલવાનૂં ઠર્યું. આ બધી હકીકત જાણી લેઇ દંભે આવી મોહરાયને નિવેદન કરી. તે સાંભળી મોહ અત્યંત ભય પામ્યો, અને વિવેકને જીવતો જવા દીધો તે બાબત સંતાપ કરવા લાગ્યો. તેને પાટવી કુંવર કામે ધીરજ આપી કહ્યું કે 'પિતાજી' ફિકર ન કરો. આ વસંત આવે છે, એટલે હૂં દિગ્વિજયની સવારીએ નીકળૂં છૂં, અને વિવેકનો કામ જ કરૂં છૂં.'

૩૦ કામ કુંવરે બોલેલૂં પાળ્યૂં. અબળા કહેવાતી પણ અપરિમિત બળવાળી સ્ત્રીઓની સેના સજી તે વિજયયાત્રાએ નીકળ્યો. પ્રથમ તે બ્રહ્મલોકમાં ગયો. ત્યાં સાવિત્રીની સરદારી નીચે ભૂદેવીઓના મોટા કટકે બ્રહ્મદેવને અને બ્રહ્મર્ષિઓને જીતી લીધા. બ્રહ્મલોકનો ઉપડ્યો કામ કુમાર ભૂલોકમાં આવ્યો. ત્યાં તેણે કાલિંદીને કાંઠે કૃષ્ણાવતારી વિષ્ણુને જોયા. તેમને તેણે સોળ સહસ્ર ગોપીઓની ફોજથી ઘેરી લઇ વશ કર્યા. ત્યાંથી તે વાયુના વેગે ઉત્તરમાં કૈલાસે પહોંચ્યો; અને શંકરને હાકીને કહ્યું કે તમે મદનદહન બિરદ ધરાવો છો, તો આવી જાઓ સામા,

મને યુદ્ધ આપો; અથવા તો હાથ જોડી મારી મહારથિનીમાંની આ પાર્વતીને ધણિયાણીકરી તમારે માથે એનૂં ધણિયાપૂં સ્વીકારો. કામના પરિમળથી મૂઢ બનેલા યોગિરાજે પાર્વતીનૂં પાણિગ્રહણ કર્યૂં. એટલૂં જ નહિ, પણ અર્ધનારીશ્વરરૂપે અર્ધા અંગના અને શક્તિરૂપે સર્વે દેવનાં ધણી બનાવ્યાં. તેમનૂં અનુકરણ કરી વસિષ્ટ વિશ્વામિત્ર જેવા આરૂઢ તપસ્વીએ પણ કામસૂત્રના શાસનને માન આપી ગૃહસ્થાશ્રમ સ્વીકાર્યો અને તેને ચારે આશ્રમોમાં શિરોમણિ ઠરાવ્યો.

૩૧ એ રીતે દેશદેશાંતર જીતી વળી કામ કુમાર પુણ્યરંગપાટણ ભણી ધસ્યો. એ સમાચાર જાસુસ એકશ્વાસે વિવેકરાય હજુર લાવ્યો, તે જ ઘડીએ વગર વિલંબે પ્રવચનપુરીએ આવવાનો અરિહંત પ્રભુનો આદેશ લેઇને વિજ્ઞિકાર પણ આવ્યો. પ્રભુની આજ્ઞા માથે ચડાવી વિવેક પ્રવચનપુરી જવા નીકળ્યો. એણે કરેલા સંકેત પ્રમાણે એનો બાળમિત્ર વસ્તુવિચાર પુણ્યરંગપાટણની પ્રજાને પાછળથી પ્રવચનપુરી લઇ ગયો. તેમના જવાથી નગર લગભગ ખાલી થઇ ગયૂં. એટલામા શત્રુની સેના દડમજલ કરતી આવી પહોચી. શહેર ખાલી જોઇ કામકુમાર કાકાને બ્હીકનો માર્યો ભાગી ગયેલો માની ફુલાયો. શહેરમાં એદી આળસુ પડી રહ્યા હતા તેમને બંદીવાન કરી વિશ્વવિજયી યોદ્ધો નાસેકુની પૂંઠ લેવી નાદુરસ્ત ધારી ગડગડતી નોબતે અને ફરફરતા નિશાને અવિધાનભરી પાછો ફર્યો. નગરના લોકે એને મોતીએ વધાવ્યો, માતાએ એનાં ઓવારણાં લીધા અને પિતાએ એની પીઠ થાબડી.

૩૨ મોહરાયના મનમાં એક જ વાતની ખટક રહી ગઇ. વિવેક છટકી ગયો તે તેને ખૂંચ્યૂં. તે પળે પ્રતીહારે આવી કહ્યું, કે એક પ્રચંડ યોદ્ધો દર્શનાર્થી દેવઢીએ ઊભો છે. રાજાની આજ્ઞા થતાં તે નવતર વીરે આવી મોહને પ્રણામ કર્યા. રાજાએ પૂછ્યું કે 'તમારૂં નામ શું, ભાઇ?' તેણે જવાબ જવાબ દીધોઃ 'મહારાજ! મને કળિકાળ કહે છે. હૂં તમારા શત્રુઓનો કાળ છૂં. વિવેકને હૂં કૂટી નાંખીશ; મુક્તિપુરીનો રસ્તો ઊજાડીશ; અને પ્રવચનનગરીને પણ ખળભળાવીશ.' રાજાએ સત્કાર કરી તેને રાખી લીધો. કળિકાળે વેરીના રાજ્યમાં ભેળ પાડી કેટલાકનૂં સર્વસ્વ લૂંટી લીધૂં; કેટલાકને બંદીવાન કર્યા; અને કેટલાકને ભવાટવીમાં રખડતા કર્યા. તેણે કેટલા એ આશ્રમ ઉજ્જડ કર્યા; કેટલાં એ ગામ હતાં-ન-હતાં કર્યાં; કેટલાં એ શહેર બાળી મૂક્યાં. મોહરાયનાં કિંકરે વર્તાવેલા કેરનો પોકાર ઠેઠ અરિહંત પ્રભુને કાને પહોંચ્યો.

૩૩ તે અવસરે પ્રવચનપુરીમા સંયમશ્રીના સ્વયંવરની ધામધૂમ મચી રહી હતી. ત્યાં ભરી રાજસભામાં અરિહંતરાય સમક્ષ વિવેકે પાંચ અપૂર્વ પરાક્રમ કરી બતાવ્યાં. પછી તેણે અતિ દુષ્કર રાધાવેધ પણ સાધ્યો. તે જ ક્ષણે સંયમશ્રીએ તેને કંઠે વરમાળા આરોપી. હાથેવાળો મળ્યા બાદ કાકણદોર છોડવા ન રહેતાં અરિહંત પ્રભુના આદેશ અનુસાર વિવેક સંયમશ્રી સાથે જગતમા ત્રાસ વર્તાવતા મોહને જીતવા મહા બળવાન સૈન્ય લેઇ નીકળ્યો.

૩૪ વિવેકને આવતો સાંભળી મોહ રાજા પણ અસંખ્યાત દળ સાથે મેદાન પડયો. શત્રુંજયની પંચકોશીમા બે સૈન્ય ભેટાભેટ થયાં. ઉભય પક્ષના યોદ્ધાઓ જીવ પર આવી બઠી બહાદુરીથી લડયા. કરોડકીના સમયમા મોહરાજાના ધાડામાંની ભડકણભૂત ભરકુશે ભાગવા માંડ્યું; તેનો ચેપ લાગી લશ્કરમા ભંગાણ પડયું. ખોટ વારવા મોહરાજા આગળ ધસ્યો. વૈરના અગ્નિથી પ્રજળતા રાજાએ ભેંસાડોહ વર્તાવ્યો.[31] તેણે વિવેકનું સૈન્ય ડામાડોળ થવા લાગ્યૂં. એ પરિસ્થિતિમાં વિવેકે આગળ આવી મોહને આંતર્યો. બંને વીર વચ્ચે પ્રાણાંત યુદ્ધ જામ્યૂં. છેવટે વિવેકે બ્રહ્માસ્ત્ર મૂકી મોહનૂં માથૂં ઉડાવી દીધૂં. અરિહંત રાયનો જય થયો.

૩૫ મોહની વાંસે એની માતા પ્રવૃત્તિ ઝુરી મુઇ. મન રાજાને પણ પૂર્વના ચિરપરિચયને લીધે પુત્રનૂં મરણ બહુ સાલ્યૂં. પરંતુ વિવેકે પ્રીતિપુરઃસર પિતાને કષાયોને હણી ઇંદ્રિયોને જીતી શમરસના પૂરમા ઝીલવાનો પ્રતિબોધ કર્યો. તે માર્ગે ચડી મન રાજાએ અંતે શુકલ ધ્યાન રૂપી અગ્નિમા પ્રવેશ કર્યો.

---

૩૧ જુઓ છઠ્ઠા અધિકારનો ઉત્તર ભાગ.

૩૬ ચેતના રાણી અત્યારસૂધી અજ્ઞાતવાસ સેવતી હતી, તે માયાનો પક્ષ તૂટયાથી અવસર જોઇ સ્વામી પાસે આવી કહેવા લાગી કે 'પરમહંસ પ્રભુ! આ અનેક ઉપદ્રવવાળી કાયાનગરીમાં તમારો વાસ ઘટતો નથી. ન્હાના ગામધણી મટી તમે વિશ્વના સમ્રાટનું પરમૈશ્વર્ય પુનઃ સ્વીકારો. પરમજ્યોતિઃ સ્વરૂપ! તમે તમારૂં મહાન તેજ પ્રકાશો.' એ વચન માયાના બંધનથી મોકળા થયેલા રાજાના હૃદયમાં વસ્યાં. તેણે કાયાનગરીનો ત્યાગ કર્યો; વિવેકનો પણ પ્રસંગ છોડયો; અને પરમૈશ્વર્ય પાછું સિદ્ધ કર્યું.

## સમાલોચના.

૩૭ જયશેખરની જુગલિયા સંતતિની પરસ્પર તુલના કરવી ઇષ્ટ નથી. એક કાવ્યમાં કવિએ અલંકારપ્રધાન મહાકાવ્યની આડંબરી શૈલી સ્વીકારી છે; અને બીજામાં પ્રસાદપ્રધાન કથાવાર્તાની ઋજુ શૈલી હૃદયે ધરી છે. કર્તાના સમયમાં પંડિતોએ પહેલાને વખાણ્યું હશે; અને સામાન્ય શ્રોતાઓએ બીજાને વધાવી લીધું હશે. સંસ્કૃત કવિ તરીકે જયશેખરનું જે સ્થાન હોય તે હો, ગૂજરાતી કવિ તરીકે તો તેનો દરજ્જો ઊંચો છે આ એક જ ગુર્જર કાવ્યથી જૈન કવિ પ્રથમ પંક્તિનો સાહિત્યકાર બને છે. પ્રબોધચિંતામણિ પ્રબોધપ્રકાશના કરતાં અધિક યશસ્વી થવા નિર્મિત છે. કવિની પ્રતિભા વસ્તુની ગૂંથણીમાં, પાત્રની યોજનામાં અને રૂપકની ખીલવણીમાં એકસરખી વિજયશાલી નીવડે છે. પ્રસ્તાવોનું વૈચિત્ર્ય અનેક રસની મિલાવટને પોસે છે; અને કાર્યનો વેગ તથા સંવિધાનનું ચાતુર્ય વાંચનારનું કૌતુક છેવટ સૂધી ટકાવી રાખે છે. ગૂજરાતી કૃતિનો રસ ઝીલનાર જૈનેતરે હશે, એ દૃષ્ટિથી કર્તાએ તેને સર્વની રુચિ સંતોષે એવું રૂપ આપ્યું છે. સંસ્કૃત મૂળમાં જૈન મુનિએ મૌર્ય સંપ્રતિ અને ચૌલુક્ય કુમારપાળ એ બે પરમ આર્હત રાજાઓએ મોહરાયના નવા યોદ્ધા કળિકાળ સાથે દારુણ વિગ્રહ મચાવ્યાના પ્રસ્તાવ આપ્યા છે[૩૨], તે બંને વિવેકબુદ્ધિ અનુસાર પડતા મૂકી કવિએ નવા કાવ્યનું અખંડપણું ખંડિત થવા દીધું છે. વળી દેવદત્ત પામેલાં નિવૃત્તિ અને તેનો પુત્ર માર્ગમાં આવતા વિવિધ જૈનેતર આશ્રમ તેમાં વર્ણવે છે[૩૩], તે વિશેનું કથન આમાં ટૂંકાવી દીધું છે અને તે સંપ્રદાયના નામનિર્દેશ વગર સામાન્ય શબ્દમાં આપ્યું છે. **જૈનેતર સાહિત્યની પેઠે જૈન સાહિત્ય ચકલે ચૌટે ગવાયું હોત, તો જયશેખરસૂરિએ પણ ભાલણ અને પ્રેમાનંદના જેવી પ્રસિદ્ધિ લોકમાં મેળવી હોત.**

**વાણિજ્યમૂલક અને ષાડ્ગુણ્યમૂલક રૂપક.**

૩૮ પ્રેમાનંદનું નામ લેતાં એનો વણજારો અને તેના વર્ષનાં બીજાં બે કાવ્ય યાદ આવે છે. ત્રણે વણજારા પ્રબોધ ચિંતામણિના જેવાં રૂપક છે. સૌમાં વધારે જાણીતી વડોદરાના કવિની કૃતિ છે. નવ્વાણી કડીનું આ કાવ્ય કર્તાને વ્હાલી રામગ્રી રાગની દેશીમાં રચવામાં આવ્યું છે[૩૪]. એમાં ગણપતિ અને સરસ્વતીને મૂકી યમદંડથી મૂકાવનારા સંતસાધુનું મંગળાચરણ છે. પછી ચિત્રવિચિત્રના ચોપડામાં ખતવાયલા પાપપુણ્યનું લેખું પૂછનારા ધર્મરાજાની સાધારણ પૌરાણિક માનવાને અનુસરતું જીવનવાણિજ્યનું રૂપક આપ્યું છે. એમાનું તત્ત્વજ્ઞાન શ્રોતાના મનમાં સહેલાઇથી ઊતરે એવું હોવાથી પ્રસ્તુત કાવ્ય બહુ લોકપ્રિય થયું છે. એની રચનામાં કેટલાક પ્રકારની કચાશ નજરે તરે છે. કાયાનગરીના પુરનાયક વણજારાને, અને મનને પણ, સંબોધીને કવિ પ્રસ્તુત કાવ્ય આરંભે છે. એ સંબોધનની પદ્ધતિ ત્રીજી કડી પૂરી થતામાં તજી દેઇ તે ચોથી કડીથી પુરનાયકનો વૃત્તાંત ત્રીજા પુરુષમાં આપે છે, જોકે ધ્રુવપદ તો સંબોધનાત્મક જ ચાલુ રાખે છે. વળી રૂપકની ઘટનામાં પણ જાણ્યે અજાણ્યે એકના એક પ્રસ્તુતમાં ભિન્નભિન્ન સ્થળે ભિન્નભિન્ન આરોપ કર્યાના દૃષ્ટાંત આ ખંડકાવ્યમાં અનેક છે. એકવાર ભ્રાંતિ અને ધ્રુવ્યાનું પ્રતીતિ પુત્રીઓ રૂપે અને બીજીવાર ભાંગ અને આંબલી રૂપે નિરૂપણ છે. પ્રપંચને વાણોતર કહ્યો છે અને પીનજ કહ્યો છે;

૩૨ જુઓ છઠ્ઠો અધિકાર.

૩૩ જુઓ ચોથા અધિકારનો પૂર્વ ભાગ.

૩૪ આ કાવ્ય બૃહત્કાવ્યદોહન, ગ્રંથ ૨ માં પ્રકટ થયું છે.

તેવી જ રીતે વિવેકને નિવૃત્તિના પુત્ર તરીકે અને વાણોતર તરીકે પણ વર્ણવ્યો છે. એનું એ કપટ ખોટાં કાટલાંના રૂપમાં કથીરના રૂપમાં અને કાંચ-બીના રૂપમાં નટના ખેલ જેવું દેખા દે છે. આ અને બીજા કેટલાક આરોપમા વર્ણસામ્ય ઉપરાંત સાદશ્ય કશું એ જોવામા આવતું નથી. આવી આવી ક્યાશને લીધે પૌરાણિક વણજારાને કર્તાના જીવનની બીજી વીશીમાં મૂકવા હું પ્રેરાઉં છું. કાલ ક્રમમાં એના પછી ઉદયરત્નનો જૈન વણજારો આવે છે[35]. તે સંવત ૧૭૫૭ માં રચાયો લાગે છે[36]. રામગ્રીની દેશીનો એમાં પણ પ્રયોગ છે. સાત કડીનું આ ટૂંકું કાવ્ય પર્યુષણપર્વના વિજ્ઞપ્તિપત્ર જેવું જણાય છે. ત્રીજો વણજારો ધોળકાના જીવરામ ભટ્ટે રચેલો છે[37]. તેનું નામ જીવરાજ શેઠની મુસાફરી રાખવામાં આવ્યું છે, વાણિજ્યયાત્રા જ તેમાં પણ નિરૂપતિ હોવાના કારણથી મેં તેનો સામાન્ય વણજારાની સંજ્ઞાથી વ્યવહાર કર્યો છે. એની રચના સંવત ૧૮૦૦ માં થઇ છે. એ કાવ્ય આત્મકથની તરીકે કર્તાના જીવન ઉપર પ્રકાશ પાડનારું હોઇ ઉપયોગી છે[38]; પણ રૂપક તરીકે એની કીમત ઓછી છે. ધોળકાના કવિનું રૂપક ગંઠાઇ ગયેલા છોડની પેઠે અણખીલ્યું જ રહ્યું છે; એના આરોપમાં સાદશ્યનું પોરણ જળવાયું નથી; અને ઉપપત્તિની ખામી ડગલે ડગલે દેખે ચડે છે. કાવ્યમા સમાયલું તત્ત્વજ્ઞાન ઉપલકિયું છે; સબબ હું એને લૌકિક વણજારો કહું છું. જીવરામ ભટનું છંદની ધાટીમાં રચેલું આ સસાશી કડીનું કાવ્ય ઉદયરત્નના પૂર્વોક્ત સાત કડીના પદ સાથે પણ સરખામણીમાં ઉભું રહી શકે કે કેમ, તે શક પડતું છે.

૩૯ ઉપરનાં ત્રણે અર્વાચીન કાવ્યોમાં રૂપક વાણિજ્યમૂલક છે. તેને ઠેકાણે જૂના પ્રબોધચિન્તામણિમાં અને પ્રબોધચન્દ્રોદયમાં તે ષાડ્ગુણ્યમૂલક છે. એ યોજના વૃત્તાંતના ભરાવની, પ્રસ્તાવોના વૈચિત્ર્યની અને રસના વૈવિધ્યની પોસનારી છે. જયશેખરસૂરિના કાવ્યની અધિકતા વણજારાઓને પડછે વિશિષ્ટ રૂપકમાં રહેલી છે.

## જૂજ ઊણપો.

૪૦ પ્રેમાનંદના વણજારાની પેઠે પ્રબોધચિંતામણિમા પણ જૂજ ઊણપ ઝીણી નજરે જોનારને મળી આવે છે. વિવેક અને મોહના પ્રાણાંત રણસંગ્રામમા જાલિમ જોદ્ધો કળિકાળ કેમ જણાતો નથી? પરમ આર્હત કુમારપાળ સામે તો કદાચ એ યુદ્ધના અખાડામાં ઊતરવાની છાતી ન ચલાવે; પણ બીજાની સાથે તો બાથ ભીડી શકે. ભલે એણે સંગ્રામમા ભાગ ન લીધો તો એ વેગળો રહી રણભૂમિ ઉપર દેખરેખ રાખી શકત. સંસ્કૃત મૂળમાં પણ અહીં કળિકાળ શોધ્યો જડતો નથી. યુદ્ધમાં વિજય મેળવ્યા પછી વિવેકનો વૃત્તાંત પણ તૂટક છે. પરમ હંસ અને ચેતનાના તાર હાથમાં લેતાં વિવેક અને અરિહંત રાયના તાર કવિના હાથમાં રમતા રમતા સરી પડે છે. અધ્યારોપમાં પણ કહીં કહીં પ્રસ્તુત કાવ્યમાં વણજારાના જેવા ગરબડગોટા ખાન ખેંચે છે. સમકિતને એક વારે વિવેકના પ્રધાન રૂપે અને બીજી વારે મુક્તિપુરીના એક રાજમાર્ગ રૂપે વર્ણવેલ છે. તેવી જ રીતે સંવરને વિવેકનો પુત્ર તેમ જ મુક્તિપુરીનો બીજો રાજમાર્ગ પણ કહ્યો છે. રાગ અને દ્વેષ મોહના પુત્ર છે, તે જ સંયમશ્રીના સ્વયંવર મંડપમાં વિવેકના સામા થનારા સિદ્ધ પણ છે. તપમાં પ્રથમ પુણ્યરંગપાટણના દરવાજાનો અને પછી ફક્ત સ્વયંવર મંડપમાં કરવતિયા ભૂમિનો આરોપ કર્યો છે. ન્હાની ન્હાની ન્યૂનતા તે બીજી વાતે પૂર્ણતાનું પ્રમાણ

૩૫ આ ન્હાનું જૈન કાવ્ય પણ બૃહત્કાવ્યદોહન, ગ્રંથ ૨ માં આવ્યું છે.

૩૬ 'સંવત સત્તાવનના પોઠી ભરે તે ઉદાર ભરજો' એવી મતલબનો આત્મા રૂપી વણજારાને પહેલી કડીના ઉત્તર ભાગમાં ઉપદેશ છે. તે ઉપરથી રચનાના વર્ષની મેં કલ્પના કરી છે.

૩૭ આ કાવ્ય બૃહત્કાવ્યદોહન, ગ્રંથ ૧ માં છપાયું છે.

૩૮ ઔદીચ્ય ટોળક કવિ બાળપણ બાળખેલમાં અને યૌવન લાભલોભની પ્રવૃત્તિમાં ગાળ્યા પછી ચાહિદ કરનાળીમાં તીર્થવાસ કરી વૃદ્ધાવસ્થાએ નિવૃત્તિ સેવી આત્મકલ્યાણ સાધે છે, તેની નોંધ પ્રસ્તુત કાવ્યમાં છે

## પદ્યબંધ અને બોલી.

૪૧ પ્રબંધચિંતામણિનો પદ્યભાગ માત્રાબંધ અને લયબંધ એ બે રૂપે વિભકત છે. માત્રાત્મક છંદમાં આશરે અઢીસેં ચઉપઈ અને લગભગ પોણો સો દૂહા છે. તે સિવાય પદ્ધરી, ચરણાકુલ, મરહટ્ટા, દુમિલા અને ગીતિના નામે જાણીતા માત્રામેળ છંદ વધતા ઓછા દેખા દે છે; અને અપભ્રંશમાંથી જૂની ગૂજરાતીમાં ઊતરી આવેલો વસ્તુ[૩૯] નામે છંદ પણ તેમાં યોજેલો છે. ઉપરાંત છપ્પય, સરસ્વતીધઉલ[૪૦] તલહારુ[૪૧] અને ધઉલ[૪૨] એ મિશ્ર માત્રાબંધ પણ કવિએ ઉપયોગમાં લીધા છે. બાકીના પદ્યાત્મક ભાગમાં સોરઠા જેના એક કડીના દ્રુપદનો, પદ જેવાં અનેક કડીનાં દ્રૂપદ તથા[૪૩] ઝાબટ્ટનો અને ધઉલ કિંવા ધોળનો સમાવેશ થાય છે. લયબંધ આખા કાવ્યનો નવમો ભાગ જ રોકે છે. ગદ્યભાગમાં બોલીનાં બે ઉદાહરણ છે. જયશેખરસૂરિના ન્હાના ગુરુભાઇ મેરુતુંગસૂરિ, તેમના શિષ્ય માણિકયસુંદરસૂરિએ જૂની ગુજરાતીમાં ગદ્યાત્મક પૃથ્વીચંદ્રચરિત્ર[૪૪] સંવત ૧૫૭૮ (? ૧૪૭૮) માં રચ્યૂં છે; તે બોલીમાં છે. અક્ષરના, રૂપના, માત્રાના અને લયના બંધનથી મુક્ત છતાં તેમાં લેવાતી છૂટ ભોગવતું પ્રાસયુક્ત ગદ્ય, તે બોલી. માણિકયસુંદર-બોલીવાળા પ્રબંધને વાગ્વિલાસ એટલે બોલીનો વિલાસ એવું નામ આપે છે. આવી જાતના ગદ્યનો પ્રચાર સારા ભાગ્યે હવે સાહિત્યમાં ઘણુંધા ઓછો, અથવા છેક અણછતો થયો છે.

## સંજ્ઞા સંબંધી ચર્ચા.

૪૨ ઉપયોગમાં લેવાયલી આદર્શભૂત ત્રણ હાથપ્રતોમાં સમાપ્તિએ જયશેખરસૂરિની ઉદ્ધૃતકૃતિનું નામ ત્રિભુવનદીપક પ્રબંધ આપ્યું છે. એ નામ તેને છેવટની કડી ઉપરથી મળેલૂં લાગે છે. મુંબઇની શ્રીમોહનલાલજી સેંટ્રલ લાઇબ્રેરીની પ્રતમાં એ કડી નીચે મુજબ છે[૪૫].

ત્રિભુવનદીપક એહ પ્રબંધ, પાપ તણુઉ ન સુહાવઇ ગંધ;
તાં મેયણિમંડલિ ચિર થાઇ, જાં નહયલિ દિણુયર સસિરાઇ.

---

૩૯ વસ્તુ છંદના લક્ષણ માટે જુઓ હેમાચાર્યવિરચિત છન્દોનુશાસન ૫। ૩૦। એનૂં 'બીજૂં' નામ રડ્ડા છે, એ મિશ્ર માત્રાબંધ છે. પહેલા ચરણમાં આરંભનો સાત માત્રાનો ખંડ ગૂજરાતીમાં બેવડાવેલ છે, તે અપભ્રંશમાં બેવડાતો જણાતો નથી. વસ્તુનો હાથપ્રતોમાં મલ્હાર રાગ આપ્યો છે.

૪૦ સરસ્વતીધઉલ મિશ્ર માત્રાબંધ છે, એમાં તેરમી માત્રા પછી લય નિમિત્ત ઉમેરેલા એકારવાળો દૂહો, તેની સાથે ચરણકુંડળીથી જોડાતાં કાવ્ય કિંવા રોલાનાં ચાર ચરણ અને તે પછી અંત્ય ગુરુને ઠેકાણે એક લઘુવાળાં ચોપાયાનાં, એટલે કે રણપિંગળમાંના સત્તાવીસ માત્રાના સરસિ છંદનાં, બે ચરણ ગોઠવેલાં જોવામાં આવે છે. હેમાચાર્યના છન્દોનુશાસનમાં કેટલાક ધવલકના પ્રકાર આપ્યા છે, તેમાં પ્રસ્તુત ધઉલ છે નહિ. પરંતુ તેમણે નોંધેલાં ધવલક ઉપરાંત બીજા બહુ ધવલક છે એમ તેઓ જણાવે છે; અને તે સાતવાહનોક્તિઓમાં જોઇ લેવા

પ્રશસ્તિની કુલ ચાર કડીમાંની આ છેક છેલ્લી કડી છે. એના પહેલાંની ત્રણ કડીમાં, કથાનાયક જે વિશ્વનો સમ્રાટ પરમહંસ, તેની પ્રશંસા છે; અને આ કડીમાં કાવ્ય કિંવા પ્રબંધની પ્રશંસા છે તથા તે અમર રહેવાની આશંસા છે. કૃતિની ઉત્તમતા અર્થગર્ભિત ત્રિભુવનદીપક વિશેષણથી જે માત્ર સૂચવી છે, તે જૈન મુનિની નમ્રતા છે. પ્રસ્તુત વિશેષણમાં નામનો ભ્રમ થયાથી પુષ્પિકાવાળો ગોટાળો ઊભો થયો છે. કોઇ હાથપ્રતમાં ત્રિભુવનદીપક પ્રબંધને બદલે પરમહંસપ્રબંધ, હંસપ્રબંધ અથવા હંસવિચારપ્રબંધ નામ આપેલું જોવામાં આવે, તોયે નવાઇ નહિ[૪૯]. શાથી જે હાથપ્રતોમાં બળતાં ભિન્ન ભિન્ન નામ અપાયલાં મળી આવે છે. પ્રેમાનંદના વણુજારાની અઠ્યાસીમી કડીમાં આવો જ ભ્રમ થયાને લીધે અપાયલું વિવેક વણજારો નામ બસેં વર્ષ થયાં ચાલ્યું આવેલું છે[૪૭], જોકે વિવેક તો પુરનાયક વણજારાનો વાણોતર છે—વણજારો નથી. એ જ કાવ્યની એક હાથપ્રતમાં એને કાયામન વણજારો એ કહેલ છે[૪૮]. આ ભૂલભરેલી સંજ્ઞાઓનો ઉત્તર અંશ, એટલું સારૂં છે, કે વાણિજ્યવાચક છે. પરંતુ ત્રિભુવનદીપક પ્રબંધ સંજ્ઞાનો તો એકે અંશ આવો સાર્થક નથી. પ્રબોધચિંતામણિ નામ વિષયનું બોધક છે, મૂળનું સૂચક છે, મૂળના આદર્શનું જ્ઞાપક છે અને જ્ઞાનસ્વરૂપ અર્હત ભગવાનનું અવગમક છે.

## સંક્ષેપ બાબત ખુલાસો.

૪૩ આ કાવ્યની પચાસેક કડી જે ઓછી જરૂરની કે ઓછી સ્ફુટ જણાઈ, તે મેં મૂકી દીધી છે. કાપકૂપ કરતા કોઇ મર્મભૂત ભાગ ઉડી ગયો તો નહિ હોય અથવા બીજી આશાતના થઇ તો નહિ હોય, એવી આશા રાખું છું.

## સંગ્રહ સંબંધી સામાન્ય વિચાર.

૪૪ સંગૃહીત પાંચ કાવ્યો સૈકાભરના ગાળાનાં છે. રણમલ્લછંદ અને પ્રબોધચિંતામણિ શતકના પહેલા ચરણમાં આવે છે; વસંતવિલાસ મધ્યમા મૂકાય છે; અને

---

૪૬ જયશેખરસૂરિના આ ગૂજરાતી કાવ્યની એક હાથપ્રત રા. રા. મોહનલાલ દલીચંદ દેશાઈ તરફથી હાલ તરતમાં જ મળી છે, તેમા એનું નામ અંતરંગચઉપઈ આપ્યું છે. તે પ્રત ખભાતના શાંતિનાથજીના ભંડારની છે. એના નિરંક પત્ર ૧૬૨ થી સાંક પત્ર ૧૮૧ સુધીમા પ્રસ્તુત કાવ્ય સમાયું છે. પ્રત્યેક પૃષ્ઠમાં પંક્તિ ૧૧ અને પંક્તિમાં અક્ષર ૫૦ ને આશરે છે. વચમાં ચોવીસેક અક્ષરપૂર સ્વાસ્તિકની કોરી જગા છે. પત્રના અક્ષર જેટલા સુંદર છે તેટલું લખાણુ શુદ્ધ નથી. સમાપ્તિની પંક્તિઓની ગોઠવણ વરોદરાની નરસિંહજીની પોળની હાથપ્રતને મળતી છે; માત્ર એમાં નરસિંહજીની પોળની અને મોહનલાલજી સેંટ્રલ લાઇબ્રેરીની પ્રતવાળી અંતિમ પંક્તિ છે નહિ એની પુષ્પિકા નીચે પ્રમાણે છે—ઇતિ શ્રી અંતરંગ ચઉપઈ સંપૂર્ણ સમાપ્ત ॥ ગ્રંથાગ્રં ૭૨૪ ॥

૪૭ પ્રસ્તુત કડીમાં 'વિવેક, વણુજારો તે આતમા' એવા બોલ છે; તે કવિએ રૂપકની કૂંચી રૂપે મૂક્યા છે. આતમા તે જ વણજારો છે, આવો વિવેક એટલે ખુલાસો છે પ્રેમાનંદની ઉત્તર અવસ્થાની શિષ્યા ઓરપાડની અવ્વચક બાઇ ન્હાનીએ પોતાના તરફનું કેટલુંક ઉમેરી મૂળ વણજારાની નવી આવૃત્તિ કરી તેને વિવેકવણજારો નામ આપ્યું છે. તે ઉપર ઊતારેલા બોલમાં વિવેકવણજારો સામાસિક શબ્દરૂપે લેઇને આપેલું લાગે છે એ ઉમેરણવાળા કાવ્યની બીજી કડીમાં 'વરણવું આતમા અનુભવી વિવેકવણજારો નામ' એવી પંક્તિ છે, તે ઉપરનું અનુમાન કરવા મનને પ્રેરે છે. એ કાવ્ય સંવત ૧૭૮૪ ના જેઠ માસની વદિ બારશ ને ગુરુવારે રચ્યાની બાઈ ન્હાનીની નોંધ છે. જુઓ સં. ૧૯૬૧ ના વસંતનો અંક ૧, નાનીબાઇ અને વણજારો. એ બાઇનું પેઢીનામું બહુ શ્રમ લેઇ રા રા તનમનીશંકર લાલશંકર રિતે મેળવી આપ્યું છે, તે પ્રમાણે પેઢીઓ ગણતાં બાઇ ન્હાનીનો એ જ સમય આવી રહે છે. આજે તેને બસેંમાં માણુ બે વરસ ઓછાં છે.

૪૮ સંવત ૧૮૮૩ ના આસાડ વદિ અગિયારશથી સંવત ૧૮૮૫ ના ભાદરવા વદિ અમાંસ સુધીમાં પટેલ રણછોડ હરિભાઈએ ઊતારેલા હાલ ગુજરાત વર્નાક્યૂલર સોસાઈટીની માલકીના ચોપડામાં કાવ્યના આરંભે 'કાયામન વણજારો' નામ છે. 'એ વિવેક વણજારો આતમા' પછીનો છેવટનો ભાગ એમાં છે નહિ સોસાઈટીની માલકીના ઊતાર્યા સાલ વગરના બીજા એક ગુટકામાં જીવણરામની ચાતુરી, પ્રેમાનંદનો વણજારો, સંતોષકલ્પતરુ (હિંદી), હારમાળા (૫૬-૧૪૬), અને અલખબુલાખીરામ, કૃષ્ણરામ મહારાજ વગેરેનાં થોડાંક પદો છે એમાં કાવ્યના આરંભે અને અંતે વણજારો નામ આપેલું છે.

સીતાહરણ તથા ઉપાહરણ ત્રીજા ચોથા ચરણમાં ગોઠવાય છે. શતકના પૂર્વાર્ધમાં અધિક પ્રચાર છંદનો થાય છે. ઉત્તરાર્ધમાં દેશીનો વપરાટ વધે છે અને છંદનો ઘટે છે. શતકના છેલ્લા દસકાનું ઉપાહરણ તો નરૂં દેશીબદ્ધ જ છે. પ્રાકૃત પાસેથી વારસામાં મળેલી છંદની પૂંજી વધારીને અપભ્રંશે ગૂજરાતીને આપી૪૯. એને લીધે ગૂજરાતીનું પુરાતન સાહિત્ય છંદમાં રચાયું. સમય જતાં ગૂજરાતીએ નવું સાહસ ખેડી વિવિધ દેશીનો લયબંધ ઉપજાવ્યો. ચિરંતન ગૂજરાતી સાહિત્ય ઓછું ઉપલબ્ધ અને ઓછેરૂં પ્રસિદ્ધ હોવાથી, ગત કાળનું ગૂજરાતી સાહિત્ય તો દેશીમાં જ હોય–છંદમાં ન હોય, એવી માન્યતા બાંધનાર પુરુષ અપભ્રંશે આપેલો વારસો ભૂલી જાય છે. રણમલ્લછંદ એના નામથી જ એ વારસાનું ભાન કરાવે છે. વળી, છંદનો કલામય ઉપયોગ આજકાલનો નથી–પણ કલાના જેટલો જૂનો છે, એનો પણ કંઇક ખ્યાલ એની રચનાદ્વારાએ આપે છે.

## આભાર.

૪૫ આ સંગ્રહ બહાર પાડવાનો મારો જે પ્રયાસ છે, તેને અનેક દિશાએથી સહાયતા ન મળી હોત તો એ કેવો બહાર પડત તે કહી શકાય નહિ. વડોદરાની સેંટ્રલ લાઇબ્રેરીના પંડિત લાલચંદ્ર ભગવાનદાસે પ્રબોધચિંતામણિની હાથપ્રતોને લગતી કેટલીક ઉપયોગી માહીતી પૂરી પાડી હતી. મુનિમહારાજ પ્રવર્તક શ્રીકાંતિવિજયજીએ વઢવાણ મુકામથી વડોદરે આત્મારામ જ્ઞાનમંદિરના સેક્રેટરી ભાઇ જીવણલાલ કિશોરદાસને પત્ર લખી ભંડારમાંની પ્રત કઢાવી આપી હતી. વળી 'જૈન ગૂર્જર કવિઓ'ના કર્તા, શ્રીયુત મોહનલાલ દલીચંદ દેશાઇએ મુંબઇની શ્રીમોહનલાલજી સેંટ્રલ લાઇબ્રેરીમાંની હાથપ્રત મોકલી હતી, અને હવણાં ખંભાતના શ્રીશાંતિનાથજીના ભંડારની પણ મોકલી છે. એ બંધુકૃત્ય માટે ત્યાગી અને સંસારી જૈન બંધુઓનો હું ઋણી છું. અહીં ભાવનગરના શેઠ કુંવરજી આણંદજીએ કરી આપેલી અનુકૂળતાની નોંધ લેતાં મને બહુ આનંદ થાય છે. એમણે ત્યાંની જૈન લાઇબ્રેરીમાંથી મુદ્રિત મૂળસૂત્ર પ્રબોધચિન્તામણિ મોકલાવ્યું ન હોત, તો હું તે જોવા પામત નહિ; કેમકે એ હવે અપ્રાપ્ય બન્યું છે. વિશેષમાં એમણે એનું ગૂજરાતી ભાષાંતર ભેટ મોકલ્યું હતું. એ માટે હું એમનો આભારી છું. વળી શૃંગારત્રિવેણીના કર્તા ભાઇ તનમનીશંકર લાભશંકર શિવે પ્રેમાનંદના વણઝારાના રચનાકાળ ઉપર પ્રકાશ પાડનાર અજાયબ બાપા ન્હાનીનું પેઢીનામું બીજી જાણવાજોગ વિગત સાથે મેળવી આપ્યું હતું, તેમને પણ હું કેમ ભૂલું?

૪૯ જુઓ હેમાચાર્યવિરચિત છન્દોનુશાસનનો પ્રાકૃત અને અપભ્રંશ છંદોને લગતો ભાગ.

---

જૈનસાહિત્ય સંશોધક—ખંડ ૩ અંક ૩ હમણાં બહાર પડ્યો છે તેમાંના વિષયો:—૧ મહાકવિ ધનપાલકૃત સત્યપુરીય શ્રી મહાવીર ઉત્સાહ, ૨ તેનો પરિચય ૩ ગઝમૃદ ગજનવી અને સોરઠના સોમનાથ ૪ મૂર્તિપૂજાનું માહાત્મ્ય ૫ કવિ દીપ વિજયજી લિખિત મહાનિશીથ સૂત્ર પરિચય ૬ કડુઆ મતની પટ્ટાવલી ૭ ઉત્ત.વિનીના સંઘનું વિજ્ઞપ્તિપત્ર ૮ અધ્યાપક દર્શન યાકોબી લિખિત સમરાઇચ્ચકહાની પ્રસ્તાવના (અનુવાદક-શ્રીયુત ચમનલાલ જેચંદ શાહ બી. એ.) ૯ મહાકવિ ધનપાલ વિરચિત મહાવીર સ્તુતિ-પં૦ બેચરદાસ ૧૦ જૈન તત્ત્વચર્ચા (૧) સ્ત્રી જાતિને દૃષ્ટિવાદ અંગ ભણવાના નિષેધપર એક વિચાર (૨) અવ્યવહાર રાશિ ને વ્યવહાર રાશિની કલ્પના (૩) કેટલાક વિચારવા લાયક પ્રશ્નો. ૧૧ પંન્યાસ પદવી. આ દરેક વિષયો મનનીય અને ઉપયોગી છે.

---

# મહાકવિ સામળભટ્ટકૃત.

## "વિદ્યાવિલાસિનીની વાર્તા"નું મૂલ.

રા. રા. મંજુલાલ રણછોડલાલ મજમુદાર બી. એ; એલ. એલ. બી.

મહાકવિ સામળભટ્ટે " सिंहासनद्वात्रिंशिका, " "वेतालपंचविंशति," "शुकसप्तती" તથા भोजप्रबन्ध" માંની લોકપ્રસિદ્ધ સંસ્કૃત વાર્તાઓને ગુજરાતી કવિતામા નવપલ્લવિત કરી છે, એટલું જ નહિ; પરંતુ "મદનમોહના," "નંદબત્રીશી," "પદ્માવતી" તથા "વિદ્યાવિલાસિની' જેવી સ્વતંત્ર રચનાબંધવાળી, શિષ્ટ ગણી શકાય એવી લાંબી વાર્તાઓ પણ રચી છે. અને તે ચાર વાર્તામા સામળભટ્ટની વિશિષ્ટ કલા સંપૂર્ણપણે દૃષ્ટિગોચર થાય છે, એમ કહી શકાય.

પ્રાચીન વાર્તાઓ રચનાર કવિઓ કરતા સામળભટ્ટની વાર્તા કહેવાની શૈલી સ્વતંત્ર હતી; રસ જમાવવાની કલા અદ્ભુત હતી; એમનો ઉપદેશ તારવવાનો ઉદ્દેશ જૂદો હતો; અને એમનો શ્રોતાસમાજ પણ અભણ અને મધ્યમ સંસ્કાર પામેલો ખેડૂતવર્ગ હતો. એટલે એમને વાર્તામા ભાર મૂકવાના મુદ્દા પણ જૂદા હતા—એ બધું ખરૂં. પરંતુ સાથે સાથે એ પણ જાણી લેવું જોઇએ કે ઘણેખરે ઠેકાણે એમની વાર્તાઓનું વસ્તુ કેવલ ત્હેમની કાલ્પનિક સૃષ્ટિમાંથી જન્મ્યું નહોતું.

સંસ્કૃત, પ્રાકૃત ગ્રંથોમાનો વાર્તાભંડાર તો એ બહુશ્રુત કવિને સુલભ હતો; પરંતુ તે ઉપરાંત લોકોમા પ્રચલિત અસંખ્ય આખ્યાયિકાઓ અને દંતકથાઓ પણ એમને જાણીતી હતી—એમ એમની કેટલીક વાર્તાના મૂલ આગળ આપણે જઇ પહોંચીએ છીએ ત્યારે જણાય છે પ્રાકૃત સમાજમા એક મ્હોંએથી બીજે મ્હોંએ પ્રચાર પામતા વાર્તાના કેટલાક રસળતા ઝરણા એમણે પોતાના વાર્તાસ્રોતને સમૃદ્ધ કરવા વાળી લીધાં હતા. સામળભટ્ટના મગજમા અનેક વાર્તાખંડો તરવરી રહેતા હશે. તે એમણે યથારુચિ વાર્તાના તાણાવાણામા વણી લીધા છે.

"મદનમોહના"માંનો પ્રારંભનો પંડિત અને રાજપુત્રી મોહનાના શિક્ષણ પ્રસ્તાવ પ્રસિદ્ધ "બિલ્હણપંચાશિકા"ને જ આભારી છે. "પદ્માવતીની વાર્તા"મા, હાલમા જ જડી આવેલી "પ્રેમાવઇ (પ્રેમાવતી) ગાથા"જ સૂક્ષ્મપણે અંતર્ગત છે. તે જ પ્રમાણે "વિદ્યાવિલાસિની"ની વાર્તામા એક પ્રાચીન જૈન લોકકથાનું લગભગ પાંચસેં વર્ષ પહેલાનું મૂળ આપણને જડે છે.

સં ૧૨૮૫ ની આસપાસ રચાયલા વિનયચંદ્રકૃત 'मल्लिनाथकाव्य"મા વિદ્યાવિલાસ રાજાની કથા એક ઉપાખ્યાન તરીકે ગોઠવેલી છે. એટલે એ આખ્યાયિકાનું મૂલ તેથી યે જૂનું હશે એમ લાગે છે. તપની મહત્તા બતાવવા માટે કાવ્યના બીજા સર્ગમાં શ્લોક ૩૬૨ થી શ્લોક ૫૬૪ સુધીમા આ મૂર્ખચટ્ટ અથવા વિનયચટ્ટની કથા ઉદાહરણ તરીકે યોજાઇ છે.

એક વણિક શેઠનો મૂર્ખ છોકરો ગુરુસેવામાં વિનય દાખવવાથી વિનયચટ્ટ કહેવાયો. ત્હેને ગુરુકૃપાથી સરસ્વતીનો પ્રસાદ મળતાં એ વિદ્યાનો વિલાસ કરનારો બન્યો અને આખરે વિદ્યાના પ્રતાપથી રાજકન્યા પરણી રાજ્ય પણ મેળવ્યું. એ રીતે વિદ્યાવિલાસ રાજાનું નામ દૃષ્ટાન્ત દેવા યોગ્ય ગણાયું. નોંધવા જેવું છે કે જે વિદ્યાવિલાસ પહેલા પુરુષનું નામ હતું તે સામળભટ્ટની વાર્તામા રાજકુંવરી વિદ્યાવિલાસિનીમાં ફેરવાઇ જાય છે.

સંસ્કૃત ઉપાખ્યાન પછી બરાબર બસેં વર્ષ એટલે ૧૪૮૫ મા હીરાણંદે "વિદ્યાવિલાસ નરિંદ પવાડઉ"[1] લગભગ ચારસે કડીનો રચ્યો છે, તે ઘણુંખરૂં સંસ્કૃત મૂલને અનુસરે છે.

આ પવાડા[1] પછી લગભગ ત્રણસેં વર્ષ પછી

1 આ કાવ્ય, વિક્રમના પંદરમા શતકની જૂની ગૂજરાતી ભાષાના નમૂના તરીકે ખાસ મહત્વનું છે. એનું

સામળભટ્ટે "વિદ્યાવિલાસિની" રચી તે દરમ્યાન બે ત્રણ કવિઓએ "વિદ્યાવિલાસ ચઉપાઇ" રચેલી હોવાનું જણાયું છે. ૨૦૩ અનુષ્ટુપનું મૂલ સંસ્કૃત ઉપાખ્યાન વધતું વધતું ૨૩૦૦ લાંટીઓએ કેવી રીતે પહોંચી ગયું હેનું અન્વેષણ તુલનાત્મક દૃષ્ટિએ ઉપયોગી છે. મહાભારત વનપર્વમાં આપેલા "નલોપાખ્યાન"નું મહાકવિ પ્રેમાનન્દે બદલાવેલું ગુજરાતી મહાકાવ્ય જેવી રીતે અભ્યાસીઓને પરિચિત છે હેવીજ રીતે સામળભટ્ટની આ વિસ્તૃત લોકવાર્તા મૂલ સાથે સરખાવીને વાંચવા જેવી છે.

મૂલ સંસ્કૃત કથાનો સાર આ પ્રમાણે છેઃ—

કાંચનપુરમાં સૂરસેન રાજા હતો; તે નગરમાં શ્રીપાલ કરીને નગરશેઠ હતો. હેણે પોતાના ચાર પુત્રોને બોલાવીને પૂછ્યું કે, 'હમે કયે પ્રકારે ધન પેદા કરશો?" એકે કહ્યું: "રત્ન પરીક્ષા કરીને." બીજાએ કહ્યું: "સોનું ચાંદી વેચીને." ત્રીજાએ કહ્યું: "કાપડનો વેપાર કરીને." ચોથા શ્રીવત્સે કહ્યું, "હું તો આપણા રાજા જેવું રાજ્ય કરીને." બાપે એવી શેખાઈ સાંભળી શ્રીવત્સને ઘરમાંથી કાઢી મૂક્યો.

શ્રીવત્સ રત્નપુર ગામમાં આવી પહોંચ્યો. ત્યાં એક પાઠશાળા હતી. હેમાં રાજપુત્રી સૌભાગ્યમંજરી તથા પ્રધાનપુત્ર નયસાર પણ ભણતાં હતાં. શ્રીવત્સ ગુરૂને પ્રણામ કરી એ પાઠશાળામાં ભણવા રહ્યો. ગુરૂ ભણાવે, પણ પૂર્વકર્મને લીધે ભણેલું હેને યાદ રહેતું નહિ. તેથી એના સહાધ્યાયીઓ એને "મૂર્ખચટ્ટ" કહી ખીજવતા. શ્રીવત્સને મનમાં ઘણું દુઃખ થતું; પરંતુ આખરે એણે બીજા શિષ્યો તથા ગુરૂની સેવાશુશ્રૂષા કરીને હેમને પ્રસન્ન રાખ્યા. એટલે પછી એને બધા "વિનયચટ્ટ" કહી બોલાવવા લાગ્યા. બાર વર્ષ આમ વહી ગયાં.

અહીં નિશાળમાં રાજકુમારી અને પ્રધાનપુત્રને સ્નેહ જાગ્યો. પ્રધાનપુત્રે લગ્ન કરવા ના પાડી; છતાં એની વિદ્યા ઉપર મોહી જતાં સૌભાગ્યમંજરીએ એને ખૂબ આગ્રહ કર્યો; એટલે એને હા પાડવી પડી. પણ શાણા પ્રધાનપુત્રે યુક્તિ ગોઠવી.

રાજપુત્રીએ જ્યારે સખી સાથે સંકેતસ્થાન તથા લગ્નની તૈયારીની વાત કહેવરાવી ત્યારે હેણે વિનયચટ્ટને ખાનગીમાં કહ્યું કે, "હને રાજકુમારી સૌભાગ્યમંજરી પરણાવીશ, હું કહું તેમ તું કરજે." વિનયચટ્ટ પહેલો તો આ વાત માની શક્યો નહિ; પણ પ્રધાનપુત્રે આગ્રહ કર્યો અને સમજાવ્યો કે "રાતોરાત તું પરણીને સાંઢણી ઉપર બેસી, ઉજ્જયિની જતો રહેજે." એટલે એ તૈયાર થયો.

વદાય માગવા એ ગુરૂ પાસે ગયો. "ઘરનો સંગાથ છે તેથી ઘેર જાઉં છું." એમ કહ્યું. ગુરૂને થયું, "આટલાં વર્ષ સુધી આ મૂર્ખચટ્ટ મ્હારી સેવામાં રહ્યો છતાં કોઇ વિદ્યા એ પામે નહિ હેમાં મ્હનેજ હીણપત." તેથી હેમણે સરસ્વતી દેવીનું આરાધન કરી જલ મંત્ર્યું; અને એ જલવડે ચન્દન ઘસીને સુગન્ધી જલ હેને પાયું.

ગુરૂને નમસ્કાર કરીને, પ્રધાનપુત્રે બતાવેલે ઠેકાણે વિનયચટ્ટ ગયો. લગ્ન થઇ ગયું. પછી સાંઢણી ઉપર બેસીને એ ચાલી નિકળ્યાં. સ્હવાર પડતાં રાજપુત્રીએ પ્રધાનપુત્રને બદલે બધા વિદ્યાર્થીઓના ઉપહાસનું પાત્ર બનેલો મૂર્ખચટ્ટ દીઠો. એને ખુબ રીસ ચઢી; પછી તે ખિન્ન થઇ. ગુરૂદ્રોહનું પાપ એને સાલવા માંડ્યું. એની વિમાસણનો પાર ન રહ્યો.

ઉજ્જનમાં આવી વિનયચટ્ટે એક મ્હોટું મકાન પસંદ કરી ત્યાં રહેવા માંડ્યું. પોતાનાં રચેલાં અવનવાં રસિક કાવ્યોથી એણે નગરજનોને રંજિત કર્યાં.

વિદ્યાનો વિલાસ કરનાર હોવાથી લોકો એને "વિદ્યાવિલાસ" કહીને બોલાવવા લાગ્યા.[1]

---

સંશોધન મ્હારા મિત્ર શ્રીયુત મોહનલાલ દલીચંદ દેસાઇ બી. એ. એલ. બી કરી રહ્યા છે.

૧ 'પવાડો' શબ્દ સં. પ્રવાદ ઉપરથી ઉત્પન્ન થઈ શકે છે. મરાઠીમાં પોવાડા બોલાય છે. પંડિત બેચરદાસ સં. પ્રવાદ ઉપરથી વ્યુત્પત્તિ કરેલી માને છે. જેમ વેદસંહિતાના પ્રવાચક હોય છે તેમ કીર્તિનો પ્રવાદ ચલાવનાર સંબંધમાં હોય છે, ઉપરથી ગમે તે ખ્યાત વૃત્ત માટે એ શબ્દ પ્રચારમાં આવ્યો હોય. "अन्योन्यमनसोरिव प्रवादः" એ અર્થમાં શબ્દાર્થ સંકોચ થયો લાગે છે. 'પવાડો' મૂળ 'પવાડો' સાથે સંબંધ ધરાવતો જણાય છે.

૧ સરખાવો વીરચંદ કૃત "વિદ્યાવિલાસ પવાડો": "વિનયચટ્ટ વિદ્યાભંડાર, નયરલોક રંજવઇ અપાર

'સૌભાગ્યમંજરી તો ઘરને ઉપલે માળે મહા દુઃખે દિવસ ગાળવા લાગી. એક દિવસ એની વૃદ્ધ દાસીએ કહ્યું કે, "દેવી! આપના પતિ તો નગરશેઠના પુત્ર છે; અને સકલ વિદ્યામાં પારંગત છે. તેથી ત્હમે અભિમાન મૂકી ત્હેનો સર્વથા અંગીકાર કરો." રાજપુત્રી ગર્વમાં બોલીઃ "અલી દાસી! તું તો હમણાં એને ઓળખે છે. હું એને બાર વર્ષથી ઓળખું છું!" દાસીએ ફરી કહ્યુંઃ "અરે, એમના કલાકૌશલ્યને લીધે એમનું નામે વિદ્યાવિલાસ પડ્યું છે ને—" "ભલે, ગમે તેમ હોય; હું એના ગુણ વધારે જાણું છું." રાજકુંવરીએ મક્કમપણે જાહેર કર્યું. '

આમ વસ્તુસ્થિતિ ચાલે છે; એટલામાં કાશ્મીરના ભીમ રાજાએ રત્નકેતુ ઉપર સંધિવિગ્રહનો એક લેખ અજાણી લિપિમાં લખી મોકલ્યો. તે, રાજ્યમાં કોઇથી ઉકેલાયો નહિ. આખરે વિદ્યાવિલાસને તેડવા મોકલતાં ત્હેણે તે સહેલાઇથી ઉકેલ્યો. રાજાએ ત્હેની વિદ્યાથી પ્રસન્ન થઇ એને મુખ્ય અમાત્ય નીમ્યો.

કોઇકે, જતે દિવસે, રાજાને કહ્યું કે, 'પ્રધાનજી આટલા બધા લોકપ્રિય છે, પરંતુ ત્હેમની પત્નીને એ પ્રિય થઇ શક્યા નથી." તે સાંભળી, રાજાને કૌતુક થયું. પ્રધાન રાજસભામાં આવ્યો ત્યારે રાજાએ ત્હેને કહ્યું, "મંત્રીશ્વર! અમારો કુલાચાર છે કે નવા અમાત્યે અમને એક વખત જમવા તેડવા." આથી પ્રધાનને હા પાડવી પડી.

સભામાં હા તો પાડી; પરંતુ ઘરની પરિસ્થિતિ વિચારી ત્હેને ઊંડી ફાળ પડી. દાસીને એણે બધી હકીકત જણાવી; વળી ઉમેર્યું કે, "મ્હારા ઘરની સ્થિતિ એણે કંઇથી જાણી હોય એમ લાગે છે. રાજાને જમવું નથી પણ તાલ જોવો છે!" ચતુર દાસીએ એને ધારણ દીધી; અને પછી રાજપુત્રીને એ બધી વાત કહેવા ગઇ. જેમ તેમ કરીને સૌભાગ્યમંજરી પાસે એણે રસોઇ કરીને પીરસવાની હા પડાવી. પરંતુ રાજપુત્રીએ યુક્તિ ગોઠવી કે, 'દાસી! મ્હારે માટે ત્રણ જાતનાં વસ્ત્રાભૂષણ તૈયાર કરાવજે જેથી રાજા મ્હારો વેષ જ જોયાં કરશે અને કશું પૂછશે નહિ."

રાજા જમવા આવ્યો. ત્રણ વેષમાં આવીને સૌભાગ્યમંજરી વારાફરતી પીરસવા મંડી. "આ હશે કે આ હશે?"—એમ વિચારતો રાજા જમી રહ્યો; પણ કશું પૂછી શક્યો નહિ. અને રાજા મંત્રીપત્નીને ઓળખી શક્યો નહિ. એટલે એણે બીજો બેત રચ્યો.

નગરબહાર પુરદેવતાનું આરાધન કરવા નગર લોકોએ જવાનું ઠરાવ્યું ત્યાં પ્રધાનપત્નીને દેવારાધન માટે નૃત્યસંગીત કરવાની પ્રાચીન પ્રથા સંભારવામાં આવી. રાજકન્યાએ સરત કરી કે 'પ્રધાન જાતે વાદ્ય વગાડે તો મ્હારે ગાવું.' એણે ધાર્યું હતું કે, "પ્રધાનને કયે દિવસે વગાડતાં આવડે છે? એટલે મ્હારે ગાવાનુંયે ક્યાંથી આવશે?'

મેળો ભરાયો; લોકો ગીત સાંભળવા ઊલટ્યા. વિદ્યાવિલાસે તાલ પ્રમાણે કુશલતાથી વાદ્ય વગાડ્યું. સૌભાગ્યમંજરીને શરત પ્રમાણે ગાવું પડ્યું. લોકો તો ગાયનવાદનની રમઝટ સાંભળી ગાંડાઘેલા થઇ ગયા. રાજપુત્રીને યે વિસ્મય થયો કે ગુરુને ત્યાંના મૂર્ખચટ્ટને એ બધું ક્યાંથી આવડ્યું?'

રાજાએ હાથીની અંબાડી ઉપર બંનેને સ્વારી કાઢીને ગામમાં તેડ્યાં. રાજા નગરમાં પેઠો. એટલામાં રાજપુત્રીની આંગળિયેથી વીંટી સરી પડી. જીંદગીમાં પહેલી વાર વિદ્યાવિલાસ સાથેના અબોલડા ભાગ્યા. રાજકુમારીએ વ્હાલથી વીંટી લાવવા પ્રધાનને કહ્યું.

સ્વારી આગળ ચાલી; અને પ્રધાન પાછળ રહી ગયો. સ્હાંજ પડી ગઇ હતી તેથી એ ઉતાવળો પાછો આવતો હતો. પરંતુ દૈવયોગે એ આવ્યો ત્યારે પુરના દરવાજા બંધ થઇ ગયા હતા. એટલે એણે નગરમાં જવા વિમાસણ કરવા માંડી એવે પાણી જવાનું એક મ્હોટું ધરનાળું દીઠું. ત્હેમાં ઉતરીને એ અંદર જવા ગયો. ત્યા એક સર્પ રહેતો હશે. ત્હેણે આ નવા આવેલા પ્રાણીને ડંખ દીધો. એ ભોંય ઉપર પડી ગયો.

---

નવનવ રસ બુદ્ધિ અવતારંતિ, લોક તણાં મન હરંતિ.
લોક ન જાણઈ તેહનું નામ, રૂપિ કરીનઇ અતિ અભિરામ;
દેખીઇ વિદ્યા તણુઉ નિવાસ, લોક કહઇ એ 'વિદ્યાવિલાસ'."

સ્હામે જ એક વેશ્યા રહેતી હતી. ત્હેણે કંઇક ધબ્બ થતું સાંભળ્યું. દીવો લઇને જોતાં મંત્રીશ્વર દીઠા. મણિ ધોઇને ત્હેનું પાણી પાતાં ઝેર ઉતર્યું. મંત્રીએ પોતાને જીવતદાન આપનારને કંઇ માંગવાને કહ્યું. વેશ્યાએ એને પોતાને ત્યાં જ રહેવાની નિર્લજ્જ માગણી કરી. અને કોઇ યોગીએ આપેલું માદળિયું બાંધી ત્હેને મોર બનાવી દીધો. રાતે મનુષ્ય અને દિવસે મોર એમ પ્રધાનને એ રાખવા લાગી.

વિદ્યાવિલાસ ખોવાયો. સૌભાગ્યમંજરી હવે ઘણું પસ્તાઇ. પણ એ કયાંથી જડે? લોકપ્રિય પ્રધાનને સૌ કોઈ ઝંખી રહ્યાં. પ્હણે મોર થયેલો પ્રધાન આખો દિવસ ઊડાઊડ કરતો અને રાતે પાછો વેશ્યાને ઘેર આવતો.

એક વખત મોર પોતાના ઘરની અગાસી ઉપર જઇ બેઠો. સૌભાગ્યમંજરી એનું જ ધ્યાન ધરી રહી હતી; વિરહથી એ સૂકાઇ ગઇ હતી. નિરાશાને લીધે એનાથી રડી પડાયું. તે રૂદન મોર બનેલા વિદ્યાવિલાસે સાંભળ્યું: રાજકુંવરીને મૂર્છા આવેલી એણે દીઠી. પણ એનાથી કંઇ આશ્વાસન આપી શકાયું નહિ.

બીજે દિવસે એ પાછો અગાસી ઉપર આવ્યો. રાજપુત્રીની સખી મદનાવલીએ ત્હેને કુતૂહલથી ઝાલ્યો: પગે માદળિયું બાંધેલું દેખી રમતમાં તે તોડી નાંખ્યું. એટલે તો મોર, મોર મટી વિદ્યાવિલાસ થઇ ગયો. પ્રધાને બધી વીતક કથા કહી, પરંતુ પાછું કહ્યું કે "હું વચનથી વેશ્યાને ત્યાં બંધાયો છું તેથી મ્હને ફરી માદળીયું બાંધી લો." તેમ કરતાં એ મોર થઇ ગયો અને તે ઉડી ગયો.

આ વાતની ખબર વાયુને વેગે ગામમાં ફેલાઇ; એટલે કોઇ રાજાને પણ એ વાત કહી આવ્યું. રાજા તે જાણી તરત વેશ્યાને ત્યાં ગયો; અને ત્હેને અનેક પ્રકારે સમજાવી વિદ્યાવિલાસ મંત્રીને ત્હેની પાસેથી પાછો લીધો.

રાજાએ, પાછળથી પોતાને પુત્ર ન હોવાથી પોતાની પુત્રી મંત્રીને પરણાવી. કાલે કરીને રાજાએ દીક્ષા લીધી. અને બધું રાજ્ય વિદ્યાવિલાસને સોંપ્યું.

રાજા થયા પછી વિદ્યાવિલાસે પોતાના પિતાના નગર ઉપર ચઢાઇ કરી: અને ત્યાંના રાજાને હરાવ્યો એટલે સન્ધિ કરવા નગરશેઠ આવ્યા. શ્રીવત્સે (વિદ્યાવિલાસે) નગરશેઠને (પિતાને) પ્રશ્ન કર્યો: "મ્હને ઓળખ્યો!" બાપ તે સાંભળી જોઇ રહ્યા. અને પછી ઓળખાણ પડયું.

આ હકીકતથી બધે આનન્દ આનન્દ થઇ રહ્યો. શ્રીવત્સ તપના પ્રભાવથી રાજા થયો. અને અંતે નિર્વાણ પામ્યો.

મૂલ[1] સંસ્કૃત કથા વાંચ્યા પછી, એ ઉપાખ્યાનનાં કયાં કયાં રૂપાન્તરો થવા પામ્યાં તે જોવું પ્રાપ્ત થાય છે. ખાસ મહત્ત્વના જ ફેરફારો ગણાવીને અહીં સન્તોષ માનું છું.

(૧) રાજપુત્રી સૌભાગ્યમંજરી રાતે છાનીમાની પ્રધાનપુત્રને પરણે છે; અને પછી ન્હાસી જાય છે. માર્ગમાં કંઇ પણ ન બોલવાનો સંકેત હતો—એમ મૂલમાં છે. હીરાણંદ તે ઠેકાણે, રાજપુત્રી કને પ્રધાનપુત્રની બુદ્ધિપરીક્ષા કરવા કેટલીક સમસ્યાઓ પૂછાવી છે. સામળભટ્ટમાં એમાંનું કંઇ નથી.

(૨) મૂલમાં જ્યાં વિનયચટ્ટે સન્ધિવિગ્રહનો અજ્ઞાત લિપિવાળો લેખ ઉકેલ્યાની હકીકત આપી છે ત્યાં હીરાણંદ જૂદી હકીકત ગોઠવે છે. 'જયસિંહદેવ રાઉ તલાવ ખણાવઇ'—ઘણું કરીને 'ગુજરાતનો નાથ' સિદ્ધરાજ જ અહીં વિવક્ષિત હોય એમ લાગે છે એક તળાવ ખોદાવતાં ત્હેમાંથી એક તામ્રપટ નિકળે છે. ત્હેમાં લખેલી પ્રાચીન લિપિ ઉકેલીને વિદ્યાવિલાસ મંત્રીશ્વરપદ મેળવે છે.

સામળભટ્ટ પણ બીજા ફેરફારનો જ ઉપયોગ કરે છે. અલબત લેખની લિપિ વંચાવવા રાજાએ કેટકેટલાં ફાંફાં માર્યાં, અને આખરે વિનયચટ્ટે કેવી રીતે સહેલથી એ લેખ ઉકેલ્યો, ઉકેલેલી હકીકત સાચી

1 આ સંસ્કૃત મૂલકથા તરફ પહેલવહેલું મ્હારૂં ધ્યાન ખેંચનાર મારા મિત્ર વડોદરા સેન્ટ્રલ લાયબ્રેરીના પંડિત લાલચંદ ભગવાનદાસ ગાંધીનો હું આભારી છું.

કરી અને વિનયચટ્ટનું ભાગ્ય ભળ્યું તે પ્રસંગનું રસમય વર્ણન સામળભટ્ટે જ વિસ્તાર્યું છે.

(૩) વિદ્યાવિલાસે લેખ ઉકેલ્યો, એટલે એને મંત્રીપદ મળ્યું; તે સાથે આગળ જતાં પોતાના રાજાની કુંવરી પણ વિવાહમાં મળી. તે સ્થળે સામળભટ્ટે લીલાવતી નામની રાજપુત્રીનું પાત્ર દાખલ કર્યું છે. લીલાવતી વાર્તાના ઉત્તરાર્ધમાં સારો ભાગ ભજવે છે. એટલો સામળભટ્ટનો વાર્તાવિસ્તાર છે.

(૪) નગરદેવતાના આરાધન માટે નૃત્યસંગીત થયું; ત્યાં નૃત્ય કરતાં સૌભાગ્યમંજરી સામળભટ્ટની ('વિલાસિની')ની વીંટી સરી પડે છે. સામળભટ્ટ તે ઠેકાણે વિલાસિની પાસે ઝાંઝર નખાવી દે છે, અને તે બ્હાને અબોલડા ભાગ્યાનો પ્રબંધ ગોઠવે છે.

(૫) સર્પદંશથી પ્રધાનને ઉગારીને વેશ્યા જે વચન માગી લે છે ત્હેમાં પ્રધાનને જ માગી લે છે; અને પછી ત્હેને દિવસે મોર અને રાતે મનુષ્ય બનાવી મોજ કરે છે. તે સ્થળે હીરાણંદના 'પવાડામાં ગણિકા ત્હેને 'સુઅડો' (સં. શુકઃ) બનાવે છે. સામળભટ્ટ અહીં પણ હીરાણંદ પ્રમાણે પોપટ બનાવ્યાની વાત ગોઠવે છે.

(૬) વિદ્યાવિલાસ રાજા થયા પછી પોતાના પિતાના નગર ઉપર ચઢાઇ કરે છે; અને ત્યાં સન્ધિ માટે આવેલા નગરશેઠ (પોતાના પિતા)ને પોતાનું પૂર્વવૃત્તાન્ત યુક્તિથી જણાવે છે. હીરાણંદ અને સામળભટ્ટ તે સ્થળે જૂદી જૂદી યુક્તિપ્રયુક્તિથી વાર્તાનો ભેદ ખુલ્લો કરાવે છે.

આ પ્રમાણે માત્ર, ખાસ આગળપડતાં વાર્તાનાં વિવિધ અંગોનું અહીં નિદર્શન કર્યું છે.

મૂલ કથા એક જૈન સંસ્કૃત કાવ્યમા ઉપાખ્યાન તરીકે સચવાઇ રહી છે. એટલે સ્વાભાવિક રીતે જૈન મતના અવશેષો એ વાર્તાનાં સંસ્કરણોમાં રહી જવા પામે ત્હેમા નવાઇ નથી. વાર્તાના અન્તભાગમાં રાજા નિર્વાણ પામે છે. રાજપુત્રી અને પ્રધાનપુત્ર, ગુપ્તવિવાહનો સંકેત રચે છે તે "આદિશ્વરના દહેરામાં" જ રચે છે, એટલે વાર્તામાં જૈનમતની રહીસહી અસર ડોકિયાં કરી રહી છે.

સામળભટ્ટની વાર્તામા હીરાણંદે યોજેલા ફેરફારવાળી વાર્તા સાથે કેટલુંક સામ્ય સ્પષ્ટપણે જોઈ શકાય છે. એટલે હીરાણંદનો "પવાડો" મૂલ સંસ્કૃત ઉપાખ્યાન અને સામભટ્ટની વાર્તા વચ્ચેનો મહત્ત્વનો અકોડો છે.

આ પ્રકારે સંક્ષેપમાં, "વિદ્યાવિલાસિની"નું મૂલ કંઇક વિચાર્યું આખી બે વાર્તાનો તુલનાત્મક દૃષ્ટિએ વિવેક, એ વાર્તાની સંશોધિત આવૃત્તિ થોડાક સમયમા પ્રસિદ્ધ કરવા ધારણા છે, ત્યારે તે પ્રસંગને માટે એક વિસ્તૃત પ્રસ્તાવ લેખ લખવાનું મુલતવી રાખી, આ લેખ હું બંધ કરૂં છુ[1] લેખકના બંધુ કૃત્યથી ગુજરાતી તા. ૯–૧૦–૨૭.

[1] સામળભટ્ટકૃત "વિદ્યાવિલાસિનીની વાર્તા"ની સ્વર્ગસ્થ નાથાશંકર શાસ્ત્રીએ ઇ સ. ૧૮૮૧ મા છપાવેલી પ્રત ઉપરાંત બૃહત્ કાવ્યદોહન ભાગ ત્રીજામાં છપાયેલી વાર્તા હાલમાં ઉપલબ્ધ છે. એ વાર્તાની હસ્તલિખિત પ્રત સંગ્રહોમાં તપાસ કરવા છતાં મળી શકી નથી, કોઈ સાહિત્યરસિક સજ્જન મ્હને તે મેળવી આપશે તો ઉપકાર થશે.

# જયસિંહસૂરિનું હમ્મીરમદમર્દન.

## અંગ્રેજી પ્રસ્તાવના–લેખક સ્વ૦ ચિમનલાલ ડાહ્યાભાઇ દલાલ એમ. એ.

નાટક—ગૂજરાતના ઇતિહાસમાંના એક અગત્યના બનાવને નાટકના રૂપમાં રજુ કરતું આ હમ્મીરમદ-મર્દન નાટક જયસિંહસૂરિનું બનાવેલું છે. આ પાંચ અંકી નાટક છે અને તેમાં ગુજરાત ઉપર મુસલમાનોએ કરેલો હુમલો પાછો હઠાવ્યો એ બીના નાટક રૂપે રજુ કરી છે. મારવાડના ચહવાણ રાજા હમીરના ઇતિહાસ સંબંધીનું નયચંદ્રસૂરિએ આના પછી બે સૈકા પછી રચેલા હમ્મીર મહાકાવ્યથી આ તદ્દન જુદું જ કાવ્ય છે. વસ્તુપાલના પુત્ર [1]જયન્તસિંહની આજ્ઞાથી (ખંભાતના) ભીમેશ્વર ભગવાનની યાત્રાના ઉત્સવ પ્રસંગે ખંભાતમાં પહેલવહેલું આ નાટક ભજવાયું હતું [ આ ભીમેશ-ભીમેશ્વરના ખંભાતના મંદિરમાં સોનાના કલશ અને ધ્વજદંડ વસ્તુપાલે કરાવ્યા હતા. જુઓ વસ્તુપાલ ચરિત-જિનહર્ષકૃત ૪-૭૨૦, અને સુકૃત સંકીર્તન ૧-૩ ]

નાટકના કર્તા:—વીરસૂરિના શિષ્ય અને ભરૂચના શ્રી મુનિસુવ્રતસ્વામીના મંદિરના આચાર્ય શ્રી જયસિંહસૂરિ આ નાટકના કર્તા છે. તેજપાલ એક વખત આ મંદિરની યાત્રાએ આવ્યો હતો ત્યારે એ આચાર્ય કાવ્ય બોલ્યા તેમાં તેની સ્તુતિ કરી અને આંબડના શકુનિકા વિહારમાંની પચીસ દેવકુલિકા માટે સુવર્ણધ્વજ બનાવરાવવા કહ્યું, વસ્તુપાલની સંમતિથી તેજપાલે તેમ કરવા કબુલ કર્યું અને પચીસ સુવર્ણધ્વજ દંડ

1. જયન્તસિંહ-જૈત્રસિંહ તે વસ્તુપાલનો પોતાની પ્રથમ પત્ની લલિતાદેવીથી થયેલ એકનોએક જ પુત્ર હતો. તે સં. ૧૨૭૯ થી ખંભાતનો સુબો હતો. સરખાવો.

महामात्य श्री वस्तुपालस्यात्मजे महं. श्री ललितादेवी कुक्षिसरोवरराजहंसायमाने महं श्री जयन्तसिंहे सं. ७९ पूर्वं श्री स्तम्भतीर्थ मुद्राव्यापारान् व्यापृण्वति सति-ગિરનાર પ્રશસ્તિ

સોમેશ્વરની આબુપ્રશસ્તિમાં એમ છે કેઃ—

दयिता ललिता देवी
तनयमवीतनयमाप सचिवेन्द्रात् ।
नाम्ना जयन्तसिंहं
जयन्तमिन्द्रात् पुलोमपुत्रीव ॥ ४४ ॥
यः शैशवे विनयवैरिणि योधवन्ध्ये
धत्ते नयं च विनयं च गुणोदयं च ।
गोऽयं मनोभव पराभवजागरूक-
रूपो न कं मनसि चुम्बति जैत्रसिंहः ॥

श्री वस्तुपाल पुत्रः कल्पायुरयं जयन्तसिंहोऽस्तु ।
कल्पद्रुमिकं रूपं निष्पद्यते यस्य दानं च ॥

તેની ઉદારતા માટે સરખાવો જિનહર્ષના વસ્તુપાલ ચરિત્રમાંથી

गिरयन्न पर्व श्री जैत्रसिंहोऽपि सर्वतः ।
यथा हैमाम्बुरस्नाति स्मै कविगणविनाम् ॥ ९–६१८

તેને બે પુત્રો હતા–૧ પ્રતાપસિંહ, ને ૨ બનું નામ અજ્ઞાત છે. પ્રતાપસિંહ અને તેના નાના ભાઇના પુણ્યાર્થે વસ્તુપાલે ખંભાતના કુમારવિહારમાં બે દેવકુલિકાઓ બંધાવી હતી. સરખાવો.

पौत्र प्रतापसिंहस्य तद्भ्रातु श्च कनीयसः ।
तत्रार्हद् देवकुलिके श्रेयसे द्वे चकार सः ॥

વસ્તુપાલના મૃત્યુ પછી વિસલદેવે જૈત્રસિંહને તેના શૌર્યથી આકર્ષાઇ પેટલાદનો સૂબો નીમ્યો હતો. સરખાવોઃ-

पेटलादपुरैश्वर्यं जैत्रसिंहाय मन्त्रिणे ।
पराक्रमगुणक्रीतः प्रसन्नोऽदात्ततो नृपः ॥

આ જૈત્રસિંહની પ્રાર્થનાથી બાલચંદ્રસૂરિએ પોતાનો વસંતવિલાસ રચ્યો. વસ્તુપાલના સ્વર્ગવાસ પછી ૧૦ વર્ષે તેજપાલ સ્વર્ગસ્થ થયા, ને તેજપાલ પછી જૈત્રસિંહ વિદ્યમાન હતો. જૈત્રસિંહે ખાસ તેજપાલના સ્મારક તરીકે ચંદ્રોન્માનપુર (ચાણસમા ?)માં એક જિનમંદિર, સરોવર, ધર્મશાળા, સત્રાલય કરાવ્યાં. સરખાવો. જિનહર્ષકૃત વસ્તુપાલ ચરિત્ર. ૮-૫૯૨, ૫૯૩.

तत्र श्री जैत्रसिंहेन गजाश्वरत्नाश्चितं ।
सतोरण जिनाधीश मंदिरं मंदरोपमं ॥
सरोवरं तथा धर्मशालागमालयद्वयं ।
विदधे श्रेयसे तस्य मंत्रिणो गुणशालिनः ॥

કરાવી આપ્યા. આ કાર્યની યાદગીરી માટે જયસિંહસૂરિએ બન્ને ભાઈઓના આ દાન માટે એક સુંદર લાંબું પ્રશસ્તિ કાવ્ય રચ્યું. તે કાવ્ય મંદિરની ભીંતના એક પથ્થરમાં કોતરવામાં આવ્યું હતું એમ લાગે છે. જો કે શકુનિકા વિહારની મસ્જીદ બનાવવામાં આવી છે છતાં હમ્મીરમદમર્દન કાવ્યની પ્રતના અંતમાં તેની એક નકલ હોવાથી તે પ્રશસ્તિ આપણે માટે સચવાઈ રહી છે. આ દાનના કાર્યથી આ બે ભાઈઓ અને તેમના સ્વામી રાજા વીરધવલની કીર્તિ વધારનારા આ કાવ્ય બનાવવા કર્તાને પ્રેરણા થઈ હોય એમ લાગે છે. સંવત ૧૩૬૫ માં લખાયેલા કુમારપાળ ચરિત્ર અને ન્યાયસારની ટીકાના કર્તા મહેન્દ્રસૂરિના શિષ્ય-કૃષ્ણર્ષિગચ્છના જયસિંહસૂરિને આ નાટકના કર્તા સમજવાની ભૂલ કરવાની નથી.

**નાટક રચાયાની સાલ તારીખઃ**—આ નાટક લખાયાની ચોક્કસ તારીખ નક્કી કરી શકાતી નથી. પણ વસ્તુપાળના કારભારની શરૂઆત એટલે સંવત ૧૨૭૬ પછી અને જે હસ્તલિખિત પ્રત મળી છે તેની લખ્યાની તારીખ એટલે સંવત ૧૨૮૬ ની પહેલાં આ નાટક રચાયું હોવું જોઈએ.

**હસ્તલિખિત સાધનોઃ**—શ્રીમંત મહારાજા ગાયકવાડ તરફથી બહાર પડેલી આવૃત્તિ નાટકની બે હસ્તલિખિત પ્રતો ઉપરથી તૈયાર કરવામા આવી છે (૧) તાડપત્રની અને (૨) પાનાં ઉપર લખેલી. તાડપત્ર ઉપરની પ્રત જેસલમેરના પ્રખ્યાત ભંડારમા ઘણી યત્નાપૂર્વક સાચવવામાં આવી છે. અને બીજી પ્રત પાટણના શ્રી વાડીપાર્શ્વનાથના દેરાસરના ભંડારની છે અને તે અન્ય અનેક પ્રતોની માફક જેસલમેરના ભંડારની પ્રતમાંથી ઉતારેલી નકલ છે. તાડપત્રની પ્રતનાં ૧૧૬ પાન છે અને તેમાં (૧) હમ્મીરમદમર્દન ૧-૯૦ પાનાં (૨) વસ્તુપાલ તેજપાલ પ્રશસ્તિ અને (૩) સ્તુતિકાવ્ય ૧-૧૬. આ પ્રતમાં છેલ્લું એક પાન ઘટતું હોય એમ લાગે છે કારણ સ્તુતિકાવ્ય સંપૂર્ણ નથી. આ પ્રત સારી રીતે સચવાઈ છે પણ કોઈ કોઈ ઠેકાણે કેટલાક અક્ષરો અને એક પાનની એક આખી બાજુ ભુંસાઈ ગઈ છે તેથી કાગળ ઉપરની બીજી પ્રતની મદદ શીવાય આ એકલી પ્રત ઉપરથી આ નાટકની આવૃત્તિ તૈયાર કરવાનું કાર્ય ઘણું મુશ્કેલ થઈ પડત. કાગળની પ્રતનાં વીસ પાનાં છે તેમાં (૧) હમ્મીરમદમર્દન ૧ થી ૧૫ અ (૨) પ્રશસ્તિ ૧૫ બ થી ૧૮ અ અને (૩) સ્તુતિકાવ્ય ૧૮ બ થી ૨૦. જિનભદ્રસૂરિની આજ્ઞાથી બીજી તાડપત્રની પ્રતો જે પોતે જેસલમીર લઈ ગયા હતા તેની નકલો ઉતારીને પાટણ લઈ જવામાં આવી તે સમયમાં એટલે સંવત્ ૧૪૮૦-૧૪૯૦ ના ગાળામાં તાડપત્ર ઉપરની મૂળ પ્રત ઉપરથી આ કાગળ પરની પ્રત ઉતારવામા આવી લાગે છે. આ આવૃત્તિ માટે પ્રથમ કાગળ ઉપરની પ્રતનોજ આધાર મળ્યો હતો અને તેનો એક ફરમો તૈયાર પણ થયો હતો પણ તેવામા અચાનક જેસલમીરના ભંડારો તપાસવા જવાનું થયું. તેથી આ કાવ્ય છાપવાનું કામ અટક્યું અને ૧૯૧૬ ના ઓકટોબર મહિનામાં હું જેસલમેર ગયો ત્યારે મૂળ પ્રત તાડપત્રની અને કાગળની પ્રતની મદદથી છાપખાના માટેની નકલ સંભાળથી ફરી તપાસી સુધારી, નહીતર તેમાં અને ખાસ કરી પ્રાકૃત ભાગમાં કેટલા સંશયવાળા ફકરાઓ અને ભૂલો રહી જાત.

**નાટકનો સારઃ**—આ નાટકના પાંચ અંક છે શાશ્વત જ્યોતિને કરેલા નમસ્કારના શ્લોકથી નાટકની શરૂઆત થાય છે. પછી સૂત્રધાર અને નટ વચ્ચે સંવાદ ચાલે છે. વસ્તુપાળના પુત્ર જયન્તસિંહે ખંભાતમાં ભીમેશ્વર ભગવાનની યાત્રાના પ્રસંગે નવરસ યુક્ત નાટક કરવા ફરમાવ્યું છે. ભરૂચના વીરસૂરિના શિષ્ય જયસિંહસૂરિએ રચેલું હમ્મીર મદ મર્દન નાટક ભજવવાનું નક્કી થયું છે. આટલી પ્રસ્તાવના પુરી થતા વીરધવલ અને તેજપાલ રંગભૂમિપર દાખલ થાય છે, વીરધવલ વસ્તુપાળની અદ્વિતીય રાજ્યનીતિજ્ઞતાનાં વખાણ કરે છે. જે સમયે સિંહણરાજા ચઢી આવવાનો ભય હતો અને માલવાના રાજા તરફથી મદદ મળવાની આશા રહી ન હતી તે વખતે પોતાના ઘણા સમયના દુશ્મન ભરૂચના રાજા શ્રી સિંહ સાથે પોતાનો મૈત્રિ સંબંધ કેટલી હુંશીયારીથી કરાવી આપ્યો હતો તે બાબતનું પણ સ્મરણ કરે છે. તેજપાલ આનો જવાબ આપે છે કે રાજાની બહાદુરીથીજ પ્રધાનોની બુદ્ધિ અને કુશલતા ફતેહ

પામે છે. વીરધવલ ઉત્તરમાં કહે છે કે મારી અતિ પ્રશંસા કરીને પ્રધાનની બુદ્ધિ અને કુશળતાનું સત્ય વર્ણન તારે ઢાંકવું ન જોઇએ. પછી લાટદેશના રાજા સિંહના ભત્રિજા અને સિંધુરાજના પુત્રે આપનું તેની સાથેનું વૈર યાદ રાખીને મારા લશ્કરના પાછલા ભાગ ઉપર હલ્લો કરવા માટે સિંહણના લશ્કરને મદદમાં બોલાવ્યું હતું તે સંગ્રામસિંહને વસ્તુપાલે આગળ એક વખત કેવી રીતે હરાવ્યો હતો તે બાબતનું વર્ણન વીરધવલ કરે છે અને કહે છે કે હાલ પણ મામલો ગંભીર છે. એક તરફથી સંગ્રામસિંહની ઉશ્કેરણીથી સિંહણ પોતાના લશ્કર સાથે કૂચ કરવા તૈયાર થયેલો છે અને બીજી બાજુથી તુરૂષ્ક યોદ્ધો મોટા ઘોડેસ્વાર સૈન્ય સાથે અને માલવાનો રાજા ચઢી આવે છે. દુશ્મનોનું વાદળ આમ ચારે બાજુથી ઘેરે છે તે જો વસ્તુપાળની બુદ્ધિ મદદે આવે તોજ વિખેરાય તેમ છે. અહીં વસ્તુપાલ દાખલ થાય છે અને પોતે તેજપાળના પુત્ર લાવણ્યસિંહ રાજ્યના કામમાં ઘણો ઉત્સાહ બતાવે છે તેનાં વખાણ કરે છે. યુદ્ધ ખાતાના અધિકારીઓથી પણ ગુપ્ત રીતે લાવણ્યસિંહના જાસુસો રાજ્યમાં કેવી રીતે ફરે છે અને રાજાઓ પણ તેમના હાથમાં કેવી રીતે રમકડાંની માફક રમે છે તેની હકીકત વસ્તુપાલ જણાવે છે. વસ્તુપાલ અને તેજપાલ રાજાનાં વખાણ કરે છે અને ખાસ કરીને તેજપાલ પંચગ્રામના રણક્ષેત્રમાં રાજાએ બતાવેલી બહાદુરીનાં ઘણાં વખાણ કરે છે. ત્યાર બાદ તુરૂષ્કવીર હમ્મીર સામે પોતે લશ્કર લઇ જવાનો પોતાનો ઇરાદો છે તે જણાવે છે. હાથો હાથની તુરૂષ્કવીર સાથેની લડાઇમાં અને ઘણે દૂર સુધી તેમની પાછળ પડવામાં જે ભય રહેલો છે તે વસ્તુપાલ સમજાવે છે અને મ્લેચ્છોનો રાજા ચઢી આવે ઉ તેને મારવાડના રાજાઓ મળી જાય ત્યાર પહેલાં જઇને માલવાના રાજાઓને પોતાના પક્ષમાં લઇ લેવા તુરત પ્રયાણ કરવાની સલાહ વસ્તુપાલ આપે છે.

અંકર—લાવણ્યસિંહ પ્રવેશ કરે છે. વસ્તુપાલની સલાહ મુજબ વીરધવલે તુરત પ્રયાણ કરવાથી મારવાડના રાજાઓ સોમસિંહ, ઉદયસિંહ અને ધારાવર્ષ પોતાની મરજીથીજ લશ્કરને આવી મળ્યા, અને સુરાષ્ટ્રનો ભીમસીંહ પણ મદદ કરવા આવી પહોંચ્યો. વિક્રમાદિત્ય અને સહજપાલ રાજા જેમની સાથે સિંહના હુમલા પૂર્વે ગાઢ મૈત્રિ હતી તેઓ પણ વીરધવલને ખુશી કરવા તેને આવી મળ્યા બીજા પણ નાના નાના રાજાઓ અને ઠાકોરો પોતપોતાના લશ્કર સાથે વીરધવલને આવી મળ્યા, તે બધી હકીકત લાવણ્યસિંહ જણાવે છે. આમ કલ્પવૃક્ષની પેઠે વસ્તુપાલની બુદ્ધિનાં આવાં સારાં ફળ આવ્યાં. પછી નિપુણક નામે જાસુસ દાખલ થાય છે અને સંગ્રામસિંહ અને સિંહણ વચ્ચે પોતે કેવી રીતે ટંટો કરાવ્યો છે તે જણાવે છે. તે (નિપુણક) સિંહણની છાવણીમાં ગયો. પોતે પહેલાં કરેલી ગોઠવણ મુજબ તેનો નાનો ભાઇ સુવેગ માલવાના રાજા દેવપાલના અશ્વરક્ષક તરીકે નોકરીમાં રહ્યો હતો તેણે તેનો સૌથી સારો અશ્વ ચોરી લીધો અને તે સંગ્રામસિંહ જે સિંહણના લશ્કરને દોરતો હતો તેને આપ્યો. ત્યાર પછી પોતે (નિપુણક) પણ સિંહણની છાવણીમાં દાખલ થાય છે અને જણાવે છે કે તે ગુર્જરરાજાઓની હીલચાલની ખબર રાખવા માટે મોકલેલો સુચરિત નામે જાસુસ છે.

ગુજરાતના સીમાડાઓ હમ્મીરના હુમલાથી લુંટાયા હતા અને વીરધવલ કુચ ઉપર કુચ કરીને તેના સામે થવા ગયો હતો અને એકાદ અઠવાડીયામાં લડાઇ થશે એમ તે સિંહણને જણાવે છે. સિંહણ આથી ખુશ થાય છે અને ગુજરાત ઉપર સ્વારી લઇ જવા ઇરાદો કરે છે પણ નિપુણક તેને સમજાવે છે કે હમ્મીરની સાથે લડવાથી વીરધવલનું લશ્કર ઘસાઇ ગયું હશે એટલે તેને સખ્ખત હાર ઘણી સહેલાઇથી અપાશે માટે તુરતમાં તો માળવા અને ગુજરાતના રસ્તાઓના સંગમ પાસે તાપીના જંગલોમાં મુકામ કરવો. સિંહણને આ પ્રસંગ આવવાથી તાપી નદીના જંગલમાં તેને ડેરા તંબુ નાંખ્યા. સુવેગ ત્યાં તાપસના વેશમાં આવે છે અને સિંહણ તેનાં દર્શન કરવા જાય છે પણ તે નાશી જાય છે. આથી તેના ઉપર વહેમ આવે છે અને રાજાના સિપાઇઓ તેને પકડી લાવે છે. તેને રાજાની

આગળ હાજર કરે છે અને તેની જટામાંથી સંગ્રામસિંહને લખેલો એક પત્ર મળી આવે છે. તે કાગળમાં એમ જણાવ્યું હતું કે માલવાના રાજાએ સંગ્રામસિંહને દેવપાળનું નામ લખેલો એક અશ્વ ભેટ તરીકે મોકલાવ્યો છે અને ગુજરાતમાં દાખલ થતાં માળવાનો રાજા સિંહના લશ્કર ઉપર હુમલો કરે ત્યારે સંગ્રામસિંહે પોતાના બાપનું ખુન યાદ લાવીને સિંહ ઉપર તરવાર ખેંચવી. આ ઉપરથી થોડા બાબતની હકીકતની તપાસ કરવા નિપુણકને સિંહણે કહ્યું. નિપુણકે ગુવેગ સાથે સંગ્રામસિંહને કહેવડાવ્યું કે રાજા તેના ઉપર ગુસ્સે થયા હતા. સંગ્રામસિંહ તેથી બીકને લીધે નાસી ગયો. આ બધી હકીકત નિપુણક જણાવે છે અને આ પ્રવેશ પુરો થાય છે અને તે જાય છે અને વસ્તુપાળ દાખલ થાય છે. અને રાજાની ઉજ્જવલ કીર્તિનું વર્ણન કરે છે. પછી તેનો જાસુસ કુશલક દાખલ થાય છે અને સંગ્રામસિંહ વસ્તુપાળની બુદ્ધિથી સિંહનથી છુટો પડીને ખંભાત તરફ લશ્કર લઇને જતો હતો તે જણાવે છે. ખંભાતના સંરક્ષણ માટે લશ્કર એકઠું કરવાનો હુકમ વસ્તુપાળ આપે છે અને સંગ્રામસિંહના પ્રધાન ભુવનકને પોતાની પાસે બોલાવી મંગાવે છે. ભુવનક જણાવે છે કે સંગ્રામસિંહ વીરધવલની મદદે જાય છે. તે પરથી ભુવનકને રજા આપવામાં આવે છે. નિપુણક વસ્તુપાળને જણાવે છે કે સંગ્રામસિંહ માહી નદી ઓળંગવાને તૈયાર હતો તે વખતે હું (નિપુણક) તેનાથી છુટો પડ્યો હતો. વસ્તુપાળ ધોળકાના રક્ષણ માટે બંદોબસ્ત કરી ખંભાત તરફ જાય છે.

અંક ૩:—વીરધવલ અને તેજપાલ પ્રવેશ કરે છે. અરુણોદય થવાની તૈયારી છે. વીરધવલ ચંદ્રના અસ્તનું વર્ણન કરે છે અને કહે છે કે મોટાઓની સાથે દુશ્મનાવટ કરવાથી અંતે ભારે મુશ્કેલીઓ આવી પડે છે, મારવાડનો રાજા જયતલ પોતાની તલવારના બળનું અભિમાન રાખીને વીરધવલના લશ્કર સાથે જોડાયો નહતો તેનીજ સામે હમ્મીર મોરચા માંડવાનો હતો તે બાબતના સમાચાર જાણવા વીરધવળ ઘણો ઉત્સુક છે. કમલક નામનો જાસુસ પ્રવેશ કરે છે અને ખબર આપે છે કે દુશ્મનના સૈન્યે મારવાડ દેશમાં ઠેર ઠેર આગ લગાડી દીધી છે. અને નિર્દય મ્લેચ્છ યોધાઓને રાજધાનીમાં દાખલ થતા જોઇને બીકથી ઘણાઓ માર્યા ગયા છે. જયતલે ભયંકર યુદ્ધ જમાવ્યું કે કેમ તે વીરધવળ પૂછે છે, કમલક તેને હસીને જણાવે છે કે જેમ ફેર ચકરમાં બેઠેલો બાલક બીજા બધાને ગોળ ફરતા જુએ છે તેમ તમે પણ બધાને તમારા જેવાજ ધારો છો. કમલક વધુમાં જણાવે છે કે કોઈ પણ ક્ષત્રિય તેમની મદદે આવ્યો નહી. લોકોએ બીકના માર્યા પોતાના હાથેજ મોત વહોરી લેવાનું પસંદ કર્યું. કોઇક કુવામાં પડી મરી ગયા અને કેટલાકે પોતાના ઘરો સળગાવી દીધાં અને તેમાં બળી મુઆં; કેટલાકે ફાંસો ખાઈ આપઘાત કર્યો જ્યારે કેટલાક ક્રોધના આવેશમાં દુશ્મનો ઉપર તુટી પડ્યા. કમલક એક તુરુષ્ક લડવૈયાના વેશમાં ત્યાં હાજર હતો તેણે નિર્દય સૈનિકો બાળકોને મારી નાંખતા હતા તે બાળકોની ચીસોથી દયા આવવાથી રાડ પાડી જણાવ્યું "ભાગો, ભાગો, વીરધવલ લશ્કર સાથે લોકોના બચાવ માટે આવે છે." આ સાંભળીને તુરુષ્ક સીપાઇઓ નાઠા અને વીરધવળ ક્યાં છે તે જોવા લોકો ચારે દિશામાં જોવા લાગ્યા. તેણે પોતાનો વેશ કાઢી નાખ્યો અને લોકોને જણાવ્યું કે વીરધવલ જલદી કુચ કરી આ તરફ આવે છે. તેનાં ઉત્સાહનાં વચન સાંભળી લોકો તુરુષ્કોની પાછળ પડ્યા અને વીરધવળની બીકથી તુરુષ્કો ભાગી ગયા. વીરધવલ વસ્તુપાળની બુદ્ધિનાં વખાણ કરે છે અને વસ્તુપાલની બુદ્ધિથી મ્લેચ્છ શીવાયના પોતાના બધા દુશ્મનોને તેણે જીત્યા એમ કહે છે. તેજપાળ તેને જણાવે છે કે વસ્તુપાળે હમ્મીરને હરાવવાને માટે ગોઠવણો કરી છે માટે તે બાબતની ચિંતા કરવી નહી. વીરધવળ મિત્ર રાજ્યોને પોતાની પક્ષમાં મેળવી લેવા પ્રયાણ કરે છે.

અંક ૪—કુવલયક અને શીઘ્રક નામે બે જાસુસો તુરુષ્ક સિપાઇના વેશમાં પ્રવેશ કરે છે. શીઘ્રક તેજપાળની રાજનીતિ (diplomacy)નાં વખાણ કરે છે કે વસ્તુપાળની સલાહથી શુદ્ધ થયેલી તે નીતિથી

દુશ્મનોનું વાદળ વિખેરાઈ ગયું છે. શીઘ્રક પોતાની હકીકતમાં કહે છે કે તેજપાળે મને ખપ્પરખાનના દૂતના વેશમાં સઘળી મ્લેચ્છ જાતિઓના સાર્વભૌમ રાજા બગદાદના ખલીફ પાસે મોકલ્યો હતો ત્યાં જઈ મેં જણાવ્યું કે મીલચ્છીકાર અભિમાનમાં આવી જઈને કોઈની સત્તા માન્ય કરતો નથી. ખલીફે મારી સાથે ખપ્પરખાન ઉપર સંદેશો રવાના કર્યો કે મીલચ્છીકને જંજીરથી બાંધી પોતાની હજુરમાં હાજર કરવો. આ હુકમ વાંચીને ખપ્પરખાને મીલચ્છીકારના મુલક ઉપર સ્વારી કરી. મેં મીલચ્છીકારના પુત્રને તેના ગુપ્ત જાસુસ તરીકે આ હકીકતની ખબર આપી અને આ હકીકત મીલચ્છીકારને જણાવવા તેણે મને તુરત રવાના કર્યો. કુવલયક પોતાની હકીકત જણાવે છે કે મેં પણ ગુલવાલ પ્રતાપસિંહ વગેરે ગુર્જર મંડલેશ્વરોને, લડાઈ પુરી થયા પછી તુરૂષ્કોને, વીરધવળ તમને મુલક આપશે એમ સમજાવીને, આપણા પક્ષમાં આણ્યા છે. આ પ્રમાણે દુશ્મનોનો આખો સમૂહ વિખેરાઈ જાય છે. અને બન્ને જાસુસો પોતાના કાર્યમાં પ્રવૃત્ત થવા જાય છે. અહીં પ્રાસ્તાવિક પ્રવેશ પુરો થાય છે. ચિંતા ક્રોધ વિષાદ અને શરમની લાગણીઓથી ગભરાયેલા મનવાળો મીલચ્છીકાર પોતાના ગોરી ઇસફ નામના પ્રધાનની સાથે પ્રવેશ કરે છે. મીલચ્છીકાર જણાવે છે કે દુશ્મનો ઉપર પોતે ચઢાઈ કરી તેનો લાભ લઈને ખર્પરખાનનું લશ્કર મથુરાના પ્રદેશ ઉપર ફરી વળ્યું હતું. ગુજરાતનો રાજા પણ, ખપ્પરખાનની ચઢાઈની વાત જાણીને, લશ્કર સાથે તેની સાથે યુદ્ધ કરવા ધસતો આવે છે. તે પોતાના પ્રધાનને જણાવે છે કે ખલીફનો ગુસ્સો શાંત કરવા માટે રદિ અને કાદિ નામના તેના બે ગુરુઓને મોકલ્યા છે અને હવે આગળ શું પગલાં ભરવાં તે સંબંધી સલાહ માગે છે. ખપ્પરખાનના હુમલાથી પોતાના રાજ્યને બચાવવા માટે પાછી કુચ કરી જવી એમ પ્રધાન સલાહ આપે છે તે મીલચ્છીકારને પસંદ પડતી નથી અને તે કહે છે "ભલે મારો મુલક સેતાનના મુખમાં જઈ પડે, અને ભલે મારો પુત્ર પણ મૃત્યુ પામે, હું તે બાબતની દરકાર કરતો નથી." ત્યાં તો લશ્કર આવતું હોય તેવો અવાજ સંભળાય છે. તે અવાજ વીરધવલના લશ્કરનો છે અને મીલચ્છીકારના લશ્કર ઉપર વીરધવલના સૈનિકો તુટી પડે છે અને મીલચ્છીકાર અને તેના પ્રધાનને શોધે છે. ત્યાં એકાએક વીરધવલનો સાદ સંભળાય છે અને મીલચ્છીકાર અને તેનો પ્રધાન નાસી જાય છે. વીરધવલ અને તેની બહાદુરીના ગુણગાન કરતો દ્વારભટ દાખલ થાય છે. દુશ્મનો પોતાના પંઝામાંથી છટકી ગયા જોઈને વીરધવળ નિરાશ થાય છે. દ્વારભટ જાય છે અને તેજપાળ રાજાની બહાદુરી અને શૌર્યનાં વખાણ કરતો પ્રવેશ કરે છે. વીરધવળ કહે છે કે દુશ્મનો આપણા હાથમાંથી છટકી ગયા છે પણ વસ્તુપાલે ગોઠવેલા કાર્યક્રમથી તે ફરવાનો નથી અને વસ્તુપાળની બુદ્ધિનાં વખાણ કરે છે.

અંક ૫—કંચુકી પ્રવેશ કરે છે. વીરધવલના લાંબા સમયના વિયોગથી દુઃખી થતી તેની સ્ત્રી જયતલ્લા દેવીના મનને આનંદ પમાડવા માટે શું કરવું તેનો વિચાર કરે છે. હમ્મીરના નાશી જવાથી આનંદ પામેલો વીરધવલ થોડા વખતમાં ધોળકામાં આવી પહોંચશે એમ કહેતો અવાજ તે સાંભળે છે. ધોળકામાં આવતાં, માર્ગમાં આવતાં સ્થળોનું વર્ણન કરતા વીરધવલ અને તેજપાલ દાખલ થાય છે. અચલેશ્વર દેવના ધામ આબુ પર્વત પરથી પસાર થઈને, વશિષ્ઠાશ્રમ અને ત્યાં રહેતા યોગીઓ, પરમાર રાજાઓની નગરી ચંદ્રાવતી, પવિત્ર સારસ્વતી નદી અને તેના કાંઠે આવેલું રુદ્રમહાકાલનું મંદિર, ગુજરાતના રાજાઓનું પાટનગર અણહિલવાડ, લાવણ્યપ્રસાદના હાથ નીચેનું સાબરમતીના કાંઠે આવેલ કર્ણાવતી શહેર પસાર કરીને તેઓ ધોળકા પહોંચે છે. વીરધવલ રાણીના ઉદ્યાનમાં ઉતરે છે અને તેજપાલ રાજાના નગર પ્રવેશ માટે તૈયારીઓ કરાવવા માટે શહેરમાં પ્રવેશ કરે છે. પોતાના વિરહથી કૃશ થતી રાણી જયતલ્લા દેવીને વીરધવલ મળે છે. વસ્તુપાલ અને તેજપાલ રાજાને મળવા એકાએક પ્રવેશ કરે છે. તેજપાલ વસ્તુપાળને કહે છે કે મેં તમારી ગેરહાજરીમાં ઉદયસિંહના પ્રધાન ઉદલના પુત્ર યશોવીરની સલાહ લીધી હતી. વસ્તુપાળ જવાબ

આપે છે કે તે સારૂં કર્યું કારણકે યશોવીરને આપણે પોતાના વડિલભ્રાતા મલ્લદેવ જેવો ગણીએ છીએ. વસ્તુપાળ રાજાને જોઇને ઘોડા પરથી ઉતરે છે, અને તેને સલામ ભરવા જાય છે પણ રાજા તેને ભેટી પડે છે. વીરધવલ તેને કહે છે કે મને બાળપણમાં ઉછેરનાર મદનદેવી, અને યૌવનમા પોતાને મદદ આપનાર લવણપ્રસાદ અને જેની બુદ્ધિથી પોતાના રાજ્યનો પાયો મજબુત થયો છે તે વસ્તુપાળ, તેમનું સર્વનું ઋણ કેવી રીતે મારે અદા કરવું. વળી કહે છે કે તમારી બુદ્ધિના બળથીજ મારૂં શૌર્ય આટલું ઝળકી શક્યું છે, અને અસુરચક્રચૂડામણિ હમ્મીર એટલો ભય પામ્યો છે કે ફરીથી આ તરફ આવવાની હીંમતજ કરતો નથી. વસ્તુપાલ તેને ખબર આપે છે કે ખલીફની પાસેથી રાજ્ય સ્થાપવાની પરવાનગી લઇને મુખ્ય અધિકારી વજ્રદિન સાથે મીલચ્છીકારના બે ખરા ધર્મગુરૂઓ રદિ અને કાદી નામના, વહાણમાં બેસીને આવે છે એમ જાસુસના પાસેથી ખબર પડવાથી મેં વહાણમા લડવૈઆઓ મોકલી તેમને પકડી ખંભાતમાં કેદ કરી રાખ્યા હતા. તેમને છોડવવા મીલચ્છીકારે પોતાના પ્રધાનોને ઘણીવાર મોકલ્યા હતા. આથી મીલચ્છીકાર સાથે લાંબા વખત માટે સુલેહ થઇ છે. ત્યાર બાદ સર્વે નગરમાં પ્રવેશ કરે છે. આખું નગર શણગાર્યું હતું. પુરૂષો ફુલોની માલાઓ પહેરી ફરતા હતા અને સ્ત્રીઓ નૃત્ય કરતી હતી. મહેલ પાસે આવીને વીરધવલ શિવના મંદિરમાં જાય છે અને ભક્તિપૂર્વક તેની પ્રાર્થના કરે છે. તેની ભક્તિથી પ્રસન્ન થઇને ઇશ્વર તેને દર્શન આપે છે અને વરદાન માગવા કહે છે. વીરધવલ જવાબ આપે છે કે તમારી કૃપાથી વસ્તુપાલ અને તેજપાલ એ બે ચમત્કારી કાર્ય કરી શકનાર પ્રધાનો મને મલ્યા છે, મારો યશ અને કીર્તિ ચંદ્ર સાથે સ્પર્ધા કરે છે અને મારા દુશ્મનો પણ મારી સેવા કરવા માટે એક બીજાથી હરિફાઇ કરે છે. છતા હું એટલું માગું છું કે મારા રાજ્યમા સારો વરસાદ પડો અને અનાજ પાકો, દેશોદેશ વિજયના ડંકા વગડાવે તેવા ઘણા રાજાઓ થાઓ, વિદ્વાનો કાવ્યો બનાવો અને સજ્જનો હંમેશાં ધાર્મિક કાર્યો કરો.

નાટકના અંતે કવિએ બે શ્લોક મુકયા છે તેમાં કવિ જણાવે છે કે ચંદ્રને સુખડ ચોપડવા જેવો, અમૃતસાગરમાં દુધ રેડવા જેવો યાને પુષ્પોને સુગંધ લગાડવા જેવો આ મારો પ્રયત્ન છે. આ નાટક દેવી સરસ્વતીએ પોતેજ મોકલેલું છે.

**વસ્તુપાલ તેજપાલ પ્રશસ્તિઃ**-શકુનિવિહારને તેજપાલે આપેલા દાનના સ્મારક તરીકે તે મંદિરના દિવાલના એક પત્થર ઉપર આ પ્રશસ્તિ કોતરાવી હશે એમ લાગે છે. પ્રશસ્તિમાં પ્રથમ મુનિસુવ્રત અને સુદર્શનાને નમસ્કાર કર્યા છે અને પછી મૂલરાજથી વીરધવલ સુધીના ચાલુક્ય રાજાઓની વંશાવળી આપી છે. મૂળરાજે કચ્છના રાજાને નમાવ્યો અને સિંધના રાજાને પણ ચિંતાથી ઉત્સુક બનાવી મુકયો. હમેશાં બત્રીસ રાજાઓ તેની હજુરમાં રહેતા. ચામુંડરાજે પૃથ્વીને દુશ્મનોના મસ્તકથી વિભૂષિત કરી. નિર્દય દુશ્મનો મરણીયા થઇને જ્યાં પોતાનું લોહી રેડીને યશ મેળવતા, તેવા હરસિદ્ધિ દેવીના કુવાની ઉપમા તેની તલવારને આપી છે. ભીમદેવ માટે એમ જણાવ્યું છે કે જ્યારે તેણે હુમલો કર્યો ત્યારે ભોજના હાથમાથી તલવાર, કંઠમાંથી સરસ્વતી અને હૃદયમાંથી લક્ષ્મી ચાલી ગયાં, તે યોગ્યજ થયું હતું. માળવાના રાજા ઉપર જયસિંહે મેળવેલા વિજયનો પણ ઉલ્લેખ કર્યો છે. કુમારપાળે જૈન ધર્મ સ્વીકાર્યો, અર્ણોરાજને મ્હાત કર્યો, કોંકણ લીધું, શિવનો મહિમા વધાર્યો અને અપુત્રની મિલ્કત રાજ્યમાં ખાલસા કરવાનો કાયદો નાબુદ કર્યો. બાળમૂળરાજે રણક્ષેત્રમાં લડીને દુશ્મનોને મુળમાંથી ઉખેડી નાખ્યાં. ભીમદેવ મહા દાનેશ્વરી હતો. પોતાના રાજ્યની સભા પાછી મજબુત કરવા માટે, ઘણી મોટી સાહસિક લડાઇઓ લડનાર, અર્ણોરાજના પુત્ર લાવણ્યપ્રસાદને ભીમદેવે પોતાનો મુખ્ય મંડલેશ્વર નીમ્યો. પછી કવિ લાવણ્યપ્રસાદના પુત્ર વીરધવળની સ્તુતિ કરે છે. વીરધવળે પોતાના માટે કોઈ સારો મન્ત્રી આપવા ભીમદેવને પ્રાર્થના કરી. તેથી ભીમદેવે તેને કહ્યું, "ગુજરાતના પાટનગરના અલંકારરૂપ મંત્રીઓમાં શ્રેષ્ટ પોરવાડ વંશનો ચંડપ ઘણો કીર્તિશાળી થઇ ગયો. તેની બુદ્ધિથી રચેલાં મહાન કાર્યોથી ગુજ-

# વિષયાનુક્રમ.


| વિષય. | પૃષ્ટ. |
|---|---|
| હતાશ (કાવ્ય) રા. મણિલાલ શેઠ ... | ...૧૩૧ |
| જીવન-સંગ્રામ (કાવ્ય) રા. મગનલાલ દ. દેશાઇ. | ૧૩૧ |
| **તંત્રીની નોંધ.** | |
| ૧ અમારી જ્ઞાનયાત્રા તથા તીર્થયાત્રા, | |
| ૨ અધ્યાત્મ રસિક પંડિત દેવચંદ્રજી, | |
| ૩ સ્વ. સાક્ષરશ્રી મનઃસુખલાલ કિ. મહેતા, | |
| ૪ જૈન પત્રનો રજતોત્સવ. ... | ...૧૩૨ |
| અમારો પ્રવાસ | |
| (પંડિત સુખલાલજી) ... | ...૧૩૯ |
| કવિ શામળ કૃત 'વિદ્યાવિલાસિની'ની વાર્ત્તાનું મૂળ | |
| ('બુદ્ધિપ્રકાશ') ... ... | ...૧૪૬ |
| 'જૈન ગુર્જર કવિઓ' ('ગુજરાતી')... | ...૧૪૭ |
| શુક્ર સપ્તતિ અને શુકબ્હોતરી (સુડાબ્હોતરી) | |
| તંત્રી ... ... ... | ...૧૫૧ |
| બસ ધુની બનો! —રા. ધુની... | ...૧૫૮ |
| પ્રતિમા લેખો. | |
| (રા. ડાહ્યાભાઈ તથા રા. પોપટલાલ) | ...૧૫૯ |
| અલભ્ય પ્રાભૃત ગ્રંથો. | |
| રા. મોહનલાલ ભ. ઝવેરી B.A.LL.B. | ૧૬૨ |
| વિનોદના પત્રો ... ... ... | ...૧૬૩ |
| એક વિચારણીય પ્રશ્ન | |
| (પંડિત પ્રભુદાસ બેચરદાસ) ... | ...૧૬૬ |
| **વિવિધ નોંધ.** | |
| ૧ ઉપદેશક વાડીલાલ સાંકલચંદનો રીપોર્ટ, | |
| ૨ યુનિવર્સીટીનો અભ્યાસક્રમ અને અર્ધ માગધી, | |
| ૩ ધાર્મિક ખાતાંઓની ચોખવટ, | |
| ૪ શ્રીપાવાપુરી તીર્થને અંગે કાઢવામાં આવેલું કમિશન, | |
| ૫ સુકૃત ભંડાર ફંડ... ... | ...૧૬૯ |
| તંત્રીની નોંધ. ... ... | ...૧૭૩ |


---


## જૈનયુગ

—જૈનધર્મ, તત્ત્વજ્ઞાન, સાહિત્ય, ઇતિહાસ, જીવનચરિત્ર ને સમાજપ્રગતિને લગતા વિષયો ચર્ચતું ઉત્તમ જૈન માસિક.

—વિદ્વાન્ મુનિ મહારાજશ્રી તથા અન્ય લેખકોની કસાયેલી કલમથી લખાયેલા ગદ્યપદ્ય લેખો તેમાં આવશે.

—શ્રીમતી જૈન શ્વે. કૉન્ફરન્સ (પરિષદ્) સંબંધીના વર્ત્તમાન-કાર્યવાહીનો અહેવાલ સાથેસાથે અપાશે.

તો દરેક સુજ્ઞ આ પત્રના ગ્રાહક બની પોતાના મિત્રોને પણ ગ્રાહકો બનાવશે અને સંઘસેવાના પરિષદ્‌ના કાર્યમાં પુષ્ટિ આપશે.

ચાલુ વર્ષથી વાર્ષિક લવાજમ ટપાલખર્ચ સહિત માત્ર રૂ. ત્રણ

લખો—જૈન શ્વે૦ કૉન્ફરન્સ ઑફીસ
૨૦ પાયધુની મુંબઇ નં. ૩.

---

આ માસિક બહોળા પ્રમાણમાં ફેલાવો પામવાની ખાત્રી રાખે છે. તો **જાહેરખબર આપનારાઓને** માટે તે ઉપયોગી પત્ર છે; તો તેઓને ઉપરને સરનામે લખવા કે મળવા ભલામણ છે.

# જૈન યુગ.



A woman loses nothing of her value and dignity by admitting that there are departments of life which Nature has delegated to men, just as every man will admit that he is quits unfitted for lhe hundred and one tasks connected with maternity or with nursing for which women are admireably adaptd. **Dr. Booth.**

પુસ્તક ૩ | વીરાત્ સં. ૨૪૫૪ વિ. સં. ૧૯૮૪ પોષ | અંક ૫

## હતાશ [Lost].

ધીરાં ભર તું પાય, હો નાથ ! ધીરાં ભર તું પાય.
નિર્બળ જાતે દોટ ન થાયે ઉતાવળો તું જાય,
દોટ કરું ત્યાં ઉર હંફાયે પગ મ્હારા લથડાય. હો નાથ.

પાસ ઘડિ તું દૂર ઘડિ તું નવ હુંથી સમજાય,
હાથ કરું લાંબો ગ્હાવાને ખાલી કરી અફળાય. હો નાથ.

બન્ધન આંખ્યે જોઇ શકું ના ક્યાં ફરતો તું નાથ,
અમોઘ ત્હારો નાદ સુણી હું દોડું 'આવે હાથ.' હો નાથ.

થાક ચઢ્યે વાટમે બેસું ત્યાં ટપલી મારી જાય,
હોશ થયે ઉઠી દોડું ત્યાં ફૂફરે ફૂરત થાય. હો નાથ.

પાટય ખૂટે ના ભવની લાંબી ગેલ કરે તું નાથ,
થાક ચડે છે પગ નવ ચાલે દોર મને, લે હાથ હો. નાથ.

હાસ્ય કરે તું ! ખેલ ભલે તું, ઉચરું ના હું વાક્ય,
પ્રાણ ગયો હે ક્રરદયાળુ ! જીવ મ્હારો શોષાય. હો નાથ.

—મણિલાલ શેઠ.

## જીવન–સંગ્રામ.

રાગ કેદાર–તીનતાલ.

મો સમ કોન કૌન કુટિલ ખલકામા–એ રાહ.

પ્રભુજી ! જીવન આ સંગ્રામ (૨)
શસ્ત્રહિન સૈનિક હું શુરો અશ્વ નહીં પણ સ્વાર,
ઘા પર ઘા હૈયે હું ઝીલું બીડી હૈયે હામ–પ્રભુજી.

રજની જામે વીજ ઝબૂકે ઘેરે ઘન અંધાર.
દીવાદાંડી ના દેખાયે જહાજ ડુબે મુજ આમ–,,

જીવન પુષ્પ–કલિ કરમાયે ચગદે લોક અપાર,
રજ સુવાસ રહી લુંટાઈ, રામ રમે, આરામ–,,
( તો હવે )
અંજન આંજ અજબ આ નયનો, દુઃખનો આવે પારઃ
સ્મરણ સદા સુખ દુઃખ સંસારે, પાર્શ્વ પ્રભુનું નામ
શાસનનાયક નામ, સ–પ્રભુજી.

—મગનલાલ દલીચંદ દેશાઈ.

ડાયરાના અપાસરામાં મુનિ ધીરવિજયજીને મળ્યા ને તેમની કૃપાથી ભાષાકૃતિઓની ૮૯ અને ૧૪૦ પ્રતો ધરાવતા બે દાબડા ઘેર લઇ આવ્યા ને બીજે દિને તો નીકળવાનું હતું એટલે રાતનો ઉજાગરો કરી એક દાબડો જોઈ જવાનું ને તેમાંથી પ્રશસ્તિ વગેરે ઉતારી લેવાનું કર્યું; અને બીજે દિને સવારમાં ઉઠી શૌચાદિ કરી બીજો દાબડો જોઇ તપાસી લીધો. આ ત્રણુ દિવસમાં રા. મણિલાલ ખુશાલચંદ, શેઠ મણિલાલ સુરજલાલ, ત્યાંની બોર્ડિંગના સુપ્રીન્ટેન્ડન્ટ વગેરે અનેકની મુલાકાતો થઇ વિચાર વિનિમય થયો. પાલ્હવિહારનાં દર્શનનો ઉત્તમ લાભ મેળવ્યો. કોઠારી કુટુંબનો આતિથ્યસત્કાર ઉપરાંત તેમના ગૃહકારોબારની દક્ષતા, ઉંચા સંસ્કાર અને ખાનદાનીનો પરિચય પણુ પ્રાપ્ત કર્યો.

તા. ૨૯ મીએ બપોરે નીકળી રાત્રે ખરેડી પહોંચ્યા. બાજુની જૈન ધર્મશાળામાં ઉતરી સવારે કુંભારીઆજી પ્રત્યે એક ગાડામાં સામાન રાખી પગે કૂચ કરી. રાજના ત્રાસ સહી ગાડાવેરો, ચોકીવેરો મુંડકાવેરો આપી અંબાજી પહોંચ્યા ત્યાંથી ગાડું કુંભારીઆજી લઈ જતાં અટકાવ થયો એટલે અંબાજીમાં ધર્મશાળામાં ઉતર્યા. આરાસુરી અંબાજીનાં દર્શન કર્યાં. આ અંબાજી તેમજ કુંભારીઆ જેમાં છે તે મૂળ આરાસણુ નગર હતું. ૩૦ મીએ કુંભારીયાજી તરફ ગયા ને રાત્રે પાછા ફરી ૩૧ મીએ તો વિહાર કરવાનો હતો તેથી પહેલાં કોટેશ્વર જઇને ત્યાંનું સરસ્વતી નદીનું મુખ, સુંદર દૃશ્ય, મંદિરાદિ જોઇ કુંભારીઆજી આવ્યા. ત્યાંનાં મહાભવ્ય દેવાશ્રયો જોતાં હૃદય ઉલ્લાસમાન થયું. સમારકામ થતું હતું તેથી પબ્બાસનાદિ દેવકુલિકાઓથી બહાર કાઢેલ ને તેમાં અનેક પ્રાચીન શિલાલેખો બરાબર જોવાની તક મળી તે તકનો સંપૂર્ણ ઉપયોગ કરી લેવાનો નિશ્ચય થયો. કામ કરવા મંડી પડયા ને રાત્રે પાછા વહેલા અંબાજી પાછા ફરવાનું, એટલે બીજે દિવસ રોકાઈ અધૂરૂં કામ પૂરૂં કરી લેવાનો નિશ્ચય કર્યો. બીજા દિવસે તડામાર કામ કરતા પણુ કાર્ય અધૂરૂં રહ્યું એટલે ત્રીજા દિવસે રોકાઇ પૂરૂં કરવાનો નિર્ધાર કર્યો. આ દિવસે કાર્ય પૂરૂં થયું (તા. ૧-૧-૨૮). તા. ૨ જીએ આવ્યા તેમ પાદ વિહાર કરી આબુરોડ સ્ટેશન આવ્યા.

આ ત્રણુ દિવસના શિલાલેખ ઉતારવાના કાર્યથી અતિ સંતોષ થયો. રબિંગ લેવાનાં સાધનો હોત તો કેટલાક બહુ ઘસાઇ ગયેલા શિલાલેખોની આબાદ પ્રતિકૃતિ મેળવી શકાત. નાના મોટા સં. ૧૦૮૭ થી ૧૪૦૦ સુધીના અનેક અને ૧૬૭૫ ના બે ચાર મળી લગભગ સોએક લેખો મેળવ્યા. એક પણુ ઉતારંવો બાકી રહ્યો નહિ હોય. આમાંથી અનેક ઐતિહાસિક સાધનો મળી આવશે ને તે જૈન સાહિત્ય સંશોધકમાં શ્રી જિનવિજયજી તરફથી પ્રકટ થશે ત્યારે ખબર પડશે. ૧૦૮૭ નો શિલાલેખ તે વિમલ મંત્રિનો સમકાલીન-આબુનો વિમલપ્રસાદ સં. ૧૦૮૮ માં પ્રતિષ્ઠિત થયો તેથી એક વર્ષ અગાઉનો-એટલે તે સમયે એક મંદિર તો કુંભારીઆજીમાં જરૂર થયેલું. કેટલાક એમ માને છે કે આ મંદિર પણુ વિમળશાએ બંધાવેલું. જુઓ 'સોમ સૌભાગ્ય કાવ્યના ગુજરાતી ભાષાંતરના સંબંધમાં કેટલાક વિચાર' એ નામનો લેખ બુદ્ધિપ્રભાના અંકમાં આવેલ તેમાં જણાવેલ છે કે (પૃ. ૧૯૦).

'આરાસુરનો ડુંગર કે જયાં ઇડરના ગોવિંદ શેઠે જઇને અંબિકા માતાની આરાધના કરી હતી. તે ડુંગર ઉપર હાલ પણુ આપણા કુંભારીયાના નામથી ઓળખાતાં ભવ્ય દેહરાં ઉભેલાં છે તે વીમળશાએ કરાવ્યાં હતાં. મારા ધારવા મુજબ શેત્રુંજાનો ભાવ બતાવવા તેમણે રીખવદેવ પ્રભુનું દેહરૂં આબુ ઉપર અને ગીરનારજીનો ભાવ બતાવવા અંબાજી માતાના દેવળ નજીક એ કુંભારીયાના દહેરાં કરાવ્યાં હતાં."

બધાં દેહરાં વિમળશાકૃત નથી એમ તો જણાય છે કારણુ કે તે એક પછી એક થયાં છે. તે પૈકી એક પણુ વિમળશાએ બંધાવ્યું હતું કે નહિ તે મૂળ ૧૦૮૭ નો શિલાલેખ બરાબર વિચારી આસપાસના લેખોને સંજોગો ધ્યાનમાં લઇ તે પર શ્રી જિનવિજયજી અજવાળું પાડશે. મળી આવેલા શિલાલેખોમાં ભીમદેવ રાજા, કુમારપાળ રાજા, ને ધારાવર્ષ એ ત્રણુ નૃપતિઓના ઉલ્લેખો મળ્યા છે. વળી તેરમા સૈકાના એક લેખમાં અમુક સૂરિએ અમુક શ્રાવિકાપર વાસક્ષેપ નાંખ્યો એવું આવે છે તો વાસક્ષેપ નાંખ-

વાનો રિવાજ ઘણો જૂનો હતો તે પણ જણાય છે. કુંભારીઆ નગર બળી ગયું તે વાત ખોટી જણાય છે; વગેરે વગેરે.

શ્રી જિનવિજયજી પોતાનો છપાયેલ પ્રાચીન લેખ સંગ્રહ સાથે લઇ આવેલા તેમાં પ્રકટ થયેલ સર્વ લેખને મેળવી લીધા–શુદ્ધ લાગે ત્યાં શુદ્ધ કરી લીધા, ને ખૂટતા ભાગો પૂરા કરી લીધા. તેમની લિપિની માહેતી, ઉકેલવાની કળા, તે પર આસપાસના ભાગો જોઇ શબ્દો બેસાડવાની વિદ્વત્તાએ શિલાલેખોની ટીપ સંપૂર્ણ કરવાનું બની શક્યું. આ રીતે સર્વ તીર્થો પરના સંપૂર્ણ શિલાલેખો આવા સાક્ષરોની સહાય લઇ થાય તો કેટલું બધું સારૂં! પ્રાચીનતાના પુરાવા સચોટ મળતાં ઉપજતા ઝઘડાનું શમન પણ થઇ શકે. વળી શ્રી જિનવિજયજીએ કેમેરા ને પ્લેટો સાથે લીધી હતી તેનો ઉપયોગ પણ કર્યો. પણ પોતે કુશળ ફોટોગ્રાફર તો નહિજ. તો કુશળ ફોટોગ્રાફરની સહાય લઇ દરેક તીર્થનાં સુંદર દશ્યો–ભાગો વગેરેના ફોટોગ્રાફો લઇ તેની આલ્બમ બનાવી દરેક તીર્થમાં રાખવી ઘટે. પ્રાચીન એવું ઘણું શીર્ણ વિશીર્ણ થઇ ગયું છે કે તેની નામ નિશાની પણ કેટલેક સ્થળે રહી નથી. શ્રી આણંદજી કલ્યાણજીની પેઢી તેમજ તીર્થના વહીવટ કરનારી પેઢીઓ ચેતશે?

આચાર્ય શ્રી વિજયનેમિસૂરિએ આ કુંભારીઆનાં તીર્થનો વહીવટ રાજ્ય પાસેથી લઇ જૈનો પાસે કરાવવાની જે મહેનત લીધી છે ને તેને પરિણામે એક કુશળશિલ્પી–સોમપુરા બ્રાહ્મણ રા. પ્રભાશંકર દ્વારા દેહેરાંઓની મરામત અને મુનિમદ્વારા વહીવટ થાય છે તે માટે તે સૂરિશ્રીને અમો અંતઃકરણ પૂર્વક ધન્યવાદ આપીએ છીએ. રા. પ્રભાશંકર શિલ્પકળામાં ખાસ વૈશારદ્ય ધરાવે છે–સાહિત્યરસિક છે, અને આર્ય-શિલ્પ કેવું છે તેનો ખ્યાલ આપવા તે સંબંધીનાં પ્રાચીન પુસ્તકોમાંથી ગૂજરાતી ભાષાંતર કરવાની હોંશ ધરાવે છે. તેવાં ભાષાંતર પુરાતત્ત્વ, જૈન સાહિત્ય સંશોધક કે આ પત્રમાં પ્રકટ કરવા મોકલાશે તો સારા આકારમાં પ્રસિદ્ધ થશે એમ અમોએ તેમને ખાત્રી આપી હતી. તેમની તથા ત્યાંના વહીવટદાર મુનિમ રા. ચંદુલાલ ગણપતરામે શિલાલેખોને પોમીસ્ટોન આદિથી સાફ કરાવવામાં જે સહાય આપી હતી તે માટે તેમનો ઉપકાર માનીએ છીએ. તેને લીધેજ ત્રણ દિવસમાં શિલાલેખો ઉતારવાનું બની શક્યું, નહિતો બીજા વધુ દિવસો થાત.

અમારે વખત ભરાઇ ગયો, તેથી જરીવાવ, તેની પાસેની આરસની ખાણો, અને ગબ્બર જોવા જવાનું ન બની શક્યું. તા. ૨ જીએ સાંજે મુનિશ્રી શાંતિવિજયજીનાં દર્શન કરી આબુરોડથી નીકળી રાત્રે અમદાવાદ આવ્યા. વચમાં સુખલાલજી પંડિત પાલણપુર ત્યાંની તાડપત્રપરની પ્રતો જોવા ઉતર્યા.

અમદાવાદ વીરવિજયજીના અપાસરાના ભંડારનાં જે પુસ્તકો જોવાં બાકી હતાં તે જોયાં (તા. ૩-૪ જાન્યુ.) ને તેમાંથી શ્રી યશોવિજય, વિનયવિજય ને વીરવિજયકૃત કૃતિઓની પ્રતિઓ પણ લીધી કે જે કૃતિઓનું સંશોધન શ્રીયુત સારાભાઇ મગનભાઇ મોદી જૈન ગ્રંથમાળા માટે કરવાનું અમને સોંપવામાં આવ્યું છે. આ પ્રતિઓ આપવા માટે શેઠ મણિલાલ ગોકળદાસનો આભાર માનીએ છીએ. તેમણે શુભવેલિની છપાવેલી નકલ બતાવી તેમાંથી શુભવિજય–(વીરવિજયજી)ના ગુરૂની માહીતી લખી લીધી. ૪થીની રાત્રિએ જર્મન પ્રોફેસર શુબ્રિંગ અમદાવાદ પધાર્યા એટલે ૫ મી તારીખે રોકાઇ તેમની મુલાકાત કરી તેજ રાત્રે રવાના થઇ ૬ ઠીએ મુંબઇ આવ્યા. પંડિત સુખલાલજીએ પાલણપુરથી તે અમદાવાદ સુધીના પ્રવાસ સંબંધી 'અમારો પ્રવાસ' એ નામનો સુંદર, મનનીય અને આકર્ષક લેખ લખી મોકલવા કૃપા કરી છે તે આ અંકમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. એકંદરે અમારી આ યાત્રા. જ્ઞાનનો લાભ તથા તીર્થદર્શનનો લાભ એમ બંનેથી યુક્ત થઇ છે તે કદિ પણ સ્મરણપટપરથી ભુંસાય તેમ નથી અને યાત્રાનો આનંદ આપવામાં જે જે નિમિત્ત ભૂત થયા છે તેનો આભાર પણ ભૂલીશું નહિ.

૨. અધ્યાત્મરસિક પંડિત દેવચંદ્રજી.

'પાદરેથી વકીલ મોહનલાલ હિંમચંદ લખી જણાવે છે કે 'જૈનયુગ' ના કાર્તક માસના અંકમાં પંડિત પ્રવર શ્રી. દેવચંદ્રજીની પાદુકા સંબંધી પૃ. ૯૨ પર હકીકત વાંચી તે ઉપરથી, અત્રેથી મા-

ણુસ મોકલી લેખ ઉતરાવી મંગાવ્યો છે જેની નકલ આ સાથે સામેલ છે. આ લેખમાં સંવત ૧૮૧૨ ના મહા વદી ૫ પાદુકા સ્થાપન કર્યાનું લખ્યું છે. પણ તેમાં ભુલ લાગે છે કારણ કે તેઓશ્રીનું નિર્વાણ ૧૮૧૨ના ભાદરવા વદી ૦)) અમાસના રોજ થયાનું દેવવિલાસમાં લખેલ છે. જુઓ દેવ-વિલાસ શ્રીમદ્ દેવચંદ્રજી જીવન ચરિત્રમાં પૃ૯, ૪૬ ગાથા ૧૩-૧૪-૧૫.

કદાચ લેખમાં સંવત ૧૮૧૩ કોતરેલ હોય અને ૩ ના ઉપરનો ભાગ ઘસાઈ ગયો હોય તો તેમ બનવા જેમ છે અને ૩ને બદલે ૨ વંચાય. એ બનવા જોગ છે.

આ પગલાંની ઉપર દેરી છે. તે જીર્ણ થઈ ગયેલ છે તેને રીપેર કરવાની ખાસ જરૂર છે.

આ પગલાંની સાથે શ્રીમાન્ જિનવિજયજી શિષ્ય ઉત્તમવિજયજી ગણિની પાદુકા છે તે લેખની નકલ પણ આ સાથે મોકલી છે તો તે બંન્ને લેખ તથા તેને લગતી હકીકત પ્રસિદ્ધ કરશોજી.

દેરી ૧ પગલાં જોડ ૧ લેખ—શ્રીમદ્ જિનचंद्रसूरि शाखायां श्री खरतर गच्छे संवत् १८१२ वर्षे महावदि ६ दिने उपाध्याय श्री दीपचंदजी शिष्य उपाध्याय श्री देवचंद्रजीनां पादुके प्रतिष्ठिते

દેરી ૨ પગલાં જોડ ૨ લેખ—संवत् १८२७ वर्षे वैशाख शु ८ सोमे संविज्ञ पक्षे श्री जिनविजयजी शिष्य उत्तमविजयजी गणीनां पादुके श्री १०८ श्री सुधर्म्म गणे तत् पादुके तपागच्छे श्री विजयधर्म्म सूरिराज्ये प्रतिष्ठिता च पं. पद्मविजय गणिनेति.'

આ પ્રમાણે હકીકત મળી છે તે એક સંતોષ-જનક બિના છે. શોધખોળમાં સર્વ જાણકારની મદદ અને અનુકૂલતા હોય તો નવીન વાતો ઉપલબ્ધ થાય છે. ઉપરની દેરીઓ જ્યાં આવી હોય ત્યાં તેનું સમારકામ કરીને સુરક્ષિત રીતે તે રહે એમ કરવું અમદાવાદવાસી જૈનોનું અને શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીનું કર્તવ્ય ગણાય. વળી અમદાવાદમાં બીજાં અનેક જૈન ઐતિહાસિક સ્થાનકો .( જેવા કે શ્રી શાંતિદાસ શેઠના ચિંતામણી પાર્શ્વનાથ મંદિરનું સ્થળ, અનેક આચાર્ય સાધુઓનાં ભૂમિદાહ સ્થાનો–દેરીઓ વગેરે, છે તે સર્વનું જેમ લોર્ડ કર્ઝને આખા હિંદનાં પ્રસિદ્ધ સ્થળો માટે કર્યું તેમ જૈનોએ સુસંસ્થિત કરાવી સુરક્ષણ કરવાની જરૂર છે. નહિ તો ઘણી પ્રાચીન વસ્તુઓ કાળના પ્રવાહમાં ચાલી ગઇ છે ને જશે. જે વસ્તુઓ રહી સહી હોય તેને સાચવી રાખવા જેટલી શક્તિ બતાવીએ તોપે ઘણું છે. દેવચંદ્રજીની પાદુકાનો સંવત્ ફરી વાર જઇ કોઈ કુશલને લઈ નક્કી કરવાની ઉપરના પત્રના લેખક વકીલને વિનતિ છે.

૩ સ્વ. સાક્ષર શ્રી મનઃસુખલાલ કિ. મહેતા—તા. ૧૫ મી જાન્યુઆરીએ સાંજે ૬ વાગ્યે ન્યુમોન્યાની બિમારીમાં શ્રીયુત મનઃસુખભાઇ સમાધિભાવે દેહમુક્ત થઇ ક્ષણિક સંસારનો ત્યાગ કર્યો એ ખબર મળતાં અમોને અતિ ખેદ થયો છે. એવા સરળચિત્ત પ્રશાંત ગંભીર અને પુણ્યપવિત્ર સજ્જન શ્રાવકનો વિયોગ તેમના કુટુંબને આઘાતકારક થાય તે સ્વાભાવિક છે પરંતુ સમાજ માટે પણ તે અસહ્ય છે. તેમનું જીવન સાક્ષર-જીવન હતું; વિચારક તરીકે વિચારતા તેથી અત્યલ્પ બોલતા અને જેટલું બોલતા તે પ્રમાણમાં અત્યલ્પ લખતા. પરંતુ જે કંઇ લખતા તે બહુજ વિચારી સત્ય અને પ્રામાણિકતાની ધોરણને રખેને બાધ આવે તેટલી બીતિથી હૃદયપૂર્વક પ્રતીતિ થાય તેટલુંજ લખતા.

તેઓ અંડર ગ્રેજ્યુએટ હતા. બી. એ. સુધીનો અભ્યાસ હતો. મુંબઈમાં કચ્છી દશા ઓસવાળ જૈન પાઠશાળાના હેડમાસ્તર-મુખ્ય અધ્યાપક રહી તે સંસ્થામાં અતિશય સુધારો કરી ઉંચ પંક્તિ પર તેને મૂકી હતી. તે વખતમાં એટલે પહેલાં જૈન એસો૦ ના હોલમાં અને પછી તા. ૧૪-૭-૧૯૦૭ ને દિને તેમણે 'જૈન દૃષ્ટિએ શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય અને વર્તમાન જૈનો' એ વિષય પર અતિ મનનીય ભાષણ આપ્યું હતું તે સાંભળી તેમની સાક્ષરતાનો સારો ખ્યાલ અમને આવ્યો હતો. તે વખતમાં ગુજરાતી બીજી સાહિત્ય પરિષદમાં 'જૈનસાહિત્યનો ગુજરાતી સાહિત્યમાં ફાળો' એ નામનો નિબંધ

અતિ પરિશ્રમ પૂર્વક facts and figures બતા-વતો પ્રકાશ્યો હતો. આ બંને સ્વ. પત્રકાર ભગુભાઈ ફત્તેહચંદના તે વખતે નીકળતા જૈન પતાકાના જેઠ-અસાડને શ્રાવણના સંયુક્ત અંક (પુ. ૧ અંક ૧૦ થી ૧૨)માં પ્રસિદ્ધ થયા હતા.

વિશેષમાં મુંબઈમાં રહી માંગરોળવાળા સદ્‌ગત શેઠ અમરચંદ તલકચંદના ખૂબ પરિચયમાં આ-વ્યા હતા. તે શેઠે ખાસ જૈન વાંચનમાળા તૈયાર કરાવવાનો પોતાનો ઉત્તમ વિચાર થતાં તે કાર્ય માટે મનઃસુખભાઇને રોકયા હતા અને તેમની પાસે તે વાંચનમાળા તૈયાર કરાવી હતી. આ વાંચનમાળા ઉપર અનેક સંકટો આવ્યાં, અને તે તેમણે જે પ્રમાણે તૈયાર કરી તે પ્રમાણે અખંડ સ્વરૂપમાં પ્રકાશને પામીજ નહિ તે પામીજ નહિ. આમાં કાલદોષ-વિચાર દોષ વગેરેનાં પડો એટલાં બધાં આડે આવ્યાં, કે તેનો ઉદ્ધાર થશે કે નહિ તે એક પ્રશ્ન છે. શેઠ અમરચંદના સુપુત્ર હેમ-ચંદભાઇને આ માટે બહુજ લાગી આવતું અને તેની લાગણી પત્રવ્યવહારથી તેમજ રૂબરૂ અમે મન-સુખભાઇને જણાવી હતી. પરંતુ તેનો લિખિત જવાબ જે આવ્યો તે હસ્તગત નથી. ટુંકમાં તેના પ્રકાશનની બાજી પોતાના હાથમાં રહી ન હતી. તેમાં વિના પ્રમાણ કે બુદ્ધિ વગરના ફેરફારો કરવાનું સૂચવતાં તે તેમનાથી બની શકે તેમ નહોતું. આનું પરિણામ જે કંઈ આવ્યું તે એજ કે તે પૈકીના કેટલાક પાઠો અહીં તહીં પ્રકટ થયા. મૂલ સ્વરૂપે કે ફેરફાર સહિત, તે જ્ઞાની જાણે.

સન ૧૯૦૫માં કાર્તિક પૂર્ણિમાએ બીજી રાજ-ચંદ્ર જયંતિ મુંબઈમાં ઉજવાઇ. પ્રમુખ સાક્ષરશ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી હતા. તે વખતે આ મનસુખભાઈએ તે જયંતિ નિમિત્તે એક વિસ્તૃત નિબંધ લખ્યો છે તેમાં શ્રી રાજચંદ્ર પ્રત્યેની અપ્ર-તિમ ભક્તિ, તેમનું ગુણગાન અને વર્તમાન સ્થિતિ પર પોતાના વિચારો સ્પષ્ટતાથી જણાવ્યા હતા.

સન ૧૯૦૯માં ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદ્ રાજકોટમાં ભરાઇ તે વખતે શ્રી રાજચંદ્રના ભાઈ હાલ સ્વર્ગસ્થ મનઃસુખલાલ રવજીભાઇ મહેતાએ એ ચર્ચા ઉપાડી હતી કે 'ગુજરાતી ભાષાનો જન્મ જૈનોથી થયો છે, અથવા થયો એવો સંભવ છે!' -આ સંબંધી એક નિબંધ પણ તે પરિષદ્ માટે લખ્યો હતો. આ પ્રશ્નના જવાબરૂપે તેમજ જૈન સાહિત્યના સામાન્ય સ્વરૂપ રૂપે આપણા આ મન-સુખભાઇએ 'જૈન સાહિત્ય' એ નામનો નિબંધ લખ્યો હતો. આમ સામસામા નિબંધોથી વિષય સારી રીતે છણાયો હતો. આ 'જૈન સાહિત્ય'નો નિબંધ 'ગુજરાતી' પ્રેસમાં સુંદર રીતે છપાવી પરિ-ષદ્‌માં વહેંચવા માટે સાહિત્યકારના પ્રશંસક ને પ્રેમી સ્વ૦ શેઠ હેમચંદભાઇએ સર્વ ખર્ચ આપ્યું હતું. ત્યારપછી કોઇપણ ગૂ. સાહિત્ય પરિષદ્‌માં ખાસ સક્રિય ભાગ તેમણે લીધો નથી.

તેમણે અવારનવાર કવચિત્ લેખો લખી જૈન-પત્રોમાં પ્રસિદ્ધ કર્યા છે. સામાયિક, શ્રીમદ્ હરિભદ્ર સૂરિ અને શ્રી મહાવીર હસ્ત દીક્ષિત ધર્મદાસગણિ ઉપદેશમાળાના કર્તા સંભવે છે? એ પરના લેખો જૈન ધર્મ પ્રકાશમાં પ્રકટ થયા હતા. છેલ્લા લેખે માન્યતાબદ્ધ લોકોમાં ભારે ખળભળાટ ઉપજાવ્યો હતો અને પ્રામાણિક ચર્ચા કરનાર લેખક ઉપર અનેક અઘટિત આક્ષેપો થાય છે એ જોઈ કોઈ પણ તટ-સ્થને લાગી આવે તેમ હતું. સ્વ૦ મનઃસુખભાઇએ તો છેવટે જણાવ્યું કે એ ચર્ચા થવી ન્હોતી જોઇતી. ઉપદેશમાળાની રચના થવામાં હિતદ્દષ્ટિ હતી અને સાધુસુધારણા બરાબર થાય એ માટે તેના પર રચનાર તરીકેની મ્હોર શ્રી વીરદીક્ષિતની આપવામાં પણ શુભ હેતુ જ હતો. કેવી તેમની સરલચિત્તતા! છતાં આને માટે હાલના કેટલાક ભણેલા ને જોસીલા યુવાનો નિર્બલતાનું નામ આપવા દોરાયલા. તેમણે શેઠ હીરજી ખેતશી કૉન્ફરન્સના જનરલ સેક્રેટરી હતા ત્યારે આસિસ્ટન્ટ સેક્રેટરી તરીકે પણ થોડા મહિના મુંબઈમાં કાર્ય કરેલું, પણ તબીયતના કારણે કાયમ કામ કરી ન શકયા. સં. ૧૯૭૮ માં રા. પરમાણંદે 'આપણું કળાવિહીન ધાર્મિક જીવન' એ વિષય પરત્વે સોળ લેખાંકો લખ્યા તેની અનુમોદના કરી પોતાના ટુંક વિચાર મનઃસુખભાઇએ જણાવ્યા હતા. જુઓ તે વર્ષનો જૈનધર્મ પ્રકાશનો વૈશાખનો અંક પૃ. ૫૮.

છેવટે તેમણે તાજેતરમાં તેમણે કરેલ એક મહત્ કાર્યની ગણના નોંધવા યોગ્ય છે ને તે એકે 'શ્રીમદ્ રાજ્યચંદ્ર' એ ગ્રંથની પરમ શ્રુત પ્રભાવક મંડળ તરફથી બીજી આવૃત્તિ માટે અપ્રકટ અનેક પત્રો સહિત સંશોધિત કરવાનું કાર્ય તેમણે બહુ સારી રીતે કર્યું છે ને તે બીજી આવૃત્તિ તેમની વિદ્યમાનતામાં બહાર પડી ગઇ છે. તેમણે 'જૈનગૂર્જર કવિઓ'ની અમારી કૃતિ માટે મોરબીના જૈન ભંડારમાંથી ભાષાની હસ્તલિખિત પ્રતો મોકલવાની ગોઠવણ કરવામાં સહાયતા આપી હતી. તેમના મિત્રો સ્વ. શેઠ હેમચંદભાઇ, મોતીચંદભાઇ, મકનજીભાઇ, સ્વ. મહેપાણી વગેરે અનેક હતા. તે સર્વ સાથેનો પત્ર વ્યવહાર પ્રકટ થાય તો તે આત્માનું આંતર જીવન પરખવાનું-પરખી લાભ મેળવવાનું સુગમ થાય તેમ છે. અમારી સાથેનો પત્ર વ્યવહાર જે કંઇ અમને સાંપડ્યો તે બહુ જુજ છે, અને તે અમો આવતા અંકમાં પ્રકટ કરીશું.

આ સ્વર્ગસ્થના આત્માને પરમ શાંતિ મળો એ અમારી હૃદયગત વાંછના છે અને તેમનું સુંદર સ્મારક તેમના પુત્ર ડાક્ટર ભગવાનદાસ કે જેઓ શ્રી મહાવીર જૈન વિદ્યાલયના એક વિદ્યાર્થી રહી ડૉક્ટરની વૈદક પરીક્ષામાં પસાર થયા છે તે તેમજ તેમના સ્નેહીઓ એજ રીતે કરી શકે કે તેમનાં અપ્રકટ પુસ્તકો જેવા કે યશોવિજયકૃત નયપ્રદીપનું ભાષાંતર, વિનયવિજયજી કૃત શાંત સુધારસનું ભાષાંતર, અપ્રકટ ને પ્રકટ લેખો, તેમનો સર્વ પત્ર વ્યવહાર તથા તેમના સર્વ પરિચયીઓનો તેમના સંબંધીનો પરિચય તેમની છબી સહિત એક પુસ્તકના આકારે પ્રસિદ્ધ કરે. આથી સમાજને ઘણો લાભ મળશે ને એક સાક્ષરના-સચ્ચારિત્રશીલ આત્માની બાહ્ય અને અંતરંગ જીવનકલા નિહાળી શકાશે. અમો પર જે ભાઇઓ તેમનો પત્ર વ્યવહાર મોકલી આપશે તે સુખેથી પ્રસિદ્ધ કરીશું.

૪ 'જૈન' પત્રનો રજતોત્સવ—ગૂજરાતી, ગૂજરાતી પંચ, પ્રજાબંધુ આદિ જૈનેતર પત્રોનો રજતોત્સવ ઉજવાઇ ગયેલ. 'વસંત' માસિકનો ગત ડિસેંબરમાં ઉજવાયો. હવે 'જૈન' પત્રનો વારો આવે છે જાણી અમને આનંદ થાય છે. 'જૈન'ના સ્થાપક અને આદ્ય સંપાદક સ્વ૦ ભગુભાઇ ફત્તેહચંદ કારભારીનો આત્મા જ્યાં હશે ત્યાં આ હકીકત જાણતાં આનંદિત થાય. તેની સાહસવૃત્તિ અને સમાજસેવાભિરૂચિના પરિણામેજ 'જૈન'ની ઉત્પત્તિ થઇ હતી. તે માટે તેણે અનેક ભોગો આપ્યા, ઘણું સહન કર્યું અને પુષ્કળ વિટંબણાઓ વેઠી. શેઠ જીવણચંદ ધરમચંદના ટેકાથી તેમણે કેટલુંક આશ્વાસન મળી રહેલું. આ પત્રકારનું સુંદર જીવન કોઇ 'સુશીલ' જેવા નિકટ પરિચયી વિદ્વાનના હાથે લખેલું આ 'રજતોત્સવ' વખતે બહાર પડે, તેની સાથે અનેક લેખકો-જૈન તેમજ જૈનેતરના લેખો-નિબંધોનું એક પુસ્તક પ્રકટ થાય વળી પુસ્તક રૂપે ગત વર્ષના સુંદર અગ્ર લેખોનો ઉદ્ધાર કરવામાં આવે, તોજ, આવા 'રજતોત્સવ'ની ઉપયોગીતા અને સંગીનતા છે. બાકી એક બે દિવસ મળવું, અને ચા પાર્ટી ઉજવવી એજ અંગ આવા ઉત્સવોનું ન હોવું જોઇએ.

ગત ૨૫ વર્ષનું સરવૈયું ચાલુ તંત્રી દેવચંદ ભાઇએ કાઢવું જોઇએ. સ્વ૦ ભગુભાઇ જેવા વિકટ સમયમાંથી તેમને પસાર થવું નથી પડયું. તેમ થવામાં દેવચંદભાઇની વ્યવહારકુશળતા, અને વ્યાપારી બુદ્ધિ વિશેષ નિમિત્તભૂત છે એમ કહેવું પડશે. પાશ્ચિમાત્ય પત્રકારોની મુસદ્દીગિરિનો પ્રભાવ ઘણાં પત્રો પર પડ્યો છે તેમ આ 'જૈન' પત્ર પર પણ પડ્યો છે કે નહિ તે તેના તંત્રી જાણે, પણ અત્યારે તો આપણે બધાએ અમારે આચાર્યશ્રી આનંદશંકરભાઇ પોતાના વસન્તના રજતોત્સવ પ્રસંગે જે બોલ્યા હતા તે યાદ રાખવાનું છે કેઃ—

૧. 'પચીસ વર્ષમાં દુનિયા બહુ બદલાઇ ગઇ છે, હિંદુસ્તાન બદલાઇ ગયું છે, ગૂજરાત બદલાઇ ગયું છે-એ જીવનનો કોઇ પડઘો પાડે બકે એવું ગ્રામોફોન કે 'Lond-Speaker' થાય એટલું બસ નથી. એ જીવનનાં વહેણ કયે માર્ગે વહેવાં જોઇએ-વહે છે નહીં, પણ વહેવાં જોઇએ-એ કર્તવ્ય ભાવનાનાં ચિત્ર આર્ષદૃષ્ટિથી જુએ અને તદનુસાર નહેરો રચે, ખેતરો પાય એવા ખેડુતોની જરૂર છે. આ યુગાનુરૂપ વિશાળ કાર્યને પહોચી વળવા માટે

અન્ય સર્વ વ્યવસાય છોડી આ સેવામાં જોડાય એવાં સ્ત્રી-પુરુષો તંત્રી થવાં જોઇએ. અન્ય વ્યવસાયમાં રહી પુરસદને વખતે યા એમાંથી થોડોક સમય કાઢીને સેવા કરે એવા તંત્રીઓથી કામ સરશે નહીં.'

૨ 'અત્યારે દેશસેવાના પ્રશ્નો બહુ સંકુલ બહેદ જટિલ થયા છે. પૂર્વે એ માત્ર દૂરથી નજરે પડતા અથવા એની થોડીક રેખાઓ ઉપસ્થિત થઈ હતી—અત્યારે એ એના સંકુલ સ્વરૂપમાં આપણી સમક્ષ—આપણી ઉપર—આવી પડયા છે, અને આપણા જીવનને મથી રહ્યા છે. એ સર્વને પહોંચી વળવા માટે તંત્રીઓમાં પ્રતિભા સાથે પુષ્કળ વિદ્વતાની જરૂર પડશે.

૩ " એકજ વિષયના ભોક્તા થવામાં દેશહિત અને આત્મસંસ્કાર બંને ચૂકાય માટે વ્યાપક વિદ્વત્તાની જરૂર હવેના તંત્રીમાં રહેશે. વિદ્વતા વગર અત્યારે મોટા પાયા ઉપર ખરી દેશસેવા અશક્ય છે. સાધારણ રીતે મનુષ્યજાતિની સેવાને હું દેશ સેવા કરતાં ઉપર મૂકું પણ અત્યારે આપણા દેશની સ્થિતિ એવી છે કે મનુષ્યજાતિની સેવા પણ અત્યારે ભારત માતાને ચરણેજ ધરવાનું આપણું કર્તવ્ય છે. એ પ્રધાન સૂર હજી કેટલોક વખત આપણા જીવનની તંત્રી ઉપર વાગ્યા કરવો જોઇએ. "

રા. સુશિલ જેવા વિદ્વાનને દેવચંદભાઇએ પકડી રાખ્યા છે તે ઘણું સારૂં કર્યું છે. હજુ ઘણી ઘણી સેવાની અપેક્ષા 'જૈન' પત્ર પાસેથી સમાજ માગે છે. 'જૈન' પત્ર અમો જેમ કૉન્ફરન્સના સમુચ્ચય હિતથી બંદ્ધ થયા છીએ એવું તે અમુક ધોરણથી બદ્ધ નથી. તેને તો આખી જૈન સમાજ પડી છે. તેનો ઉદ્ધાર ભવિષ્યમાં થશે કે નહિ? થશે તો કેટલા સમયમાં? એવા પ્રશ્નો ક્યાંક ક્યાંક પૂછાય છે; પણ 'જૈન' પત્રે પોતે તે પ્રશ્નો પોતાને પૂછી તેનો ઉકેલ પણ પોતેજ કરવાનો છે. પત્રકારનો ધંધો પવિત્ર છે. પત્રકાર અનેક લેખક અને વિચારકને ઉત્પન્ન કરી શકે તેમ છે, અને કોઇની પરવા કે બીક તેમજ અતિ દાક્ષિણ્ય રાખ્યા વગર સાચે સાચું પણ વિવેક અને સંયમની મર્યાદા મૂકયા વગર સાફ સાફ કહી શકે તેમ છે—અનેક આંદોલનો કરી શકે તેમ છે. 'નવજીવન' અને 'સૌરાષ્ટ્ર'નાં દૃષ્ટાંતો આપણી નજર સામે ખડાં છે. એમના જેવું વાતાવરણ જૈન સમાજમાં ઉત્પન્ન કરવાની રાહ જોવાય છે.

અમુકના લેખો ગમે તેવા લેભાગુ હોય-નિંદક હોય તે લેવાય, અમુકના ગમે તેવા સંયમી ને સ્પષ્ટ હોય તે ન સ્વીકારાય, અમુક સંસ્થા કે વ્યક્તિ સામે તો એક હરફ પોતાનો તો નહિ, પણ બીજાનો પણ ખુલ્લા નામથી આવે તે છતાં ન લેવાય—એવી પાલીસીઓ સારા અને સાચા પત્રકારમાં હોવી ન જોઇએ. કેટલાકો તો પોતાની કલમનો તદ્દન દુરુપયોગ કરી સરસ્વતીની પવિત્રતાને ભ્રષ્ટ કરે છે તેને તો ઉત્તેજન મળતું જ ન જોઇએ; કેટલાકો પોતાની કીર્ત્તિ માટે તેમજ પોતાની સંસ્થા માટે અમુક સારૂં સારૂં પણ અસત્ય કે અસત્યમિશ્રિત લખાણો પ્રકટ કરાવવા માટે પત્રકારને લાંચ-રૂશ્વત આપવા પ્રેરાય છે, પણ પત્રકારને તેવી લાંચ 'અખાજ' હોવી જોઇએ. વિષમ સંજોગોમાં પણ પોતાની સત્યતા નિડરતા અને સ્પષ્ટતા કાયમ રહેવી જોઇએ. આ સૂત્રો જ્યાં જ્યાં સ્વીકારાય છે ત્યાં ત્યાં દેશ-સમાજની સેવા યથાર્થ બજાવાય છે, અને પત્રકારની પવિત્રતા-પુણ્ય પુનીતતા સચવાય છે. જ્યાં નથી સ્વીકારાતાં, ત્યાં અંતે નૈતિક અને ધાર્મિક અધઃપતનજ થાય છે તેની સાથે આર્થિક હ્રાસ પણ કુદરતના ક્રમથી થાય છે. પત્રકાર સંબંધી આ સહજ ઉદ્ગારો સામાન્ય રીતે (in general) નીકળી ગયા છે તે અત્ર જણાવ્યા છે.

હવે સમાજને સંબોધીને કહીએ છીએ કે તેણે આ 'જૈન' પત્રને છે તેના કરતાં વધુ ઉચ્ચગામી કરવું જોઇએ. તેનો 'રજતઉત્સવ' બને તેટલો વધારે સારો ઉજવાય અને તે ભવિષ્યમાં વધુ ઉપયોગી થાય તેવી સર્વ પ્રવૃત્તિઓમાં સક્રિય ભાગ લેવો જોઇએ કારણ કે 'પત્ર' તે સમાજ દશાનું પ્રતિબિંબ છે અને સમાજનો માર્ગદર્શક અને ઉદ્ધારક થાય તેવું સમાજનું અંગ છે. છેવટે 'જૈન' પત્રનો વિશેષ અભ્યુદય સત્ય ને ધર્મના પાયા પર થાય, તેમ ઇચ્છી તેના 'રજતોત્સવ' માટે તેને અમારાં અભિનંદન આપીએ છીએ.

# અમારો પ્રવાસ.

( લખનાર—પંડિત સુખલાલજી. પુરાતત્ત્વ મંદિર અમદાવાદ )

નાતાલની રજામાં વિશ્રાંતિ લેવી અને પ્રવાસ કરવો એવી ઇચ્છા પહેલેથીજ ઉદ્‌ભવેલી. પ્રવાસની મુદ્દત ટુંકી હોવાને કારણે પંજાબ (ગુજરાનવાલા) તરફ કે દ્વારકા તરફ જવાની વૃત્તિ રોકવી પડી અને પૂ. આ. શ્રીમાન જિનવિજયજીના વિચાર પ્રમાણે કુંભારીયા જવાનું નક્કી થયું. આ નિશ્ચયમાં રા. રા. મોહનલાલ દલીચંદ દેશાઇ સહભાગી થયા અને તા. ૨૭-૧૨-૨૭ ને રોજ અમદાવાદથી રવાના થયા. અમે નાના મ્હોટા સાત જણ હતા.

પ્રથમ પાલણપુર ઉતર્યા ત્યાંના બે દિવસના નિવાસ દરમીયાન પ્રવાસના અંગે નોધવા જેવી બે બાબતો ખાસ છે એક પ્રાકૃતિક દશ્યની અને બીજી ભંડારની. પાલણપુરથી લગભગ નવ માઇલ દૂર બાળારામની ટેકરીઓ છે જે અરવલ્લીનોજ એક ભાગ અને આબુની નજીકમાં છે. એ ટેકરીઓ છે તો ન્હાની પણ ત્યાંનું દૃષ્ય આકર્ષક છે. વૃક્ષો પુષ્કળ અને જમીનમાંથી વહેતા જલના સ્રોતો એ ત્યાંની વિશેષતા છે. સ્રોતોની નજીકમાં પાલણપુર નવાબનો એક બંગલો છે આ સ્થાનને ત્યાંના લોકો કાશ્મીર માની ગરીબીમાં કાશ્મીરનો લહાવો લે છે. જ્યાં પ્રાકૃતિક જળપ્રવાહો વહેતા હોય અને બીજી ભવ્યતા હોય ત્યા મહાદેવ કે અન્ય કોઇ હિંદુ દેવ ન વસે એમ બનવું હિંદુસ્થાન માટે સંભવિત નથી. મહાદેવની ન્હાનકડીશી દેરી અને ધર્મશાળાના સામાન્ય છાપરાને મોટા રૂપમાં ફેરવી એ કુદરતી જળપ્રવાહોની બન્ને બાજુએ બાંધકામ કરી લેવાની અને ન્હેર સુદ્ધાં કાઢવાની યોજના થઇ ગઇ છે. આ દશ્ય જોવાનો આનંદ પ્રથમ દિવસે અમે બધાએ લીધો અને બે વર્ષ પહેલાંના ત્યાંના જળવિહાર તેમજ વનભ્રમણનાં સ્મરણો તાજાં કર્યાં.

સાંજે શહેરમાં આવી ડાયરાના ભંડારમાંથી મુનિશ્રી ધીરવિજયજીની કૃપાથી ગૂજરાતી ભાષાની કૃતિઓના બે ડાભડાઓ મેળવ્યા. અને સાહિત્યપ્રેમી રા. મોહનલાલભાઇએ જ્ઞાનોપાસના રાતે શરૂ કરી. લગભગ બે વાગ્યા સુધી અને સવારે પણ ઉઠીને અગીયાર વાગ્યા સુધીમાં તેઓએ લગભગ બસો પુસ્તકોની પ્રશસ્તિ વિગેરે લખી લીધું અને તેમાંના બધાં પુસ્તકો જોઇ તો કાઢ્યાજ. એમની એ જાગરૂક જ્ઞાનપૂજા જોઇ મને ઇર્ષ્યા થતી. એ બધી ઉતારેલ પ્રશસ્તિઓનો ઉપભોગ તો વાચકો તેઓશ્રી તરફથી પ્રસિદ્ધ થનાર પુસ્તકમાં કરશેજ એટલે આગળ ચાલવું ઠીક છે.

**અંબાજીઃ**—પાલણપુરથી **ખરેડી** પહોંચ્યા અને ત્યાંથી બીજે દિવસે **કુંભારીયાની** દિશા લીધી. કુંભારીયા જનારે અંબાજી જવુંજ જોઇએ. એ અંબાજીથી લગભગ ૧ માઇલ દૂર છે. અંબાજી ગૂજરાતનું જાણીતું હિંદુતીર્થ છે. પણ ત્યાં કાંઇ જૈનો ઓછા નથી આવતા? અંબિકા બાવીસમા તીર્થંકર શ્રી નેમનાથની અધિષ્ઠાયિકા દેવી છે. એ પોરવાડોની કુળદેવી છે. અત્યારે અંબિકાનું મંદિર, ત્યાંનો વહીવટ અને સોની પૂજા આદિ બધી પ્રક્રિયા દાંતા સ્ટેટના અધિકારમાં અને બ્રાહ્મણોના કબજામાં છે. અંબાજી ખરેડીથી ૧૨ માઇલ દૂર છે. અને દાંતાસ્ટેટની પહાડી હદમાં આવેલ છે. ત્યાં જતા શરૂઆતમાં સિરોહી સ્ટેટની હદ આવે છે. અને પછી દાંતાની. રસ્તો વિષમ નથી. ગાડાનું સાધન છતાં અમે બધા લગભગ પાદવિહારનોજ આનંદ લેતા ત્યાં પહોંચ્યા.

અંબિકા કે કુંભારિયા જનારને રસ્તાની કે વાહનની મુશ્કેલી નથી પણ ખરો અને ભયંકર ત્રાસ સ્ટેટના દાપા (મુંડકાવેરા)નો છે. તીર્થોની તીવ્ર શ્રદ્ધા હોય, શિલ્પના અજબ નમૂનાઓ જોવાની ઉત્કટ ઇચ્છા હોય, ખીસું ઠાલું ન હોય, અને મનુષ્યજાતિને પડતા ત્રાસ સહી લેવા જેટલી ઉદારતા કેળવી હોય કે તે ત્રાસને ત્રાસ ન ગણવા જેટલું અજ્ઞાન હોય તેજ એ તીર્થોમાં જઇ યાત્રાને સુખરૂપ માની શકે. આજ દાડમારીને કારણે અતિ સુંદર તેમજ દેલવાડા

જેવાં કળામય ભવ્ય જૈન મંદિરો હોવા છતાં કુંભારીયામાં જનાર જૈનયાત્રીઓ બહુજ ઓછા હોય છે. ખાસ કુંભારીયાની યાત્રાએ નીકળનાર તો વિરલ જ હોય છે. કેટલાક અંબાજીની બાધા રાખનાર જૈનો અંબાજી આવે તે કુંભારીયા પણ જાય છે. જ્યાં સુધી 'આરોગ્ય, સંતતિ અને વૈભવની પ્રાપ્તિનો આધાર અંબાજી છે' એવી શ્રદ્ધા ધરાવનાર સ્થાનકવાસી કે મૂર્તિપૂજક જૈનો રહેશે ત્યાં સુધી સ્ટેટની છે તે કરતાં પણ વધારે હાડમારી થયા છતાં એ કુંભારીયા તીર્થમાં જનાર થોડા પણ જૈનો નીકળવાનાજ.

**દાંતા રાજ્યની વ્યવસ્થા**—ભાડા કરતાં પણ વધારે વાહન ઉપરનો લાગો, આણુ કરતાં પણ વધારે મુંડકાવેરો અને જગોએ જગોએ ચોકીવેરાનો ત્રાસ એ બધું દુઃખ ત્યાં જનાર દરેક યાત્રી સહે છે. પણ તે સામે હજી સુધી કોઈએ ખાસ લખ્યું હોય કે માથું ઉચક્યું હોય એમ હું નથી જાણતો. ત્રાસ ખમનાર દરેક યાત્રી માત્ર મનથીજ નહિં પણ મોઢા સુદ્ધાંથી દાંતા સ્ટેટની વ્યવસ્થાને શાપ આપે છે અને પાછો તીર્થની શ્રદ્ધામાં કે હિંદુસ્તાનના સર્વ સામાન્ય ગંભીર અજ્ઞાનમાં કે 'આપણે શું કરી શકીએ' એવી વારસાગત નિર્બળતામાં અને છેવટે સમષ્ટિહિતની પરંપરાગત બેપરવાઈમાં એવા ત્રાસને ભૂલી જાય છે અને ખમી ખાય છે. એ ત્રાસના અનુભવનાર અનેક યાત્રીઓના મુખથી નીકળતી શાપ પરંપરા સાંભળી મને વિચાર આવ્યો કે વીરમગામની લાઇન દોરી સામે જે હિલચાલ લોકોએ ઉપાડી છે તે કરતાં પણ વધારે સખત હિલચાલ ગૂજરાતના હિંદુવર્ગે દાંતા સ્ટેટ સામે ઉપાડવી જોઇએ. અને અંબાભક્તોના માર્ગને સરળ બનાવવો જોઇએ. એ હિલચાલમાં જૈનોએ પણ ઉત્સાહભેર ભાગ લેવોજ જોઇએ ગૂજરાતનો શિક્ષિત ધનાઢ્ય અને સ્વમાનપ્રિય વર્ગ આ હિલચાલ ગમે ત્યારે ઉઠાવશેજ પાડશે. એમાં એક બાજુ ભૂતદયા છે, મનુષ્યત્વનો પ્રેમ છે અને બીજી બાજુ અંધશ્રદ્ધાને શુદ્ધ કરવાનો વિચારી પ્રયાસ છે. જૈનો પાલીતાણાના મુંડકાવેરાની બાબતમાં સ્ટેટ સામે કેમ લડી રહ્યા છે એનું રહસ્યદર્શન મને આ યાત્રામાં થયું. એકવાર મુંડકાવેરામાં નમણું આપવાથી અને લોકોની તીર્થશ્રદ્ધારૂપ કામધેનુ ગાયને મરજી પ્રમાણે દોહી તે દૂધ ઉપર (કહો કે લોકોના લોહી બિંદુ ઉપર) એશઆરામની ઇમારતો ઉભી કરનાર રાજાઓના અધિકાર કબૂલ રાખવાથી યાત્રી તેમજ સત્તાધારીની કેવી નૈતિક પડતી થાય છે તેનું સ્પષ્ટદર્શન આ યાત્રામાં થયું. કોઇ રાજદ્વારી પુરુષે કરવા જોઇતા આ ત્રાસના વર્ણનને વધારે લંબાવવું મારે માટે અત્યારે અનધિકાર ચર્ચા છે.

**અંબાજીનાં બીજાં દૃશ્યો**—અંબાજીના રસ્તામાં વચ્ચે વચ્ચે અનેકવાર એકજ નદી કે વ્હેળો આવે છે અને બીજાં પણ ઝરણાં ચાલતાં દેખાય છે. પાણી થોડું અને વૃક્ષો પણ બહુ ન કહેવાય છતાં આગળ વધતાં આનંદપ્રદ વૃક્ષઘટાઓ અને ટેકરીઓનાં સુંદર દૃશ્યો આવે છે. અંબાજી એ નાનકડું ગામ છે તેમાં વસતિ મુખ્યપણે બ્રાહ્મણોની છે. અંબાજીના પૂજારીઓ બ્રાહ્મણ અને તેના ઉપર નભતા પણ બ્રાહ્મણો એટલે બ્રાહ્મણોનીજ સંખ્યા અન્ય હિંદુ તીર્થોની પેઠે અહિં પણ વધારે હોય તે સ્વાભાવિક છે. અંબાજીનું મૂળ સ્થાન અને મંદિર જૈનોનું હોવાનાં અનેક ચિન્હો અત્યારે પણ મોજુદ છે. અંબાજીમાં વસતા બ્રાહ્મણોને લાડુ વિનાના દિવસો ભાગ્યેજ જાય. માનતા નિમિત્તે જમાડનાર મળીજ આવે; કોઇ અમારા જેવા નાસ્તિક જાય તો પણ ત્યાંના લાડુપ્રિય બ્રાહ્મણો ધર્મગુરુઓની પેઠે એ નાસ્તિકતાને નસાડવા જરા પણ આળસ કરે તેવા નથી. ગયા, કાશી અને મથુરાના પંડાઓ કરતાં અંબાજીના બ્રાહ્મણોની એક વિશેષતા છે અને તે પ્રાંતિક. ગૂજરાતના મનુષ્યમાં યુ. પી. નાં મનુષ્ય જેટલી કઠોરતા નથી હોતી, પ્રમાણમાં નરમાશ વધારે હોય છે. એ વસ્તુનું દર્શન અંબાજીના પૂજારીઓ અને ત્યાંના બીજા બ્રાહ્મણોમાં પણ થયું. માગે, ના પાડો તોયે માગે, વારંવાર દાતાને સચેત કરે, પણ કાશી આદિના પંડ્યાની પેઠે ફજેત ન કરે. અંબાજીમાં કોઇ એકલી સ્ત્રી પણ જઇ શકે અને નિર્ભય રહે. એમ બનવું કાશી આદિમાં અસંભવ નહિં તો મુશ્કેલ ખરૂંજ. અંબાજીમાં ધર્મશાળાઓ

અનેક છે. અને ખાન પાનાદિની બીજી પણ સગવડો છે.

અમારૂં મુખ્ય ધ્યેય કુંભારીયાજી રહેવાનું હતું પણ ચોકીયાતના ત્રાસને કારણેજ અંબાજીમાં રહ્યા. દેરૂં જોયું. સવાર, સાંજ અને ભિન્ન ભિન્ન દિવસે અંબાજીનાં જુદાં જુદાં રૂપો દેખાય છે. શ્રદ્ધાળુ યાત્રીઓ રૂપ-વિવિધતાને દેવીનો ચમત્કાર માને છે. પણ ચમત્કાર માત્રનું ચામડું ઉખેડી ફેંકનાર પશ્ચિમીય કેળવણીના ઉપાસકો એવી શ્રદ્ધા નથી ધરાવતા અને નાસ્તિક કહેવડાવવાનો શોખ ઉત્પન્ન કરી એ ચમત્કાર વિષે પૂજારીને ખુબ પૂછ પરછ કરે છે. રા. રા. મોહનલાલભાઈ, વકીલ અને સત્ય જિજ્ઞાસુ તેથી એમને પણ ચમત્કારનાં મૂળ જાણવાનો શોખ પ્રગટયો અને પૂજારીઓને પૂછ્યું કે 'આ અંબા માતાની મૂર્તિના ભિન્ન ભિન્ન રૂપો અને વાહનની ભિન્નતાઓ વિષે ખુલાસો કરો' પણ પૂજારીઓ આજના શિક્ષિત તર્કવાદી જમાનાને પ્રથમથીજ જાણી ગયા હોય અને તે માટે એક સૂત્રાત્મક ઉત્તર ઘડી રાખ્યો હોય તેમ લાગ્યું. પૂજારીઓએ કહ્યું 'માતા જગદંબા છે તેજ સૃષ્ટિની કર્તા ધર્તા છે તેની અકળ ગતિ કોણ જાણી શકે ? બ્રહ્મા વિગેરે દેવો પણ એનો પાર નથી પામ્યા.' પ્રશ્નકર્તાએ ખુબ જિજ્ઞાસા બતાવી પણ પૂજારીઓનો ઉત્તર છેવટે એજ હતો કે એમાં બુદ્ધિ ન ચાલે. 'જે છે તે જોઇ લો' અમે એ બાબત કશું કહેવા માગતા નથી ઇત્યાદિ. કાશી, ગયા, વૃંદાવન આદિ તીર્થોના અજબ માહાત્મ્ય તે તે તીર્થવાસિ પાસેથી સાંભળેલાં અને પુરાણોમાં વાંચેલાં તેથી અંબાજીના પૂજારીઓના ઉત્તરથી મને જરાયે વિસ્મય ન થયો.

**દાંતા રાજ્યની બીજી હકીકત**—કુંભારીયાજીના મુખ્ય વર્ણન ઉપર આવું તે પહેલાં દાંતા સ્ટેટ વિષે થોડું કહી લઉં. એ એક ન્હાનકડું સ્ટેટ છે તેની આવક અંબાજીનો લાગો બાદ કરીએ તો બહુજ થોડી છે. માત્ર અંબાતીર્થનીજ આવક બે લાખ કરતાં વધારે સાંભળી છે. એ આવકનો ઉપયોગ કોઇ તીર્થ માટે કે પ્રજાકલ્યાણ માટે નથી થતો, માત્ર રાજાજ તેને પોતાના ઉપયોગમાં લે છે. યાત્રીઓ ઉપરના મુંડકા વેરા ઉપરાંત ત્યાંની વસતિ ઉપર અનેક બાબતોમાં એવા હેરત પમાડે તેવા કર નખાયેલા છે કે જેને સાંભળતાંજ કંપારી છૂટે. કપડાં; સાકર, ગોળ આદિ કોઈ પણ વસ્તુ હોય તેના ઉપર દર રૂપિએ લગભગ બે આના જેટલો સામાન્ય કર હોયજ; બહારથી આયાત થતી વસ્તુઓ ઉપર વધારે કર નાખી સંરક્ષણ નીતિ સ્વીકારી છે એમ કોઇ ન સમજે. પોતાને ત્યાં ઉત્પન્ન થતી અને પોતાનેજ ત્યાં વેચાતી ઘી વિગેરે ચીજો ઉપર પણ તેટલોજ અને તેવોજ અસહ્ય કર નાખ્યો છે. જે જે ચીજોની બ્હાર નીકાસ થવાથી પ્રજાને વધારે લાભ થાય, રાજ્યનો વેપાર ખીલે એવી ચીજો ઉપર પણ દાણની સખ્ત લોહબેડી નાંખેલી છે. મધ જેવી વસ્તુ જે ત્યાં બહુ થાય છે તેની નીકાસ ઉપર મણે સવા રૂપિયા ઉપરાંત દાણ છે. જ્યારે સિરોહી સ્ટેટમાં છ આના દાણ લે છે. પણ આ દાણના સકંજા ઉપરાંત દુકાનદારો ઉપર દુકાનનો કર વળી જૂદોજ છે. કોઇના ઉપર વર્ષે પાંચસો તો કોઇના ઉપર અઢીસોના કરનો બોજો છે. ચાની હોટલવાળા જેઓ અંબાજી જતાં રસ્તામાં આવે છે તેઓને પણ વર્ષે દોઢસો કરના ભરવા પડે છે. આ અપ્રાસંગિક જણાતું વર્ણન એટલા માટે આપું છે કે પ્રજાની અજ્ઞાનતા અને ગુલામી કેવી ગંભીર છે અને તેના વિષમય ફળો જ્યાં ત્યાં કેટલાં અને કેવાં દેખા દે છે તે જોઇ શકાય.

**ભયનીતિ**—બીજા પણ એક વિષફળનો ઉલ્લેખ કરી દઉં કારણ ઓછા વધતા પ્રમાણમાં એ રોગ હિંદુસ્તાનમાં સર્વ વ્યાપી છે. ભય, મહાભયમારનો ભય ત્યાં ભારે જોયો. ગાડાવાળો કહે જો આ હદથી આગળ આવીશ તો મને મારશે. ગમે તેટલી ધીરજ આપ્યા છતાં અને મારનું જોખમ માથે લીધા છતાં તે બિચારો મારના ભયથી કાંપતો કાંપતો એમજ કહેતો કે તમને નહિં પણ 'મનેજ મારશે. બીજા એક દાણ છાપરીવાળા માણસે કહ્યું કે અમારાથી કશું ન બોલાય, અહિં રહેવું છે; બોલીએ તો માર ખાઇએ અને હેરાન થઇએ અસ્તુ.

બ્રિટિશ હિંદમાં ભયનું ધૂમસ ઓસરી રહ્યું છે તેની અસર વહેલીમોડી આવાં દેશી રાજસ્થાનોમાં પણ થવાની.

**તીર્થ સંબંધી**—દાંતાના રાજા સુધી એને પહોંચવાનો સંભવ નથી. કર્મઠ ગુજરાતીઓ પણ એને સ્પર્શ કરશે એવી આશા બહુ ઓછી છે છતાં અંબાજીના ધામમાં આવેલ વિચાર લખી દેવામાં કશુંજ નુકસાન જોતો નથી તેથી એ પણ લખી દઉં કે તીર્થ એ તરણનો ઉપાય છે. પારલૌકિક કલ્યાણ શું અને કયારે થશે તે અજ્ઞાત છે. થવાનુંજ હશે તો ભાવના પ્રમાણે થશેજ પણ તેનાથી ઐહિક કલ્યાણ જેટલું વધારે અને જેટલું સત્વર સાધી શકાય તેટલીજ સાચી તીર્થતા૦ તીર્થો એ માત્ર અમુક સમુદાયની શ્રદ્ધાનું મૂર્ત રૂપ છે. અન્યત્ર કંજુસાઈ કરનાર પણ શ્રદ્ધાળુઓ તીર્થમાં કાંઇક ફાળો આપેજ છે. તીર્થનું મહત્ત્વ શ્રદ્ધાળુઓની ભક્તિ અને દાનવૃત્તિને આભારી છે. શ્રદ્ધાળુઓ ખર્ચ કરે છે તે કાંઇ પણ બદલાની આશાથી, નહિં કે માત્ર નિષ્કામ બુદ્ધિથી. તીર્થસ્થાન એટલે શ્રદ્ધાની મૂર્તિમંત કામધેનુ તે દર ક્ષણે અને દર પળે આપો આપ અનેક રીતે દૂઝયાંજ કરે છે. તેને બુદ્ધિપૂર્વક દોહવામાં આવે અને તે દૂધનો બુદ્ધિપુર્વક સાર્વજનિક કલ્યાણ અર્થે ઉપયોગ કરવામાં આવે તો શ્રદ્ધા સાથે વિવેકનો સમન્વય થવાથી તીર્થ એ માત્ર નામનાંજ તીર્થ ન રહેતાં ખરાં તરણોપાય બને; તે દ્વારા શારીરિક માનસિક અને નૈતિક આરોગ્ય ઘણું પોષી શકાય. તીર્થસ્થાનો બહુધા સુંદર આબોહવા વાળા સ્થાનમાં આવેલાં હોવાથી ત્યાંની આબોહવા પ્રમાણે આરોગ્યભવનો ઉભાં કરી શકાય અને અનેક બીમારોના આશીર્વાદ મેળવી શકાય. વ્યવસ્થિત શિક્ષણસંસ્થાઓ તીર્થનીજ આવકમાંથી ચલાવી તે દ્વારા અજ્ઞાનનો રોગ ફેડી શકાય; ઉચ્ચ નૈતિક જીવન વાળા સેવકો અને શિક્ષકોનો સંગ્રહ કરી તે વાતાવરણ દ્વારા નૈતિકજીવન વિકસાવી શકાય આ રીતે તીર્થસ્થાનને આધુનિક જરૂરીયાતવાળી સંસ્કૃતિગંગાનું ઉદ્ગમસ્થાન બનાવી શકાય. આ માટે જોઇતાં સઘળાં નાણાં શ્રદ્ધાળુઓની શ્રદ્ધાની દિશા બદલીને મેળવી શકાય. એ કામ માત્ર કઠણજ નથી પણ તેમાં મુશ્કેલીઓ અપાર છે. આજ સુધી માત્ર તીર્થો ઉપર નભતો અમુક વર્ગ અને તે ઉપર તાગડધિન્ના કરનાર રાજ્ય સુદ્ધાંનો પ્રકોપ વહોરવો પડે પણ અંગત સ્વાર્થ ખાતર જ્યાં પ્રકોપ વહોરવાનું ન હોય અને કેવળ સામાને મુશ્કેલીમાં મુકવાનો ઉદ્દેશ પણ નહોય તેવા સાર્વજનિક હિતનાં કાર્ય કરવામાં ગમે તેની અને ગમે તેટલી ખફગીની પરવા રાખ્યા સિવાયજ કામ કરવું એમાં ધર્મદૃષ્ટિ અને તીર્થસેવા આવી જાય છે. એને પરિણામે એક નાનકડા વર્ગની પરોપજીવિતા અને આળસવૃત્તિ દૂર થવા સાથે પ્રજાનું વાસ્તવિક હિત સધાતાં એ નાનકડા વર્ગનું પણ હિત સધાઇ જાય છે. અંબાજી જેવા તીર્થસ્થાનમાં શારીરિક અને માનસિક જ નહીં પણ ઔદ્યોગિક શિક્ષણ અમુક અંશે આપવાના સફળ પ્રયોગો કરી શકાય તેમ છે અને બરબાદ જતી ખનિજ અને જંગલીય વસ્તુઓનો વધારે લાભપ્રદ ઉપયોગ કરી શકાય તેમ છે. પણ આ માટે તો ભગીરથેજ જોઈએ. જો કે બે વર્ષ થયા પાડા આદિનો પ્રથમથી થતો વધ હવે ત્યાં અટકયો છે પણ સૂક્ષ્મ દૃષ્ટિથી જોનારને હજીએ લાગશે કે દેવીનાં તીર્થોમાં પ્રજાની શક્તિ અને બુદ્ધિરૂપ ગાયનો સતત હાનિકારક રીતે વધજ થઈ રહ્યો છે. સ્થૂલ દૃષ્ટિ પ્રાણનાશમાં વધ જૂએ છે ખરી પણ સૂક્ષ્મદૃષ્ટિ શક્તિમાત્રના અનુપયોગ અને દુરુપયોગને વધજ ગણે છે. અસ્તુ આપણે એટલુંજ ઇચ્છીએ કે આપણા દેશનાં દરેક તીર્થ આપણા ઐહિક કલ્યાણમાં પણ બુદ્ધિગમ્ય ફાળો આપે.

**કુંભારીઆની યાત્રા**—હવે અમારા મુખ્ય ગંતવ્ય અને દ્રષ્ટવ્ય સ્થાન કુંભારીયાના તરફ વળું. પડાવ અંબાજીમાં રાખી ચારે દિવસ સવારથીજ કુંભારીયાજી જવાનું અને સાંજ સુધી રહેવાનું રાખેલું કુંભારીયાજીનાં જૂનાં પાંચ [1]અખંડ જૈન દેરાસરો, તેની કારીગીરી અને બાંધણીની ઉત્કૃષ્ટતા, ત્યાંના આરસપહાણની ખાણો, આરસપહાણનું કામ તેનો ઇતિહાસ અને તે સંબંધમાં ચાલતી કિંવદંતીઓ—એ બધાં માટે અહિં સ્થાન ન રોકતાં વાચકોને પ્રાચીન જૈન લેખસંગ્રહ ભાગ બીજો (પૂ૦ આ૦ શ્રી૦ જિન વિજય સંપાદિત) જોઇલેવા સામહ સૂચવું છું

૧ ત્યાં છઠું પણ એક અખંડ મંદિર છે જે મહાદેવનું છે. બીજા ખંડિત મંદિરોનાં અવશેષો ઘણાંએ છે.

અને તે સંબંધમાં હવે પછી તેઓશ્રી તરફથી પ્રસિદ્ધ થનાર ઐતિહાસિક માહિતીવાળા ત્યાંના લેખસંગ્રહની થોડો વખત ધીરજપૂર્વક રાહ જોતા રહેવા વિનવું છું. પ્રસ્તુત વર્ણનમાં મુખ્યત્વે ત્યાં થયેલ કામકાજનીજ નોંધ આપવી યોગ્ય ધારૂં છું અને પ્રસંગે પ્રસંગે એ સ્થાનમાં આવેલા વૈયક્તિક વિચારો રજુ કરવાની ઇચ્છા રાખું છું.

દેવકુલિકાઓનું પુનઃ સમારકામ ચાલતું હોવાથી પબાસણો છુટાં હતાં અને તેથી તે ઉપરના બધા લેખો ખુલ્લા હોવાને કારણે વાંચવા શકય હતા. આ અનુકૂળતા જોઇ રા૦ મોહનલાલનું મન ઉતારી શકાય તેટલા શિલાલેખો ઉતારી લેવાનું થયું. આ૦ શ્રીમાન જિનવિજયજીના અનુકૂળ વિચારે એમના મતને પ્રોત્સાહન આપ્યું. તુરતજ કામ શરૂ થયું. એક બાજુ લેખો સાફ કરવાનું કામ ચાલ્યું અને બીજી બાજુ તે વાંચવાનું તથા લખી લેવાનું. આ. શ્રી. જિનવિજયજીની સત્વર વાચનપટુતા અને અવલોકનશક્તિ તેમજ રા. મોહનલાલની ઝડપી લેખન શક્તિ અને ગ્રહણપટુતા એ બન્નેના યોગે થોડાજ વખતમાં ધાર્યા કરતા વધારે લેખોની નકલો થઇ ગઇ. સાંજે પાછા ફર્યા અને થોડા વખતમાં વધારે થએલ કામના સંતોષજન્ય લોભે એકજ દિવસ રહેવાના નિશ્ચયને વેગળો મૂકાવ્યો ને બીજે દિવસ રહેવા પ્રેર્યા. અને બીજા દિવસના કાર્ય સંતોષે ત્રીજે દિવસ પણ રોકયા. એકંદર પાંચ મંદિરોમાં હતા તેટલા લગભગ બધાએ લેખ એ બન્ને કાર્યશીલ મહાનુભાવોએ મળી આવેલા પત્થરો ઉપરના પણ શકય લેખો ઉતારી લીધા. આ બધા લેખો બહુ મહત્ત્વનાં છે. તેમાંના થોડાક લેખો અને તે પણ બહુધા અપૂર્ણપણે પ્રાચીન જૈન લેખ સંગ્રહ બીજા ભાગમાં છપાએલા છે. આ વખતે ઉતારી લીધેલા લેખોની સંખ્યા જેમ મોટી છે તેમ તેની પૂર્ણ નકલ એ પણ ખાસ મહત્ત્વની બાબત છે. એ બધા શિલાલેખો યોગ્ય રીતે ત્રૈમાસિકમાં અગર સ્વતંત્ર પુસ્તક રૂપે તેના મર્મજ્ઞ આ. શ્રી૦ જિનવિજયજી તરફથી પ્રસિદ્ધ થવાના હોવાથી તે સંબંધમાં અહિં સ્થાન રોકવું વૃથા છે. છતાં એટલું તો સૂચવી દઉં કે એ લેખોમાં ઘણી નવી અને મહત્ત્વની બીના જાણવાની મળશે. અને ઐતિહાસિકો માટે એક રસપ્રદ પ્રકરણ ઉપસ્થિત થશે.

મારે સાચીજ રીતે કબુલ કરવું જોઇએ કે લેખોની નકલો લેવા આદિ જે કુશલ કર્મનું ઉપર ટુંક વર્ણન કર્યું છે, તેમાં મારો નામનો પણ હિસ્સો નથી. હું તો માત્ર તટસ્થ પ્રેક્ષક અને એ કુશલકર્મથી આનંદિત થનારો અને જિજ્ઞાસા શમાવનારો અને બહુ તો આ વર્ણન લખી સંતોષ પકડનારો છું. જ્યારે આ. શ્રી. જિનવિજય અને રા. મોહનલાલ સમાહિત મને લેખોની નકલ કરવાનું કામ કરી રહ્યા હતા ત્યારના દશ્યની છાપ મારા મન ઉપરથી ભૂંસાય તેવી નથી. પણ એ વાત જવા દઈ તે વખતે આવેલા વિચારોમાંથી કેટલાક લખી દઉં.

**શ્રી આણંદજી કલ્યાણજીની પેઢીની કર્તવ્ય દિશા**—જે તીર્થસ્થાનો અને મંદિરો જૂનાં તેમજ બાંધકામ કારીગીરી અને ઇતિહાસની દષ્ટિએ અતિ મહત્ત્વનાં છે (૧) તેનું સંપૂર્ણ સર્વસ્વ કાયમ રાખવા અને તેને યોગ્યરૂપમાં પ્રસિદ્ધિમાં આણવા માટે જરૂરનું છે કે આખા દેશમાં મહત્ત્વનું સ્થાન ભોગવતી આણંદજી કલ્યાણજીની સંસ્થા તે માટે ખાસ પ્રબંધ કરે (૨) જો તે પોતાને ખાસ ઉપયોગી થાય તેવા પ્રાચીન તેમજ અર્વાચીન સ્થાપત્ય, અને શિલ્પ કળાના અભ્યાસીઓનો એક વર્ગ તૈયાર ન કરી શકે તો ખાસ ખાસ તીર્થસ્થાનોમાં એક એક એવા માણસની નીમણુક કરે કે જે પ્રાચીન ભારતીય સ્થાપત્ય અને શિલ્પકળામાં નિષ્ણાત હોય અને ઇતિહાસરસિક તેમજ કળાજ્ઞ હોય. (૩) જ્યાં એવા ખાસ માણસની નીમણુક શકય ન હોય ત્યાં વહિવટી માણસજ એવો રોકવો જોઇએ કે જેમાં ઓછામાં ઓછી જૈન ઇતિહાસ જાણવા અને સાચવવા પુરતી લાયકાત હોય, જે પ્રાચીન કારીગરીવાળા એકાદ પાથરના ટુકડાનું અગર ઘસાયેલ ભૂંસાયેલ એક બે અક્ષરવાળા લેખનું પણ મહત્ત્વ સમજતો હોય, લેખોની નકલો કરતાં જાણતો હોય, ફોટો લેતાં શીખ્યો હોય અને તીર્થોના

તિહાસનો સાચો અભ્યાસી હોય. આજે સરકારી સંસ્થાઓમાંથી આવું શિક્ષણ પામેલ માણસો મેળવવા મે મુશ્કેલ નથી. માત્ર કાર્યકર્તાઓની દૃષ્ટિ ખુલવી જોઇએ. એથી મંદિરોની પ્રાચીનતા અને તેનો ઇતિહાસ જળવાવા ઉપરાંત કેળવાયેલ દેશી વિદેશી વિદ્વાનોનું આકર્ષણ વધવાથી તીર્થ ઉપર આવતા પ્રત્યાઘાતોને દૂર કરવાનું કામ બહુ સરળ થશે.

**સાધુગણને વિનંતિ**—કાર્યની દિશા અનિશ્ચિત અને જીવનનું વ્યાવહારિક ધ્યેય અસ્પષ્ટ હોવાથી આટલો મોટો સાધુ સમુદાય છતાં સામાજિક હિતના કામ માટે સેવકોની માગણી હમેશાં ચાલુજ રહે છે. અને સેવકોના અભાવની ફરિયાદ મકતીજ નથી. ઉપરાંત વિક્ષેપકારી સાધુઓને લીધે આખી સાધુ સંસ્થાની અનાવશ્યકતાની ચર્ચા વધતી જાય છે. એક બાજુ પરોપકારી ગણાતો મોટો વર્ગ હોય અને બીજી બાજુ કાર્યકર્તાને અભાવે અનેક ઉપયોગી કાર્યો ન થતાં હોય કે નાશ પામતાં હોય તેવે વખતે દૂરદર્શી સાધુ પુરુષોનું કર્તવ્ય છે કે સંગઠન કરી તૈયાર થઇ અને કામની યોગ્ય વહેંચણી કરી લે. સાધુગણ સમક્ષ નીચેનાં કામો ઓછામાં ઓછાં છેજ.

(ક) પુસ્તક ભંડારોની યોગ્ય વ્યવસ્થા અને વ્યવસ્થિત સૂચીઓ તેમજ તેનો ઇતિહાસ તૈયાર કરવાનું કામ.

(ખ) તદ્દન છેલી અને નવી ઉપયોગી પદ્ધતિએ મૂળ પુસ્તકો છપાવવાનું કામ.

(ગ) પસંદ કરેલ ખાસ પુસ્તકોનાં લોકભાષાઓમાં પ્રામાણિક અનુવાદ કરવાનું કામ.

(ઘ) પ્રાચીન અને અર્વાચીન સાહિત્યના ઉંડા અભ્યાસથી મહત્ત્વપૂર્ણ નવસાહિત્ય રચવાનું કામ.

(ઙ) દરેક તીર્થ અને મંદિરને લગતો સર્વાંગીણ ઇતિહાસ લખવાનું કામ.

(ચ) સર્વ સાધારણમાં સામાન્ય શિક્ષણ પ્રચારવાનું અને ઘટે ત્યાં ઉચ્ચ શિક્ષણને વિસ્તારવાનું અને તે માટે જાતે તૈયાર થવાનું કામ.

આ અને આનાં જેવાં કેટલાંએ દેશકાળે માંગી લીધેલાં નિર્દોષ કામો પડ્યાં છે. એમાંથી એક એકની રૂચિ પ્રમાણે પસંદગી કરી તેનેજ જીવનધ્યેય બનાવી સમગ્ર શક્તિ તેમાં રોકવામાં આવે તો નવરા પડેલ મનને ક્લેશ અને વિખવાદમાં જવાનો પ્રસંગ નહિ આવે અને જેમ જૂદા જૂદા નયોના સમન્વયથી આખો સ્યાદ્વાદ થાય છે તેમ જૂદી જૂદી શક્તિ ધરાવનાર સાધુગણના સૌહાર્દપૂર્ણ સમન્વયથી જૈન સંઘ બળવાન બનશે.

**સાચી પ્રભાવના**—પધરામણી, ઉપધાન, ઉજમણાં આદિ અનેક ઉત્સવ પ્રસંગે જે ધુમધામ અને લખલૂટ ખર્ચ થાય છે તેના તેજમાં અંજાઇ ગૃહસ્થ અને સાધુઓનો મોટો વર્ગ શાસનની પ્રભાવના માની લે છે પણ જો એ પ્રભાવના સાચીજ હોય તો જૈન સમાજમાં બળ આવવું જોઇએ, દરવરસે અને પ્રાયઃ દરેક પ્રસિદ્ધ સ્થળે આવી અનેક પ્રભાવનાઓ થયાના સમાચાર જૈન પત્ર વાંચનારથી અજ્ઞાત નથી અને છતાં જોઇએ છીએ કે સંઘમાં બળની દિવસે દિવસે ઉણપજ વધતી જાય છે. નથી જ્ઞાનનું બળ વધતું દેખાતું કે નથી ચારિત્રનું બળ વધતું દેખાતું. જે જે બળો પૂર્વે હતાં તે કરતાં પણ આજે ઓછાં છે અથવા બીજા સમાજના મુકાબલે ઓછાં છે એ વાત સાચી હોય તો તે આપણે શું કબુલ કરતાં શરમાવું જોઇએ? આપણી ધર્મ પ્રભાવનાઓની ચાલુ પદ્ધતિ ખામી વાળી છે. અને દેશકાળ અનુરૂપ નથી.

શું ઉપર સૂચવેલ કામોમાં સાધુઓ ગિરફતાર થઇ જાય તો જ્ઞાનની આરાધના અને ચારિત્રની આરાધના નહિ થવાની કે સંઘબળ વધી શાસન પ્રભાવના નહિ થવાની? આતો કુંભારીયાના એ મંદિરોમાં આવેલ વિચારોની વાનગી થઇ. અસ્થાનચર્ચાનો દોષ લાગતો હોય તો તે બદલ વાચકો ક્ષમા આપશે.

**કોટેશ્વરનું રમણીય સ્થાન**—કુંભારીયાથી ત્રણ માઇલ દૂર કોટેશ્વર મહાદેવનું સ્થાન છે. તે ઉચાણમાં છે. અને સરસ્વતી નદીનું મૂળ હોઇ તેમજ બ્રાહ્મણોને આક્ષણબુદ્ધિએ વધારે પવિત્રતાનું રૂપ

આપેલું હોઇ ત્યાં પણ પુષ્કળ યાત્રીઓ જાય છે. અમે પણ ગયા હતા. રસ્તામાં એક સુંદર દશ્યનો ફેટો આ. શ્રી. જિનવિજયજીએ લીધો. તે વખતે તેમના સૌંદર્ય અને કળાલોલુપ દષ્ટિ વિષે આવેલા વિચારો કાંઇ જૂદા જ હતા, પણ તેનું આ સ્થાન નથી.

**અન્ય ઉપયોગી બે વાત**—ગબ્બર, જરીવાવ, આરસપહાણની જૂની ખાણ વિગેરે જોવામાં અને ફરવાનાં સ્થળોને સમયને અભાવે પડતાં મૂકી પાછા ફર્યા. પાછા ફરવાનો અને આ વર્ણનનો ઉપસંહાર ન લંબાવતાં ફક્ત અગત્યની લાગતી બે વાતો અહિં વાચકો સમક્ષ મૂકી દઉં એક તો એ કે ખરેડીમાં શ્રીમાન્ **શાંતિવિજયજીનો** સમાગમ અને **બીજી પાલણપુરમાંના** એક ભંડારની કેટલીક **તાડપત્રની પ્રતિઓનું** અવલોકન. (૧) શ્રી. **શાંતિવિજયજી** વિષે ગયે વર્ષે કંઇક સાંભળેલું. તેઓ આબુના ઉંચા અને વિવિક્ત શિખરો ઉપર કે ગુફાઓમાં બહુધા એકાંત જીવન ગાળે છે. જાતે રબારી છે. તેઓનાજ શબ્દોમાં કહું તો 'રબારી હતો ત્યારેએ જંગલમાં રહેતો અને અત્યારે પણ જંગલીજ છું. તેઓ એકાંતવાસી યોગી તરીકે ભક્તોમાં જાણીતા છે. અને આબુની આસપાસના પ્રદેશમાંજ જીવન તથા સંયમયાત્રા નિર્વહે છે. તેઓની પ્રતિષ્ઠા વિદ્વાને અંગે નથી પણ સરળ જીવનને અંગે છે. તેઓ ભોળા છે, અને તદ્દન સાદા છે. નિઃસ્પૃહતા વિશેષ હોય એવી છાપ પડે છે, અનેક લોકો તેઓના દર્શન માટે આવે છે પણ હું સમજી શકયો ત્યાં સુધી દર્શનાર્થીઓમાં કલ્યાણાર્થી ભાગ્યેજ હોય છે. સંપત્તિ, સંતતિ અને અન્ય અભિલાષાઓ લોકસમૂહને ધર્મની છાયામાં ધકેલે છે. એક જણ તપ કરે, યોગ સાધે, શ્રમ કરે અને તેનું ફળ મેળવવા હજારો અપુરુષાર્થી જણ દોડે–એવી વસ્તુસ્થિતિનું ભાન મને થયું. એ મહારાજશ્રી પાસે રાજાઓ રાજકુમારો અને યુરોપીયન સુદ્ધાં આવે છે. એ ગુણાકર્ષણ જોઇ સાંભળી જાતિ કરતાં ગુણનું ચઢીયાતાપણું કેટલું અને કેવું છે. તેની પ્રતીતિ થઇ અને વિદ્યા કરતાં સંયમનું-ખાસ કરી સરળતા અને નિઃસ્પૃહતાનું તેજ કેટલું વધારે છે એની પણ ખાત્રી થઈ.

**(૨) પાલણપુર**—કમાલપરામાં લહુ પોસાલગચ્છના યતિનો ઉપાશ્રય અને નાનકડો ભંડાર છે. એમાં તાડપત્રનાં ૭ એક પુસ્તકો છે. એ પુસ્તકો જોયાં, એની આવશ્યક પ્રશસ્તિઓ લખી લીધી. એમાનું એક પુસ્તક તેરમા સૈકાના આરંભમાં લખાએલું છે, કે જે ઉપદેશમાલા ઉપરની સિદ્ધર્ષિની વૃત્તિ છે. બાકીનાં બધાં પુસ્તકો સોમસુંદરસૂરિના ઉપદેશથી ડુંગરપુરમાં એકજ બાઇની મદદથી વિ૦ ૧૪૮૭ થી ૧૪૯૨ સુધીમાં લખાએલાં છે. એ પુસ્તકોમાં તત્વાર્થ ભાષ્ય ઉપરની સિદ્ધસેનગણિની વૃત્તિનો પાંચમા અધ્યાયથી અંત સુધીનો ભાગ છે. મૂલ તત્વાર્થસૂત્રનું એક પુસ્તક છે. એક તાડપત્ર ઉપર દિગંબરીય ન્યાય ગ્રંથ (પ્રમેયકમલમાર્તંડ) આખો છે. ત્રણ પુસ્તકો બ્રાહ્મણ ન્યાયનાં છે. જેમાં એક ઉદ્યોતકરનું ન્યાયવાર્તિક, બીજું તેના ઉપરથી વાચસ્પતિમિશ્રની તાત્પર્યટીકા અને ત્રીજું તાત્પર્યટીકા ઉપરની ઉદયનકૃત તાત્પર્ય પરિશુદ્ધિ છે. આ પુસ્તકોની વિશેષ માહિતી અન્ય પ્રસંગે આપવી યોગ્ય થશે. આ સ્થળે એટલું જ કહી દઉં કે આ વખતની ટુંકી મુદતની પણ અમારી યાત્રા અનેક રીતે વ્યક્તિગત અને સમષ્ટિગત દ્રષ્ટિબિંદુથી સફળ નીવડી છે. તેનું મૂર્ત પરિણામ શ્રીમાન્ જિનવિજયજી અને રા. રા. મોહનલાલ દેશાઇ તરફથી પ્રકટ થનાર કૃતિઓમાં વાચકોની નજરે પડશે.

આ પ્રવાસવર્ણન કદાચ કેટલાકને કંટાળો આપશે છતાં તેમાં કેટલાક વિચારો જાણી જોઇનેજ લખ્યા છે, કે જે બીજા કેટલાકને કર્તવ્યના ભાનમાં સાધક થશે એવી આશાથી.

આણંદજી કલ્યાણજી તરફથી ચાલતી કુંભારીયાતીર્થની વ્યવસ્થા અને તેમના તરફથી ત્યાંના કિંમતી મંદિરોની સાચવણી માટે નિયુક્ત સોમપૂરીયા પ્રભાશંકર સ્થપતિનીવિદ્યા પ્રિયતા વિષે તંત્રી શ્રી પોતેજ લખશે એમ ધારી તે બાબત ઇરાદાપૂર્વક છોડી દઉં છું.

સુખલાલ.

# કવિ સામળકૃત 'વિદ્યાવિલાસી'ની વાર્તાનું મૂળ.

સુપ્રસિદ્ધ સાપ્તાહિક "ગુજરાતી"ના વિજયાંકમાં પ્રાચીન ગુજરાતી સાહિત્યના જાણીતા અને ઉંડા અભ્યાસી રા. મંજુલાલ રણછોડલાલ મજમુદારે કવિ સામળકૃત વિદ્યાવિલાસીની વાર્તાનું મૂળ આધાર તપાસવા જતાં બહુ જાણવાજેવી અને મહત્વની માહિતી બહાર આણી છે. અને તે બદલ ગુજરાતી સાહિત્યનો અભ્યાસી વર્ગ, ખરે, તેમનો ઉપકારી રહેશે જ. પરંતુ વિદ્યાવિલાસીની વાર્તા રચવામાં કવિ સામળભટ્ટે પ્રસ્તુત લેખમાં નિર્દેશ કરેલા લેખોનો ઉપયોગ કર્યો હશે કે કેમ, એ એક વિચારવા જેવો પ્રશ્ન છે; એટલા માટે કે એના જ સમકાલીન સુરતના મહિધરપરાના બે શ્રીમાળી શ્રાવક ભાઇઓએ સંવત ૧૭૩૨ (૨૨?)માં વિનેચટ નામની વાર્તા રચેલી તેની બે ત્રણ જુદી પ્રતો મળી આવેલી છે, જેને કવિ સામળ મોટે ભાગે અનુસરતો હોય એમ તેની એકસરખી પંક્તિઓ પરથી પ્રતીતિ થાય છે. જેમકે કવિ સામળકૃત વિદ્યાવિલાસીની છાપેલી પ્રતમાં નીચેની આરંભની પંક્તિઓ છે:-

" વળતિ સરસ્વતિ એમ વદે, મનમાં ન આણીશ ભ્રાંત;
વિનેચટના ગુણ ગાશે જહાં, ત્યાં વસું વાસ એકાંત.
સેવક મહારો વલ્લભ મુને, જેમ જેમ સેવે અપાર;
અક્ષર મુખથી ઊચરે, તેમાં કરું હું સાર.
કંવણ વિનેચટ કયાં હવો, કોણ જાત કોણ દેશ;
માત તાત કોણ તેહનાં, રંક કિંવા નરેશ."

હવે સંવત ૧૭૩૨ માં રચાએલી વિનેચટ નામની વાર્તાની સંવત ૧૮૮૫ માં ઉતારેલી પ્રતમાંથી એ જ પંક્તિઓ લઇએઃ--

વંલતાં સરસરતી એમ વદે, ભગત નાં આંણેશ ભ્રત્ય
વીનેચટના ગુણ ગાશે જહી, તાંહાં હું વસુ એકાંત.
સેવક મારો વાલો મુને, જમ જમ સેવે અપાર.
અક્ષર મુખથી ઓચરે, તેહેવે દર અમે સાહાર;
કવેણ વીનેચટ હાંહાં હુઉઓ, કાંણ જાત કાંણ દેશ;
માત તાત કાંણ અહિ, કવણ પુરખ નરેશ.

એજ પ્રમાણે આપણે બંને કાવ્યોની છેવટની લીટીઓ સરખાવીએઃ--

૨૫ કુંવર લીલાવતી, શોભાનો નહિ પાર,
સુવદનીનો સરશેન, તે ડાહ્યો અવિધાર;
પ્રીતિ ધર્મ ઉપર ઘણી, તેના શુભ વિચાર.
વિદ્યા વિલાસિનો તનુજ, ઘણો તેહ વિદ્વાન;
પ્રેમ વિનેચટનો ઘણો, તેથી પામે માન;
વિલાસ કુંવર નામ છે, વડીલ તન છે તેહ
ચાર પુત્રમાં અધિક છે, શોભીતો શુભ દેહ.
સંતોષ વિનેચટને હવો, મન જોવા કીધું વન;
સુખ સંપત સરવે તજ્યાં, તજ્યું રાજ્યાસન.
ભવ્ય ભુવન છોડી અને, ચાલ્યો પોતે સાર;
દુઃખીઆરી પ્રજા થઇ, રુદન કરે અપાર.
વૈરાગ્ય આણી મનમાં, કર્યું પછે સઉ તાજ
પૈઠો પરિવાર જેહ, રુદન કરી આવ્યો વાજ.
શોક સમાવી સર્વનો, ચાલ્યો પોતે તર્ત
નારી ચાર સાથે સહી, માંડયું અનશન વ્રત.
થોડે દિવસે પામીયો, શિવ તણો કૈલાસ;
એવા નરને ધન્ય છે, થયા ગુણ પ્રકાશ.
ગુર્જર દેશ ગરુવો ઘણો, વેગણપુરમાં વાસ;
પ્રિય પુરૂષોત્તમ તણો, કહે કવિ સામળદાસ.

હાથ પ્રતમાંથી ઉતારોઃ--

૨૫ કુઉંવર લીલાવતી તણો સોળકલાનો સરસ કુમાર
ચારે પુત્ર સીરોમણી, ઘણા છે ૨૫ પ્રતાપ
પુત્રને પુત્ર તાંહાં આવીઆ, વધી બોહોળો પરીવાર
કાલ કેટલા વહી ગઆ, તારે વીનેચટ કરો વીચાર.
રાજભાર સોંપ્રો પુત્રને, ચાલો પોતે કરવા તપ
અબલા ચાર સાથે સહી, કીધું દેહદમન વરસ ત્રણ.
સાક્ષાત શિવ લોક સંચરા, ભવબંધન છુટા પાસ મન
કથા સુણે વીનેચટ તણી, તેની બુધી થશે પ્રકાસ.
ચંદઉદે બેહુ મળી, હરે કીધી મન જોડ
સુરત શેહેર સોહામણું મહીધરપરામાં વાસ
નાત ચોવીસા વાણીઆ, તે તણો સણગાર
શ્રીમાળી કુલમાં ઉપનો, લીધું સુખ નિરધાર
... ... ... ... ... ... ... ...
અસ્યા ધરમ જ આચરે, શ્રાવક કુલ આચાર
સંવત સતર બત્રીસ, દીવાળીનો દીન

તે દાડે એહેને પાલીએ, માંડયો ગ્રંથ આરંભ
કારતકીએ પુરણ થયો, દેવ દિવાળીને દીન.
તે દીન એમ બેઠા હતા, ઉલટ ઉપનો મન
તે વારે ગુણ ગાયા રાઅના, એ વીનેયટ રાજન.

× + × ×

બીજી એક પ્રતમાં રચ્યા સાલ સંવત ૧૭૨૨ લખેલી છે.

આ પ્રમાણે આ શ્રાવક વણિક કવિ સામળનો પુરોગામી ઠરે છે; અને એ દૃષ્ટિએ વિચારતાં કવિ સામળે પ્રસ્તુત કાવ્યનો ઉપયોગ કર્યો હોય એ બહુ સંભવિત છે.

આશા છે કે ભાઇ મંજુલાલે જેમ અન્ય સાધનો તપાસ્યાં છે, તેમ આ કાવ્ય પણ જોઈ જશે, અને તેનું પરિણામ આપણને જણાવશે.

---

# "જૈન ગુર્જર કવિઓ"

(૧)

**પ્રથમ ભાગઃ** [ વિક્રમના તેરમા શતકથી તે સત્તરમા શતક સુધીના ગુજરાતી ભાષાના જૈન કવિઓની તેમની કૃતિઓ સહિત વિસ્તૃત સૂચી ] 'જુની ગુજરાતી ભાષાના ઇતિહાસ'ની વિસ્તૃત પ્રસ્તાવના સમેત સંગ્રાહક અને સંપ્રયોજક રા. **મોહનલાલ દલીચંદ દેશાઇ**, બી. એ. એલ એલ. બી. વકીલ હાઇકોર્ટ, મુંબાઈ [ જૈન રાસમાળા પૂરવણી, જૈન ઐતિહાસિક રાસમાળા, જૈન કાવ્યપ્રવેશ "જૈન શ્વેતાંબર કોન્ફરંસ હેરોલ્ડ" અને ચાલુ "જૈનયુગ"ના તંત્રી ] વિ. સં. ૧૯૮૨. ઈ. સ. ૧૯૨૬, પૃ૪ ૨૪+૩૨૦+૬૫૬=કુલ ૧,૦૦૦; કિમ્મત રૂ. પાંચ પ્રકાશક શ્રી જૈન શ્વે. કોન્ફરંસ ઓફિસ, ૨૦, પાયધુની, મુંબાઇ.

મનુષ્ય જેમ કાળને આધીન છે તેમ કોઇ ધારેલું કાર્ય પાર ઉતરવું તે પણ કાલ અને સંજોગના બળને અધીન છે. ઘણીક વખત એમ બને છે કે કોઇ કાર્ય વિલંબને ધક્કે કદિમદિ ચડી ગયું હોય છે તો તે વિલંબની આંટાફેરીમાંથી સહજ મુક્ત થઇ શકતું નથી અને દૂર ને દૂર ધકેલાતાં જાય છે. આમ થવામાં કેટલાક મનુષ્યને, તે નિમિત્ત લેખાતો હોઇને, દોષપાત્ર ગણે છે. અલબત્ત મનુષ્ય કંઇક અંશે દોષપાત્ર ખરો એની ના કહેવાય નહીં, પરંતુ વાસ્તવિક રીતે તો જે ચોક્કસ કાર્ય જે એક ચોક્કસ સમયે થવાને નિર્માયું હોય છે, તે સમય આવે ત્યારેજ પરિપ્લુત થાય છે. અસ્તુ. ગમે તેમ પણ अकरणात् मंदकरणं वरम् એ નીતિસૂત્ર અનુસાર સં. ૧૯૮૨ ના આષાઢ-શ્રાવણમાં પ્રકટ થયેલા આ મહત્ત્વના અને ઉપયોગી પુસ્તક "જૈન ગુર્જર કવિઓ" ના પ્રથમ ભાગનો પરિચય આટલે અસુરેથી થોડો થોડો પણ કરાવવો એ આવશ્યક છે. તેમ થતાં જૈન ધર્મશાસ્ત્ર, જૈન સાહિત્ય, જૈન તત્ત્વજ્ઞાન, જૈન ઇતિહાસ આદિના પ્રખર અભ્યાસી અને પર્યેષક રા. રા. મોહનલાલ દલીચંદ દેશાઇને તેમના ભૂરિ પરિશ્રમ અને ઇષ્ટ કર્તવ્યપાલન માટે યથાયોગ્ય ન્યાય મળે છે, એટલુંજ નહીં પણ સાથે સાથે ગુજરાતી સાહિત્યના એક મુખ્ય અને મહત્વના અંગ જૈન સાહિત્ય અને જૈન ગુર્જર ગ્રંથકારોને પણ આવશ્યક ન્યાય મળે છે.

આ મોટા ગ્રંથને પહેલી નજરે જોતાં એ સત્ય તરતજ નજરે તરી આવે છે કે રા. રા. મોહનલાલ દલીચંદ દેશાઇએ પ્રાચીન જૈન સાહિત્ય રૂપી અત્યાર સુધીમાં અપ્રકાશિત રહેલી રત્નખાણમાંથી મહાન અનેક મૂલ્યવંતાં કવિરત્નોનો, અલબત્ત અલ્પાલ્પ પ્રમાણમાં, પરિચય કરાવ્યો છે. એ સાધુ જીવન જીવનારા મહાત્મા જૈનકવિઓએ પોતાના સમયમાં પોતાના સહબંધુ, અલ્પજ્ઞ વા જિજ્ઞાસુ અને જ્ઞાનપિપાસુ જનસમૂહને પોતાની આખ્યાન કૃતિઓ દ્વારા ધર્મ, તત્ત્વ, સાહિત્ય, ઉપદેશ, ભક્તિ, નીતિ, સંસાર સંબંધમાં આવશ્યક માર્ગદર્શક જ્ઞાનજ્યોતિ , દાખવી, અને તેમનામાં ઉન્નત જીવન જીવવાનું બળ ઉદ્દભાવ્યું અને સહાયક પ્રેર્યો છે. એ નિરભિમાની, લોકહૃદયજ્ઞ કવિઓની અત્યાર સુધી જૈન ભંડારોમાં સચવાઈ રહેલી

કૃતિઓની તેના રચનસંવતવાર યાદી વ્યવસ્થિત રીતે આનુપૂર્વી અને સંકલના અનુસાર ગોઠવી આ પ્રથમ ભાગમાં રા. મોહનલાલે પ્રકટ કરી છે; અને તેમ કરવામાં રા. મોહનલાલે પરિશ્રમની કાંઇ કચાશ રાખી નથી. તે ઉપરાંત તેમણે પોતાના ધંધા અને અન્ય કર્તવ્યોનો પણ ભારે ભોગ આપી, જૈન સાહિત્ય પ્રત્યેના પ્રીતિકાર્યની સાધના સિદ્ધ કરી છે.

વળી તેમણે આ ગ્રંથ સાથે જૂની ગુજરાતી ભાષાનો વિશાળ અને સર્વગ્રાહી ઇતિહાસ આલેખ્યો છે. અને તે માટે જરૂરી સામગ્રીઓ અને સાધનો એકઠાં કરવામાં, અવલોકવામાં અને તેનાં અવતરણોનો યથાયોગ્ય સ્થળે ઉપયોગ કરવામાં વિશેષ બુદ્ધિપરિશ્રમ પણ કર્યો છે; તેમ તેમણે સાથે સાથે આ ગ્રંથ 'રેફરન્સ' તત્ત્વદર્શી સૂચક-આકર ગ્રંથ તરીકે અભ્યાસકોને તેમ પર્યેષકોને પણ ઉપયોગી થઈ શકે તે સારૂ તેના અંત ભાગમાં વિવિધ સૂચિઓ અને અનુક્રમણિઓ અને આરંભમાં પણ વિસ્તૃત વિષયાનુક્રમણી સંયુક્ત કરી છે. આટલાથી રા. મોહનલાલને સંતોષ થયો નથી જણાતો. તેઓ ધર્મજ્ઞ અને કર્તવ્યનિષ્ઠ હોઇને હવે પછી આ ગ્રંથના તૈયાર થતા બીજા ભાગમાં "જૈનો અને તેમનું સાહિત્ય" એ સંબંધી એક વિસ્તૃત નિબંધ તથા ખરતર, અંચળ વગેરે ગચ્છોની પટ્ટાવલીઓ, શતકવાર કવિઓની કાવ્યપ્રસાદી વગેરે 'ઘણી ઉપયુક્ત બાબતો' પ્રકટ કરવા ધારે છે.

આટલો અછરતો પરિચય પ્રાચીન ગુજરાતી સાહિત્યના જ્ઞાતા અને પર્યેષકને આ ઉપયોગી ગ્રંથ પ્રત્યે આકર્ષશે એટલું જ નહિ પણ સંતુષ્ટ હૃદયથી તેને સાદ્યંત અવલોકવાને ઉત્કંઠિત કરશે, એટલી ખાત્રી રહે છે. છતાં તેનો સર્વ સાધારણ પરિચય કરાવવાને તેના ઉંડાણમાં વિગતસર ઉતરવાની અપેક્ષા જણાય છે.

વાસ્તવિક રીતે જેને પ્રાચીન ગુજરાતી સાહિત્યની સ્પષ્ટ સંજ્ઞા આપી શકીએ, એ ગદ્યપદ્યમય સાહિત્યનો ઉદય ક્યારથી થયો, અને કોણે-બ્રાહ્મણી સાહિત્યના સર્જકોએ કે જૈની સાહિત્યના સર્જકોએ, તેનો આરંભ કર્યો, તેમ પરિણામ કર્યું, તે ચોક્કસ કહી શકાતું નથી. એનાં કારણો ઘણાં છે તેમાંનું વિશેષ કરીને મુખ્ય કારણ તેના પૂર અને વિષય સંબંધી અજ્ઞાન-અપરિચય, એ છે; જે કંઇ પ્રાચીન ગદ્યપદ્ય સાહિત્ય જૈન તેમજ બ્રાહ્મણી ભંડારોમાં કે જાહેર તેમજ ખાનગી સંગ્રહાલયોમાં સુરક્ષિત સચવાયલું છે અને વ્યવસ્થિતપણે ગોઠવાયલું છે તે બધાની વિષયવાર, કવિવાર અને સંવતવાર સંયોજિત યાદીઓ થઈ નથી. આ એક શોચનીય વસ્તુસ્થિતિ છે. વળી જે કંઇ યાદીઓ કે નોંધો છૂટક છૂટક પ્રકટ થઈ છે તે પણ જિજ્ઞાસુ અભ્યાસીઓના જાણવામાં વા અવલોકવામાં આવી નથી. આથી પ્રાચીન ગુજરાતી સાહિત્યનું પૂર કેટલું છે અને તેમાં કીયા કીયા વિષયો, કીયાં કીયાં દૃષ્ટિબિંદુઓથી, કીયા કીયા આશયથી, કેવા કેવા સ્વરૂપમાં આલેખાયા છે, તેની માહિતી તજ્જ્ઞોને મળી શકી નથી. આવી સ્થિતિ ઉપલબ્ધ અને સંગ્રહિત સાહિત્ય સંબંધમાં છે. અને તે એના સ્વરૂપનો વાસ્તવ ક્યાસ બાંધતાં અભ્યાસકને અટકાવે છે; અને એ કારણે પ્રાચીન ગુજરાતી સહિત્યનો ઉદયસમય સુનિશ્ચિત થઇ શક્યો નથી તેમ તેના સ્વરૂપનો ક્યાસ બંધાઇ શક્યો નથી. પદ્યગદ્ય હજુયે ઘણાક સંગ્રહો અપ્રકટ અને દુર્મિલ છે તે સંશોધાવાની અને તેમાંના ગ્રંથોની સૂચીઓ પ્રકટ થવાની અગત્ય છે; વિદ્યારસિક ગુજરાતમાં હજી જોઇએ તેવો અને તેટલો ખંતીલો અને ઉત્સાહી પ્રયાસ આ દિશામાં થયો નથી. પ્રસ્તુત ગ્રંથના સંયોજક રા. મોહનલાલેજ થોડાંક વર્ષ ઉપર જે "જૈન રાસમાળાની પૂરવણી" પ્રકટ કરી હતી તેના કરતાં તેમના સાંપ્રત ગ્રંથમાં મોટા પ્રમાણમાં માહિતી જૈન કવિઓ અને તેમની કૃતિઓ સંબંધમાં મળે છે, તેનું પરિશીલન કરતા જે કાંઇ ફલિતાર્થ સાહિત્યના સ્વરૂપ અને બંધારણ સંબંધમાં તેમણે તે વેળાએ બાંધ્યો હતો. તેમાં પ્રસ્તુત ગ્રંથના પરિશીલનથી, તેમનેજ ઘણોક પલટો કરવો પડ્યો છે. અલબત્ત, આ વિષય એવો વિષમ છે કે વિશેષ માહિતી મળતાં સાચા સાહિત્યશોધકને એમ કરવું પડે. અર્થાત્ હજુયે સંપ્રદાયનું સાહિત્ય-જૈની તેમજ બ્રાહ્મણી જે પ્રકટ અને ઉપલબ્ધ પણ અપ્રકટ સાહિત્ય કરતાં પૂરમાં વિશેષ હોવું સંભવે છે તેને રા. મોહનલાલ દલીચંદ

દેશાઇ જેવા સંગ્રાહકો અને સંયોજકો સાહિત્યરસિક ધનિકો અને સંસ્થાઓના આશ્રયથી શોધી બહાર આણશે ત્યાર પછીજ ગુજરાતી સાહિત્યના ઉદયસમય અને સ્વરૂપ વિષે ચોક્કસ, યથાયોગ્ય ક્યાસ બાંધી શકાશે. દરમ્યાન જે કાંઇ ક્યાસ બંધાયો છે તેથી અને બંધાતો જાય છે તેથી તેને ખીલવનારી, અંગભૂત ચોક્કસ કોમોને પોતાની કોમના કવિઓની કદર યથાયોગ્ય થયલી લાગતી નથી, અને ઉલટો એવો ક્યાસ અન્યાય કરનારો લાગ્યો છે. એ સાહિત્ય પ્રકાશનની નીચેની ટુંકી તવારીખથી જણાઇ આવશે.

રખડપટીના અને અત્યાચારના વમળે ચઢાવનારી પેશ્વાઇ ગુજરાતમાંથી ગયા પછી ઇંગ્રેજ અમલમાં થાળે પડતાં ગુજરાતી પ્રજાની સાહિત્યરસિક વૃત્તિ પુનઃ ઉત્તેજિત થઇ અને લીથો પ્રેસમાં નરસિંહ, મીરાં, અખો, પ્રેમાનંદ, શામળ, વલ્લભભટ્ટ, દયારામ આદિની કૃતિઓ પ્રકટ થવા માંડી. પછી છાપકળા વધતાં પ્રકાશકોએ તે કાર્ય ઉપાડ્યું; અને શુદ્ધિ છાપવાનું અશુદ્ધિનો, સત્યાપસાત્યનો વિચાર સરખોએ ન કરતા પૂરપાટ ગ્રંથો છપાવી પ્રસાવવા માંડ્યાં; પછી નર્મદાશંકર, દલપતરામ, રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળા રા. ઇચ્છારામ સૂર્યરામ દેશાઈ આદિએ કાવ્યમાળા અને કાવ્યદોહનો કાઢ્યાં; ધીરે ધીરે પ્રજાનો સાહિત્યરસ પૂરપાટ ખીલ્યો અને ખહેલ્યો.

આમ થતાં પ્રકટ થયલા ગુજરાની સાહિત્યનો ઇતિહાસ તારવવાની વૃત્તિ અભ્યાસીઓને ઉગી આવી અને શાસ્ત્રી વ્રજલાલ, પંડિત કાલાભાઇ, કવીશ્વર દલપતરામ, કવિ નર્મદાશંકર, રા. બ. હરગોવિંદદાસ, રા. છોટાલાલ નરભેરામ, રા. ઇચ્છારામ સૂર્યરામ દેશાઇ, રા. હરિલાલ હર્ષદરાય ધ્રુવ, રા. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી, રા. કેશવ હર્ષદ ધ્રુવ આદિએ પ્રકટ અને ઉપલબ્ધ પણ અપ્રકટ કૃતિઓ અવલોકી કવિઓ અને તેમની કૃતિઓનો પરિચય કરાવવા માંડ્યો એમ થતાં કંઇક નિશ્ચિત સ્વરૂપમાં ગુજરાતી સાહિત્યના ત્રણ યુગ પડ્યા છેઃ (૧) પ્રાચીન ગુજરાતી કે અપભ્રંશ યુગ. વિક્રમના દશમા, અગીઆરમા, શતકથી ચૌદમા શતક સુધીનો; (૨) મધ્યકાલીન કે જૂની ગુજરાતીનો યુગ પંદરમા શતકથી સત્તરમા સૈકા સુધીનો; (૩) અર્વાચીન ગુજરાતી યુગ સત્તરમા શતકથી ઓગણીશમા શતક સુધીનો. વળી એ સહુ વિવેચકોએ જૂની ગુજરાતીના યુગની કાવ્યકૃતિઓનું અવલોકન કરી જૂનાગઢના ભક્ત કવિ નરસિંહ મેહેતાને આદિકવિપદે મૂક્યા છે. પરંતુ વખત જતાં જેમ જેમ નવનવા બ્રાહ્મણી અને જૈની કવિઓની સાહિત્યકૃતિઓ વિશેષને વિશેષ પ્રકાશમાં આવતી ગઇ અને તેનાં અવલોકનો થતાં ગયાં તેમ તેમ જણાયું કે જુની ગુજરાતી સાહિત્યનો ઉદયસમય નરસિંહ મેહેતાના સમયથી પણ પૂર્વે આગળ જાય છે અને એ કાળના બ્રાહ્મણી સાહિત્યને અવલોકીને બંધાયલો ખ્યાલ જૈન સાહિત્યના અવલોકનથી બદલવો પડે એમ છે; તેમજ કેવળ વિષ્ણુભક્તિનું સાહિત્યજ લખાયું છે એ ખ્યાલ પણ બદલવો પડે એમ છે.

પરંતુ આ સંક્રાંતિકાળમાં જે કંઇક નિશ્ચિત આલેખન થયું તેથી જૈન ભાઇઓ, કે જેમના મુનિ મહારાજો સૂરિઓએ પણ અથાક અને અગાધ પ્રમાણમાં ગુજરાતી સાહિત્યની અભિપ્રેત અને પ્રશસ્ત સેવા બજાવેલી છે તેમની તેમજ તેઓની કૃતિઓની જાણી બુઝીને અવજ્ઞા અને અનાદર કરાયાં છે, એવી ફર્યાદ ઉઠી; જો કે વાસ્તવમાં તેવું કાંઇ હેતુપૂર્વક થયલું હતુંજ નહીં અને હોઈ ન શકે. જૈનો ભલે અન્ય બ્રાહ્મણી ધર્મીઓથી ધર્મના સ્વરૂપમાં ભિન્નમાર્ગે હોય; છતાં નિત્યના સર્વ વ્યવહારોમાં તો સરળ રીતે સંયુક્ત છે, તેમની સાહિત્ય-કૃતિઓ અને સાહિત્યભાવનાથી બ્રાહ્મણી સાહિત્યના રસિકો અલિપ્ત રહી શકે નહીં, અને વસ્તુસ્થિતિથી પૂરવાર કરે છે તેમ જૈની સાહિત્યસર્જકો અને ઉપદેશકો તેમજ બ્રાહ્મણી સાહિત્યસર્જકો અને ઉપદેશકો પરસ્પરની સાહિત્યપ્રવૃત્તિથી અલિપ્ત રહી શક્યા નથી, અને ભવિષ્યમાં અલિપ્ત રહી શકશે પણ નહીં.

આથી જણાશે કે જાણી બુઝીને પણ અન્યાય કરવા ખાતર, અનાદર અને અવગણવા ખાતર જૈન સાહિત્યકારો અને તેમની સંમાન્ય કૃતિઓ તરફ ઉપેક્ષા બુદ્ધિ બ્રાહ્મણી સાહિત્યના અવલોકનકારોએ અને અભ્યાસીઓએ દાખવી નથી. માત્ર સમયની તાણ,

સાધનોની તંગી, સ્ફુરણા-પ્રેરણાબળની ઉણપ એજ એવા દેખાતા અનાદરનું કારણ છે.

છતાં કેટલાક જૈન વિદ્વાનોને એમ લાગ્યું અને ગુજરાતી સાહિત્ય પરિષદના રાજકોટના તૃતીય અધિવેશનથી રા. રા. મનસુખલાલ કીરતચંદ મહેતા રા. મનસુખલાલ રવજીભાઇ મહેતા આદિએ જૈન સાહિત્યનો ગુજરાતી સાહિત્યમાં ફાળો, ગુજરાતી સાહિત્યના આરંભનો જૈનોનો યશ, એવાં એવાં દૃષ્ટિબિંદુઓવાળા, સારા વિચારણીય નિબંધો લખવા લખાવવા માંડ્યા, અને જૈન રાસમાળાની સૂચિઓ; જૈન બૃહત્કાવ્યદોહન, આદિ સંગ્રહો પ્રકટ કરવા માંડ્યા, ભાવનગર પરિષદમાં તે સંબંધી નિબંધોની અતિશયિતા થઇ હતી.

પરંતુ એનું એક સુફળ આપણે અત્યારે જોઇએ છીએ. જૈન સાહિત્યરસિક લેખકોની આવી સ્તુત્ય આતુરતા અને ઉત્સાહને પરિણામે અનેક જૈન રાસાઓ, રાસાસંગ્રહો, કાવ્યસંગ્રહો તેમ ગદ્યકૃતિઓ પ્રકટ થવા માંડી છે અને ગુજરાતી સાહિત્યના અભ્યાસીઓ પણ તેનું પરિશીલન રસપૂર્વક કરતા થયા છે. આનંદ કાવ્યમહોદધિનાં સાત મૌક્તિકો શેઠ શ્રી દેવચંદ લાલચંદ જૈન પુસ્તક ભંડાર તરફથી શેઠ શ્રી જીવણચંદ સાકરચંદ ઝવેરીએ ભારે પરિશ્રમ લેઇ પ્રકટ કર્યાં છે અને પોતાની સદ્બુદ્ધિ અને ઉંચી કર્તવ્યનિષ્ઠાનો પરિચય ગુર્જરી સાહિત્યરસિક જનતાને કરાવ્યો છે, અને હજી નવાં મૌક્તિકો પ્રકટ કરવાનો તેમનો ઉત્સાહ સતત સચેત રહ્યો જણાય છે.

તેમજ રા. રા. મોહનલાલ દલીચંદ દેશાઇએ જે પરમ સ્તુત્ય પરિશ્રમ લેઇને પ્રસ્તુત વિસ્તૃત ગ્રંથનો પહેલો ભાગ પ્રસિદ્ધ કર્યો છે અને બીજો ભાગ પણ ટૂંક સમયમાં પ્રકટ કરનાર છે, તે પણ એનું બીજું મહાન સુફળ છે.

જેમ જૈન બંધુઓની પોતાના સદ્ધર્મી સાહિત્યસર્જકોને અન્યાય થયાની આવી ફર્યાદ છે તેમ મુસલમાની બંધુઓ જેમનો નિકટ પરિચય ગુજરાતી પ્રજાને વિક્રમની ૧૪ મી સદીથી થતો રહ્યો છે, તેમણે પણ ગુજરાતી સાહિત્ય ઉપર સીધી નહી તો આડકતરી અસર અવશ્યે કરેલી છે, ગુજરાતી ભાષાના બંધારણમાં તો એ અસર સ્પષ્ટ છે, તેમની સેવાનો પરિશોધ થવો અને યથાયોગ્ય કદર પણ થવી ઘટે છે. સં. ૧૯૮૩ના "ગુજરાતી"ના વિજયાંકમાં એક સાહિત્યરસિક મુસ્લીમ લેખક રા. કોઠીએ એ સંબંધી કંઇક સૂચન પણ કર્યું છે. ગમે તેમ પણ જો મુસલમાની સાહિત્યસર્જકોની અસર અને ફાળાનો ઘટતો પરિશોધ અને કદર થશે, તથા એમના ગુર્જરી સાહિત્યનું પરિશીલન અને અવલોકન થશે ત્યારે પોતાના પ્રાચીન મુસલમાની સાહિત્યકારોને થયેલા અન્યાયનો જે આક્ષેપ ગુજરાતી સાહિત્યજ્ઞોને શિરે મૂકાય છે તે દૂર થશે.

આટલું તવારીખી દિગ્દર્શન પ્રાપ્ય ગુજરાતી સાહિત્યના પ્રકાશન અને સંશોધનને અંગે બંધાયલો કેટલોક ભ્રમજનક ક્યાસ દૂર કરશે.

ટુંકમાં ઉપર કહ્યું તેમ નરસિંહ મહેતાને પ્રાચીન ગુજરાતી સાહિત્યના આદિકવિનું પદ અપાય છે, તે માત્ર લાક્ષણિક છે, દિગ્દર્શન વિધિનો અનુસરતું છે. જૈન કવિઓની કૃતિઓ તેમાં નરસિંહ મહેતાના પૂર્વના અને સમકાલીન બ્રાહ્મણી કાવ્યસાહિત્યના અપૂરતા પરિચયથી એ મત બંધાયો છે, અને જૈનોથી ગુજરાતી સાહિત્યનો પુરો સંશોધ હજી થયો નથી, તથા આસમાની સુલતાનીથી તેમજ ખંતીલી ચિવટની ઉણપથી ઘણુંક સાહિત્ય નષ્ટ થઇ ગયું છે. (ઘણુંક) તો અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ થયું છે, તેમજ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, શ્રી ફાર્બસ ગુજરાતી સભા, શ્રીમંત ગાયકવાડ સરકારનું પ્રાચીન પુસ્તક સંગ્રહ ખાતું આદિ સંસ્થાઓએ, પ્રાચીન સાહિત્યરસિક સંશોધકોએ ઉત્તેજી, હજીયે એમ જતું, સાહિત્ય અસ્તવ્યસ્ત થતું, કીડા ઉધાઇઓના ખોરાક થતું, યા જલપ્રલયોમાં તણાઇ જતું સાહિત્ય સંગ્રહાવું અને સંશોધાવું ઘટે છે. (અપૂર્ણ)

'ગુજરાતી'ની સાહિત્યપૂર્તિ ૨૭-૧૧-૨૭

(આનું અનુસંધાન હવે જ્યારે 'ગુજરાતી'માં બહાર પડશે ત્યારપછી તે અમો વાચકો સમક્ષ સાદર રજુ કરીશું. વિદ્વાન્ અવલોકનકાર હજુ ઘણું ઘણું લખી નવો પ્રકાશ દેનાર છે તેની રાહ આતુરતાથી જોવાય છે. તંત્રી.)

# શુકસપ્તતિ અને શુકબહોત્તરી (સુડાબહોત્તરી).

શુકસપ્તતિ-'શુકસિત્તેરી' નામનો સંસ્કૃત ગ્રંથ છે કે જેનું અનેક ભાષામાં ભાષાંતર થઇ ગયું છે. તે ગ્રંથ અસલ એક જૈનકૃતિ છે એમ સાબીત કરવાની જર્મન વિદ્વાન પ્રોફે. હર્ટલે સન ૧૯૧૧માં હામ બીડી હતી. 'જૈનશાસન'મા જણાવાયું હતું કે 'અમને ઉમેદ છે કે આ જર્મન વિદ્વાન મી. હર્ટલ મહાશય આ ઉપરની વાત સાબીત કરવામાં ફતેહમંદ થશે. તેઓ તા. ૪-૧૦-૧૯૧૧ ના મુનિમહારાજ શ્રીયુત ઇંદ્રવિજયજી ઉપરના, પોતાના પત્રમાં જે જણાવે છે, તે પત્રના એક ભાગનો ગુજરાતી અનુવાદ નીચે આપીએ છીએ."

'તમે જાણો છો કે પ્રાચીન કાળમાં હિંદુસ્તાનનાં ઘણાં પુસ્તકો પરસીઅન અરેબીઅન વગેરે ભાષામાં, ભાષાતર કરવામાં આવેલાં છે. આ પુસ્તકો કાતો હિંદુ અથવા બૌદ્ધ સાહિત્યનાં હોય છે, તો પણ વધારે પ્રાચીન કાળમાં કોઇપણ જૈનગ્રન્થનું ભાષાંતર થયું હોય, એમ હજુ સુધી સાબીત થયું નથી. આવા ગ્રંથોને શોધી કાઢવા, તે સૌથી વધારે અગત્યનું થઇ પડશે, અને હું ધારૂં છું કે મેં એક ગ્રન્થ શોધી કાઢ્યો છે. તમે શુકસપ્તતિ કે જેનું સંસ્કૃત મૂળ ડા. આર. સ્મિડ્ટે સંશોધન કર્યું છે, તેને જાણો છો. જો કે હું હજુ સુધી સાબીત કરી શક્યો નથી, તો પણ હું ધારૂં છું કે આ પુસ્તક પણ જૈનકૃતિનું છે. હેમચન્દ્રાચાર્યે યોગશાસ્ત્ર ઉપરની તેમની પોતાની ટીકામાં (રોયલ એસિયાટિક સોસાયટી બંગાલની આવૃત્તિ પૃ. ૪૪૪ શ્લોક ૪૧) તેનું ઉચ્ચારણ કર્યું છે. હવે તે શુકસપ્તતિની વિસ્તારવામાં આવેલી પ્રત પ્રાચીનકાળમાં પરસીઅનની અંદર, અને પર્સીઅનમાંથી ટર્કિશમા ભાષાતર કરવામા આવી હતી, અને તે ટર્કિશ તરજુમા ઉપરથી ઇ. સ. ૧૮૫૮ માં જ્યોર્જ રોઝને જર્મનમાં તેનું ભાષાતર કર્યું હતું. મેં તે ભાષાંતર તપાસ્યુ છે, અને મને માલૂમ પડ્યું છે કે તે પ્રકટ થયેલા સંસ્કૃત મૂળની અંદર આવેલી ૭૦ કથાઓ ઉપરાત, ઘણી બીજી કથાઓ છે કે જેમાની ઘણીખરીનો તો હું બીજા જૈન ગ્રંથોમાં, પત્તો લગાવી શકું છું. આ કથાઓમાંની કેટલીક पंचाख्यान એટલે કે પંચતંત્રના જૈન પુસ્તકોપરથી છપાવેલા પુસ્તકમાંથી લેવામાં આવી છે.

'જો કે મને અંગત ખાતરી છે કે પર્સિયન અને ટર્કિશ ભાષામાં 'તૂતીનામેહ' એટલેકે શુકગ્રંથ એવા મથાળાવાળી શુકસપ્તતિની આ વિસ્તારવામાં આવેલી પ્રત તમામ રીતે એક જૈન પુસ્તક છે, તો પણ આ સવાલનો નિર્ણય જો તેની હિંદમાંની મૂળ પ્રત શોધી કાઢી શકાય તોજ, થઈ શકે. દુનિયાના સાહિત્ય સંબંધી ઇતિહાસને વાસ્તે આ શોધ ઘણીજ અગત્યની થઈ પડશે, વળી હિન્દની કથાઓના વિદેશગમનને માટે અને ઇતિહાસ માટે જૈન સાહિત્યની અતિ ઉપયોગિતા તે બતાવી આપશે. તમને આવા વિસ્તારવામા આવેલા મૂળ ગ્રંથ માલૂમ છે? અથવા તો શું તમારી કોમના વિદ્વાન્ સાધુઓને તેને માટે શોધકરવાનું તમે નિમંત્રણ કરી શકશો?

'જે પ્રમાણે રોઝન કહે છે, તે પ્રમાણે પર્સિયન ભાષાતર ઈ. સ. ૧૩૦૦ જેટલા પ્રાચીન કાળનું ગણવામા આવ્યું હતું. તેથી કરીને સંસ્કૃત ભાષામાથી તેનુ, મોડામાં મોડું હેમચન્દ્રના વખતમાં ભાષાતર કરવામા આવ્યું હોય અને જો તેની જૈન મૂળ પ્રત મળી આવે, તો આ શોધ એવું સાબીત કરી આપે કે હેમચન્દ્રના વખતમાં જૈન ધર્મ, સાહિત્ય અને સુધારાને માટે ભારતમાંજ સૌથી ઉત્તમ અગત્ય ધરાવતો હતો, એટલુંજ નહિ; પરંતુ ભારતની હદની પેલી પાર પણ તે જાણીતો હતો; અને મુસલમાનો ભારતમા આવ્યા તે પહેલાં મુસ્લિમ દુનિયાની ઉપર પોતાની અસર ચલાવતો હતો. જે તરજુમા ઉપર 'તૂતીના મેહ'નો પાયો રચાયેલો છે, તેની અંદર ૭૦ કરતા વધારે કથાઓ હોવી જોઇએ. આથી એ સંભવિત છે કે, આ ગ્રંથનું નામ શુકસપ્તતિ નહતું, પણ શુકકથા, શુકચરિત્ર અથવા એવું કાંઈ હોવું જોઇએ. કૃપા કરીને આ ઘણાજ અગત્યના સવાલ ઉપર ધ્યાન આપશો."-જૈનશાસન ૬-૧૧-૧૯૧૧ મા 'શુકસપ્તતિ કથા અને જૈનો'

આ સંબંધમાં ઉક્ત પત્રના તે વખતના તંત્રી જણાવે છે કેઃ—

' આ ઉપરનાં અનુમાનની પુષ્ટિમાં એક એ દલીલ આપણે રજુ કરી શકીએ તેમ છીએ કે અબૂ અબ્દુલ્લાહ મુહમદ અલ ઇદ્રસી નામક એક ન્યૂબિયન ભૂગોળવેત્તા સિદ્ધરાજ જયસિંહની સભામાં ગયો હતો, અને આ અલ ઇદ્રસી (El, Edrise) મોરોક્કો માંહેના ક્યૂટા (Queta) નો રહેવાસી હતો. આ ભૂગોળવેત્તાએ સિસિલીના રાજા રોઝર બીજા (Roger II) ના રાજ્યદરબારમાં રહી, દુનિયાની મુસાફરીનો હેવાલ આપનારૂં એક ' નુઝહ તુલ્મુસ્તાક ઇખ્તિરાકુલ આફાક' નામનું પુસ્તક રચ્યું છે. આ ન્યૂબિયન વિદ્વાન જ્યારે સિદ્ધરાજ જયસિંહની સભામાં આવ્યો હશે, ત્યારે અલબત તેણે શ્રીમદ્ હેમચંદ્રાચાર્યની મુલાકાત લીધેલી હોવી જોઇએ. અને તે વાત એટલા પરથી સિદ્ધ થાય છે કે તે પોતે એવું કહી ગયેલ છે કે, સિદ્ધરાજ જયસિંહ જૈન ધર્માવલંબી હતો. આ ઉપરથી એવું અનુમાન દોરી શકાય છે કે, જ્યારે તેણે શ્રીમદ્ હેમચંદ્રાચાર્યની મુલાકાત લીધી હશે, ત્યારે તેને પ્રસ્તુત સંસ્કૃત ગ્રંથ પ્રાપ્ત થયો હશે, અને સ્વદેશમાં ગયા બાદ આ ગ્રંથના પર્સિયન ભાષાંતરનો પ્રચાર મુસલમાની રાજ્યમાં તેણે કર્યો હોય એમ સંભવ થઈ શકે છે.

'વળી બીજું પ્રમાણ એ પણ છે કે, શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય આ શુકસપ્તતિ ના મૂળ ગ્રંથ ઉપર માનની દૃષ્ટિથી જુએ છે, તે ઉપરથી પણ સિદ્ધ થઈ શકે છે કે તે જૈનની કૃતિનોજ હોવો જોઇએ — જુઓ શ્રીમદ્ હેમચન્દ્રાચાર્ય કૃત योगशास्त्र પૃ. ૪૪૪ શ્લોક ૪૧:—

कथासप्ततिसंशंसी मार्जार्येव शुकोऽनया ।
नीतिज्ञोऽपि गृहीतोऽसि जगादेत्यभयं च सः ॥

—નીતિને જાણનાર અને સીતેર કથાઓને કહેનાર શુક જાણે બિલાડી વડે પકડાયેલો હોયની!—તે પ્રમાણે તું નીતિને જાણનાર હોવા છતાં આનાથી અવશ્ય ઠરાયેલો છે, એ પ્રમાણે તેણે અભયકુમારને કહ્યું.

'તદુપરાંત ખુદ શુકસપ્તતિના સંસ્કૃત મૂલ ગ્રંથ માંહેની અમુક કથાઓ ઉપરથી આપણે ચોક્કસ અનુમાન કરી શકીએ છીએ કે તે શ્વેતાંબર જૈનનો બનાવેલો ગ્રન્થ છે. તેના ઉદાહરણમાં તે ગ્રંથની પચીશમી કથા અહીં આપીએ છીએઃ—

अस्ति चन्द्रपुरी नाम नगरी। तत्र सिद्धसेनो नाम क्षपणको जनपूजितः । तस्मिन्नेव नगरेऽन्यः सितपटो गुणिनां मुख्यः समागतः। तेन च गुणिना सर्वोऽपि जन आवर्जितः श्रावका अप्यात्मायत्ताः कृताः । स क्षपणकोऽपि तस्य पूजां क्रियमाणामसहमानः स्वयं तदीयोपाश्रये वेश्यां प्रेषयित्वा असौ वेश्यालुब्धो न सुशील इति श्वेताम्बरस्य लोकप्रवादमकरोत् । तद्दर्शनाय जनमाकारयामास । ब्रूते च । क्षपणका एव ब्रह्मचारिणः श्वेताम्बरास्तु विप्लुताः । सोऽपि श्वेताम्बरो दीपाग्निना उपाधि (उपधिं) प्रज्वाल्य प्रभातप्रायायां रजन्यां नग्नीभूय वेश्याया दत्तहस्तो निर्गतः । ततो लोकापवादः संवृत्तः । यदसौ क्षपणको न सितवस्त्रः । इति श्रुत्वा प्रभावती सुप्ता ॥

—ચંદ્રપુરી નામની નગરીને વિષે સિદ્ધસેન નામનો દિગંબર લોકથી પૂજાતો હતો. તેજ નગરની અન્દર ગુણીઓને વિષે મુખ્ય એક શ્વેતામ્બર આવ્યો. તે ગુણવાન્ શ્વેતામ્બરે તમામ લોકોને તથા શ્રાવકોને પણ સ્વાધીન કર્યા, તે દિગમ્બર પણ તેની થતી પૂજાને સહન નહિ કરતો છતો, પોતે એક વેશ્યાને તેના ઉપાશ્રયમાં મોકલીને 'આ વેશ્યામાં લુબ્ધ છે અને સુશીલ નથી' એમ શ્વેતામ્બરનો લોકપ્રવાદ કર્યો. તે જોવાને લોકોને બોલાવ્યા અને પોતે કહે છે કે 'દિગમ્બરોજ બ્રહ્મચારી હોય છે, અને શ્વેતામ્બરો ભ્રષ્ટ હોય છે.' હવે શ્વેતામ્બર દીવાની અગ્નિમાં ઉપધિને સળગાવીને સવાર થતાંમાં નાગો થઇને બહાર નીકળ્યો, તેથી લોકમાં એવો અપવાદ ચાલ્યો કે આ તો દિગમ્બર છે, શ્વેતામ્બર નથી. એ સાંભળી પ્રભાવતી સુઈ ગઈ.

આ કથાની અંદર શ્વેતામ્બરની સ્તુતિ અને દિગંબરની મશ્કરી કરેલામાં આવી છે, એટલા પરથી ખાસ સિદ્ધ થઈ શકે છે કે, તેની રચના શ્વેતાંબરે

કરેલી છે. વળી શ્વેતામ્બર સિવાય બીજા કોઇએ તેની રચના ન કરી હોય તેને માટે એક જબ્બર પ્રમાણ એજ રજુ કરી શકાય એમ છે કે, આ કથાની અન્દર જે 'उपधिं प्रज्वाल्य' (ઉપધિને સળગાવીને)– તેમાં 'उपधि' શબ્દ વાપરેલો છે, તે ખાસ જૈન સાધુઓમાંજ વપરાતો પારિભાષિક શબ્દ છે, અને જૈનેતર લોકો આ શબ્દનો અર્થજ ન સમજી શકે, તો પછી તેનો પ્રયોગ કરે તે વાતજ અસંભવિત છે. આ ઉપરથી તે જૈનેતરની તેમજ દિગંબરની પણ કૃતિ નથી, તો પછી બાકી રહ્યા જે શ્વેતાંબર તેનીજ તે કૃતિ હોય, એમ સાબીત થાય છે. વળી કેટલીએક પ્રતિઓની અન્દર 'उपाधिं प्रज्वाल्य' એવો પાઠ છે તે અશુદ્ધ છે, કારણ કે તેનો અર્થ અહીંઆં લાગુ પડી શકતો નથી.

વળી તે ગ્રન્થની ૬૫ મી કથા પણ ઉપરનાજ અનુમાનને ટેકો આપે છે માટે તે કથાને પણ અહીંઆ રજુ કરીશું.-

अस्ति देवि ! जनस्थानं नाम पत्तनम् । तत्र नन्दनो नाम राजा यथार्थः । तत्पत्तने श्रीवत्सो नाम श्रावकः परं महेश्वररतः । तेन अन्यदा वाराणसीं नगरीं प्रति प्रस्थितेन सशिष्येन पथि गच्छता एकः शिष्यः मांसहरणाय स्थापितः । अन्य श्रावकैर्दृष्टः स कथं भवत्विति प्रश्नः । शुकः प्राह । यथा सर्वश्रावका आगत्योपविष्टाः तदाट्टहासं जहसुः । पृष्टः सर्वजैनाद् । ईदृशोऽयं शिष्यः । मयोक्तं मां संपतेत अबुद्धया अनेन मांसस्य...। इति श्रुत्वा प्रभावती सुप्ता ॥

–હે દેવી! જનસ્થાન નામનું નગર છે, તેની અંદર નન્દન નામે રાજા છે. તે નગરની અન્દર શ્રીવત્સ નામનો શ્રાવક છે, પરન્તુ તે મહાદેવનો ભક્ત છે. તેણે એકવાર વારાણસી જતાં રસ્તામાં એક શિષ્યને માંસ લાવવાને માટે મોકલ્યો. બીજા શ્રાવકોએ તેને જોયો. હવે આનું કેમ થાય? એ પ્રશ્નના જવાબમાં શુક કહે છે કે, જ્યારે બધા શ્રાવકો આવીને બેઠા ત્યારે ખૂબ હસ્યા. બધાએ પૂછયું, ત્યારે તે બોલ્યો "મેં શિષ્યને मां संपतेत એમ કહ્યું, ત્યારે બુદ્ધિહીન શિષ્ય એમ સમજ્યો કે 'मांसं पतेत' –આ પ્રમાણે તેણે પોતાનો બચાવ કર્યો. આ કથા સાંભળી પ્રભાવતી સુઇ ગઇ.

આ કથાની અંદર બનારસ જતા મહાદેવના ભક્ત એક નામધારી શ્રાવકની મજાક કરવાની સાથે ત્યાંના માહેશ્વરરતમાં માંસાહારનો ધ્વનિ થાય છે, અને શ્રાવકોની અન્દર માંસાહારની બાબત ઘણી લજ્જાસ્પદ અને નિન્દનીય બતાવેલી છે. એ ઉપરથી પણ સિદ્ધ થાય છે કે તેનો કર્તા કોઈ જૈન છે."

આ દલીલ સંબંધમાં પ્રો. હર્ટલે પછી પોતાના બીજા તા. ૨૩–૧–૧૨ ના પત્રમાં પોતાની સંમતિ આ રીતે આપી છે કેઃ—

'શુકસપ્તતિની એક કથાની અન્દર આવતા ઉપધિ શબ્દ વિષે આપની ચર્ચા તદ્દન નિશ્ચયાત્મક છે. જ્યારે દશ વર્ષ અગાઉ મેં પહેલાં પ્રથમ શુકસપ્તતિ વાંચી ત્યારે તે કથાના ભાવાર્થે મને આશ્ચર્યમાં નાંખ્યો હતો. દિગંબરો તરફ જે વિરક્તતા તે કથાની અન્દર પ્રકટ છે તેના ઉપરથી જે પ્રમાણે આપ આપના પત્રમાં અનુમાન કરો છો, તેવીજ રીતે બરાબર મેં પણ અનુમાન કર્યું હતું, તે એ કે આ કથાનો રચનાર ખુલ્લી રીતે શ્વેતાંબર હતો....વળી પારિભાષિક શબ્દ 'ઉપધિ' ઉપરથી જે અનુમાનો તમે ખેંચી કાઢો છો તેની વિરુદ્ધ કોઇપણ માણસ વાજબી રીતે કાંઇ પણ વાંધો ઉઠાવી શકે નહિ. પંચતંત્ર ઉપરનો મારો ગ્રંથ કે જેના એક પ્રકરણમાં શુકસપ્તતિ વિષે લખવામાં આવ્યું છે તેની અંદર આ ચર્ચાને મેં દાખલ કરી છે–જે શુકસપ્તતિના કર્તાએ કેટલીએક વાર્તાઓ જૈન પંચાખ્યાન ઉપરથી લીધેલી છે." —જૈનશાસન ૩–૩–૧૯૧૨.

સં. ૧૨૫૫ માં પૂર્ણભદ્રે તે વખતે વિશીર્ણવર્ણ થયેલ જૂના શાસ્ત્ર પંચતંત્રને સંસ્કૃત કરવા માટે શ્રી સોમ નામના મંત્રીના કહેવાથી પંચતંત્ર રચ્યું હતું તેનું સંશોધન કરી ઉક્ત પ્રો. હર્ટલે તે પ્રકટ કરાવેલ છે, તેની પ્રસ્તાવનામાં શુકસપ્તતિ સંબંધી પોતે શું જણાવેલું છે તે પોતાના ૧૩–૩–૧૪ ના The Jains and the Panchatantra ( જૈનો અને

પંચતંત્ર) એ નામના નિબંધમાં કહે છે કે (જુઓ જૈન સાહિત્ય સંમેલન કાર્યવિવરણ p. 35):–

But scanty as the above sketch is, it will be sufficient to show the reader how vast an influence Jain narrative literature had all over India. In former days it was impossible to recognise this fact, as European scholars had no access to Jain libraries. But fortunately the *Modern* Jains appear to be aware of the advantage they derive from making the literary treasures of their libraries accessible to Western as well as Eastern scholars. If they continue to do so, it may be hoped that we shall live to see the appearance of a *History of Jain Literature*. Such our history will be of the utmost importance not only to the Jains, but to all भरतक्षेत्र and even to the West of Asia and to Europe. In my above quoted book on the पंचतंत्र and its history I have shown that a Jain recension of the शुकसप्तति was the original of the Tuti-nameh which was translated into *different* Asiatic and European languages. This is as yet the oldest instance of a whole Jain book wandering to the East (! West). If in future I shall meet with the same benevolent assistance which I have received from Jain scholars who have lent me good Mss. of Jaina story book, I may hope that, in the domain of narrative literature, the high importance of the Jain literature will soon appear even to the blindest eyes.

–ઉપરની રૂપરેખા ગમે તેટલી આછી હોય, છતાં તે વાંચકને એટલું બતાવી આપે તેટલી પૂર્ણ છે કે જૈન કથાસાહિત્યે ઘણી વિશાલ અસર આખા હિંદપર કરી હતી. આગલા વખતમાં આ સત્ય સ્વીકારવામાં અશક્યતા હતી કારણ કે યુરોપીય પંડિતોને જૈન પુસ્તકભંડારોનો લાભ મળ્યો નહોતો પણ સુભાગ્યે **વર્તમાન** જૈનો આ પુસ્તકભંડારોમાં પડેલા સાહિત્ય ખજાનાઓ પાશ્ચિમાત્ય અને પૌર્વાત્ય પંડિતોને માટે ઉપલબ્ધ કરવાથી કેટલો બધો લાભ થાય છે તે જાણવા લાગ્યા છે. આમ કરવાનું તેઓ ચાલુ રાખશે તો એવી આશા રખાય કે '**જૈન સાહિત્યનો ઇતિહાસ**' પ્રકટ થયેલ જોવા આપણે જીવતા રહીશું. આપણો આવો ઇતિહાસ જૈનોનેજ માત્ર નહિ, પરંતુ સમસ્ત ભરતક્ષેત્રને તેમજ એશિયાના પશ્ચિમભાગને અને યુરોપને પણ અત્યંત ઉપયોગી થઈ પડશે. મારા ઉપર ઉલ્લેખેલા પંચતંત્ર પરના પુસ્તકમાં મેં બતાવ્યું છે કે શુકસપ્તતિનું જૈન સંસ્કરણ તુતિ–નમેહ કે જે ગ્રંથ જુદી જુદી એશિયાની અને યુરોપની ભાષાઓમાં અનુવાદિત થયેલ હતો તેનું મૂળ છે. પૂર્વ તરફ ભ્રમણ કરનારા એક આખા જૈન પુસ્તકનો આ અત્યાર સુધી મળેલો જૂનામાં જૂનો દાખલો છે. ભવિષ્યમાં જો મને જેવી ઉદાર સહાય જૈન કથા ગ્રંથોનાં સારાં હસ્તલિખિત પુસ્તકો ઉછીનાં પૂરાં પાડવાની મળી છે તેવી ને તેવી જૈન વિદ્વાનો તરફથી મળતી રહેશે તો મને આશા રહે કે કથાસાહિત્યના પ્રદેશમાં જૈન સાહિત્યની વિશાલ મહત્તા અંધતમની આંખોને પણ તુરતજ જણાશે.' (આ કથા સહિત્ય સંબંધી Literature of Swetambar Jainas નામનો ઉક્ત પ્રો૰ હર્ટલનો ત્યાર પછીનો લેખ એક ચોપાનિયાના આકારમાં પ્રકટ થયેલ છે કે જેનું ભાષાંતર જૈનયુગમાં અધૂરૂં અને જૈન ધર્મ પ્રકાશમાં પ્રાયઃ પૂરૂં પ્રકટ થયેલ છે.)

પ્રોફેસર મેકડોનલ પોતાના 'સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ' (History of Sanskrit Litertura) ના પ્રકરણ ૧૪ 'વાર્તાઓ અને કહાણીઓ'માં શુકસપ્તતિ સંબંધી નીચે પ્રમાણે જણાવે છે:–[જુઓ રા. મોહનલાલ દવે કૃત ભાષાંતર પૃ. ૪૯૭.]

'એજ પ્રકારનો ( वेतालपंचविंशति, सिंहासन द्वात्रिंशिका જેવો) ત્રીજો ગ્રન્થ शुकसप्तति (સુડા સિત્તેરી) એ નામનો છે. એ ગ્રન્થની વાત એવી છે કે એક સ્ત્રીનો પતિ પરગામ ગયો હતો તે દરમ્યાન તેની સ્ત્રીને પરપુરુષનો સંગ કરવાની ઇચ્છા થઇ આવી. એના પતિનો પાળેલો પોપટ ઘણો હોશિયાર હતો તેની એ સલાહ લે છે. એ પોપટ પોતે જાણે પેલી સ્ત્રીના વિચારની વિરુદ્ધ ન હોય તેવી રીતનું બતાવે છે, પણ એવાં કર્મ કરવામા કેટલું જોખમ રહેલું છે તે તરફ પેલી સ્ત્રીનું એ લક્ષ ખેંચે છે; અને મુંઝવણને પ્રસંગે ફલાણીએ પોતાની જાતનો જેવી રીતે બચાવ કીધો હતો તેવી રીતનો બચાવ કરતા આવડે એમ ન હોય તો કોઇ પુરુષને મળવા જવું નહી એવી રીતનું તેની પાસેથી વચન લે છે. તે ફલાણીએ કેવા પ્રકારની મુશ્કેલીમા કેવી રીતે પોતાની જાતનો બચાવ કીધો હશે તે વિષે જિજ્ઞાસા થવાથી તે સ્ત્રી એ વિષેની વાર્તા કહી સંભળાવવાને માટે પોપટને વિનંતિ કરે છે અને પોપટ પછી વાર્તા કહે છે. પણ જ્યાં આગળ ગુંચવણનો પ્રસંગ આવે ત્યાં સુધીનીજ વાર્તા એ કહે છે, અને પછી તે સ્ત્રીને એ પૂછે છે કે "આવી ગુંચવણને પ્રસંગે પેલી સ્ત્રીએ શું કરવું જોઇએ ?" આનો ઉત્તર તે સ્ત્રીથી નથી આપી શકાતો એટલે પોપટ તેને કહે છે કે "આજની રાત તમે ઘરમા રહો તો હું તમને એનો ખુલાસો કહું." આવી રીતે સિત્તેર દિવસ નીકળી જાય છે, એટલામાં તે સ્ત્રીનો પિયુ પરદેશથી પાછો પધારે છે.'

આ પર જે પુસ્તકો પ્રકટ થયેલ છે તેનું છેવટમા ટિપ્પણ છે કેઃ–'શુકસપ્તતિ પ્ર૦ આર. સ્મિટ લીપ્ઝિક ૧૮૯૩; મ્યુનિચ ૧૮૯૮; ભાષાંતર, કીલ ૧૮૯૪; સ્ટટગાર્ટ ૧૮૯૮.'

ગુજરાતી પદ્યમા પૂર્ણિમાગચ્છના ગુણમેરુસૂરિશિષ્ય રત્નસુંદરસૂરિએ સં. ૧૬૩૮ના આશો શુદિ પંચમીને સોમવારે ખંભાતમા શુકબહોતરી કથાનો ઉદ્ધાર કર્યો છે. આ જૈન કવિ અને તેની આ કથા સંબંધમાં કહીએ તે પહેલાં જૈનેતર પ્રસિદ્ધ કવિ શામળભટ્ટે સુડાબહોતરી ગૂજરાતી પદ્યમાં સં. ૧૮૨૧ માં રચી છે તે સબંધી ટુંકામાં જોઈ લઇએ:–

તે પહેલા શારદાની સ્તુતિમા પોતાને વિષે જણાવે છે કે 'શિવનો સેવક શામળો, કીધો પંડિતરાય'. પછી ગણપતિની સ્તુતિ કરે છે; કૃષ્ણની સ્તુતિ કરે છે તેમાં નરસિંહ મહેતાનો પણ ઉલ્લેખ કર્યો છે કે 'નરસીયાને હાર, દીધો ગાતામા ગાણું'. ત્યાર પછી રામચંદ્ર, અન્નપૂર્ણાની પ્રાર્થના કરી આ વાર્તા રચવાનુ કારણ જણાવે છે !–

કવિ કહે શુક બહોતરી, આણી મન ઉલ્લાસ,
પરાક્રમ પુરુષ પ્રકૃતિ તણા, શિવ ઉમિયા સંવાદ. ૨૭
ચાતુર નર ચહો દેશમા, ચાતુર શિરોમણી ચાલ,
સ્ત્રી ચરિત્ર શોભા ઘણી, ખરી વાતનો ખ્યાલ. ૨૮
શામળ કહે સંક્ષેપમા, કવિતા કેરા કામ,
બત્રિશ લક્ષણ બુઝશે, હોશીને મન હામ. ૨૯
એમા અર્થ છે અવનવા, રુડો છે એ ગ્રંથ,
નિચ જનતો નિંદા કરે, પુરાણ પરાક્રમ પંથ. ૩૦
ગુણવંત દુધ ગવરી તણું, તત્તજ આપે તરત,
કો દુધ દહીં કો તક લે, કો માખણ કો ઘૃત. ૩૧
મુખ મમતા કરે માનવી, ગુણહીણા લે ગર્ક,
પંડિત જનને પ્રિય છે, નીંદક જનને નર્ક. ૩૨

પછી પોતાનો અને પોતાના આશ્રયદાતાનો પરિચય આપી પોતાની આ વાર્તામાં શું છે તે ટુંકમા આ રીતે આપે છે !—

શુક બોહોતર શિરોમણી, ચતુરાનો ચિત ચાલ,
મોહોટા માણુસ મહિપતી, માને તેમા માલ;
ઉત્તરનો પ્રતિ ઉત્તર, જાર તણો વિચાર,
ગુણ અવગુણ ગ્રાહક ઘણા, પંડિત કરે વિચાર.
ભાગ્યાનું સાજું કરે, કલંકનું અકલંક,
કથીરનું કંચન કરે, વાળે આડો આંક.
શાહ નરને તસ્કર કરે, તસ્કરને કરે શાય(હ)
જળને સ્થાનક સ્થળ કરે, રંકને કરે રાય.
ઓલ્વી નાખે અગ્નીને, પાણી નાખે વહેર (વ્હેર)
એક વચને અમૃત કરે, જો હોય ઝેરું ઝેર.
ચકોર વીદ્યાથી ચોગણી, વિચાર વાત વિવેક,
પંડીત જન એ પારખે, ખ્યાવટ સાહવટ તેક.

આ શામળભટ્ટની આ કથા માટે બહુ લખાય તેમ છે, પણ ટુંકામાં કાર્તિક ૧૯૮૪ ના તાજા 'કૌમુદી'માં રા. ડોલરરાય રંગીલદાસ માંકડે 'સુડાબોહોતેરી, એ નામના લેખમાં જે લખ્યું છે તે અત્ર જણાવીશું.

'શામળ તો બધા કરતાં ઉઘાડી રીતે નીતિનાં તત્ત્વોનું ભયંકર ઉલ્લંઘન કરે છે. વાર્તામાં એકજ પ્રશ્નની બે બાજુ ઘણે ભાગે ચર્ચાય અને ઘણી વાતોમાં જેમ અનીતિની વાતો હોય છે તેમ નીતિની વાતો પણ હોય છે. આવી વાતોનો હેતુ તો ફક્ત એવોજ હોય છે કે એ વિરોધથી લોકોની આંખો ઉઘાડી, તેમને સાચે રસ્તે દોરવા; પણ શામળની ઘણી વાતોમાં તો તેવું જરા પણ નથી. અનીતિની ફતેહ થયેલી પણ તેની ઘણી વાર્તામાં દેખાય છે અને આવીજ વાર્તાઓ માટે મ્હારે વાંધો છે.

'નીતિને નેવે મૂકીને જો કોઈ વાર્તાની શરૂઆત થઈ હોય તો તે 'સુડાબોહોતેરી'ની છે. પહેલેથી છેલ્લે સુધી પોપટ જારી વિદ્યાની ખરાબી કહી, તરત તે ખરાબીમાંથી ને મુશ્કેલીમાંથી કેમ બચવું એને માટે વિજારી વિદ્યા શીખવે છે. આમાં એક વેપારી* પરદેશ જાય છે અને પોતે એક પોપટ અને મેનાં પાળ્યાં છે તેને કહેતો જાય છે કે તેની સ્ત્રીને આડે રસ્તે જવા ન દે. હવે સ્ત્રી તો પતિ ગયા પછી તરતજ વિહ્વળ થઈ, અને રાતે પોતાનું મન શાન્ત કરવા બહાર જવા લાગી. તે વખતે પોપટે તેને સમજાવીને એક વાર્તા કહી અને તે દિવસ માટે રોકી. આમ ૭૨ વાર્તા કહી. દરેક વાર્તામાં પહેલા ભાગમાં કોઈક સ્ત્રી, પતિની આંખમાં ધૂળ નાંખી, જાર સાથે રમે છે અને અંતે પતિ અથવા તેનાં સગાં તે જારને ...ર સાથે જોઈ જાય છે; અને બીજા ભાગમાં એ સ્ત્રી પોતાની એ વર્ત્તણુકને એવી રીતે ફેરવીને સમજાવે છે કે પોતે કેમ જાણે પતિ માટે અથવા તો સગાં માટેજ એમ કરતી હોય! દરેક વાત આમ અનીતિથી ભરપુર છે.' શામળનો આ દોષ સાવ બધાનાં લક્ષ બહાર ગયો છે એવું નથી, પણ કોઇએ સખ્ત ભાર દઇને આ વિષે લખ્યું હોય એમ જાણમાં નથી. માટે વાત બરાબર મન ઉપર અસર કરે તે વાસ્તે અહિં એક વાર્તાનો સાર ટુંકમાં આપું છું.

'એક સુતારને પોતાની સ્ત્રી બાબત શંકા થઈ; અને તેની પરીક્ષા કરવાના હેતુથી તેણે તેને કહ્યું, "હું આઠ દિવસ સુધી બહાર ગામ રહીશ." પછી તે બહાર ગયો. સ્ત્રી પણ સાંજે જ્યારે પાણી ભરવા ગઇ ત્યારે એક યુવાનને (આવા યુવાનોનું પનઘટ પ્રિયસ્થાન હતું એ તો જાહેર છે) સંકેત કરી તેડી આવી. સુતાર, તે પહેલાં છાનોમાનો ઘેર આવી, ખાટલા નીચે સંતાઇ ગયો હતો. તેણે બધું જોયું. પણ પેલી સ્ત્રીને કોઈક રીતે, સુતાર ઘરમાં છે એવો સંશય પડયો એટલે તે પેલાને કહેવા લાગી, "આજ જોષીએ આવી મને કહ્યું કે આજ મધ્યરાતે તારો પતિ મરી જશે. મેં તો કરગરીને તેનો ઉપાય પૂછ્યો. તેણે આ દેખાડયો એટલે મારે આમ કરવું પડયું છે." આ સાંભળી સુતાર તો બિચારો સ્ત્રીના ઉપકાર તળે દબાઈ ગયો હોય તેમ મરણ સુધી ફરી એવી શંકા મનમાં લાવ્યોજ નહિ.

'આજ પ્રકારની દરેક વાત છે, અને ગમે તેવો વાંચનાર હોય તો પણ આવી વાર્તાને સાહિત્યમાં એક ક્ષણવાર પણ ટકવા દેવામાં પાપ ગણે. હું તો પુસ્તક જરૂર બાળી નાંખું. માત્ર આવાં પુસ્તકો પણ હતાં એટલું ન ભૂલવા માટે થોડીક પ્રતો કોઈક પુસ્તકાલયમાં સચવાય તો ભલે. જો કે એવી જરૂર પણ બહુ ઓછી.''

એક જૈનેતર વિદ્વાનનું જૈનેતર કવિ શામળભટ્ટ સંબંધી પોતાનું પ્રામાણિક કથન ઉપર જણાવ્યું- પ્રસિદ્ધ રસિક નાગર કવિ નર્મદે પણ એક સ્થળે જણાવ્યું છે કે 'શામળભટ્ટે કેટલીક વાર્તાઓ ન લખી હોત તો સારૂં.' છતાં એટલું તો સ્વીકારવું પડશે કે શામળભટ્ટ વાત બદલાવી તેમાં રસ પૂરવાનું કાર્ય સુંદર રીતે કરી શકતા. ભાષાપર ભારે કાબુ હતો. ગદ્ય લખવું સરલ તેમ તેને પદ્ય લખવું તેવું સરલ હતું. સામાજિક ચિત્રો આબેહુબ ચીતરતા.

* આ વેપારી માટે શિવરોહક શામળભટ્ટ વિપ્રને કોઈ ન મળ્યા તે 'વિદ્યા શ્રીમાળી વાણીઓ, જૈન ધર્મ ઝુમતે [illegible] ગણ્યો.

હવે ઉપરોક્ત જૈન કવિ રત્નસુંદરસૂરિની 'શુક બહોતરી' લઈએ. જૈન કવિઓ હમેશાં અમુક સદ્‌ગુણનું પ્રતિપાદન કરે છે. નીતિને શામળભટ્ટ માફક કદિપણ નેવે મૂકતા નથી, પણ તેને અખંડપણે બતાવી તેનો વિજય સિદ્ધ કરે છે અને અનીતિનો સર્વદા પરાજય એ રીતે સૂચિત કરે છે. 'ધર્મે જય ને પાપે ક્ષય' એ સૂત્રમાં સનાતન સત્ય ભર્યું છે.

આ રત્નસુંદરકૃત શુકબહોતરી અપરનામ રાસમંજરીની સં. ૧૮૫૭ માં લખાયેલી પ્રત પરથી ઉતારેલી નકલ ગોધરાથી મુનિમહારાજશ્રી સંપતવિજયજીએ મોકલાવી છે. તેમાં અનેક શુદ્ધિઓની જરૂર છે કે જે આ ગ્રંથની બીજી હસ્તલિખિત પ્રતો મળે તોજ-અને વિશેષ શુદ્ધ સંસ્કરણ તો જેમ પ્રાચીન હસ્તલિખિત પ્રત મળે તે પરથી-થઈ શકે તેમ છે, જાણવામાં આવેલી પ્રતો નીચે પ્રમાણે છેઃ—

૧. રાજકોટ નાનચંદજી યતિના અપાસરામાં સં. ૧૮૪૦ માર્ગ. શુ. ૭ રવિ પ્રાદા મધ્યે લખેલી પ્રત છે.

૨. સં. ૧૭૫૦ ના વૈશાખ શુદ ૧૪ શનિવારે જશનગર મધ્યે લખેલ પ્રત ઉદેપુરના યતિ ચેતનસાગરજીના ભંડારમાં છે. પત્ર ૧૧૦.

૩ અમદાવાદના ડહેલાના અપાસરામાં છે.

(મારો 'જૈન ગૂર્જર કવિઓ પ્રથમ ભાગ પૃ.૨૩૧)

આ સિવાય ૪૭ પત્રની એક પ્રત સુડા બહુતરી કથા એ નામની મારવાડી ભાષામાં ગદ્યમાં ઉત્તર અક્ષરે લખેલી કુલ ૪૭ કથા વાળી સં. ૧૭૮૫ના આસુ સુદી ૧૧ દિને બુધવારે પલ્લિકા મધ્યે લખેલી પૂનાના ભાંડારકર ઇન્સ્ટિટ્યૂટમાં છે. નં. ૧૪૭૧/૧૮૮૭-૯૧ આ પણ આ લોકકથા સાહિત્યના કાર્યમાં કામ લાગે તેમ છે.

આ સર્વે તેમજ તેની બીજી પ્રતો જ્યાં જ્યાં હોય ત્યાં ત્યાંના તેના માલેકો-રખેવાળો અમને ઉછીની આપવા કૃપા કરશે તો અતિ ઉપકાર થશે અને એક કથાનો સુંદર રીતે ઉદ્ધાર કરવાના કાર્યમાં સહાય આપવાનું પુણ્ય હાંસલ કરી શકશે. અમે તે બને તેટલી સંશોધિત કરી જૈનયુગના દરેક અંકમાં ખંડશઃ આપીએ એવી સૂચના થઇ છે; અને તે પર ટિપ્પણી કઠિન શબ્દાર્થની જૈન સાહિત્ય રસિક ગ્રેજ્યુએટ ડૉ. મોતીલાલ સંઘવીએ તૈયાર કરી આપવાનું માથે લીધું છે તે માટે તેમને ધન્યવાદ આપીએ છીએ. તે ટિપ્પણી પણ જોઈ સુધારી આનું પ્રકાશન થાય તો નીચે મૂકવાનું બની શકશે.

રત્નસુંદરની બીજી કૃતિઓઃ-(૧) પંચોપાખ્યાન ચોપઇ રચ્યા સં. ૧૬૨૨ આસો શુદ ૫ રવિ, સાચુંદમાં-જુઓ જૈન ગૂર્જર કવિઓ પૃ. ૨૩૦; (૨) સાત વ્યસન પર ચોપાઈ રચ્યા સં. ૧૬૪૧ પોશ શુદ ૫ રવિવાર ખંભાતમાં, અમારા જોવામાં આવી છે.

તેમણે પોતાનો પરિચય એમ કરાવ્યો છે કે પોર્ણમિક ગચ્છમાં થયેલા ગુણમેરૂસૂરિના પોતે શિષ્ય છે અને સૂરિપદ પોતાને લગાડેલું હોવાથી તે પણ ગુણમેરૂના પટ્ટધર આચાર્ય હતા. પૌર્ણમિક ગુણમેરૂ સૂરિના પ્રતિષ્ઠા લેખો સં. ૧૫૮૮ ષુ. ૧ અને સં. ૧૫૯૧ નો ષુ. ૨ માં મળે છે તે પૈકી પહેલામાં તેમને સૌભાગ્યરત્નસૂરિના પટ્ટધર જણાવ્યા છે.

રત્નસુંદરસૂરિએ આ સુડાબહોત્તરીની ચોપાઈ મૂલ સંસ્કૃત શુકસપ્તતિ પરથી અનુવાદ કરીને કરી જણાય છે. મૂલ જોઈને તેમાં પોતે નવીન તત્ત્વ શું દાખલ કર્યું છે, શામળભટ્ટની સુડાબહોત્તરીની કથાઓ અને તેની કથાઓ વચ્ચે ક્યાં ક્યાં સામ્ય છે તે, તેમજ બીજી કેટલીક બિનાઓ આ ચોપાઈ આખી પ્રકટ થઈ જાય પછીજ આપી શકાય તેમ છે. આ સુડાબહોત્તરી આ બંને કવિઓ સિવાય અન્ય બીજા કવિઓ રચિત જોવામાં કે સાંભળવામાં આવતી નથી. આ સંબંધમાં જેટલું સાહિત્ય હોય તે સર્વ અમોને પૂરૂં પાડવામાં યા તેનું સ્થળ બતાવવામાં જે મહાશય કૃપા કરશે તેમના ઉપકૃત થઈશું.

તંત્રી.

[તા. ક. ઉપરનું લખાયા પછી ગત ડીસેંબરની ૨૮ મી તારીખે પાલણપુરના ડાયરાના ભંડારના બે દાબડા જોયા. અને ત્રીજામાંથી મુનિ ધીરવિજયની કૃપાથી બે પ્રત શુકબહોતરીની મેળવી. તેમાંની એક પદ્યમાં ઉક્ત રત્નસુંદરકૃત છે અને બીજી ગદ્યમાં સં. ૧૮૦૫ માં લખાયેલી પુરૂષોત્તમદાસ પુત્ર દેવદત્ત અવદીચ બ્રાહ્મણની છે, કે જે ગદ્યનો સારો નમુનો પૂરો પાડે છે. આ સંબંધી સર્વ સાહિત્ય મધ્યે ઘણું લોકસાહિત્ય સંબંધી મળી શકશે તંત્રી.]

# બસ ધુની બનો !

જેના જીવનમાં ધુન નથી, તેના જીવનમાં જીવન નથી-આનંદ નથી.

ધુન વિનાનું જીવન એટલે નિરાશા અને હતાશા.

ધુનનો નાશ એટલેજ મૃત્યુનો પાશ.

પારણામાં પોઢતું બાળક પણ ધુનમાં અને ધુનમાં પાટુઓ મારે છે અને આનંદ પામે છે.

આથીજ ધુન માનુષી સ્વભાવ છે. યુવાનો તેમાંજ આનંદ પામે છે. તેમાંજ જીવે અને મરે છે.

યુવાનોના મગજમાં ધુન છે, યુવાનોના હૃદયમાં ધુન છે, યુવાનોના પ્રત્યેક કાર્યમાં ધુન છે.

સ્વતંત્રતાના ધુની અંગીય યુવાનોએ શું નથી કર્યું ?

પોતાની ધુનમાં હજારો કારાગૃહને મંદિર માની તેમાં સિધાવ્યા. એજ ધુનમાં સેંકડોએ ફાંસીને વર માળ ગણી તે મારફત જીવન સમાધિ સાધી.

આથીજ યુવાનો એટલા ધુની, ધુની એટલા યુવાનો.

ધુન વિનાના યુવાનો યુવાન નથી. તેમનામાં યુવકત્વ નથી.

જૈન સમાજને એવા ધુની યુવાનોની જરૂર છે, જેની પ્રત્યેક નાડીમાં વ્હેતું લોહી ધુનથી ઉકળતું હોય, જેના હૃદયમાંથી ધુનનોજ ધબકારો નિકળતો હોય.

પણ હા ! સમાજ એવા ધુની નથી માંગતી કે જેની ધુન સમાજને પ્રદણઘાતક નિવડે.

એક બાળક પોતાની ધુનમાં ને ધુનમાં માતાને પાટુ મારે છે. માતા તે સહન કરે છે કારણ એ બાળક તેની સેવા કરવાનો છે, એ બાળક તેના ઘરનો દીવો થવાનો છે, ઉદ્ધાર કરવાનો છે-એ મહેચ્છાથી માતા પોતાના બાળકની પાટુઓ સહન કરે છે.

યુવાન મિત્રો !

તમારામાં ધુન છે, તમે ધુની થવાના છો તે સાચું. સમાજ તમારી ધુનની પાટુઓ સહન કરે પણ તમારી એ ધુન પાછળ એ મહાન્ ઉદ્દેશ હોવો જોઇએ કે

'તમારે સમાજના દીવા થવાનું છે, તમારે સમાજનો ઉદ્ધાર કરવાનો છે, તમારે સમાજ-માતા માટે સેવાનું મહાન્ વ્રત સ્વિકારવાનું છે. તોજ તમારી ધુન ધુન ગણાશે, નહિતર તેને ગાંડાઇ માની તમે સૌથી તિરસ્કરણીય બનશો એ ખચીત માનજો.'

આથીજ ધુની થતાં પણ આવડવું જોઇએ. ધુનમાં સ્વચ્છંદતા ન જોઇએ. ધુનીએ આચાર, વિચાર, અને વાણી પર સંયમ કેળવવો જોઇએ.

સમાજ-માતાના ધુની યુવાનો !

તમારી ધુન એ માતા પ્રત્યેની સેવા વૃત્તિમાં આણવાની આજે આવશ્યકતા છે. પણ એટલું જરૂર વિચારજો કે 'એ ધુન સમાજ-માતાની ચાકરી કરતાં કાયરી ન કરી નાંખે, નહિતર એ ધુનમાં ગાંડાઇ છે, ધમાલ છે, અધમતા છે એમ લેખાશે.'

એજ કારણે યુવાનોને સાચા ધુની થવા સમાજનું નિમંત્રણ છે, કારણ ધુની થવું એજ યુવાનોનો જીવનમંત્ર છે. માટેજ

મિત્રો ! ધુની બનો. સાચા ધુની બનો. તમારી ધુનમાં સમાજને આનંદ છે. સમાજને પોતાના ઉદ્ધારની આશા છે. સમાજ તેમાંજ અહોભાગ્ય માને છે અને માનશે.

"ધુની"

---

# પ્રતિમાલેખો.

( રા. ડાહ્યાભાઈ મોતીચંદ તથા રા. પોપટલાલ પુંજાભાઈ ગત પૃ. પર થી સંપૂર્ણ.

સિદ્ધચક્રો (સુરતના કલ્યાણ પાર્શ્વનાથના દેરાનાં).

૪૩. બાઈ જતુ સિદ્ધચક્ર કારાપિતં. ભ. શ્રી વિજયલક્ષ્મીસૂરિભિઃ પ્રતિષ્ઠિતમ્.

---

૪૪. સંવત ૧૭૩૭ વર્ષે પોષ સુદિ ૧ દિને પુણ્યાર્થે શ્રી નાથબાઈ પુત્રિયા શ્રી ફૂલબાઈ નામ્ના શ્રી સિદ્ધચક્ર મંત્ર કારિતં પ્રતિષ્ઠિતં શ્રી મહોપાધ્યાય શ્રી યશોવિજયગણિભિઃ શ્રી વિજયદેવસૂરિગચ્છે.

---

૪૫. ૧૮૨૫ વર્ષે આશાડ સુદિ ૧૫ માકશન સુત બોધલશાહ ભાર્યા ગુલાબ વહુકયા શ્રી સિદ્ધચક્રં કારાપિતં.

---

૪૬. બાઇથી માણક થી સિદ્ધચક્ર ભરાપિતં.

---

૪૭. સંવત ૧૯૩૧ના વૈશાક સુદિ ૧૩ સોમે ગુલાબબાઇના કહ્યા થકી પાનાચંદે કરાપિતં.

---

૪૮. સંવત ૧૯૩૧ના વર્ષે વૈશાક સુદિ ૫ ચંદ્ર મોટીમા બાઇ નાથી અંચલના કહ્યા થકી પાનાચંદ કુશલચંદ કરાવા છે.

---

૪૯. બાઈ નાથબાઇ પુત્રી ફૂલબાઇ. (ભગવાનના નાના ચાંદીના પતરાં નં. ૨ છે.)

૫૦. „ „ „

---

૫૨. સંવત ૧૪૭૯ વર્ષે માઘ શુદિ ૪ દિને શ્રી ઉકેશ વંશેવ કડુયા પુત્ર દાદા પુત્ર રણમલ્લ શ્રાવકેણ ભાતૃક ગણુ સુતેન પુત્ર મહીરાજ સહિતેન સ્વ પુન્યાર્થે શ્રી આદિનાથ બિમ્બં કારિતમ્ પ્રતિષ્ઠિતમ્ શ્રી ખરતર ગચ્છે શ્રી જિનરાજ સૂરિ પટ્ટે શ્રી જિનભદ્રસૂરિભિઃ

---

૫૩. સુરજવહુ નામ્ના શ્રી (આસુદીના ?) બિમ્બં કારિતં ૧૭૭૯ વર્ષે પોષ સુદિ ૬ રવૌ ભક્તિસાગર સૂરિભિઃ

---

૫૪. સંવત ૧૮૦૨ માગસર સુદિ ૧૩ ભાવદત્તા માનમલ્લ બાઇ શ્રી સંભવનાથ કારા...

---

૫૫. ૧ વિહરમાન પંદર ઇશ્વર સ્વામિ ૧૯૬૦

૫૬. ૨ „ „ „ „

---

૫૭. સંવત ૧૮૧૫ ફાગણ સુદિ ૭ સોમ શ્રી ગૌતમસ્વામિ.

---

૫૮. ઇંદ્રાણી શ્રી પાર્શ્વનાથ બિમ્બં શ્રી વિજયદાન સૂરિભિઃ

---

૫૯. સંવત ૧૯૮૦ વર્ષે વૈશાક સુદિ ૯ સોમ શ્રી સુરતી વાસ્તવ્ય: પ્રેમજી સવજી ભાર્યા નવિબાઈકેન શ્રી આદિનાથ બિમ્બં કારાપિતં પ્રતિષ્ઠિતં તપગચ્છે શ્રી જ્ઞાનવિમલ સૂરિભિઃ

વિજયપ્રભસૂરિભિ ? દે૦ લ૦ શ્રી જ્ઞાનવિમલ સૂરિભિઃ શ્રી પૂજ ૧૨...

---

૬૨. સંવત ૧૭૭૩ વૈશાક સુદિ ૧૧ બુધે શ્રીમાળ જ્ઞાતિય......**પદ્મપ્રભ બિમ્બં** કા. પ. શ્રી **જ્ઞાનવિમલ સૂરિભિઃ**

---

૬૩. સંવત ૧૫૨૫ વર્ષે જ્યેષ્ઠ સુદિ ૧૩ ભોમૌ ઉપકેશ જ્ઞાતિય ચામંડાગોત્ર શાજા પુન્સા ભાર્યા દાતુ સુત પદમસી ભાર્યા ભુપાઇ સહિતેન આત્મ શ્રેયાર્થે શ્રી **સંભવનાથ બિમ્બં** શ્રી...ગચ્છે પ્રતિષ્ઠિતં શ્રી **ધનેશ્વર સૂરિભિઃ**

---

૬૪. સંવત ૧૬૬૪ વર્ષે પોષ સુદિ ૧૦ શનૌ વૃદ્ધ શાખાયા શ્રી શ્રીમાલી જ્ઞાતિય ગંધાર વાસ્તવ્ય ગામ૦ વર્ધમાન ભાર્યા. ચિરાદે સુતગામ વછીયાકેન **શ્રી શિતલનાથ** બિમ્બં કારિતં પ્રતિષ્ઠિતં **તપાગચ્છે શ્રી વિજયસેન સૂરિભિઃ**

---

૬૫. સંવત ૧૫૭૩ વર્ષે મહા વદિ બીજ રવૌ ઓશવાલ જ્ઞાતિય લઘુશાખીય મં૦ સહજા ભાર્યા પુતલી પુત્ર મહીરાજેન ભાર્યા માલણ દેરી સુતેન સ્વશ્રેયસે શ્રી **સુમતિનાથ** બિમ્બં કારિતં પ્રતિષ્ઠિતં શ્રી **કોરંટ** ગચ્છે શ્રી સોમદેવસૂરિ **પટ્ટે શ્રી જિનસૂરિભિઃ નાદકલીગ્રામે** ( નાદકલી બરાબર વંચાતું નથી.)

---

૬૬. શ્રી **પાર્શ્વબિમ્બં** પ્ર. ત. પ. **શ્રી વિજયસેન સૂરિભિઃ**

---

૬૭. સંવત ૧૭૭૩ વર્ષે વૈશાક સુદિ ૧૧ બુધે શ્રી સુરતિ બંદરે વા. લા૦ કેશવ સુત કપુર ભાર્યા ફુલોકેન શ્રી **વાસુપૂજ્ય બિમ્બં** કા. પ્ર. તપગચ્છે શ્રી **જ્ઞાનવિમલ સૂરિભિઃ**

---

૬૮. બાઇ લાડુકેન શ્રી **શાન્તિનાથ.**

---

૬૯. સંવત ૧૮૦૨ માગશર સુદિ ૧૩ ભૃગુ શા જેચંદ પુત્ર શા ઝવેરકેન **ચંદ્રપ્રભ** બિમ્બં.

---

૭૦ સંવત ૧૮૦૨ માગશર સુદિ ૧૩ ભૃગુવા શા હેમચંદ ભાર્યા......**નેમનાથ.**

---

૭૧. સંવત ૧૮૦૨ માગશર સુદિ ૧૩ ભૃગુ ...ચંદ તતુ બાઇ રેવા ઝવેર શ્રી **શાન્તિનાથ.**

---

૭૨ સંવત ૧૯૮૫ વર્ષે વૈશાક સુદિ ૧૦ રવૌ સુરતવાલા શ્રીમાલી જ્ઞાતિય વૃદ્ધ શાખા શાહ માણેકચંદ પુત્ર......**શિતલનાથ** બિમ્બં કારિતં પ્રતિષ્ઠિતં **તપાગચ્છે......સૂરિભિ !**

---

૭૩. સંવત ૧૮૬૫ વર્ષે ફાગણ સુદિ ૭ સોમે વછીર......**અભિનંદન** કારાપિતં શ્રી **અંચલગચ્છે**

---

૭૪. સંવત ૧૮૨૫ વૈશાક સુદિ ૧૨ શુ. કા. **પુનમીયા ગચ્છે**......અચરતબાઇ સહસ્રફણા શ્રી પાર્શ્વનાથ બિમ્બં કારિતં પ્રતિષ્ઠિતં શ્રી **જિનવાસ સૂરિભિઃ** (નામ બરાબર ઉકલતું નથી) (જિનસોમ સૂરિભિઃ) આ પ્રતિમા પાષાણની પ્રતિમા જેટલી મોટી છે અને તેની ફેણ તથા બાહુ વિ૦ ભાગો છુટા છે.

---

૭૫. સંવત ૧૭૭૩ વર્ષે શ્રીમાલી વૃદ્ધ શાખા કીશનજી વર્ધમાન ગદીતા **પાર્શ્વબિમ્બં** કારાપિતં પ્રતિષ્ઠિતં શ્રી **જ્ઞાનવિમલ સૂરિભિઃ**

---

૭૬. સ્વસ્તિ શ્રી સંવત ૧૫૦૮ વર્ષે વૈશાક વદિ ૧૧ રવૌ ઉમડ જ્ઞાતિય ઠ૦ ચાંપા સુત ઠ૦ શા. ધુયાત......ઠ૦ સાયરનાગના ભાર્યા બાઇ રઢી સહિતેન સકુટુમ્બ શ્રેયાર્થે શ્રી **ચંદ્રપ્રભ** સ્વામિ બિમ્બં કારિતં પ્રતિષ્ઠિતં શ્રી **વૃદ્ધ તપાગચ્છે** ભટ્ટારક શ્રી **વિજયતિલકસૂરિ પટ્ટે શ્રી વિજયધર્મ સૂરિભિઃ**

---

૭૭. સંવત ૧૫૧૨ વર્ષે પ્રા૦ વ્ય૦ દેવા ભા૦ કરમા પુત્ર ભા૦ રામાકેન ભા૦ કપુરી વ્ય૦ પોપટ

ભાર્યા૦ વ્હાલી બ્ય૦ નિશલ વિશા દાદિ કુટુમ્બ યુતેન શ્રી કુંથુંબિમ્બં કારિતં પ્રતિષ્ઠિતં તપાગચ્છે શ્રી રત્નશેખર સૂરિભિઃ વડગામ......વાસિના

૭૮ સંવત ૧૬૬૪ વર્ષે માગસુદિ ૧૦ દિને શનૌ વૃદ્ધ શાખાયાં શ્રી શ્રીમાલી જ્ઞાતિય અહિમ ભગર (નગર) વાસ્તવ્ય ફ૦ જેચંદ ભા૦ વયજ-લદે નામ્ના શ્રી સુવિધિનાથ બિમ્બં કા૦ પ્ર૦ શ્રી વિજયસેનસૂરિભિઃ તપાગચ્છે.

૭૯. સંવત ૧૮૦૨ માગશર સુદિ ૧૩ લઘુ શ્રીમાલ જ્ઞાતિય સા ગંગાદાસ પુત્ર જગજીવનકેન શ્રી મુનિસુવ્રત બિમ્બં કારિતં.

૮૦. સંવત ૧૮૧૫ ફાગણ સુદિ ૯ સોમ મુનિસુવ્રત બિમ્બં

૮૧. શ્રી ધર્મનાથ બિમ્બં કારિતં.

૮૨. સંવત ૧૮૧૫ વર્ષે ફાગણ સુદિ ૭ સોમ મં. કાશીરામ નાપિમ કુંવર તપા......

૮૩. સંવત ૧૮૨૫ માઘ સુદિ ૧૨ શુક્રે વૃદ્ધ શાખાયાં પ્રા૦ જ્ઞાતિય (નારામ)-કુંવર શ્રી અ-જીતનાથ.

૮૪. સંવત ૧૮૧૫ ફાગણ સુદિ ૭ સોમ...તયા સંભવબિમ્બં કારિતં પ્રતિષ્ઠિતં વિધિપક્ષે.

૮૫. સંવત ૧૮૧૫ વર્ષે ફાગણસુદિ ૭ સોમ વૃદ્ધ શ્રીમાલી વંશે શા પુરશોતમ ભાર્યા અદલ વહુકયા શ્રી ચંદ્રપ્રભુ બિમ્બં કારિતં વિજયદેવસૂરિગચ્છે પ્રતિષ્ઠિતં અંચલગચ્છે શ્રી વિજયસાગરસૂરિ.

૮૬. સંવત ૧૭૬૨ વર્ષે વૈશાક સુદિ બીજ ગુરૌ સુરતિવાસી શ્રીમાલ જ્ઞાતિ વૃદ્ધ શાખા પ. કેશવ દાનબાઇ સુત પાકશાર ભાર્યા હરલ વહુકયા શ્રી અભિનંદન બિમ્બં કારિતં પ્રતિષ્ઠિતં શ્રી (જિન-વિજયગણિભિઃ

(હજુ થોડી પ્રતિમાઓ બાકી છે કે જેના લેખો લેવાના રહેલા છે.)

### સિદ્ધચક્રો.

૮૭. શાહ નાનચંદ ઉમેદચંદના પુત્ર શાહ મગનલાલના પૂન્યાર્થે સ્વર્ગવાસ સંવત ૧૯૬૨ ના ફાગણ વદ ૪ પડાળની પોળ સુરત.

૮૮. નગીનભાઇર તનચંદ.

### પટો.

૮૯. સંવત ૧૭૪૯ વર્ષે અષાડ વદિ ૫ ગુરૌ શ્રી કપુરકેશર...ભાર્યા બાઇ ફુલ વહુ પટ ભરાપિતં.

૯૦. સંવત ૧૯૩૦ ના આશોવદિ ૧૩ ને શુક્રવાર શ્રી આ પટ ભકતીનું કારણ જાણી શાહ કુશલચંદ ઝવેરચંદ પટેલ વિશા શ્રીમાલી તલપદાના છોકરા પાનાચંદ-બ્હેન હરકોર કરાવ્યો છે.

શિલાલેખો કે ધાતુલેખો ઉતારવામાં બહુ કાળજી અને ચોકસાઇ, તથા અતિશય પરિશ્રમ લેવામાં આવે તોજ તેને પ્રામાણિક અને વિશ્વસનીય ગણી શકાય. આ કાર્ય ઘણું શ્રમદ અને વિકટ છે. તે સંબંધી જ્ઞાન અને વાંચનકળા પણ આવશ્યક છે. તો તે પર ખાસ લક્ષ રાખી તેમા નિષ્ણાત જનો પાસે આવા પ્રતિમા લેખો દરેક શહેર અને સ્થાનનાં મંદિરોમાંથી ઉતરાવી લેવાય અને અમારા પર મોકલાવાય તો અમે આનંદપૂર્વક પ્રકટ કરીશું. તંત્રી.

# અલભ્ય પ્રાભૃત ગ્રંથો.

( લેખક—રા. મોહનલાલ ભગવાનદાસ ઝવેરી B. A. L L. B. સોલિસિટર. )

[ જૈનયુગના પ્રથમ વર્ષમાં પૃ. ૮૭ અને ૧૨૭ પરના બે ખંડોમાં 'આપણાં પ્રાભૃતો' એ નામનો મનનીય અને શોધખોળથી ભરપૂર લાંબો લેખ સાક્ષર શ્રી મુનિ મહારાજ શ્રી કલ્યાણવિજયજીનો પ્રકટ થઈ ગયેલ છે. તેની પૂર્તિમાં શ્રીયુત મોહનભાઇનો આ નાનકડો લેખ કંઇકે વધુ પ્રકાશ નાંખે છે તેથી અત્ર મૂક્યો છે. તંત્રી.]

નિર્વાણ કલિકાની લેખકની પ્રસ્તાવનામાં કેટલાંક લભ્ય અને અલભ્ય પ્રાભૃતો સંબંધી ઉલ્લેખ કરવામાં આવ્યો છે. ઉક્ત ઉલ્લેખનો સાર એ છે કે પ્રાભૃત સમય શ્રી ભદ્રબાહુથી માંડી ઇસ્વીસનની બીજી શતાબ્દીના મધ્ય ભાગ સુધી હતો. જુદા જુદા ગ્રંથોમાંના ઉલ્લેખો પરથી માલમ પડતાં કેટલાક પાહુડો અથવા પ્રાભૃતોનાં નામો "સિદ્ધ પ્રાભૃત", "વિદ્યા પ્રાભૃત" "યોનિ પ્રાભૃત" "નિમિત્ત પ્રાભૃત" "પ્રતિષ્ઠા પ્રાભૃત" "કર્મ પ્રાભૃત", "વિજ્ઞાન પ્રાભૃત" "કલ્પ પ્રાભૃત" "સ્વર પ્રાભૃત" "નાટયવિધિ પ્રાભૃત" વગેરે છે. કુન્દકુન્દાચાર્યનાં પણ આઠ પ્રાભૃતો મળે છે. પ્રથમ ચારનો ઉલ્લેખ શ્રી ભદ્રેશ્વરની વિ. સંવત્ બારમા શતકમાં રચાયલી પ્રાકૃત કથાવલિમાં "પાલિત્ત ચરિત"માં છે. તેજ પ્રમાણે પ્રાચીન પાલિત્ત પ્રબંધમાં ઉલ્લેખ છે. કર્મ પ્રાભૃતનો ઉલ્લેખ કર્મગ્રંથમાં છે. કર્મગ્રંથો પરથી બીજું નામ "કષાય પ્રાભૃત" એવું મળે છે. દિગંબરોમાં એ નામનું પ્રાભૃત પ્રસિદ્ધ છે, કલ્પ પ્રાભૃતનો ઉલ્લેખ તથા વિદ્યા પ્રાભૃત અને પ્રતિષ્ઠા પ્રાભૃત સંબંધિ અનુમાન શ્રી જિનપ્રભસૂરિના વિવિધ તીર્થકલ્પ અર્થાત કલ્પ પ્રદીપ પરથી છે. સ્વર પ્રાભૃતનો ઉલ્લેખ ઠાણુાંગ સૂત્રની ટીકામાં છે. નાટયવિધિ પ્રાભૃતનો ઉલ્લેખ "રાયપસેણી" સૂત્રની ટીકામાં (સમિતિ આવૃત્તિ) પૃ. ૫૨ ૫૨ છે.

હવે આવશ્યક સૂત્ર પૃ. ૬૬૦ (સમિતિ આવૃત્તિ) પર ટીકામાં સંગ્રહણિકારના નામથી પાપશ્રુત દર્શાવનાર ઉલ્લેખનું અવતરણ કરવામાં આવ્યું છે કે–

१ २ ३ ४
अट्ठ निमित्तंगाइं दिव्वुप्पायंतलिक्ख भोमं च।
५ ६ ७ ८
अंग सर लक्खण वंजणं च तिविहं पुणोक्केक्कं ॥१॥
८ १६ २४
सुत्तं वित्ती तहवत्तियं च पावसुय अउणतीसविहं।
२५ २६ २७ २८ २९
गंधव नट्ट वत्थु आउं धणुवेय संजुत्तं ॥२॥

અર્થાત્—અષ્ટાંગ નિમિત્તનાં અંગોઃ-૧ દિવ્ય ૨ ઉત્પાદ, ૩ અંતરિક્ષ, ૪ ભોમ ૫ અંગ, ૬ સ્વર ૭ લક્ષણ, અને ૮ વ્યંજન; અને તે દરેક પુનઃ ત્રણ પ્રકારનો છે. ૧

(તે ત્રણ પ્રકાર) સૂત્ર, વૃત્તિ અને વાર્તિક; કે સાથે ગાંધર્વ, નાટય; વાસ્તુ, આયુ(ર્વેદ); ધનુ(ર્વેદ) મળીને ૨૯ પ્રકારનું પાપશ્રુત થાય છે. ૨.

નિમિત્ત પ્રાભૃતનો ઉપર ઉલ્લેખ કર્યો છે જેમ નિમિત્તના આઠે પ્રકારનો સમાવેશ થતો હોવાથે "અંગવિદ્યા" પયન્નો જે અંગનિમિત્ત નો ગ્રંથ છે તેને નિમિત્ત પ્રાભૃતના અવશિષ્ટ અંશ તરીકે ગણવામાં આવ્યો છે. સ્વરોદય સંબંધી ગ્રંથો પણ તેજ પ્રમાણે સ્વર પ્રાભૃતના અવશિષ્ટ અંશ છે. સૂત્ર વૃત્તિ તથા વાર્તિક એમ ત્રણ પ્રકારે આઠે નિમિત્ત સંબંધી શ્રુત હોવાથી તેના ચોવીશ પ્રકાર ગણવામાં આવ્યા છે. એ ચોવીશે પ્રકારના નિમિત્ત શ્રુતનો નિમિત્ત પ્રાભૃત તથા સ્વર. પ્રાભૃતાદિમાં સમાવેશ કરવામાં આવ્યો હતો. બીજા ગંધર્વાદિ પાંચ પ્રકારના શ્રુતમાંથી "નાટય" શ્રુતનો નાટય વિધિ પ્રાભૃત, જેનો ઉલ્લેખ ઉપર કરી ગયો છું, તેમાં સમાવેશ કરવામાં આવ્યો હતો. આ ઉપરથી અનુમાન થાય છે કે તેજ પ્રમાણે ગાંધર્વ પ્રાભૃત વાસ્તુ પ્રાભૃત આયુઃ પ્રાભૃત તેમજ ધનુર્વેદ પ્રાભૃત પણ રચાયાં હશે. અને એજ વધારાનાં પ્રાભૃતો હતાં એમ માનવાને કારણ મળે છે. જેવી રીતે ચાર વેદના ઉપવેદો નામે આયુર્વેદ, ધનુર્વેદ, ગાંધર્વવેદ તથા સ્થાપત્યવેદ ઉપયોગી

ઐહિક વિદ્યાનું વર્ણન કરે છે, તેજ પ્રમાણે ઉક્ત પ્રાભૃતો પણ તેવી ઉપયોગી ઐહિક વિદ્યાનાં સંગ્રહ રૂપે યોજાયલાં એમ સ્વાભાવિક અનુમાન થઇ શકે. વળી એમ પણ અનુમાન થાય છે કે વેદાંગ ઉપવેદાદિ ગૌણ સાહિત્ય સમસ્તનો પ્રાભૃત ગ્રંથોમાં સમાવેશ કરવામાં આવ્યો હશે. એ રીતે પ્રાભૃતો વૈદિક સાહિત્યની અસર તળે રચાયાં હોય એ પણ બહુ સંભવિત લાગે છે. આ દિશામાં શોધખોળ બહુ રસપ્રદ તથા નવીનજ અજવાળું પાડનારી થઈ પડવાનો સંભવ છે.

અત્રે એ ઉમેરવું જરૂરી છે કે. મૂળ સૂત્રો પર "સંગ્રહણીઓ" પણ વ્યાખ્યા સાહિત્યના પ્રાચીન અંગ રૂપે હોય "નિર્યુક્તિઓ" પછી રચાયલી, પરંતુ કાળને પ્રતાપે એવી તો શીર્ણ વિશીર્ણ થઇ ગઇ છે કે આગમ-પંચાંગીમાં તેનો સમાવેશ ન થયો એટલું જ નહિ પરંતુ તે વ્યાખ્યા રૂપે છે તેટલું પણ બહુ થોડાજ જાણતા હશે. એવીજ સ્થિતિ 'ચૂલિકાઓ' સંબંધી છે. પરંતુ એ બન્ને સંબંધિ વિસ્તૃત વિવરણ આવશ્યક હોવાથી તે બીજા કોઈ લેખ માટે રહેવા દઇશ. ઉપર જે **પાપશ્રુત** એમ નામ ઉક્ત સાહિત્યને આપવામાં આવ્યું છે તેનો એટલોજ અર્થ થઇ શકે કે જે વડે પાપની સંભાવના હોય અને જેની લોકમાં પ્રરૂપણા કે ઉપયોગ નિવૃત્તિપરાયણ જન માટે ઉચિત ન ગણાય.

---

# વિનોદના પત્રો.

પત્ર ૫ મો.

મુંબાઇ તા. ૨૨-૯-૧૯૨૫.

ભાઇશ્રી રમેશ,

તારો પત્ર મળ્યો-આનંદ. જરા રોકાયેલો હતો એટલે પત્ર લખવામાં કંઇક વિલંબ થયો. કુસુમ બ્હેનના લગ્ન બાબત તેં લખ્યું તે જાણ્યું એમાં મારે હવે વધુ કંઇજ કહેવાપણું નથી રહેતું. આપણા સમાજમાં તો આવાં કેટલાંય લગ્નો થતાં હશે. અને કોણ જાણે કયારે થતાં અટકશે. સત્તરથી અઢાર વર્ષના સંસ્કારી કુસુમ બ્હેનને પેલા શ્રીમંત પરંતુ ચાલીસથી પીસ્તાલીસ વર્ષના ત્રીજ વરની સાથે પરણતા જોવા પડે એ આપણું કમભાગ્ય નહિ તો બીજું શું ? આ કમભાગ્ય માટે જેટલા એમના માતપિતા જવાબદાર કહી શકાય તેટલાજ બલ્કે તેથી પણ વધુ કુસુમબ્હેનને હું જવાબદાર માનુંછું. કેટલીએ બાર ચૌદ વર્ષની કુમારીકાઓને આમ હડસેલાતી આપણે આપણા સમાજજીવનમાં જોતા હોઇશું. પરંતુ એ જોઇને તો જરા આંખો લાલ કરવાની યા બેચાર અશ્રુઓ વહાવી આપણે બેસી રહેવાનું, પરંતુ જો કુસુમબ્હેન જેવા પણ મનમાંજ કલ્પાંત કર્યા કરે તો આપણો કયાં આરો આવે ? ગઈ કાલેજ એમનો ટુંકો પત્ર હતો તેમાં આમ હતું:-

તમારી બાળવાત્સલ્ય વૃત્તિ ખરેખર મને બાળી રહી છે. એક બાજુ આ બાપુની લાગણી દુઃખાતી જોતાં દીલ ગભરાય છે તો બીજીબાજુ સમાજને નૂતન જીવનની પ્રેરણાઓ આપણે નહિં તો બીજું કોણ કરાવશે એ વિચારે મન દુભાય છે.

વિનોદભાઈ, હવે મને વધુ ન બાળશો. આ ભયંકર વેગમાં મારા જેવી એક વધુનો તો શો હિસાબ ? મારે દુઃખે તમે દુઃખી ન થશો, પરંતુ મારી દયા જરૂર ખાજો.

બાલીને મારા પ્રણામ.

લી.

.......................

ભાઇ રમેશ, આટલેથી આપણને થોડુંજ ભાન થવાનું હતું ? એતો જ્યારે વડીલો અને નાનકડાઓ વચ્ચે સામસામે મિંટ મંડાશે, યા કોઇ સમાજ ખળભળાવી નાંખનારો સુધારક ખરી ખોટી પણ ધાંધલ મચાવવા બહાર પડશે ત્યારે આપણા લોકોની આંખો ખુલશે. આવા પત્રો પાછળનો ધ્વનિ આપણાથી નિરખવાની એમને થોડીજ પડી છે ? હશે, હવે આ બાબત વધુ અહિં નહિ. મારી ધારણા

મુજબ જ્યારે આપણી સામાજિક મુશ્કેલીઓનો આપણે વિચાર કરીશું ત્યારેજ બધું કહેવાશે.

હવે અત્યારે વિશેષ કંઇ નથી લખતો. આપણી મૂળ બાબતને આ પત્રમાં સ્પર્શ કરી શકાય એટલો સમય પણ નથી. લગભગ બાર વાગ્યા હશે, અને જરા થાકી પણ ગયો છું એટલે બેચાર દિવસ રહી નવોજ પત્ર લખીશ.

બધાને પ્રણામ.

લી.
વિનોદના યથાયોગ્ય.

### પત્ર ૬ ઠો.

મુંબાઈ તા. ૨૭-૮-૧૯૨૫.

વ્હાલા ભાઇ રમેશ,

મારો પત્ર મળ્યો હશે. ગયા પત્રમાં લખ્યા મુજબ તારા પત્રની આ વખતે રાહ નથી જોતો. આ પત્રમાં આપણે જૈન ઇતિહાસના એકાદ બે પ્રિય સત્યોનો વિચાર કરીશું. પ્રથમ પત્રોમાં એક કડવા સત્યની તો ઝાંખી કરી, અને તેમાંથી સહેજે કોઇને પ્રશ્ન થાય કે જો એ કડવું સત્ય બે હજાર વર્ષના ઇતિહાસને પાને પાને ચાલુ નજરે પડયા કરતું હોય તો પછી બીજા કોઇ ધર્મોની માફક જૈન ધર્મ પણ આ દુનિયાના પટ ઉપરથી હતો ન હતો કેમ ન થઇ ગયો? ઇતિહાસની કઇ સુંદર ઘટનાઓએ આજ લગી એને ટકાવી રાખ્યો?

કુદરતના કોઇ અકસ્માતેજ આપણે જૈનો એક રહેવા નથી સર્જાયા—એ કડવા સત્યે તો ખરેખર એટલી ભયંકર રીતે આપણી ભૂત અને વર્તમાન જીવનને છિન્નભિન્ન કરી નાંખ્યું છે કે આવો પ્રશ્ન ઉદ્‌ભવ્યા વિના નજ રહે. અત્યારે આપણે જીવી રહ્યા છીએ એ એક સત્ય છે એમાં કોણ ના ...ો? આટલું છતાં આ હડહડતું સત્ય પણ મને ...ા નવાઇ પમાડે છે. મારા દિલને થતું આ આશ્ચર્ય આપણા ઇતિહાસને ખુણે ખાંચરે ઢંકાઇ ગયેલી બે ચાર ઉજળી ઘટનાઓ તરફ મારૂં ધ્યાન ખેંચે છે અને એનો વિચાર કરતાં મને થાય છે કે જો પેલા કડવા સત્યને આપણા અત્યારના જીવનમાંથી આપણે સદંતર ઉખેડી ફેંકી દઇએ, અને બીજી બાજું આજની નવી દુનિયાને ધ્યાનમાં રાખી ઇતિહાસના પેલાં ઉજળાં ચિન્હોને ફરી વધુ જોરમાં જીવંત કરીએ તો હું ચોકખું જોઇ શકું છું કે દુનિયાના હવે પછી અસ્તિ ધરાવનારા ગણ્યાગાંઠયા ધર્મોમાં જૈનધર્મ પણ પોતાનું સ્થાન સારી રીતે જાળવી લે. ઇ. સ. પૂર્વેની પાંચમા યા છઠ્ઠા સૈકાની દુનિયાને જો શ્રી મહાવીરના સંદેશ વગર આરો નહોતો તો પછી મને કહેવા દેજે કે વીશ યા એકવીશમા સૈકાની આલમને પણ એ સંદેશ વિના છુટકો નથી. જો આપણે દેવાળું કાઢીશું તો પછી રહ્યા સહ્યા બીજા ધર્મો મહાવીરના મહાન સંદેશને પોતામાં સમાવી લેશે અને દુનિયાનો નાશ થતો અટકાવશે.

ભાઇ રમેશ! આપણા ઇતિહાસનું પ્રથમ ઉજળું સત્ય તે આપણી સાધુ સંસ્થા. આ જમાનાનાં મને પણ એ સાધુ સંસ્થાનો વિચાર કરતાં ખરેખર અનહદ આનંદ થાય છે. ખરૂં છે કે એ સુંદર વ્યવસ્થાનો લાભ આપણને બહુજ ટુંકો સમય મળ્યો, પરંતુ તેથી મૂળ વસ્તુ થોડીજ મારી જાય છે! લાંબો સમય એ ઘટનાએ આપણા જીવનમાં પાઠ ન ભજવ્યો તે એટલાજ કારણે કે પેલા કડવા સત્ય સાથે આનો મેળ કેમ મળી શકે? ગમે તેમ પરંતુ એક સમયનું આપણું એ ઉજળું ચિન્હ આપણે સહેજે કેમ ભૂલી જઇએ?

એક કલ્પના કરો કે જેમાં ભદ્રબાહુ યા જંબૂસ્વામી આપણી ધાર્મિક સંસ્થાને મોખરે પ્રભુ મહાવીરના પ્રતિનિધિ તરીકે પાઠ ભજવી રહ્યા હોય, અને એમના હાથ નીચે દેશમાં કેટલાય આચાર્યો, ઉપાધ્યાયો તથા અન્ય સાધુ સમુદાય પોતાની નિર્ણીત ફરજ બજાવી રહ્યા હોય. આ કલ્પનાના જંબૂસ્વામી તે આપણી સમગ્ર સંસ્થાના પોપ અને એમના હાથ નીચેના આચાર્યો તથા ઉપાધ્યાયો તે બીશપો અને અન્ય પાદરીઓ વિગેરે કહૂં તો કંઇ ખોટુ નહિ. કોઇ પણ સંસ્થાનો ચાલક તો એકજ હોવો જોઇએ એ તત્ત્વ આપણે ત્યાં પ્રથમથીજ સ્વીકારાએલું. અત્યારની માફક જુદા જુદા આચાર્યો પોતાની સ્વતંત્ર ટોળીઓ

જમાતીને તદ્દન ખોટી ધાંધલ મચાવી લે તેવો અવકાશ આપણી સંસ્થાની શરૂઆતમાં નહોતો. પ્રભુ મહાવીરના પ્રતિનિધિ જે કંઇ ફર્માવે તેથી લેશ પણ વિરોધી માર્ગ બીજા કોઇ પણ આચાર્ય યા સાધુ નહોતા લઇ શકતા.

દરેક આચાર્યની આજુબાજુ પોતાનોજ શિષ્ય સમુદાય હોય એવી કોઇ ઘટના તે વખતે નહોતી. દરેક સાધુ જેટલા ભાવથી પોતાને દીક્ષા આપી હોય તે આચાર્યને માનતા તેટલાજ ભાવ અને પ્રેમથી બીજા આચાર્યો તરફ જોવાની એમની ફરજ મનાતી, અને સહુ-કોઇ એમ માનતા. કોઇપી સાધુ, ધર્મને અંગે જેટલો વધુ અભ્યાસ કરતા તેટલી તેમની કદર વધુ થતી. એમના હાથે થયેલાં ધર્મને અંગેનાં કાર્યો સંઘ-ભૂલતો નહિ. આ બધી વસ્તુની કદર કરતો સંઘ આવા સાધુ સાધ્વીઓને ઉપાધ્યાય, પંન્યાસ, આચાર્ય વિગેરે અધિકારોથી નવાજતો, અને તેમ કરી પોતે કૃતાર્થ થતો. આમ ગમે તેટલા અધિકારો મળે પરંતુ છેવટે માન તો પ્રભુના એકજ પ્રતિનિધિને આપવું પડતું, એટલે કોઇ પણ સાધુઆત્માને પોતાને ઘણું ખરૂં અધિકારની લાલસા નહોતી થતી. એમ કોઇ પ્રકારની ગાંડી લાલસા ન થવાથી એ મહાત્માઓને કોઇ ગામના સંઘોને ફોડી, યા કોઇ તોફાની માણસોને પૈસા ટકાની લાંચ રૂશવતો આપી અત્યારની માફક અધિકારો લેવાની ઇચ્છા પણ નહોતી થતી.

આમ કેવળ પ્રભુના નાના મોટા સીપાઇ તરીકેજ કામ કરવાનું હોય ત્યાં પોતાનું પુસ્તકાલય યા જીવનને અંગે પોતાની સામગ્રીઓ વસાવવાનો તો વિચાર પણ ક્યાંથી થાય! સંઘના ભંડારોમાં પુસ્તકો વિગેરે જળવાય, અને દરેક વિદ્યાભિલાષી જીવડો એનો ઉપયોગ કરી શકે. આમ હોય એટલે શ્રાવક-ભાઇઓની પૈસા માટે ખુશામત પણ નહોતી કરવી પડતી, અને કોઇને આડાઅવળા પોતાને નામે પૈસા પણ જમે નહોતા રાખવા પડતા. દેશ અને કાળની પરિસ્થિતિ સમજીને અને સાધુ જીવનનો પુરો વિચાર કરી પ્રભુ મહાવીરે સાધુઓ માટેનો આહાર વિહાર તથા બીજો પણ જીવનક્રમ એવી સુંદર રીતે ગોઠવી દીધેલો કે ભાગ્યેજ કોઇનું સાધુ અવસ્થામાંથી પતન થવાનો ભય રહે.

અત્યારની માફક તે સમયમાં કોઇ, દિવસમાં ત્રણ ત્રણ વખત આહાર માટે બહાર નહોતા પડતા, અને જે એક યા બે વખત આહાર માટે બહાર પડતા તે પણ બાપડા શ્રાવક શ્રાવિકાઓનું વધ્યું ઘટ્યુંજ વહોરી લાવતા. અત્યારે તો ખાસ આમંત્રણો થાય, અને સમય સમયનો જુનો વિવેક પણ ન જળવાય. હાલમાં શ્રી મહાવીર પ્રભુના આચારાંગ તથા શય્યંભવસૂરિ સંપાદિત દશવૈકાલિક યા બીજા કોઇ પણ સૂત્રની પૂરી ગણના પણ ન થતી હોય તેમ આપણા જેવાઓને તો લાગે એમાં નવાઇ જ શી? ભાઇ, આ સ્થિતિમાં તો શારીરિક જીવનને અંગેનો આદર્શ પણ કેમ પ્રાપ્ત થઇ શકે? આમ વસ્તુનો ખરો આત્મા હણાય છે. કેવળ ઉઘાડા પગ યા માથા રાખવામાં અને કેશલુચ્છનમાંજ ગૌરવ નથી. કેટલીએ વાર મેં તો આપણા સાધુઓને અન્ય અન્યધર્મીઓ પાસે અને બહારના બીજા વિદ્વાનો પાસે આમ ગૌરવ લેતા જોયા હશે, અને ત્યારેજ મને થયેલું કે આપણે મુખ્ય વસ્તુ ભૂલી ગયા છીએ. પ્રભુ મહાવીરનું જે બંધારણ આપણામાંથી દુનિયાના આદર્શ સેવકો, અને સેવિકાઓ ઉભા કરવા રચાએલું, તે બંધારણનો મૂળ હેતુ ઉંચો મૂકી આપણે કેવળ એમાંજ મોટાઇ માનતા અને મનાવતા થઇએ તો એથી તાત્વિક લાભ ન થાય.

ભાઇ રમેશ! હવે વખતે તું મને કહીશ કે 'વિનોદ! આમ સાંકડું દિલ રાખી અત્યારના સાધુ જીવનના ખોચરાં તપાસવા તે આપણા જેવાઓને તે શોભતું હશે? આવો આહાર અને આમ ઓડંકાર વિગેરે કહેવું એ નવી દુનિયાના આપણને તે કેમ પાલવે?' આમા ખરેખર હું તારી સાથે મળતો જ છું. અત્યાર સુધી મેં તો આપણા ગત જીવનના ઇતિહાસનાં પાનાઓમાંથી ઉજળું જે કંઇ મળી આવે છે તે તારી પાસે રજુ કર્યું. અને સાથે સાથે એ બધાની પુરતી સમજ માટે વર્તમાન જીવનને પણ બાજુમાં ઘટાવ્યું. એ વર્તમાન જીવનનો પુરો ખ્યાલ તો હવે પછીજ આવશે; અને એ બધું

તારી પાસે મૂકયા બાદ હવે પછી ભવિષ્યની સાધુ સંસ્થા કેમ હોય તો આપણે દુનિયામાં આપણું સ્થાન જાળવી શકીએ તેનો પણ વિચાર કરીશું.

ભાઈ! ઇતિહાસના આ પ્રિય સત્ય બાબત હવે પછીના પત્રમાં વળી વધુ કંઇ કહીશ. અત્યારે તો એટલુંજ કે ઇસ્વીસનની શરૂઆત પહેલાં કેટલાંય વર્ષો અગાઉ આપણી સંસ્થાના એકના અનેક આગેવાનો થયા અને ત્યાર બાદ દિન પ્રતિદિન વધતાં વધતાં એક એવું પરિણામ આવ્યું કે અત્યારે ધણી વિગરના ઢોર જેવી આપણી સ્થિતિ થઇ પડી છે. જ્યારે વર્તમાનનો વિચાર કરીશું ત્યારે કમળાના સાધુ સાધ્વી બાબતોના કંઇ કંઇ કડવા અનુભવો પણ તને જણાવીશ, અને એ બધું જાણતે છતે બે ચાર અશ્રુઓ વહાવી આપણે બધાં વહે જઇશું.

પ્રિય રમેશ! આતે કેવી લાચારી? અરે! આને લાચારી પણ કેમ કહેવાય? એજ ઉકળતી ઉર્મિઓમાંથી કોઇ લ્યુથરનો જન્મ થાય તો તેમાં નવાઇ જેવું શું? કુદરતના આવેગમાં શું શું છુપાઇ રહ્યું છે તેતો જ્ઞાની જાણે, બાકી અત્યારે વિમળા બ્હેનને પ્રણામ. પત્ર તુર્ત લખજે.

લી॰

વિનોદના યથાયોગ્ય.

---

# એક વિચારણીય પ્રશ્ન.

## જૈન વિચારકો, હિતચિંતકો અને આગેવાનો માટે.

[ પાટણના પંડિત પ્રભુદાસનો આ લેખ ઘણા વખતથી અમારી પાસે પડેલો, તે અવશ્ય પ્રકટ કરવા યોગ્ય છે એમ તેમનું મંતવ્ય હોવાથી અત્ર પ્રકટ કરીએ છીએ. તે પર ગંભીર ચર્ચાને અવકાશ છે તો સમાજ હિતૈષીઓ પોતાના પુખ્ત અને યોગ્ય વિચાર પ્રકટ કરશે. તંત્રી. ]

૧. હું અનેક વખત લખી ગયો છું કે જૈનસંઘ એ ધાર્મિક સંસ્થા છે. કોઇ કોમ નથી. કોમ એ સમાજ શાસ્ત્રની દૃષ્ટિથી પાડેલ વિભાગ છે. તેને સંસ્થાને લગતા વિષયો અને ધારાધોરણો પણ છે. પરંતુ તેના ઉદ્દેશો અને વિષયો કાગળ પર નથી, છતાં છુટા છુટા અનુભવમાં અવશ્ય છે. શોધખોળ વિભાગદ્વારા તેનો સંગ્રહ કરવામાં આવે તો તે સુસંગત રીતે ગોઠવી શકાય.

કેટલાક નિયમો શાસ્ત્રોમાંથી મળે.

કેટલાક વિષયો ચાલુ વ્યવહારોમાંથી મળે.

કેટલાક સામાન્ય નિયમો ભારતીય સંસ્કૃતિ અને આદર્શમાંથી મળી શકે.

આ રીતે પ્રયત્ન કરતાં-આખી એ ધાર્મિક સંસ્થાનું બંધારણ રીતસર કાગળ પર લેવું હોય તો લઇ શકાશે.

૨. છતાં હજુ સુધી, એ સંસ્થાનો વહીવટ તો પરંપરામાં અવશેષ રહેલા નિયમો અનુસાર લગભગ ચાલે છે, અને તે સંસ્થાના વહીવટકર્તાઓ પણ લગભગ નકી જેવાજ છે. કેટલાક એવા પણ ગામો મળશે કે જ્યાં હજુ બરોબર એજ પ્રમાણે વહીવટ ચાલ્યા કરે છે. જે જોઇને આપણે ખુશી થઇએ. હજારો ગામો જૈનોની વસ્તીવાળાં છે અને બધે કંઇ હાલનું બંધારણ દાખલ નથી થયું. તેમજ કેટલેક ઠેકાણે અંદર અંદર બખેડા-મતભેદ હશે. તેમ છતાં દરેક ગામમાં મતભેદ હશે એમ તો નજ માની શકાય. એટલે એવાં આપણને ઘણાં ગામો મળી શકે કે જ્યાં બરાબર વ્યવસ્થિત સંઘસંસ્થાને ધોરણે બધો વહીવટ ચાલતો હોય, તેમજ એવાં આદર્શ ગામડાં પણ મળી આવે કે જ્યાં સુંદર નિયમોનો સુંદર ઉપયોગ પણ થતો હોય; એ બધી શોધ ઉપરથી પણ ઘણું મેળવી શકાય.

૩ મારો લખવાનો આશય એ છે કે એ સંઘ સંસ્થા પોતાના ચાલ્યા આવતા ધોરણે ચાલ્યા કરે, તેમાં મૂળનું પરિવર્તન ન કરવું પડે. તે સંસ્થાને ઉત્તેજન આપી જ્યાં જ્યાં એ સંસ્થા અવ્યવસ્થિત થઇ ગઇ હોય ત્યાં વ્યવસ્થિત કરીને આખા પ્રતિનિધિત્વવાળી એક મહા સંઘ સંસ્થા તાજી કરવામાં આવે તો શો વાંધો?

તાજી કરવાનું લખવાનો એ ઉદ્દેશ છે કે ૧હમણાંજ એક લેખકભાઇએ લખ્યું હતું કે " સંઘો તો સ્થાનિક છે પણ બધા સંઘો પર વ્યાપક સંસ્થા ન્હોતી માટે તેની જરૂર છે." આ લખવામાં તે ભાઇની ગેરસમજ થાય છે કારણ કે જૈન સંઘોનાં કેટલાક કાર્યો સ્થાનિક તો હતાંજ, તેજ પ્રમાણે વ્યાપક કામો પણ હોય, તે અનિવાર્ય છે. અને વ્યાપક કામો કરવા માટે પણ કંઇ સાધન તો અવશ્ય હશેજ. એટલે પછી તે એક વ્યક્તિ કરે કે ઘણી વ્યક્તિઓ મલીને કરે પણ તે સંસ્થાજ કહેવાય.

ખરી રીતે આનું સ્વરૂપ કેવું હતું તે આપણે જાણતા નથી પરંતુ તેવી વ્યવસ્થા ચોક્કસ હતી. તેને તાજી કરવી, એ મારો આશય છે.

૪ આ સંસ્થાને તાજી કરીને બાકીની બધી સંસ્થાઓની નીતિ આ સંસ્થા પણ ઘડે, અને પેટા વ્યવહાર તે તે સંસ્થાને સોંપી દે.

-૧ શિક્ષણ પ્રચાર કરનારી સંસ્થા જેમાં વિદ્વાનોને પણ સ્થાન મળે.

-૨ આચાર વિસ્તારનારી સંસ્થા જેમા ક્રિયા રૂચિને પણ સ્થાન મળે.

-૩ મિલ્કતોનો વહીવટ કરનારી સંસ્થા.

-૪ સાહિત્યરક્ષક અને વર્ધક સંસ્થા.

-૫ ધર્મ પ્રચારક

-૬ આંતર વ્યવસ્થા સંભાળનાર.

-૭ બાહ્ય આઘાતોમાંથી બચાવનાર.

-૮ યોગ્ય પ્રવૃત્તિને ઉત્તેજન આપવું, અને અયોગ્ય પ્રવૃત્તિને અંકુશમાં રાખવી.

૯ વિવાદાસ્પદ બાબતોનો પદ્ધતિસર નિર્ણય કરનારી સંસ્થા.

એમ અનેક શાખા પ્રશાખામાં જુદાં જુદાં ખાતાંઓ વ્હેંચી નંખાય.

એટલે દરેક સંસ્થાની એકવાક્યતા રહે. પરસ્પર વિરોધી થવાનો પ્રસંગ ન આવે.

૫ શ્રી જૈન સંઘ સંસ્થાને વધારે મજબુત અને વ્યવસ્થિત કરવાનું હું નિચેના સંજોગોથી કહું છું.

-૧ આ સંસ્થા શ્રી તીર્થંકર પ્રભુએ સ્થાપી છે.

-૨ આ સંસ્થા લગભગ અઢી હજાર વર્ષ જેટલી તો પ્રાચીન છે.

-૩ આ સંસ્થાના વહીવટો હજુ ચાલતાજ આવેલ છે.

-૪ આ સંસ્થા કોઇપણ દુન્યવી સંસ્થાથી સ્વતંત્ર છે. अप्पडिहय सासणं

-૫ ગામે ગામ પ્રત્યેક જૈનનું પ્રતિનિધિત્વ તેમાં ગોઠવાયેલું છે.

-૬ તેના આગેવાનો નક્કી થયેલા છે છતાં નહોય ત્યાં યોગ્ય ગોઠવી શકાય.

-૭ સાધુ સાધ્વી પણ આ સંસ્થાના અમલદારો હોવાથી તેઓને પણ સેવા અર્પી શકવાની તક રાખેલી છે.

-૮ બરોબર સંગઠન કરવામાં આવે તો ઘણા મત મતાંતર પડે છે તેનો તો સંભવજ ન રહે. એટલે સાધુ સાધ્વીના વિખવાદનો પણ ભય ન રહે. મતભેદ, વિચારભેદનો અવકાશ છેજ.

અને મુખ્ય સ્થળેથી હુકમ છુટતાં બરોબર અમલ થઇ શકશે.

એટલે જુદી જુદી સંસ્થાઓ માટે જુદા જુદા પ્રતિનિધિત્વ ગોઠવવાની અને તેના વહીવટની પણ કડાકુટ મટી જાય છે.

–૧૦ દેશકાળ અને સંજોગો પ્રમાણે મુખ્ય સ્થળ, ઉદ્દેશને વળગી રહીને ફેરફાર કરી શકે છે એટલે વખતના વહેવા સાથે જે કંઇ સમયને અનુસરી કરવું પડે તે તો સમયજ કરાવશે પણ તેમાં અંકુશ એકહથુ રહેવાથી વહીવટની સગવડ ઘણીજ રહેશે.

–૧૧ અત્યારે પણ સંઘ સંસ્થા વ્યવસ્થિત કરવાની બાબતમાં કોઇનો મતભેદ પડશેજ નહિ. એટલે બહુમતિ પણ સંઘ સંસ્થાના પક્ષમાંજ આવશે.

–૧૨ અલબત્ત તેને બરાબર વ્યવસ્થિત રીતે ખરા સ્વરૂપમાં મુકવામાં મુશ્કેલીઓ ઘણી છે પણ તેમ કર્યા વિના બીજી રીતે તેટલી સફળતા પ્રાપ્ત થાય તેમ નથી.

આટલી મહેનત કરવાથી હંમેશના માટે સરળતા થઇ જાય છે.

–૧૩ પ્રયત્ન કરવામાં આવે તો ચોક્કસ સાધ્ય છે, તેની હું ખાત્રી આપું છું અને તેના માર્ગો પણ નિકળી શકે તેવાજ છે.

–૧૪ આ એકતા ભારે બળવંતી થશે અને વ્હેલામાં વ્હેલી થઈ શકશે માત્ર પ્રયત્નની જરૂર છે.

–૧૫ સામાન્ય વર્ગને અને દૂર દૂરના ગામોના પ્રદેશોમાં આબાલવૃદ્ધ સ્ત્રી વર્ગને પણ સંઘનું નામ પરિચિત છે. તેના પ્રત્યે ભક્તિ તથા પ્રેમ પણ છે આ સંસ્થાને નામે તેઓ ગમે તે કરવા તૈયાર પણ થઇ જાય છે. માત્ર ગોઠવણને તાજી કરી સમયાનુકુળ ચાલુ કરવાનીજ ઢીલ છે.

–૧૬ હાલની ભિન્ન ભિન્ન કામો કરનારી જેટલી સંસ્થાઓ છે તે બધીને કામ ચાલુજ રાખવા દેવું; માત્ર તેને માટે મહાસંઘ, કાર્યની નીતિ અને ધોરણ ગોઠવી આપે એટલે તે શાખા પ્રશાખા રૂપે ગોઠવાઈ જશે એટલે સંસ્થાઓ છે તેના કરતાં જુદી નવી કાઢવી પડશે તેમ નથી નવી. સંસ્થા નિકળે તે મુખ્ય સંસ્થાની નીતિ પ્રમાણે ચાલે એટલુંજ જોવાનું.

–૧૭ સંઘ, તીર્થ, શાસન એ વ્યવસ્થાપક સંસ્થાના ભિન્ન ભિન્ન પરિસ્થિતિને લાગુ પડતાં નામો છે.

–૧૮ તેના નિયમો ગમે તેવી પરિસ્થિતિમાં જૈન ધર્મને બચાવી લે તેવા છે અર્થાત્ સનાતન (દીર્ઘકાળ નભે એવા) છે.

–૧૯ ચાલતી આવતી પ્રાચીન સંસ્થાને છોડીને નવી સ્વતંત્ર સંસ્થા કે પરસ્પર વિરોધી ધોરણોવાળી સંસ્થા કરવાથી લાભ શો? કામ મહેનત, વ્યવસ્થા વિગેરે તો ગમે તે સંસ્થામાં કરવા પડશેજ. બે વસ્તુ રહેવાથી સામાન્ય પ્રજાને કયે રસ્તે જવું? એ મુશ્કેલજ રહેશે અર્થાત્ કાયમ બે વર્ગ પડેલા રહેશે તેથી કદી એકત્ર થવાનો સંભવ ન માની શકાય એટલે સંસ્થા તો એકજ જોઇએ એમ કોઇ પણ કબુલ કરશે. હવે જ્યારે એકજ જોઇએ તો પછી પ્રાચીન સંસ્થા છતાં તેને વ્યવસ્થિત ન કરવી અને નવી સંસ્થાની ખટપટમાં પડવાનું શું કારણ? નવી સંસ્થા એટલે હું કોન્ફરન્સને ઉદ્દેશીને કહું છું.

–૨૦ અર્થાત્

૧ કોન્ફરન્સ શબ્દને બદલે વ્યાપક નામ "મહાન્ સંઘ" એવું નામ રાખવું.

૨ અને તેનું પ્રતિનિધિત્વ, બંધારણ–વિગ્યાલતું આવે છે તેનેજ તાજું કરવું.

૩ પેટા નિયમો સમયને અનુસરીને કામ ચલાઉ તરીકે જેવા ઠીક લાગે તેવા કરી લેવા.

આ ઉપર લખ્યા તેવા અને બીજા અનેક કારણોને લીધે આ પ્રાચીન મહાન સંઘ સંસ્થાનો વહીવટ વ્યવસ્થિત અને તાજો કરવામાં આવે અને ભવિષ્યની પ્રજાના હાથમાં એવી સંગીન સંસ્થા મુકવામાં આવે તો જૈન ધર્મની રક્ષા અને પ્રચાર આજના કરતાં ઘણી સરસ અને વ્યવસ્થિત રીતે થઇ શકશે. એમાં કશો સંદેહ નથી લાગતો તેથી આ બાબત વિચાર કરીને રીતસર ચર્ચા શરૂ કરી આજથી મારી વિચારકો, હિતચિંતકો અને આગેવાનોની સેવામાં સાદર રજુ કરું છું.

પ્રભુદાસ બેચરદાસ પારેખ, પાટણ.

# વિવિધ નોંધ.

( કૉન્ફરન્સ ઑફીસ પરિષદ્ કાર્યાલય તરફથી ).

**૧. ઉપદેશક વાડીલાલ સાંકલચંદનો રિપોર્ટ—** આ સંસ્થાના એક ઉપદેશક મી. વાડીલાલ સાંકલચંદ શાહે છેલ્લા ત્રણ માસમાં ઉત્તર ગુજરાતના કેટલાક ભાગમાં પ્રવાસ કરી સંસ્થાનું ઉત્તમ પ્રચાર કાર્ય કર્યું છે અને તે જાહેર પ્રજાની જાણ માટે પ્રકટ કરતાં અમને આનંદ થાય છે. આ ઉપદેશક સંસ્થાના જુના અને અનુભવી હોઇ દરેક સ્થળે વિવિધ વિષયો પર ઘણીજ આકર્ષક શૈલીથી ભાષણો આપી શ્રોતાવર્ગ પર સચોટ છાપ પાડી સંસ્થાના ઉદેશાનુસાર પ્રચાર કાર્ય કરી રહ્યા છે. ઘણે સ્થળે જૈન તેમજ જૈનેતરોની જાહેર સભાઓ સમક્ષ ભાષણો આપ્યા હતાં. પ્રવાસ દરમીઆન તેઓ તા. ૨૫-૯-૨૭થી અત્યાર સુધીમાં લગભગ ચાલીશ જેટલાં ગામોએ જઇ કાર્ય કર્યું હતું. અને નીચે જણાવેલાં સ્થળોએ વ્યાખ્યાનો આપ્યાં હતાં. નવાગામ, નાયકા, ખરાંટી, સાર્થદ, અમદાવાદ ( અત્રે ધાર્મિક પ્રવૃત્તિમા જોડાતાં એક માસની રજા ભોગવી હતી ) સોલા, ભાડજ, સીલજ, સાંતેજ, આંગણુજ, ગોતા, મેસાણા, સવાલા, કેમાણા, ડઠીઆર, લાબ્ડી, ખરવાડા, કડા, ભાલક, ગુંજા, ખાનપર, દેણુપ, કલી, ઉમતા, જાસકા, મણવા, મન્ડાલી, લુણવા, મહેરવાડા, કોડા, સીધપુર, સમોડા, વીઠોડા, બલાદ, વગેરે.

ઉપરના દરેક સ્થળે સંસ્થાના ઉદ્દેશાનુસાર હાનિકારક રિવાજો દૂર કરવા સબંધે, કેલવણી, સંપ, દયા વગેરે પૃથક્ પૃથક્ વિષયો પર ભાષણો આપ્યાં હતાં. અને જાહેર મીટીંગોમાં જ્યા જૈનેતરો અને હલકી કોમના શ્રોતા વર્ગોએ હાજરી આપી હતી ત્યાં દારૂનિષેધ અને જીવહિંમા નહિં કરવા સચોટ ભાષણો આપતાં તેવા લોકોએ પ્રતિજ્ઞાઓ લીધી હતી. તેમાંના કેટલાકના ઠરાવો નીચે આપવામા આવ્યા છે. આ સિવાય સુકૃત ભંડાર ફંડની યોજના સમજાવતાં લગભગ દરેક સ્થળેથી શ્રી સંઘોએ પોતાના તરફથી સંપૂર્ણ સહાનુભૂતિ દર્શાવી ફંડ ભરાવી આપ્યું હતું.

પ્રચાર કાર્યને પરિણામે થએલા ઠરાવો.—નવા ગામમાં જૈન તેમજ જૈનેતરોની મીટીંગમાં જીવદયા અને સંપના વિષયો પર ભાષણો આપતાં સારી અસર થઇ હતી, અને ધારાળા વગેરે કોમોએ ઠરાવ કર્યો કે હિંસા કરવી નહિં. જે કરે તે સવાપાંચ રૂપીઆ મંદિરમાં આપે અને તેવી હિંસા કરનારને પકડી કાઢનારને સવા રૂપીઓ આપવો. તેવો ઠરાવ કરવામાં આવ્યો હતો. નવાગામ વગેરે આઠ ગામના લોકોએ ઠરાવ કબૂલ રાખ્યો છે. શ્રી સાંતેજના સંઘ તરફથી જણાવવામાં આવે છે કે કૉન્ફરન્સના હેતુઓ વગેરે પર ઉપદેશક મજકુરે ભાષણ આપ્યું હતું અને ધર્મની ખરી લાગણીના અભાવ, હાનિકારક રિવાજો જડઘાલી બેઠા છે તે વિષે અસરકારક ભાષણ આપ્યું હતું અને અમને સંતોષ થયો હતો. જીવદયાના વિષયપર એક જાહેર ભાષણ સચોટ રીતે આપવામાં આવ્યું હતું.

ગામ આંગણુજમાં ધાર્મિક તેમ સંપ વગેરે વિષયો પર ભાષણો આપ્યાં. અને આગેવાન શેઠ ભીખાભાઇ લલ્લુભાઈ ભાઇચંદ પ્રસેકશનમાં ફત્તેહમંદ નીવડતાં તેના માનમાં મેલાવડો કરવામાં આવતાં તે પ્રસંગે પણ કેળવણીના વિષયપર ભાષણ આપવામાં આવ્યું હતું. એજ રીતે ત્રણ ભાષણો આપવામાં આવ્યાં હતાં. શેઠ અમથારામ ઓત્તમચંદે જાતે મહેનત કરી ઘર ઘર ફરી સુકૃત ભંડાર ફંડ એકઠું કરી આ સંસ્થાને મોકલી આપવામાં આવ્યું છે તે બદલ તેઓને ધન્યવાદ આપીએ છીએ.

અમદાવાદ—શાહપુર મંગળ પારેખના ખાંચામાં સં. ૧૯૮૪ના માગસર શુદ ૧૧ ના રોજ શાહપુર જીર્ણશાના સદ્ગૃહસ્થો તથા બહેનોએ પોસહ કરેલાં તે વખતે પં. ઉમંગવિજયજી આદિ ઠાણાની હાજરીમાં ગૃહસ્થો તેમજ મહારાજ શ્રી તરફથી અનુજ્ઞા મળતાં ધાર્મિક બાબતો પર તેમજ રૂદન કુટનના રિવાજ નાબુદ કરવા તેમજ કંદમૂળ વિગેરે ન ખાવા વિગેરે

વિષયો પર દાખલા દલીલ સહીત અસરકારક વિવેચન કરવાથી ઘણાંઓએ રડવા કુટવા હાનિકારક રિવાજનો નિષેધ કરવા વિગેરેની બાધાઓ લીધી હતી.

લાછડીમાં-ગામના મંદિરના ચોગાનમાં જાહેર ભાષણો આપ્યાં હતાં. જૂદા જૂદા વિષયો પર વ્યાખ્યાનો આપ્યાં હતાં અને શ્રોતાઓ ઉપર ઘણીજ ઉંડી છાપ પડી હતી. ગામ ખરવડાના આગેવાન શેઠ વ્રજલાલ વાડીલાલ મારફતે ગામમાં સાદ પડાવી જાહેર ભાષણ આપતાં હાનિકારક રિવાજો તથા દયા ધર્મના વિષયો પર ઠરાવ કરવામાં આવ્યા હતા. જૈનેતરોએ હાજરી આપેલી તેઓએ પણ પાપ ન કરવા અને દારૂ ન પીવાના ઠરાવો કર્યા હતા.

ગામ કામલપુર-જૈન અને અજૈનોની જાહેર સભા મેળવી. કૉન્ફરન્સના હેતુઓથી વાકેફ કર્યા. હાનિકારક રિવાજો તથા ધાર્મિક અને વ્યવહારિક કેળવણી તેમજ શત્રુંજય સંબંધી વિવેચનો કર્યા હતાં. શ્રી ઉમતાના સંઘ તરફથી જણાવવામાં આવે છે કે "અમને દરરોજ ભાષણથી ઉપાશ્રયસંઘ આવી જે આનંદ થયો છે તે અપૂર્વ છે. સંતોષથી જણાવીએ છીએ કે કૉન્ફરન્સને માન આપી, જેઓ ઘેર હતા તેમની પાસેથી સુકૃત ભંડાર ફંડ લઇ. રૂ. ૨૨-૧૨-૦ મજકુર ઉપદેશકને આપ્યા છે. અમને બોધ દ્વારા જે શિખામણો મળી છે તે અતિ લાભકારી છે.

જાસકા-તાલુકે ખેરાળુના સંઘ તરફથી જણાવવામાં આવે છે કે "આપની તરફથી ફરતા ઉપદેશક શા. વાડીલાલ સાંકળચંદે આવી અત્રેના શેઠ નરોત્તમદાસ ભીખાભાઇ મારફતે ગામમાં સાદ પડાવી તમામ કોમ એકઠી કરી ભાષણો આપ્યાં હતાં. ચર્ચાએલ વિષયો નીચે મુજબઃ— ધાર્મિક નૈતિક તેમજ કન્યાવિક્રય, બ્રહ્મચર્ય, બીજા ધર્મમાં નહિં જવા બાબત તેમજ મૂર્તિ પુજવાથી થતા લાભ, ફટાણા નહિં ગાવાં, રૂદન કુટન નહિં કરવું-તેવા જૂદા જૂદા વિષયો પર અસરકારક ભાષણો આપ્યાં હતાં, જેની છાપ એટલી તો ઉંડી પડી છે કે તેઓનાં મન અને લાગણી તેવાં કામ નહિં કરવા દોરાએલાં છે. આ ભાષણોની અસરથી હાજર રહેલાંઓ પૈકી; ઘાંચી, પટેલ, સુતાર, હજામ વગેરેમાંથી કેટલાકોએ પરસ્ત્રી પ્રત્યે પોતાની મા બેન સમાન દ્રષ્ટિ રાખી વર્તન રાખવાની બાધાઓ લીધી હતી. આમ ઉપદેશકદ્વારા બોધ ચાલુ રહે તો ઘણે લાભ અમો માનીએ છીએ. કૉન્ફરન્સને માન આપી સુકૃત ભંડારફંડ સંઘમાંથી કરી આપ્યું છે. આવ કાર્યથી કૉન્ફરન્સને તેમજ લાયક ઉપદેશકોને ધન્યવા આપી એ છીએ."

લુણવા—ના શ્રી સંઘ તરફથી જણાવવામાં આવે છે કે ઉપદેશક તરફથી "મૂર્તિ પૂજવાથે થતા લાભ, અને અન્ય ધર્મમાં ન જવાની જે શિખામણો અમને મળી છે તે ઘણીજ સ્તુતિપાત્ર છે. તેમના ઉપદેશથી રૂદન કુટન નહિં કરવાના ભાષણથી તે બંધ કરવા સંબંધે તથા લગ્ન પ્રસંગે ફટાણા ગાણાં નહિ ગાવા સંબંધે ઠરાવો કર્યા, અને તે ઠરાવથી વિરૂદ્ધ વર્તન કરનાર પાસેથી રૂ. ૧ સવા દંડ લેવાનો તથા તે રકમમાંથી પારેવાને દાણા નાંખવાનો ઠરાવ કરવામાં આવ્યો છે.

મહેરવાડા—માં પણ ઉપરોક્ત રિવાજો સંબંધે ભાષણો આપતાં તે રિવાજ બંધ કરવા અને તે રિવાજથી વિરૂદ્ધ વર્તન કરનાર પાસેથી રૂ. પા સવા પાંચ દંડના લેવા ઠરાવ કરવામાં આવ્યો છે. આ ગામે કેળવણી વિષયક ઉપદેશની તેમજ પાઠશાળાની જરૂરીઆત હોવાના કારણે એક પાઠશાળા સ્થાપન કરવા તથા તેના નિભાવ માટે પાંચ વર્ષ સુધી અડચણ ન આવે તેવું એક ફંડ ભરાવી આપવા ગોઠવણ કરવામાં આવી છે. સિદ્ધપુર તાબે સમોડામાં પણ જાહેર સભા ભરી વ્યાખ્યાન આપતાં ઠરાવો થયાં હતાં, અને હલકી કોમો વાળાએ દારૂ બંધ કરવા વિગેરેની બાધાઓ લીધી હતી.

૨ યુનિવર્સીટીનો અભ્યાસક્રમ અને અર્ધમાગધી—આ વિષય પરત્વે અમારે જણાવવું જોઇએ કે દર વર્ષે આર્ટસ કૉલેજોમાં અભ્યાસ કરતા અને જૈન વિદ્યાર્થી ગૃહોમાં વસતા આપણા જૈન વિદ્યાર્થીઓમાં અર્ધમાગધી પ્રતે અભિરૂચી ઉત્પન્ન થાય

અને તે અભ્યાસક્રમ અખત્યાર કરે તે માટે પ્રતિ વર્ષે આવી સંસ્થાના સંચાલકોને વિનંતિ કરવામાં આવે છે કે પોતાના અધિકારની તે સંસ્થાના વિદ્યાર્થીઓ અર્ધમાગધીનો અભ્યાસ ગ્રહણ કરે તેવી પ્રેરણા કરવી. આવા પત્રોના જવાબ ભાગ્યેજ એકાદ બે સંસ્થાઓ તરફથી મળે છે. એ વિચારતાં ખરેખર ખેદ થાય તેવું છે. આવા પત્રોના જવાબમાં અમદાવાદ શ્રી જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક બોર્ડિંગ તરફથી અમને એક પત્ર મળ્યો હતો જેનો અગત્યનો ભાગ એ છે કે "આવા વિષયનો નિર્ણય કરવાનું કામ વિદ્યાર્થીઓની પસંદગી ઉપર મુકવું તે વધારે ઇચ્છવા યોગ્ય છે." આ પત્ર મળતાં અમારા તરફથી આવા પ્રત્યુત્તરથી ઉત્પન્ન થએલ નિરાશા અને આપણી ફરજ વિદ્યાર્થી વર્ગને બની શકે ત્યાં સુધી દોરવવા હોરી જોઇએ વગેરે હકીકતો વાળો એક પત્ર લખવામાં આવ્યો હતો જેના જવાબમાં ઉક્ત બોર્ડીંગ હાઉસના ઑ. સેક્રેટરી તરફથી નીચેનો પ્રત્યુત્તર અમને મળ્યો છે તેમજ તે સંસ્થાની સમિતિના એક સભાસદનો અભિપ્રાય મળ્યો છે જે આ નીચે આપતાં તેમને અમે ધન્યવાદ આપીએ છીએ.

પત્ર. તા. ૨૭-૧૨-૨૭.

તમારા નંબર ૪૧૦૬ તા. ૨૨-૧૦-૨૭ નો પત્ર મળ્યો છે. કૉલેજમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને અર્ધમાગધીનો વિષય લેવા પ્રેરણા કરવામાં આવશે.

અમારી મીટીંગના એક સભ્યના અભિપ્રાયની નકલ આ સાથે આપની જાણ માટે સામેલ રાખી છે

sity Examination we shall try our best to create interest in the subject and advise them to take it up instead of Sanskrit. We may however draw your attention to the Standing rule of the Bombay university that a student can take Ardha Magdhi as a second language *only* if he has passed in Sanskrit at least one examination conducted or recognised by the University.

As Gujarati has now been allowed for Sanskrit at the Matriculation Examination, Students who pass their matric with Gujarati cannot take Ardha Magdhi at the first year in Arts. In the F. Y. A. however as there is no Gujarati as a second language and as students are required to pass the F. Y. A. Examination with Sanskrit, they can conveniently take Ardha Magdhi from the Intermediate class even if they did not pass their metriculation with Sanskrit.

Ahmedabad.
18–12–27

વલી ગયા પજુસણ અગાઉ દેરાસરનાં ભંડારમાંથી રૂ. ૨૦૦-૩૦૦ લગભગની ચોરી થઇ છે (!) તેનો પત્તો મલ્યો નથી જેથી અત્રેના બીજા આગેવાનો શેઠ વિજયલાલજી, ગુલાબચંદજી, કસતૂરચંદજી, તથા હાકેમચંદજી એમણે પ્રતિજ્ઞાઓ કરી છે કે એક વરસમાં ચોરીનો પત્તો ન મળે અને હિસાબની ચોખવટ કરીને બતાવે નહિ તો ગામ છોડીને ચાલ્યા જવું. હવે આ પ્રતિજ્ઞાઓને છ માસ થવા છે. હજુ કંઇ ઠેકાણું પડયું નથી. અને દેરાસરનો વહીવટકર્તા શેઠ લક્ષ્મીચંદજીની વતી તમામ વહીવટ તેના ભત્રીજા હાલાના આગેવાન શેઠ રામલાલજી ભેરવદાસજી ચલાવે છે. અને હિસાબ બતાવતા નથી." આ સબંધે ત્યાંના આગેવાનોને રજીસ્ટર પોસ્ટથી પત્રો લખવામાં આવ્યા છે. આવાં ખાતાઓના સંચાલકો ટ્રસ્ટીઓ વગેરેનું અમે સબહુમાન ધ્યાન ખેંચીએ છીએ કે પોતાપર રહેલી જુમ્મેદારી સમાજને શ્રી સંઘને પોતાના હસ્તના વહીવટની સંપૂર્ણ માહિતી પ્રતિવર્ષ તો અવશ્ય આપવી જોઇએ એ પોતાની ફરજ છે. અને આ ફરજમાંથી તેઓ મુક્ત રહી શકતા નથી. અમને આશા છે કે શ્રી હાલાના જૈન દેરાસરજીના વહીવટકર્તાઓ પણ અવશ્ય ઘટતું કરશે.

**૪ શ્રી પાવાપુરી તીર્થને અંગે કાઢવામાં આવેલું કમિશન**—શ્રી પાવાપુરી તીર્થને અંગે શ્વેતાંબરો અને દિગંબરો વચ્ચે ચાલતા પટણાની કોર્ટના મુકદ્દમા નં. ૬૪. સન ૧૯૨૬ માં અત્રેના જાણીતા અને પ્રથમના આ સંસ્થાના રેસીડેન્ટ જનરલ સેક્રેટરીઓ અનુક્રમે રા. મોતીચંદ ગિ. કાપડીઆ અને મોહનલાલ બી. ઝવેરી. સોલીસીટરો એમની જુબાની લેવા માટે એક કમિશન પટણાની કોર્ટે કાઢયું હતું અને આ બન્ને ગૃહસ્થોની તપાસ અત્રેની Small Causes Court મારફતે મી. એન. સી. ભરૂચા સમક્ષ નીકલી હતી. જે તા. ૧૦-૧-૨૮ થી ૧૮-૧-૨૮ સુધી ચાલી હતી. આ કમિશનમાં બન્ને વિદ્વાન્ સાક્ષીઓએ પોતાની જુબાની આપી હતી. શ્વેતાંબર જૈનો તરફથી મુખ્ય તપાસ રા. મકનજી જે. મ્હેતા બેરીસ્ટરે લીધી હતી અને આ પત્રના તંત્રી રા. મોહનલાલ દલીચંદ દેશાઇએ આ કેસમાં વકીલ તરીકે સંપૂર્ણ સેવા બજાવી હતી. જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ તરફથી સંસ્થાના એક રેસીડેન્ટ જનરલ સેક્રેટરી રા. ચીનુભાઇ લાલભાઇ-શેઠે હાજરી આપી હતી. આ તપાસ દરમીઆન ઉપર જણાવેલા દરેક ગૃહસ્થોએ કોઇ પણ જાતનો બદલો લીધા વિના પોતાનો કીંમતી વખતનો ભોગ આપી કીમતી જે સેવા બજાવી છે તે બદલ તેમને ધન્યવાદ આપીએ છીએ.

**૫ સુકૃત ભંડાર ફંડ**—તા. ૯-૧-૨૮. થી ૩૧-૧-૨૮ સુધી.

ઉપદેશક-વાડીલાલ સાંકળચંદદ્વારા.

ઉમતા-૨૨॥-જાસકા-૯॥-મછાવા-૪,મંડાલી-૩)-લુણવા-૭)-ઓગણજ-૧૨॥ દાસજ-૫)-મેહરવાડા-૨૬)-કોડા-૨) સમોડા-૮)-વીડોડા-પાલબલાદ-૧૧।

(૧૧૭)

ઉપદેશક-પુંજાલાલ પ્રેમચંદ કરાંચી-૩૮॥

૫ પાલીતાણાની બે સંસ્થા—નામે સિદ્ધક્ષેત્ર બાલાશ્રમ અને યશોવિજયજી જૈન ગુરૂકુળ લગભગ એકજ પ્રકારની છે. તે બંનેની વ્યવસ્થા જુદી જુદી છે અને તેમાં મદદ ભરવા માટે બંને તરફથી જુદી જુદી અપીલો બહાર પડે છે અને બંનેનું કામકાજ જુદું જુદું થાય છે. સિદ્ધક્ષેત્ર બાલાશ્રમમાં તો તેના સેક્રેટરીઓજ મેનેજીંગ કમિટી તરીકે કાર્ય કરતા દેખાયા છે. તેના ફંડમાં મુખ્ય ફાળો આપનાર સ્વ. ગૃહસ્થ શેઠ નરોતમદાસ ભાણજી તથા શેઠ દેવકરણ મૂળજી છે. તે બન્નેથી તે સસ્થાની વિદ્યમાનતા રહી છે ને તે માટે તે બંનેને ધન્યવાદ ઘટે છે. તેના ફંડનું ટ્રસ્ટડીડ થઇ જવું જોઇએ એમ ઘણાનો મત હતો ને હવે થોડા વખતમાં થઇ જશે એવો સંભવ છે. તેનું અને યશોવિજયજી જૈન ગુરૂકુળનું જોડાણ થઇ જવું ઇષ્ટ છે એમ શેઠ નરોતમદાસની હયાતીમાં કેટલેક સ્થળેથી બોલાતું હતું પણ તેમની વિદ્યમાનતામા તે બાબતનો ફોડ થયો નહિ. હવે એ પ્રશ્ન એ બંને સંસ્થામાં ચર્ચાય છે તેથી અમે તટસ્થ તરીકે જણાવીએ છીએ કે આવું જોડાણ ઇષ્ટ છે કે નહિ તે પર પુખ્ત વિચાર કરી તે બંનેના સેક્રેટરીઓએ પોતાનો સ્પષ્ટ ખ્યાલ કરી લેવો ઘટે. જોડાણ કરવાનું ઇષ્ટ ગણાય ત્યાર પછી કેવી રીતે જોડાણ કરવું, તે દરેકના ફંડ સંબંધી શું વ્યવસ્થા રહે, તે બંને જોડાયા પછી દરેકનું નામ જે છે તે કાયમ રાખવું કે જુદું અને એકજ રાખવું, દરેક સંસ્થામા ભણતા વિદ્યાર્થીઓ માટે અમુક ધોરણના અંકમા, અને ત્યાર પછીના ધોરણના બીજીમાં રાખવા કે બંનેને એકજ મકાનમાં રાખી બધા ધોરણના વિદ્યાર્થીઓની સગવડ એકજ રસોડે અને એકજ પ્રબંધ નીચે કરવી એ સર્વ બાબતોનો નિવેડો સપાટાબંધ થઇ શકે તેમ છે. અમારૂં નમ્ર મંતવ્ય તો અમે કયારનું તે તે સંસ્થાના કાર્યવાહકોને રજુ કરી દીધું હતું કે જોડાણ કરવું ઇષ્ટ છે. બંને સંસ્થાના જોડાણ સાથે બંનેના કાર્યવાહકોનું પણ જોડાણ કરવું જોઇએ-ફંડનું પણ જોડાણ કરી તેનું ટ્રસ્ટ કરી તેમાં બંનેના કાર્યવાહકોને ટ્રસ્ટી નીમવા જોઇએ, અને બંનેની રીતસરની મેનેજીંગ કમિટી નીમી જે પ્રમાણે શ્રી મહાવીર જૈન વિદ્યાલયની મુંબઇમાં વ્યવસ્થા થાય છે તે પ્રમાણે મુંબઇમાં તેની મેનેજીંગ કમિટી રાખવી જોઇએ ને તે દ્વારા દરેક જાતનો પ્રબંધ કરવો જોઇએ. બંનેની સગવડ એકજ મકાનમાં બને તેમ ન હોય તો નીચલાં ધોરણ-ગૂજરાતી અંગ્રેજી ધોરણ બાલાશ્રમમાં અને અંગ્રેજી ધોરણ યા અંગ્રેજી ચોથીથી ઉપલા ધોરણ માટે ગુરૂકુલમાં રાખવાની વ્યવસ્થા સારી થઈ પડશે. નામ બંનેનું જે છે તે રાખી શકાય, યા બંને સંસ્થા એકજ છે એ બતાવવા બંનેનું નામ જુદું પણ એકજ જેવું કે 'શ્રી મહાવીર બાલાશ્રમ' આપી શકાશે. આ રીતે જોડાણથી બંનેના ખર્ચમા ઘટાડો થશે, યાત્રાળુ યા જૈનો પાસેથી એકી વખતે સારી રકમ મળી શકશે, બંને વચ્ચે અથડામણ રહેશે નહિ યા જુદા જુદા પ્રયત્નો કરવાની મુંઝવણ રહેશે નહિ. બંનેના સહકારથી આખી સંયુક્ત સંસ્થા વધુ દીપશે અને કંઇક વધુ સારૂં કાર્ય કરી શકશે. જોડાણ થવા પછી કોઇ પણ કાર્યવાહકે સહકાર કરવાનું છોડી દેવું ન ઘટે: અમે આ બંને સંસ્થાના એકત્રિત થવામાં લાભ જોઇએ છીએ તે આટલે કાળે આ વખતે અત્ર પ્રકટ કરીએ છીએ. સાથે સાથે બંનેના સંચાલકો આ પર અમારી આ પ્રેમભાવથી કરેલી સૂચના પર ગંભીર વિચાર કરશે એવી તેમને વિનતિ પણ કરીએ છીએ.

તંત્રી.

# "ક્રુકસાઇટ ગ્લાસ"




ગરમીના કીરણોને આંખમાં જતાં અટકાવે છે અને એટલેજ તે ઉત્તમ છે.

Can not pass through the glass.

તમારો ચસ્મો આજેજ ક્રુકસાઇટ કાચનો બનાવો અને તમારી આંખો જેતા ઉપર જીંદગીનો અને મોજશોખનો આધાર છે તેનું રક્ષણ કરો.

## મનસુખલાલ જેઠાલાલની કું.

( જૈન-ચસ્માવાલા )



આંખો તપાસી ઉત્તમ ચસ્મા બનાવનારા.

કાલબાદેવી રસ્તા, સુરજમલ લલુભાઈ ઝવેરીની સામે,

મુંબઇ.

---

અમારા અમદાવાદના એજન્ટ:-

રા. જગશીભાઇ મોરાર

ઠે. અંબાલાલ હીરાલાલ પટેલના ઘર પાસે,

માદલપુરા-અમદાવાદ.

આ માસિક અમદાવાદમાં તેમના મારફતે ગ્રાહકોને પહોંચાડવા ગોઠવણ કરવામાં આવી છે. અમદાવાદના અમારા ગ્રાહકોને તેમજ અન્ય બંધુઓને જણાવવાનું કે

॥ नमो तित्थस्स ॥

# જૈન યુગ

[ શ્રી૦ જૈન શ્વે૦ કૉન્ફરન્સનું માસિક-પત્ર ]

પુસ્તક ૩ — મહા-ફાગણ

અંક ૬-૭ — ૧૯૮૪



માનદ તંત્રી

મોહનલાલ દલીચંદ દેશાઈ.

બી એ એલએલ. બી.

વકીલ હાઇકોર્ટ, મુંબઈ

| વિષય. | પૃષ્ટ. |
| --- | --- |
| બહેનને (કાવ્ય) રા. મણિલાલ શેઠ ... | ૧૯૩ |
| **તંત્રીની નોંધ.** | |
| ૧ આગામી શ્રી મહાવીર જયંતી ખાસ અંક, ૨ ધન્ય શ્રી કસ્તુરભાઇ, ૩ ના. વાઇસરૉયને માનપત્ર, ૪ અરિસિંહકૃત સુકૃત સંકીર્તન, ૫ જૈન દર્શન અને સાહિત્ય માટે શું કરવાની જરૂર છે ? ૬ મહાકવિશ્રી ન્હાનાલાલના ઉદ્ગાર, ૭ કાકા કાલેલકર અને છાત્રાલયો. | ૧૯૪ |
| જીવનમાં ત્યાગનું સ્થાન. રા. પ્રાણપુત્ર ... | ૧૯૯ |
| પ્રાચીન જૈન કવિઓનાં વસંતવર્ણન. (તંત્રી) | ૨૦૧ |
| સ્વ૦ સાક્ષરશ્રી મનઃસુખભાઇના પત્રો " | ૨૧૪ |
| અરિસિંહ કૃત સુકૃત સંકીર્તન. ... ... | ૨૨૦ |
| ડૉ. મોતીલાલ છ. સંઘવી M.B.B.Sc. | |
| શ્રીમદ્ યશોવિજયજીકૃત જ્ઞાનસાર સ્વોપજ્ઞ બાલાવબોધ સહિત ... ... ... | ૨૨૫ |

| વિષય. | |
| --- | --- |
| મોહપરાજય રૂપક નાટકનો સંક્ષિપ્ત સાર | |
| રા. ફ. ક. લાલન ... ... | |
| તપાગચ્છની પટ્ટાવલી (તંત્રી) ... ... | |
| ધર્મનું ભાવનામય શિક્ષણ. | |
| (રા. નર્મદાશંકર દેવશંકર મહેતા) ... | |
| માનવ જીવનનો ધાર્મિક આદર્શ. | |
| રા. ફ. ક. લાલન ... ... | |
| **વિવિધ નોંધ.** | |
| ૧ બનારસ હિંદુ યુનિવર્સિટી અને જૈન ચેર, ૨ શ્રી હાલા (સિંધ)ના દેરાસરજીના વહીવટકર્તાઓનો ખુલાસો, ૩ શ્રી આગમોદય સમિતિ અને પુસ્તક પ્રકાશન, ૪ ઉપદેશકોનો પ્રવાસ. ... ... ... | ૨[illegible] |
| જૈન એજ્યુકેશન બોર્ડ–મળેલી સભાનો રીપોર્ટ. | ૨[illegible] |


---


## જૈનયુગ

—જૈનધર્મ, તત્ત્વજ્ઞાન, સાહિત્ય, ઇતિહાસ, જીવનચરિત્ર ને સમાજપ્રગતિને લગતા વિષયો ચર્ચતું ઉત્તમ જૈન માસિક.

—વિદ્વાન્ મુનિ મહારાજશ્રી તથા અન્ય લેખકોની કસાયેલી કલમથી લખાયેલા ગદ્યપદ્ય લેખો તેમાં આવશે.

—શ્રીમતી જૈન શ્વે. કૉન્ફરન્સ (પરિષદ્) સંબંધીના વર્તમાન–કાર્યવાહીનો અહેવાલ સાથેસાથે અપાશે.

તો દરેક સુજ્ઞ આ પત્રના ગ્રાહક બની પોતાના મિત્રોને પણ ગ્રાહકો બનાવશે અને સંઘસેવાના પરિષદ્‌ના કાર્યમાં પુષ્ટિ આપશે.

ચાલુ વર્ષથી વાર્ષિક લવાજમ ટપાલખર્ચ સહિત માત્ર રૂ. ત્રણ

લખો–જૈન શ્વે૦ કૉન્ફરન્સ ઑફીસ
૨૦ પાયધુની મુંબઇ નં. ૩.

---

આ માસિક બહોળા પ્રમાણમાં ફેલાવો પામવાની ખાત્રી રાખે છે તો જાહેરખબર આપનારાઓને માટે તે ઉપયોગી પત્ર છે; તો તેઓને ઉપરને સરનામે લખવા કે મળવા ભલામણ છે.

# જૈન યુગ.



We have to recognize the fact that the world today has access to many sources of spiritual guidance which have never been ecclesiastically sanctioned, but which are none the less resorted to for that reason. While there has been a falling off in Church attendance, there has been an increase in the spiritual hunger of mankind, due mainly to the deepened interest in the universe which science has created.

The destiny of the Church is to become the great finishing school in the education of humanity. A minister of religion must become the friend of knowledge in all its kinds and not in one kind only; a change not difficult to make when we realise that all knowledge, whether of God man or the universe is essentially one

**Dr Jacks Editor Hibbert Journal.**

પુસ્તક ૩ વીરાત્ સં. ૨૪૫૪ વિ. સં. ૧૯૮૪ માહ ફાગણ અંક ૬-૭

## બ્હેનને.

હારી મીઠી મીઠી હંસલી સોણુલ ત્હારી જાત,
ડી મળે નવ જોડલી ત્હારી આ જગમા મુજ તાત ! ૧

બોલ બોલે મોતીડાં વેરે કંઠ વસે કોકિલ
હરણી સામે આંખ ઢળે બે છૂપવવા ઉરહીર. ૨

જગના જૂઠાં લોકડાં તે જાણે નહિં તુજ મૂલ,
સાગર કેરી દીકરી જે સાગર જેવું ઉર. ૩

જગભરાનાં પાણીડાં ખૂટયાં દીઠાં ઝાંઝવા નીર,
તાતની વાટયે જાવા ઉઠી તરસી મૃત્યુ તીર. ૪

ઉર વલોવી માવડી પાયે સાચું પ્રેમલનીર,
પ્યાસ છીપી ને ઝળકી કાયા આવ્યો હંસલી જીવ. ૫

ધન્યજ ત્હારી માવડી ને ધન્યજ ત્હારો તાત,
ધન્યજ ધાવણી ખારી ત્હોયે પકવે સોણુલ જાત. ૬

કુસુદથી વધુ કોમળી એ હંસલી ત્હારી કાય,
ઉન્હી ઉન્હી લૂ આ જગની તે સહીશ કયાંથી માય. ૭

માનસસરની પોયણી તું ચાંદની તુજ વિહાર,
અંધારામા લોટવા હે ભુલી પડી તું કયાંય ? ૮

માટીના ત્યાં માનવીનો માટી સંગ નિહાર,
જીવન ત્યા લગ મન્થન કરીએ 'કર્મ' થકી અણજાણ. ૯

ખદબદતા ઉમંગો જીવો જીવન એ અમ નાશ !
અર્થ સરેશું જીવનથી આ ? જીવન એ ઉપહાસ. ૧૦

પુણ્યજ ત્હારૂં મુખ નિહાળું હળવું થાયે ઉર,
ઉર ભરાઇ આવે બ્હેની ! પણ ન વ્હે તલપૂર. ૧૧

મણિલાલ શેઠ.

૯ મી કડીમા કર્મનો અર્થ object of struggle છે

# તંત્રીની નોંધ.

**૧ આગામી શ્રી મહાવીર જયંતી ખાસ અંક**—આવતા ચૈત્ર માસના અંક તરીકે શ્રી મહાવીર જન્મોત્સવ ખાસ અંક કાઢવા વિચાર છે. તે માટે ખાસ લેખો મોકલવા કેટલાક સજ્જન મહાશયોને ખાસ વિનંતિ કરી છે જ્યારે બીજાઓને આ લેખ દ્વારા વિનંતિ કરવામાં આવે છે. શ્રી મહાવીરનું જીવન ચરિત્ર જુદા જુદા દૃષ્ટિબિંદુઓથી અનેક વખત અનેક મહાશયો તરફથી ચર્ચાશે ત્યારેજ તેમજ તેમના સંબંધમાં ખુદ આગમોમાં જે કહેવામાં આવેલ છે તે, તથા તેમનાં ચરિત્ર ભિન્ન ભિન્ન આચાર્યોએ રચેલાં છે તે બહાર પડશે ત્યારેજ તેમનું ચરિત્ર હાલના જમાનાને અનુકૂલ; શૈલીમાં સર્વાંગસુંદર આલેખી શકાશે એમ અમારૂં માનવું છે.

અત્યાર સુધી આ જાતની દૃષ્ટિ રાખી જે જે સામગ્રી મેળવી શકયા તે પ્રકટ કરવા પ્રત્યે અમારો પુરૂષાર્થ થયો છે. તેમાં સહકાર આપવા માટે લેખક બંધુઓને આગ્રહ કરતા આવ્યા છીએ. કોઈને એમ લાગશે કે એ જાતની 'ધૂન' અમને લાગી છે તો તેને જણાવીશું કે તેવી 'ધૂન'માંથી કંઇ અવનવું પ્રકટ થઇ જશે. એક ભાઇ તો એમ જણાવે છે કે તે માટે તો ઘણુંયે કરવાનું છે. અમે પણ એમજ માનીએ છીએ ને તેથી આ અમારો પ્રયત્ન છે

મુનિ મહારાજાઓ ચાતુર્માસ વીત્યા પછી હજુ એક સ્થળેથી બીજે એમ વિહાર કર્યા કરે છે તેથી નિશ્ચિત સ્થળ વગર અમે ખાસ પત્ર લખી તેમને વિનંતિ કરી શકયા નથી તો તેઓ આ પત્ર વાંચવા મળે તો તેને વિનંતિપત્ર તરીકે સ્વીકારી મનનીય અને પ્રૌઢ લેખ મોકલાવશે. મુનિશ્રી સાક્ષર કલ્યાણવિજયજીએ તો શ્રી વીર ચરિત્ર સંબંધી ખાસ પ્રકરણો લખ્યાં છે તે પૈકી એકાદ સુન્દર પ્રકરણ અમને મોકલવા કૃપા કરશે. મુનિશ્રી અમરવિજયજી, ચતુરવિજયજી આદિ સાહિત્યપ્રવૃત્તિમાં ને આવા કાર્યમાં ખાસ પ્રીતિ ધરાવે છે તેમને પણ લેખ માટે અમારી ખાસ વિનતિ છે. જે કેટલાકે અમને વચન આપેલ છે તેઓ વચન પાળશે એવી અમોને ખાત્રી ભરી આશા છે. જૈન વિદ્યાલયો-વસતિગૃહોમાંના વીચારશીલ વિદ્યાર્થીઓ-ભવિષ્યના આગેવાનો આ પરત્વે કંઇ સારૂં કરી બતાવવાનું-અભ્યાસપૂર્વક લેખ લખી મોકલવાનું માથે લેશે તો ચૈત્રીઅંક વિશેષ સુન્દર અને આકર્ષક બની શકશે.

---

**૨ ધન્ય શ્રી કસ્તુરભાઈ**—જૈન કૉન્ફરન્સના પ્રમુખ, શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના પ્રમુખ, અમદાવાદના પ્રસિદ્ધ સ્વ૦ શેઠ લાલભાઈ દલપતભાઇના સુપુત્ર શેઠ કસ્તુરભાઇને કોણ ઓળખતું નથી! તેમણે પોતાના સુશિક્ષણના પ્રભાવે લક્ષ્મીના પ્રતાપે અને પ્રેમ ભર્યા સૌજન્યે સુંદર છાપ લોકોપર પાડી હતી અને તાજેતરમાં પોતાની ઉદારતાની શક્તિથી પોતાની પ્રતિષ્ઠાને ગૌરવમાં ઓર વધારો કર્યો છે.

સદ્‌ગત શેઠશ્રીના માતુશ્રી ગં. સ્વ. ગંગાબાઇના નામથી ચાલતી ઝવેરીવાડાની જૈન કન્યાશાળા અને શેઠના નામની પાંચકુવાના દરવાજા પરની પ્રાથમીક શાળા એ શેઠ લાલભાઇ અને તેમના સુપુત્રોનાં શુભ કાર્યોનાં સ્મરણો છે. થોડુંક થયાં શાળા માટે ખાસ મકાન બંધાવી અમદાવાદની મ્યુનિસિપાલીટીને આપી દીધું ને હમણાં જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક બોર્ડિંગ શેઠ લલુભાઇ રાયચંદના નામે ઓળખાતી હતી તેને સુંદર સ્થાયી મકાન ન હોવાથી તેવું મકાન પૂરૂં પાડવા માટે શેઠ કસ્તુરભાઇએ પોતાના સ્વ૦ પિતાશ્રી શેઠ લાલભાઇના નામથી એકાવન હજાર રૂપીઆ જેવી સારી રકમ છાત્રાલયને ભેટ કરી હતી તે તેમાંથી તેના મકાનનું ખાતમુહૂર્ત ગત તા. ૨૪-૨-૨૮ ના રોજ શેઠ કસ્તુરભાઇએ કર્યું હતું.

આ યુગમાં શિક્ષણ એજ સર્વ રોગોનું ઔષધ છે એ વાત અમદાવાદી આ શેઠે ચોક્કસ રીતે સ્વીકાર્યું છે એ જાણી આનંદ થાય છે. મુંબઈના શ્રી મહાવીર જૈન વિદ્યાલય માટે એક લાખ રૂપીઆની

સખાવત કરનાર સ્વ. શેઠ વાડીલાલ સારાભાઈ (કે જેમણે પોતાના સ્વર્ગવાસ પહેલાં પોતાની બધી સંપત્તિનો શ્રેષ્ઠ ઉપયોગ સખાવતો માટે કર્યો) અમદાવાદી હતા. અમદાવાદમાં પુષ્કળ શ્રીમંતો હતા અને હજુ અનેક છે. તે સર્વે શિક્ષણના કાર્યમાં, કોમના અભ્યુદયના કાર્યમાં અને સાર્વજનિક હિતના કાર્યમાં પોતાની સંપત્તિનો સદુપયોગ કરે, તો તેનાં મિષ્ટ ફળો ટૂંકા સમયમાં આપણે પ્રગતિસૂચક મેળવી શકીએ.

શેઠ કસ્તુરભાઇ સુશિક્ષિત છે અને રાજકારણમાં પણ દેશના પક્ષમાં રહ્યા છે એ અતિ આનંદદાયક બિના છે. થોડુંક થયાં એક મોટી સભામાં સાયમન કમિશનના બહિષ્કાર કરવાના પડકાર કરવા માટે દેશનાયક શ્રીમાન્ ઝીણાનું વ્યાખ્યાન અમદાવાદમાં થયું હતું તે વખતે પ્રમુખસ્થાને શેઠ કસ્તુરભાઇ બિરાજ્યા હતા.

શેઠ કસ્તુરભાઇ આમને આમ અનેક સુકાર્યો કર્યે જશે અને લોકોના સાચા હિતના પક્ષપાતી રહી તેમના અભ્યુદય અર્થે પોતાની સર્વ શક્તિનો સદુપયોગ કરવાનું ચાલુ રાખશે તો તેઓ ભલે સરકારી ખિતાબો કદાચ મેળવી ન શકે, પરંતુ લોકોના તરફથી અનેકગણું માન, પ્રતિષ્ઠા અને કીર્તિ મેળવશે અને છેવટમાં આત્મસંતોષનો અનુપમ આનંદ તો અચૂક પ્રાપ્ત કરશેજ. પરમાત્મા તેમને તેમ કરવા વિશેષ ચિરંજીવતા, સંપત્તિ અને આબાદી બક્ષો એમ ઇચ્છીશું.

---

૩ વાઇસરૉયને માનપત્ર—મુંબઇની જૈન એસોસિયેશન ઑફ ઇંડિયાની રાજકારણમાં પોતાનું બને તેટલો ભાગ લેવાની મહત્વાકાંક્ષા સુવિદિત છે. આ મહત્વાકાંક્ષા યોગ્ય બ્રિટીશ દેશની સાથે સહકાર અખંડપણે સાધી આગળ ધપવા માટે વહેતી હોય તેમાં કોઇને કંઇપણ વાંધો લેવા જેવું નજ હોય. જૈન પ્રજા રાજકારણમાં શા માટે અગ્ર ભાગ લેતી નથી એવી ફર્યાદ ચોગરદમ થાય છે; પણ અગ્રભાગ લેવામાં માત્ર અંગત–કોમિક–જાતીય લાભોજ આગળ ધરવાથી અને તે લાભો સાધવવામાટે ગમે તે રીતે પોતાના અંતઃકરણનું સમાધાન કરી લેવાથી ને દેશના સમગ્ર પ્રશ્નોને નેવે મૂકવાથી એકંદર સર્વાળે વિષમ પરિણામો આવે છે તો તેમ થાય તેના કરતાં બિલકુલ ભાગ ન લેવો એ વધારે હિતાવહ છે.

શ્રી શત્રુંજય તીર્થનો સવાલ ઘણાં વર્ષોથી એક જબરૂં સ્થાન આપણી મૂર્તિપૂજક કોમમાં ભોગવે છે. તે સંબંધી આપણો મુદ્દો અને આપણી લાગણી સામાન્ય રીતે ટુંકપણે રજુ કરવા માટે સરકારના સર્વથી મોટા પ્રતિનિધિ એવા વાઇસરોય સાહેબને માનપત્ર આપવા માટેની વ્યવસ્થા આ એસોસિયેશને પોતાના આશરા હેઠળ કરી સમગ્ર જૈન કોમના નામથી બોલવા માટે જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક કોમના કેટલાંક સ્થળોએથી આગેવાનોને એકઠા કરી તે માટે ડેપ્યુટેશન ગોઠવવાનો પ્રબંધ કર્યો વાઇસરોય સાહેબે તે પ્રમાણે માનપત્ર સ્વીકારવાની હા પાડી. તે માનપત્રનો મુસદ્દો અનેકની મદદથી તૈયાર કરવામાં આવ્યો ને તે વાઇસરોય સાહેબને મોકલતાં તે તેમણે પસંદ કર્યો. તે આપવા માટે સમય નક્કી થયો. હવે રીતસર ડેપ્યુટેશનના આકારમાં જઈ તે વાંચી ચાંદીના કાસ્કેટમાં અર્પણ કરવા જેટલુંજ બાકી રહ્યું.

પરંતુ મનુષ્ય ધારે છે કંઇ ને થાય છે કંઇ. વાઇસરોય સાહેબની તબીયત નરમ થઇ ગઈ, અને ઉપલું માનપત્ર સ્વીકારવાનું નિયત વખતે માંડી વાળવામાં આવ્યું. આ માનપત્ર કેવી રીતે ઘડવામાં આવ્યું છે તે જનસમાજ સમક્ષ મૂકાયું નહિ તેથી અનેક તર્ક વિતર્કો થયા–ઘણાએ પોતાની કલ્પનાના ઘોડા દોડાવ્યા, અને કેટલેક સ્થળેથી જુદા જુદા આક્ષેપો મૂકાયા. જૈન શ્વે૦ કૉન્ફરન્સ ઑફિસ જેવી પ્રતિનિધિ સંસ્થાને પણ તે માનપત્રની નકલ પૂરી પાડવામાં આવી નહોતી.

અમોએ ઉપરનું જે કંઇ ખબર મળી છે તે જણાવ્યું છે. જુદા જુદા આક્ષેપોનો જવાબ આપવાનું એસોસિયેશનના મંત્રીઓ ખાઈ ગયા. અમોને તો તપાસ કરતાં જણાયું હતું કે સાયમન કમિશનનો સહકાર કરવાનું તેમાં લખાયાનો આક્ષેપ કરવામાં

આવ્યો તે ખોટો હતો. છતાં વિશેષ ખાત્રીને અર્થે અમારી જાણ માટે તે માનપત્રની નકલ એસો૦ ના મંત્રીઓને તા. ૫-૨-૨૮ ના પત્ર લખી અમે મંગાવી કે જેની નકલ નીચે પ્રમાણે છે

"વિશેષ લખવાનું કે આપની એસોસીએશન તરફથી હિંદના ના. વાઇસરૉયને એક માનપત્ર એનાયત કરવામાં આવનાર હતું અને તે તેઓ નામદારની નાદુરસ્ત તબીયતના સબબસર તેમના બીજા કાર્યક્રમ સાથે સ્વીકારવાનું મુલતવી રાખવામાં આવ્યાનું અમારી જાણમાં છે.

આ માનપત્ર સંબંધે તે વખતે પણ કેટલીક અફવાઓ ચાલતી હતી અને હાલમાં પણ છેલ્લી તા. ૩ ૨-૨૮ શુક્રવારના રોજના મુંબઇસમાચારમાં પણ 'જૈનચર્ચા' ના મથાળાં હેઠળ કેટલીક હકીકતો તે સંબંધે પ્રકટ થઈ છે, તે તરફ આપનું ધ્યાન ખેંચતાં જણાવવાનું કે આ માનપત્રના ખરડાની નકલ પ્રથમ તમારી પાસેથી (તા. ૧૪-૧૨-૨૭ ના પત્રથી) કૉન્ફરન્સ ઑફીસ મારફતે મંગાવવામાં આવી હતી જે હજુ સુધી મલી નથી તેમ તે સંબંધે તમારા તરફથી પ્રત્યુત્તર પણ નથી જેથી આ પત્રથી આપને વિનંતિ કરવાની કે, ફક્ત માનપત્રના ખરડાની એક નકલ આ પત્ર લાવનાર માણસ સાથે મોકલી આપશો.

તો તેનો જવાબ તેરમે દહાડે તા. ૧૮-૨-૨૮ ના પત્રથી એવો મળ્યો કે,

'નામદાર વાઈસરોયને આપવાનું માનપત્ર તે નામદારની નાદુરસ્ત તબીયતને લીધે મુંબઇ મુકામે આપી શકાયું નહોતું અને તે કાર્યક્રમ મુલતવી રહ્યો છે તેથી હાલ તુરત માનપત્રની નકલ મોકલવાની આવશ્યકતા લાગતી નથી તે જાણશો. એજ.'

આમ પત્ર લખી મંત્રીસાહેબે વાત ઉડાવી છે અને વિશ્વાસમાં લેવા યોગ્યને પણ વિશ્વાસમાં નથી લીધા તેથી પોતાની સંસ્થાના ગૌરવમાં તેણે વધારો કર્યો નથી, ને ખોટા આક્ષેપોને લોકો સાચા માની લે એ બાબતમાં પુષ્ટિ આપી છે. જૈન કૉન્ફરન્સ ઑફિસને તો વિશ્વાસમાં લેવી જોઈતીજ હતી. હવે આ મુલતવી રહેલો કાર્યક્રમ સજીવન થાય ત્યારે આપવા ધારેલું માનપત્ર તેજ સ્થિતિમાં-અક્ષરોમાં અપાશે કે જુદા, (જેનો તે વખતની પરિસ્થિતિ પરજ આધાર રાખેને!) તે પ્રભુ જાણે પણ સમગ્ર જૈન કોમના નામે અમે તે બોલવાનો કે લખવાનો કે માનપત્ર દેવાનો તેને અધિકાર નથી. જૈન કૉન્ફરન્સ ઑફિસના મંત્રીઓએ પણ હવે પછી ડેપ્યુટેશનના સભ્ય તરીકે આવો એવી અંગત વાતને ન સ્વીકારી પોતાની સ્ટેન્ડિંગ કમિટીદ્વારા ચુંટીનેજ પ્રતિનિધિ મોકલવાનું કે ન મોકલવાનું સ્વીકારવું ઘટે એમ અમે નમ્રપણે માનીએ છીએ.

---

## ૪ અરિસિંહ કૃત સુકૃત સંકીર્ત્તન.

આ સંસ્કૃત કાવ્ય ભાવનગરની શ્રી જૈન આત્માનન્દ સભાએ વિ. સં. ૧૯૭૪ માં માત્ર ત્રણ આનાની કિંમતે પ્રકટ કર્યું છે. તેનું સંશોધન પ્રવર્તક શ્રી કાન્તિવિજયજીના સાહિત્યપ્રેમી મુનિ શ્રી ચતુરવિજયે કર્યું છે અને તેમાં અંગ્રેજી પ્રસ્તાવના તથા વિષયાનુક્રમ કાવ્યાંતર્ગત ઐતિહાસિક નામોની તથા દેશ નગરનાં નામોની એમ બે અનુક્રમણિકા મૂકવામાં આવી છે તેથી આ ગ્રંથની મહત્તામાં ઘણો વધારો થયો છે. એ સર્વ અને ખાસ કરી અંગ્રેજી પ્રસ્તાવના તૈયાર કરવામાં સ્વર્ગસ્થ સાક્ષર ગ્રેજ્યુએટ રા. ચિમનલાલ ડાહ્યાભાઇ દલાલ એમ. એ. નો હાથ છે એમ અમારૂં અનુમાન છે. તે પ્રસ્તાવના વસ્તુપાલ-તેજપાલના યુગની એક સામગ્રી હોઈ તેમાં સારરૂપ ઐતિહાસિક તત્ત્વ ભરેલું હોય તેનું ગૂજરાતી ભાષાંતર ડાક્ટર મોતીલાલ છગનલાલ સંઘવી એમ. બી. બી. એસ. પાસે કરાવી તેને અમે જોઇ જઇ યથોચિત બને તેટલું મૂકી અત્ર પ્રકટ કરીએ છીએ. આ કાવ્ય પ્રસિદ્ધ કરવામાં પાટણવાસી શેઠ લહેરભાઇ હાલાભાઈ ભાર્યા (સ્વ૦) સમરત બહેનની અર્થદ્રવ્ય સહાય મળી છે, અમે તેનો, સંશોધક મુનિશ્રીનો અને પ્રકાશિની સંસ્થાનો ઉપકાર માનીએ છીએ કે જેમનાથી આવું ઐતિહાસિક કાવ્ય પ્રકાશન પામ્યું.

ગુર્જર મહામાત્ય વસ્તુપાલ અને તેમના સહોદર તેજપાલનો યુગ મહાન હતો. તે ભવ્ય યુગનું ભવ્ય આલેખન થવું ઘટે. તે થવા માટે તે સંબંધીની સર્વ સામગ્રી એકઠી કરવી ઘટે. આ સામગ્રી પૈકી બાલચંદ્રસૂરિનું વસંતવિલાસ કાવ્ય, અને જયસિંહસૂરિનું હમ્મીરમદમર્દન કાવ્ય એ બે પરથી ઉક્ત સ્વ૦ સાક્ષર

શ્રી ચિમનલાલભાઇની અંગ્રેજી પ્રસ્તાવનાઓનાં ગૂજરાતી ભાષાંતરો આ પત્રમાં પ્રકટ કરી ગયા છીએ. એક ભાઇએ તે પ્રકટ થવાથી સમાજને શું લાભ છે એવી શંકા કરી હતી તેને રૂબરૂ સમજાવતા તેમની એ શંકા દૂર થઇ છે. જૈનો પોતાનાં પૂર્વજોનાં કાર્યો ઓળખતાં થશે, ત્યારે તેમનું અનુકરણ પોતાના જીવનમાં ઉતારી શકશે.

સ્વ૦ સાક્ષર શ્રી મનઃસુખલાલ કિરતચંદ મહેતાએ એક સ્થળે યથાયોગ્ય કહ્યું છે કે:—

'જે દિએ, સારણ, વારણ, ચોયણ પડિચોયણ જગ જનને' એવા વિવેકખ્યાતિવાળા આત્માર્થી, સદુપદેષ્ટા, નિઃસ્પૃહી, ત્યાગી આચાર્યોની અને હામ-દામ-ઠામવાળા, શ્રીમાન્-ધીમાન્ વિવેકસંપન્ન, ઉદારચિત્ત, આત્માર્થી ગૃહસ્થોની પરમ આવશ્યક્તા છે. એ નિમિત્તો ગળે તો રોગનું નિદાન યથાર્થ થઈ, યથાયોગ્ય ચિકિત્સા થાય નહિ તો પછી કાળ પરિપાક થયે નવું અવિકૃત, સકળ કલેવર ઘડનાર જાગે અને કલેવર ઘડાય ત્યારે.'

હવે પછી તૈયાર કરેલ નયચંદ્રસૂરિના હમ્મિર કાવ્યની પ્રસ્તાવનાનો સાર, અને બને તો વસ્તુપાલ મંત્રીએ પોતેજ રચેલા નરનારાયણાનંદ કાવ્ય તેમજ અન્યની પ્રસ્તાવનાનું ભાષાંતર ગૂજરાતીમાં કરી કરાવી આ પત્રમાં પ્રકટ કરવા વિચાર છે. જિનહર્ષસૂરિકૃત વસ્તુપાલ ચરિત્રનું ગૂજરતી ભાષાતર ભાવનગરની જૈન ધર્મ પ્રચારક સભા તરફથી પ્રસિદ્ધ થઇ ગયુ છે.

---

**૫ જૈન દર્શન અને સાહિત્ય માટે શું કરવાની જરૂર છે?**

એક વિદ્વાન્ મહાશય ટુંકમાં જણાવે છે કે,

"જૈન સાહિત્યમાં શ્રી હેમચંદ્રાચાર્યકૃત કાવ્યાનુશાસન શ્રી ધનપાલકૃત તિલકમંજરી વગેરે અનેક પુસ્તકો છે કે જેના મૂળ ગ્રંથનું સંપાદન, પ્રસ્તાવના અને નોટ્સ તૈયાર કરાવવાની જરૂર છે. જૈન દર્શનના (પણ) મહત્વના અન્ય ગ્રંથો ઘણા છે જેનું શાસ્ત્રીય રીતે સંપાદન અનુવાદ આદિ થવાની જરૂર છે. આગમોના સરળ અને પ્રચલિત ગદ્યમાં અનુવાદ થવાની જરૂર છે. તે માટે વૈદિક પાઠાવલી જેવી એક પાઠાવલી અનુવાદ અને ટિપ્પણ સાથે તૈયાર કરી શકાય.

"સિદ્ધસેન દિવાકરના ન્યાયાવતાર ઉપર વિવેચન થવાની જરૂર છે. હરિભદ્રસૂરિની અનેકાન્તજયપતાકા, શાસ્ત્રવાર્ત્તાસમુચ્ચય, ષડ્દર્શન(સમુચ્ચય) આદિનાં પણ સારાં સંસ્કરણ અનુવાદ વગેરે થવાં જોઇએ. જૈન દર્શનની આધુનિક તત્ત્વજ્ઞાનની દ્રષ્ટિ(એ) પણ ચર્ચા થવી આવશ્યક છે; અને ભિન્ન ભિન્ન ફિલસુફીઓ જે મુદ્દાઓ ચર્ચે છે તે વિષે જૈન ફીલસુફીને શું કહેવાનું છે તે વિદ્વાનો આગળ સ્પષ્ટ રીતે રજુ થવું જોઇએ.

"આ રીતે કામ તો ઘણું કરવાનું છે. તેમાંથી ઘણું શકય છે, પણ તે માટે નિષ્ણાત વિદ્વાનો, પૈસા, વ્યવસ્થા આદિની જરૂર છે. જ્ઞાનના પૂજારી ગણાતા જૈનો આજે જ્ઞાન તરફ ઉદાસીન છે એ પણ ઐતિહાસિક વિચિત્ર ઘટનાજ ને!"

આ વક્તવ્ય પર ખાસ ધ્યાન રાખી પુસ્તકપ્રકાશિની સંસ્થાઓએ કાર્ય કરવાનું છે. આવા ઉપયોગી અને દિગંતગામી કાર્ય માટે એક જબરૂં ફંડ કરી તેને વ્યવસ્થિત આકારમાં મૂકવાની જરૂર છે. સમજુ શ્રીમંતો જાગે, ભણી ગણી સારી કમાણી ધરાવનાર ભણેલાઓ સમજે ને આ તરફ પોતાની સક્રિય સહાનુભૂતિ વ્યક્ત કરે એટલું હાલતો ઇચ્છીશું.

**૬ મહાકવિશ્રી ન્હાનાલાલનો ઉદ્‌ગાર**—મુંબઈ માંગરોલ જૈન સભાના ગત વિજયાદશમીએ ઉજવવાના વાર્ષિક ઉત્સવ પ્રસંગે તેમને પ્રમુખસ્થાન લેવાનું આમંત્રણ થતાં જે વિચારો તા. ૨૮-૯-૨૭ ના પત્રથી તે સભાના મંત્રી શ્રી મકનજી જુઠાભાઈ મહેતા પ્રત્યે જણાવ્યા હતા તે ઉપયોગી ધારી અત્ર મૂકીએ છીએઃ—

સ્નેહી ભાઇશ્રી,

શ્રી માંગરોલ જૈન સભાના ૩૬ મા વાર્ષિકોત્સવ પ્રસંગે પ્રમુખપદ લેવાનું આપનું આમન્ત્રણ તથા સભાનો રીપોર્ટ બન્ને મળ્યાં. આભારી છું. માંગરોળ જૈન સભાની

। મ્હારી ઓળખ જુની છે. અઢારેક વર્ષો ઉપર મહાગુજરાતનું ગ્હારૂં ભાષણ મ્હેં ત્ય્હાં આપ્યું હતું. અને હું તો માનું છું ને કહું છું કે જૈનો-એ ગુજરાતને અને ગુજરાતના ઇતિહાસને શણગાર્યો છે. ત્હેમાં પણ અત્ય્હારે જૈન કોમ અંદર અંદરના કલહ તેમજ બહારનાં ખોટાં આક્રમણોથી એવા સંજોગોમાં થઈ પસાર થાય છે કે ત્હમારામાંનાયે સહમજુઓ કહેતા હશે કે સમય કટોકટીનો છે. એટલે જૈનોને બે અક્ષર કહેવાનો મ્હારો ધર્મ મ્હને કહ્યાં કરે છે કે 'અવસર લે.' ત્ય્હાં ત્હમારી સભા પ્રસંગ આપે છે. પણ ઘણા દુઃખ સાથે મ્હારે આપનું આમન્ત્રણ નકારવું પડે છે. અત્ય્હારે હું મ્હારા સાહિત્યસેવાના કામમાં એટલો ડૂબી ગયેલો છું કે બીજું કાંઇ હાથ ધરી શકું એમ નથી. તેમજ સભાના દિવસ ને સમય ઘણો થોડો બાકી છેઃ એટલે જૈન કોમને શોભે એવું અને મ્હને ગમે ત્હેવું ભાષણ હું તૈયાર કરી શકું એમ નથી. એટલે દિલગીરી સાથે મ્હારે ના લખવી પડે છે. મ્હને ક્ષમા કરશો. આપની સભાને અને મેલાવડાને ફતેહ ઇચ્છું છું. સંભારે ત્હેમને સૌને નમસ્કાર ક્હેશો.

ન્હાનાલાલ દ. કવિના જય શ્રી હરિ.

તા. ક. આપની સભાના ગઇસાલમાં સ્વર્ગસ્થ થયેલા ત્રણ-ચારે સભાસદોનો મ્હારે પરિચય હતો. ત્હેમને માટે સભા જે ઠરાવ કરે ત્હેમાં મ્હારી સંમતિ ગણશો.

આ મહાકવિની અસાંપ્રદાયિકતા પ્રસિદ્ધ છે. સર્વ કોમ, સંપ્રદાય સાથે પરિચય રાખી સહકાર આપે છે. તેમણે અંદર અંદરના કલહ માટે કેવું સુંદર અને સચોટ ટૂંકાક્ષરીમાં કહ્યું છે. આ પત્ર લખતી વખતે શ્રી કેશરીઆજીના સંબંધમાં જાહેરપત્રમાં ખૂબ ચર્ચા ચાલી રહી હતી તેથી તે સંબંધી તેમના આ ઉદ્‌ગારો છે. સમાજને એક સંપી કરી વૈમનસ્ય દૂર કર્યે છૂટકો છે, નહિંતો તેની છિન્નભિન્નતા થઇ જાય એ સ્વાભાવિક છે.

**૯ કાકા કાલેલકર અને છાત્રાલયો**—અમરેલી મુકામે આ ફાગણ માસમાં છાત્રાલય સંમેલન ભરાયું તે વખતે પ્રમુખસ્થાનેથી કાકા કાલેલકરે એક અતિ મનનીય અને લક્ષ ખેંચતું ભાષણ આપ્યું હતું; તેમાં એક વાત ખાસ જૈન છાત્રાલયને લાગુ પડે છે તે અત્ર ઉતારીએ છીએઃ—

' જે વાત સ્વચ્છતાની એજ ધાર્મિક આચારની. માબાપો અને સંસ્થાના વાલીઓ જે આચારનું પોતે પાલન કરતા નથી અથવા કરી શકતા નથી તેનું પાલન નિયમો ઘડી પગારદાર નોકરો મારફતે થયેલું જોવા માગે છે. આર્ય સમાજીઓ ઘરમાં ભલે હવન કરતા ન હોય, પણ ગૃહપતિઓ અને વિદ્યાર્થીઓ પાસેથી તો તેમ કરાવવાનો આગ્રહ રાખે જ છે. એજ છોકરાઓ ઘેર રજા ઉપર આવે ત્યારે હવન ન કરવાની છુટ. સંસ્થામાં કાંતવાનો આગ્રહ હોવો જ જોઇએ એવા નિયમની તરફેણમાં મત આપનાર લોકોનું પણ આવું નથી દેખાતું એમ નથી. **જૈન બોર્ડિંગોના જે વ્યવસ્થાપકો સૂર્યાસ્ત પછી ન જમવાના, બટાટા ન ખાવાના વિગેરે નિયમો સંસ્થામાં પળાવવાનો ખાસ આગ્રહ રાખે છે તેઓજ પોતાના જીવનમાં એ નિયમના છડે-ચોક ભંગ કરતા હોવાનો એકરાર પણ કરે છે.** આવો પ્રયત્ન તો ગરમ પાણીમાં મડદું રાખી તેની ઉષ્ણતા ટકાવવાના પ્રયત્ન જેવો છે. આપણને જે યોગ્ય જણાય તેનેજ યોગ્ય કહીએ, પણ જેનો અમલ આપણે કરી શકતા નથી તેનો અમલ બીજા પાસે કરાવવાનો આગ્રહ આપણે રાખે તે થવાનો નથી એટલું જો જાણીએ તો કૃત્રિમતામાંથી અને દંભમાંથી બચી જઇશું.'

ઉપદેશ કરતાં પોતાનું દૃષ્ટાંત વધુ સારૂં, અને સચોટ અસર કરનારૂં છે એમાં શક નથી. પોતાનાં બાલકો પર માબાપનું સચ્ચારિત્ર જે અસર કરે તે દાબ કે કડક નિયમ અસર ન કરી શકે. માટે માબાપો જે નિયમો પોતાના પુત્રોને છાત્રાલયમાં પળાવવા માગે તેને પોતે પણ આચારમાં સર્વથા મૂકવા જોઇએ.

છાત્રાલય માટે શું શું આવશ્યક છે, નિયમ કેવા જોઇએ, તેનું પાલન કેવી રીતે કરાવી શકાય, વિદ્યાર્થીની સ્વાતંત્ર્ય પ્રત્યે જવાની મનોદશા ને સાથે પોતાની અવ્યવસ્થિત અને પરાવલંબી જીવન ગાળવાની સ્થિતિ વગેરે અનેક બાબતો સંબંધી કાકા કાલેલકરે મહત્ત્વની અને આદરણીય વાતો કહી છે; તો તે તરફ આપણાં સર્વ છાત્રાલયોનું-તેના નિયામકો ગૃહપતિઓ, અને વિદ્યાર્થીઓનું અમે ખાસ લક્ષ ખેંચીએ છીએ.

# જીવનમાં ત્યાગનું સ્થાન.

'ત્યાગ' એ શબ્દ કાને પડતાં ભારતની ૫૦ લાખ ત્યાગ-મૂર્તિઓનો સમૂહ આંખ આગળ ખડો થાય છે. કેવી કેવી તે મૂર્તિઓ વિચિત્ર છે—કોઇની કમરમાં દોરી લપેટેલી હોય તો કોઈ તદ્દન નગ્નમૂર્તિ હોય, કોઇની જટાની એક ગાંઠડી માથાપર લાદેલી હોય તો કોઇના મસ્તક દાઢી મૂછ સાવ સાફ કરી દીધેલ હોય. આ ત્યાગ આ વૈરાગ્ય પર મરીફીટનારા જીવ છે. તેમની સામે શિર ઝુકાવો, તેમના ચરણની રજ માથે ચડાવો. તમે સાંસારિક જીવોના એ અહોભાગ્ય છે કે આ દેવતાઓનાં દર્શન થયાં. ત્યાગનો મહિમા કોણ નથી જાણતું?

કોઈપણ ધર્મગ્રંથ હાથમાં લ્યો તો તે ત્યાગ અને આત્મદમનના ઉપદેશોથી ભરપૂર જણાશે. બુદ્ધ, ઈસુખ્રિસ્ત, શંકર સર્વેએ ઇચ્છાઓને દમવાનો બોધ આપ્યો છે. તેનાથી મોટો, મહત્ત્વનો કોઈપણ ધર્મ નથી. આત્મશુદ્ધિને માટે ત્યાગજ એકમાત્ર ઉપાય છે, આ અમારી સામે જીવનનો સર્વથા ઉચ્ચ આદર્શ છે. આપણે આ આદર્શથી જેટલા દૂર યા પાસે છીએ, તેટલાજ આપણી દૃષ્ટિમા પડીએ કે ચડીએ છીએ. અમુક માણસે અંત આવતાં સન્યાસ લઇ લીધો!—એવી વાત સાંભળતાંજ તે વ્યક્તિને માટે આપણા હૃદયમાં શ્રદ્ધાનો પ્રવાહ છૂટે છે. મનમા એ ઇચ્છા થયા વિના રહેતી નથી કે શું કદિ આપણને પણ એવું સૌભાગ્ય પ્રાપ્ત થશે? આપણે પણ કોઇ વખત સંસારની બેડીઓ તોડી ફેંકવા માટે સમર્થ થઈશું? આપણું એવું ભાગ્ય કયાથી? આ સુબુદ્ધિ મોટી તપશ્ચર્યાથી પ્રાપ્ત થાય છે. એ પૂર્વ સંસ્કારનો ચમત્કાર છે!

ત્યાગનો આવો મહિમા કેમ થયો તે પ્રશ્નનો જવાબ દેવો કઠણ નથી. આપણા સામાજિક અનુભવ ત્યાગને જન્મ આપનાર છે. આપણું જીવન સામાજિક જીવન સાથે એટલું બધું બંધાયેલું છે કે સમાજથી અલગ તેની કંઇ કિંમતજ નથી. સમાજ જ તેનું કર્મક્ષેત્ર છે. સમાજ મુખ્ય છે, વ્યકિત ગૌણ છે. તેથી 'પર' પર ધ્યાન આપવું એ અમારૂં પહેલું કર્તવ્ય છે, પછી 'સ્વ'પર ધ્યાન આપવાનું છે. પરંતુ 'સ્વ'ની તરફ જવાનું મનુષ્ય માટે એટલું બધું સ્વાભાવિક છે અને તેનાં એટલા કડવા અનુભવ થયા કે 'સ્વ'યા મનને દાબેલું રાખવા માટે સાધનોની જરૂર પડી. થવું તો એમ જોઇતું હતું કે સમાજમાં રહ્યા છતાં આ સાધનોનું ગ્રહણ કરવાનું હતું, પણ સમાજમાં રહીને ત્યાગના સિદ્ધાંતનું પાલન કરવું કઠણ હતું, તેથી વૈરાગ્ય અને સંન્યાસનો પ્રચાર થયો. આમ થવું તે સિદ્ધાંતનો વિજય નહિ, પણ પરાજય હતો. બહાદૂર સિપાઈ તે છે કે જે સેના સામે પોતાની વીરતા બતાવે. જંગલમાં જઈ તલવાર ફેરવવી એ વીરોનું કામ નથી. ત્યાગ, આત્મશુદ્ધિનું એક સાધન-માત્ર છે કે જેમાં આપણે સમાજના એક ઉપયોગી અંગ બની શકીએ, પણ આપણે અહીં સાધનને સાધ્ય સમજી લીધું. પરિણામે આપણામાં સારા નરસાનો એક નવો વિભાગ જન્મ્યો. જેમણે 'સ્વ'ને લાત મારી સમાજની ઉપેક્ષા કરી, તેઓ 'સ્વ'ના ભક્તો અને સામાજિક જીવન ગાળનારાને તુચ્છ સમજવા લાગ્યા. મનુષ્ય પાપી થઇ ગયો, પાપવૃત્તિ તેને માટે સ્વાભાવિક સમજાવા લાગી. તેથી પોતાના પર પોતાનો ઘૃણા આવવા લાગી, તેનામાંથી આત્મવિશ્વાસ ચાલ્યો ગયો, પરાધીનતાનું તેનાપર આધિપત્ય થયું. મનના તત્વને સમજી તેના પર રાજ્ય કરવા બદલે આપણે તેના ભયની દર પાડવાનું શરૂ કર્યું; કોઇ જંગલ નાઠો, કોઇ ગુફામા ભરાયો, કોઇએ આંખો ફોડી, કોઈ પવનાહારી થયો. આ ન આત્મસંયમ છે, ન વૈરાગ્ય.

હવે વિચારીએ કે આત્મદમનથી આપણા પર શી અસર થાય છે? પહેલી વાત એ છે કે જે વાતો મનુષ્ય ભૂલી જવા માગે છે તે નિત્ય તેની સામેજ ઉભી રહે છે. એમ ઇચ્છીએ કે કોઈ જાતની કુવાસના જાગ્રત ન થાય; પણ જે દિવસે તમે વ્રત લેશો તે દિનથી તમે તમારા ચિત્તને વિશેષ રૂપે ચંચલ જોશો. સંસારથી હમેશ કાંપતા અને ઇચ્છાઓનું ભૂત હમેશ સામે રાખતા રહેવાથી માનસિક શકિતઓ દુર્બલ બનવાનો સંભવ છે. આવા ઘણાએ મહાત્માઓનું બુરૂં પતન થયેલું દેખાયું છે. ગૃહસ્થ તો બધા શહેરોમાં રહે છે. પણ તીર્થસ્થાનોમાં જેટલા વ્યભિચાર થાય છે તેટલા બીજાં નગરોમા નથી થતો, તેનું કારણ સ્પષ્ટ છે.

બીજી વાત એ છે કે ત્યાગ-વ્રતધારી મનુષ્યોમાં અહંકારની પ્રવૃત્તિ અજ્ઞાનરૂપે જાગી ઉઠે છે. હૃદય ઉદાર અને વિશાલ થવાને બદલે વધારે સંકુચિત થાય છે. પોતાનાં બાલ બચ્ચાં પાલનપોષણની ધૂનમાં લોહીનું પાણી કરનારા વીર જનોને પણ અમે ઘૃણાની નજરથી જોવા લાગીએ છીએ. રાજાઓમાં પણ અહંકારનો આવો પ્રકાર નથી મળતો, જેવો બાવાઓમાં દેખાય છે. ડાકટર બોઝ પણ એક સાધુની નજરમાં સાંસારિક જીવ છે અને તે માટે અધમ છે, પછી ચાહે તો તેની શોધોથી સમસ્ત ભૂમંડલમાં ગમે તેટલો ઉપકાર કેમ ન થતો હોય. ભક્તોની એક મંડલીને પોતાની ચારે બાજુ બેઠેલી જોઇને તે પોતાને ઉચ્ચ સમજવા લાગે છે. તેને આ ભક્તોદ્વારા કોઇપણ પ્રકારની સેવા કરાવતાં સંકોચ થતો નથી. તેની સમજમાં તો સેવા કરવાના તેનો એટલો બધો અધિકાર છે કે જેટલો ભક્તોનો તેની સેવા કરવાનો અધિકાર છે. આ રીતે સાધારણ જનતામાં આ ત્યાગીઓ દ્વારા દાસ-વૃત્તિનું પોષણ થતું રહે છે. સંસારની બધી વસ્તુઓ તુચ્છ છે, નિઃસાર છે, તે માટે તેની કિંમત જ શું હોય! આ સિદ્ધાંતના ભક્ત જેમને સંસારમાં નિરાશાનો અનુભવ થયો હોય તેઓમાં વધુ દેખાય છે. હિંદીમાં કહેવત છે કે 'नारि मुई गृह-संपति नासी, मूंड मुडाय भए संन्यासी' તેની સત્યતામાં કોઇને સંદેહ નહિ જાય.

વધુ અંશે જીવનમાં નિરાશ પ્રાણી જ ત્યાગના પ્રલોભનમાં આવે છે. આ સ્વાભાવિક પણ છે. માનતૃષ્ણા કે જે પ્રત્યેક મનુષ્યમાં છુપાયેલી છે, તે તુષ્ટિના માર્ગની શોધમાં રહે છે. આ સાધન તેને માટે સુલભ છે, જો સંસારમાં બધી ચીજો અસાર છે અને સ્વર્ગમાં અમે આથી કંઇ ઉત્તમ પદાર્થો ભોગવવાના મળશે, તો અમે આ વસ્તુઓ પાછળ શું કામ પડીએ ? અમને તો ચપટી લોટ જોઇએ. જેને રાજ કરવું હોય તે રાજ કરે, એક દિન તે પણ મરી જવાનો છે. આ ઉદાસીનતાથી લાભ લેનારની કદિ કમી નહોતી અને રહેવાની નથી. ત્યાગ અને વૈરાગ્યથી પરાધીનતાના ભાવને ઘણો આશ્રય મળે છે. કોઇ અંશે સ્વાર્થમગ્ન થવા કરતાં આ સંસારથી ઉદાસીન થઇ જવું એ વધારે સારૂં છે. તેથી વૈરાગ્યે આપણને કેવલ ધાર્મિક ક્ષેત્રમાંજ નહિ, પણ રાજનીતિ અને સમાજના ક્ષેત્રમાં પણ પરાધીન અને કાયર બનાવી દીધા છે. જેણે ત્યાગનો ભેખ લીધો, તેને જનતા પાસે ભક્તિ રૂપી કર વસૂલ લેવાનો અધિકાર મળી ગયો, દશ-પાંચ મનુષ્યોને ગુલામ બનાવી દીધા. ભારત વર્ષ પર આ વૈરાગ્યની જબરામાં જબરી અસર એ થઇ છે કે તેણે જનતામાં આત્મ-વિશ્વાસ અને સદુદ્યોગને ટાળી તેની જગ્યાએ પરાશ્રય અને પરાધીનતાને સ્થાપિત કરી દીધી. ધન માટે, સંતાન માટે, તે ઠેઠ મોક્ષ માટે પણ આપણે બીજાના સામું જોઇ રહીએ છીએ. કપટ, કાયરપણું અને ચાપલૂસી કે જે પરાધીન જાતિઓની મિલ્કત છે તે આપણા ઘરમાં એવી અડો કરી બેઠાં છે કે જવાનું નામ લેતા નથી.

આપણને આત્મ સંસ્કારની જેટલી જરૂર છે તેટલી આત્મત્યાગની નથી આપણો આત્મા સમાજમાં અંકુરિત થઇ વધે છે, ફુલે છે અને ફળે છે, તે સમાજરૂપી ખેતરની પેદાશ છે. સમાજમાં, પરિવારમાં રહીનેજ તેને પ્રસ્ફુટ થવાનો અવસર મળી શકે છે. ત્યાગની બીનાખેડાઉ જમીનમાં પડવાથી કુંઠિત બની જશે. અમે એ કહેતા નથી કે જે મહાત્માઓને પોતાના જીવનમાં કોઇ મિશન પૂરૂં કરવાનું હતું તેને પણ સામાજિક બંધનોમાં પડવું જોઇએ. તેઓ સમાજની બહાર છે જ ક્યારે ? તેઓ આપણને સંસારમાં ઉન્નતિના માર્ગ બતાવે છે, સાધન દેખાડે છે. અમારો વિરોધ તો કેવલ એવી મનોદશા સામે છે કે જેણે ૫૦ લાખથી વધારે આદમીઓને બેકાર કરી રાખ્યા છે, જેણે આપણને જીવનમાં નિરૂત્સાહી, ઉદાસીન, પરમુખાપેક્ષી, અને સ્વાર્થી બનાવી દીધા છે. આપણને એ યાદ રાખવાની જરૂર છે કે ધાર્મિક ઉન્નતિ પણ સાંસારિક ઉન્નતિ વગર પ્રાપ્ત થતી નથી.

અનુવાદક 'પ્રાણપુત્ર'

[ મધુરીના ગત વૈશાખના અંકના સંપાદકીય લેખનું ભાષાંતર.]

( આ લેખમાંના સર્વ વિચારો અમને સંમત છે એમ કોઇએ માનવાનું નથી. આમાંના વિચારો સામેના વિચારો સૌમ્ય ભાષામાં જે કોઇ મોકલશે તે અમે સાનંદ પ્રકટ કરીશું. તંત્રી.)

# પ્રાચીન જૈન કવિઓનાં વસંત વર્ણન.

સંગ્રાહક અને સંપાદક—તંત્રી.

[ જૈનયુગના બીજા વર્ષના ફાગણ ચૈત્રના અંકમાં પૃ. ૩૦૬ થી પૃ. ૩૧૯ સુધીમાં, વિક્રમ ચૌદમા શતકથી લઈને વિક્રમ અઢારમા સૈકાના કવિઓનાં વસંતવર્ણન કાવ્યો પ્રકટ કર્યાં હતાં. તે અઢારમા શતકના બાકી રહેલા કવિઓથી લઇને ૧૯ મા શતકના કવિઓનાં આ માઘ-ફાગણના સંયુક્ત અંકમાં પ્રકટ કરવામાં આવે છે. આ સંબંધીનું જે નિવેદન કરવાનું હતું તે અમે ઉપરોક્ત પૂર્વ ભાગના લેખમાં કર્યું છે તે પુનઃ જોઈ જવું. તંત્રી ]

**શ્રી મોહનવિજય** એ એક જબરા કવિ અઢારમા શતકમાં થઇ ગયા છે તેમની ચાર કૃતિઓ પૈકી ત્રણ કૃતિઓ મુદ્રિત થઈ છે અને હરિવાહનનો રાસ નામની કૃતિ અપ્રકટ છે. આ ત્રણે મુદ્રિત કૃતિઓમાં જે વસંતનાં વર્ણનો છે તે તેમજ નાનાં કાવ્યો મળી આવ્યાં છે તે અત્ર મૂક્યાં છે. તે સર્વ પરથી તેમની વર્ણનશક્તિ અને સુંદર શૈલી જણાઇ આવે છે. તેમની કાવ્યકલા અને વ્યાખ્યાન કરવાની છટા એટલી બધી રસભરી વેધક હતી કે તેમના સમયમાં તેમનું નામ 'મોહનવિજય લટકાળા' પડ્યું હતું.

નર્મદા સુંદરી સાધ્વીની દીક્ષા લેવા તૈયાર થાય છે ત્યારે એ વ્રત પાળતાં છએ ઋતુમાં શું શું સહન કરવું પડશે એ તેણીને ઢાલમાં તેણીનો પિતા સમજાવે છે અને દીક્ષા લેતાં વારે છે. જ્યારે તે સુંદરી તેનો દુહામા જવાબ આપે છે. આ છ ઋતુમાં વસંત ઋતુના સંબંધી નીચે પ્રમાણે જણાવે છે:—

વલી તેમજ વસંતઋતુ આવે, તવ કિસલય તેમ તરૂ ભાવે,
વાગે ચંગ મૃદંગ સુરાગે, વલી ટોલી ગાવે ફાગે.
છાંટે કેસર ભરી પીચકારી, તેમ લાલગુલાલ નરનારી,
કરે નાટક બત્રીશ બદ્ધ, તે તો મુનિવેષે નવિ કીધ.

દોહા

તપ નવ કિસલય તરૂ થયો, આવશ્યક વાજીત્ર
અધ્યયનાદિક ફાગ ગતિ, કેસર ક્રિયા વિચિત્ર
માર્દવ લાલ ગુલાલ બહુ, પરિસહ નાટક કીધ,
રૂતુ વસંતમાંહે અહો, મુનિને એ અનિષિદ્ધ.

—મોહનવિજયકૃત નર્મદાસુંદરી રાસ રચ્યા સં. ૧૭૫૪ સમીમાં.

વસંતોત્સવ.

રાણી તસ ગુણમંજરી, સકલ કલાએ પૂર,
રતનવતી તસ પુત્રિકા, અગણિત ગુણે સનૂર.
હમણાં તે નૃપપુત્રિકા, આવશે રમણ વસંત,
જો જોવાનો ખપ કરો, તો રહો ઇહાં એકંત.
પથિકે જાણ્યું જાયસું, સાંઝે નગરીમાંહી,
જીવ્યાં પેં જોયું ભલું, ઇમ ધરી રહ્યો તરૂછાંહિ.
ઢાલ ૨૩, સખીરી આયો વસંત અટારડો-એ દેશી.

સખીરી એહવે આવી ક્રીડવા, રતનવતી વનમાંહી
ચતુર નર સાંભલો.
ખેલે સંગ સાહેલિયાં, ઘાલીને ગલબાંહી-ચતુર સ. ૧
તાલી દેઇ કેઇક છીપે, વેલીસદન મઝાર, ચ.
ઢુંઢી કાઢે તિહાં થકી, રતનવતિ તિણિવાર. ચ. સ. ૨
કેઇ કદંબના ગુચ્છમેં, રહે લઘુગાત્ર છિપાય,
શ્રમસીકર લેઇ મુખે, મુગતા સમ રહ્યા આય. ચ. સ. ૩
નાખે ગેંદુક કુસુમના, આમાસાંહમા કેઇ,
છુટી કબરીયે બાલિકા, દોડે મલીને સવેઇ. ચ. સ. ૪
જાણીયે ઉર્વશી ઉતરી, ઇંદ્રપુરીથી ભુર,
શોભાયેં વન છાહીયો, રતુદૃગ તો રહ્યો દુર. ચ. સ. ૫

× × ×

—માનતુંગ માનવતી રાસ મોહનવિજયકૃત સં. ૧૭૬૦

રત્નપાલ વ્યવહારીના રાસમાં રત્નપાલને તેની સ્ત્રી રતનવતી વીણાધારી રાઉલ (રાવલ)ના રૂપમાં રહી છે તેણી રતનપાલ પોતાના માતપિતાને શોધવા પરદેશમાં જવા ચાહે છે ત્યારે કહે છે કે 'એ તમારૂં કામ નથી, એ કામ તો અમારા જેવા પંથની ગતિ જાણનારા યોગીનું છે. છ રૂતુમાં તમારે શું કરવાનું તે પછી જણાવે છે:—

ષટ્રૂતુ ષટ્પદ પરે ભમિયે, રંગશું વનમાં રમિયે,
હિમ રૂતુએ નલિની પણ સુકે, વિરહિણી પણ આંસુ મુકે
હિમથી પીડાણી જે રાત્ર, હિમ ગલે આંસુ દલ પાત્ર,
તે હિમ તો અમેદ્વિજ સહિયે, તુમે તો ઘણુ મંદિર રહિયે.

આ પછી માહ માસની થંડી, ને વસંત ઋતુની વાત નીચે પ્રમાણે જણાવે છેઃ—

આગલ માહ ફાલ્ગુન રતુ આવી, ભોગીજનને
મનમાં ભાવી,
તુમને પંથે શીતલ વાય, અમને તો કાંગે નવિ થાય.
જામે શીતલ કૃશ તે નીર, નવિ કોઇ રહે સરસજ તીર,
તિહાં તે અમે બેઠા તાપું, ઇમ કરીને શિશિર રતુ કાપું
તુમે સુઓ ભીડી ઓઢી, ઉપર વલી શીરખ ઓઢી,
તુમે તિણ રતે પંથ ન ચાલો, બેઠા એ મંદિરમેં મહાલો
આગલ વસંતરતુ આવે, ઘર મુકી કોઇ નવિ જાવે,
ગાવે તેઇ ગુણીજન ફાગ, તુમને નહિ જાવાનો લાગ.
કહુકહુ કહે પરભૃત તનયા, કહી કુહુ તે અમાવસ્યાનનયા
તે તમભર તસ્કર રાણ, ફરે મન્મથ લેઇ બાણ.
નરભોગીને લુંટે વાટે, અમ યોગીમાં તે શું ખાટે.
અમે તસ છતીને બેઠા, અમે બ્રહ્મચર્ય ગઢમાં પેઠા,
હવે ત્રિગુણ તે મંદ સમીર વિરહિ ન શકે ધરીને ધીર.
એ દિન છે ભોગી કેરા, અમ સરિખા તે અનેરા,
—મોહનવિજયકૃત રત્નપાલ રાસ રચ્યા સં. ૧૭૬૦ પાટણમાં.

ઉક્ત રાસમાંજ બીજે સ્થળે મુનિશ્રી રત્નપાલને પૂર્વ ભવની વાત કહી સંભળાવે છે, તેમાં ધનપાલ કરીને શ્રેષ્ઠીનો પુત્ર વસંત આવતાં વનમાં વસંત ખેલવા જાય છે એ વખતનું વસંતવર્ણન કરવામાં આવ્યું છે.

ખંડ ૪ ઢાલ ૧૪

લુહારણ જાયો દીકરો લુહારી હે—એ દેશી.
એમ રહેતાં ત્યાં અનુક્રમે સોભાગી હે.
આવ્યો માસ વસંત કે લાલ સોભાગી હે.
વન વિકસ્યાં ફુલેં ફલેં, સોભાગી હે
પવન ગિલે મહકંત કે લાલ સોભાગી હે. ૧
મંજર પંજરને ભરે, સો. ભૂમિયે મહવા સહકાર કે લા.
ભારે રખે ધરણી ધસે, સો. તેણે પાક કરેય પુરાર
કે લા. ૨
નીલ ભ્રમર ગુંજે ઘણા, સો. છહાં વિકસ્યાં
અરવિંદ કે લા,
કુટીલ નયન મનુ વારવા, સો. કીધા એ કજ્જલ
બીંદ કે લા. ૩
ચંપકવન પ્રિય યોગથી, સો. કંપે ધુણે અંગ કે લા.
હે હે હૈ મુઝ ઉપરે, સો. નાવી બેસે ભૃંગ કે લા. ૪
મધુ દુમ ઝરે મદ આપણો, સો. ફલ દેખી સહકારકે લા.
ઇણ રીતેં ફલ નવિ આપણે, સો. તિણુ વમે
આંસુધાર કે લા. ૫
ફુલ ફગદ જલ ફલ વલી, સો. વિહંગતણી
મૃદુવાણી કે લા.
તે કોતુક જોવા ભણી, સો. દિવસ વધારે
ભાણ કે લા. ૬
નીલો ન હોવે જલદથી, સો. ક્ષુદ્ર જવાસો
પ્રસિદ્ધ કે લા.
રતુરાજેં અનિમેષમાં, સો. વન નવપલ્લવ કીધ કે લા.૭
કાનનમાં લસે કેતકી સો. માનો મન્મથનો તુણીર કે લા.
જાણે મુદ્દગર કામના, સો. સોહે કોક પટીર કે લા. ૮
છયલ નર વનમાં રમે, સો. પહેરી ભૂષણ અંગ કે લા.
ખેલે પેટ ભરિ ભરિ, સો. લાલ ગુલાલ સુરંગ કે લા. ૯
વાજે વીણ મધુર સ્વરે, સો. ગાજે ચંગ મૃદંગ કે લા.
નાટક સૂત્રી નાટકી, સો. વાલી છણાં અંગ કે લા. ૧૦
પુરજન વનમાં પરવર્યા, સો. ઉત્સવ કરે વિશાલ કે લા.
જન યાત્રા દેખણ ભરી, સો. માતને કહે ધનપાલ કે લા.
જે અનુમતિ દો અમભણી, સો. તો જોઉ વનના
ખ્યાલ કે લા.
કેમ જાઇશ ભૂખ્યા થકો, સો. વન તો નહી કેરે
ન્યાંલ કે લા.
તો પણ હઠ લેઇ કરી, સો. પહોતો વનહ મઝાર કે લા.
સર્વની સાથે ખેલતો, સો. એ લઘુવય અનદાર કે લા.
જલક્રીડા કરે સરોવરે, સો. બાલ વિચે ધનપાલ કે લા.
મંદિર પુઠેં ગૃહાવલી, સો. ઝલકે જ્યું ઝાકઝમાલ કે લા.
ચૌદમી ચોથા ખંડની, સો. એ કહી મોહને હાલ કે લા.
પૂર્વભવ ગુરૂમુખ થકી, સો. શ્રવણે સુણે રત્નપાલ કે લા.
—રત્નપાલ રાસ મોહનવિજયકૃત સં. ૧૭૬૦

## વસંત

ઋતુ વસંત પ્રકટી તિસેં, સકળ થયા સહકાર,
કામ કળા કોકિલ કહે, જનને વારંવાર. ૧
કેસુ અતિ કુસુમિત થયા, રંગ સુરંગા લાલ,
ખેલે કામ વસંત-નૃપ, તેહનો લાલ ગુલાલ. ૨

સુમન થઈ વન ધન પ્રજા, મધુ નૃપ આવ્યો જાણિ,
ફળ દળ લેઈ ભેટણા, સ્તવે વિહંગી વાણિ. ૩
અણગણિતા ચંપક કુસુમ, મુકુલિત વૃક્ષ સમીપ,
જાણું ઋતુ રાજા ભણી, કીધા મંગળ દીપ. ૪
સપરિવાર આભાનૃપતિ, પ્રજા સહિત સોહંત,
આવ્યો વનમાં કામવશ, રમવા કાજ વસંત. ૫
છટિ કેસર છાંટણાં, લાલ ગુલાલ સોહાત,
સોહે મધ્યાન્હે ગગન, જાણે થયો પ્રભાત. ૬
ચંદ કુંવર સવયા સહિત, કુસુમ થકી ક્રીડંત,
વીરમતિ તે દેખીને, મન નિસનેહ ધરંત. ૭

—ઋતુરાજ વસંત ત્યારે પ્રકટ થઇ—આંબાનાં ઝાડો સફલ-ફલ સહિત (મોર અને મરવા સહિત) થયાં, અને કોકિલા-કોયલ વારંવાર લોકોને કામ કળાની ચેતવણી આપવા લાગી. કેસુડાં અતિશય ફુલ્યાં હતાં તે લાલ સુરંગી રંગના હતાં; જાણે કે વસંતરાજા ફાગ ખેલતાં લાલ ગુલાલ ઉડાડી રહ્યો હોય તેમ ભાસતું હતું, (આ સમયે) વનરૂપી પ્રજા સમાજ પણ સુમન (એટલે એક પક્ષે પુષ્પયુક્ત અને બીજે પક્ષે સારા મનવાળી) થઇને જાણે મધુ એટલે ચૈત્ર માસ રૂપ રાજા આવ્યો હોય—તેના પધારવાની જાણ થતાં તેમની અગાડી ફળ પત્રાદિ ગ્રહણ કરીને ભેટ કરી રહેલ હોય તેમ જણાતું હતું. અને પક્ષીઓની વાણી જાણે તે સમય સ્તુતિ કરતાં-હોય તેમ ખ્યાલ આપતી હતી, વળી ચંપાનાં ઝાડોની નજીક પૂરી ખીલેલી નહી એવી અગણિત કળીઓ દેખાતા જાણે ઋતુરાજ-વસંત રાજાના આગમનની રોશની માટે મંગળ દીપ કર્યા હોય નહિ એવો દેખાવ થઇ રહ્યો હતો.

(આ પ્રકારે હતું ત્યારે) આભાપતિ પોતાનાં પરિવાર અને પુરજન સહિત પોતે કામ વશ થઇ વસંત રમવા માટે વનમાં આવ્યો ને પરસ્પર કેસરનાં છાંટણાં થઇ રહ્યાં હતાં, લાલ ગુલાલ એટલો બધો સુહાતો હતો કે મધ્યાન્હ હતો છતાં ગગનમાં જાણે પ્રભાત-સૂર્યોદય થયો હોય નહિ એવું લાગતું હતું. આ વખતે ચંદ કુમાર પોતાના સવયસ્ક-સમાન વયના મિત્રો સહિત પુષ્પક્રીડા કરતો હતો. વીરમતિ તે જોઇને મનમાં અભાવ-અપ્રીતિ ધારણ કરતી હતી.

### વસંતોત્સવ.

ઢાલ ૪ વિહલ વાલ્હોરે ઉમિયાજીને લાગું પાય એ વર આલોરે એ દેશી.

રાજા રાણી રંગથી, ખેલે અનોપમ ખેલ રે,
નવલી દીઠી નારીઓ, તિહાં શશિવદની ગજગેલ
સુણો ભવિ પ્રાણીરે!, ચંદનરિંદ ગેબંધ અતિરસ આણીરે.
કાચિત સુત કેડે કરીરે, ઊભી ચંપક છાંયરે
આંબા ડાળે ઝૂલણાં બાંધી, બાળ હિંડોળે માય—સુ. ૨
કેઇ કર ધરી નિજ બાળને રે, ભીડે હિંયડા સાથરે,
કેઇ શિખાવે હીંડાવવું, નિજ સુતના ગ્રહી હાથ—સુ. ૩
રામકડાં બહુ ભાતનાંરે, સુખડલી વળી દેઇ રે,
રોતા રાખે બાળને, ઇમ તરૂ તરૂ નારી કેઈ—સુ. ૪
સ્તન પય પાને પોષતી રે, સુત સુર તરૂનો છોડ રે,
યુવતી ઇમ વનમાં બહુ, મનડાના પહોચાડે કોડ—સુ. ૫

—ચંદરાજાનો રાસ. મોહનવિજયકૃત સં. ૧૭૮૩.

### મોહનવિજયનાં છૂટક કાવ્યો.

૧

આવ્યો માઘજ માસ, આસજ પોહોતીરે,
સખી હજીય ન લીધી સાર, રાજુલ જોતીરે,
હોશ રહી મનમાંહે, મનડા કેરી રે,
સખી જોર કરી યદુરાય, ગયા રથ ફેરી રે. ૮
સાજન ફાગુણ માસ, મલી સહુ ટોલીરે,
ગાવે રાગ વસંત, ખેલે હોલી રે,
ઇણી રાતેં રાણી રીશ, મેહેલી નિરધારી રે,
મહારા મનડામાં ન સમાય, દુઃખ છે ભારી રે. ૯
સખી ચૈત્રે તરૂ સહકાર, મોર્યા વન કુંજે રે,
કોકિલા કરે રંગરોલ, ભમરા ગુંજેરે,
ફૂલી નવ નવ રંગ, વનસ્પતિ બાધી રે,
માહારી ચંપકવરણી દેહ, દુઃખડે દાધી રે. ૧૦

—મોહન(વિજય)કૃત રાજુલ બારમાસ.

૨

રાગ હોરી મલ્હાર.

મહારા પીવાજીની વાત રે, હું કેને પૂછું, મહારા૦
જેને પૂછું તે તો દૂર બતાવે,
સગહીં રે લાલા સગહીં ધુતારા સોકરે—હું કેને. ૧
× × ×
આંબોરે મોર્યો ને કેશુડો ફલ્યો,
આવ્યો રે લાલા આવ્યો માસ વસંતરે, હું કેને. ૨

કટકેરે કાગલ લખી લખી મેલું,
કોઇ સહસા રે લાલા સહસાવનમાં જયરે. હું કેને. ૩
નેમજીને જઇને એટલું રે કેજો.
રાણી રાજુલ રે રાણી રાજુલ ધાન ન ખાય રે હું કેને. ૪
રૂપ વિબુધનો મોહન પભણે,
જનમ રે લાલા જનમ જનમ તારો દાસ રે. હું કેને. ૫

૩

રાગ વસંત

ચાલો સખી ! સિદ્ધાચલ ગિરિ જઇયે',
રંગભર ખેલીયે' હોરી—
સિંથો સિંદૂરે ને વેણી સમારી, કુંકુમ કેશર ઘોલી,
કરી શિણગાર ને હાર મનોહર, પહેરણ ચરણા ચોલી—ચાલો. ૧
એક એકના પાલવ ગ્રહીને, અટકે' બોલે બાલી,
એક એકશું કરે રે મરકડા, હસી હસી લેવત તાલી. ચાલો. ૨
એક નાચે એક ચંગ બજાવે, એક બજાવે કંસાલી,
એક શુદ્ધ વસંત આલાપે, જિન ગુણ ગીત રસાલી. ચાલો. ૩
એક અબીલ ગુલાલ ઉડાવે, લાવે ભર ભર જોરી,
ચુવા ચુંદન ઓર અરગજા, છાંટત કેશર ઘોલી. ચાલો. ૪
વસંત ઋતુ શત્રુંજગિરિ પસર્યો, ફુલ્યો ફાગુણ માસ,
રૂપ વિબુધનો મોહન પભણે, જનમ જનમ તારો દાસ. ચાલો. ૫

હવે નેમવિજય લઇએ.

તૂં ઉપગારિયો તૂંહિંજ ઇશ, કહું એટલું તુઝ નામિ સીસ
મહિર કરી મોહના ! મંદિર પધારો, નારિનાં નેહનાં નયન ઠારો. ૧૧
માહે મનોરથ માહરા, મનમાં રહ્યા રે હજાર
સુખ દુખ મનની રે વારતા, કોણ સુણે નિર્ધાર,
જેહને મન છે રે નેહલો, તે ભાગે વિકલ શરીર,
કેતકી વિના જિમ ભમરને, ભાવે ન ફુલ કરીર. ૧૨
અહણી ઉતાર્યા રે ગદભરી, પુરૂષ ન રાખું રે પાસ,
બોલ બોલાવે ભામિની, મદન તણી ધરી આસ,
સજની ! સેજ તલાઇને, હું સેવું દિન ને રાત,
પ્રીયુ પરદેસે સિધાવિયા, રખે હોવે કિસી ઘાત. ૧૩
તાહિ રે ગાહા પરાભવ્યા, આદિજ સૂના આવાસ,
થર થર કંપે રે દેહડી, ગુણ્યા જેહ નિવાસ,
સુંદર સેજ ગમે નહિ, સુતાં રે નીંદ ન આય,
તોહી વિના પ્રભુ માહરા, ઇણિપર દિન કિમ જાય. ૧૪
ઇમ ન કીજે સુણિ પ્રાણનાથ,
પાલીઇ પ્રીતડી ગ્રહીય હાથ,
મયણનો વાસ એ માસ ફાગ,
સાગી સંભારીએ એહ લાગ. ૧૫
ફાગુણના દિન ફુટરા, આકરા લાગેરે મુજ્ઝ
વિરહે તપે તન કોમલ, મન ભાવે નહી કિંઝ,
કેઇ ખેલે લાલ ગુલાલસું, અબીર અરગજા ખ્યાલ,
હું રહી એક દોભાગિણી, આવ્યા ન નાહ મયાલ. ૧૬
સમર સંતાપે સાહેલડી, ભેદી રહ્યો મુઝ દેહ,
આપણપું કિમ રાખસ્યું, પોહતે યૌવન વેહ,
પ્રીઉના વિના ઇણ મંદિર, મનમથ કેરા રે ચોર,
દુઃખ આપે દૂણો દેહડી, ઉઠયા તનને ફેર. ૧૭
કે જિન પૂજેરે પદમિની, ભામિની આપદ દૂરિ,
કે નૃત્ય નાચે નવનવો, પાપ પખાલે ફૂર,
કે પ્રીઉ સંગે ઢંગે, ખેલે બહુ ખ્યાલ,
સરિખા સરિખી જોડી મિલી, ખેલે ફાગ ખુસ્યાલ ૧૮
પ્રેમદા મનમથ જોર પીસે',
હસી નાગણી જેમ ડોલે,
હવે સહી રાજ ચિત્ત થાપે',
ચૈત્રમાં નેમ એ દુઃખ કાપે. ૧૯
ચિહું દિસે તરૂવર ચીતર્યા, ચૈત્રે સુવાસ,
જાઇ જૂઇ નવ માલતી, મોગરા મરૂઆ જે ખાસ,
દમણો ચંબેલી રે ચંપકે, ષટ્પદ લાગા રે ચિત્ત,
નેમતણી હું વાટડી, ઇણી રીતિ જોઉં રે નિત. ૨૦
નિઠુર હજી લાજે નહિ, જે કરે વનમેં ગુંજાર.
રમણ વસંત આવી મિલ્યો, ભૂમિ તણો ભરતાર,
પરિમલ આવે રે કુસુમના, ખીકું હું નિજ નાક,
પ્રીઉ વિના સી સુગંતા, મદને મુકી ઘણું હાંક. ૨૧
મંદિર સુને રે મહિલા તણું, મોહન કિમ રહે મન,
કોકિલ કલ કુંજિત કરે, તિમ દહે વિરહિણી તન.
નયને રે નીંદ આવે નહી, અતિ તીખી ચંદની રાત,
ઉખી રહી પ્રીઉ પ્રીઉ જીભડી, વાલ્હા વિછોહાંની વાત.

× × × ×

કેમ ગયુ ઘડા સાહિબ, બિણ વરસાં સોરે થાય,
પ્રહરની સી વાતડી, માસ વરસ કિમ જાય. ૨૩

—નેમિનાથ બાર માસ નેમિવિજય. (પ્રસિદ્ધ શીલવતી રાસના કર્તા)

[જૈનયુગ પોષ ૧૯૮૨ પૃ. ૧૮૯-૧૯૦]

---

ભણી ગુણી હું મ્હોટી હુઇ, યૌવનવય જવ પામીરે
એવે વસન્ત ઋતુ આવીયો, મલ્યાં રમવા બહુ ફાગીરે.
કીધાં કર્મ્મ ન છૂટીઇં.
ઠામ ઠામ ઓચ્છવ માંડીયો, હર્વે ગાઇં ફાગરે
છયલ છબીલા ખેલે ખાંતશું, કરે નવનવા રાગરે—કીધાં.
નગર પડોહ વજડાવીયો, રાજાએ તેણીવારરે,
સહુકો રમવા નિસરો, કુણ નર ને કુણ નારરે. કીધાં.
રાય રાણા સહુ મનચિનેં, આવ્યા વનહ મઝારો રે,
એહવે અચરિજ જે થયું, તે સાંભલો નિરધારો રે—કીધાં.
—સં. ૧૯૭૭માં ગંગવિજય કૃત કુસુમશ્રી રાસ. પૃષ્ટ.૮૪

---

માહા માસની રયણી રૂડી, આયો રમીયેં મનને
ભેલીરે, સામલીયા.
યૌવનવય લાહો લીજેં, આપે પ્રેમ સુધારસ પીજેરે.
સામલીયા. ૧૦
ફાગુણ તે ભલી પરે આવ્યો, એ તો અબિર ગુલાલ
ઉડાવ્યોરે સા.
કેસર પિચકારી છૂટે, મુજ તનમન વિરહા લુંટેરે.
સા. ૧૧
ચૈત્રં તે તરૂવર ફૂલે, કહો વાલિમ મુજ કેમ ભૂલેરે. સા.
કોયલડી કંઠ સોહાવે, મુજ એ દિન કિમ હી ન
જાવેરે, સા. ૧૨
—રાજુલ માસ દેવવિજય. સં. ૧૭૬૦

---

મધુકર માધવને કહેજો—એ દેશી
માહેં તો માયા બહુ કીજે, વિષયિક સુખ અમૃત પીજેં,
તુમ વિના એ મુજ તનુ છીજે રે.
નેમ જિનેસરને કહેજો ૧૪
ફાગુણના દિન નિગમીયેં, અબીર ગુલાલેં તે રમીયેં
ઘર મુકીને કેમ ભમીયેં રે, નેમ. ૧૫
રાજુલ પોહોતી પીયુ પાસે, પામી ને મનની આશેં,
અનુભવ સુખ એ બિહું ખાસે રે. નેમ. ૧૬
શ્રી વિજયરત્ન સૂરિરાયા, વાચક દેવેં ગુણ ગાયા,
તુમ નામેં સંપત્તિ પાયા રે. નેમ. ૧૭
—દેવવિજય.

---

રાજુલના મહીનાની દેશી.
૮—સખી માઘ તો વાઘ સમાન, માસ મેં દીઠોરે,
આવે જો પીઉ ઘેર, તો મુજ મીઠોરે;
એ તો સરવર નદીમેં નીર, ટાઢેં ઠરિયારે,
દવ જિમ દીધાં વન, શીતેં ભરિયાં રે. ૧
હું એકલડી નાર, ટાઢેં કંપું રે
પીઉ પીઉ મુખથી વાણ, અહોનિશ જંપું રે,
સૂતાં કિમ હી ન જાય, વેરણ રાતડી રે
રાજુલ કહે મહારાય, સુણો મુજ વાતડીરે. ૨
૯—ફાગુણ માસેં ફાગ, પીઉ સંગ ગોરીરે
ઉડે અબિર ગુલાલ, ખેલે હોરીરે
એતો કેશરની પિચકારી, ભરીને છાંટેરે,
તિમ તિમ વિરહણી દેહ, સૂકે ઉચ્ચાટેરે. ૧
વાહાલા વિણ કોણ સાથ, હોલી રમીયેંરે,
સખી ગહિલા જિમ ગેહ, સેરીયે ભમીયેંરે,
અબલા બાલા નારી, સુણોને બેહેનીરે,
એતો જાણે હૈયડાં માંહિ, વ્યાપી વિરહનીરે. ૨
૧૦—હાંરે સખી ચૈત્ર ચતુરા નાર, ચંપકવરણીરે
પીઉડો ગયો પરદેશ, મુકી ઘરણીરે,
આ સેજ તલાઇ સાર, કહો શું કરીયેરે
પીઉ વિણ સૂનો આવાસ, દેખી ડરીયેરે. ૧
એતો માલતી મધુકર સંગ, સુંદર ફુલીરે
એ તો સામી બેઠો બાલ, બોલે અમૂલીરે
વિરહ વ્યથા અતિ જોર, મુજને જાગેરે
રાજુલના રસિયા સાંમ, આવે ભાગેરાં ૨
—રાજુલ બાર માસ ઋદ્ધિવિજય (રૂપચંદસંશિ.)

---

૧—ચૈત્ર તે ચતુરા નાર, ચિત્તથી વિમાસે રે,
કંત વિહુણી રાત, કિમ કરી જાશે રે. ૧
વિરહ વ્યથાની પીડ, મેં ન ખમાય રે,
તુમ વિણુ મુજ પ્રાણનાથ, જીવડો જાય રે. ૨
યૌવન લહેર અથાગ, રાખી ન રહેશેરે
પછી પસ્તાશો નાહ, વાલો કહેશેરે. ૩
માનવ ભવ અવતાર, લાહો લીજે રે,
સફલ કરો અવતાર, કહ્યું મુજ કીજેરે. ૪
સરખો લહી સંયોગ, કાંઇ વિમાસોરે,
વાચક દેવ કહે એમ, જોઇ લ્યો તમાસોરે. ૫
+ +

૧૧-માયે તે માયા થાય,' કહૂં ગુણગેહારે
આ નવયૌવન એ દેહ, વિલસો નેહા રે. ૧
આ ચાર દિવસનો રંગ, ચટકો લીજેરે.
લ્યો લાહો તુમે સેણુ, કહો મુજ કીજેરે. ૨
ફરી ફરી નહીં સંસાર, જોબન જાશે રે,
રાખ્યું ન રહે તન્ન, સહુકો ભાસે રે. ૩
તે કારણ કહૂં એમ, વાલમ માહારા રે,
આ આવી વસો ઘરમાંહે, ગુણ બહુ તારારે. ૪
આ દિન દિન અધિકો પ્રેમ, નેહી કીજે રે
આ વાચક દેવ કહંત, રસ એ લીજે રે. ૫
૧૨-આ ફાગુણ આવ્યો માસ, નાહ ન આવ્યોરે,
અબીર ગુલાલજ તેહ, સહુ મેં છંટાયોરે ૧
આ પીયુ ચાલ્યો ગિરનાર, મુજને છોડીરે,
આ શિવરમણીશું રંગ, પ્રીત એણે જોડી રે. ૨
આ ખોટી જગ માંહે પ્રીતિ, જે નર કરશેરે,
થિર નહીં જગમાંહે કોય, સુકૃત હરશેરે. ૩
પામી તે મન વૈરાગ્ય, સંયમ લીધું રે,
આ રાજુલ સતી ગુણ જાણ, કારણ કીધું રે. ૪
આ સંવત સત્તર પંચાણું, રહી ચોમાસે રે
આ પોરબંદર શુભ ઠામ, મનને ઉલ્લાસે રે. ૫
શ્રી વિજયરાનસૂરિંદ, વાચક દેવ બોલે રે,
વારી હું નેમ જિણંદ, નહીં તુમ તોલે રે. ૬

—રાજુલ બાર માસ દેવ વાચક સં. ૧૭૯૫
પોરબંદરમાં.

## વિક્રમ ૧૯ મું શતક.

### પદ્મવિજયજી.

### (૧)

ભાવ શ્રાવકના ભાખીયે-એ દેશી.

વાડી વન આરામે એ, વલી ક્રીડા પર્વત ઠામે એ,
ગોડી ઠામે એ, સરકાર કેલિ કમલવને એ. ૧૧
પ્રમ સુખમાં સુવિલાસ એ, આવ્યો વસંત તે માસ એ,
ઉલ્લાસ એ, કામ નૃપતિ પામે ઘણો એ. ૧૨
ગોપીને કહે હરિ આવોએ, નેમને વિવાહ મનાવોએ,
ઠાવો એ, મદનધામમાં એહને એ. ૧૩
"પુન્નાગ નાગ ચંપયં, એલા લવંગ મંકિલં,
અજાર કેલિ નાલિયં, અસોઅસં અલંકિયં. ૧
વર નાગવલ્લિ સુંદરં, ફલ પુષ્ફ પત્ત નિબ્ભરં,
ઉજ્ઝાણતત્થ સિરિકરં, રેહંતિ દમણ મનહરં." ૨
માનું જલપે લોકશું, સરસ શબ્દ જે થાવે એ,
ભાવે એ, હર્ષ લોક મનમાં નહીં એ, ૧૪
પલ્લવ વિકસિત મિષ હસે, વાત કંપિત માનું નાચે એ,
સાચે એ, શાખા પલ્લવ સ્તવ કરે એ. ૧૫
સરસ કુસુમ રસ ચૂવે એ, માનું એહ તે રોવે એ,
સોવે એ, વિરહી સુખે નહીં તે વલી એ. ૧૬
ફલભર નમીયા તે વલી, માનું પ્રણમે પાય એ
તિહાં આય એ, પ્રિયજનને તે હર્ષથી એ. ૧૭
શાખા ચલિત માનું તેડે એ, લોકને ક્રીડા દેવે એ,
ચેતે એ, લોક વસંત તે આવીયો એ. ૧૮
કામે ઉન્મત્ત લોક એ, ક્રીડા કરે થોકાથોક એ,
શોક એ, નહીં કોઇ ચિત્તમાં તદા એ. ૧૯
મારી શેઠ નિજ સાથે એ, ઉદ્યાને સહુ આવે એ,
સોહાવે એ, નવ નવ આભુષણ થકી એ. ૨૦
પણ શ્રી નેમિ જિણંદને, મદન ખોભાવી નવિ શકે એ
ધકકે એ, મારી કાઢયો મૂલથી એ. ૨૧
કોકિલ તિહાં કૂજિત કરે, વનપાલક આવી ભાખેરે,
વિલાસેએ, કૃષ્ણજી વન ફલ ફુલીયો એ. ૨૨
ડિંડિમ દેવરાવે તિહાં, વનલક્ષ્મી જોવા જાય એ,
રાય એ, સહુ જન ઋદ્ધિશું આવજો એ. ૨૩
તે સુણી સહુજન હલફલ્યો, તરુણલોક મન હરખે એ,
વરખે એ, મયણ તે બાણ સડાસડે એ. ૨૪
ચોથે ખંડે બીજી એ, ઢાલ પ્રથમ અધિકારે એ,
ધારે એ, પદ્મવિજય ભાખી ભલી એ. ૨૫

* * * *

ઢાલ ૩, તનમન કીધું તુને ભેટ, મહારા વાલ્હા. એ દેશી.
કાનજી જાવે ઉદ્યાન-એ આંકણી
રમવા ચાલો જાઇએ વનમાં, પરસ્થી થાયે વિનોદ,
મારા વાલ્હા,
ક્રીડા વસંતની કરવા ચાલ્યા, બેસી નિજ નિજ યાન
મારા વાલ્હા કાનજી. ૧
તિહાં મંદાર ને દમણો મરૂઓ, કુંદ ચંદનનાં થાન, મા૦
જાય જુઇ ને કેતકી વેલી, વલી રુદારાનાં રાન,
મારા. કા. ૨

પારિજાત ને ધાતકી સલ્લકી, રાયણ ચૂત અમાન, મા.
કોરિંટ ને મંદાર મનોહર, જોવે નેમ વલી કાન્હ,
મારા. કા. ૩
રૂપની જાતિ ન જગમાં એહવી, ન જડે એહ ઉદ્યાન મા.
સહુ જાદવ તિહાં કેલિ કરતા, જ્યું નંદન સુર
તાન મારા. કા. ૪
ખાદ્ય ખાયે હસે ખેલે રંગે, કેઇ કરે મદ્યપાન, મા૦
કેઇ કરે વીજણે વલી વાયુ, કેઇ કદલી દેરે
પાન, મારા. કા. ૫
ક્રીડા કરી એમ હવે દામોદર, મજ્જન કેરે કાજ, મા૦
વેણુ વીણા મૃદંગ બજાવે, કલકલ રવ જિમ
ગાજ, મારા. કા. ૬
પુષ્કરિણી માહે સ્નાન કરીને, આવે સરોવર પાજ, મા.
કેઇક નાટક કરતી રમણી, મદવંતી મૂકી લાજ,
મા. કા. ૭
બહુ વાજિત્ર ધ્વનિ તિહાં ઉઠે, દશ દિશે દીસે ભ્રાજ, મા.
ગોવિંદ રૂકિમણી ને સત્યભામા, કમલક્રીડા કરે
સાજ. મા. કા. ૮
પ્રીતમની પ્રિયા આણા પામી, આવે નેમની પાજ, મા.
દેવર દેવર કહેતી વલગે, આવો રમીયે આજ, મા. કા. ૯
નેમજી તો અવિકારથી કરતા, ક્રીડા તેહ સમાજ, મા.
અચ્યુત આણંદ અંતર પામે, દેખી શ્રી જિનરાજ,
મા. કા. ૧૦
અંતેઉર પરિજનની સાથે, તે રજની તિહા હાય, મા.
હરિ હલી નેમિ જિનરાય—એ આંકણી.
ઈમ નિત નિત તસ ક્રીડા કરતા, પારૂ વસંત વહી
જાય મા.
હરિ હલી નેમિ જિનરાય૦—૧૧.
—નેમિનાથનો રાસ ખંડ ૪ પદ્મવિજય કૃત. સં.
૧૮૨૦ દીવાલી રાધનપુરમાં.

૨

ખંડ ૫ ઢાલ ૨

રાગ ધમાલ. પાસજી હો, અહો મેરે લલનાં—એ દેશી.
વસંત સમય એક દિન હવે આવ્યો, રહેતાં તિહાં
સુખ માંહિ, લલનાં.
ઋ વિવેકી જન આનંદકારી, દિનદિન અધિક ઉચ્છાહ
મન મોહન મેરે દિલ વસ્યો હો, મેરે લલનાં,
દિલ વસ્યો મન વસ્યો મુઝ—મન મોહન.
એ આંકણી.
મલય વાયુ તિહાં વાયા મનોહર, ફૂલ્યાં વન ઉદ્યાન,
લલનાં.
લોક થોક તિહાં જોવા ચાલ્યા, કોકિલ રવ સુણે
કાન—મન. ૨
મિત્ર પરિવૃત્ત હું પણ ચાલ્યો, કરી તનુ શોભા વિશેષ, લ.
અનંગ નંદન ઉદ્યાનમાં જાતાં, આવ્યો રાજપંથને
દેશ. મન. ૩
નામ વિલાસવતી નૃપ પુત્રી, ગોખથી દીઠો મુઝ, લ.
કોઈ ભવાંતરને અભ્યાસે, રાગથી અતિશેં અલુઝ. મન.
બકુલમાલા ગ્રુંથી નિજ હાથે, નાખી મુઝ શિર તેહ, લ.
દીઠી મુઝ વસુભૂતિ મિત્રે, થાપી કંઠ દેશે મેં એહ;
મન. ૫
ઉર્ધ્વ જોયું તબ તિહાં દીઠું, વદનકમલ અદ્દભુત, લ.
હર્ષ લહ્યો હું તે પણ લુબ્ધ, તોય વિષાદ સંયુત. મન.૬
—સમરાદિત્ય કેવલી રાસ. પદ્મવિજય કૃત. સં. ૧૮૪૨

૩

ખંડ ૯ ઢાલ ૪ કઠઆરા આયા ગુરૂજી પ્રાહુણા—એ દેશી
આઈ વસંત ઋતુ અન્યદા, વનસિરી અતિ વિલસંત
મારા સાજન વાલ્હા, ચાલો વસંત જોવા જાઇયે,
આંબે મંજરીઓ ભઇ, અતિમુક્તક ઉલ્લસંત. ૧ મારા
તિલકાદિક ફુલ્યાં ઘણું, મલયાચલ વાયા વાય, મા.
ભ્રમર ગુંજારવ કરી રહ્યા, કોકિલ શબ્દ સુણાય. મા.૨
મદન પીડે બાલ વૃદ્ધને, વિકસિત કમલિણી થાય, મા.
કાનન સેવે બહુ જના, વિરહ ન દંપતી ખમાય.મા.૩
નગર મહર્દ્ધિક આવીઆ, ઇણ સમે ભૂપતિ પાસ,મા.
વિનવે ઇણી પરે રાયને, પૂરો અમારી આશ. મા. ૪
"નિત્ય ઉચ્છવ છે યદપિ, તો પણ આજ વિશેષ,મા.
ઓચ્છવ ઉપરે હોયશે, ઓચ્છવ જનને અશેષ. મા.૫
પાઉધારો તિણે રાજીયા," તવ ચિંતે મહારાય,મા.
મોકલું સમરાદિત્યને, દેખે વિચિત્ર સમવાય, મા. ૬
તો સમીહિત અમ નીપજે, ઉપજે કામે વિકાર, મા.
એમ વિચારી તેહને, ભાખે સુખે પરકાર. મા. ૭
" ઓચ્છવ બહુ દેખાવીઆ, હું લહ્યો પરમાણંદ, મા.

હવે દેખાવો કુમરને, તુમચો એહ નરીંદ." મા. ૮
કહે મહર્દિક રાયને, "કીધો અમ સુપસાય, મા.
ઇમ કહી તે નિજ ઘર ગયા, તેડાવે કુમરને રાય. મા. ૯
"વત્સ! સ્થિતિ એ આપણી, મધુ ઓચ્છવ થાયે આજ, મા.
જોવા જાયે નરપતિ," એમ ભાખે મહારાજ, મા. ૧૦
"એ મારગ તુમે આચરો, મેં જોયું બહુ વાર, મા.
હર્ષ થશે પ્રજા લોકને, તિમ સ્વજન પરિવાર" મા.૧૧

—સમરાદિત્ય રાસ પદ્મવિજય કૃત સં. ૧૮૪૨ વિશલનગરમાં.

નેમિ ચંદ્રાવલા.

*લબ્ધિ કહે મહા મંગલકારી, આવ્યો આજનો માસ,
નરનારી મનમાંહે હરખેં, ધરતી ઘણું ઉલ્લાસ,
ધરતી ઘણું ઉલ્લાસ તે અંગે, મહવંતી મતવાલી રંગે
હૌ માંહે ઉમંગ શું ભારી, લબ્ધિ કેહે મહા મંગલકારે. ૧૧૫

ગિતેં શું વનરાય વખાણું, મોર્યા અંબ કદંબ,
રંગી સોપારી સોટા, લોહણુ લીંબુ જંબુ,
લહણુ લીંબુ જંબુ તે દીઠાં, સીતા રામ સદા ફળ મીઠાં,
ગ અરોગ વિલિને રાયણું, વિગતેં શું વનરાય વખાણું. ૧૧૬

કદલી ફલ શ્રીફલ બીજોરાં, ફણસ પેર અંજીર,
મધુર સ્વરેં પંખી વિચ રાજે, કોકીલ ને વલી કીર,
કોકીલને વલી કીર તે રૂડા, મયૂર નીલ ચાસ ને સૂડા,
શોહે દાડિમ દ્રાખ ખજૂરાં, કદલી ફલ શ્રીફલ બીજોરાં. ૧૧૭

કરેણુર કેતકી ને વલી રૂડી, બોલસિરિ બેકાર,
કેવડી આ કુસુમાકર ઋતુમાં, ફૂલ્યાં કુસુમ અપાર,
ફૂલ્યાં કુસુમ અપાર અણુદા, જેમ હરિ રંગી ભૂાયા,
ચમર બંધ ચાંપો કેશુડી, કરેણુર કેતકી ને વલી રૂડી. ૧૧૮

લાલ રંગ ગુલાબા ફરસી, તરુ તે બંદી જોડ.
શોભ નારંગીના ફરમાતે, મીસલ વાર છે છોડ
મીસલ વાર છે છોડ તે સારા, ગોટા દાઉદીશર્ણના કયારા
બેહેકે ઘણી ગુલાબની સરસી, લાલ રંગ ગુલાબા ફરસી. ૧૧૯

ઉજ્જવલસનિ માલી સાહેલી, જોઇ જૂઇ મુહેલ,
સોન જુઇ પીલી ચંબેલી, નવલી નાગરવેલ
નવલી નાગરવેલ તે નીલી, નવપાંખડીયેં ડોલર ખીલી,
વાસ સુવાસ રહી છે ફેલી, ઉજ્જવલનિ માલી સાહેલી. ૧૨૦

એ હવે વસંત રમવાને ભાગેં પાંચમ કરી નિરધાર,
રાજકુમર નેમીશ્વર સાથે, જાવું લઇ પરિવાર,
જાવું લઇ પરિવારથી જેહવે, ખબર થઇ રાણીકને તેહવે,
તેડી સજની સાથ સોહાગે, એ હવે વસંત રમવાને ભાગેં. ૧૨૧

આનંદે અલબેલી રામા, ઉઠી અંગ ઉચ્છાહ,
ચારે કોરથી ચતુરા ચાલી, ચટપટ અતિ ચિત્ત ચાહ,
ચટપટ અતિ ચિત્ત ચાહ શું રાણી, શોહે સોહાગણીયો સપરાણી,
નખ શિખ શણગારી સહુ સ્યામા, આનંદે અલબેલી રામા. ૧૨૨

સરસ ચોટલા ને અંબોડા, વાંકી વેણી વ્યાલ
શીશફૂલ લઇ બેઠો જાણે, મુખ મણી અધિશપયાલ,
મુખ મણી અધિશપયાલ તે માથે, લટકે લરી નાગણી ગણુ સાથે,
વસન વોદા મુગ્ધા પ્રૌઢા, સરસ ચોટલા ને અંબોડા.

તેલેં તરલ અતર સુગંધેં, ગુંથી નાના ભાંત,
સેંથે સીંદુરે સારી તે, અરુણ રૂચિ સુવિખ્યાત,
અરુણ રૂચિ સુવિખ્યાત તે જાણી, ગોરણીયો રહી ઘુઘરીઆળી,
ભમરીદાર ચરમરી ગતી સંધે, તેલ તરલ અતર સુગંધે ૧૨૪

કલા ચોસઠ ચોસાઇ રાજે, પૂરણ મુખ મયંક
ભાલ ભલાં ભામનીયો કેરાં, જોતાં તે

તેર માંહે છે આડ હરિરંગી, રાતી જરદ પ્રકાર,
કોઇ કપાળે ચાંદલા કીધા, બિંદી ઝીણી હાર,
બિંદી ઝીણી હાર તે કીધી, રતનજડિત અમુલિક લીધી,
કઇક જડેલ કુંદનને સંગી; તેહ માંહે છે આડ હરિ રંગી. ૧૨૬

ભૃકુટી ભમર કમાન તે કર્ષિ, કેમ વખાણી જાય,
દેશ દેશ પ્રવેશ કરી જોઇ, તો પણ મન વિસમાય
તોપણ મન વિસમાય તે મહાર, કીયા દેશની ચિત્તમાં ધારૂં,
જોતાં સરગની અપ્સરા સરખી, ભૃકુટી ભમર કમાન તે કર્ષિ. ૧૨૭

ચપલ નયન ગતિ મીનના સરખી, કમલ તણો આકાર,
ત્રિગુણી રેખ વિરાજે તેહમાં, કીકી તેજ અંબાર,
કીકી તેજ અંબાર સલૂણી, અંજન રચિત કટાક્ષ ભર જોણી,
જોતાં સુર નૃત્ય કરે હરખી, ચપલ નયન ગતિ મીનના સરખી ૧૨૮

કાને કુંડલ ઝાલ જુમાલી, જૂમખાં જગમગ જ્યોત,
કામિની કોઇકને કાને અકોટા, ભૂષણ ઘણાં ઉદ્યોત,
ભૂષણ ઘણાં ઉદ્યોત તે ઝલકે, કુંદન કામમાં ચુનીયો ચલકે,
હર લલકે મુગતા શોભાલી, કાને કુંડલ ઝાલ જુમાલી
નાકે નવેસર શોભતાં, કુંદન મુગતા સંગ,
સોર કસાન વિચેજ અમુલિક, નવગ્રહનાં નવરંગ,
નવગ્રહનાં નવરંગ રંગાલાં, તે રૂપ ભૂપનાં છે રખવાલાં,
ચૌદ ભુવન ચમકે લોભનાં, નાકે નવેસર શોભતાં.૧૩૦

૧૩૧ થી ૧૩૫ સુધી આમ સુંદરીઓનાં વર્ણન ચાલુ છે.

સાજ સમાજ તેડાવી મંડી, માનનીયો મોડામોડ
પુરવાસી પટરાણી સઘલી, બેઠી જોડાજોડ.
બેઠી જોડાજોડ દબાવી, વલી તે નેમને વાત જણાવી,
રમવું લાજ દેવરની છંડી, સાજ સમાજ તેડાવી મંડી. ૧૩૬

હવે જાદવ ધૂમ મચાવતા ચંગે, આવ્યા બાગ મોઝાર
ઘેર મલી પ્રદ્યુમ્નની તે, બીજી નેમ કુમાર,
બીજી નેમ કુમારની સાથે, ઉડે ગુલાલની ઝોલીઉ માથે,
ભરી પિચરકી છાંટતા રંગે, હવે જાદવ ધૂમ મચાવતા અંગે. ૧૩૭

તિહાં સહુને શાન કરી સમજાવે, દાસીયો જઇ તે માંહ,
નેમકુમર સાથે રમવાને, રાણીઉ આવે ત્યાંહ,
રાણીઉ આવે ત્યાંહ જે ટાણે, તમે ખસજો સહુ તે પરમાણે,
કારણ છે કોઈ ખેલ તો દાવે, તિહાં સહુને શાન કરી સમજાવે. ૧૩૮

તિહાં આવિયાં જૂથ પટરાણી કેરાં, ચારે દિશથી ચૂંપ
રૂકમણી ને સત્યભામા આદે, આઠે તેમ અનૂપ,
આઠે તેમ અનૂપ તે સાથે, ચાર સહસ એકએક સંઘાતે,
મલિયા સંગે લોક અનેરાં, તિહાં આવિયાં જૂથ પટરાણી કેરાં. ૧૩૯

દશે દિશાથી દિગપાલોની, દેવી જોવા કાજ
આવી અનેક મલી તે માંહે, પારવતી શિરતાજ,
પારવતી શિરતાજ ભવાની, રૂદ્રાણી પણ આવે છાની,
બેહેકે સુગંધ ફુલ માલોની, દશે દિશાથી દિગપાલોની. ૧૪૧

શ્રવણ સુણી રામત અતિ રંગે, શ્રીધર શંકર શેષ,
શક્ર સુરાસુર ને અજ આવે, જોવા જૂજૂવે વેશ,
જોવા જૂજુવે વેશથી હરખે, સુરજ ચંદ્ર ચકિત થઇ નિરખે,
ગણપતિ અને પવનસુત સંગે, શ્રવણ સુણી રામત અતિ રંગે. ૧૪૨

એક વસંત અને વલી રાજે, બીજી આનિક બાગ,
ત્રીજું રમણીરૂપ સુરંગે, ચોથે અંગ સોહાગ
ચોથો અંગ સોહાગ તે માંહે, પાંચમો ખેલ રસિક ઉચ્છાહે
એ પાંચે કામ સૈન્ય લઇ સાજે, એક વસંત અને વલી રાજે. ૧૪૩

સામા સામી રહીને સાહેલી, સરખા સરખો અંગ
જલબેડું બલિયા વિચ સોહે, ઘોલી કેસર રંગ,
ઘોલી કેસર રંગ તે વરણી, ચપલ ગતે કરતી ગતહરણી,
માચે ધૂમ ગુલાલની પેહેલી, સામા સામી રહીને સાહેલી. ૧૪૪

ફિરતી પિચકારી રહી વરસી, કુમર કરે વિચાર,
આપણે હવે સરણને કારે, નીકલવું નિરધાર,

નીકલવું નિરધાર તે આમાં, જૂથ ભેલ પાડી તે વાંમાં
રોકી નેમને ઘેર આકર્યાં, ફિરતી પીચકારી રહી
વરસી. ૧૪૫

મધુરી મહુઅર વીણા વાગે, ઢોલક તાલ મૃદંગ,
ડફ ઝાલ ઝણકે છે ઝામી, ચરણેં વાજાં ચંગ,
ચરણેં વાજાં ચંગ ચોફેરી, શૂર શરણાઈ સોર ન ફેરી,
ભણુણુણુ ભેરી ભુગલાં આગે, મધુરી મહુઅર
વીણા વાગે. ૧૪૬

શ્રીમંડલ સારંગી વાજે, દોકડ ને કડતાલ,
ખંજરી ખંજન નયણીને કર, ઘોર અવાજ રસાલ,
ઘોર અવાજ રસાલથી રણકે, સતાર ને તંબુરા ઝણકે
વિધવિધ વાજે અંબર ગાજે, શ્રીમંડલ સારંગી વાજે.૧૪૭

તેલે ને તંબોલે ભીની, તરૂણી ટોલાટોલ
લાજની પાજ લોપીને મુખથી, ગાયે ફાગુણ ગોલ,
ગાયે ફાગુણ ગોલ ધુમારી, થોકે થોક રહીને નારી
કરતી આલી નેમીસરની, તેલે ને તંબોલે ભીની. ૧૪૮

લાલ ગુલાલના થાલ ભરીને, આવે સજની સાથ,
પાને ને પુખરાજે જડીઅલ, પિચકારી ગ્રહી હાથ,
પિચકારી ગ્રહી હાથ રઢિઆલી, પહોંચે પહોંચી
જોર જવાલી
છાંટે છલશું દોટ કરીને, લાલ ગુલાલના થાલ
ભરીને. ૧૪૯

પાય ઠમકતે ઘુઘરી બોલે, નેમ તાથુંનો નાદ
કટિ મેખલ ખલકે માદલિયા, તે લઇ રહેતા વાદ,
તે લઇ રહેતા વાદ હાલંતા, રંગરોલ જુકમાં માલંતા,
ચમકે ચૂડા વીજલી તોલે, પાય ઠમકતે ઘુઘરી
બોલે. ૧૫૦

રહ્યો વસંત પાવસ પર જુંબી, અવની ઉપર છાયા,
ચઢી ગુલાલ ઘટા અંબરથી, દિનમણિ છબી ન કલાય,
દિનમણિ છબી ન કલાય તે બેહેં, પિચરકાયો
વરસે જડી મેહેં
રહી વાદલીઓ ઘેરજ લુંબી, રહ્યો વસંત પાવસ
પર જુંબી. ૧૫૧

—મુનિ કલ્યાણ (?-લબ્ધિ) કૃત સં. ૧૮૫૨.

## પ્રસિદ્ધ વીરવિજયજીની કૃતિમાંથી

ઢાલ ૮. વનમાં વિસારી વાહ્લે વાંસલી—એ દેશી.

+ + —મદનમંજરી મુખ મોહી રહ્યો.

પણ તાતની આણા શિર વહે, હોય રાજ્ય
પ્રતાપ તપંત,
મધુ માધવ સુરભિ કરે, દિશિ દક્ષિણ વાયુ
વહંત. ૫ મદન.
એણે અવસર રવિ દક્ષિણ જતે, ભૂમિ સ્ત્રી શીત
પીડા દેખ,
અનંગ આકાશથી ઊતર્યો, વરતાવે આણ વિશેષ ૬ મ.
મધુમત્ત ભમરીયો રણઝણે, ઝંકારવ મંગલગીત,
ઋતુ વસંત રાય આવિયો, વેધક જન વિકસ્યાં
ચિત્ત. ૭ મ.

ચતુરાં જોબનવય ઝગમગો, પતિસંગે તેમ ઋતુરાય,
દેખી અવનીતલ ઝગી, વનરાજી કિસલપત છાંય, ૮ મ.
જાઈ કેતકી માલતી મોગીયા, ભમરા વન ફુલે ફરંત,
શુક શુકી મેનાં વનતરૂ, કરી માલા જુગલ રમંત ૯.મ.
હંસ હંસી જુગલ જલ ઝીલતાં, કરે ક્રીડા સરોવર પાલ,
મદભર કોયલ ટહુકતી, મુખ મંજરી આંબા ડાલ. ૧૦.મ.
ફણુસ ચાંપા નારંગિયો, રાયણ દહાડિમ સહકાર,
શેહતુ સીતાફલ જાંબુડી, ન નમી કેલિ તરફલ
ભાર. ૧૧ મ.
ઘેરજહર વિરહિણી નારીનો, મલયાનિલ સુરભિ વાય,
મદ ઉપજાવે જુવાનને, વર્ત્યો ઓચ્છવ મધુરાય. ૧૨.મ.
નાગર જનશું નૃપ પરિવર્યો, જાય રમવાને ઉદ્યાન,
પવનપ્રેરિત તરૂપલ્લવા, માનું નૃપને કરત
આહ્વાન. ૧૩.

× × × ×

કેઈ ગાવે ગીત વસંતનાં, નારી કંઠે ફુલની માલ,
મદિરાપાન કરી નાચતી, કેઇ હાથ ગ્રહી કંસતાલ ૨૮મ.
નરનારી કરી ઘર કેલનાં, રમે સોગઠાંબાજી સાર,
તરૂ ઉપરે કુસુમને વીણતી, ઉંચા હસ્તે સ્પર્શિત
તાર. ૨૯ મ.
પ્રિયા બેઠી હીંચોલે નિજપતિ, કેઇ જુગલ જલે કલ્લોલ,
કેઈ હાથ પિયા કંઠે ઠવી, લાલ ગુલાલસેં રંગરોલ. ૩૦મ.

તિહાં કુંવર કુસુમવન ખેલતો, તરૂ બાંધી હિંચોલા ખાટ,
મદનમંજરી અંકે ધરી, જુવે નવરસ નવ નવ નાટ.
૩૧ મ.

જઈ સરોવર જલક્રીડા કરે, જેમ કમલાશું મોરારિ,
સંધ્યા સમે સહુ ઘર ગયાં, નૃપ સાથે નગર નર
નારિ. ૩૨ મ.

તવ મદનમંજરી કહે કંથને, આજ રમવા સરિખી રાત,
પરિકર સહુ ઘર મોકલો, આપણુ દોય જશું પરભાત.
૩૩ મ.

રહ્યો કુંવર વિસર્જી પરિકરા, વનિતાશું વનમાં તેહ,
સવિતા સમરી વલ્લભા, ગયો પશ્ચિમદિશે નિજગેહ.
૩૩ મ.

ધમ્મિલ કુંઆરના રાસમાં, ખંડ બીજે આઠમી ઢાલ,
વીર કહે વૈરાગિયા, સુણો આગલ વાત રસાલ.
૩૪ મ.

—ધમ્મિલ કુમાર રાસ પૃ. ૮૭-૯૦ વીરવિજયજી
કૃત સં. ૧૮૯૬.

---

રાગ ધમાલ

આયો વસંત હસંત સહેલી! રાધે મધુ દોય માસ, લલના.
વિરહી ડસંતો ને નામ વસંતો, સંતકું સદા સુખવાસ ૧

મન માનસરોવર હંસલો હો, અહો મેરે લલના.
આયો૦—એ આંકણી.

રાગ વસંત કરત હે ગોપી. ખેલત હોરી મુકુંદ, લલના
કહે રાજુલ સુણ મૃગ વાઈ હો; વિરહીકું દુઃખ દીયે
ચંદ—મન. ૨

મુખમંજરી વલી કોયલ ટહુકે, જબ ફલીયો માકંદ, લ.
મધુકર માલતી પરિમલ લેહો, મરાલ યુગલ અરવિંદ.
મન. ૩

તરૂકે પરવાલ પલાસ ભઇ હો, કેતકી અબિર ગુલાલ, લ.
રંભાસી ખેડ સુચંપક વિકસે, દાડિમ ફૂલ સુવિશાલ.
મન. ૪

ખંડ સમસ્ત સુમનસ સુગંધકો, મિત્ર ચિત્ર હિતકાર, લ.
એણે અવસર ચલીયે હમ છોડી, કંતજી ગઢ ગિર-
નાર—મન. ૫

\+ + +

જગ જશ વાસ લહી બેહુ બેઠા, વલી શુભવિજય
વિશાલ, લ.
વીર કહે દંપતી દખાવે હો, મંગલ તણી લહે માલ.
મન. ૧૧

—વીરવિજય.

ફાગુણના દિન પુંટરા, વાલા વન કુંપલ વિકસંત,
કેશર પિચકારી ભરી, વાલા ખેલત કામિની કંતરે
અબીર ગુલાલ ઉડતરે, મધુરે સ્વરે ગાવે વસંતરે
નરનારી મલી ગાવંતરે, સુણી ઉપજે વિરહ અનંતરે.
ધરે. ૧૭

ઈણી રીત પીયુડો વસે, વાલા કેહશું ખેલું ફાગ,
કાલજડે કોરૂ બલે, વાલા લાગો પ્રેમનો દાયરે;
વિરહાનલ મોહોટી આગરે, એહથી તાપ તનુ અથાગરે,
સાહેબશું નવલો રાગરે, પ્રીતમ હવે મલવા લાગરે.
ધરે. ૧૮

ચૈત્રે તરવર મોરીયાં, વાલા સહુ ફૂલી વનરાય,
પરિમલ મહકે ફૂલના, વાલા સુરભી શીતલ વાયરે,
કોકીલા પંચસ્વર ગાયરે, ગુંજારવ ભમરના થાયરે,
મન માલિની શું લલચાયરે, ભમરા રહ્યા લપટાયરે.
ધરે. ૧૯

રીસાણા રહીયે નહીં, વાલા રૂષણું કીજે દૂર,
હલી મલી ખેલો રંગશું, વાલા રાખો ચરણ હજૂર, રે
જિમ વાધે પ્રેમ અંકૂર રે, યૌવનીયું જાયે પૂર રે
પ્રીતમ જો થાયો શૂર રે, દુઃખડું કીજે ચકચૂર રે.
ધરે. ૨૦

—રાજુલ બારમાસ કપૂરશેખર. (આં.)

---

દૈવે વિરહી સરજ્યાં રે, કાંઇ ન સરજી પાંખ,
મનરા માન્યા
બિહું ટોડે નારંગઠીરે, માહે મોરી દાખ,
મનરા માન્યા. ૫
ચંગ મૃદંગ ડફ તાલશું રે, મુખડે પંચમ રાગ, મન.
કેશરીયે સબ સાજશું રે, ફાગણ રમીયે ફાગ. મન. ૬
કેઇ ફુલી કેઇ પાલવીરે, કેઇ કુંપલ વનરાય, મન.
રહ્યો વસંત પાવસ પરીઓરે, વલિયો ચૈત્ર સુવાય.
ચઢી ગયાલ ઘટા અંબરથી, દિન. મનં. ૭
દિનમણિ છબી ન દેખાય તે ભેદે, [illegible] બારમાસ.
વરસે
રદી વાદલીકે ઘેરજ લુબી, રહ્યો વસંત ૫
પર જુંબમંસારગે
—મુનિ કલ્યાણ (?-લબ્ધિ) કૃત સં. ૧૮૦૧રે.

---

ફાગુણ સરસ સુહાય, અ. અબીર ગુલાલ ઉડાઇયે, સા.
ઢોલ મૃદંગ સુહાય, અ. ગીત ધમાલ જગાઇયે, સા. ૮
ચૈત ધરૂં કિમ ધીર, અ. વિરહવ્યથા તન ઉપજી, સા.
કોઇ ન એસો સેણુ, અ. આણિ મિલાવે નેમજી. સા. ૯
—નેમિ બારમાસ રંગવલ્લભકૃત.

---

માહ મહીને સીત પડે, ઘણુ રતિ ચસે બલાઇ
ઉચાં પડવાં પોઢને, કામણ કંઠ લગાઇ. ૩
ફાગુણ માસ વસંત રૂતિ, સુણ ભોગી ભરતાર!
પરદેસાંરી ચાકરી, જાવે કોણ ગિવાર (ગમાર). ૪
ચતુર મહીને ચૈતરે, હુયો જ ચલ્લણહાર,
તંગ કસીયા તુરીયાંતણા, સાથીડા સિરદાર. ૫
—જસરાજકૃત બારમાસ.

---

આવ્યો માહજ માસ, નેમ ન આવ્યારે,
કોઇ દૂતી લાગી કાન, તેણે ભરમાવ્યારે;
વિરહ અંગીઠી જાલ, હીયડું બાલેરે,
કાંઇ તજવું વિણુ અપરાધ, તે મુજ સાલેરે. ૭
ફાગણ માસે ફાગ, રાગ ન જાગેરે,
સંગે હોવે જો નાહ, તો દુઃખ ભાંગેરે;
માહારા હૈયડાની જાળ, કેમ ઓલાયરે,
જો નયણે દેખું નેમ, તો સુખ થાયરે. ૮
ચૈત્રજ માસે અંબ, મોર્યા રંગેરે,
કોકિલ કરેરે કલ્લોલ, મધુકર ગુંજેરે,
ફૂલી નવ નવ રંગ, સહુ વનરાજીરે,
કંત વિના ન સુહાય, વિરહે દાઝીરે. ૯
—નેમ રાજુલ બારમાસ. કવિયણ કૃત.
જૈનકાવ્ય પ્રકાશ. પૃ. ૨૩૬.—

---

ઢાલ ગરબાની

માહની રયણી તલફતાં, નાવે નિંદ લગાર, મ્હારા વાલ્હા.
તે નિરધારાં માનવી, કિમ કાઢે જમવાર, મ્હારા વાલ્હા.
ફાગુણ આગો ફૂટરો, ફુલી સબ વનરાય. મ્હારા વાલ્હા,
પિઉડો નહી મુઝ મંદિરે, મુઝ કિમ ખેલશે ફાગ,
મ્હારા વાલ્હા. ૧૧

ચૈત્રે ચમકે ચિતડો, છોડું મંદિર એહ, મ્હારા વાલ્હા,
નેમિ વિના કિમ રહિ સકું, દાધી વિરહે દેહ,
મ્હારા વાલ્હા. ૧૨

-તિલકશેખરકૃત નેમિરાજુલ બારમાસ.પ્રત લ. સં. ૧૮૧૯

---

સવૈયા

બઢી અતિ રાતિ કિંહી ન વિહાતિ
સુજન સંઘાતિ વિના સુણિ ગાઇ,
પરઇ પરતક્ષ તુસાર કે લક્ષ
પજારત (પરીજીત) વૃક્ષ સુકી વનરાઇ,
સુહાતન સીત નહી ઉહૂ મીત
કરિં જિમ ચીત ઘરંગણિ આઇ,
રાજૂલ અનૂપ સૂહાવતિ ધૂપ
મોસે મનિ માહ મહા દુખદાઇ. ૭
સખેહૂ સખી સંગિ મિલી મનરંગિ
વજાવતિ ચંગ પઢંતિ ધમારો,
આયોરી વસંત વિનોદ અનંત
રાજૂમતિ કંત મોહિ મત છારો,
માદલ તાલ વજાવતિ બાલ ઝખઇ અતિ આલહો હોરી
પજારો, (પા. ઝખંતિ અલી સબહાર પજારો.)
(અહો) ફાગુણ મેં કરિ પ્રેમ બઢઇ જૂ સખી
જો મિલે યદિ(નેમ) શિવાદેકો બારો. ૮
કુહકઇ કોકિલા મધુરધ્વનિસ્યું સુણિ
નાદ વિનોદ હર્યો હિયરો,
સહકાર ઉદાર ફૂલિ વનમઝિ મનોહર વાયૂ વહિ શિયરો,
અલિની અતિ આલિ કરંતિ સુમાલિ
વદંન વિશાલ ભયો પીયરો,
ચિત્ત ચૈતકમાસિ મિલઇ યદિ નેમ
મહાસુખ પ્રેમ લહે જીયરો. ૯

—લબ્ધિવર્દ્ધન કૃત નેમનાથના બારમાસ સવૈયા.

---

રાગ ધમાલ.

અવસરકા લાહા લીજીયેં હો, અહો મેરે લલનાં
ચલહો શિવપુર જાહિં. અવ.
મહકે માસ વસંતકે તરૂવર, લહકે મલય સમીર,
અંબ અંબ બિનુ મોર જગે હેં, મંજરી રસ લુબ્ધેં
કીર. અ. ૧
વન વન કુંજત ટહકત કોકિલ, શીતલ સરોવર નીર,
ઇત ઉત લલિત લતા કુંજનમેં, ગુંજત મધુકર ધીર. અ. ૨
નવલ વસંત નવલ વર નાગર, નવલ શૃંગાર સોહાર,
નવલ અબીર ગુલાલશું સેંધો, નવલ નવલ ધુંવાર. અ. ૩
અંતરિક્ષ કે આગેં રાગેં, ગાવત મંગલ ચાર
ધૂમત ચંગ મૃદંગ ઉપંગે, નટુવા લેં ચાહે ઇગાવ. અ ૪
યા વસંત સમય મનમોહન, યા સુરિજનકો ખેલ,
યા પ્રભુ પાસ ભેટ ભએથેં, આનંદ ભઇ રસરેલ. અ. ૫

—આનંદ.

---

# સ્વ૦ સાક્ષર શ્રી મનઃસુખભાઈના પત્રો.

[ભગવાન્ મહાવાદી સિદ્ધસેન દિવાકરના ન્યાયાવતારનું અંગ્રેજી ભાષાંતર તેના પરથી સંસ્કૃત ટીકા પરથી થોડું અંગ્રેજી વિવેચન ડા. સતીશચંદ્ર વિદ્યાભૂષણે કર્યું હતું તેનું અમે ગૂજરાતી ભાષાંતર કરી શ્રીયુત મનસુખભાઈને જોઈ જવાને સુધારા વધારા કરવા મોકલ્યું હતું તે સંબંધી નીચેનો પત્ર છે. આ પત્રો બરાબર સમજવાને માટે અમે તેમને લખેલા પત્રોની નકલ હવે પછી આપશું. તેની નકલ આ પ્રેસમાં ગયા પછી મળી છે. તંત્રી.]

ૐ ૧

શ્રી મોરબી ૪-૪-૧૧ મંગલ

પ્રિયબંધુ શ્રી—

બે પત્રો મળ્યા છે. ઉપાશ્રયાદિના અર્થ સમજાય છે તેના જુદા કાગળ ઉપર જોશો.

થી ન્યા૦ અ૦ અંગે આપને રૂબરૂમાંજ કહેવું યોગ્ય ગણી મૌન ધરેલ તથાપિ આપની તીવ્ર ઉત્કંઠા જોઇ મને લાગે છે તે જણાવું છું.

(૧) યથાશક્તિ યતનીયં શુભે-એ દલીલ સાચી છે પણ શક્તિ છે કે નહિ એનો વિચાર કરવો કે નહિ? ન્યા. અ. માટે શક્તિ નથી એ આગળ જણાવું છું.

(૨) સાહિત્યની અભિવૃદ્ધિ-મને ભય લાગે છે કે સાહિત્યની અભિવૃદ્ધિના બ્હાને આપણે દ્રવ્ય કે ભાવ બંનેથી આપણી શક્તિનો વિચાર કર્યા વિના, તથાપ્રકારના ક્ષયોપશમ વિના, તથાપ્રકારના અભ્યાસ વિના, તથાપ્રકારના અનુભવ વિના એક ભાષા માત્રના આડંબરથી ભોળાવ્યું છે. બંધુ, બહુ જોખમદારી જરૂરી છે.

ન્યા૦ અ૦ અંગે આપને પુછું છું કે આપ મૂળ શ્લોકો સમજી શકયા છો? આપ નથીજ સમજ્યા. જે વાત આપ નથી સમજી શકતા તે વાત જે એ વાત નથી સમજી શકેલ તેના અંગ્રેજી ઉપરથી આપ દેશ ભાષામાં ઉતારવા જાઓ છો એ કેમ બને? બત્રીશમાંથી આપ એક પણ શ્લોક નથી સમજ્યા. આપ સમજી શકયા હત તો આપ સમજેલું સ્પષ્ટ લખી શકત કે જે હું પણ સમજી શકત. આપને પોતાને અંતરમાં વેદાવું જોઇએ કે આપ નથી સમજી શકયા; તો જે વસ્તુ આપણે સમજી ન શકતા હોઇએ તે સમજ્યા પહેલાં ભાષાંતર દ્વારા બીજાને સમજાવવા જઇએ તો તે કેવા પ્રકારે ગ્રાહ્ય કે ઉપકારી કે શુભ કે સાહિત્યસેવાજનક થઈ શકે? મેં ચાર શ્લોક ઉપર મૂળ ઉપરથીજ અનુવાદ કર્યો પછી કેટલાકમાં મારી ચાંચ ન ડુબી શકી. છેવાડેનો ભાગ મને મૂળ સ્પષ્ટ લાગ્યો, સમજાયો પણ આપનું લખેલું તો સમજાતુંજ નથી.

આપે બાબુ શરચ્ચંદ્રને (? સતીશચંદ્ર જોઇએ) અનુસર્યા વિના મૂળનોજ આશય વિચાર્યો હત તો આપ સ્પષ્ટ સમજી શકત. પણ બાબુને અનુસરવામાં આપ વિષય ન સમજી શકયા હો એમ લાગે છે. મૂળનું ભાષાંતર બહુ કિલષ્ટ છે. અને વિવેચન પ્રાયઃ અપૂર્ણ અને અસંબદ્ધ છે. કવચિત મૂળથી સ્ખલના પણ છે.

આમ મને ભાસે છે અને એથી એ પ્રસિદ્ધ ન કરવા ભણી મારો મત છે-જે આપે માગ્યો છે અને હું નિખાલસ દીલથી આપું છું. આપનો પ્રત્યુત્તર મળ્યે mss. પાછું મોકલી આપીશ.

પ્રસંગોપાત એક પ્રશ્ન પુછું છું તેનો જવાબ યથાવકાશ આપવા વિનંતિ છેઃ—

(૧) સદ્‌ભૂતાર્થ શું છે? અસદ્‌ભૂતાર્થ શું છે? નય, નિક્ષેપા, સપ્તભંગી એ કયાં સુધી-ઉપકારી છે? એ ભૂતાર્થ કે અભૂતાર્થ? ભૂતાર્થ હોય તો તેની કાંઇ સીમા ખરી?

ન્યા૦ અ૦ ના બદલે આપ શ્રી યશોવિજયજીની તર્કભાષા બરાબર અભ્યાસી તેનું ભાષાંતર કરો તો બહુ સરળ અને ઉપકારી થશે. ન્યા૦ અ૦ પછી સમજાશે.

જીવવિચારઃ માટે (૧) શ્રી પંચાસ્તિકાય (૨) પન્નવણા સૂત્ર (મારે ત્યાં માઇ છે તે જોઇએ તો શ્રીતાતચંદભાઈ આપશે) (૩) પુરૂષાર્થસિદ્ધિ ઉપાય જોવા યોગ્ય છે.

અમે બધા કુશળ છીએ. હર્ષ અને શોક બંને અંગે લાગણી બતાવી તે માટે ઉપકાર. લગ્નના ચાંદલા માટે આપને મેં તરતમાં ગજાશ ત્યારે આપવા અથવા મોકલી આપવા જણાવેલ તે હવે કાંતો મોકલી આપીશ કાંતો આપીશ.

સુખરૂપ ઇચ્છું છું. બંધુ, આપણે વ્યવહારિક આર્થિક સ્થિતિ મજબુત કરવા ઉપરાંત ધર્મ બોધ સુદૃઢ થયા પછી હાલ જે સાહિત્ય સેવા માટે ઉત્કંઠા વર્તે છે તે દાખવાય તો વધારે સારૂં.

કામ સેવા ઇચ્છું છું.

લી, આપના

મનઃસુખ. વિ. કિરતચંદ મહેતાના
સવિનય પ્રણામ.

[અમારા તરફથી સામાયિક સૂત્ર તૈયાર થતું હતું કે જેમાં કેટલાક શબ્દોનો વ્યુત્પત્ત્યર્થ શું છે તેનો રા. મનઃસુખભાઈ પાસેથી પત્રદ્વારા ખુલાસો માગ્યો હતો–તેનો જવાબ પોતાના ઉપરના પત્ર સાથે જુદો કરી મોકલ્યો તે નીચે પ્રમાણે છે. તંત્રી.]

**આખોડા પાખોડા**–આ શબ્દો ‘અ–ક્ષાલન, પ્રક્ષાલન'ના અપભ્રંશ હોવા સંભવે છે. આ સંભવ કલ્પનાજનિત છે; પણ તે કલ્પનાને પુષ્ટિ આપનાર એ ‘આખોડા પાખોડા’ શબ્દોનો વ્યવહાર જે ક્રિયા માટે યોજ્યો છે તે ક્રિયાનો હેતુ છે. આ ક્રિયા તે મુહપત્તીના પ્રતિલેખનમાં ‘આખોડા–પાખોડા’ કરે છે તે છે. મુહપત્તીના પચાશ બોલ દાખવ્યા છે તે હાલ વ્યવહારમાં બહુધા અપ્રચલિત છે, પણ એ બોલમાં ઉત્તમ હેતુ રહેલો છે. સમ્યકત્વ મોહિની આદિ પરહરૂં એ "પાખોડા"-પ્રક્ષાલન અને સદ્દેવાદિ આદરૂં એ આખોડા–અક્ષાલન. આમ કલ્પના થાય છે પણ તેની સત્યતાનો આગ્રહ કરી શકાય એમ નથી.

**ચરવલો**–સામાયિક આદિ ક્રિયામાં પુંજવા–પ્રમાર્જવા માટે શ્રાવકો ઉનનો જે ગુચ્છો રાખે છે, તેને ચરવલો કહે છે. સાધુઓ પણ જીવરક્ષા તથા પુંજવા પ્રમાર્જવા માટે એવો ગુચ્છો રાખે છે તેને "ઓઘો" અથવા રજોહરણ કહે છે. ‘ચરવલાનો વ્યવહાર પ્રાયઃ તપગચ્છ સંપ્રદાયમાં છે. અંચલ ગચ્છમાં આવો ચરવલો નથી રાખતા. એમાં પુંજવા પ્રમાર્જવાની ક્રિયા પાથરણા (આસન) વડેજ કરે છે અને તે પાથરણાને "પૌંછણું" અથવા પૌંચ્છનક (પુંજનાર) એવું નામ આપેલ છે. દિગમ્બરો મોરપીંછ રાખે છે. સ્થાનકવાસી શ્રાવકો નાનો ઉનનો ગુચ્છો રાખે છે. ‘ચરવલો’ ‘આખોડા પાખોડા’ એ બધા રૂઢ શબ્દો છે. એના મૂળ ધાતુ પર્યાય શું હશે એ સમજાતું નથી. ‘ચરવલો’ એ શબ્દ (૧) ‘ચાર–વળો’ અથવા (૨) ‘ચરવાળો’ એમાં રહેલા આશયને લઇને તો નહિ યોજાયો હોય? (૧) ચાર–વલો અર્થાત્ જેમાં ચાર વળ છે ‘એ ચરવલો’ અથવા (૨) ‘ચરવાળો’ અર્થાત્ હરો, ફરો, ઉઠો કે બેસો એ આદિ ક્રિયામાં વાળો, પુંજો, માર્જો.

**ઉપાશ્રય**-ઉપ+આશ્રય. ઉપના જુદા જુદા અર્થ ગોઠી શકાયઃ-(ઉપ°=ઉત્કૃષ્ટ આશ્રય. માણસોને ઘર હાટ હવેલી એ વગેરે રહેવા માટે આશ્રય. સ્થાન છે. પણ તે બધાં આશ્રય છે ત્યારે જે સ્થાને તેઓ આભવ પરભવ હિતકર એવો ધર્મ પાળી શકે–આચરી શકે, તે ઉત્કૃષ્ટ સ્થાન, ઉપાશ્રય છે. માટે ધર્મ કરણી કરવાના સ્થાનને ‘ઉપાશ્રય’ કહો. આમ જોતાં કોઇ પોતાના ઘરમાં એવું એલાયદું સ્થાન રાખે તેને ઉપાશ્રય કહી શકાય. પણ ‘ઉપાશ્રય’નો રૂઢ અર્થ સમુદાય માટે નિર્ણીત કરેલું આવું સામાયિક પૌષધાદિ ધર્મક્રિયાનું સ્થાન તે છે.

(૨) ઉપ°=નિકટ આશ્રય.

અથવા

ઉપ°=ઉપલક્ષણથી આશ્રય,

અર્થાત્ જીવને પોતાનોજ ખરો આશ્રય છે આત્માનોજ ખરો આશ્રય છે. પણ તે આશ્રય પામવો–સમજાવો બહુ કઠિન છે. એટલે જે કારણથી એ આશ્રય નિકટમાં અથવા પરિણામે સમજાય એવાં સ્થાનને ‘ઉપાશ્રય’ એવું નામ આપ્યું છે.

[અમારા તરફથી શ્રી વિનયવિજયકૃત નયકર્ણિકા પર વિવેચન પ્રગટ થઇ ગયું છે. તેનું અંગ્રેજી ભાષાંતર યથાશક્તિ કરી તે જોઇ જઇ સુધારા વધારા સૂચવવા શ્રીયુત મનઃસુખભાઇને મોકલ્યું હતું તેનો જવાબ નીચે પ્રમાણે છે. તંત્રી.]

૨

શ્રી મોરબી ૪-૫-૧૧ ગુરૂવાર.

પ્રિય બંધુઃ—

આપનું કૃપાપત્ર મળ્યું હતું. વિરહવાર્તા યથાર્થ છે. તેવું બનવા યોગ્ય હોઇનેજ બન્યું છે.

'શ્રી નયકર્ણિકા માટે આપે બહુ રાહ જોઇ હશે. આપનું બારિકીથી વાંચતાં મને ક્વચિત્ ક્વચિત્ શંકાઓ પડે છે, કેમકે મારા વાંચવામાં (અન્યસ્થળે) બીજું આવેલ, તેથી મારા વાંચવાતાં આવેલ તેમાં અને આપની 'કર્ણિકા'માં ફેર છે કે નહી, છે તો તે સાપેક્ષ છે કે કેમ અથવા મારી સમજ ફેર છે કે કેમ એ વગેરેના યત્કિંચિત્ નિર્ણય અર્થે મારે તે તે વિષય ચર્ચતા ગ્રંથો જોવા પડયા છે અને તે પણ વિલંબનું એક કારણ છે. એના પરિણામ રૂપે ટેબલના આકારમાં જુદા જુદા નયો લખી તે અંગે જુદા જુદા લેખકો કેવા પ્રકારે વ્યાખ્યા કરે છે તે યોજના કરી છે, એટલે આપનો વિષય વાંચવાથી મને તો લાભજ થયો છે.

એના પરિણામ રૂપે મૂળ નયકર્ણિકાના વિષયની આ નોટ અંદરના સુધારા-વધારા સાથે આપને મોકલું છું. તે આપ તથા શ્રી મહેપાણી જોઇ જશો. અને તેમાં જ્યાં જ્યાં સુધારા-વધારાનો અવકાશ હોય તે બતાવશો એટલે પછી આપના ઉપોદ્ઘાત આદિમાં પણ જે જે કાંઇ ફેરફાર કરવો ઘટશે તે કરશું.

દેવચંદ્રજીના આગમસારમાં અને તેમનાજ નયચક્રસારમાં નય સંબંધે, ખાસ કરી "ઋજુસૂત્ર" સંબંધમાં ફેર દેખાય છે.

હાલ એજ પહોંચ તરત પાઠવશો તથા નોટ વાંચી જણાવશો. મારી એક ભુલ (થોડામાં) થઇ છે તે એ કે આપનું original લખાણ ચેરી નોટમાં મેં સુધારો કર્યો છે; પ્રાયઃ હવે પછી તેમ નહીં બને.

ન્યા. ય. ટીકા Extracts છે, પણ બહુ સારા છે, બહુ ગૂઢ અર્થવાળા છે. અન્ય શ્રુતની અપેક્ષા રાખે છે. એજ. કામસેવા-કૃપાપત્ર ઇચ્છું છું.

લી. આપના,

મનસુખ વિ. કિરતચંદ મહેતાના

સ. વિ. પ્ર.

P. T. O. તા. ૬-૫-૧૧.

આ સાથે મને જેમ લાગ્યું તેમ જુદું Elementary સ્વરૂપ લખી મોકલ્યું છે. તે આપ તથા શ્રી મેહેપાણી વાંચી જશો. અને સુધારા-વધારા-સૂચના સાથે મોકલશો અથવા સુધારશો અને ઉપયોગ કરવા યોગ્ય હોય તો સૂચવશો. પહોંચ તરત લખાવશો અને વસ્તુ જણાવશો.

જે પ્રશ્ન પુછયો હતો તે ખાસ આપનેજ પુછયો હતો. બુ૦...કે ચા૦...ને પુછવાની જરૂર નથી. તેઓની પાસેથી મારે જે ઉત્તર જોઇએ છે તે મગવાની આશાજ હાલ તો નથી કેમકે હાલતો તે ઉત્તર તેઓ આપી શકે તેવું સામર્થ્ય દેખાતું નથી, એવી દશા દેખાતી નથી.

લી. મનસુખ.

૩.

શ્રી મોરબી. ૭-૫-૧૧ રવિ.

પ્રિયબંધુ—

ગઇ કાલે ન+ક Text ની નોટ તથા બીજી મારી નોટ તથા પત્ર વગેરેનું B. P. મળ્યું હશે. બીજું પણ આજે બાકીનું મોકલું છું. ઉપોદ્ઘાતમાં વિષય આપે બહુ સારો લખ્યો છે. હવે ફેર કરાવી પ્રસિદ્ધી માટે મોકલો તે પ્રથમ શ્રી મહેપાણીને ખસુસ બારિકીથી જોઇ જવા વિનવશો.

બધી રીતે જોતાં લાંબા વખતથી એવા નિર્ણય ઉપર આવ્યો છું કે અભ્યાસ અને અનુભવ આ બંનેની બહુ જરૂર છે. અને એ બંનેને અર્થે મુખ્ય સાધનભૂત એવા અનુભવી જ્ઞાતા પુરૂષની જરૂર છે. કે જે યોગ હાલ તો ક્યાંએ પ્રાયઃ દેખાતો નથી. સત્પુરૂષની નિશ્રાએ તેની કૃપાથી, તેની સાચી ભાવના-જિજ્ઞાસાપૂર્વક અભ્યાસ-અનુભવ અર્થે સ્વયં યથાશક્તિ કરવું એજ સ્વ આધીન છે, હરી ઇચ્છા એમ છે. પ્રત્યુત્તર તરત પાઠવો.

દા. શુ. મનઃસુખ વિ. કિરતચંદ મહેતા

ના. સ. વિ. પ્ર.

૪.

Morvi, 22-5-11.

Dear Brother Mohanbhai,

I hope you have received my p.c. a few days back I shall be very glad and thankful to you to know the name of the विद्वद् रत्न. Have Mr. Govindjibhai and yourself gone through my corrections in your version of Naya Karnika, and the separate piice? I should like to know the particulars. I have fully grasped Nyaya Avtara, through the extracts of the Vivriti as well as through some other means. The whole Vivriti (sent by you) with some additions, from other authors, relating to the same needs to be translated. I shall do it and send the same to you. But it will take some time. In one of my letters, I wrote to you that going through your English Naya Karnika has done me good, by making me refer to other authors on Naya. It was to a great advantage to me, and as a fruit of the same I have been able to fully grasp and translate the *Naya Pradeepa* of Shree Yashovijayji. I wish to pass the same from you, Mr. Mehpani and one or two Sadhus whom you may recommend.

Hoping to hear soon.

Yours ever sincerely,

(Sd). **Mansukh Kiratchand Mehta,**

P.S. Who is the author of the Vivriti on Nyaya Avtara sent by you? I think, he is shree Sidhharshi.

૫.

Morvi, 26-5-11.

Dear Brother Mohanlalbhai,

Your kind p.c. of the 23rd inst to hand. You seem to have perhaps misunderstood me. I did not intend and cannot intend that you should combine me in the English version of N. K. with you. The separate piece was sent to you to see if it is correct and can be of use to you. If it cannot be of use to you, it may be returned to me with your corrections, remarks, suggestions &c.

Naya Pradeepa is nearing completion. Even the printed copy of N. P. (published by J. P. D. Sabha) is not free from errors. I draw your attention to page 98 (front side) l. 4 प्रतिपद्यमानो or विप्रति? p. 99 (front side) l. 2 चेतना चेतन १६ स्वभावाः–the whole seems to be incorrect, nay wrong. p. 99 (back side) 1-8 यत्यादय? गत्यादयः? If you have got the copy, please refer to it. There are other errors also.

The *Vivritti* of N.A. is by Sidharshi, as it appears from the *Prashasti*.

Brother, first we go deep in Jain philosophy and then we find how difficult it is and how unqualified we find ourselves for it. Hoping to hear *regularly.*

Yours ever sincerely,

Sd. **Mansukh K. Mehta.**

[ અમારા જૈનકાવ્ય પ્રવેશ અને સામાયિક સૂત્રનાં પુસ્તકો સંબંધી નીચેના પત્રનું વક્તવ્ય છે. તંત્રી ]

૬

શ્રી મોરબી તા. ૫-૬-૧૯૧૧

પ્રિય બંધુશ્રી,

આ સાથે "કાવ્યસંગ્રહ" ની પ્રસ્તાવના મોકલું છું. તેની પહોંચ લખાવશો. બધાં કાવ્યો સાથે દશ દિવસમાં જોઈ શકાય એમ નથી. આ પ્રસ્તાવની મને જ્યાં જરૂર લાગી છે ત્યાં કાંઇક ઉમેરેલ છે. જે ભાગ શ્રી મેઘાણીએ બીન જરૂરનો જોયો છે તે તેમજ લાગે છે.

શ્રી સામાયક વિચાર-માં પ્રુફની અશુદ્ધિ કવચિત્ દેખાય છે, તે તો આપ સુધારવાના હશોજ. તે સિવાય અશુદ્ધિ દેખાતી નથી. જે જે શ્લોકો દાખલ કર્યા છે તે તે બધાના મૂળ આધાર નથી આપ્યા. જથા અપાયા હત તો વધારે સારૂં હતું.

'કથણી કહે સબ કોઇ'-એ પદમાં છેલ્લાં પદમાં 'સેજ' જ છે. 'તેજ' રૂપ પાઠાંતર ક્યાંથી નિકળ્યો?

'નિરપેક્ષ વિરલા કોઇ' એમાં નિરપેક્ષ નથી પણ નિર્પક્ષ અને originalમાં 'નિરૂપખ(=નિષ્પક્ષપાતી -મધ્યસ્થ-સમતાવંત) એમ છે અને એજ બરાબર લાગે છે-નિરપેક્ષનો અર્થ એકાંતિક, એકાંતવાદી એવો થાય છે (મુખ્યપણે); જોકે આપે અપેક્ષાનો અર્થ આશા-ઇચ્છા-સ્પૃહા આપ્યો છે એટલે નિઃ+અપેક્ષા=સ્પૃહારહિત એટલે એમાં વાંધો નથી. તથાપિ original નિર્પખ છે.

પૃ. ૪, લા. ૭. પ્રમાદવર્તી છે ત્યાં પ્રમાદ વર્જી જોઇએ.

પૃ. ૪. લા. ૯ 'આઆએ ધમ્મો' છે ત્યાં 'આણાએ ધમ્મો' જોઇએ.

સંપૂર્ણ થયે મોકલી આપશો.

શ્રીમદ્ રાજચંદ્રનાં કાવ્યો સારાં છે એમ કહ્યા છતાં લેતા નથી તેમાં જે દલીલ દાખવો છો એ દલીલ એમજ મારી આગલી વાતને પુષ્ટ કરે છે કે વ્યવહારિક સ્થિતિ સારી કરો. વ્યવહારિક સ્થિતિ સારી નથી તેથીજ અન્યના દબાણમાં રહેવું પડે છે. સ્પૃહાને લઇનેજ અન્યના દબાણમાં રહેવું પડે છે. જે કાંઇ લખવા-પ્રસિદ્ધ કરવામાં આવે છે તે કાંઈ શ્રીમદ્પ્રતિ વિરોધ દાખવતાએ જનો (સાધુ આદિ) માટે નથીજ. જેને ઉપકાર થઇ શકે તેના માટે છે તો પછી શ્રીમદ્નાં કાવ્યો શા માટે ન દાખલ કરવાં? દાખલ નથી થઈ શકતાં તેમાં કેની સ્પૃહા અને લોકાનુયાયી વૃત્તિ કામ કરે છે. પણ પરમાર્થ એથી બહુ દૂર છે, એજ.

'નય પ્રદીપ' પુરો થઇ ગયો છે. સંદેહસંપન્ન વાક્યો માટે શા. કુંવરજી આણંદજીને પુછાવ્યું છે પણ તે તો હજુ સુધી જવાબજ ખાઇ ગયેલ છે. Retouch કરી હવે મોકલી આપીશ-બીજું પણ ચાલે છે. પ્રત્યુત્તર કૃપાપત્ર ઇચ્છું છું.

લી. આપના

મનસુખ વિ. કિરતચંદ મહેતાના સ. વિ. પ્રણામ

૭

શ્રી મોરબી ૨-૭-૧૧

પ્રિય બંધુશ્રી મોહનલાલભાઇ—

પત્ર મલ્યું છે. વર્તમાન દેશ કાળાદિ જોતાં "જૈન" કહેવરાવવું અથવા "જૈન" તરીકે ઓળખાવું એ મને તો પાપરૂપ લાગે છે. વાસ્તવિક નહિ પણ કહેવાતા અને જૈનનું અભિમાન માત્ર ધરતા એવા જૈનો માટે વીર્યનો વ્યય કરવો એ પણ ઉકરડે મોતી વાવવા જેવું છે. હાલ એ પ્રકારના વીર્યના વ્યયથી સ્વવ્યકિત (personal identity)ના જન સમૂહ (?) માં (અબજની વસતિમાંથી બસો પાંચસો જનોમાં. સમુદની અપેક્ષાએ ખાબોચીઆ જેટલામાં) ઓળખાવારૂપ મિથ્યાભિમાનના પોષણરૂપ લાભ થાય છે ખરો!

અદવાડીઆ પછી માંગરોળ જવું પડશે. શ્રી જ્ઞાનસાગરજી જણાવે છે કે સં. ૧૮૨૫ થી આનંદઘન ચોવીસી પર મેં વિચાર કરવા માંડયો. સં. ૧૮૬૬ સુધી વિચારતાં-વાંચતાં-અનુભવતાં એ ચોવીશી યથાર્થ ન સમજાઇ શકી. હવે દવે તો દેહ પડશે, માટે જેટલું જેમ સમજાયું છે તેમ તો લખું એમ કરી ૧૮૬૬ માં વર્તમાનમાં જે ભીમશી માણેકદ્વારા જે અર્થ પ્રસિદ્ધ થયા છે તે લખ્યા-છે એવું, કેમ?

એમ તો ચોક્કસ લાગે છે કે ધર્મ અને વર્તમાન અંગે જે કંઈ લખવું-પ્રકાશવું તે આત્મામાં પરિણામ

પામ્યા વિના લખાય-પ્રકાશાય તો પોતાને તો કાંઇ પણ લાભ નથીજ પણ પરને પણ લાભને બદલે, આત્મામાં પરિણામ પામ્યા વિનાનું યદ્વાતદ્વા અયથાર્થ લખાઇ જવાથી, હાનિરૂપ થાય છે. આ ગુણ જો સમજવામાં-શાંતિથી વિચારવામાં આવે તો તેનું સત્ય પ્રકટ જણાય એમ છે હાલ એજ.

પ્રત્યુત્તર ઇચ્છું છું. લી. શુ૦ મનસુખના પ્રણામ.

૮

શ્રી. મોરબી
૮-૩-૧૧ ગુરુ.

પ્રિય બંધુશ્રી મોહનલાલભાઇ.

અઠવાડીઆ ઉપર આપનું કૃપાપત્ર મળ્યું હતું. ઉત્તરમા વિલંબ માટે ક્ષમા માગવા યોગ્ય છું.

'શ્રીમદ્ રાજચંદ્ર'નાં કાવ્યોમાંના બેના અર્થ તો લખેલા છે છેલ્લાં બેના લખવા કે નહિ એ અમુક કારણે વિચાર થતો હતો પણ લખવાં એ વિચાર ઉપર આવ્યો છું તો હવે તે બંને લખી બધાના અર્થ મોકલી આપીશ.

આપે 'શ્રીમદ્ રાજચંદ્ર' ગ્રંથ અથથી ઇતિ સુધી વાંચ્યો હોય એવું બનવું અસંભવિત છે. તથાપિ એમ જો હોય તો તે અથથી ઇતિ સુધી **મધ્યસ્થ દૃષ્ટિએ બારીક અવલોકન પૂર્વક** વાંચવા વિનંતિ છે. વાંચ્યો હોય તો ફરી **ઉક્ત રીતિએ** વાંચવા વિનંતિ છે. પછી ઘણું ઘણું વિચારવાનું-સમજવાનું મળશેજ મળશે.

શ્રી. ન્યા. અ. અંગે તીવ્ર જીજ્ઞાસા કે અધૈર્ય તો નથીને ? જરૂર હોય તો જણાવશો તો આપનું mss. મોકલાવીશ.

શ્રી સા. સૂ. ના ૬૪_૬૫ મળ્યાં હતાં. હાલ એજ. કૃપાપત્ર ઇચ્છું છું.

લી૦ આપના
મનસુખ વિ. કિરતચંદ મહેતાના સવિનય પ્ર.

૯.

*Oh Lord I implore Thee to bless all mankind and keep us from evil and bring us to dwell with thee.*

This prayer is to go all over the world. Copy it and see what happens. It was said in good old times that those who wrote it were delivered from some great calamity and those who passed by it, would meet with some great misfortune. Those who write it within two days and send it to nine friends would on the fourth day receive some good news.

Do not write your name. Write the date you receive and the date you despatch. *Please do not break the chain*

Received. Despatched.
8-9-12. 9-9-12.

૧૦

શ્રી મોરબી ૨૧-૭-૧૪

પ્રિય બંધુ શ્રી મોહનભાઈ,

આપનો 'ધમકી'નો પત્ર મળ્યો હતો. શ્રી મ. ચ. (મહાવીર ચરિત) નો યથાશક્તિ પ્રયાસ કરીશ-કર્તવ્ય છે; પણ હાલ લાંબો સમય થયાં એ ભણી વીર્ય પ્રવર્તતું, પ્રવર્તી શકતું નથી. કારણો ઘણાં છે; ભય લાગે છે કે આપણે જબરા ભુલાવામાં, ચક્રાવામાં પડયા છીએ. તથાપિ સ્વજનની શુભ માગણીની ઉપેક્ષા નહિં કરી શકું, કરૂં તો મનેજ ખેદરૂપ થશે એમ માનું છું. ભાઇ કરસનજીને યોગ્ય મદદ આપશો. નાનચંદભાઈને ઉપયોગી થશે. હાલ એજ લખમશીભાઇને લખ્યું છે. બધાંને પ્રણામ દા. આપના મનઃસુખના પ્રણામ.

[ આ પત્ર 'હેરલ્ડ'ના તંત્રી તરીકે શ્રી મહાવીરના અંક માટે લેખ માગવાના ઉત્તર રૂપે લખાયો જણાય છે. ]

# અરિસિંહકૃત સુકૃત સંકીર્તન.

## [ વસ્તુપાલ-તેજપાલના યુગની સામગ્રી. ]

( અંગ્રેજી પ્રસ્તાવનાનો અનુવાદક-ડાક્ટર મોતીલાલ છગનલાલ સંઘવી, M. B. B. Sc.)

साक्षाज्जिनाधिपति धर्मनृपाङ्गरक्षो।
जागर्ति नर्त्तितमना मुदि वस्तुपालः।

**(૧) સુકૃત સંકીર્તન**—એ એક ઐતિહાસિક મહાકાવ્ય છે. તેની અંદર વસ્તુપાલે કરેલાં સુકૃત્યોનું વર્ણન છે. તે મહાકાવ્યનાં અગ્યાર સર્ગ છે. દરેક સર્ગને અંતે અમર પંડિતે બનાવેલા પાંચ પાંચ શ્લોકો લગાડેલા છે. તે પાંચ શ્લોકો પૈકી પ્રથમ ત્રણ વસ્તુપાલની પ્રશંસા સૂચવનારા છે. જ્યારે ચોથો શ્લોક આ કાવ્યના કર્તા અરિસિંહનું તથા તેની કવિ તરિકેની ચાતુરીનું વર્ણન આપે છે. પાંચમો શ્લોક જણાવે છે કે ઉપરના ચાર શ્લોકો અરિસિંહ પંડિતે બનાવ્યા છે તે બીનાની વાકેફગીરી આપે છે.

**(૨) સુકૃત સંકીર્તનની જનપ્રિયતા**—

જૈન સમાજમાં સુકૃત સંકીર્તન બહુજ લોકપ્રિય થયું હોય એમ જણાતું નથી. સોમેશ્વરના કીર્તિકૌમુદી ગ્રંથમાંથી કેટલાક શ્લોકો પ્રબંધ કોશમાં તેમજ જિનહર્ષસૂરિના વસ્તુપાલચરિત્રમાં મળી આવે છે પણ સુકૃત સંકીર્તનમાંથી એક પણ શ્લોક તેઓમાં લીધો જણાતો નથી. બાલચંદ્રસૂરિએ પણ પોતાનું કાવ્ય વસન્તવિલાસ કીર્તિકૌમુદીની ઢબ ઉપર રચેલું છે.

**(૩) વસ્તુપાલ સંબંધી સાહિત્ય.**

વસ્તુપાળ મંત્રીના ઇતિહાસને લગતા મુખ્ય ગ્રંથો તત્કાલીન અને પાછળથી બનેલા આ પ્રમાણે છે.

**તત્કાલીન**

| | | |
|---|---|---|
| ૧ | સુકૃત સંકીર્તન | અરિસિંહ કૃત |
| ૨ | કીર્તિકૌમુદી | સોમેશ્વર |
| ૩ | ધર્માભ્યુદય | ઉદયપ્રભ |
| ૪ | સુકૃત કીર્તિ કલ્લોલિની | ઉદયપ્રભ |
| ૫ | હમ્મીરમદ મર્દન | જયસિંહ સૂરિ |
| ૬ | વસ્તુપાલ તેજપાલ પ્રશસ્તિ | જયસિંહ સૂરિ |
| ૭ | વસંતવિલાસ | બાલચંદ્ર રચિત |

**પાછળથી બનેલ**

૮ વસ્તુપાલ પ્રબંધ. પ્રબંધચિંતામણિમાં આપેલ
૯ વસ્તુપાલ પ્રબંધ. ચતુર્વિંશતિ પ્રબંધમાં આપેલ.
૧૦ વસ્તુપાલચરિત્ર શ્રી જિનહર્ષ વિરચિત.

**(૪) ગ્રંથકાર અને તેનો ધર્મ.**

સુકૃત સંકીર્તનનો કર્તા અરિસિંહ હતો; તેના પિતાનું નામ લવણસિંહ હતું. તે વસ્તુપાલનો આશ્રિત હતો. ઉપદેશ તરંગિણીના આધારે જણાય છે કે અરિસિંહને પણ કીર્તિ કૌમુદીના કર્તા સોમેશ્વરની માફક ગીરાસ તથા આ કાવ્ય બનાવવા માટે બીજી પણ કેટલીક બક્ષીસો મળી હતી.[1] તે પોતે વણિક હતો કે બારોટ હતો તે ચોકસ સમજાતું નથી. તેના નામ સાથે ઠક્કુર પદ લાગેલું છે અને તે પદ વણિક કોમમાં પણ સાધારણ હતું. તેના ધર્મ સંબંધમાં પણ કાંઇ ચોકસ જણાતું નથી કે તે જૈન ધર્મ પાળતો કે શૈવ ધર્મ પાળતો. મહારાજા કુમારપાળનાં આત્માને બોલાવી તેની પાસે ભીમદેવને હુકમ કરાવે છે કે જૈન ધર્મનું માહાત્મ્ય તારે ફરીથી સજીવન કરવું તે બીના ગ્રંથ કર્તા જૈન હોવાનું પુરવાર કરે છે. જ્યારે તેના ગ્રંથની આદિમાં જિનેશ્વર ભગવાનને પ્રણામ કર્યાનું તેણે વિસાર્યું છે તથા તેણે જણાવ્યું છે કે વસ્તુપાલની માતા કુમારદેવી જો કે જૈન ધર્મ પાળનારામાં એક અગ્રગણ્ય હતી છતાં તેને શૈવ ધર્મમાં પણ શ્રદ્ધા હતી તે વાત આપણને તે શૈવ હોવાનું કારણ આપે છે. અલબત્ત તે ચુસ્ત શૈવ નહિજ હોય. ઉપરની બીના અરિસિંહેજ આપી છે, બીજા કોઇ ગ્રંથ કર્તાઓએ આપી

---

૧. स्वसंकीर्तन गुणकुल पूर्जावदात प्रतिपादक कीर्तिकौमुदी सुकृत संकीर्तन काव्यकृत्सोमेश्वरारिसिंहयोर्ग्राममाया शुद्धकूलादिदानं मायमीवाहं दत्तम्।

નથી. સુકૃત મુક્તાવલી નામનો જલ્હણ કવિનો એક ગ્રંથ છે તેની અંદર અરસી ઠક્કુર સંબંધે ચાર શ્લોકો આપેલા છે તે અરસી ઘણે ભાગે આપણા ગ્રંથકર્તાજ જણાય છે.[2]

(૫) અમરચંદ્ર અને તેનો અરિસિંહ સાથે સંબંધ:—

અમરચંદ્ર એ સંસ્કૃત સાહિત્યમાં એક નામાંકિત વ્યક્તિ છે. તેના ગ્રંથોની કીર્તિ માત્ર જૈન સમાજમાંજ ફેલાયલી હતી એમ નહિં પણ તે બ્રાહ્મણોમાં પણ વિસ્તરેલી હતી. બ્રાહ્મણોમાં તેના ગ્રંથો બાલભારત તથા કવિકલ્પલતા વિશેષ પ્રખ્યાત હતા. તેના હાલમાં ઉપલબ્ધ થતા બીજા ગ્રંથોમાં છન્દોરત્નાવલી, સ્યાદિશબ્દસમુચ્ચય અને પદ્માનંદકાવ્ય મુખ્ય છે. ઉપર જણાવેલું પદ્માનંદ કાવ્ય એ પાટણના એક વાયડા વાણીયા નામે કોષ્ટાગારિક પદ્મની વિનતિથી રચવામાં આવ્યું હતું.[3] એ કાવ્યનું બીજું નામ જિનેન્દ્રચરિત્ર પણ કહેવાય છે કારણ કે તેની અંદર તીર્થંકરોનાં જીવનચરિત્રો આપેલાં છે. પ્રબંધકોશમાં તેના બીજા બે ગ્રંથોનાં નામ પણ આપેલાં છે તે સૂક્તાવલી તથા કલાકલાપ નામનાં છે. તેણે બાલભારતમાં એક જગ્યાએ વેણી–અંબોડાનું વર્ણન કરતાં તેની કૃપાણ તરવાર સાથે સરખામણી કરી છે તેથી તેને 'વેણીકૃપાણ'અમર પણ કહેતા હતા. અમરસિંહ એ વિવેકવિલાસના કર્તા જિનદત્તસૂરિ કે જે વાયડગચ્છના હતા તેના શિષ્ય હતા. જિનદત્તસૂરિ વસ્તુપાળની સાથે શત્રુંજયની જાત્રાએ ગયેલા સૂરિઓમાંના એક હતા તેમ આ ગ્રંથમાં ઉલ્લેખ છે. પ્રબંધકોશ આપણને જણાવે છે જિનદત્તસૂરિના શિષ્ય અરિસિંહ કવિરાજ પાસેથી અમરચંદ્રને સિદ્ધસારસ્વત મંત્ર મળ્યો હતો. તે મંત્ર એકવીશ દિવસ જપવાથી સરસ્વતી દેવી એકવીશમા દિવસે મધ્ય રાત્રિએ ચંદ્રબિંબમાંથી નીકળી તેની પાસે પ્રત્યક્ષ થઇ, અને તેને વરદાન આપ્યું કે તું એક સિદ્ધ કવિ થઈશ અને બધા રાજાઓ તને માન આપશે. તેજ પ્રબંધકોશ, તેને વિસલદેવના દરબારમાં પ્રવેશ તથા તેની મારફત તેના ગુરૂ અરિસિંહનો પ્રવેશ કેમ થયો તેનું વર્ણન કરે છે. પ્રબંધચિંતામણિ જણાવે છે કે અમરચંદ્રે વસ્તુપાલના વખતમાં ધોલકાના દરબારમાં પ્રવેશ કર્યો હતો અને ત્યાં શક્તિશાલી તથા કીર્તિવંત કવિ તરીકે સન્માનિત હતો. અમરચંદ્ર પોતે અરિસિંહના શિષ્ય હતા એવું પોતાના પ્રસિદ્ધ એક પણ ગ્રંથમાં જણાવતા નથી, પણ પુસ્તકો ઉપરથી એટલું જણાય છે કે તેઓ અરિસિંહ અને તેની કવિતાને બહુજ માનદૃષ્ટિથી જોતા હતા, અરિસિંહદ્વારા અમરચંદ્રને સિદ્ધ સારસ્વત મંત્ર મળવાની બીના તથા વિશલદેવના દરબારમાં અરિસિંહનો અમરચંદ્રદ્વારા થયેલ પ્રવેશ એ બન્ને બાબતો સત્ય હોય એ બહુ વિચારણીય છે. પણ એક વસ્તુ સ્પષ્ટ છે કે વિસલદેવના દરબારમાં બન્ને જણ અરિસિંહ અને અમરકવિ તરીકે નામાંકિત દરજ્જો ભોગવતા હતા. જેમ સુકૃતસંકીર્તનમાં અમરચંદ્રે ચાર શ્લોકો રચ્યા છે તેવીજ રીતે અમરચંદ્રની કવિકલ્પલતામાં કેટલાંક સૂત્રો અરિસિંહે અને કેટલાંક સૂત્રો અમરે બનાવ્યાં છે.[4] કવિકલ્પલતામાં

૨ અતિવિપુલં કુચયુગલં રહસિ કરૈરામૃશન્મુહુર્લક્ષ્મ્યાઃ ।
તદપહૃતં નિજહૃદયં જયતિ હરિર્મૃગયમાણ ઇવ ॥
મધ્યેન તસ્યા વિજિતઃ કૃશાંગ્યાઃ પંચાનન કાનનબદ્ધવાસઃ ।
તસ્યાઃ સ્તનસ્તંભ તટીધિયૈવ કુંભૌ ગજાનાં કુપિતો ભિનત્તિ ॥
દધિમથનવિલોલલ્ લોલદૃગ્વેણિદંભા દમદયયમનંગો વિશ્વ-
વિશ્વૈકજેતા ।
ભવ પરિભવ ખેદત્યક્તબાણઃ કૃપાણશ્રમમિવ દિવસાદૌ
વ્યક્તશક્તિર્ન વ્યક્તિ ॥
કાન્તાઽસ્મદ્ દૈવગત્યા કથમપિ ગમિતાન્યન્તરાલેત્થ ભક્ત્યા·
ષ્યુદ્ગીયો દ્વીય ભૂયસ્તરુ શિખર શિરાભેવ તેભ્યઃ શ્રયન્તે ।
ઇત્થં ત્વદ્ વૈરિનારી ગિરિપુ ભગતે ! જંબુલમ્બી કદમ્બ-
ભ્રાંત્યા ભર્તુર્બુભુક્ષોઃ કથયતિ પુરતશ્ચેષ્ટિતં ષટ્પદાનામ્ ॥
— જલ્હણની સુક્તિમુક્તાવલી.

૩ પદ્મેનાભ્યાર્થિત· સ શ્રી જિનેન્દ્રચરિતાહ્વયમ્ ।
શાસ્ત્રસહાયો મહાકાવ્યં નિર્મમે નિર્મમેશ્વરઃ ॥ પદ્માનંદ ૧-૪૩.

૪ સારસ્વતામૃત મહાર્ણવ પૂર્ણિમેન્દોર્મત્વાઽરિસિંહસુકવેઃ
કવિતારહસ્યં ।
કિંચિચ્ચ તદ્રચિતમાત્મકૃતં ચ કિંચિદ્ વ્યાખ્યાસ્યતે
ત્વરિત કાવ્યકૃતેઽત્ર સૂત્રં ॥
—કાવ્યકલ્પલતા વૃત્તિ ૧–૧.

અમરચંદ્રે જણાવ્યું છે કે અરિસિંહે કવિતારહસ્ય નામનો એક વધારે ગ્રંથ પણ રચ્યો છે અને સુકૃતસંકીર્તનમાં અરિસિંહને એક શક્તિસંપન્ન તાર્કિક તરીકે અમરચંદ્રે જણાવ્યો છે.

## (૬) સુકૃત સંકીર્તનનું પૃથક્કરણઃ—

પહેલા સર્ગમાં ચાપોત્કટ (ચાવડા વંશના) રાજાઓની વંશાવલી આપવામાં આવી છે. વનરાજ સંબંધી એમ લખેલું છે કે તેણે અણહિલ્લપાટણ શહેર સ્થાપ્યું અને ત્યાં પંચાસરાપાર્શ્વનાથના મંદિરની સ્થાપના કરી. તેના પછી અનુક્રમે ગુજરાતની ગાદીએ યોગરાજ, રત્નાદિત્ય, વૈરિસિંહ, ક્ષેમરાજ, ચામુંડ, રાહડ અને ભૂભટ નામના રાજાઓએ રાજ્ય કર્યું. ચાવડા રાજાઓની આ યાદી ઉદયપ્રભના સુકૃતકીર્તિકલ્લોલિનીમાં આવેલી યાદીને બરાબર મળતી આવે છે. કૃષ્ણાજીની રત્નમાળા કે જે માનવામાં આવે છે એટલી જુની નથી તેમાં આપેલી બીના ઉપરના બન્ને સબળ પ્રમાણોના સામ્યથી વિશ્વાસપાત્ર નથી.

બીજા સર્ગમાં ચાલુક્ય (સોલંકી) રાજાઓના રાજ્ય વર્ણન છે. મૂળરાજનું દર સોમવારે સોમેશ્વરની જાત્રાએ જવું એ બીના બાલચંદ્રના વસંતવિલાસમાં પણ આપેલી છે. ચોથા શ્લોકમાં તેણે અણહિલવાડામાં ત્રિપુરુષપ્રસાદ બંધાવ્યો તેનો ઉલ્લેખ છે. મૂલરાજે કચ્છના રાજા લક્ષ (લાખા) અને કાન્યકુબ્જના રાજાના સેનાધિપતિ બારપને હરાવ્યા હતા. તેરમા શ્લોકમાં માળવાના રાજા ઉપર વલ્લભરાજે મેળવેલ જયનું વર્ણન છે. વલ્લભરાજને 'જગજઝંપણ' નામનું બિરુદ હતું. આ બિરુદનો ઉલ્લેખ કુમારપાલ પ્રતિબોધ, કીર્તિકૌમુદી, સુકૃત કીર્તિકલ્લોલિની અને વસંતવિલાસમાં મળે છે. દુર્લભરાજ બહુજ શરમાળ હતો અને જ્યારે તેના દરબારના કવિઓ તેને કૃષ્ણની ઉપમા આપતા ત્યારે તે શરમાતો હતો. ભીમદેવે ધારાના ભોજને હરાવ્યો હતો. કર્ણે માલવાના રાજાને જીત્યો હતો અને ત્યાંથી નીલકંઠ શિવની મૂર્તિ લઇ આવ્યો હતો. જયસિંહે બર્બક ઉપર જીત મેળવી હતી અને ધારાના રાજા યશોવર્માને કેદ પકડી લાવ્યો હતો. તેણે સિદ્ધસરસ્ નામનું તળાવ ખોદાવ્યું હતું અને એક મોટો જયસ્તંભ ઉભો કર્યો હતો. જયસિંહ પોતાની માતા તરફ બહુજ ભક્તિભાવ રાખતો હતો. કુમારપાલે પુત્રવિનાના નાવારસ વ્યાપારીઓની મીલકત દરબાર દાખલ કરવામાં આવતી તે કાયદો બંધ કર્યો હતો અને તેણે દરેક ગામમાં જૈન મંદિર બંધાવરાવ્યાં હતાં; તેણે જાંગલરાજ અને શાકંભરીના અર્ણોરાજને જીત્યા હતા. અને તેના સેનાધિપતિ અંબડ કે જે એક વાણિયો હતો તેણે કોંકણના કાદંબ રાજા મલ્લિકાર્જુનને હરાવીને મારી નાંખ્યો હતો. આ આંબડના જયને બાલચંદ્રના વસંતવિલાસમાંથી પણ પુષ્ટિ મળે છે. અજયદેવ જે સામાન્ય રીતે અજયપાલ કહેવાતો હતો તેણે સાંભરના રાજા પાસેથી સુવર્ણ મંડપિકા મેળવી હતી. મૂળરાજ બીજો જો કે બાલક હતો તો પણ તેણે તુરુષ્ક મહમ્મદ શાહાબુદીનઘોરીને હરાવ્યો હતો. ભીમદેવ બીજો બહુજ ઉદાર અને ઉડાઉ હતો. તેનું રાજ્ય તેના બહુજ જોરાવર મંડળેશ્વરોથી ચવાઇ જતું હતું, તેથી રાજ્યને કેમ બચાવવું તેની ભીમદેવને ચિંતા થતી હતી. તે અરસામાં એક રાત્રે તેના પિતામહ કુમારપાળે ઉંઘમાં દેવસ્વરૂપે દેખાવ દીધો અને કહ્યું કે દેશમાં શાંતિ સ્થાપવા તથા રાજ્યના નાના નાના ટુકડાઓ થતા અટકાવવા તથા જૈન ધર્મ જે લગભગ ક્ષીણ થવા માંડ્યો હતો તેને બચાવવા તારે ધવલ કે જેને ભીમપલ્લીની જાગીર મેં આપી હતી તેના પુત્ર અર્ણોરાજના પુત્ર લવણપ્રસાદને સર્વેશ્વર બનાવવો અને તેના પુત્ર વીરધવલને યુવરાજ તરીકે સ્થાપવો. ત્યાર પછી વીરધવલે ભીમદેવ રાજાને પોતાને સારા મંત્રીઓ આપવા વિનંતિ કરી. ભીમદેવે કહ્યું કે આ રાજ્યમાં પહેલાં પોરવાડ વંશમાં ઉગ્ર તેજસ્વી ચંડપ રહેતો હતો, તેને ચંડપ્રસાદ નામનો પુત્ર હતો, તેનો પુત્ર સોમ કે જે સિદ્ધરાજ જયસિંહ સિવાય કોઇ પણ રાજાને અને જિનેશ્વર ભગવાન સિવાય કોઇપણ દેવને પ્રભુ તરીકે માનતો નહતો તે સિદ્ધરાજની સેવામાં રહ્યો હતો. તેના પુત્ર અશ્વરાજે સાત નરકમાંથી બચવા સાત જાત્રાઓ કરી પોતાની કીર્તિને દુનીયામાં જળહળતી બનાવી હતી. તેની ગૃહદેવી

કુમારદેવી કે જેને પોતે જૈનધર્મમાં બહુજ આગ્રહ પડતી હતી છતાં શૈવધર્મમાં પણ શ્રદ્ધા હતી. તેને ત્રણ પુત્રો હતા–મલ્લદેવ, વસ્તુપાલ અને તેજપાલ પછી ભીમે વસ્તુપાલ અને તેજપાલને વીરધવલના મંત્રીઓ તરીકે આપ્યા અને વીરધવલને કહ્યું કે તારા પરાક્રમને આ બન્ને બે આંખોની ગરજ સારશે જેનાથી તું તારા શત્રુઓને શોધી કાઢી પગ નીચે ચગદી નાંખી શકીશ. બન્ને મંત્રીઓએ જૈનધર્મને ઉન્નત કરવાનો કુમારપાલનો સંદેશનો પણ અમલ કરવાનો છે. આ વૃત્તાંત સોમેશ્વરના કીર્તિકૌમુદીમાં આપેલા વૃત્તાંતથી જો કે ભિન્ન છે પણ તત્કાલીન બીજા બે ગ્રંથોના વર્ણન સાથે તે બરાબર મળતો આવે છે. તે બન્ને ગ્રંથો તે (૧) જયસિંહની વસ્તુપાળ તેજપાળ પ્રશસ્તિ અને (૨) ઉદયપ્રભની સુકૃત કીર્તિ કલ્લોલિની છે. આ બાબતમાં વસ્તુપાળના પોતાનાજ શબ્દો ઉપર વધારે વજન આપી શકાય નરનારાયણાનંદમા તે પોતાને ગુર્જરેશ્વરનો મુખ્ય મંત્રી હોવાનું જણાવે છે અને તેના છેલ્લા સર્ગમાં તે જણાવે છે કે તેણે પોતાના અત્યંત પ્રભાવમધુર કાંઇ પણ અંતરાય વિના ધર્મોત્સવ નિરંતર કરવા માટે ગુજરાતના રાજા ભીમદેવના મહામંત્રીનું પદ પરવશતા આપનારૂં છતાં સ્વીકાર્યું હતું.[૫] બાલચંદ્રે આપેલી બીના સોમેશ્વરે આપેલી બીના સાથે મળતી આવે છે.

ચોથા સર્ગમાં વીરધવલે પોતાના મંત્રીઓની મદદથી કેવી રીતે ધરતી છતી અને પાપ તથા અત્યાચાર કેવી રીતે અટકાવ્યાં તેનું વર્ણન અરિસિંહ આપે છે ત્યાર પછી તેજપાલે વસ્તુપાલને રાજાનો હુકમ માનવાને તથા જૈન ધર્મને ઉન્નત કરવાને વિનતિ કરી. બન્ને જણ પોતાના ધર્મગુરૂ નાગેન્દ્રગચ્છના વિજયસેનસૂરિ પાસે ગયા. આ પ્રસંગે આ ગચ્છના સૂરિઓનો વંશાનુક્રમ કવિએ આપ્યો છેઃ–(૧) મહેન્દ્રસૂરિ (૨) શાંતિસૂરિ (૩) આનંદસૂરિ અને અમરસૂરિ કે જેઓએ જયસિંહદેવ પાસેથી પોતાના નાનપણમાંજ મદમત્ત વાદીઓ રૂપી હાથીઓને વાદમાં હરાવી 'વ્યાઘ્રસિંહ શિશુકો'નો ખીતાબ મેળવ્યો હતો. (૪) હરિભદ્રસૂરિ (૫) વિજયસેનસૂરિ–વિજયસેનસૂરિએ તેમને સંઘાધિપતિ થવાનું ધાર્મિક પુણ્ય સમજાવ્યું. વસ્તુપાલે તે રીતે કરવા નિશ્ચય કર્યો.

પાંચમા સર્ગમાં મહાયાત્રાની તૈયારીનું વર્ણન આપ્યું છે. પોતાની માતાની પક્ષમાં પોતાના ધર્મગુરૂ મલધારી ગચ્છના નરચંદ્રસૂરિ, વાયડા ગચ્છના જિનદત્તસૂરિ, સંડેરક ગચ્છના શાન્તિસૂરિ અને ગલ્લક લોકના સૂર્યરૂપ વર્ધમાનસૂરિ આદિ નામાંકિત આચાર્યો આ જાત્રામાં વસ્તુપાલની સાથે આવ્યા હતા. સઘે કાસહ્રદ (હાલનું કાસન્દ્રા) પાસે પડાવ નાંખ્યો હતો. અને ત્યાં ઋષભદેવના મંદિરમાં મોટો ઉત્સવ કર્યો હતો તેનું વર્ણન આપેલ છે.

છઠ્ઠા સર્ગમાં કાવ્યના સાંકેતિક રીવાજ પ્રમાણે સૂર્યોદયનું વર્ણન આપ્યું છે.

સાતમા સર્ગમાં શત્રુંજય પર્વત ઉપર ચડવાનું તથા ભક્તિભાવ પૂર્ણ ઉત્સવોનું વર્ણન આપેલ છે. તીર્થના અધિષ્ઠાયક દેવ કપર્દી યક્ષને પ્રથમ વંદન કરીને વસ્તુપાળ આદિનાથના મુખ્ય મંદિરમાં પ્રવેશ કરે છે. સંઘ પર્વત ઉપર આઠ દિવસ રહે છે.

આઠમા સર્ગમાં દેવપાટણ અને ગિરનારની યાત્રાનું વર્ણન છે. શત્રુંજયથી ઉપડી સંઘ સોમનાથ મહાદેવની પૂજા કરવા દેવપાટણ જાય છે ને ત્યાથી ગિરનાર આવે છે. પર્વતની તળેટીમાં સંઘ પડાવ નાંખે છે. અને ઉત્સવ ક્રિયા શરૂ થાય છે. ત્યાર પછી નેમીનાથની પૂજા અને ઉત્સવનું વર્ણન આવે છે, ગિરનારના જૈન મંદિરોની અધિષ્ઠાતા અંબાદેવીને પગે લાગી તથા શાંબ અને પ્રદ્યુમ્ન જે અહીં મુક્તિ પામ્યા છે તેનાં દર્શન કરી સંઘ પર્વત ઉપર આઠ દિવસ રહી નીચે ઉતરે છે.

નવમા સર્ગમાં પર્વત ઉપરથી ઉતરતાં મંત્રીશ્વરે પડ્ઋતુ જોઇ તેનું કવિ વર્ણન કરે.છે.

દશમા સર્ગમાં સંઘ ગૃહ પ્રત્યે પ્રયાણ કરે છે તેનું વર્ણન છે. સંઘ પૂર્ણ ઠાઠમાઠથી વામનસ્થલી (હાલના વંથલી)માં પ્રવેશ કરે છે. જયારે ધોળકા

૫ भास्वत्प्रभावमधुराय निरन्तरायधर्मोत्सव व्यतिकराय निरन्तराय ।
यो गूर्जरावनि महीपति भीमभूप मन्त्रीन्द्रता परवशत्वमपि प्रपेदे ॥ १४–१३५.

નજીક સંઘ પાછો આવે છે ત્યારે તેજપાળ સાથે વીરધવલ પણ સર્વ શહેરીઓ સાથે તેનું સ્વાગત કરવા સામો આવે છે. યાત્રાના સંપૂર્ણ વર્ણન સારૂ સરખાવો ધર્માભ્યુદયનો છઠ્ઠો સર્ગ અને વસંતવિલાસનો અગિયારમો અને બારમો સર્ગ.

અગિયારમા સર્ગમાં વસ્તુપાળે જે જે મંદિરો બંધાવ્યાં તથા સમરાવ્યાં તેનું વર્ણન છે તે નીચે પ્રમાણેઃ—

**અણહિલવાડ પટ્ટનમાં.**

(૧) વનરાજના પંચાસરા પાર્શ્વનાથના મંદિરનો પુનરૂદ્ધાર.

**ખંભાતમાં—**

(૨) ભીમેશના દેવળમાં સુવર્ણદંડ તથા કળશ ચડાવ્યાં.

(૩) ભટ્ટાદિત્ય પાસે ઉત્તાનપટનું ઉજ્જુ કરવું તથા તેના મસ્તકે સુવર્ણદાર ચડાવવો.

(૪) ભટ્ટાર્કવટક નામે વનમંદિરમાં કુવો ખોદાવવો.

(૫) સૂર્યદેવ બકુલના મંદિર પાસે મંડપ કરાવ્યો.

(૬) વૈદ્યનાથના મંદિર અને તેના મંડપનું સમરાવવું.

(૭) છાશ તથા દહીંના વિક્રય સ્થળે તેમાં જીવ જંતુ પડતાં બચે, તે સારૂ ઉંચી દીવાલની વાડો બાંધી આપવી.

(૮) બે ઉપાશ્રય બંધાવ્યાં.

(૯) બે બાજુ ગવાક્ષો સાથે પાણીની પરબ બંધાવવી.

**ધોલકામાં—**

(૧૦) આદિનાથનું મંદિર બંધાવવું.

(૧૧) બે ઉપાશ્રય બંધાવ્યાં.

(૧૨) ભટ્ટાર્ક રાણક નામે મંદિરનું સમરાવવું.

(૧૩) વાપી (વાવ) બંધાવી.

(૧૪) પ્રપા-પાણીની પરબ બંધાવી.

**શત્રુંજય પર્વત ઉપર.**

(૧૫) આદિનાથના મંદિર આગળ ઇંદ્ર મંડપ બંધાવ્યો.

(૧૬) નેમિનાથ ને સ્તંભન પાર્શ્વનાથનાં મંદિર બંધાવ્યાં.

(૧૭) સરસ્વતી દેવીની મૂર્તિ કરાવી.

(૧૮) તેના વડવાઓ-બાપદાદાઓની મૂર્તિઓ કરાવી.

(૧૯) વસ્તુપાળ-તેજપાળ તથા વીરધવળના બાવલાંની હાથી ઉપર જુદી જુદી મૂર્તિઓ બનાવરાવી પધરાવવી.

(૨૦) ગિરનારનાં ચાર શિખરો અવલોકન, અંબા, શાંબ અને પ્રદ્યુમ્નની રચના શિલ્પમય કરાવવી.

(૨૧) આદિનાથના મંદિર પાસે તોરણ બનાવવું.

(૨૨) ભરૂચના સુવ્રત સ્વામી તથા સાચોરના મહાવીર સ્વામીના મંદિરના અવતારરૂપ મંદિરો બનાવ્યાં

(૨૩) આદિનાથની મૂર્તિની આગળ સોનાનો તથા રત્નનો પૃષ્ઠપટ્ટ બનાવ્યો.

(૨૪) સુવર્ણ તોરણ ચડાવવું.

**પાલીતાણાની નજીકમાં**

(૨૫) એક મોટું તલાવ ખોદાવ્યું.

(૨૬) એક ઉપાશ્રય બંધાવ્યો.

(૨૭) એક પાણીની પરબ બંધાવી.

**અંકેવાલીય ગામમાં.**

(૨૮) એક તલાવ ખોદાવ્યું.

**ગિરનાર પર્વત ઉપર.**

(૨૯) સ્તંભન પાર્શ્વનાથ અને શત્રુંજયના આદીશ્વરનાં મંદિર બંધાવ્યાં.

**સ્તંભનમાં ( ઉમરેઠ પાસે થામણામાં )**

(૩૦) પાર્શ્વનાથનું મંદિર સમરાવ્યું.

(૩૧) પાર્શ્વનાથના મંદિર પાસે બે પરબ બંધાવી.

**ડભોઇમાં**

(૩૨) વૈદ્યનાથના મંદિર ઉપરથી માલવાના રાજાએ સુવર્ણ શિખરો ઉપાડી જવાથી નવાં સુવર્ણ શિખર મઢાવ્યાં અને સૂર્યદેવની નવી મૂર્તિ પધરાવી.

**આબુ પર્વત ઉપર.**

(૩૩) પોતાના મોટા ભાઇ મલ્લદેવના મૂળ જીવના ધર્મ કલ્યાણ સાર(સંવત્ ૧૨૭૮ માં)મલ્લદેવને ગોખલો બંધાવવો.

વસ્તુપાલનાં મંદિરો, દયાનાં કામો તથા સામાજીક ઉપયોગનાં કામોની સંપૂર્ણ ટીપ સાર વાંચનાં જિનહર્ષનું વસ્તુપાલચરિત્ર જોવું જોઇએ.

(૯) ગ્રંથ બનાવ્યાની સાલ.

આબુ ઉપરના શિલાલેખો લખાયા તે સાલ સંવત્ ૧૨૮૭ ની છે તે પહેલાં, તથા મલ્લીનાથના ગોખલાની બનાવટની સાલ ૧૨૭૮ ની છે તે પછી આ સુકૃત સંકીર્તન ગ્રંથની રચના થઇ છે. ડા. બુદલરે વીએનાની ધમ્પીરીઅલ એકેડેમી ઓફ સાયંસીઝમાં સીટઝુનબેરીશ (વૉ. ૧૧૬, ૧૮૮૭)માં 'ડાશ સુકૃત સંકીર્તન' નામનો બહુજ લંબાણ પૂર્વક લેખ લખ્યો છે. તેનું અંગ્રેજી ભાષાંતર ઇન્ડીયન એન્ટિકવરીના વૉલ્યુમ ૩૧ પાને ૪૭૭-૪૯૫ માં પ્રસિદ્ધ થયું છે. ગૂજરાતમાં ઉત્પન્ન થયેલા આ એક બહુજ મહાન્માં મહાન્ અમાત્યનું સંપૂર્ણ જીવન વૃત્તાંત જાણવા તથા તેનું સર્વ દૃષ્ટિએ પરિશીલન કરવા વાંચકે ગાયકવાડ સરકારની ઓરીએન્ટલ સીરીઝના નરનારાયણાનંદ, વસંતવિલાસ અને હમ્મીરમદમર્દનના ઉપોદ્ઘાતો અવશ્ય વાંચવા જોઇએ. તેજ સીરીઝમાં પ્રગટ થયેલ નરનારાયણાનંદના પુસ્તકમાં વસ્તુપાલ અને પોતાની બન્ને સ્ત્રીઓની મૂર્તિનો ફોટો પણ આપવામાં આવેલ છે.

---

# श्रीमद् यशोविजयजी कृत ज्ञानसार स्वोपज्ञ बालावबोध सहित.

ગત પૃ. ૯૧ થી ચાલુ.

[ એક ભાઈ લખે છે કે 'જૈનયુગમાં શ્રી યશોવિજયજી કૃત ગ્યાનસાર બાલાવબોધ છપાવીને બહાર પાડયો છે તે વાંચ્યો છે તે બાલાવબોધ જૈનધર્મ પ્રસારક સભા તરફથી બહાર પડયો છે તો આપશ્રી યશોવિજયજી કૃત ગ્યાનસાર મૂલ તે ઉપર દેવચંદ્રજી મહારાજે જ્ઞાનમંજરી નામની સંસ્કૃત ટીકા બનાવેલી છે, તેનું જો ભાષાંતર ચાલુ ભાષામાં થાય તો સમાજને તત્વજ્ઞાન મેલવવાનો ઘણો આનંદ થાય તેમ છે તેમજ સમાજ ઉપર મોટો ઉપગાર થાય તેમ છે'-આના ઉત્તરમાં જણાવવાનું કે ખુદ યશોવિજયજીકૃત બાલાવબોધનું મહત્ત્વ ઘણું છે અને તે બહાર પડયો નથી. તે બહાર પડવાની ખોટી ભ્રમણા આ લખનાર ભાઈને થઈ છે તે ચોકસાઈ કરી પોતે દૂર કરશે.

પૂજ્ય મુનિમહારાજ શ્રી કર્પૂરવિજયજી આ સ્વોપજ્ઞ બાળાવબોધના મુદ્રણથી અતિ પ્રસન્ન થયા છે, એવું રા. મોતીચંદભાઈ તરફથી અમો જાણ્યું છે, અને અનેક વાંચકો તેનાથી પ્રમોદ પામ્યા છે એની અમોને ખાત્રી છે. તંત્રી ]

### ३ स्थिरताष्टक

वत्स किं चंचलस्वांतो भ्रान्त्वा भ्रान्त्वा विषीदसि ।
निधिं स्वसंनिधावेव, स्थिरता दर्शयिष्यति ॥ १ ॥

સ્વો० બા० હે વત્સ ! ચંચલ ચિત્તવાળો થકો ઠામિ ઠામિ ભમીનઇ સ્યુ ખેદ પામઇ છઇ, પોતાનઈ પાસઇજ રહેલ નિધાન તે સ્થિરતા દેખાડસ્યઈ

ચાલુ ભાષા-હે વત્સ ! ચંચલ ચિત્તવાળો (થયો) થકો ઠામે ઠામે ભમીને શું ખેદ પામે છે ? પોતાની પાસેજ રહેલ નિધાન તે સ્થિરતા દેખાડશે.

ज्ञानदुग्धं विनश्येत लोभविक्षोभकूर्चकैः ।
आम्लद्रव्यादिवास्थैर्यादिति मत्वा स्थिरो भव ॥ २ ॥

સ્વો० બા०-યથા ખાટા દ્રવ્ય થકી દૂધ વિણસઇ, તથા અસ્થિરપણાથી લોભના વિકારરૂપ કૂચો થઇનઇ જ્ઞાનરૂપ દૂધ વિણસઇ, એહવું જાણીનિં સ્થિર થા. એ શિષ્યનિં ઉપદેશ.

ચાલુ ભાષા-યથા (જેમ) ખાટા દ્રવ્ય થકી દૂધ વિણસે, તથા (તેમ) અસ્થિરપણાથી લોભના વિકારરૂપ કૂચા થઇને જ્ઞાનરૂપી દૂધ વિણસે-એવું જાણીને સ્થિર થા. એ શિષ્યને ઉપદેશ (છે).

अस्थिरे हृदये चित्रा वाग्नेत्राकारगोपना ।
पुंश्चल्या इव कल्याणकारिणी न प्रकीर्तिता ॥ ३ ॥

સ્વો० બા०-અસ્થિર ચિત્ત સર્વત્ર ફિરતઇ થકઇ વિચિત્ર પ્રકારના વચન, નેત્ર, આકૃતિ, વેષાદિકની ગોપવણી, તે અસતી સ્ત્રીની પરિં મંગલિકની કરણહાર ન કહી. હૃદય સ્થિર કર્યા વિના અનેક ક્રિયા કપટરૂપ કરઇ, તેહથી અર્થસિદ્ધિ કિસી ન થાયઇ એ ભાવાર્થ.

ચાલુ ભાષા-અસ્થિર ચિત્ત સર્વત્ર ફરતું હોવાથી વિચિત્ર પ્રકારનાં વચન, નેત્ર, આકૃતિ, વેષાદિકની ગોપવણી તે અસતી સ્ત્રીની પેઠે મંગલિકની કરનારી કહેલી નથી. હૃદય સ્થિર કર્યા વિના અર્થસિદ્ધિ કાંઇ

જાતની ન થાય એ ભાવાર્થ.

अन्तर्गतं महाशल्य मस्थैर्यं यदि नोद्धृतम् ।
क्रियौषधस्य को दोषस्तदा गुणमयच्छतः ॥ ४ ॥

સ્વો૦ વા૦ હૃદયમાંહિ રહ્યું જે અસ્થિરપણારૂપ મહાશલ્ય જો ન ઉધર્યું તો ગુણપ્રતિ ન દેતું એવા ઔષધનો કુણ દોષ? સાલ માંહિ થકાં ઔષધ ગુણ ન થાઇ તે ઔષધનો વાંક નહીં તે માટિ સાલ કાઢવું.

ચાલુ ભાષા-હૃદયમાં રહેલું જે અસ્થિરપણારૂપ મહાશલ્ય તે જો ઉદ્ધર્યું-કાઢ્યું ન હોય તો ગુણ ન કરનારા એવા ઔષધનો શું દોષ! સાલ (શલ્ય) અંદર હોવાથી ઔષધનો ગુણ ન થાય (તેમાં) ઔષધનો વાંક નથી; તે માટે સાલ કાઢવું.

स्थिरता वाङ्मनःकायै र्येषामंगांगितां गता ।
योगिनः समशीलास्ते ग्रामेऽरण्ये दिवानिशि ॥ ५ ॥

સ્વો૦ વા૦-જે પુરૂષનઇ સ્થિરતા મન, વચન, કાયાઈ કરી ચંદન ગંધની પરિં એકીભાવ પ્રતિ પુહતી છઇ તેહવા યોગીશ્વરો ગામ નગર કે અટવીમાં દિવસઇ રાત્રિ સરખા સ્વભાવના હોઇ.

ચાલુ ભાષા-જે પુરૂષોની સ્થિરતા મન વચન કાયાએ કરી ચંદન ગંધની પેઠે એકીભાવ પ્રત્યે પામી છે-પહોંચી છે, તેવા યોગીશ્વરો ગામ નગર કે અટવિ (જંગલ)માં દિવસ રાત્રિ સરખા સ્વભાવના હોય.

स्थैर्यरत्नप्रदीपश्चेद् दीप्रः संकल्पदीपजैः ।
तद्विकल्पैरलं धूमैरलं धूमैस्तथाश्रवैः ॥ ६ ॥

સ્વો૦ વા૦ સ્થિરતારૂપ રત્નદીપ જો સદા દેદીપ્યમાન છઇ, તો વિકલ્પ રૂપ દીપ થકી ઉપના એવા ધુંઆડઇ સર્યું, નિમ આશ્રવરૂપ ધુંઆડઇ પણિ સર્યું. પ્રાણાતિપાતાદિક આશ્રવે સંકલ્પદીપ ક્ષણોદ્યોત છઇ, અતિધ્રુંસઇ ધ્રુંમઇ ચિત્તઘર મલિન કરઇ છઇ, માટે સુરોદ્યોત નિકલંક સ્થૈર્યરૂપ રત્નદીપજ આદરવો.

ચાલુ ભાષા-સ્થિરતારૂપ રત્નદીપ જો સદા દેદિપ્યમાન છે તો વિકલ્પરૂપ દીપ થકી ઉપજેલા એવા ધુમાડાથી સર્યું-શું વળ્યું! તેમ આશ્રવરૂપ ધુમાડાથી પણ સર્યું. પ્રાણાતિપાતાદિક આશ્રવથી સંકલ્પદીપ ક્ષણ ઉદ્યાતવાળો છે. અતિ ઘોર ધુમાડાથી ચિત્તરૂપી ઘર મલિન કરે છે માટે સરોદ્યોત નિષ્કલંક સ્થૈર્યરૂપ રત્નદીપજ આદરવો.

उदीरयिष्यसि स्वान्तादास्थैर्यपवनं यदि ।
समाधेर्धर्ममेघस्य, घटां विघटयिष्यति ॥ ७ ॥

સ્વો૦ વા૦ ચિત્તથકી જો અસ્થિરતારૂપ પવન પ્રતિં ઉદીરસિ, તો સમાધિની ધર્મરૂપ મેઘની શ્રેણિ પ્રતિં વિખરી નાંખસિ. બીજું ધર્મમેઘનામઈં પાતંજલશાસ્ત્રઇ અસંપ્રજ્ઞાનસમાધિની ઘટાનિં વિઘટસિ. એટલઇ આવતું કેવલજ્ઞાન ત્રીખેરી નાંખીસ.

ચાલુભાષા—ચિત્તથકી જો અસ્થિરતારૂપ પવનને ઉદેરશે તો સમાધિની ધર્મરૂપ મેઘની શ્રેણિને વિખેરી નાંખશે. બીજું ધર્મમેઘ નામે પાતંજલ શાસ્ત્રમાં અસંપ્રજ્ઞાન સમાધિની ઘટાને વિઘટશે એટલે આવતું કેવલજ્ઞાન વિખેરી નાંખશે.

चारित्रं स्थिरतारूपमतः सिद्धेष्वपीष्यते ।
यततां यतयोऽवश्यमस्या एव प्रसिद्धये ॥ ८ ॥

સ્વો૦ વા૦ ચારિત્રયોગ સ્થિરતારૂપ છઇ, એ માટે સિદ્ધમાંહિં પણિ ઇચ્છઇ. જે માટિં તેહનઇ સર્વ પ્રદેશ સ્થિરતા છઇ, સિદ્ધાંતઇ સિદ્ધ છઇ, પણિ સિદ્ધમાં ચારિત્ર નિષેધ્યું છઇ, તે ક્રિયારૂપજ માટિં હે યતીઓ! એ સ્થિરતાનીજ પ્રકૃષ્ટસિદ્ધિનઇ અર્થિં અવશ્ય ઉદ્યમ કરો. જે ભાવ સિદ્ધમાંહિં હોઇ, તેહનિં જાતિસ્વભાવ ગુણ કહવાઇ. એહવી સ્થિરતાનઇ વિષઇ સર્વ પ્રકારિ તેહવી સિદ્ધિ કરવી. એ ત્રીજું સ્થિરતાષ્ટક સંપૂર્ણ.

ચાલુ ભાષા—ચારિત્રયોગ સ્થિરતારૂપ છે, એ માટે સિધ્ધોમાં પણ તે ઇચ્છિત છે. જે માટે તેને સર્વ પ્રદેશે સ્થિરતા છે; સિદ્ધાંતે સિદ્ધ છે, પણ સિદ્ધમાં ચારિત્ર નિષેધ્યું છે તે ક્રિયારૂપજ; માટે હે યતિઓ! એ સ્થિરતાની પ્રકૃત સિદ્ધિને અર્થે અવશ્ય ઉદ્યમ કરો; જે ભાવ સિદ્ધમાં હોય તેને જાતિસ્વભાવગુણ કહેવાય; એવી સ્થિરતાને વિષે સર્વ પ્રકારે તેવી સિદ્ધિ કરવી.

---

## ૪ मोहाष्टकं

अहं ममेति मंत्रोऽयं मोहस्य जगदान्ध्यकृत् ।
अयमेव हि नञ्पूर्वः प्रतिमंत्रोऽपि मोहजित् ॥ १ ॥

સ્વો૦ વા૦ અહં મમ એ ચાર અક્ષરનો મોહરાજાનો મંત્ર સર્વ જગતનઇ અંધપણાનો કરણહાર છઇ, સર્વનઇ સંસારચક્રવાલમાંહિં ભમાડઇ છઇ. એજ મંત્રની પૂર્વે નઞ્ મારાલાગતે જો એટલે નાહં મમ

એવો છતો તે મોહને જીતનાર પ્રતિમંત્રપણિ છઈ. અર્થાત્ ચારિત્ર ધર્મરાજ એ મંત્રજાપ દેઇ, ભવ્ય પ્રાણીના મોહ ભંજઇ છઇ.

**ચાલુભાષા**—અહં મમ એ ચાર અક્ષરનો મોહરાજાનો મંત્ર, સર્વ જગતને અંધપણાનો કરનાર છે. સર્વને સંસારચક્રવાલમાં ભમાવે છે. એજ મંત્રની પૂર્વે નઞ સમાસ લાગવાથી એટલે નાહંમમ એવો થવાથી તે મોહને જીતનાર પ્રતિમંત્રપણે (બને) છે, અર્થાત્ ચારિત્ર ધર્મરાજ એ મંત્રજાપ દેઇ ભવ્ય પ્રાણીના મોહને ભાંગે છે.

शुद्धात्मद्रव्यमेवाहं, शुद्धज्ञानं गुणो मम ।
नान्योऽहं न ममान्ये चेत्यदो मोहास्त्रमुल्बणम् ॥ २ ॥

સ્વો॰ વા॰ શુદ્ધ નિજ॰સત્તા વ્યવસ્થિત આત્મ દ્રવ્યજ હું છઉં. વિભાવઇ અશુદ્ધ નથી. उक्तं च–

" मग्गण गुणठाणेहिं चउदसय हवंति तह असुद्धणया ।
विण्णेया संसारी सव्वे सुद्धाउ सुद्धणया " ॥ १ ॥

શુદ્ધ કેવલ જ્ઞાનજ મારો ગુણ છઈ હું બીજો નથી, અન્ય ધર્માસ્તિકાયાદિ પાંચ દ્રવ્ય મારા નથી એહવું જે ધ્યાઇવું તે મોહ હણવાનું આકરૂં શસ્ત્ર છઇ

**ચાલુ ભાષા**-શુદ્ધ સત્તા વ્યવસ્થિત આત્મદ્રવ્યજ હું છું. વિભાવે અશુદ્ધ નથી. કહ્યું છે કેઃ-મગ્ગણ... ણયા,-એટલે શુદ્ધ કેવલજ્ઞાનજ મારો ગુણ છે. હું બીજો નથી, અન્ય ધર્માસ્તિકાયાદિ પાંચ દ્રવ્ય મારા નથી, એવું જે ધ્યાવું-ધ્યાન કરવું તે મોહ હણવા માટેનું આકરૂં શસ્ત્ર છે.

यो न मुह्यति लग्नेषु भावेष्वौदयिकादिषु ।
आकाशमिव पंकेन नासौ पापेन लिप्यते ॥ ३ ॥

સ્વો॰ વા॰-ઉદયાદિક પાંચે પ્રકાર ઈં કર્મોદય ક્ષયોપશમાદિ ભાવ પામઇ થકઇ, સ્વભાવ અવિચલિતપણિ જે રાગ દ્વેષ ન ધરઇ. તે આકાશ જિમ કાદવઈ કરી ન લિપાય તિમ એ પાપિં ન લિંપાઈ. ભોગાદિ નિમિત્ત માત્રથી કર્મબંધ નથી પણિ તેહમાં મોહ આવઇ છઈ, તેહથી કર્મબંધ છઇ

उक्तंच-णकामभोगा समयं
उविंतिणयाविभोगा विगइओविंति ।
जो तप्पउ सेय परिग्गहे य,
समोह जो तेसु सतीअरागो ॥ १ ॥
॥ उत्तराध्ययनइं ॥

**ચાલુ ભાષા**-ઉદયાદિ પાંચ પ્રકારે કર્મોદય ક્ષયોપશમાદિ ભાવ પામવા છતાં સ્વભાવ અવિચલિતપણે જે રાગદ્વેષ ન ધરે તે, આકાશ જેમ કાદવથી ન લેપાય, તેમ એ પાપે ન લેપાય; ભોગાદિ નિમિત્ત માત્રથી કર્મબંધ નથી, પણ તેમાં મોહ આવે છે તેથી કર્મબંધ છે. ઉત્તરાધ્યયનમાં કહ્યું છે કે 'ણ કામભોગા...રાગો'

पश्यन्नेव परद्रव्य नाटकंप्रतिपाटकम् ।
भवचक्रपुरस्थोऽपि नामूढः परिखिद्यति ॥ ४ ॥

સ્વો॰ વા॰ એકેંદ્રિ બેઇંદ્રિયાદિ નગરના પાડા પાડા પ્રતિં જન્મ, યોનિ, જરા મરણરૂપના નાટકને જોતો થકો મોહરહિત આત્મા, અનાદિ અનંત કર્મ પરિણામ રાજાની રાજધાની રૂપ ભવચક્ર નામના નગરમાં રહિઓ થકો ખેદ ન પામઇ.

**ચાલુભાષા**—એકેંદ્રિય, બેઇંદ્રિયાદિ નગરના પાડા પાડા (શેરી શેરી) પ્રત્યે જન્મ, યોનિ, જરા, મરણરૂપના નાટકને જોતો થકો મોહ રહિત આત્મા, અનાદિ અનંત કર્મપરિણામ રાજાની રાજધાનીરૂપ ભવચક્ર નામના નગરમાં રહ્યો થકો ખેદ ન પામે.

विकल्पचषकैरात्मा पीतमोहासवो ह्ययम् ।
भवोच्चतालमुत्तालप्रपंचमधितिष्ठति ॥ ५ ॥

સ્વો॰ વા॰ વિકલ્પરૂપ મદ્યપાત્રઈ કરી મોહરૂપ મદિરાનું પાન કરણહાર એહવો આ આત્મા સંસારરૂપ પાનગોષ્ઠીપ્રતિં હસ્તતાલીને વિસ્તારતો રહઇ છઇ.

**ચાલુભાષા**—વિકલ્પરૂપ મદ્યપાત્ર વડે મોહરૂપ મદિરાનું પાન કરનાર એવો આ આત્મા સંસારરૂપ પાનગોષ્ઠી પ્રત્યે હાથતાળીને વિસ્તારતો રહે છે-હાથતાળી દેતો રહે છે.

निर्मलं स्फटिकस्येव, सहजं रूपमात्मनः ।
अध्यस्तोपाधिसम्बन्धो, जडस्तत्र विमुह्यति ॥ ६ ॥

સ્વો॰ વા॰ આત્માનું સ્વભાવસિદ્ધ સ્વરૂપ સ્ફટિકની પરિં મલરહિત-નિર્મલ છઇ. પણ ઉપાધિના સંબંધને સ્થાપિત કરણહાર જડ-મૂર્ખ જન તિહાં મુંઝાઇ છઇ. જિમ સ્વભાવિં નિર્મલ છઇ, કાલા રાતા ફૂલના યોગથી કાલો રાતો કહવાઇ તેહનિં સ્ફટિક સ્વભાવ જાણઇ તે મૂર્ખ, તિમ શુદ્ધાત્મ દ્રવ્યનઇ

ઉપાધિસંબંધઇ એકેંદ્રિયાદિ ઉપાધિરૂપજ જાણઇ, તે મૂર્ખ જાણવો. ઘણા મોહી જીવ પરવસ્તુમાં આત્મભાવને આરોપી સુખ માનઇ છઇ, તે મિથ્યા સુખ છઇ.

ચાલુ ભાષા–આત્માનું સ્વભાવસિદ્ધ સ્વરૂપ સ્ફટિકની પેઠે મલરહિત-નિર્મલ છે; પણ ઉપાધિના સંબંધને સ્થાપિત કરનાર જડ-મૂર્ખજન તેમાં મુંઝાય છે. જેમ સ્વભાવે નિર્મલ છે, (છતાં) કાલા રાતા ફૂલના યોગથી કાળો રાતો કહેવાય તેને સ્ફટિક સ્વભાવ જાણે તે મૂર્ખ; તેમ શુદ્ધાત્મ દ્રવ્ય તે ઉપાધિ સંબંધથી એકેંદ્રિયાદિ ઉપાધિ રૂપજ જાણે, તે મૂર્ખ જાણવો. ઘણા મોહી (મોહવાળા) જીવ પરવસ્તુમાં આત્મસ્વભાવને આરોપી સુખ માને છે તે મિથ્યા સુખ છે.

अनारोपसुखं मोहत्यागादनुभवन्नपि ।
आरोपप्रियलोकेषु वक्तुमाश्चर्यवान् भवेत् ॥ ७ ॥

સ્વો૦ બા૦ મોહના ક્ષયોપશમથી આરોપરહિત સ્વાભાવિક સુખને અનુભવતો થકો પણિ આરોપ સુખને પ્રિય જાણનારા એવા લોકોનઇ વિષઈ કહવાનઇ કાજિં કોણ હઈરાન હોઇ ?

ચાલુ ભાષા-મોહના ક્ષયોપમશમથી આરોપ રહિત સ્વાભાવિક સુખને અનુભવતો થકો પણ આરોપ સુખને પ્રિય જાણનારા એવા લોકોમાં (તે) કહેવા માટે કોણ હેરાન થાય ?

यश्चिद्दर्पणविन्यस्त समस्ताचारचारुधीः ।
क्व नामस परद्रव्येऽनुपयोगिनि मुह्यति ॥ ८ ॥

॥ इतिमोहाष्टकम् ॥

સ્વો૦ બા૦ જ્ઞાનરૂપ આરીસામાં સમસ્ત જ્ઞાનાચારાદિ પાંચ આચાર સ્થાપવાથી જેહની બુદ્ધિ મનોહર થઇ છઇ એવો ક્યો પુરૂષ, કામ ન આવઇ એવા પરદ્રવ્યનઇ વિષઇ મુંઝાઇ? નજ મુંઝાઇ. એ ચોથું મોહાષ્ટક પૂરૂં થયું. ૪.

ચાલુ ભાષા-જ્ઞાનરૂપ અરિસામાં સમસ્ત જ્ઞાનાચારાદિ પાંચ આચાર સ્થાપવાથી જેની બુદ્ધિ મનોહર છે, એવો ક્યો પુરૂષ, કામ ન આવે એવા પરદ્રવ્ય વિષે મુંઝાય? નજ મુંઝાય. એ ચોથું મોહાષ્ટક પૂરૂં થયું.

---

# મોહપરાજયરૂપક નાટકનો સંક્ષિપ્ત સાર.

( અનુવાદક—રા. ફતેહચંદ ક. લાલન )

ગત પૃ. ૬ થી સંપૂર્ણ.

જે જે અપુત્રીયા થઈ મરણ પામે તેના તેના કૃપણ હૃદયવાળા રાજાઓ ધનની આશાથી પુત્રપણાને અંગીકાર કરે એ કેવી દુઃખદ વાર્તા છે!

મેં આજથી મરેલાના સર્વસ્વને લેવાનું છોડી દીધું છે. સંસારથી તરવાને માટે મને તૃતીય વ્રત (અચોરી) અંગીકૃત હો! એવી પ્રતિજ્ઞા કરી રાજસભામાં સર્વ સંમતોની સમક્ષ પંચકુળને (પંચને) બોલાવ્યા, અને પુછ્યું તો જણાયું કે પ્રતિવર્ષ બોતેર હજાર લક્ષ દ્રવ્યની આવક જણાઇ, પરંતુ જેના આત્માનું સંતોષે પોષણ કર્યું છે એવા નૃપતિએ રૂદન કરતીનાં વિત્તને છોડી દીધું અને એવો પડો વગડાવ્યો કેઃ—

"પ્રાચીન નિર્દય રાજાઓ કોઇપણ દિવસે જેને છોડી દેવાને શક્તિવાન થયાં નથી એવું તેમજ જેનું હરણ પતિના મરણ વખતે ક્ષત ઉપર ક્ષાર જેવું છે, તે રૂદન કરતીનું ધન પ્રજાઓ ઉપર દયામય હૃદયને ધારણ કરનાર આ કુમારનૃપતિ દેવે સમુદ્ર સુધીના પૃથ્વી ઉપરથી છોડી દીધું છે."

આ પ્રકારે મુએલાના ધનના પરિહાર સંબંધી અઢાર દેશમાં પડો વગડાવ્યો. હવે સર્વ અવસરે રાજસભામાં પોતાની હાજરી જ્યારે શ્રી ચૌલુક્યચંદ્ર આપતા હતા તેવા એક વખતે—

પ્રતિહાર કહે છે—દેવ! દ્વારપર દર્શનાર્થી મહાજન ઉભા છે.

રાજા—સદ્ય તેમને પ્રવેશ કરાવો.

પછી પ્રતિહારે બોલાવેલા ચાર મોટા પુરુષોએ આવી રાજાને પ્રણામ કર્યો; એટલે આસનપર વિશે મુખે બેઠેલા રાજર્ષીના જોવામાં આવ્યા.

રાજા—આજે રાજસભામાં આવવાનો તમારો શો હેતુ છે? આમ વિલે વદને કેમ છો? શું કાંઇ હાનિ થઇ છે? કંઇ અસમાધિ કે ઉપદ્રવ થયો છે?

એટલે:—

**મહાજનો**—હે રાજેન્દ્ર! જ્યારે આપ મેદનીપર શાસન ચલાવતા હો ત્યારે હે જનવત્સલ! પ્રજાને પરાભવ કે અસમાધિ શી હોઈ શકે? કદાચિત્ વિશ્વને પ્રકાશ આપનાર સૂર્યમાં અંધકાર હોય; પરંતુ આપરૂપ સૂર્યના ઉદયથી હે સ્વામી! કાંઈ પણ અયોગ્ય નજ બને.

પરંતુ અહીંના ગુર્જરનગરના વણિકોમા શિરોમણિ, એવો કુબેર શેઠ છે. બહુ સુવર્ણનો કોટિધ્વજ છે, એવું આપને વિદિત છે. તે સમુદ્રમાં પાછા આવતાં એવું સંભળાય છે કે આપની ચરણુના અસેવકતાને તે પામ્યો છે[1] તેનો પરિવાર નિષ્પુત્ર હોવાથી આક્રંદન કરી રહ્યો છે. માટે તેનું દ્રવ્ય આપ મહારાજ જ્યારે પોતાનું કરો ત્યારે તેની ઉર્ધ્વ દૈહિક ક્રિયા થઇ શકે. કેટલું ધન છે એવું જ્યારે પૂછવામાં આવ્યું ત્યારે મહાજનોએ કહ્યું કે અતિ પુષ્કળ છે એટલે દયાળુ રાજા પોતાના મનમાં આ પ્રકારે વિચાર કરવા લાગ્યો—

આશાના બંધનથી અરેરે! લાખો કષ્ટ સહન કરીને જે લાંબે કાળે એકઠું કરવામાં આવેલું હોય છે, એવા મૃતકનું ધન હરવું એ શું નૃપતિત્વને હણનારી નીતિ નથી? આક્રંદ કરનારી નારીના અશ્રુઓના ક્ષેપથી ઉત્પન્ન થયેલા ઉત્કૃષ્ટ પાપનું એ ધન નથી શું? એવા ધનને લેવામાં જો હૃદયમાં દયા ન હોય તો અરે લજ્જા પણ નથી? તો અરે મહાજનો! મેં તૃતીય વ્રતની પ્રતિજ્ઞાને અવસરે શ્રી ગુરૂપાદની સમીપે મૃતક ધનને ગ્રહણ કરવાનું પચ્ચખાણુ કર્યું છે, પરંતુ કૌતુકથી એ વ્યવહારિઆનું ઘર અને તેની મિલકત વિલોકવા ઇચ્છું છું, એવું કહીને મહાજનની સાથે સુખાસનમાં આરૂઢ થઇ રાજકુંજર તેને ઘેર આવ્યા. પછી ત્યાં તેમણે કુબેરનું ઘર જોયું કે જેના ઉપર સુવર્ણ કળશની માળાઓ આવી રહી હતી; તેની ઘુઘરીઓના સુંદર ધ્વનિઓથી વ્યોમમંડળ સુમધુર થતું હતું. કોટિધ્વજની માળા તેના ઉપર ફરકી રહી હતી.[2] હસ્તિશાળા અને તુરગશાળાદિ તેને શોભાવી રહ્યા હતા. તે જોઇને રાજર્ષી બોલ્યા કેઃ—

રાજા—જાણે બીજો હિમાલય નહોય-જાણે અમૃતકુંડનો સહોદર નહોય-જાણે બીજો ક્ષીર સમુદ્ર નહોય-જાણે ચંદ્રલોકની પ્રતિમા નહોય-જાણે ચંદનકાનનનો નવીન જન્મ ન થયો હોય-સુગંધી ફુવારાઓ જાણે નિરંતર ઉડી રહ્યા નહોય-એવું આ અર્હત્ ચૈત્ય અમારા ચિત્તને શાન્તિ અને પ્રકાશ બન્ને એક સાથે આપે છે, એ મંદિરમાં મરકતમણિની શ્રી નેમિજિનેશ્વરની પ્રતિમાને રાજર્ષીએ વંદન કર્યું. સ્થાળમાં રત્નના-સુવર્ણના કળશો-આરતી-મંગળદીપ વિગેરે દેવપૂજાનાં ઉપકરણો વિલોકયાં-પછી કુબેરની પુસ્તકશાળામાં આવેલું તેનું પરિગ્રહ-પરિણામ પત્ર વાંચ્યું તે આવું હતું—

જેના હૃદયમાં વૈરાગ્યના તરંગો પ્રચલિત થઇ રહ્યા છે એવા કુબેરે શ્રી ગુરૂચરણકમળ પાસે ગૃહસ્થને ઉચિત એવાં આ નિયમો કર્યા છે.

પ્રાણીઓની હિંસા ન કરૂં; અસત્ય ન વદું; ચોરી ન કરૂં; પરસ્ત્રીગમન ન કરૂં; તથા મદિરા-માંસ-મધુ-માખણનો ત્યાગ કરૂં; રાત્રિ ભોજન ન કરૂં; વળી પરિગ્રહમાં મારે ૭ કરોડ સોનામોહોર; આઠસો તોલા મોતી; અને મહામૂલ્યવાન એવી દશ મણિ હું રાખું.

ઘી અને ધાન્ય પ્રત્યેકની બબ્બેહજાર કોઠીઓ-પચાસ હજાર વાહનો-હજાર હાથી-એંસી હજાર ગાયો-હળો રાખવાના પાંચસો ઉંચાં ગૃહો અને ગાડાં રાખવાનાં પણ તેટલાંજ.

પૂર્વોપાર્જિત આટલી લક્ષ્મી મારા ઘરમાં હો! એથી વિશેષ મારા ભુજથી પ્રાપ્ત થયેલી તે તો હું

૧ પંચત્વ પામ્યો છે. ૨ જેની પાસે ક્રોડ દ્રવ્ય હોય તેના ગૃહપર ધ્વજા ફરકે એ રીવાજ હતો. ભા. ક.

સદ્દપાત્રને દાન આપવામાં વાપરીશ. આ પ્રકારે કુબેર વ્યવહારીઆનું રૂદ્ધિપત્ર વાંચી હૃદયમાં રાજી થયો અને ઘરના આંગણામાં આવે છે એટલે:—

કુબેરમાતા ગુણશ્રી—

પુત્ર કુબેર!-ગુણની ખાણ! તું ગયો! બોલ-પ્રત્યુત્તર દે! હે વત્સ! તારા પિતાની લક્ષ્મી તારા વિના રાજા હરી જાય છે.

એવું સાંભળી રાજા ચિન્તવવા લાગ્યો—

આર્યોએ કહ્યું છે કે 'રાજાને અંતે નરક છે' તે ખરેખરૂં છે. રૂદન કરતીનું વિત્ત હરવાના પાપમાંથી તે ઉદ્ધરાવે છે.

રાજાએ પૂછ્યું કે આ સ્ત્રી કોણ છે?

મહાજન—દેવ! કુબેરની માતા આ ગુણશ્રી, અને આ બીજી એ કમલશ્રી તેની પત્નિ! એવામાં:- ત્યાં કુબેરની પત્નિને આક્રંદ કરતી, અને માતાને અરે અરે! વત્સ કયાં ગયો! કયાં ગયો! એમ બોલતી જોઇને—

સિંહાસનાધિરૂઢ, ત્યાં બેઠેલો રાજા કહે છે-હે! મા! શોકથી વિહ્વલ કેમ થઇ રહ્યા છો! કારણ કે-કીટથી માંડીને ઇંદ્ર સુધી પ્રાણ ધારણ કરેલાં બાંધવોને મરણનો નિશ્ચય છેજ અને સગાઇ સંબંધ એક વૃક્ષ ઉપર વસતા પક્ષીઓના સમૂહના સંગ જેવો છે. પથ્થરની શીલાપર નાંખેલાં બળેલાં બીજોનાં જેવું પાછું આવવું છે, માટે શોકથી તો મૂઢાત્મા ખરેખર પાપો વડે ક્લેશને પ્રાયઃ પામે છે.

આવો ઉપદેશ આપી તેમને પૂછ્યું, કોણે આવી તમને ખબર આપી?

ગુણશ્રી—વામદેવ નામના મિત્રે.

રાજાએ તેમને બોલાવી સમુદ્રગમન વિગેરેનો વૃત્તાંત પૂછ્યો. વામદેવે પણ રાજાને નમસ્કાર કરી યથાવસ્થિત તે જણાવવા માંડયો.

દેવ! શ્રી ચૌલુક્યચંદ્ર! અહીં કુબેર વ્યવહારી ચાર મોરા શેઠીઆઓને ત્યાં ઘરની રિદ્ધિન્યાસ કરી ભૃગુપુરથી પાંચસો પાંચસો મનુષ્યથી ભરેલાં પાંચસો વહાણો લઇને સમુદ્રને સામે તીરે પહોંચ્યો—ત્યાં આગળ ચૌદ કરોડ સોનામોહોરનો લાભ થયો, પછી પાછા વળતાં પ્રતિકુળ વાયુથી વિષમ ખડકોમાં પાંચસો વહાણો અટવાયાં. પૂર્વે પણ કોઇનાં પાંચસો વહાણો ત્યાં અટવાયાં હતાં. પછી કુબેર સ્વામી પરિવાર સાથે વહાણોના નહિ નીકળવાથી-ઘણો ખેદ પામ્યો. એવામાં કોઇ એક નાવપર ચઢી પ્રવીણ નાવીક આવી ચડ્યો, અને તેને કહ્યું અરે લોકો! આમાંથી નીકળવાનો ઉપાય દેખાડું. કુબેરે કહ્યું અરે! બાંધવ! તું કયાંથી આવ્યો? તારૂં નામ શું છે? એટલે તેણે કહ્યું અહીં પાસે પંચશૃંગનામનો દ્વીપ છે, તેમાં સત્યસાગર નામનો રાજા રાજ્ય કરે છે. તે એક વેળા મૃગયા કરવા ગયો અને તેણે સગર્ભા મૃગીને હણી. મૃગ પણ મૃગીનું મરણ જોઇ પોતે મરણ પામ્યો. એથી વૈરાગ્ય પામી સત્યસાગર નૃપે સ્વદેશમાં અમારી[1] પડ્પડો વગડાવ્યો.

આજે પૂર્વદિશામાં છોડેલા પોપટના મુખથી તમારૂં સંકટ જાણીને હું નૌકાકુશળ નાવિક હોવાથી વહાણોને બહાર કાઢવાના ઉપાય દેખાડવાને માટે એ રાજાએ મ્હને મોકલ્યો છે. કુમારપાળે કહ્યું-અરે! મહાત્માની મહાકૃપા સર્વ પ્રાણીઓપર સાધારણ છે. આવું બોલ્યા પછી પૂછ્યું-પછી શું? વામદેવે કહ્યું-દેવ! કુબેર સ્વામીએ વહાણના નિર્ગમનનો ઉપાય પૂછ્યો-નાવિકે કહ્યું આ ગિરિની બાજુ દ્વાર છે. એમાં પેસીને ગિરિની બીજી બાજુએ જવાય છે ત્યાં એકાંત નગર છે. અને ત્યાં જૈન ચૈત્યમાં જઇ નગારાં વગાડાય છે. તેના મહાન્ ઘોષથી ગિરિશિખરમાં રાત્રીએ સુતેલા ભારન્ડ પક્ષીઓ ઉડે છે.

તેઓની પાંખના ફડફડાથી ઉત્પન્ન થએલો વાયુ એટલો પ્રચંડ હોય છે કે તેના બળથી વહાણો નીકળી માર્ગે પડશે. એટલે કુબેર સ્વામીએ ત્યાં જવા માટે સર્વને પૂછ્યું, કોઇએ સ્વીકાર્યું નહિ. એટલે અપૂર્વ સાહસી પરમ કૃપાળુ કુબેર પોતેજ ગયો. અને ત્યાં જઇને નાવિકે કહ્યા પ્રમાણે કર્યું, હજાર વહાણો સંકટમાંથી નીકળ્યાં અને ક્ષણવારમાં ભૃગુપુરે આવી ચડ્યાં પછી કુબેરનું પોતાનું શું થયું તે હું જાણતો નથી.

૧ સર્વ જીવને અભયદાન આપવાનો સાદ (શબ્દ) ફેરવ્યો.

આ પ્રકારે વીસક્રોડ સોનામહોરો–આઠક્રોડ રૂપીઆ, હજાર તોલા રત્નાદિવાળું કુબેરનું ધન નૃપને ગૃહે આવે છે, એવું જ્યારે મહાજનોએ કહ્યું ત્યારે ઇચ્છા પરિમાણ[1] કરવામાં શિરોમણિ એવા શ્રી કુમારપાળે તે દ્રવ્યને તૃણવત્ ગણી શ્રી ગુણશ્રીને એવું આશ્વાસન આપ્યું કે અસીમ દયારૂપી સાહસ ધનવાળો તમારો પુરુષોત્તમ પુત્ર તમારી પાસે આવશે, અને જ્યારે પાછો જવાને શ્રી કુમારપાળ તૈયાર થાય છે કે તુરત જ વિમાને આરૂઢ થયેલો પોતાની નવીન પત્નિ સાથે કુબેર આવી પહોંચે છે. વિમાનમાંથી ઉતરી પ્રથમ માતાને ચરણે પ્રણામ કરી પછી રાજાને નમન કરે છે.

રાજા અને સર્વે મહાજન–અહો મહદ્ આશ્ચર્ય! "કુબેર પધાર્યા" એવું બોલ્યા.

રાજા–પૂછે છે હે! સાહસધન[2]! શૂન્યપૂરમાં શું થયું?

કુબેર–સ્વામી! એ પુરમાં એકાંત પ્રાસાદે એક કન્યાને જોઇ અને તેણે પૂછતાં તેણીએ કહ્યું આ પાતાલકેતુપુરમાં પાતાલકેતુ નામનો વિદ્યાધર રાજા રાજ્ય કરે છે તેને પાતાલસુંદરી નામે ભાર્યા છે, તેમની કન્યા પાતાલચંદ્રિકા નામે છે તે હું પોતે છું એવું સમજો. એ મ્હારો પિતા માંસ ભક્ષણનો લાલચુ થયેલ હોવાથી કેટલાક વખત થયા માર્જારીએ મારેલા શિકારના અભાવથી, કોઇ પુંશ્ચલીના[3] છોડી દીધેલા બાળકના માંસનું ભક્ષણ કરે છે અને તેમ કરવાથી મહાન્ માંસ ખાવાના વ્યસનવાળો રાક્ષસ થયો છે. આખા નગરનું ભક્ષણ કર્યું. હાલ પોતાના ભક્ષને માટે ક્યાંક ગયેલ જણાય છે. આવામાં પાતાલસુંદરી ત્યાં આવી ચઢી. પાતાલકેતુની ભાર્યાએ સુતારી કન્યા મને પરણાવી દીધી.

મેં પાતાલકેતુને જગાડી પ્રતિબોધ કર્યો, એથી વિદ્યાધરે વિમાનમાં બેસાડી ભાર્યા સહિત અહીં લાવી મૂક્યો અને તે પોતાને સ્થાનકે ગયો' એવું સાંભળી વિસ્મય પામતાં શ્રી ચૌલુક્ય કહે છે.

પરજીવનની રક્ષા માટે પોતાના જીવનને તૃણ સમાન ગણી પોતાને નિર્મૂલ્ય ગણ્યો, કલ્યાણી એવી વિદ્યાધરીને રંજન કરી તેનું અલ્પ સમયમાં પાણિગ્રહણ કર્યું. દૈવવશાત્ જે રાજા રાક્ષસપણાને પામ્યો હતો તેને ધર્મ માર્ગમાં સ્થાપ્યો અને હે કુબેર! તું સ્વધામે પાછો ફર્યો માટે તેં શાં શાં આશ્ચર્ય નથી કર્યાં?

'હે કુબેરદત્ત! અત્રે આ તારી પોતાની લક્ષ્મીને તું લે. આ પ્રકારે તેને અભિનંદી, પોતે ગુરૂ વંદનાર્થે ગયો.

નૃપવર્યનું આ કાર્ય જનતાના મુખથી જાણીને શ્રી હેમાચાર્ય ચિત્તમાં બહુ આશ્ચર્ય પામ્યા અને તેમણે નૃપને પોતાની પાસે આવતાં કહ્યું.

સત્યયુગમાં જન્મેલા રઘુ–નઘુષ–નાભી અને ભરતાદિ પૃથ્વીનાથોએ પૂર્વે જેને છોડી દીધું નથી; તે પણ તેં રડતીનું ધન સંતોષથી છોડી દીધું, ખરેખર! કુમારપાલ તું પૃથ્વીપાલ છે, અને મહાજનોમાં (રાજાઓમાં) તું ચૂડામણિ છો.

અપુત્રવાનનું ધન ગ્રહણ કરતાં રાજા તેનો પુત્ર થાય છે, પરંતુ તું તો સંતોષથી તેને છોડી દે છે, માટે ખરેખર! તું તો રાજાઓનો પણ દાદો છે.

આ પ્રકારે એ લોકોત્તર રાજા શ્રી ગુરૂવડે, સેંકડો નરેશ્વરવડે, વંધ્યાવિધવા સ્ત્રીઓવડે અને સકળ લોકો વડે અનેક પ્રકારે આશીર્વાદ પામી આનંદે રાજ્ય કરે છે, એટલુંજ નહિ પરંતુ પ્રતિવર્ષે બોતેર લાખ દ્રવ્યને ધૂળવત્ ગણીને વર્જિ દેનાર એ રાજા કયા ગુણજ્ઞ આત્માની સ્તુતિનું ભાજન નથી થતો?

(જિનમંડળના કુમારપાળ પ્રબંધમાંથી)

---

૧. શ્રાવકનું પાંચમું વ્રત.

૨. પરાક્રમરૂપ ધનવાળા.

૩. વ્યભિચારિણી.

# તપા ગચ્છની પટ્ટાવલિ.

## ૧ શ્રી વર્દ્ધમાન સ્વામી.

કુલ ઇક્ષ્વાકુ, ગોત્ર કાશ્યપ, ગામ ક્ષત્રિયકુંડ, ત્યાંના નગરાધીશ સિદ્ધાર્થ રાજા અને ત્રિશલા રાણીના પુત્ર. જન્મ ચૈત્ર શુદ ૧૩. તેમના સાધુ ૧૪૦૦૦, સાધ્વી ૩૬૦૦૦, શ્રાવક ૧૫૯૦૦૦, શ્રાવિકા ૩૧૮૦૦૦ તેના ગણધર ૧૧, પણ ગચ્છ ૯, ગૃહવાસ ૩૦ વર્ષ, છદ્મસ્થ પર્યાયમાં સાડાબાર વર્ષ અને એક પક્ષ, કેવલિ પર્યાયમાં ૩૦ વર્ષમાં સાડા છ મહિના ઓછા, સર્વાયુ ૭૨ વર્ષ પૂરાં કરી ચોથા આરાના ત્રણ વર્ષ અને સાડાઆઠ મહિના ઓછા હતા ત્યારે પાપા નગરીમાં કાર્તિક અમાવાસ્યા (મારૂ)માં મુક્તિ પામ્યા.

ખ. ૫.

**ગૌતમસ્વામી**-ઇંદ્રભૂતિ. ગૌતમ ગોત્ર પિતા વસુભૂતિ બ્રાહ્મણ, માતા પૃથ્વી. ૫૦ વર્ષ ગૃહવાસ, ૩૦ વર્ષ છદ્મસ્થપર્યાય, ૧૨ વર્ષ કેવલિ પર્યાય પાળી સર્વાયુ ૯૨ વર્ષ પૂરાં કરી વીરાત્ ૧૨ વર્ષે મોક્ષ પામ્યા. ગૌતમસ્વામીથી દીક્ષિત સર્વે સાધુઓ કેવલ જ્ઞાન પામી મુક્તિએ ગયા. પાછળ એક પણ ન રહ્યો. તેથી તેમની પરંપરા આગળ ચાલી નહિ. તેથી તેમને પટ્ટ પરંપરામાં ગણવામાં આવતા નથી. તો પાંચમા આરાના અંત સુધી દુઃપ્રસહસૂરિ થશે. ત્યાં લગી સુધર્મા સ્વામીની પરંપરા સ્થાપિત રહેશે, એમ વીર વાક્ય તેમજ અન્યનું કથન છે. બીજા નવગણધરોએ પોતપોતાની શિષ્યસંતતિ સુધર્મા સ્વામીને સોંપી અનશન કરી મુક્તિ પામ્યા. વીરને કેવલજ્ઞાન પછી ૧૨ વર્ષે જમાલિ નામના પ્રથમ નિન્હવ અને ૧૬ વર્ષે તિષ્યગુપ્ત નામના દ્વિતીય નિન્હવ થયા. ખ૦ ૫૦

**૨ સુધર્માસ્વામી**-શ્રી વીરનિર્વાણ પછી ૨૦ વર્ષ આ પાંચમા ગણધર કે જેની હમણાં સાધુસંતતિ છે. નિર્વાણ વીરાત્ ૬૪ વર્ષે તેમાં વીરાત્ ૬૦ વર્ષે નવનંદ રાજ્ય તે વીરાત્ ૧૧૮ વર્ષ સુધી

લઘુ પોશાલિક પટ્ટાવલિ.

કોલ્લાક ગામવાસી, અગ્નિ વૈશ્યાયન ગોત્ર, ધમ્મિલ પિતા, અને ભદ્દિલા માતા. ૫૦ વર્ષ ગૃહવાસ, ૪૨ છદ્મસ્થ, ૮ વર્ષ કેવલીપણામાં રહી સર્વાયુ ૧૦૦ પાળી વીરાત ૨૦ વર્ષે મોક્ષ.

**૩ જંબુસ્વામી**—

[1]મણ [2]પરમોહિ [3]પુલાએ [4]આહારગ [5]ખવગ [6]ઉવસમે [7]કપ્પે
[8]સંયમતિય [9]કેવલિ [10]સિજ્ઝણા જંબુમિ વુચ્છિન્ના. ૧
મત્કૃતે જંબુના ત્યકના નવોઢા નવ કન્યકા
તન્મગે મુક્તિ વદ્યાન્યો ન જ્ઞો ભારતી નરઃ ૨
ચિત્તં ન નીતં વનિતા વિકારૈઃ વિત્તં ન નીતં ચતુરૈશ્ચચોરૈઃ
યદ્દેહ ગેહે દ્વિતયં નશીયે જંબુકુમારાય નમોસ્તુ તસ્મૈ. ૩

શ્રીવીરાત્ ૭૦ વર્ષે ઉકેશે શ્રી વીર પ્રતિષ્ઠા શ્રી વીરાત્ સત્યપુરે શ્રી રત્નપ્રભસૂરિએ શ્રી વીર પ્રતિષ્ઠા કરી. ગૃહવાસ ૧૬, વ્રત ૨૦, કેવલિ ૮ સર્વાયુ ૪૪,

લ૦ પો૦ ૫૦

**૪ પ્રભવસ્વામી**-વીરાત્ ૭૫ વર્ષે. થયા. ગૃહવાસ ૩૦, વ્રત ૪૪, યુગપ્રધાનત્વ ૧૧ સર્વાયુ ૮૫ વર્ષ. લ. પો. પા.

**૫ શય્યંભવ**-વીરાત્ ૯૮ વર્ષે ગૃહવાસ ૨૮, વ્રત ૧૧, યુગપ્રધાન ૨૩, સર્વાયુ વર્ષ ૬૨

વીરાત્ ૧૫૫ વર્ષે ચંદ્રગુપ્તનું નિર્વાણ-લ. પો. ૫.

**૬ યશોભદ્રસૂરિ**-વીરાત્ ૧૪૮ વર્ષે પટ્ટપ્રાપ્ત કર્યું.

**૭ શંભૂતિવિજય ભદ્રબાહુ**-યશોભદ્રસૂરિના શિષ્યો. ભદ્રબાહુ ૧૭૦ વર્ષે વીરાત્ સ્વર્ગે ગયા. લ. પો. ૫.

**૮ સ્થૂલભદ્ર**-સંભૂતિવિજય શિષ્ય. વીરાત્ ૨૧૫ સ્વર્ગે ગયા. ૪ પૂર્વ. ૨ સંઘયણ, ૨ સંસ્થાનાદિનો વ્યવચ્છેદ થયો. સૂક્ષ્મ ધ્યાન કે જેનાથી પૂર્વનું પરાવર્તન થાય છે, અને મહાપ્રાણ ધ્યાન કે જેથી ૧૪ પૂર્વો ગ્ર ૨ માં ગણવામાં આવે છે તે પણ વ્યુચ્છિન્ન થયાં.

શ્રી નેમિનોપિ સગડાલસુત ત્રિચર્ય,
મન્યામહે વયમમુસ્ટમેવગોઃ,
દેવોદિ દુર્ગમધિરહ જિનાયમોહં,
યાન્માદમાક્ષવમયં તુ યથી પ્રવિશ્ય. ૨

વીરાત્ ૨૨૦ માં બોદ્ધો થયા. વીરાત્ ૧૭૮ મૌર્ય રાજ્ય પૂર્વે નિર્ગ્રંથ, સાધુ, અનગાર, ઇત્યાદિ સામાન્ય નામથી આ આઠ સૂરિ સુધી કહેવાતા.
 લ. પો. ૫.

૯ મહાગિરિ અને સુહસ્તી—સ્થૂલભદ્રના શિષ્યો. વીરાત્ ૨૯૧ વર્ષે સ્વર્ગ. સ્થવિરાવલિમાં મહાગિરિ અને સુહસ્તિ એ બન્ને શિષ્યો બહુલ કરીને સરખી વયના હતા. તેના શિષ્ય સ્વાતિ (ઉમાસ્વાતિવાચક સંભવિતપણે) એ તત્ત્વાર્થાદિ રચ્યાં સંભવે છે. તેના શિષ્ય શ્યામાર્યે પ્રજ્ઞાપના રચ્યું. શ્રી આચાર્ય મહાગિરિએ જિનકલ્પ ગત થયો હતો તો પણ આચર્યો. શ્રી આર્યસુહસ્તિએ સંપ્રતિને પ્રતિબોધ્યો. તે રાજાએ ૩૬ સહસ્ર પ્રાસાદ કરાવ્યા. સવાલક્ષ બિંબો કરાવ્યા. ૩૬ સહસ્ર જીર્ણોદ્ધાર કર્યા.

વીરાત્ ૩૭૬ કાલિકસૂરિ નામ. લ. પો. ૫.

૧૦ સુસ્થિત અને સુપ્રતિબદ્ધ—બંને સુહસ્તિના શિષ્ય એક કોટિકઅને બીજા કાકંદિક. આ નવમે પટ્ટે કોટિક એવું વિશેષાર્થાવબોધક દ્વિતીય નામ પ્રાદુર્ભૂત થયું. આ બંનેએ સૂરિ ચતુષ્ટયથી સૂરિમંત્ર પ્રગટ કર્યો. લ. પો. ૫.

૧૧ ઇંદ્રદિન્નસૂરિ—કોટિવાર સૂરિમંત્ર આરાધ્યો તેથી કોટિકગચ્છ એ નામ પડયું. લ. પો. ૫.

૧૨ દિન્નસૂરિ—૧૩ સિંહગિરિસૂરિ—વીરાત્ ૪૫૩ ગર્દભિલ્લના ઉચ્છેદક કાલિકસૂરિ. વીરાત્ ૪૫૩ માં ભૃગુકચ્છમાં ખપુટાચાર્ય, વૃદ્ધવાદી, અને પાદલિપ્ત થયા. પ્રભાવકચરિત્રમાં તો એમ જણાવ્યું છે કે ૪૮૪ માં આર્યખપુટ થયા. વીરાત્ ૪૬૯ માં આર્યમંગુ થયા. વીરાત્ ૪૭૦ માં વિક્રમાદિત્યનું રાજ્ય અને સિદ્ધસેન દિવાકર, કે જેણે ઉજ્જયિનીમાં મહાકાલ પ્રાસાદમાં કાલલિંગનો સ્ફોટ કરી સ્તુતિથી શ્રી પાર્શ્વનાથનું બિંબ પ્રકટ કર્યું.

૧૪ વજ્રસ્વામી—વીરાત્ ૪૯૬માં શ્રાવસ્તિમાં વજ્રસ્વામીનો જન્મ. વીરાત્ ૫૮૪માં સ્વર્ગ, વી૦ ૫૩૩ માં આર્યરક્ષિતસૂરિથી ભદ્રગુપ્ત નિર્યામિત થયો. વી૦ ૫૪૮ માં શ્રીગુપ્ત ત્રૈરાશિક થયો. વી૦ ૫૨૫ શત્રુંજયનો ઉચ્છેદ. વી૦ ૫૭૦ માં જાવડે તેનો ઉધ્ધાર કર્યો. વી૦ ૫૯૭ આર્યરક્ષિતસૂરિ.

૧૫ શ્રી વજ્રસેનસૂરિ—૬૨૦ વર્ષે સ્વર્ગ.
ચતુઃ કુલસ્ય સમુત્પત્તિઃ પિતામહં મહં વિભું.
દશપૂર્વનિધિં વંદે, વજ્રસ્વામિ મુનીશ્વરં. ૧
વી૦ ૬૦૫ માં શકરાજ્ય. વી૦ ૬૦૯ દિગંબરો થયા વી૦૬૧૬ માં દુર્બલિકાચાર્ય. વિક્રમસંવતથી ગિરિનાર તીર્થે જાવડે કરેલો ઉદ્ધાર. લા. પો. ૫.

૧૬ ચંદ્રસૂરિ*—વીરાત ૬૭૦ માં સત્યપુરમાં જાહડથી નિર્માપિત પ્રાસાદમાં શ્રી જજ્જગ સૂરિએ શ્રી વીરપ્રતિમા સ્થાપિત કરી. લ. પો. ૫.

૧૭+ સામંતભદ્રસૂરિ—ચંદ્રસૂરિના શિષ્ય. પૂર્વશ્રુતના આમ્નાય વાળા. આના સમયમાં ત્રીજું નામ સાધુઓનું આરણ્યક પડયું.

૧૮ દેવસૂરિ—વૃદ્ધ દેવસૂરિ એ નામથી પ્રસિદ્ધ છે. વીરાત્ ૬૯૫ વર્ષે કોરટકમાં નાહડમંત્રિએ ચૈત્યમાં શંકુ પ્રતિષ્ઠા કરી. વિક્રમ સં. ૨૨૫ માં શ્રી સિદ્ધસેન દિવાકર સૂરિએ વિક્રમને પ્રતિબોધ કર્યો.

૧૯ પ્રદ્યોતનસૂરિ—સર્વદેવસૂરિએ ઉપાધ્યાય હોઇ ચૈત્યને તજ્યું.

૨૦ માનદેવસૂરિ—
પદ્મા જયા વિજયા અપરાજિતા તતઃ તક્ષશિલાકાય મશિવે શાંતે સ્તવનં નડ્ડુલપુરાત્પ્રૈષીત્।

પ્રભાવક ચરિત્રમાં પહેલાં માનતુંગ ચરિત્ર કહ્યું છે અને પછી દેવસૂરિ શિષ્ય પ્રદ્યોતન શિષ્ય માનદેવ કહેલ છે. આ સ્વપ્રબોધ છે. લ. પો. ૫.

વીરાત ૬૦૫ માં શંખરાજાનું રાજ્ય થયું.
ઓ. ૫.

૨૧ માનતુંગસૂરિ—ભક્તામર, ભયહર, ભત્તિબ્ભર અમરસ્તવાદિના કર્તા.

ભક્તામરં ચ ભય હરં ચ વિધાએનેન નમ્રીકૃતઃ ક્ષિતિપતિઃ। ગુર્જરાધિપશ્ચ માલવકે ભદ્રાવૃદ્ધ ભોજરાજ સભાયાં માને પ્રાપ્ત ભક્તામરતઃ— લ. પો. ૫.

* બીજી પ્રતનો પાઠ ૧૫ દેવચંદ્રસૂરિ—તેમના પરથી ચંદ્ર ગચ્છ એ નાગનું ત્રીજું નામ પ્રાદુર્ભૂત થયું. લ. પો. ૫.

+ બીજી પ્રતમાં—૧૭ સામંતભદ્રસૂરિ વનવાસી હતા તેથી તેમના પરથી લોકે ચતુર્થ નામ વનવાસી પાડયું.

૨૨ વીરાચાર્યસૂરિ—

નાગપુરે નમિભવનપ્રતિષ્ઠયા મહિત પાણી સૌભાગ્યઃ,
અભવદ્ વીરાચાર્ય સ્રિભિઃ શતૈઃ સાધિકે રાજ્ઞઃ
વિ. ૩૦૦ વર્ષે
અતીવ ભાગ્યસારાઃ।

નાગપુરમાં નમિનાથની પ્રતિમાની સ્થાપના કરાવી, અને સત્યપુરમાં (સાચોર)માં વીરપ્રભુની પ્રતિમા પ્રતિષ્ઠિત કરી. આં. પ.

૨૩ જયદેવસૂરિ—વીરાત્ ૮૨૬ બ્રહ્મદ્વીપિકા, વિ૦ ૩૫૦ ચતુર્દશી વદંતિ. ૫૨ ચતુમસિક તત્રેતિ. લ. પો. પ.

૨૪ દેવાનંદસૂરિ—વી૦ ૮૪૫-વિ૦ ૩૭૫ વલભીભંગ થયો. કવચિદ્દેવાં. વી૦ ૯૦૮ માં ગંધર્વ વાદિવેતાલ શાંતિથી વલભીભંગમાં શ્રી સંઘની રક્ષા થઇ. લ. પો. પ.

૨૫ વિક્રમસૂરિ—વી૦ ૮૮૨-વિ૦ ૪૧૨ ચૈત્ય સ્થિતિ. વી૦ ૯૯૩-વિ૦ ૫૨૩ કાલિકે ગોથની પર્યુષણા. ૯૯૪ માં તેનો સ્વર્ગવાસ. લ. પો. પ.

૨૬ નરસિંહસૂરિ...હતા. તેથી તેઓ આખા ગ્રંથની વી૦ નરસિંહસૂરિઃ રાસીદતો ઙખિલપારગો—પાર જનારા હતા તેથી નરસિંહ પુરમાં પોતાની વાણીથી યક્ષનો માંસમાં—યેન યક્ષો નરસિંહપુરે માંસ ત્યાજિતઃ સ્વગિરા—સ્વાદ છોડાવ્યો. લ. પો. પ.

૨૭ સમુદ્રસૂરિ—

ખોમાણ રાજકુલનો ઙથ સમુદ્રસૂરિ,
ગચ્છેશ શાસ કિલ યઃ પ્રવરઃ પ્રમાણી;
જીતા તદા ક્ષપનકાન્ સ્વવશં વિતેને,
નાગહ્રદે ભુજગનાથ નમસ્ય તીર્થો. ૧

વી૦ ૧૦૧૫-વિ૦ ૫૮૫માં સત્યમિત્રાચાર્યઃ પૂર્વનો વ્યવચ્છેદ થયો. લ. પો. પ.

૨૮ માનદેવસૂરિ—

વિદ્યાસમુદ્ર હરિભદ્રમુનીંદ્ર મિત્રં
સૂરિર્બભૂવ પુનરેવ હિ માનદેવઃ
માંદ્યાત્ પ્રયાતમપિ યોઙનઘસૂરિ મિત્રં
લેભેંબિકામુખગિરા તપસોજ્જયંતે. ૧

વી૦ ૧૦૫૫-વિ૦ ૫૮૫ યાકિનીસૂનુ હરિભદ્રનો સ્વર્ગવાસ. લ. પો. પ.

જેમને પ્રમાદ તથા રોગના વશ થકી સૂરિમંત્ર વિસ્મૃત થઇ ગયો, પછી નિરોગી થયા ત્યારે ગિરનાર પર્વત ઉપર તપશ્ચર્યા કરી તેથી અંબિકા દેવીએ પ્રસન્ન થઇ સીમંધર સ્વામી પાસેથી સૂરિમંત્ર લાવીને આપ્યો.

વીરાત્ ૧૦૦૦ વર્ષે ચૌદ પૂર્વ સંબંધી જ્ઞાન વિચ્છેદ ગયું. યાકિની મહત્તરાના ધર્મપુત્ર હરિભદ્રસૂરિનું સ્વર્ગગમન વી૦ ૧૦૫૫ માં. તેમણે શ્રાવક શ્રાવિકાને ચરવલો મુહપત્તિ મંદસોર (દશપુર) નગરમાં આપીઃ— સાવય જણ મુહપત્તિ, ચરવલો સમય સંઘસંજુત્તો, હરિભદ્દસૂરિ ગુરુણા, દશપુરનયરમ્મિ ઠાવેઇ.

તેમણે ૧૪૪૪ પ્રકરણ રચ્યાં અને અનેક સૂત્ર તથા ગ્રંથોપર ટીકા કરી. આં. પ.

૨૯ વિબુધપ્રભસૂરિ—વી૦ ૧૧૧૫ માં જિનભદ્રગણિ યુગપ્રધાન થયા, કારણ કે હરિભદ્રસૂરિએ જિનભદ્રીય ધ્યાનશતકાદીની વૃત્તિ કરી છે. લ. પો. પ.

૩૦ જયાનંદસૂરિ—યમન્યઃ લ. પો. પ.

૩૧ રવિપ્રભસૂરિ—નડૂલપુરમાં નેમિપ્રાસાદ કર્યો વી૦ ૧૧૭૦-વિ૦ ૭૦૦. લ. પો. પ.

આમના વખતમાં વીરાત્ ૧૧૯૦ માં ઉમાસ્વાતિ વાચક તત્ત્વાર્થ પ્રમુખ ૫૦૦ પ્રકરણના કર્તા થયા. આં. પ.

૩૨ યશોદેવસૂરિ-૩૩ વિમલચંદ્રસૂરિ-૩૪ ઉદ્યોતનસૂરિ—૧૧૯૦ માં ઉમાસ્વાતિ વાચક યુગપ્રધાન થયા—આ ઉમાસ્વાતિ જૂદાજ કારણ કે જિનભદ્રીય ધ્યાનશતક, અને મૂળ ઉમાસ્વાતિકૃત શ્રાવકપ્રજ્ઞપ્તિ ઇત્યાદિપર હરિભદ્રે વૃત્તિ રચી છે તથા મલ્લવાદીની સમ્મતિ વૃત્તિમાં આ ઉમાસ્વાતિ વાચકનો અભિપ્રાય ૨૧ મા પત્રમાં જણાવ્યો છે, તેથી આ બીજા છે.

વી૦ ૧૨૭૦-વિ૦ ૮૦૦ ના ભાદ્રવા શુ. ૩ માં બપ્પભટ્ટી ગુરુનો જન્મ અને વિ. ૮૯૫ ના ભા૦ શુ. ૮ સ્વર્ગવાસ, એમ પ્રભાવક ચરિત્રમાં કહ્યું છે.

વિ૦ ૯૯૪ વડનીચે સૂરિપદ દીધું તેથી બૃહદ્ગચ્છ નું નામ વડગચ્છ એ પડયું.

લ. પો. પ.

યશોદેવસૂરિ—વિક્રમ સં. ૮૦૨ માં વનરાજ ચાવડે અણહિલપુર વસાવ્યું. એ રાજા જૈની હતો. તેમ બપ્પભટ્ટિસૂરિએ ગ્વાલેરના આમ રાજાને પ્રતિબોધ આપ્યો. આ. પ.

ઉદ્યોતનસૂરિ—અર્બુદાચલની યાત્રા કરી ટેલીગામની સીમ વિષે મોટા વડવૃક્ષની છાયાએ વિશ્રામ નિમિત્તે બેઠા ત્યા પોતાના પાટના ઉદયનું કારણ જાણી શુભ મૂહૂર્ત જોઈ પોતાના ૮૪ શિષ્યને સૂરિમંત્ર આપ્યો ત્યારથી ૮૪ ગચ્છ પ્રગટ થયા. વીરાત ૧૪૬૪ એટલે વિ૦ ૯૯૪ વર્ષે ૮૪ શિષ્યમાં મુખ્ય સર્વદેવસૂરિ સ્થાપ્યા. —આ. પ.

૩૫ સર્વદેવસૂરિ-વિ૦ ૧૦૧૦ રામશયનમા ઋષભપ્રાસાદે શ્રી ચદ્રપ્રભની પ્રતિષ્ઠા કરી. ચંદ્રાવતીના ધણી વિમલમંત્રીની સ્ત્રી શ્રીમતીને દીક્ષા, મંત્રીને દીક્ષા આપનાર. વિ. ૧૦૦૮ મા પૌષધશાલાની સ્થિતિ થઈ. વીરાત્ ૧૪૭૧ તક્ષશિલાયા ગાજણ્યેતિ નામ જાતં. —લ પો. પ.

વધારે પટ્ટધરગણાવાથી આને ૩૬ મા-આગળ એક આંચલિક પટ્ટાવલિમા લેખ્યા છે.

૩૬ અજિતદેવસૂરિ-૩૭ વિજયસિંહસૂરિ-વીરાત્ ૧૪૯૯-વિ૦ ૧૦૨૯ ધનપાલે દેશી નામમાલા કરી. વિ૦ ૧૦૮૮ વર્ષે અર્બુદ ગિરિપર વિમલે ઋષભપ્રાસાદની પ્રતિષ્ઠા કરી. વિ૦ ૧૦૯૬ શ્રાવણ વદ ૯ દિને વાદિવેતાલ (શાંતિસૂરિએ) ઉત્તરાધ્યયન વૃત્તિ કરી. થિરાપદ્ર ગચ્છે શ્રી શાંતિસૂરિ સ્વર્ગે ગયા એમ પ્રભાવક ચરિત્રમા કહ્યું છે, કે જેણે વિવેકમંજરી શોધીને સુવાચ્ય કરી છે.

—લ. પો. પ.

૩૮ સોમપ્રભસૂરિ-વી૦ ૧૫૫૧ સત્યપુરમા વીરાન ચયતિ શતાર્થી રચી.

૩૯ મુનિચંદ્રસૂરિ-તેના શિષ્ય વાદી દેવસૂરિ વિ. ૧૧૩૪ માં જન્મ, ૧૧૫૨ માં દીક્ષા, ૧૧૭૪ મા સૂરિપદ, ૧૨૨૬ શ્રાવણ વદ ગુરૂને દિને સ્વર્ગવાસ. દેવચંદ્રસૂરિ હેમચંદ્રસૂરિ-સં. ૧૧૫૪ કા. શુ. ૧૫ શનિ જન્મ, ૧૧૫૦ માં વ્રત, ૧૧૬૬ સૂરિપદ, ૧૨૨૯ સ્વર્ગવાસ.

સં. ૧૨૧૩ વર્ષે મંત્રી બાહડે શ્રી શત્રુંજયોદ્ધાર કરાવ્યો. શ્રી હેમાચાર્યના વારામા.

૧૧૫૯ વર્ષે પૌર્ણમીયક મતોત્પત્તિ. તેને પ્રતિબોધનાર મુનિચંદ્રસૂરિ. —લ. પો. પ.

૪૦ અજિતસિંહસૂરિ-ભૃગુકચ્છમા દેવસૂરિ પાસે કાન્હડો યોગી વિવાદઅર્થે ૧૮૪ સર્પના કરંડીઆ લઈ આવ્યો. અને આસન ઉપવિષ્ટો પ્રભુભિઃ તન્મુક્ત સર્પૈરેવા હૃદયંધિતો ન કેનાપિ પશ્ચી તદા કોપાત્ તન પતિકામધ્યસ્થં સર્પરૂદ્ધ સિદ્ધૂરે ત્યાજ્યો. મુકતઃ સ પ્રભુપાદાસને વટન્નંતરે શકુનિકારૂપેણ તુસ્ટ તુદ્રલયા ગૃહીતઃ સચ પ્રતિબુદ્ધ-ઇતિ શ્રી દેવસૂરિ પ્રબંધ— —લ. પો. પ.

૪૧ વિજયસેનસૂરિ-વિ. ૧૨૦૧ ચામુંડિક-

વિ. ૧૨૦૪ ખરતર ગચ્છોત્પત્તિ.

વી. ૧૬૭૪-વિ. ૧૨૧૪ પાઠાતરે ૧૨૧૩ આંચલિક મતોત્પત્તિ.

વિ. ૧૨૩૬ મા સાધુ પૂનિમિઆ.

વી. ૧૬૯૨ જાવાડોદ્ધાર.

વિ ૧૨૫૦ આગમિક મતોત્પત્તિ.

—લ. પો. પ.

૪૨ મણિરત્નસૂરિ-૪૩ જગચ્ચંદ્રસૂરિ—વી. ૧૭૫૫-વિ. ૧૨૮૫ તથા શ્રી જગચ્ચંદ્રસૂરિએ યાવજ્જીવ આચામ્લ (આંબેલ)નો અભિગ્રહ લીધો તેથી ગચ્છનું તપા એ નામ પ્રસિદ્ધ થયુ. આઘાટ નામના પુરમા શારદાના વરથી ૩૨ ક્ષપણક (દીગંબર) ઉપર જય મેળવવાથી રાજાએ 'હીરલા જગચ્ચંદ્ર' એ નામ આપ્યું. વટ ગચ્છાધીશ શ્રી જગચ્ચંદ્રસૂરિને ચિત્રાવાલ ગચ્છીય ઉપાધ્યાય દેવભદ્રે કહ્યું કે હું આપ શ્રીમંતનો સહાયકારી ક્રિયોદ્ધારમા થઈશ. દેવભદ્ર ઉપાધ્યાયને શિષ્ય વિજયચંદ્ર ઉપાધ્યાયે વિજ્ઞપ્તિ કરી કે પોતાને અનુયાન (આચાર્ય ?) પદવી આપો. તે ન આપી, ને પટ્ટે દેવેન્દ્રસૂરિને સ્થાપ્યા. દેવેન્દ્રસૂરિ ભદ્રકભાવવાળા હોવાથી વિજયચંદ્રને આચાર્યપદ આપ્યું ને પાછળથી તે પૃથક-જૂદો થયો. લ. પો. પ.

૪૪ દેવેન્દ્રસૂરિ-દેવેન્દ્રસૂરિના ગ્રંથો આ છેઃ- દિનકૃત્ય સૂત્રવૃત્તિ, નવ્ય કર્મગ્રંથ પંચકવૃત્તિ, ધર્મરત્ન વૃત્તિ, સુદર્શના ચરિત્ર, ત્રણ ભાષ્યો, સિરિ ઉસહ સ્તવાદિ; ચતુર્દેવ વન્દણા.

દેવેન્દ્રસૂરીણાં શ્રી સ્તંભતીર્થે ચતુષ્પથ સ્થિત કુમાર વિહાર દેશનાયાં ૧૮ શતમુખ વણિકાઃ ભૌવિત બ્રાહ્મણાદયઃ સભ્યાઃ મંત્રિ વસ્તુપાલાદયશ્ચ ક્રિયાબહુમાનં ગાઢં વિદધંતિ.

૧૩૦૨ માં શ્રી વિદ્યાનંદ સૂરિને સૂરિપદ આપ્યું તેના મંડપમાંથી કુંકુમ વૃષ્ટિ થઇ ત્યારે પાલ્હણ વિહારમાં ૫૦૦ વીસલપુરી ભોગઃ. ૧૩૨૭ માં દેવેન્દ્રસૂરિ માલવકમાં સ્થિત થયા. પૂર્વે દશક પ્રાગવાટ વિજયચંદ્રાચાર્યેણ વૃદ્ધશાલાકર્ષિતા તન્મધ્યાત્ ભૃગુકચ્છ ગચ્છોત્પત્તિ ર્જાતઃ, વિજયચંદ્રસૂરિણા શ્રી દેવેન્દ્ર સૂરિષુ માલવક ગતેષુ ગચ્છાવર્જનનિમિત્તં સમસ્ત ગીતાર્થ પૃથગ્ પૃથગ્ વસ્ત્રપુટ્ટલિકા પ્રદાનં, નિત્યં વિકૃતિ અનુજ્ઞા ૨, ચીવરક્ષાલનં ૩, ફલ શાકગ્રહણં ૪, સાધુસાધ્વીનાં નિર્વિકૃતિક પ્રત્યાખ્યાને નિવિકૃતિક ગ્રહણં ૫, સર્વેષાં પ્રત્યહં દ્વિવિધ પ્રત્યાખ્યાનં ૬, આર્યકા ભોગસાધનાં ૭, ગૃહસ્થાવર્જન નિમિત્તં પ્રતિક્રમણ કરણ અનુજ્ઞા ૮, સંવિભાગદિને ગીતાર્થેન તદ્ગૃહે ગમનં ૯, લેપસંનિધ્ય અભાવઃ ૧૦, તત્કાલે નોષ્ણોદક ગ્રહણં ૧૧ ધતિવૃદ્ધશાલા સામાચારી.

લ. પો. ૫.

૪૫ ધર્મઘોષસૂરિ-ચાતુર્દશિક આચાર્ય પાસેથી સૂરિમંત્ર લીધો, ૧૮ વર્ષે શ્રી વિદ્યાનંદ અને ધર્મકીર્તિ (અપર નામ ધર્મઘોષસૂરિ) ઉપાધ્યાયોને સૂરિપદ ગાદે જ્ઞાનાતિશયથી અયોગ્ય જાણીને; સા. પેથડ કે જેણે પરિગ્રહ પરિમાણનો સંક્ષેપ કરી નિયમભંગ થાય એવો સંભવ જાણી તેણે કોશ લખાવ્યો, ૨૧ ધરી સુવર્ણથી ૮૪ પ્રાસાદ કરાવ્યા, તે સાધર્મિક વેશ્યાગમને ૩૨ વર્ષે બ્રહ્મચારી હતો. તેનો પુત્ર ઝાંઝણ હતો તેણે બે તીર્થમાં એશારન્ન વજ ધ્વજ આપી. રાજા સારંગદે.

૪૬ સોમપ્રભસૂરિ-જન્મ ૧૩૧૦, ૧૩૨૧ માં વ્રત, સૂરિપદ શ્રીગુરૂએ આપ્યું. મંત્રપુસ્તિકા ચારિત્રપ્રેમચન્દ્રતુ મંત્ર પુસ્તિકા ચેત્કૃતાન ગૃહિતા ડપરસ્ય યોગ્યતાભાવાત્ ગુરુભિર્જલે બોલિતા સા. શ્રી સોમપ્રભ સૂરીણા એકાદશાંગી સૂત્રાર્થે કંઠસ્થૌ ભીમપલ્યાં ચતુર્માસીમવસ્થિતા એકાદ શેષ્વપરાચાર્યેષુ વારમત્સ્વપિ કાર્તિકદ્વયે પ્રથમે કાર્તિકપક્ષે પ્રતિક્રમ્ય વિહતાઃ-પશ્ચાત્ ગ્રામભંગોડભૂત તે પશ્ચાદ્ વલિતા ક્રોડિનારે સમાગસાંભાયાઃ કાયોત્સર્ગઃ કૃતઃ-

તેમણે ગ્રંથો રચ્યા તે-યતિજીતકલ્પ વિસ્તર જેમાં અખિલ ઇત્યાદિ ૫૦ સ્તુતિ છે, જનેન યેન યેન આદિ ૨૭ સ્તુતિ.

સં ૧૩૫૭ માં ધર્મઘોષસૂરિ પછી સોમપ્રભસૂરિએ વિમલપ્રભને સૂરિપદ આપ્યું. તે થોડું જીવ્યા ત્યારપછી પોતાનું આયુ પૂરૂં થનાર જાણી સં. ૧૩૭૩ માં પરમાનંદ તથા સોમતિલકને સૂરિપદ આપ્યા પછી ત્રણ માસે પોતે સ્વર્ગે ગયા.

અન્યત્ર ક્વાપિપુરે તદ્દિને પદ્માવતીએ દેવતાવચઃ, તપાચાર્યો પ્રથમે સૌધર્મે ઉત્પન્નો ઇતિ પ્રવાદોડધુનાઃ મેરૌ મયા દેવમુખાત્ શ્રુતઃ-પરમાનંદસૂરિ ચાર વર્ષ જીવ્યા. લ. પો. ૫.

૪૭ સોમતિલકસૂરિ-જન્મ ૧૩૫૫ માઘ માસમાં, ૧૩૬૯ માં દીક્ષા, ૧૩૭૩માં સૂરિપદ, ૧૪૨૪ માં સ્વર્ગવાસ. મહાભાગ્યવર સર્વાયુ ૬૯

તેમના ગ્રંથો-બૃહત્ નવ્યક્ષેત્ર સમાસસૂત્ર, સત્તરિ સયઠાણં, કે જેમાં ૨૮ સ્વકૃત ચતુરર્થ તીર્થરાજ સ્તુતિઃ છે, શસ્તા શર્મોવૃત્તયો નત્વાદયઃ સ્તુતયઃ શુભભાવન શિવ શિરાસિ શ્રી નાભિસંભવ શ્રી શૈવેયાદિ બહુ સ્તવાનિ. તેમણે પદ્મતિલક, ચંદ્રશેખર, જયાનંદ, ને સૂરિપદ આપ્યાં. તેમાં પદ્મતિલક એક વર્ષ પછી સ્વર્ગ પામ્યા. યેષાં વચનનાય નાતિગાઃ

ચંદ્રશેખરસૂરિ-જન્મ ૧૩૭૩, દીક્ષા ૧૩૮૫, સૂરિપદ ૧૩૯૨, સ્વર્ગવાસ ૧૪૨૩. તેમના ગ્રંથો-ઉષિત ભોજન કથા, શ્રી સ્તંભનક હારબંધ સ્તવાદિ ધૂલિલેપે સ્મૃતૌ રાજ્યાગ્રમે હરિ દર્શનં. લ. પો. ૫.

૪૮ જયાનંદસૂરિ-જન્મ ૧૩૮૦, દીક્ષા ૯૨ માં-સોજત્ખાખ્ય ભ્રાતા માતેવત્ દેવતવા નિશ્ચયપેટમા

દીક્ષા ગ્રહણ મનુમેને-સૂરિપદ ૧૪૨૦ વૈશાખ શુદ અણુહિલ્લપુરમા, સ્વર્ગવાસ ૧૪૪૧ માં. તેમના ગ્રંથો-સ્થૂલભદ્ર ચરિત્ર, જીવકથા, સ્તવનાદિ. લ. પો. ૫.

૪૯ દેવસુંદરસૂરિ-જન્મ ૧૩૯૬, દીક્ષા ૧૪૦૪ મહેશ્વર ગામમાં, સૂરિપદ ૧૪૨૦.

ગુંગુઠી સિરસિ કણુયરીપા શિષ્યેણુ ઉદધીયા યોગિના સભક્તિના નમસ્કૃતઃ। સં૦ નરીયાદિ પૃષ્ટઃ સજગૌ કણુયરી પાદુર્વો દેશાદુ ગોત્તમત્વે ગતાઃ ઇતિ નિત્યનિરપાય વૈરાગ્યકરાઃ। શ્રી દેવસુંદરસૂરયઃ।

——લ. પો. ૫.

૫૦ જ્ઞાનસાગરસૂરિ-જન્મ ૧૪૦૪, દીક્ષા ૧૪૧૭, સૂરિપદ ૧૪૪૧, સ્વર્ગવાસ ૧૪૬૦મા.

તદૈવ કર્પૂરીહૃગાહ્ક ખરતર સંઘે મં. ગોવયેન વર્ષં તુર્યે કલ્પે સ્મ ઇતિ સ્વપ્નોપ્ફુલ્લ લેખે.

ગંથ-આવશ્યક ઓઘનિર્યુક્તિ આદિ અનેક ગ્રંથ પર અવચૂર્ણિઓ, મુનિસુવ્રતસ્વામિસ્તવ, ઘોઘાનવખંડ સ્તવન. —લ. પો. ૫.

૫૧ કુલમંડનસૂરિ-જન્મ ૧૪૦૪, દીક્ષા ૧૪૧૭, સૂરિપદ ૧૪૪૨, અને ૧૪૫૫ માં સ્વર્ગવાસ.

ગ્રંથ-સિદ્ધાંતાલાપકોદ્ધાર, વિશ્વશ્રીધરૈત્યષ્ટાદશારચક્રબંધ સ્તવ. —લ. પો. ૫.

૫૨ સોમસુંદર સૂરિ—જન્મ ૧૪૩૦ માઘ વદિ શુક્ર, દીક્ષા ૧૪૩૭, સ્વર્ગ ૧૪૯૯

સૂરિના વચનથી સાહશ્રી ધરણે રાણપુરમાં ચતુર્મુખ ધરણવિહાર પ્રતિષ્ઠિત કર્યો તેમાં ૯૯ લાખ પીરોજી બેઠા. સવાલાખ મિથ્યાત્વી કુલ પ્રતિ બોધ્યા. સવાલાખ પ્રતિમા પ્રતિષ્ઠિત કરી. સં. ૧૪૯૫માં પોતે ધરણવિહારમાં પ્રતિષ્ઠા કરી. ચત્વારિ મહૂર્ત્ત નિદાન, શાલા, ગૃહ, પ્રાસાદ શત્રુકાર કારાપિતા.

ગ્રંથો-યોગ શાસ્ત્ર-ઉપદેશમાલા-ષષ્ઠિ શતક-નવ તત્ત્વ સૂત્રો પર બાલાવબોધ, ભાષ્ય, અવચૂરિ. કલ્યાણક સ્તુતિ સ્તોત્ર પ્રમુખ.

૧૫૦૦ શિષ્ય હતા-તેમાં શાંતિચંદ્ર ગણિ પ્રમુખ ૭ માસ્યાદિકારી હતા. —લ. પો. ૫.

૫૩ મુનિસુંદર સૂરિ—જન્મ ૧૪૨૬, દીક્ષા ૪૩, વાચકપદ ૬૫, સૂરિ ૭૦, ૩ વર્ષ યુગપ્રધાન પદવી, ૧૫૦૩માં કાર્તિક સુદ ૧ ને દિને સ્વર્ગવાસ. બાલ્યાવસ્થામાં પણ ૧૦૦૦ અવધાન કરતા, ૧૦૮ વર્તુલિકાનાદોપલક્ષિતાઃ, ૧૦૮ શતહસ્ત શ્રીપર્વ લેખ વિધાયકા; ૩૨ સહસ્ર ટંક વ્યય કરી વૃદ્ધ નગરીના સં. દેવરાજે સૂરિપદ આપ્યું. સંતિકરસ્તવ કરી મારિ આદિ ઉપદ્રવ ટાળ્યો. ૧૪ વાર વિધિની શ્રી સૂરિ મંત્રનું આરાધન કર્યું તેમાં ૧૪ વાર ચંપક રાજા દેપા ધારાદિ રાજાએ તેમના ઉપદેશથી નિજ નિજ દેશોમાં અમારિ પ્રવર્તાવી. શ્રી સહસ્રમલ્લ રાજાના વચનથી સીરોહી પરિસરે મારિવિકારનું નિરાકરણ કર્યું-કાઢ્યો. શાન્તિકરસ્તવ રચી તીડનો ભય પણ નિવાર્યો. લ. પો. ૫.

( આ પટ્ટાવલી અમોએ ઘણાં વર્ષો પહેલા તૈયાર કરી હતી તેમા મુખ્યત્વે લઘુ પોશાલિક પટ્ટાવલીમાંથી ઉતારો છે. ટૂંકાક્ષરીના અર્થ લ. પો. એટલે લઘુ પોશાલિક, ખ૦=ખરતર, આં=આંચલિક પ૦=પટ્ટાવલી સૂચવે છે. જેટલી લખી હતી તેટલી અત્ર મૂકી છે. તંત્રી. )

# ધર્મનું ભાવનામય શિક્ષણ.

[ન્યાયમૂર્તિ કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના પ્રમુખપણા નીચે તા. ૨૧-૮-૧૯૨૭ ના રોજ રા. રા. નર્મદાશંકર દેવશંકર મહેતાએ મુંબાઇના મહાવીર જૈન વિદ્યાલયના "સ્ટુડન્ટ્સ યુનિયન" ના ત્રીજા સ્નેહસંમેલનના પ્રસંગે આપેલા ભાષણનો સાર]

શ્રી મહાવીર જૈન વિદ્યાલયને લગતા કામનો રિપોર્ટ મારા હાથમાં આવ્યો ત્યારે તેમાં ખાસ આકર્ષક પ્રસંગ એ જોવામાં આવ્યો કે વિદ્યાલયમાં સંબંધ ધરાવતા વિદ્યાર્થીઓ જોકે સઘળી પાશ્ચાત્ય પદ્ધતિની કેળવણી મુંબઇની વિદ્યાપીઠ વિગેરે દ્વારા લે છે તોપણ તેમાં જૈન ધર્મને લગતા પવિત્ર સાહિત્યનો ખાસ અભ્યાસક્રમ રાખવામાં આવ્યો છે. હાલની આપણી કેળવણી પદ્ધતિ અર્થ અને કામને સિદ્ધ કરવા વિશેષ ઉપયોગી છે અને ધર્મ જે વસ્તુતઃ પુરૂષાર્થોની યોજનામાં પહેલે નંબરે બેસવો જોઇએ તે હાલ ત્રીજે નંબરે જઇ બેઠો છે. આ સ્થિતિ એક રીતે ઘણી દીલગીરી ભરેલી છે. જે વિદ્યાપદ્ધતિમાં ધર્મને છેલ્લું સ્થાન હોય, અને તે પણ ધર્મ કોઇ સગવડીઓ પદાર્થ છે અને જીવનમાં તેની ખાસ અગત્ય નથી એવું મનાતું હોય, તે વિદ્યાપદ્ધતિથી સંસ્કાર પામી નીકળેલા વિદ્યાર્થીઓ સારા ચારિત્ર્ય વાળા નીકળતા નથી એવી ફરીઆદ કરીએ એમાં દોષ વિદ્યાર્થીઓનો કાઢવાને બદલે કેળવણીના તંત્રના યોજકોનો કાઢવો જોઇએ. પરંતુ ઇંગ્રેજી કેળવણીની પદ્ધતિ ધર્મભાવનાને સ્પર્શ કરતાં ભડકે છે કારણ કે હિંદુસ્થાનના અનેક ધર્મોના સંપ્રદાયો અને પંથોમાંથી કયા મુદ્દા ઉપર સર્વ સામાન્ય ધર્મની કેળવણી ઘડાય તે પ્રશ્ન ઘણો મુશ્કેલીથી ભરેલો છે પરંતુ જૈનવિદ્યાલયે આ પ્રશ્નનો વ્યવહારૂ નીકાલ સારો રાખ્યો જણાય છે. અને જૈનધર્મનાં સર્વમાન્ય મૂલતત્ત્વોનું શિક્ષણ સૂત્રસંયોદ્વારા તે તે ગ્રંથોમાં નિપુણતા ધરાવતા યતિજનો તરફથી આપવામાં આવે છે. પરંતુ ફરીઆદ એવી થતી જોવામાં આવે છે કે ધર્મશિક્ષણના ક્લાસમાં વિદ્યાર્થીઓની સંખ્યા જેવી જોઇએ તેવી રહેતી નથી અને અનિયમિત હાજરી રહે છે. આપણું ધર્મનું શિક્ષણ આ પ્રમાણે શા કારણથી વિરસ બને છે એ પ્રશ્નના ઉત્તરમાં હું આજના વ્યાખ્યાનમાં યથામતિ આપના આગળ મારા વિચારો રજુ કરવા ધારૂં છું. હું જૈનધર્મના જ્ઞાનની નિપુણતાનો દાવો કરી શકું તેમ નથી. તો પણ મેં મારી બુદ્ધિ અનુસાર સર્વ ધર્મોનાં મૂલતત્ત્વોનું જ્ઞાન ગ્રંથો અને નિપુણ પુરૂષોદ્વારા મેળવ્યું છે. અને તેથી સર્વ સામાન્ય ધર્મભાવના વડે, આપણી અર્વાચીન કેળવણીની પદ્ધતિને કેવી રીતે આપણે રંગી શકીએ તે બાબત સાધારણ વિચાર હું જણાવું તો તે અયોગ્ય નહિ ગણાય.

ભારતવર્ષમાં સ્વયંભૂ ઉદય પામેલા મૂળ ત્રણ ધર્મો છે. (૧) બ્રાહ્મણોનો વૈદિક ધર્મ અથવા હાલનો બ્હોળો હિંદુધર્મ. (૨) જૈનધર્મ અને (૩) બૌદ્ધધર્મ. તેમાં બૌદ્ધધર્મ પોતાની જન્મભૂમિમાંથી અસ્ત થયો છે એમ કહેવામાં આવે છે. ખરી રીતે તે બૌદ્ધધર્મ હિંદુસ્થાનમાં તદ્દન નાશ પામ્યો નથી, પરંતુ હિંદુધર્મના પૌરાણિક ધર્મમાં તે રૂપાન્તરથી પેસી ગયો છે. બહારના પ્રદેશોમાં તે મહાયાન અને હીનયાનની શાખામાં સ્વતંત્ર વિસ્તારવાળો અદ્યાપિ વિદ્યમાન છે, અને હાલની સંસ્કૃતિએ તે ધર્મને અનુકૂળ વાતાવરણ ઉત્પન્ન કર્યું છે. અને તેથી તે હવે હિંદુઓમાં પણ વિશેષ આદરને પાત્ર પુનઃ બનવા પામ્યો છે. જૈન ધર્મે તો પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ અદ્યાપિ સારી રીતે જાળવી જાણ્યું છે; અને આત્માના અસ્તિત્વ બાબતમાં હિંદુધર્મ સાથે તેણે ઘણો સારો સગાઇ સંબંધ જાળવ્યો છે. અને તેથી નિરાત્મવાદી બૌદ્ધો કરતાં, જૈનો હિંદુઓ સાથે વ્યવહારધર્મમાં તેમ પરમાર્થ ધર્મમાં વધારે સામ્યભાવ જાળવી શક્યા છે. તેમાં પણ પરમતસહિષ્ણુતામાં જૈનો હિંદુઓ કરતાં પ્રમાણમાં વધારે ચઢીઆતાપણું દર્શાવી શક્યા છે. અને તેથી જૈનોની સઘળી પ્રવૃત્તિઓ પ્રતિ જનસમાજ તેમ રાજ્યકર્તા પ્રજા પણ અનુકૂળતા દર્શાવે છે.

ભારતવર્ષના આ ત્રણ મુખ્ય ધર્મો જો કે અનેક

શાખા પ્રશાખામાં, સંપ્રદાયો અને પંથોમાં વહેંચાયેલા છે, તોપણ તેના ત્રણ મુખ્ય પ્રવાહો ગંગા, યમુના અને સરસ્વતી જેવા સ્વતંત્ર નિરાળા વહે છે. એટલુંજ નહિ પણ તે ત્રણ નદીઓ જ્યાં જ્યાં મળે છે, ત્યાં પ્રયાગ જેવાં પવિત્ર ક્ષેત્રો રચે છે અને તેમાં સર્વ સંપ્રદાયો અને પન્થોના અનુયાયીઓ સમાન પવિત્રતાનો લાભ લેઇ શકે છે. આ ત્રણે ધર્મોના સાધારણ રીતે એકમતે સ્વીકારાતાં નીચેના સમાનતંત્ર સિદ્ધાન્તો છેઃ–

(૧) આ ત્રણે ધર્મો કર્મસિદ્ધાન્તને માને છે.
(૨) આ ત્રણે ધર્મો જન્માન્તરસિદ્ધાન્તને માને છે.
(૩) આ ત્રણે ધર્મો જીવના બન્ધ મોક્ષને માને છે.
(૪) આ ત્રણે ધર્મો અહિંસાવૃત્તિને આદરભાવથી જુએ છે.

સર્વ પ્રાણીઓ જે શુભાશુભ કર્મ કરે છે તેનાં નિયત સુખદુઃખ રૂપ પરિણામો તે તે વ્યક્તિને એકજ જન્મમાં મળી શકતાં નથી, અને દેશ, કાળ અને બીજાં નિમિત્તોની કર્મ વિપાકમાં જરૂર પડે છે. અને તેથી અવિપક્વ કર્માશયો નવા જન્મની અપેક્ષા રાખે છે. પ્રત્યેક વ્યકિતનાં કર્મો જો કે મુખ્યત્વે કરીને કર્તાનેજ ભોગ આપે છે, તો પણ તે તે કર્મોના ઉપભોગો જનસમાજને ન્યૂનાધિક અંશે, કર્મસંસ્કારના નિયમ પ્રમાણે વારસામાં મળ્યાવિના રહેતા નથી. શુભ અને અશુભ કર્મનો બદલો કર્મકરનાર વ્યક્તિનેજ મળે છે એટલુંજ નહિ, પણ સમાજનો ઉદય અને અપકર્ષ પણ વ્યક્તિઓના ગુણ કર્મને અનુસાર પરિણામ ફળ (Resultant force) તરીકે અવશ્ય મળે છે. દેહાન્તર સ્વર્ગાદિ લોકમાં થાય છે એવી કલ્પના ખ્રિસ્તિઓના અને મુસલમાનોના ધર્મમાં પણ છે. પરંતુ જીવોને અનેક ભવો પ્રાપ્ત થાય છે, અને તે પોતે સુખદુઃખને ભોગવે છે એટલુંજ નહિ, પણ પ્રજાનું સમગ્ર શરીર તે સુખદુઃખના ભોગોને ભોગવતું વિદ્યમાન રહે છે–આ મંતવ્ય ભારતવર્ષના ધર્મોનું ખાસ મંતવ્ય છે. પ્રજાનું સમગ્ર શરીર પણ યુગાંતર ધર્મના વિપાકથી બદલાય છે. અને નવારૂપમા સમષ્ટિ પ્રજાનું શરીર પણ ઘડાય છે; અને જેવી રીતે વ્યકિતનાં ભવાંતર છે, તેમ સમષ્ટિનાં પણ જન્માન્તરો થાય છે. જે વૈદિક ધર્મને પાળનારો સમાજ હતો, તે ભગવાન બુદ્ધના શાસન પછી પલટાયો. અને સ્મૃતિ ધર્મવડે શ્રૌત સંપ્રદાયને બદલે સ્માર્ત સંપ્રદાય થયો. તેના ઉપર ઇતિહાસ, પુરાણ, આગમ અને તંત્રોએ જે અદ્ભુત અસર કરી–તેમાંથી હિંદુઓનો અર્વાચીન હિંદુ ધર્મ નવા દેહમાં જન્મ્યો એમ કહેવામાં કંઇ ખોટું નથી. વેદકાળના કોઇ ઋષિ હાલ નવા દેહમાં જાતિ સ્મૃતિવાળા ઉતરી આવે તો તે પણ હાલના હિંદુ ધર્મને પોતાનો મૂળ ધર્મ છે એમ કહેતાં ખંચાય. યજ્ઞ હિંસાને દેશવટો મળેલો જોઈ, તેને આ તે વૈદિક ધર્મ કે બીજો એવો ભ્રમ થયા વિના રહે નહિ. હાલનો હિંદુ ધર્મવાળો જન સમાજ ત્રીજી કક્ષાના પૌરાણિક શરીરમાં પલટાયો છે, અને કાળે કરીને હિંદુઓ અનેક પરધર્મીઓના સહવાસ અને સંસ્કૃતિના પ્રભાવથી નવાયુગના હિંદુ ધર્મમાં રસ લેતા થશે. પરંતુ જેમ ઉંઘમાંથી આપણે ઉઠીએ ત્યારે જેવી પૂર્વ સ્મૃતિ સાથે ઉઠીએ છીએ, અને જન્માતર થયા પછી તે સ્મૃતિ સામાન્ય નિયમ તરીકે લોપ પામે છે, અને કોઇ વિલક્ષણ સંસ્કારવાળા પ્રાણીને, પૂર્વના એક બે કે ત્રણ ભવની સ્મૃતિ અનુકૂળ ઉદ્દીપક સામગ્રી મળતાં જાગી ઉઠે છે. તેવીજ રીતે હિંદુ સમાજ પણ સામાન્ય રીતે પોતાની પૂર્વ ભવની સ્મૃતિ ભૂલી ગયો છે. પરંતુ જૈન ધર્મ અને બૌદ્ધ ધર્મના સંબંધ વડે પોતાની પ્રાક્તન વૈદિક યજ્ઞની પશુહિંસાનું વિચિત્ર સ્મરણ તેને પ્રસંગે જાગ્રત થાય છે.

વ્યક્તિને તેમ સમાજને કર્મ સિધ્ધાન્ત લાગુ છે, તોપણ બંધ અને મોક્ષનો અનુભવ સ્વતંત્ર વ્યક્તિ જ કરી શકે છે. સમાજને સ્પષ્ટ અનુભવ થતો નથી. બંધ અને મોક્ષ સ્વતંત્ર પોતાપણાના ભાનવાળા અભિમાનીને અનુભવાય છે. શિથિલ બંધવાળા સમાજને ભિન્ન અભિમાનનો ઉદય નહિ હોવાથી બંધ અને મોક્ષ અનુભવાતા નથી. જ્યાં જ્યાં સાભિમાન ચેતન છે એટલે જ્યાં જ્યાં ભિન્ન અસ્તિત્વનું અભિમાન છે ત્યાં ત્યાં બંધ અને મોક્ષ લાગે છે. જ્યાં માત્ર સામાન્ય ચૈતન્ય છે. અને વિશેષ ચૈતન્યનો ઉદય નથી, ત્યાં બંધ મોક્ષનો અનુભવ નથી. જેમ જેમ ચૈતન્યની કલા વિશેષાકાર બનતી જાય છે, તેમ તેમ બંધનો અને મોક્ષનો અનુભવ ઉત્કટ વેગથી થતો

જાય છે. કર્મોના વિપાક વડે સુખ દુઃખનો સ્પષ્ટ અનુભવ વેદનાની તીવ્રતા ઉપર ઘડાએલો હોય છે. વેદના આભિમાનિક ચેતનની જડ અવસ્થામાં અને આભિમાનિક ચેતનની શુદ્ધ કેવળ અવસ્થામાં થતી નથી. સુખ અને દુઃખની વેદના જણાય તેનું નામ બંધ, એ વેદના કૈવલ્ય ભાવમાં નિવૃત્ત થતી તેનું નામ મોક્ષ. આ પ્રમાણે વિચારતાં મનુષ્ય પ્રાણીઓને જેવો બંધનો અનુભવ તીવ્ર છે તેમ મોક્ષનો અનુભવ પણ તીવ્ર હોય છે.

કર્મ સિદ્ધાંત અને જન્માન્તર સિદ્ધાંત-અને બંધમોક્ષ સિદ્ધાંત, હિંદુઓ, જૈનો અને બૌદ્ધોને સમાન રીતે માન્ય છે. તો શા કારણથી હાલ ધર્મ શિક્ષણમાં શિથિલતા અથવા અનાદર જણાય છે? મને લાગે છે કે ધર્મતત્ત્વમાં ખામી નથી, પરંતુ ધર્મના શિક્ષણની પદ્ધતિમાં ખામી છે. ધારણ કરવું-પછી તે વ્યક્તિનું હોય કે સમાજનું હોય-તેનું નામ ધર્મ. મન, વાણી અને શરીરની જે પ્રવૃત્તિ કર્તા પુરુષનું અને જે સમાજમાં તે પુરુષ અથવા વ્યક્તિ રહે છે તે સમાજનું સારી રીતે સમતોલપણે ધારણ કરાવી શકે તેવી પ્રવૃત્તિનું નામ ધર્મ. પરંતુ આવા પ્રવૃત્તિ ધર્મને સાધવામાં જીવોને પોતાનાં પ્રાક્તન કર્મો જે પશુ આદિ યોનિમાં કરેલાં હોય છે તે વિઘ્ન કરનારાં પ્રત્યવાયરૂપે ઉભાં થાય છે. પ્રવૃત્તિ ધર્મના વિકાસમાં આ પ્રતિબંધક નિમિત્તો જ્યાં સુધી દૂર-ન થાય ત્યાં સુધી શુદ્ધ પ્રવૃત્તિધર્મનું આચરણ થઇ શકતુંજ નથી. કુવામાંથી પાણી ખેંચવાનો ગમે તેટલો આપણે શ્રમ કરીએ પરંતુ જો થાળાં અને નીકોની રચના ન હોય તો આપણો શ્રમ કેવો નિરર્થક બને છે તે સહજ સમજાય તેમ છે. તેવીજ રીતે જો મનુષ્યો પોતાનાં મન વાણી અને શરીરની નીકો સુગમ અને સરલ ન બનાવે, અથવા પારિભાષિક શબ્દોમાં કહું તો પોતાની નાડીઓની શુદ્ધિ ન કરે તો તેનો પ્રવૃત્તિધર્મ મિથ્યાશ્રમ રૂપજ થઇ પડે એમ છે. સામાન્ય સમજણ એવી છે કે પ્રવૃત્તિ ધર્મ પછી નિવૃત્તિ ધર્મ પમાવો જોઇએ. વસ્તુસ્થિતિ આથી ઉલટી છે. ધર્મ એટલે ધારણ કરવાનું બળ ચિત્તમાં છે, કોઇ બહારના પ્રદેશમાં નથી. આ કારણથી ભારતવર્ષના મુખ્ય ત્રણ ધર્મોના પ્રવર્તક મહાપુરુષો શ્રી કૃષ્ણ ભગવાન્ શ્રી મહાવીર અને ગૌતમબુદ્ધ એ ત્રણેનું સમાન મંતવ્ય છે કે મનુષ્ય પ્રાણિના ચિત્તમાં રહેલી જેટલી આસુર અથવા પશુયોનિની સ્વાભાવિક વાસનાઓ છે તેનું નિયંત્રણ પ્રથમ જ થવું જોઇએ. આપણી આસુર અથવા પશુ-ભાવનાઓનું નિયંત્રણ કરી અથવા નિરોધ કરી દીધા પછી, ખરી રીતે આપણે વાસ્તવ પ્રવૃત્તિધર્મ સાધી શકીએ એમ છે. આ પ્રમાણે નિવૃત્તિધર્મ પહેલો અને પછી પ્રવૃત્તિધર્મ એમ કહેવામાં આપાતતઃ વિરોધ લાગે, પણ તે ખરો વિરોધ હોય નથી પરંતુ વિરોધાભાસ નામનો ગુણ છે. આપણા આત્માને અને આત્મા ન માનનારા બૌદ્ધોના અભિપ્રાય પ્રમાણે પાંચસ્કંધરૂપ પુદ્ગલ અથવા પુરુષને સ્વાભાવિક પાંચ દોષો લાગેલા છે. તે દોષોને દબાવ્યા અથવા લય પમાડયા પછી શુદ્ધ પ્રવૃત્તિધર્મનું વીર્ય પ્રકટ થાય છે. પ્રવૃતિ ધર્મની સાધનામાં આપણને જે બહારની સામગ્રીની જરૂર પડે છે તેની નિવૃત્તિધર્મના પાલનમાં જરૂર પડતી નથી. આ વસ્તુ ખાસ વિચારવા યોગ્ય છે. ઉદાહરણ તરીકે જીવોને કુદરતી રીતે હિંસાદોષ વળગેલો છે. હિંસા કરવાની પ્રવૃત્તિ પ્રાણીને શીખવવી પડતી નથી. જ્યાંથી જીવ પોતાનો સ્વતંત્ર વ્યવહાર કરતો થાય છે ત્યાંથી એ એમજ માની લે છે કે બીજા જીવને મન વાણી અથવા શરીરથી દબાવ્યા સિવાય એટલે હિંસા કર્યા વિના તેનાથી જીવાયજ નહિ, "જીવો અને જીવવા દો." એ સત્ય સૂત્રને બદલે "જીવવું છે પણ તે માર્યા વિના જીવાયજ નહિ" એ અવળા સૂત્રનો તે સ્વીકાર કરી લે છે. "હું જીવું અને બીજા પણ જીવે" તેને બદલે "હું જીવું અને બીજા ભલે મરે" આવો અવળો નિયમ દરેક જીવને સામાન્ય કુદરતી પાઠ તરીકે સિદ્ધ હોય છે. મેં ઘણા સાહેબ લોકોને, પોતાના અંગ ઉપર બેઠેલી પણ નહિ એવી માખને પ્રયોજન વિના મારી નાંખતા જોયા છે. આ મનુષ્યો વધારે કેળવાયેલા અથવા સંસ્કૃતિવાળા હોય છે, પરંતુ તેમની આ સ્વાભાવિક હિંસક વૃત્તિ દોષરૂપ છે, એવું તેમના મનમાં કદી ઉદય થતુંજ નથી. આવી સ્વાભાવિક હિંસક વૃત્તિને વિવેકથી દબાવવી, પોતાના

જીવનમાં કોઇપણ પ્રકારનું વિઘ્ન નહિ કરનારાં પ્રાણીઓને સ્વતંત્ર જીવવા દેવાં, પોતાના જીવનમાં પણ આવશ્યક ગણાતા પદાર્થોમાં પણ પ્રાણીનો વધ કર્યા વિના વનસ્પતિના ખોરાકથી જીવન નભાવવું વિગેરે ભાવવાળી અહિંસાવૃત્તિ કેળવવી તેમાં પ્રથમનો નિવૃત્તિધર્મ અથવા યમ સધાય છે. સ્વાભાવિક પશુભાવની હિંસામાંથી અહિંસા સાધવામાં જીવને કોઇપણ બાહ્ય સામગ્રીની જરૂર નથી. હિંસાવૃત્તિના ઉદયને દબાવી, તેમાંથી પાછા હઠવું એવો અહિંસા–એ નિવૃત્તિધર્મ છે. આ ગુણ સાધવામાં બાહ્ય ચેષ્ટા અથવા પ્રવૃત્તિ નથી. પરંતુ ભીતર વળવું અથવા ચિત્તને તે ખોટા વેગથી પાછું વાળવું એટલુંજ ધ્યાનમાં રાખવાનું છે. આ પ્રમાણે હિંસા એ પશુધર્મ છે, અને અહિંસા એ મનુષ્યધર્મ છે. હિંસા સ્વાભાવિક અને કુદરતી છે, ત્યારે અહિંસા શાસ્ત્રીય અથવા પ્રયત્ન વડે કેળવવા યોગ્ય ધર્મ છે.

બીજો આસુર ધર્મ ચિત્તને લાગેલો જૂઠું બોલવાનો છે. મનુષ્ય પ્રાણિ પોતાના હિતમાં જૂઠું બોલવું આવશ્યક માની લે છે. અનેક વ્યવહારોમાં તે અસત્યનેજ સ્વભાવથી વળગી રહે છે. અસત્યથીજ વ્યવહાર સારો સધાય છે. એવું દુનીઆના કેળવાયલા અને ડાહ્યા માણસો પણ માની લે છે. અસત્ય આ પ્રમાણે કુદરતી થઈ પડ્યું છે. તેમાંથી પાછા વળી સત્યનિશ્ચય કરવો અને સત્ય બોલવું, અથવા મૌન સેવવું એમાં કયા બાહ્ય સાધનની જરૂર છે? કોઇ પણ સાધન વિના સત્યગુણને આપણે સેવી શકીએ છીએ. અસત્યમાં પ્રવૃત્તિ છે; સત્યમાં નિવૃત્તિ છે. અસત્યમાં છૂટ છે, સત્યમાં નિયંત્રણ છે.

ત્રીજો આસુરધર્મ મનને વળગેલો ચોરી કરવાની વાસનાનો છે. કોઈની માલકીનો પદાર્થ તેની ઇચ્છા અથવા સંમતિ વિના લઇ લેવો અથવા વાપરવાની વૃત્તિ જીવોને સ્વભાવથીજ ઉદય પામે છે તેને દબાવી પારકા પદાર્થમાં ભોગ બુદ્ધિ ન કરવી એવા મનોધર્મને અસ્તેય કહે છે. આ અસ્તેય વૃત્તિ કેળવવામાં બહારનાં કોઈપણ સાધનની જરૂર નથી. તેમાં ચિત્તના વેગને પાછા હઠાવવાનોજ પ્રયત્ન છે.

તેવીજ રીતે સ્ત્રીને ભોગવવાની વાસના પુરુષને અને પુરુષના સંબંધની વાસના સ્ત્રીને સ્વાભાવિક છે. તેનું નિયંત્રણ કરવામાં એટલે બ્રહ્મચર્ય સાધવામાં બહારના કોઇપણ સાધનની જરૂર નથી. એટલે કે બ્રહ્મચર્ય ગુણને સિદ્ધ કરવામાં પરાશ્રિત થવાની અગત્ય નથી.

પારકા પદાર્થનું અર્પણ કરવામાં આવે તો તે લેવામાં અથવા સંપાદન કરેલા પદાર્થનો સંચય કરવામાં મનુષ્યોના મનનો સ્વાભાવિક વેગ હોય છે. દેહ નિર્વાહ ઉપરાંતના સર્વ પદાર્થોનો પરિગ્રહ જીવને અનેક પ્રકારના ક્લેશોને ઉત્પન્ન કરે છે. સંચય ગૃહસ્થાશ્રમમાં થાય તો પરાર્થે થાય અથવા દાનાર્થે થાય અને ત્યાગાશ્રમમાં દેહયાત્રાના નિર્વાહ પૂરતોજ થાય. આવી રીતે અપરિગ્રહ કેળવવામાં પણ બહારના કોઇ સાધનઉપર આપણે આધાર રાખવો પડતો નથી.

આ પ્રકારના પાંચ મૂળ ગુણો–અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને પરિગ્રહ–હિંદુઓના, જૈનોના અને બૌદ્ધોના સર્વમાન્ય ધર્મસિદ્ધાંતરૂપે ગણાય તેમ છે. આ મૂળ ગુણોની કેળવણી મંદ, મધ્યમ અને ઉત્તમ વેગથી મેળવવી એ સંબંધમાં જૈન શાસનમાં જેટલો સત્યાગ્રહ છે તેવો બીજા બે ધર્મોમાં નથી. અહિંસા વ્રતનો સાર્વભૌમ મહિમા જૈન દર્શનમાં જેવો ખીલવવામાં આવ્યો છે તેવો બીજાં દર્શનોમાં નથી. પ્રાચીન વેદધર્મની હિંસાને વિગ્રહ કર્યા વિના ઓછી કરવાનો પ્રથમ પ્રયત્ન સાંખ્યાચાર્ય કપિલ મહર્ષિએ કર્યો છે. ત્યાર પછી કલિયુગના આરંભમાં પશુયજ્ઞ કરતાં દ્રવ્યયજ્ઞ ચઢીઆતો છે, અને દ્રવ્ય યજ્ઞમાં પણ જપયજ્ઞ અને જ્ઞાનયજ્ઞ ચઢીઆતો છે. આ ઉપદેશ ભગવાન શ્રીકૃષ્ણે ભારતવર્ષમાં હિંદુઓને આપ્યો છે. તે ઉપદેશના મંદ વેગને મધ્યમ વેગ આપનાર ભગવાન ગૌતમબુદ્ધ છે, અને તેને તીવ્ર વેગ આપનાર ભગવાન મહાવીર સ્વામી છે. આ પ્રમાણે ઐતિહાસિક દૃષ્ટિથી ત્રણ ક્ષત્રિય મહાપુરુષોએ એટલે કે શ્રીકૃષ્ણચંદ્ર, શ્રી ગૌતમબુદ્ધ અને શ્રી મહાવીર સ્વામીએ–અહિંસાધર્મનું પ્રાધાન્ય ભારતવર્ષમાં સ્થાપ્યું છે અને વેદના પ્રાચીન ધર્મમાં હિં-

સાને જે સ્થાન હતું તે હવે અર્વાચીન હિંદુધર્મમાં નાશ પામી ગયા જેવું છે. ધર્મની વિશુદ્ધ ભાવનાની ખીલવણીમાં ક્ષત્રિય મહાત્માઓએજ મુખ્ય ઉપકાર કર્યો છે અને બ્રાહ્મણ જાતિના વિદ્વાનોએ તેને વિદ્યાના બલવડે ઉત્તેજન આપ્યું છે.

આવા સર્વ સામાન્ય અહિંસાદિ યમના શિક્ષણના બે પ્રકારો છે. (૧) એક પ્રકાર આજ્ઞાવડે પળાવવાનો અથવા મીમાંસકની પરિભાષામાં કહીએ તો વિધિવાક્ય ઉપર અથવા નિયોગવાક્ય ઉપર આધાર રાખવાનો પ્રકાર અને (૨) બીજો પ્રકાર ભાવનાનો છે એટલે કે હાલ આપણને જે અસિદ્ધ છે તે સામું આદર્શ ઊભું કરી તે આદર્શને સિદ્ધ કરવાનો ધારાવાહી રસમય ચિંતનનો. હાલના બુદ્ધિપ્રધાન યુગનો વિચાર કરતાં આપણને સમજાય છે કે ધર્મતત્વનું શિક્ષણ અત્યંત બાલ્યાવસ્થામાં અથવા કિશોરાવસ્થામાં આપ્તવાક્ય ઉપરની શ્રદ્ધા ઉપર આપવામાં આવે તો તે યોગ્ય છે, પરંતુ આ વચન ઉપરથી શ્રદ્ધા ગુરુજનોના ચારિત્ર્ય અને ભાવનામય ઉપદેશથી સુદૃઢ થઇ શકે છે. નહિ તો જે શ્રદ્ધાને સમજણ અથવા વિચારનો ટેકો નથી તે શ્રદ્ધા વિજ્ઞાનના રૂપમાં પરિણામ પામતી નથી. અને પ્રસંગે તે કાંતો અશ્રદ્ધાનું રૂપ પકડે છે, અથવા સંશયનું રૂપ પકડે છે, અથવા લોકલજ્જાથી મિથ્યા આચાર રૂપ થઇ રહે છે. ઘણા હિંદુધર્મ અને જૈન ધર્મમાં અર્વાચીન કેળવણીની પદ્ધતિથી કેળવાયેલા યુવકો કાંતો મોટી વયે અશ્રદ્ધાવાળા નાસ્તિક બને છે, કાંતો અજ્ઞેયવાદી અથવા સંશયાત્મા થાય છે, અથવા મિથ્યાચારી અથવા દંભીવર્તનવાળા થાય છે. અશ્રદ્ધા, સંશય અને મિથ્યાચાર અથવા દંભ ધાર્મિક જીવનની એક જાતની ઉધાઇ છે. તે ઉધાઇ ધર્મ રસને સુકવી નાંખી મનુષ્યના જીવનને સર્વાંશે ખાઇ જાય છે. તેનું જીવન માત્ર દેખાવા પુરતુંજ જણાય છે. પરંતુ અંદરથી સત્વહીનજ હોય છે. ધર્મતત્વના સંગીન વિજ્ઞાન વિનાનું મનુષ્યનું જીવન પશુના અથવા વનસ્પતિના જીવન કરતાં કોઇ રીતે ચઢીઆતું નથી. તેના જીવનમાં નથી મૂલમાં રસ કે નથી શાખા-પ્રશાખાઓમાં ચેતનબલ. તેવા મનુષ્યો માત્ર દેહયંત્રમાં ચાલતાં પરવેગથી પ્રવૃત્તિ કરતાં રમકડાં છે. તેમાં સ્વયંભૂ ચેતનબલ નથી. અને તેથી જનતાના અભ્યુદયમાં કોઇ પણ પ્રકારનો ફાળો આપી શકતાં નથી. એક નાનું મર્યાદિત ધર્મશીલ જીવન સમાજને જેટલું બલ આપે છે તેવું મોટું દેખાતું પરાક્રમવાળું જીવન આપી શકતું નથી. ધાર્મિક જીવન સ્થિર દાહ-પ્રકાશ આપનાર અગ્નિ તુલ્ય છે અને અધાર્મિક જીવનનો ભડકો હોળીના ભડકા જેવો છે. હોળી સળગી ભડકા કરી માત્ર શમી જાય છે. અને કંઇ પણ ઉપયોગી કાર્ય તેવા ભડકાથી થતું નથી. પરંતુ સગડીનો તાપ ઉત્તમ રીતે અન્નાદિ સામગ્રીને પકવી આપે છે, સામાન્ય જનસ્વભાવ ભડકાથી અથવા દારૂખાનાથી માત્ર મોહ પામે છે. પરંતુ ઉપયોગી કાર્ય તો એકો અગ્નિજ કરે છે. ધાર્મિક મનુષ્યો આવા કાયમના કલ્યાણના પ્રવર્તક હોય છે. જ્યારે ધનના વૈભવને અથવા ઉપભોગના વૈભવને દેખાડનારા મનુષ્યો બહુ થાય તો આગંતુક વિનોદનાજ નિમિત્તો બને છે.

પરંતુ ધર્મની આજ્ઞામય શિક્ષણપદ્ધતિ કરતાં ભાવનામય શિક્ષણપદ્ધતિ રચવામાં ચારિત્ર્યવાળા ધર્મશીલ સ્ત્રી પુરુષોનીજ અને તે પણ જનકલ્યાણમાં ઉત્સાહપૂર્વક ભાગ લેનારની અપેક્ષા રાખે છે. સંસારથી અત્યંત ઉપરામ પામેલા અથવા તીવ્ર વિરાગવાળા સાધુજનો ધર્મનું ભાવનામય અથવા રસમય શિક્ષણ આપી શકતા નથી. તેઓ માત્ર પોતાના અંગત મોક્ષને આગળ તરતો રાખે છે. પરંતુ બીજા જીવોના ઉદ્ધારમાં તેમને ઉત્તેજક બળ નથી. કેવલ સંન્યાસી, કેવળ મુનિ, અથવા કેવલ અર્હતભાવને સેવનારા હિંદુ, જૈન અને બૌદ્ધ સાધુ જો કે વંદનીય છે, તોપણ પ્રજાની વિશુદ્ધિનું વ્રત જ્યાં સુધી તેઓ લે નહિ ત્યાં સુધી ભાવનામય શિક્ષણ આપવામાં તેઓ અનધિકારી નિવડે છે. નિવૃત્તિ ધર્મના અહિંસાદિ યમ ઉપરાંત પ્રવૃત્તિધર્મનો વેગ આપનાર તપ, સ્વાધ્યાય, પ્રવચન અને ઇશ્વરભક્તિ વિગેરે ક્રિયાયોગની ખાસ જરૂર ધર્મશિક્ષણમાં રહે છે. યમો જ્યારે સંન્યાસયોગના ઘટક છે, ત્યારે નિયમો ક્રિયાયોગના ઘટક છે. યમ અને નિયમવડે-સંન્યાસ અને ક્રિયાયોગ વડે ધર્મનાં ડાબાં જમણાં અંગો રચાએલાં છે. ધર્મનું

શરીર યમ અને નિયમવડે ઘડાએલું છે. બંનેની જરૂર શિક્ષણપદ્ધતિમાં છે. કેવળ યમપ્રધાન શિક્ષણ વ્યક્તિના પોતાના કલ્યાણમાં ઉપયોગી છતાં જનતાનું હિત પ્રવર્તાવવા અસમર્થ થાય છે; કેવળ નિયમપ્રધાન શિક્ષણ આચારમયતા ઉપર ભાર મૂકતું થાય છે અને વિચારશૂન્યતા લાવી નાંખે છે. ધર્મનું સત્ય સ્વરૂપ કેવળ યમમાં નથી તેમ કેવળ નિયમમાં પણ નથી. પરંતુ યમ અને નિયમના સુંદર યોગમાં —સંન્યાસ અને ક્રિયાના સમન્વયમાં—આવી વસ્યું છે.

લોકકલ્યાણમાં કર્તવ્યબુદ્ધિ સમજી શુદ્ધ ધર્મજ્ઞાનનો પ્રચાર કરનારા સાધુજનોની આ જમાનામાં ઘણી અગત્ય છે. પરંતુ મિથ્યા ફકીરી અથવા મિથ્યા ત્યાગનો મહિમા ગાનારા આ જમાનામાં નિરુપયોગી છે એટલુંજ નહિ પણ પ્રસંગે ભોળી પ્રજાને અનર્થમાં નાંખનારા છે. ચમત્કાર કરવામાં, સિદ્ધિઓનું પ્રદર્શન કરવામાં, સત્યધર્મનો ઉપહાસ થાય છે. ધર્મનું બિંબ ચારિત્ર્યવાળા જીવનમાં છે. અને ચારિત્ર્ય મિથ્યા ફકીરીમાં અથવા સિદ્ધિમાં રહ્યું નથી. સાધુતાનું સુંદર લક્ષણ આપણા કવિ ભવભૂતિએ જે આપ્યું છે તે વડે સાધુજનની પરીક્ષા કરવી જોઇએ.

**प्रियप्राया वृत्तिर्विनयमधुरो वाचि नियमः**
**प्रकृत्या कल्याणी मतिरनवगीतः परिचयः।**
**पुरो वा पश्चाद्वा तदिदम विपर्यासितरसम्**
**रहस्यं साधूनामनुपधि विशुद्धं विजयते ॥**

જેમની વૃત્તિ ઘણે ભાગે પ્રિય લાગે તેવી હોય, જેમની વાણીમાં વિનય વડે મધુર નિયમ હોય, જેમની મતિ સ્વભાવથીજ કલ્યાણને ઇચ્છનારી હોય, જેમનો પરિચય નિર્દોષ જણાય અને જેના જીવનમાં આગળ પાછળ જોતા રસભંગ થાય તેવું વર્તન ન હોય, તેવા સાધુજનોનું વિશુદ્ધ અને આડંબર વિનાનું રહસ્યવાળું જીવન ખરેખર વંદનીય છે.

આવા સરલ સમજાય તેવાં લક્ષણોવાળા સાધુજનોના હાથમાં વિદ્યા અને વિનયની કુંચી સોંપાવી જોઇએ. હાલના મહાત્માઓમાં મનુષ્યો ઉલટાં લક્ષણોથી મોટાઇ માની લે છે. અને તે બનાવી આપે છે કે શુદ્ધ સંસ્કૃતિ (Culture) અને પરીક્ષક બુદ્ધિ જેવી જોઈએ તેવી આપણામા કેળવાઇ નથી.

મૂર્તિપૂજાની યોગતા વા અયોગ્યતાનો નિર્ણય કરવાનું આ સ્થાન નથી. પરંતુ ધર્મનું અમૂર્ત રૂપ ધાર્મિકજીવન ગાળનાર મહાપુરુષના શરીરમાં મૂર્ત રુપ ધારણ કરે છે. એ વાતની ના પાડી શકાય તેમ નથી. ભગવાન રામકૃષ્ણના આલંબન વિના હિંદુઓનો હિંદુધર્મ હવામાં બાચકા ભરવા જેવો થઇ જાય છે. ભગવાન ગૌતમબુદ્ધની ધ્યાનસ્થ મૂર્તિવિના બૌદ્ધધર્મ દુરના રળીઆમણા ડુંગરા જેવો થઇ જાય છે. અને ભગવાન મહાવીરની દિવ્ય મૂર્તિને સમક્ષ રાખ્યા વિના જૈનધર્મ અસાધ્ય આદર્શ જેવો થઇ જાય છે. મને લાગે છે કે ધર્મસંસ્થાપક અથવા ધર્મસુધારકની મૂર્તિને વિદ્યાર્થીઓના સમક્ષ રાખવાથી જે ધર્મવૃત્તિને ઉત્તેજન મળે છે તેવું બીજા કશાથી મળતું નથી. વીરપૂજા અથવા દેવપૂજા મનુષ્યના અંતઃકરણને સમજણપૂર્વક કરવામાં આવે તો જડતા લાવનાર નથી, પણ અધ્યાત્મ ઉન્નતિ કરવાનું સાધન છે. એમ અનુભવીઓને સમજાયું છે. તેવા આલંબન ઉપરજ ભક્તિભાવ બંધાય છે. આલંબન વિના ભક્તિભાવ રચાતો નથી. આવા આલંબનની અગત્ય વેદવાદીઓના વેદધર્મમાં નિત્ય સિદ્ધ ઇશ્વર અને તેના અવતારોમાં બૌદ્ધ ધર્મમાં સમ્યક્ સંબુદ્ધભગવાન ગૌતમબુદ્ધની મૂર્તિમાં અને જૈનોના તીર્થંકરોનાં દિવ્ય બિંબોમા સ્વીકારાઇ છે. ધર્મની અમૂર્ત ભાવનાનો રસ આવા મૂર્ત આલંબન વિના પ્રકટ થતો નથી. એ મુદ્દો પણ આપણા ધર્મશિક્ષણમાં વિસરાવો જોઇએ નહિ. જેમ આલંબન વિના શ્રૃંગારરસ નથી, તેમ ધર્મમયી મૂર્તિ વિના ભક્તિરસ જામતો નથી.

ધર્મને આ પ્રમાણે શુષ્ક આજ્ઞાવાક્ય ઉપર ટકાવવાને બદલે આપણે જો ભાવના ઉપર ટકાવીએ તો ઉછરતી પ્રજા જે ધર્મપ્રતિ અનાદરવાળી થાય છે તે આદરવાળી થાય. સંસારની અનેક વિદ્યાઓ મેળવીને પણ અધ્યાત્મશાન્તિ ધર્મવૃત્તિ કેળવ્યા વિના મળી શકે તેમ નથી, અને બાહ્ય વૈભવવાળા જીવનમાં જે અધ્યાત્મદારિદ્ર્ય જ્યા ત્યાં જણાય છે તે ધર્મવૃત્તિ વડે દૂર થાય. મને લાગે છે કે લૈકિક ધનની દરિદ્રતા કરતા આપણી પ્રજા અધ્યાત્મસંપત્તિમાં ચઢીઆતી થવાનો આ એકજ ઉપાય છે. અને તે ધર્મનું ભાવનામય શિક્ષણ છે.

---

# માનવજીવનનો ધાર્મિક આદર્શ

અથવા

## સામાયિક અનુષ્ઠાન અને તેથી થતો આત્મવિકાસ[1]

વ્યાખ્યાતા-શ્રીયુત ફ. ક. લાલન.

**વ્યાખ્યાન પહેલું.** તા. ૧૪-૭-૨૭

मंगलम्ः—

એક વિશાળ વન-કાનન-forest છે, આખું વન ચંદનવૃક્ષોથી ભરપૂર છે. ચંદનવૃક્ષોમાં રહેલી સુગંધથી સર્પ પ્રત્યેક વૃક્ષની આસપાસ વીંટાઇ રહ્યા છે. પરંતુ જ્યારે એ સર્પ સુગંધ લેવા લાગે ત્યારે ચંદનમાં રહેલ અમૃતમય સુગંધ પણ જાણે વિષમય થઈ જતી હોય એવું ભાન થાય છે.

આ ચંદનવનમાં કોઈ પુણ્યોદયે મયૂર આવી ચઢે છે. હવે મયૂર અને સર્પને-જેવી ઉંદરને બિલાડીને બકરીને વાઘને; ગાય અને સિંહને સગાઇ હોય છે તેવી સગાઇ હોય છે. જેવું અંધારા અને અજવાળાને બને છે, તેવું સર્પને અને મોરને બનતું હોય છે. આજ પ્રકારે આ સંસાર એક મહાન વન છે, તેમાં આવેલાં જીવો એ ચંદનવૃક્ષો છે, અને એ જીવરૂપ ચંદનવૃક્ષની આસપાસ કર્મરૂપ-કષાયરૂપ-મોહરૂપ સર્પો વીંટાઇ રહેલ છે. એવામાં માનવોના પુણ્યોદયે આ ચંદનવનમાં-આ જીવનવનમાં શ્રી પાર્શ્વનાથ રૂપ મયૂર જ્યારે આપણા હૃદયમાં વિરાજે એટલે તુરતજ મોહરૂપ સર્પ પલાયન થઈ આપણા જીવનરૂપ ચંદનની સ્વાભાવિક અમૃતમય સુગંધ પૂર જોસમાં મ્હેકી રહે છે. આ પ્રકારે શ્રી પાર્શ્વનાથ પ્રભુની પ્રાર્થના કરી-એ મહામયૂરને આપણા હૃદયનાં સિંહાસન ઉપર વિરાજેલા જોઇ, આપણે આજના વ્યાખ્યાનમાં પ્રવેશ કરીશું.

हृद्‌वर्तिनि त्वयि विभो शिथिलीभवन्ति।
जन्तोः क्षणेन निबिडा अपि कर्मबन्धाः॥
सद्यो भुजंगममया इव मध्यभाग-
मभ्यागते वनशिखण्डिनि चन्दनस्य[1]॥

विषयः—

મનુષ્ય આત્માનો સંપૂર્ણ વિકાસ કરવા માટે જૈનધર્મ બે સાધનોને મુખ્ય ગણે છે એટલે કે ज्ञानक्रियाभ्यां मोक्षः । આત્મવિકાસરૂપ સાધ્યને પામવાને માટે એકલું જ્ઞાન બસ નથી, નથી એકલી ક્રિયા. જ્ઞાનવિનાની ક્રિયા કે ક્રિયા વિનાનું જ્ઞાન આત્મવિકાસની ટોચે મનુષ્યને પહોંચાડી શકે નહિ. પરંતુ જ્યારે તે ઉભયનો સંયોગ થાય ત્યારેજ પૂર્ણ વિકાસ થઇ શકે.

આજનો વિષય સામાયિક નામના જૈન અનુષ્ઠાનનો-વિધાનનો છે, અને સામાયિક એ ચારિત્રમાં ગણાતું હોવાથી આજનો વિષય મુખ્યત્વે ક્રિયાનો છે. તથાપિ જ્ઞાનવિના ક્રિયા ફલવતી થાય નહિ તેથી સામાયિકની પૂર્વે કયું જ્ઞાન મનુષ્યને જોઇએ, અને એ જ્ઞાનપૂર્વક સામાયિકનાં જ્ઞાન સહિત સામાયિકની ક્રિયા કરતાં આત્મવિકાસના આપણે કેવાં ફળો હાલના સમયમાં પણ પામી શકીએ તેનું કંઇક આછું ચિત્ર કે ઝાંખી તમોને દેખાડવાનો આ લાલનનો પ્રયત્ન છે.

અનુષ્ઠાન—વિધાન-વિધિ એ સર્વ ધર્મોમાં જોવામાં આવે છે. અનુષ્ઠાનોએ સાધનો છે. means છે. અને એ અનુષ્ઠાનને યથાવિધિ અનુસરવાથી મનુષ્યનું સાધ્ય તેની ભણી દોડી આવે છે.

હવે એ અનુષ્ઠાનો-ધાર્મિક વિધાનો મનુષ્યની

---

૧ શ્રીયુત મોતીચંદ ગિરધર કાપડિયા, સોલીસીટરના પ્રમુખપણા નીચે આપેલાં સામાયિક અનુષ્ઠાન ઉપર આપેલાં વ્યાખ્યાન મહાવીર વિદ્યાલય, તા. ૧૪,૧૫,૧૬,૧૮ મહિનો સાતમો ૧૯૨૭.

૧ (હરિગીત)

હે નાથ ! અવિરતપણા મનો મંદિર તું આવતાં,
ક્ષણમાં સઘન પણ કર્મબંધો શિથિલ થઇ વિખરી જતા,
ચંદનમહીં વીંટાયેલા સર્પો તરત અલગા થઇ,
વનમયૂરને જોતાં બધા ભાગે દશે દિશામાં જઇ.

પાસે કેવી રીતે પરંપરાથી ઉતરી આવ્યાં છે તે આપણે જોઇએ. એ વિધાનો કોણે કોણે પ્રરૂપ્યાં છે તેની આપણે ધર્મજગતમાં ઝાંખી કરીએ. ક્રાઇસ્ટ નામના મહાત્માએ પ્રભુની પ્રાર્થના કરી પ્રભુને મેળવ્યા; અને પછી મનુષ્યને કહ્યું કે તમે જો મારી પેઠે પ્રભુને આત્મનિવેદન-Self-dedication સંપૂર્ણ રીતે કરી પ્રભુની પ્રાર્થના કરશો તો તમારાં પાપરૂપ વિઘ્નો જઇ તમે આત્મવિકાસ પામશો. મોહમદ સાહેબે નિમાજ ભણી ભણી ખુદાને મેળવ્યા અને પછી ઇનસાનોને ફરમાવ્યું કે તમે પણ ખરા દીલથી નિમાજ રોજરોજ ભણશો તો ખુદાને પામશો. આમ મહાત્મા ક્રાઇસ્ટ જે સાધનવડે-મોહમદ સાહેબ જે સાધનવડે પ્રભુને પામ્યા તે સાધન તેમણે મનુષ્યને ઉપદેશ્યું; તેમ શ્રી મહાવીરસ્વામી જે સાધન વડે આત્માના પૂર્ણ વિકાસને પહોચ્યા એટલે કે અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતચારિત્ર, અનંતઆનંદ, અનંતવીર્ય એવા અનંત અનંતા ગુણોની પૂર્ણતાએ પહોંચ્યા તે સાધન-તે વિધાન-તે ક્રિયા-તે ચારિત્ર સામાયિક હતું. અને એ સાધન એમની પ્રસાદીથી આપણ જૈનોને તેઓશ્રીએ ઉપદેસ્યું. આમ મોહમેદ નોને નિમાજો; હિંદુઓને નિત્યકર્મો-બ્રાહ્મણોને સંધ્યા, ક્રિશ્ચનોને પ્રેયરો-પારસીઓને ખોરદેહ અવસ્થા અને જૈનોને સામાયિકરૂપ આવશ્યક અવશ્ય કરવાની ક્રિયા પ્રાપ્ત થઈ છે.

જે સ્થિતિએ પ્રભુ પહોંચ્યા, તેજ સ્થિતિએ પહોંચવાનાં સાધનો આપણને પ્રાપ્ત થયાં. હવે આ પ્રશ્ન જૈનનો ધર્મ દર્શન રૂપે-philosophy ફીલસુફી અને ક્રિયા રૂપે science વિજ્ઞાન છે. માટે વૈજ્ઞાનિક રીતિએ આપણાં વિધાનો આચરવાં જોઇએ.

જૈનધર્મના કોહીનૂર રૂપ શ્રી હરિભદ્રાચાર્ય અનુષ્ઠાનોનાં પાંચ પ્રકાર કહે છે. અને એ પંચવિધ અનુષ્ઠાનો આ બોર્ડ ઉપર લખેલાં તમે જોશો;—

| | | |
|---|---|---|
| ૧ प्रणिधि | = | સાધ્ય-લક્ષ્ય-Goal-end |
| ૨ प्रवृत्ति | = | સાધન-means to end. |
| ૩ विघ्नजय | = | દોષો ઉપરજય-obstacles to be overcome. |
| ૪ सिद्धि | = | સાધ્યની પૂર્ણ પ્રાપ્તિ-realization of the object |
| ૫ विनिमय | = | આત્મનિવેદન પોતાને પ્રાપ્ત વસ્તુનું બીજાઓને પૂર્ણદાન-self dedication to the service of humanity. |

પ્રણિધિ—જે અનુષ્ઠાન કરવું હોય તેમાં મુખ્ય સાધ્ય શું છે-Aim શું છે-goal શું છે એ પ્રથમ નક્કી કરવું જોઇએ. આપણે જે મેળવવું છે એ નક્કી થયા વિના આપણી પ્રવૃત્તિ બલવતી થતી નથી. આપણા ઉદ્દેશમાં-આપણા સાધ્યમાં જેટલી આપણી પ્રીતિ-જેટલી આપણી ભક્તિ તેટલી બલવતી આપણી પ્રવૃત્તિ સાધ્યને માટે આપણે કરી શકીએ.

આપણી સામાયિક નામની ક્રિયાનો આદર્શ-Ideal **શ્રી મહાવીર સ્વામી** છે.

શ્રી મહાવીર સ્વામીએ સામાયિક વડે અનંતજ્ઞાનાદિ ગુણોનો પૂર્ણ વિકાસ કર્યો, અને એમણે ઉપદેશેલી સામાયિકની ક્રિયા આપણી શક્તિ ગોપ્યા વિના આપણે કરીએ તો આપણે પણ આપણી શક્તિના પ્રમાણમાં આપણે આત્મવિકાસ કરી શકીએ. એટલા માટે શ્રીવીરની સામાયિક સમજવી-જાણવી અને આચારમાં યથાશક્તિ મૂકવી જોઇએ. યથાશક્તિનો અર્થ એવો કરવો જોઇએ કે આપણી શક્તિનો હાલ જેટલો વિકાસ થયો હોય તેટલી પૂર્ણ શક્તિથી બલ-વીર્ય ગોપ્યા વિના આપણે સામાયિક રૂપ પ્રવૃત્તિ કરવી જોઇએ.

કોઇ એમ કહે કે શ્રી વીરનો આદર્શ અર્થાત્ તેમની સામાયિકનો આદર્શ આપણાથી કેમ લેવાય? કયાં મેરૂ જેવા મહાવીર સ્વામી અને કયાં કાંકરા જેવા પણ પૂર્ણ નહિ એવા આપણે?

કોઇ વિદ્યાર્થીનો આદર્શ M. A. ની ઓનર્સમાં પાસ થયેલા વિદ્વાનનો હોય. એ આદર્શ હૃદયમાં સ્થિત કરી ઘણા વિદ્યાભિલાષીઓ એમ. એ. થાય છે, થયા છે અને થશે પણ ખરા. એમ. એ. ના આદર્શ રાખનાર જિજ્ઞાસુ વિદ્યાર્થી કદાચ એમ. એ.ની ઉચ્ચતમ ભૂમિકાએ ન પહોચે તથાપિ તેણે જે

સ્થિતિમાં આદર્શને હૃદયમાં સ્થાપ્યો અને પછી એ આદર્શને હંમેશાં પોતાની સમક્ષ રાખી પ્રયત્ન સેવ્યા તે જિજ્ઞાસુ વિદ્યાર્થી જે સ્થિતિમાં હતો તે સ્થિતિ કરતાં તો ઘણી ઉંચી સ્થિતિએ પહોંચ્યો. એટલે કે M. A. નો ઉચ્ચ આદર્શ રાખતાં કદાચ M. A. ન થયો તો પણ B. A. તો થઇ શકયો. એનું કારણ એમ જણાય છે કે એમના આદર્શ તરફની ભક્તિ કે devotion છે.

જો પોતેજ સેવેલા-પોતેજ ક્રિયામાં મૂકી સિદ્ધ કરેલા સામાયિકનો આદર્શ આપણે માટે યોગ્ય છે એમ શ્રી મહાવીરે જાણીનેજ આપણને સામાયિક ક્રિયાનો ઉપદેશ કર્યો છે.

જે માણસનો આદર્શ પૈસા છે તે માણસ પોતાનો દેશ, પોતાના ઘરબાર, પોતાના સગાવ્હાલાં, પોતાના મિત્રો અને પોતાના કુટુંબને પણ મૂકી યુરોપ આફ્રિકા નથી જતા? જાય છે. કારણ કે તેનો આદર્શ પૈસા છે. અને આપણે સારી રીતે જાણીએ છીએ કે એવો આદર્શ રાખી કેટલાએક મનુષ્ય પોતાના ધારેલા આદર્શે પહોંચ્યા છે; એટલુંજ નહિ પણ કેટલાએક તો તેથી પણ આગળ વધેલા જોવામાં આવે છે.'

આદર્શચૂસ્ત પોતાના આદર્શથી પણ વિશેષ ઉચ્ચતર ભૂમિકાએ પહોંચેલાના પણ થોડાંએક દ્રષ્ટાંતો આપણી સમક્ષ મોજૂદ છે. હા, કેટલાએક આદર્શને પણ પહોંચે તથાપિ તેમના પુરૂષાર્થથી જેટલો લાભાંતરાય કપાય તેટલો લાભ તો તેઓ પ્રાપ્ત કરેજ. તેજ પ્રમાણે શાસ્ત્રમાં જે વિધાન કર્યું હોય તેને બરાબર સમજી તેના પર ભક્તિપૂર્વક પ્રવૃત્તિ કરી હોય તો અનંતજ્ઞાનના ઘણા ઘણા અંશો પ્રાપ્ત કરતાં કરતાં કોઇ કાળે આપણે પણ શ્રી મહાવીર સ્વામીએ કરેલાં સામાયિકના પરમદાનરૂપ આદર્શને પહોંચી શકીએ.

પ્રભુશ્રી મહાવીરે જ્યારે સામાયિકનો વિનિમય -દાન કરવા માંડ્યું ત્યારે બે પ્રકારના અધિકારીઓ જોવામાં આવ્યા. પોતાની ઉચ્ચતમ સ્થિતિએ પહોંચતા જ્યારે પોતાના સામાયિકનું વર્ણન કરવા માંડ્યું ત્યારે કેટલાક મહાપુરૂષોએ અને દેવીઓએ જેવું સામાયિક ઉપદેશ્યું તેવુંજ અંગીકાર કર્યું. જેણે તે અંગીકાર કર્યું તેઓએ સાધુ અને સાધ્વીપણાની દીક્ષા ગ્રહણ કરી સામાયિકને આચારમાં મૂકવા, સર્વથા પ્રયત્ન કરવા માંડ્યો.

વળી કેટલાએક પુરૂષો અને સ્ત્રીઓએ ઇચ્છા યોગથી તો સામાયિકને સંપૂર્ણ અંગીકાર કરી, પરંતુ ગૃહસ્થપણાને લઇને સામર્થ્ય યોગ વડે ઇત્વર એટલે અમુકકાળ સુધી તેવુંજ સામાયિક આચરવાનો નિયમ કર્યો. આ પાછળના મુમુક્ષુઓ પ્રભુના શાસનમાં શ્રાવક અને શ્રાવિકા ગણાયા. આમ સામાયિકની ક્રિયા કરનાર એટલે સાધુ, સાધ્વી, શ્રાવક શ્રાવિકા એ ચારે પ્રકારના મનુષ્યનો સમાજ તે પ્રભુનું તીર્થ ગણાયું અને પ્રભુ તીર્થંકર કહેવાયા એટલા માટે જે મનુષ્યે પ્રભુના ઉપદેશેલા સામાયિકને-પછી તે સામાયિક સર્વથા હો કે દેશથી હો-તેને આચારમાં ન મૂકતો હોય તો તેને જૈન સમાજમાં ગણવો કે કેમ એ વિચારવા જેવું છે. અલબત્ત! તેમાં પ્રીતિ રાખતો હોય તો અનુમોદક તો ખરો!

ઘણાએક મનુષ્યો મહાપુરૂષની આજ્ઞાને માથે ચઢાવે છે, તેમનું કહેવુંજ સાચું માને છે, પરંતુ મસ્તકે ચઢાવ્યા પછી તે આજ્ઞાને હૃદયમાં ઉતારતા નથી-તેઓ આચારમાં મૂકી શકતા નથી, માટે આપણે એ આજ્ઞાનું ફળ હાલ બરોબર જોવા પામતા નથી. આપણે આ પ્રમાણે પ્રણિધિ નક્કી કરી આદર્શ નક્કી કરી સામાયિક નામની પ્રવૃત્તિમાં પ્રવેશ કરવો જોઇએ.

**સામાયિકનું સ્થાનઃ**-શ્રાવકોના સામાયિક વ્રતનું સ્થાન બાર વ્રતમાં નવમે વ્રતે છે, અને એ શ્રાવકોનાં-શ્રાવિકાઓનાં બાર વ્રતરૂપ વૃક્ષનું મૂળ સમ્યક્ દર્શન છે. આ ઉપરથી એ બાર વ્રતોને સમ્યકત્વ મૂળ બાર વ્રત આપણા શાસનમાં ગણવામાં આવ્યાં છે. મોક્ષનો-આત્મસ્વાતંત્ર્યનો-આત્મ સ્વરાજનો perfect freedom and perfect liberation કે self Government નો ઉપાય જૈન શાસ્ત્રમાં સમ્યગ્-

દર્શનપૂર્વક સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્દર્શન જ્ઞાનપૂર્વક સમ્યક્ ચારિત્ર છે માટેજ કહ્યું છે કે—

सम्यग्दर्शन ज्ञान चारित्राणि मोक्षमार्गः ।

"જડ ચૈતન્યનો–સત્યાસત્યનો તત્વજ્ઞાનનો નિશ્ચય કરવો તે સમ્યક્જ્ઞાન છે, તેના ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખવી તે સમ્યક્ દર્શન છે, આ બન્ને વસ્તુતત્વને વસ્તુતત્વરૂપે જાણવા અને સદ્દહવા–દૃઢ નિશ્ચય કરવા રૂપે છે, પછી જ્ઞાનથી જેવું જાણ્યું અને દર્શનથી જેવો નિશ્ચય કર્યો તે પ્રમાણે વર્તનમાં મૂકી તેનો અનુભવ કરવો તે સામ્યક ચારિત્ર છે. આ સમ્યકજ્ઞાન અને સમ્યકદર્શન વિના ચારિત્ર હોઇ શકે નહિ.[1]"

"કહ્યું છે કે–ત્રસ સ્થાવરકી કરૂણાકીની જીવ ન એક વિરાધ્યો, ત્રિનકાલ સામાયિક કરતા તોયે ન કારજ સાધ્યું-સમકિત નવી લહ્યું'રે તેણે રોળ્યો સંસાર."

સમકિત તે શું છે? વ્યવહાર સમકિત તે શું અને નિશ્ચય સમકિત તે શું તે સમજવા આપણે હવે પ્રયત્ન કરીએ. સમ્યક્ત્વ પ્રાપ્ત થયા વિના હાલ જે સ્થિતિમાં આપણે છીએ તેને મિથ્યાત્વ કહે છે. જગતનાં તમામ મહાત્માઓ આ મિથ્યાત્વને દૂર કરવાં અને સમ્યક્ત્વને પ્રાપ્ત કરવા બળપૂર્વક ઉપદેશ આપે છે. આ સંસારનું–આ બંધનનું–આ દુઃખના સાગરનું–આ અજ્ઞાનના અંધકારનું–આ સહરાના રણ જેવી ખરતર અટવીનું કારણ કોઇ હોય તો

મહાત્મા બુદ્ધ કહે છે કે તે માર છે,
મહમદ પેગમ્બર કહે છે કે તે સેતાન છે;
મહાત્મા મોઝીઝ કહે છે કે તે Devil છે;
શ્રીમદ્ શંકરાચાર્ય કહે છે કે તે માયા છે.
ઋષિમુનિઓ કહે છે કે મોહ છે.
મહાત્મા ક્રાઇસ્ટ કહે છે કે Sin–પાપ છે.
શ્રી પરમાત્મા મહાવીર સ્વામી કહે છે કે તે મિથ્યાત્વ છે.

અને એ મિથ્યાત્વ તે એજ કે આ દેહને–આ દેહાદિને–આ કર્મને કે કર્મના પરિણામને 'હું' માનવો તે છે. દેહાધ્યાસ ટળતાં–કર્માધ્યાસ છૂટતાં જે સ્વરૂપ આપણું પ્રગટે છે તે સમ્યક્ત્વ છે. જૈન શાસ્ત્રમાં એ મિથ્યાત્વને બહિરાત્મભાવ પણ ગણવામાં આવ્યો છે. શ્રીમદ્ આનંદઘનજી કહે છે કેઃ—

આ સંસારમાં મોટામાં મોટું કોઇ જો પાપ હોય તો તે બહિરાત્મ એટલે કાયાદિકને હું માનવો તે છે. તેઓ શ્રી કહે છે કેઃ—

"આતમ બુદ્ધે હો કાયાદિક ગ્રહ્યો, બહિરાતમ અઘરૂપ."

મોટામાં મોટું કોઇપણ પાપ હોય તો શરીરાદિને હું માનવો એમ આનંદઘનજી કહે છે. જૈન શાસ્ત્રમાં પણ આ વાત ઠામ ઠામ મનુષ્યને આત્મજાગૃતિ આપવા વારંવાર કહેવામાં આવી છે. શરીરને હું માનીને મનુષ્યની ઉત્તમોત્તમ યોનિમાં આવ્યો છતાં–ચઢ્યો છતાં મનુષ્ય પોતાનો કાળ–મનુષ્ય પોતાનો અવતાર–અરે! દેવને પણ દુર્લભ, પણ તમોને અને મને મળેલો હોવાથી સુલભ એવો ઉત્તમોત્તમ માનવાવતાર એ કેવી રીતે આપણે ગુમાવી નાખીએ છીએ એના ઉપર જરા નજર ફેરવી જઇએ.

ત્યાર પછી શ્રોતૃમંડળમાંના એક શ્રોતાને વક્તા પૂછે છે કે તમારૂં નામ શું? તેઓ કહે છે કે મારૂં નામ ફુલચંદ. વક્તા કહે છે કે હુંતો તમારૂં નામ પૂછું છું? ફુલચંદ એતો શરીરનું નામ તમે કહ્યું. ફુલચંદ એ તો તમારા શરીરનું આ ૪૫ વર્ષનું નામ છે, પણ તમે તો ૪૫ વર્ષ પૂર્વે તેમજ હાલ અને હવે પછી પણ ફુલચંદ જેવા શરીરના સાક્ષી રૂપે છો. તો એ સાક્ષીનું નામ શું?

ધારો કે ફુલચંદરૂપી શરીરમાં જે આત્મા સાક્ષી રૂપે રહ્યો છે તેનું નામ સંવર છે. તમે પોતાને ફુલચંદ માની એટલે શરીરાદિને હું માની–કે વક્તા લાલનરૂપ શરીરાદિને હું માની જેટલી ક્રિયા કરે એ બધી ક્રિયા મિથ્યાત્વમાંથી–બહિરાત્મભાવમાંથી–વિપર્યાસમાંથી કે મોહથી ઉત્પન્ન થયેલી હોવાને લીધે મિથ્યાત્વરૂપ છે. શ્રી આનંદઘનજીના શબ્દમાં કહીએ તો મહા પાપરૂપ છે અને અઘોર સંસારનું કારણ છે.

મનુષ્ય જેને હું માને છે, દાખલા તરીકે શરીરને હું માને છે તો તેની સઘળી પ્રવૃત્તિઓ વિશેષ

[1] શ્રી વિજયકેસરસૂરિજી.

કરીને શરીરને માટે થાય છે. શરીરમાં રહેનાર જેમ કે ફુલચંદમાં રહેનાર સંવર અને લાલનમાં રહેનાર પ્રશમ તેને માટે યતી નથી. આ ઉપર થોડુ દિગ્દર્શન કરાવવું જરૂરનું છે.'

આપણે કહી ગયા કે સઘળી યોનિઓમાં-જીવ-રાશિમાં મનુષ્ય ઉત્તમ છે તથાપિ આપણા મનુષ્યમાંનાં મોટા ભાગનો કાળ કેવી પ્રવૃત્તિમાં વહ્યો જાય છે તે જોઇએ.

શરીર જે આપણી સાથે પચ્ચીસ, પચાસ, પોણોસો, સો, સવાસો અને લાલને છેવટે ફ્રાન્સમાં જોયેલા એકસો છત્રીસ વર્ષ સુધી રહે છે. આપણી સાથે એ શરીરને ખાવાનું, આપવાને મનુષ્યનો પ્રયત્ન રાત્રિ દિવસ થયા કરે છે તે શરીરને પહેરવાને કપડાં પેદા કરવામાં મનુષ્યના સમયનો મોટો ભાગ ખરચાઈ જાય છે, અને મનુષ્યના શરીરને રહેવાને જે છાપરૂં જોઇએ તે પેદા કરવાને તે રાત્રિ દિવસ રંજ ખેંચી રહ્યો છે. હા, પછી કોઈ ખાવામાં કોદરા ખાય છે, અને કોઈ કંસાર, શરીરને પહેરાવવાને માટે કોઈ ખાદીનો ઉપયોગ કરે તો કોઇ કીનખાબનો, શરીરને છાપરાં નીચે રાખવાને માટે કોઈ ઝુપડીમાં ઘરમાં-હવેલીમાં અને મહેલમાં રહે છે, અર્થાત્ આ ખાવા પહેરવા અને છાપરા નીચે રહેવા વિવિધ પ્રવૃત્તિઓમાં મનુષ્ય જેવું ઉત્તમ પ્રાણી પોતાના જન્મને પ્રસાર કરી રહ્યો છે, શરીરને હું માની આ ત્રિવિધ પ્રવૃત્તિ કરનારમાંના કેટલાએક મનુષ્યો વળી એક ચોથી પ્રવૃત્તિ પણ કરતા જોવામાં આવે છે.' એટલે કે બીજા મનુષ્ય કરતાં પોતે મનુષ્યમાં મોટા ગણાય તેને માટે શરીરને દાગીનાથી શણગારે છે, ગાડી-ઘોડાઓમાં બેસે છે,-રેલ્વે અને સ્ટીમરમાં પ્રવાસ કરતાં સેકન્ડ અને ફર્સ્ટ ક્લાસમાં કે સલુનમાં વિહાર કરતાં જોવામાં આવે છે. આમ પ્રવૃત્તિ કરતો મનુષ્યનો મોટો ભાગ દેહને હું માને છે અને એ દેહમાં રહેનારો જે દેહનો ધણી એવો આત્મા તેને માટે કાંઈ પણ પ્રવૃત્તિ કરતો ભાગ્યેજ જોવામાં આવે છે.

વળી દેહને હું માનવાથી મનુષ્યમાં રહેલાં કેટલાંએક અગમ્ય અને કેટલાંએક ગમ્ય સામર્થ્યોની પણ તેને ખબર પડતી નથી; પરંતુ જ્યારે દેહમાં રહેનાર કોણ છે તેની શોધમાં વળે ત્યારે તેમાં અખૂટ ખજાનાની તેને માહીતિ મળે છે. સા એ અખૂટ ખજાનો ખોલવાની ચાવી છે.

હવે એ દેહરૂપ ઘરમાં રહેનાર-એ ફુલચ ઘરમાં રહેનાર-એ લાલનરૂપ ઘરમાં રહેનાર અ જેને આપણે સમજવા ખાતર તહીં સંવર અહીં પ્રશમ કહીશું તે ભણી વિચાર કરીએ, એમ કરવા થકી આપણે કેવાં કેવાં સુખનાં અ પર ચઢી શકીએ છીએ એ આપણે જોઇએ. શ્ર આનંદઘનજી કહે છે કે મનુષ્ય પણ ઉત્ત ઉત્તમ હોવા છતાં પણ શરીરને હું માને તો જન્મ પાપરૂપ છે, અને શરીરમાં રહેલા આત્માને હૃદયસ્થ કરી વર્તે તો-ધર્માદિ અનુ કરે તો તેનામાં રહેલો આત્માજ પોતાના પરમ પણાને પ્રગટ કરી શકે છે. તેઓ કહે છે કે,-

"કાયાદિકનો હો સાક્ષીધર રહ્યો અંતરાતમર

શ્રીમદ્ આનંદઘનજીના આ સૂત્રરૂપ વાક્ય મનન કરીએ તો આપણું સ્વરૂપ આપણને પ્રત્યક્ષ થશે. તેઓ કહે છે કે તું શરીરાદિ અર્થાત્ તું કાયા નથી, તું મન નથી, તું અહં નથી, કાયાદિના સગાવહાલાં તે તું નથી, પુદ્ગલ મિલ્કત તું નથી-એ સર્વનો તું સાક્ષી છે witn દૃષ્ટા છે. હવે વિચાર કરો કે કોર્ટમાં કોઇ મનુ હાજર કરવામાં આવે અને તે મનુષ્યે કંઇ કર્યું હોય કે ભલું કર્યું હોય તો તેનો સાક્ષી જાણ હોય. ધારો કે આપણી કોર્ટમાં શ્રી મહાવીર સ્વા પ્રભુ ન્યાયાધીશ છે. ભાઇ ફુલચંદ એ પાંજરા ઉભા છે. અને ફુલચંદમાં નિવાસ કરતો તેમ આત્મારૂપી પ્રમાણિક સાક્ષી જેને હાલ સંવર નામ ઓળખીએ છીએ એ સાક્ષી શું એના ભલા બુ કામનો જોખમદાર છે? responsible છે? પ્રમ ણિક સાક્ષી જેવું હોય તેવું પરમાત્મ રૂપ ન્યાયાધ પાસે પ્રામાણિકપણે પ્રગટ કરે છે. ભલું કર્યું હો તો ભાઇ ફુલચંદને કર્મ પરિણામ પાસે ઇનામ અપ છે-Justice of the peace અપાવે છે અને કર્યું હોય તો એ કર્મ પરિણામ તેને શિક્ષા કરે

આમ શિક્ષા માનનાર કે પારિતોષિક પ્રાપ્ત કરનાર પુલચંદ છે, પણ પુલચંદમાં રહેલ **સંવર** રૂપ આત્મા તો તેનો સાક્ષી છે, આટલે સુધી વિચાર કરતાં એટલે સંવરમાં સ્થિર થતાં એટલે આનંદઘનજીના શબ્દમાં અંતરાત્મા થતાં અર્થાત્ સમ્યકત્વી થતાં સંસારમાં આવતાં દુઃખ સુખથી આપણે પર થઇએ છીએ. આપણને એમ લાગે છે કે સુખદુઃખો એ આગંતુક છે. અને આપણે તો સુખદુઃખથી પર છીએ.

આટલું થયા પછી **સંવર** રૂપ આત્મા પુલચંદ ઉપરથી દ્રષ્ટિ ખેંચી લઇ પરમાત્મા તરફ એટલે કે અંતરાત્મા પરમાત્મા તરફ પોતાના અંતરચક્ષુથી દર્શન કરવા ભાગ્યશાળી થાય છે. આત્મા અને પરમાત્માનો સંબંધ તે પારખે છે અને જેમ તે દેહાદિથી અલગ છે તેમ પરમાત્મા તરફ નિહાળતાં જાણી લે છે કે તેનો આત્મા કર્માદિથી પણ અલગ છે માટે એ કર્માદિથી અલગ થવાને પોતાના આત્મવીર્યને અવલંબી સામાયિકાદિ પ્રવૃતિઓ કરતો રહે છે, તેમ તેમ પરમાત્મામાં પ્રગટ રહેલા અને પોતાનામા ગુપ્ત રહેલા સામર્થ્યો વચ્ચે માર્ગમાં આવતાં વિઘ્નોને દૂર કરી તે સામર્થ્યો પ્રાપ્ત કરતો રહે છે. શ્રીમદ્ આનંદઘનજી કહે છે કે

' અતીન્દ્રીય ગુણગણમણિ આગરૂરે
એમ પરમાતમ ભાવ '

આટલા માટે આત્મા અને પરમાત્માની વચ્ચે રહેલા વિઘ્નોને દૂર કરવા બીજી પ્રવૃત્તિ કહ્યા પછી ત્રીજું વિઘ્ન જય દેખાડે છે.

સામાયિકરૂપી પ્રવૃત્તિને ક્રિયામાં મૂકતાં કયાં કયાં વિઘ્નો આવે છે એ પણ સામાયિકના વિધાનમાં ગણાવેલાં છે. સામાયિક સૂત્રમાં જણાવેલુ છે કે બાર વિઘ્નો કાયાનાં, દશ વિઘ્નો વચનનાં અને દશ વિઘ્નો મનનાં છે. આ વિઘ્નો કે દોષોનો વિજય શરીરને હું માનનારને ઘણો મુશ્કેલ છે પરંતુ અંતરાત્માને કે શરીરમાં રહેલ સાક્ષી આત્માને, શરીર અને વચનના દોષો તો શું પરંતુ મનના દશ દોષો ઉપર પણ એ સામાયિકનો સાધક વિજય મેળવે છે.

જેમ જેમ સાધક એ દોષો ઉપર વિજય મેળવતો જાય છે તેમ તેમ સામાયિકના ફલરૂપ ગુણો-આત્મિકગુણો પ્રગટ થતાં જાય છે એ તો આપણે જાણીએ છીએ કે બળ કરતાં કળ વાપરવાથી જલદી વિઘ્નો ઉપર વિજય મેળવી શકાય છે. સામાયિકની ક્રિયા કરતાં એ ક્રિયાનો જેમ જેમ આપણે અર્થ અને પછી ભાવ પ્રાપ્ત કરતા જઇએ તેમ તેમ વિઘ્નો સહજ દૂર થતાં જાય છે. એ વિઘ્નો દૂર થયાં કે શ્રી હરિભદ્રસૂરિ કહે છે કે સિદ્ધિ પ્રાપ્ત થાય છે. સાધકને આ સિદ્ધિ પ્રગટ થઇ કે તુરતજ પોતાનામાં જે સામર્થ્યો પ્રગટ થયાં, તે સામર્થ્યો જગતના જીવોને પ્રાપ્ત થાય એવી ભાવદશા ઉત્તમજીવને-ઉત્તમ સાધકને પ્રગટ થાય છે.

**सवी जीव करुं शासनरसी ।** એવી ભાવના સાધકમા જાગે છે એટલે Self-dedication-એટલે જનતાના કલ્યાણને માટે આત્મ-નિવેદન કરે છે આ આત્મનિવેદનનું નામજ વિનિમય કહેવામાં આવેલ છે.

શ્રી મહાવીરસ્વામીએ સામાયિકના સાધન વડે સિદ્ધિ પ્રાપ્ત કરી-વિનિમય કરતાં કહ્યું છે કે **आत्मसमं करोमि ।** સર્વ જીવોને મારા સમાન બનાવુ. ઉંચામા ઉંચી સ્થિતિ જે મનુષ્ય પ્રાપ્ત કરી શકે તે મેં કરી છે, તેવીજ સ્થિતિ જનતામાં હું પ્રગટાવું.

આવી રીતે જેમ જેમ સામાયિકના સાધકને લાભ દેખાતો જશે તેમ તેમ સામાયિકનું રહસ્ય વિશેષ વિશેષ માલુમ પડતું રહેશે. તેનાં ભાનમાં પ્રેમ જાગૃત થશે, અને આદર્શ ઉપર પ્રેમ કે ભક્તિ થયા એટલે સાધકમા ઉત્તરોત્તર અધિક અધિક ઉત્સાહ અને બળ વધશે. તથાપિ સામાયિકમા આવતાં વિઘ્નોને દૂર કરવાને કંઇક થોડુંક કહેવાની ઇચ્છા થાય છે. અને તે એ કે વિઘ્નો જયારે આપણા માર્ગમાં અડચણ કરતાં હોય તો આપણે એ બત્રીસ વિઘ્નોને જરા બાજુપર રાખી આપણે આપણા આદર્શોને વધારે સમજવાની કોશીશ કરવી અને એ સમજતાં સમજતા એવાં Intuitions પ્રતિભાઓ-થી રહસ્ય પ્રગટ થશે એટલે એવું બળ આવશે કે આપણે વિઘ્નો સહેવાઇથી જય કરી શકીશું.

( અપૂર્ણ. )

# વિવિધ નોંધ.

( કૉન્ફરન્સ ઑફીસ—પરિષદ્ કાર્યાલય તરફથી ).

**બનારસ હિંદુ યુનિવર્સિટી અને જૈન ચેરઃ—**

આ પ્રશ્નના અંગે ઉપયોગી અને જરૂરનો પત્રવ્યવહાર તેમજ અન્ય હકીકતો પ્રકટ થઇ ચુકી છે. ત્યારબાદ તા. ૨૦-૭-૨૭ નો બનારસવાલા રાજા સત્યાનંદ પ્રસાદ સિંહનો પત્ર અમોને મલ્યો હતો જેમાં તેઓ જણાવે છે કે. " I am very sorry to have kept your letter no. 1112 dated 21/3/27 waiting so long. × × × × In my opinion there seems no necessity to pay, Rs. 40,000/- to the Hindu University for establishing a chair for Jain Philosophy when they have their own arrangements for same. Moreover there are not many Jain Students in the University nor they take any interest in a subject like Philosophy. The general tendency of the students these days is for science and engineering etc and since our object is to encourage general education among the Jains, we ought to utilize the sum in such a way that this object may be gained and so my suggestion is that this 40,000/- and the balance that is to be realized be set apart to give scholarships to such Jain Swetamber students who come out in B. A. with honours and go to foreign countries for technical and other education. Donors should also be consulted. If a meeting is called for the purpose at Bombay, I am afraid the people of this side or of Calcutta will not respond to it and so the best way would be to send suggestions to them and invite their opinion by letters. ( yours faithfully-Satyanand Prasad Singh. Benares 20th July 1927. ) આ પત્રની મતલબ એવી છે. કે જ્યારે બનારસ હિંદુ યુનિવર્સીટીની પોતાની ગોઠવણ આ વિષય માટેની છેજ ત્યારે આપણે રૂ. ૪૦૦૦૦) આપવા નહિં. ચાલુ સમયમાં આવા તત્વજ્ઞાન જેવા વિષય પરત્વે વિદ્યાર્થીઓની અભિરૂચિ ઓછી છે. અને વિજ્ઞાન આદિ વ્યવહારિક કેલવણી માટે વિદ્યાર્થીઓનું લક્ષ વિશેષ છે. તો મ્હારા મત પ્રમાણે બી. એ. માં ઑનર્સમાં પાસ થનાર વિદ્યાર્થી કે જેને વિદેશ જઇ કોઇ હુન્નર ઉદ્યોગની તેવી બીજી કેલવણી લેવા ઇચ્છા હોય તેને સ્કૉલરશીપ આપવી........

આ પત્ર તા. ૩૦-૯-૨૭ ની સંસ્થાની કમિટીની બેઠકમાં રજુ કરવામાં આવતાં સર્વાનુમતે ઠરાવવામાં આવ્યું હતું કે " ઉક્ત યુનીવર્સિટીના સત્તાવાળાઓને પત્ર લખી અત્યાર સુધી જૈન તેમજ જૈનેતર વિદ્યાર્થીઓએ જૈન સાહિત્ય, તત્વજ્ઞાન અને ન્યાય વગેરેના અભ્યાસક્રમનો લાભ લીધો હોય તથા પસાર થયા હોય તેના વર્ષવાર તથા વર્ગવાર આંકડાઓ સાથે હાલ દરેક વર્ગમાં કેટલા વિદ્યાર્થીઓ છે તે વગેરે હકીકતો મંગાવવી."

આ ઠરાવ અન્વયે શ્રી બનારસ હિંદુ યુનિવર્સિટીના પ્રો. વાઇસચેન્સેલર આચાર્ય આનંદશંકર બી. ધ્રુવને તા. ૭-૧૦-૨૭ ના રોજ નં ૨૯૦૪ નો પત્ર લખવામાં આવ્યો હતો જેના જવાબમાં યુક્ત યુનિવર્સિટીના એક્ટીંગ રજીસ્ટ્રાર તા. ૧૧-૧૧-૨૭ ના નં. ૧૧૧૫ વાળા પત્રમાં લખી જણાવે છે કેઃ-

"(1) The total number of students who took the Jain courses during the last five years is 30.

(2) Out of these 30, *three* were non-Jain Students.

Sd/-Indradeva Tiwary M. A.
Acting Registrar.

રાજા-સત્યાનંદપ્રસાદસિંહનો ઉપરનો પત્ર તથા બનારસ હિંદુ યુનિવર્સીટીનો છેવટનો ઉપર ઉતારવામાં આવેલો એ પત્ર બન્ને, સંસ્થાની તા. ૧૪-૨-૨૮ ની મળેલી સ્ટેન્ડીંગ કમિટીની બેઠકવેળાએ રજુ કરવામાં આવતાં સર્વાનુમતે ઠરાવવામાં આવ્યું હતું કે, "બનારસ હિંદુ યુનિવર્સીટીમાં જૈનધર્મ સબંધી તથા સ્કૉલર્શીપ સબંધી કલકત્તા કોન્ફરન્સમાં જે ઠરાવ થયો છે તેની હદમાં રહીને તેના સબંધમાં વિચાર કરીને તથા તે સબંધી થએલ પત્રવ્યવહાર પર વિચાર કરી સ્ટેન્ડીંગ કમિટીને રિપોર્ટ કરવા નીચે લખેલા ગૃહસ્થોની એક કમિટી નિમવામાં આવે છે. સદરહુ કમિટીને ઉપરની બાબતમાં બીજી જે કાંઇ યોગ્ય સુચના કરવી હોય તે કરવાની છુટ આપવામાં આવે છે. કમિટીએ પોતાનો રિપોર્ટ બે માસમાં કરવો.

સભ્યોનાં નામ-: રા. મોતીચંદ. ગિ. કાપડીઆ. રા. મકનજી. જે. મ્હેતા. રા. મોહનલાલ. બી. ઝવેરી. રા. ઉમેદચંદ ડી બરોડીઆ."

## ૨ શ્રી. હાલા (સિંધ) ના દેરાસરજીના વહીવટ કર્તાઓનો ખુલાસો.

સંસ્થાના ઉપદેશક પુંજાલાલ પ્રેમચંદ શાહ પોતાના સિંધના પ્રવાસ દરમીઆન હાલા મુકામે ગએલા અને ત્યાંના દેરાસરજીના વહીવટ સંબધે જે હકીકતો અમને જણાવવામાં આવી હતી તેનો ઉલ્લેખ ગતાંકમાં (પોષ) કરવામાં આવ્યો છે. સદરહુ વહીવટ કર્તાઓને તેમજ અન્ય ગૃહસ્થોને રજીસ્ટર પત્રો લખી હકીકત માંગવામાં આવતાં, ઉક્ત શ્રી દેરાસરજીના વહીવટ કર્તાઓ તરફથી એક ખુલાસો અમને લખી મોકલવામાં આવ્યો છે જે આ નીચે પ્રકટ કરીએ છીએ.

श्री जैन श्वेतांवर कॉन्फरन्स, २० पायधुनी, बम्बई नं. ३. मान्यवंता शेठजी नगीनदास करमचंद तथा चीनुभाई लालभाई सोलीसिटर योग्य. ली० श्री नवीन-हाला × × × से शेठ रामलालजी सेठ भेरुदासजी का जयजीनेंद्र वंचना × × विशेष कृपापत्र १ आप साहबों का नं. ४८८ ता. २४-१-२८ का लिखा हुआ (रजीष्टर) हमारे और शेठ लखमीचंदजी के नामसे ता. ३०-१-२८ को पोष्टद्वारा आनकर मिला. समाचार वाचने से सारा हाल मालम हुआ. आप लिखते हो के हमे यहां उपदेशक पुंजालाल प्रेमचंद शाह द्वारा मालुम हुआ है के आप वहा के देरासर का काम संभालते हैं तथा हिसाब विगेरेका वहीवटभी आपके हस्तक है. हमे यह भी पता चला है कि वहां के आमदनी, खर्च, सिलक विगेरेका हिसाब आपने पंचोके समक्ष जाहीर नहीं किया है. इतनाही नहीं लेकिन हिसाब मागने पर भी आपके तरफसे आना-कानी करनेमे आती रही है. इसीका उत्तर आप साहबों के ध्यान उपर बेठाने के लिए लखने मे आता है कि हमारे पास पंचो का सोपा हुआ श्री मंदिरजीका कोई हिसाब किताब नहीं है और नहीं पंचोने हमारे पास मांगणी (हिसाब विगेरे की कीई है) लेकिन शेठ लखमीचंदजी के बडेरो के वखत से मंदिरजी का तथा पंचायती सभी कारभार संभालना इनो के ताल्लुके रहा है मगर दैवयोग से शेठ लखमीचंदजी का पिताश्री तथा पांच भाई दो भतीजे एकदम आठ रोज मे इन्फ्लुएंजा की बिमारीमे गुजर गये. इतनी बड़ी चोट लगने से इनका चित्त बहुत विह्वल हो गया जिस वजह से ज्यादातर कामतो इन्होंने सभी पंचो के सुपरद कर दिया है बाकी हिसाब के लिए इनका कहनाथा के धीरज के साथ हम तैयार करके पंचोके सुपरद करेंगे वो बात सभी पंचोने मंजुर करी थी मगर दो चार सख्शो (आदमीयों) ने नामालुम कोनसी जधीयत से पंचोमे ऊठकर खड़े होकर कहने लगें के हमने तो अमुक प्रतिज्ञा ली है सो हमतो हिसाब अभी लेंगे। जब

पंचोने उनसे साफ कह दिया के तुम लोग इतनी जवरनी करतेहो सो हम नहीं कवुल करेंगे. फेर शेठ लखमीचंदजीने उनको पंचो के समक्ष कहा के भाई नाहक झगड़ते क्यों हो हमारे पास कचा हिसाव तैयार है तुमको में पाना देता हुं पका हिसाव तुमही महिनत करके तैयार करो जव वो कहने लगे अच्छा लाओ कागद.

जव एक साल या दो साल का कचा हिसाव लखमीचंदजीने उनको उतारा करने के लीए पंचो के समक्ष सोंपा. फेर तो वो लोक खूव क्रोध में आकर के झगड़ने लगे. सभी कागद हमको दे दो × × × × पंचोमेसे भले आदमीयोंने उनको शांत होने के लिए वहुत कहा मगर एक की नहीं मानी फेर लाचार हो के सभी उठ आए उसके वाद उनको यहां के भले लोगोंने साफ कह दिया के तुम लोक आपस मे फूट डालना चाहते हो सो कांम तुमारे कहने से हम लोक नहीं करेंगे × × हिसाव के वारे मे सची हकीकत यह है........(२) मंदिर के भंडारकी चोरी हुई या नहीं हुई उसका ज्ञानी महाराज जाने मगर पोर की साल का भंडार खुला था उसमे करीवन १०० रूपया कम निकला था उसके लिए पंचोने तपास चलाई थी मगर कोइ पता नहीं चला फिर एक शख्स श्रद्धावान था उसने कहा में १५०) रू. भंडारमे देता हुं वो जमा कर लिजीएगा × × × × × × वो वात भी जधीयो ने तोड़ने के लिए वहोत कोशीश करी मगर पुज्य पंचोने नामंजूर करी × × × × × हमने उपर की मीना मध्यस्थपने से लिखी है किसी का पक्षपात करके नहीं लिखी है ता. २१-१-२८ मिति महा शुदि १० सं. १९८४

सही रामलाल प्रज भैरयदान हाला नया-

---

३ श्री आगमोदय समिति अने पुस्तक प्रकाशन.

आ समिति तरफथी श्री इर्यापथिकी षट्त्रिंशिका नामक एक जूनुं पुस्तक समितिना उद्देशानुसार प्रकट करवामां आव्युं छे. आ पुस्तकना प्रकाशनथी केटलेक स्थले उहापोह थयो छे अने कलकत्ताना एक मंडळ 'नवयुवक मंडळ' तरफथी अमने जणाववामां आव्युं छे के आ पुस्तक प्रकाशनथी आपणा खरतर गच्छीय बंधुओनी लागणी भारे दुःखाइ छे. विशेषमां तेओ तरफथी एम पण जणावायुं छे के आ पुस्तकमांना केटलांक लखाणने अंगे घणो विरोध उभो थाय तेवुं छे. अने तेथी जेम बने तेम जलदी आ ग्रन्थनो फेलावो अटकावी शेष प्रतो जप्तशरण करावनी. आ संबंधे श्री आ. समिति साथे केटलोक पत्रव्यवहार तथा रूबरू चर्चाओ करवामां आवेल छे अने उक्त समितिए पण विद्वानोना मत मेळववा तजवीज करी छे अने तेना कार्यकर्ता शेठ जीवणचंद साकरचंद झवेरी पासे अद्य पर्यन्त घणा अभिप्रायो आवी पण गया छे एम अमे जाणीए छीए. चालु समय अने आपणुं कमी थतुं जतुं संघठन अने संघबळ जोतां आपणी पासे कोमना जे महान् प्रश्नो पड्या छे, ते जोतां कोमनी एक संपी अने संघबळ वधे तेवा उपायो योजवा जरूर छे ते प्रसंगे अमने संपूर्ण आशा छे के रा. शेठ जीवणचंद झवेरी आ बाबतमां कोमनुं ऐक्य जळवाय एवो मार्ग ग्रहण करी समितिनी प्रतिष्ठा जाळवशे. अमे धारीए छीए के आ बाबतनो निर्णय संतोषकारक रीते हवे तुरतमांज थई जशे.

---

४ उपदेशकोनो प्रवास.

वाडीलाल सांकलचंद शाह-ता. २०-१-२८ पछी समोडा लणुवा वीडोडा बलाद बामोसण भांडु वडु ऊंझा वगेरे स्थळोए गया हता, ज्यां संस्थाना उद्देशानुसार भाषणो आपी प्रचार कार्य कर्युं हतुं. बामोसणमां जैन तेमज जैनेतरोनी एक जाहेर मीटींग करी हती. अने त्यांना आगेवानो लखी जणावे छे के ता. ९ तथा १० फेब्रुआरीना रोज जूदा जूदा विषयोपर जेवा के जीवदया केरी व्यसनो दारू मांस (जैनेतरोनी हाजरी होवाथी) श्री केळवणी आदिविषयो पर भाषणो आप्यां हतां. शाळानी मुलाकात लेतां बाल विद्यार्थीओने घणो लाभ आप्यो छे. अने तेमने विद्याना लाभ तथा कुव्यसनोथी दूर रहेवा असरकारक बोध आप्यो हतो. तेमना भाषणथी नीचेना ठरावो थया छे. (१) दारू पीवो नहि तेम

પાવો નહિં. વિરૂદ્ધ વર્તન કરનાર પાસેથી રૂ. ૫) પાંચ દંડ ગામ શેઠો વસુલ લેશે. (૨) ફટાણાં નહિં ગાવાં. વિરૂદ્ધ વર્તન કરનાર પાસેથી રૂા. ૫) પાંચ દંડ લેવો. (૩) પરદારા ગમન ન કરવા માટે કેટલાકોએ પ્રતિજ્ઞા લીધી. આ ઉપદેશકનો લાભ ગામના આગેવાનો તથા વસ્તીમાંથી પાંચસેં માણસોએ લીધો હતો."-(સંખ્યાબંધ સહીઓ) ભાંડુ-ચંડી સખ્ત હતી. ભાષણ આપવા માટે સભા ભરવા જેવું મોટું સ્થાન મળવાને અભાવે હાજરી થોડી. હાજર રહેલાઓ સમક્ષ કેટલાંક વિવેચનો થયા બાદ સુકૃત ભંડાર ફંડની યોજના અમલમાં મૂકી ફંડ વસુલ કરવામાં આવ્યું. વડુ-તાબે વિસનગર ગામે તા. ૧૨-૨-૨૮ ના રોજ રાત્રે સાડાસાત વાગે ભાષણ આપવામાં આવ્યું. બામોસણના જૈન સંઘ તરફથી તેમ ગામ તરફથી કહેવામાં આવ્યું હતું કે વડુગામે ઉપદેશ આપવાની જરૂર ખાસ છે તે પરથી તે ગામના જૈન આગેવાન તેમજ પટેલ વગેરે ઉપદેશકની સાથે વડુ ગામે ગએલા સાદ પડાવી જાહેર સભા બોલાવવામાં આવી. આ ગામમાં સાઠ ઘર કોળી ઠાકરડા અને પચાસ પાટીદારનાં છે. ચોરી નહિં કરવી, જીવોને અભયદાન આપવું, પરસ્ત્રીગમન નહિં કરવું, દારૂ નહિં પીવો વિગેરે વિષયોપર સચોટ ભાષણો આપવામાં આવ્યાં, અને આ બધી બાબનો નહિં કરવા માટે ઘણાઓએ પ્રતિજ્ઞાઓ લીધી. આ ગામે વાણીઆનું ઘર નહિ હોવાથી બામોસણથી શેઠ મગનલાલ અમરચંદે સાથે જઇ બધી તજવીજ કરી હતી

એંડોર-થી શ્રી જૈન સંઘ તરફથી ૧૮-૨-૨૮ ના પત્રથી જણાવવામાં આવ્યું છે કે અત્રે ઉપદેશક મજકુર આવતાં ગામના અગ્રેસર મારફતે સાદ પડાવી ચોગાનમાં તા. ૧૬ તથા ૧૭-૨-૨૮ ના દિને એમ બે દિવસ સુધી ભાષણો ઉપદેશકે આપ્યાં હતાં. સંઘ અતિ હર્ષ પામ્યો છે. લાભ સારો મળ્યો છે. ઠાકરડાઓએ જીવહિંસા કરવી નહિં, કરાવવી નહિં, માંસ મદિરાનો ત્યાગ કરવો વગેરે માટે બાધાઓ લીધી હતી. આ તથા કન્યાનો માટે બાધા લેનારાઓનાં નામ મોકલવામાં આવ્યાં છે.

ખંડોસણ-થી જણાવવામાં આવે છે કે ઉપદેશક આવતાં જાહેર વ્યાખ્યાનોમાં સેંકડો માણસની હાજરી થતી હતી. કૉન્ફરન્સ તેમજ ઉપદેશકને આ કાર્ય માટે ધન્યવાદ આપવામાં આવ્યો. અને ઠરાવવામાં આવ્યું કે ઢોર કસાઇને વેચવાં નહિં, જીવ હિંસા કરવી નહિં, માંસ મદિરાનો ત્યાગ કરવો, ફટાણાં ગાવા નહિં. પરસ્ત્રી ગમન કરવું નહિં. કન્યાવિક્રય કરવો નહિ, એમ ભાગ લેનાર ગામનો મુખી હોવાથી ઠરાવોનું પાલન બરાબર થશે. તે બદલ ઘણી સહીઓ.

## ઉપદેશક પુંજાલાલ પ્રેમચંદશાહ.

**શીવગંજ**—અત્રે મુનિશ્રી યતિન્દ્રવિજયજીના પ્રમુખપણા નીચે તથા નગરશેઠની મારફતે જુદે જુદે સ્થળે સભાઓ કરી જૈનવિદ્યાલયમાં એક સભા વિદ્યાર્થીઓની ભરવામાં આવી. ભિન્ન ભિન્ન વિષયો દ્વારા કૉન્ફરન્સની જાગૃતિ થવા અને શ્રી સુકૃતભંડાર ફંડની યોજના સમજાવી, કેળવણી અને હાનિકારક રિવાજો ઉપર ભાષણો આપતાં એક લાયબ્રેરી સ્થાપવા હીલચાલ કરી; પરંતુ સંઘના કુસંપથી બની શકયું નહી. અત્રે ઓશવાળ પોરવાડમાં ચાર તડ હોવાથી સંઘના અગ્રેસરો વ્યવહારિક-ધાર્મિક કામમાં પોતાની જવાબદારી બીલકુલ સમજતા નથી તો પણ ફંડની યોજનાને જેવું તેવું માન મળ્યું છે. અત્રે એક વિદ્યાલય શેઠ ફતેરાજની તરફથી ચાલે છે જેમાં વ્યવહારિક-અને અંગ્રેજી અભ્યાસ કરાવવામાં આવે છે, જૈનમંદિરોની વ્યવસ્થા ઠીક ચાલે છે પણ દેવ દ્રવ્યના હિસાબની ચોખવટ થવાની ખાસ જરૂર છે, વેપારનું મથક ઠીક હોવાથી જૈનકોમ સુખી છે. મુનિવિહાર અવાર નવાર થતો રહે છે.

**કોરટા**—ભારૂંદા નાવી. ફતાપુરા-સણોદરીયા-કાનપુરા-ઉંદરી. કોલીવાડા-સુમેરપુર. ગામો શીવગંજની નજીકમાં હોવાથી ત્યાં જઇ કૉન્ફરન્સના ઉદ્દેશો સમજાવ્યા. ફંડની વસૂલાત કરી. કોરટા અને ભારૂંદા ગામનું ફંડ આવવું બાકી રહ્યું છે, કોરટા તિર્થસ્થળ હોવાથી કારતકી અને ચૈત્રી પૂનેમના મેળા ભરાય છે.

**નાકોડા**—પાર્શ્વનાથ (મેવાનગર) અત્રે પોશ

૪) દર વર્ષે પરીક્ષાનું વિગતવાર પરિણામ, ઇનામ મેળવનાર વિદ્યાર્થીઓનાં નામ, ઠેકાણાં અને વિશેષ હકીકત સહીત મને મળવું જોઇએ.

૫) દરેક વર્ષમાં રૂા. ૫૦૦) અંકે પાંચસો કરતાં ઓછાં ખર્ચ થાય તો પાંચસોથી ઓછા વપરાએલા રૂપીઆ પછીના વર્ષમાં વાપરવા.

૬) આ પરીક્ષા સંબંધી સઘળી વ્યવસ્થા શ્રી જૈનશ્વેતાંબર એજ્યુકેશન બોર્ડે કરવી, અને પુરૂષ ધાર્મિક પરીક્ષા માટેના અભ્યાસક્રમ, પરીક્ષાપત્રો તથા તેના જવાબની નોટો વિગેરે હવે પછી છાપવા છપાવવામાં આવે તેમાં ઉપરોક્ત નામ મુકવાનું છે; અને જે ચાલુ હોય તેમાં ઉપરોક્ત નામનો "રબ્બર સ્ટેમ્પ" મુકાવવો.

૭) ઉપરની પુરૂષ ધાર્મિક ઇનામી પરીક્ષા માટે જે જાહેરાત આપવામાં આવે તેમાં પણ ઉપરોક્ત નામ મુકવું.

૮) મારા તરફથી જે કાંઇ સુચનાઓ ભલામણો વિગેરે આ સંબંધમાં કરવામાં આવે તે પર બોર્ડે પુરતું સંભાળપૂર્વક લક્ષ આપવું.

૯) "અભ્યાસક્રમ" ઉત્તરહિન્દુસ્તાન, મારવાડ, બંગાળ વિગેરે પ્રદેશોના વિદ્યાર્થીઓ આ પરીક્ષાનો લાભ લઇ શકે તેટલા માટે અભ્યાસક્રમ તથા પરીક્ષાપત્રો ગુજરાતી ભાષાની સાથે હિંદી ભાષામાં પ્રગટ થાય તેવી ગોઠવણ કરવી. અને તે તે પ્રદેશોમાં વિશેષ આન્દોલન થાય તે માટે આપણા ઉપદેશકોને ભલામણ કરવી.

ઉપરની શરતો મેનેજીંગ કમીટીએ મંજુર રાખી નીચેનો ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

ઠરાવ-૧.

"આજની સભા શેઠ સારાભાઇ મગનભાઇ મોદી તરફથી બોર્ડની "ધાર્મિક પરીક્ષા"ના ઇનામ સંબંધી તા. ૧૪-૫-૨૭ ના રોજના લખેલા પત્રની નોંધ લે છે અને તેમણે જણાવેલ શરતો બહાલ રાખી રૂા. ૨૫૦૦)ની રકમનો સ્વીકાર કરે છે."

આ ઉપરાંત પ્રાકૃત ભાષાના શિક્ષણના પ્રચાર અર્થે શેઠ સારાભાઇ મગનભાઇ મોદીએ જે મદદ આપવાની ઉદારતા દર્શાવી હતી તે સંબંધે નીચેનો બીજો ઠરાવ પણ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો હતો.

ઠરાવ. ૨. શેઠ સારાભાઇ મગનભાઇ મોદી પ્રાકૃત હરીફાઇની ઇનામી પરીક્ષા—

પ્રાકૃત વિભાગ પુરૂષ વર્ગ માટે—

ખંડ ૧ પ્રાકૃત "માર્ગોપદેશિકા" (પંડિત બહેચરદાસ કૃત) અને "ઉપદેશમાળા" (ધર્મદાસ ગણિ કૃત) ઇનામ રૂા. ૨૫, ૧૫, ૧૦, કુલ રૂા. ૫૦).

ખંડ ૨ શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય અષ્ટમ અધ્યાય; પ્રાકૃત પ્રકાશ 'સમરાઇચ્ચકહા' ચાર ભવો. ઇનામ રૂા. ૨૫-૧૫-૧૦. કુલ રૂા. ૫૦).

પ્રાકૃતવિભાગ સ્ત્રી વર્ગ માટે—

ખંડ ૧ પ્રાકૃત માર્ગોપદેશિકા પૂર્વાર્ધ (પંડિત બહેચરદાસ કૃત) ઇનામ રૂા. ૨૫-૧૫-૧૦ કુલ રૂા. ૫૦)

ખંડ ૨ પ્રાકૃત માર્ગોપદેશિકા પુરી અને પ્રાકૃત કથા સંગ્રહ ઇનામ રૂા. ૨૫-૧૫-૧૦ કુલ રૂા. ૫૦)

ઉપરના પ્રાકૃતના ચારે ખંડ માટે રૂા. ૨૦૦) પાંચ વર્ષ સુધી તથા પુરૂષ ધોરણ ૪ થું તથા સ્ત્રી ધોરણ ૪ થામાં પાસ થનાર દરેક વિદ્યાર્થીને "માર્ગોપદેશિકા"ની બુક નં. ૧ ઇનામ તરીકે તથા જે પાઠશાળામાંથી ઓછામાં ઓછા ચાર વિદ્યાર્થીઓ પ્રાકૃતના કોઇ પણ ખંડમાં પાસ થાય તેને રૂ. ૩૦) અંકે ત્રીસ ઇનામ તથા સાત અને તેથી વધુ પાસ થાય તેને રૂા. ૭૫) ઇનામ એક વર્ષ માટે તથા જે પાઠશાળા પ્રાકૃત વિષયનો અભ્યાસ કરાવતી હોય તેને "માર્ગોપદેશિકા"ની એક બુક ભેટ તરીકે એક વર્ષ માટે આપવાનો પ્રબંધ શેઠ સારાભાઇ મગનભાઇ મોદી તરફથી કરવામાં આવ્યો છે તેની આજની સભા નોંધ લે છે અને સ્વીકારે છે."

ઉપરના બંને ઠરાવોની નકલ શેઠ સારાભાઇ મગનભાઇ મોદી ઉપર મોકલી આપવામાં આવી હતી.

વીરચંદ પાનાચંદ શાહ,
ઓનરરી-સેક્રેટરી,
શ્રી જૈનશ્વેતાંબર એજ્યુકેશન બોર્ડ.

૧૯૨૭ ના વર્ષમાં શ્રી 'જૈન શ્વેતાંબર એજ્યુકેશન બોર્ડ તરફથી નીચે પ્રમાણે વિદ્યાર્થીઓને સ્કોલરશીપો તેમજ પાઠશાળાઓને મદદ આપવામાં આવી હતી.

## વિદ્યાર્થીઓને ૧૯૨૬-૨૭ માં અપાએલી સ્કૉલરશીપ.

| | | | |
|---|---|---|---|
| હીંમતલાલ લીલાધર | રૂા. ૪૮ | અમૃતલાલ ચત્રભૂજ | રૂા. ૬૦ |
| ચુનીલાલ ઝવેરચંદ | રૂા. ૬૦ | પ્રેમચંદ ગુલાબચંદ | રૂા. ૬૦ |
| વાડીલાલ દેવશીભાઇ | રૂા. ૪૮ | મણીલાલ મોહનલાલ | રૂા. ૩૬ |
| દોસી હઠીસીંગ જીવણલાલ | રૂા. ૩૬ | હીંમતલાલ કેશવલાલ | રૂા. ૪૮ |
| મુળચંદ ભીખાભાઇ | રૂા. ૩૬ | શા નેમચંદ ડુંગરશી | રૂા. ૬૦ |
| હર્ષેન્દ્રરાય અમૃતલાલ | રૂા. ૩૬ | લક્ષ્મીચંદ વીરજી | રૂા. ૪૮ |
| રતીલાલ ત્રીકમલાલ | રૂા. ૪૮ | રામભાઈ છોટાલાલ | રૂા. ૬૦ |
| હરગોવીંદ હરજીવન | રૂા ૬૦ | હીરાલાલ દલસુખભાઈ | રૂા. ૩૬ |
| નારણદાસ પરશોતમ | રૂા. ૩૬ | રતીલાલ ચતુરદાસ | રૂા. ૪૮ |
| ચીમનલાલ ચતુરદાસ | રૂા. ૪૮ | નગીનદાસ વીરચંદ | રૂા. ૪૮ |
| બાલાભાઇ કસ્તુરચંદ | રૂા. ૪૮ | રતીલાલ ઠાકરશી | રૂા. ૩૬ |
| પોપટલાલ ડુંગરશી | રૂા. ૩૬ | બાલુચંદ મંગળચંદ | રૂા. ૬૦ |

## જૈન પાઠશાળાઓને મદદ (૧૯૨૬-૨૭ મા)

| | | | |
|---|---|---|---|
| મણુંદ જૈનપાઠશાળા | રૂા. ૩૬ | જોટાણા જૈનપાઠશાળા | રૂા. ૬૦ |
| મહુધા જૈનપાઠશાળા | રૂા. ૩૬ | બોરસદ જૈનપાઠશાળા | રૂા. ૪૮ |
| મુજપુર જૈનપાઠશાળા | રૂા ૩૬ | દીઓર જૈનપાઠશાળા | રૂા. ૨૪ |
| મુક્તિવિજયજી નુતન જૈનપાઠશાળા બોરસદ | રૂા. ૩૬ | ઉણુજૈનપાઠશાળા | રૂા. ૨૪ |
| ઝીંઝુવાડા જૈનપાઠશાળા | રૂા. ૬૦ | મુઢેરા જૈનપાઠશાળા | રૂા. ૩૬ |
| ફનીઆર જૈનપાઠશાળા | રૂા. ૩૬ | વિજયનેમીસુરિ જૈનપાઠશાળા મહુવા | રૂા. ૩૬ |
| દાઠા જૈનપાઠશાળા | રૂા. ૩૬ | લણુવા જૈનપાઠશાળા | રૂા. ૨૪ |
| ધીણોજ જૈનપાઠશાળા | રૂા. ૩૬ | ધંધુકા જૈનપાઠશાળા | રૂા. ૩૬ |
| આજોલ જૈન પાઠશાળા | રૂા. ૨૪ | વડાવલી જૈનપાઠશાળા | રૂા. ૨૪ |
| શંખલપુર જૈનપાઠશાળા | રૂા. ૨૪ | | |
| ભદ્રાવળ જૈનપાઠશાળા | રૂા ૩૬ | | |

કુલ રૂા. ૧૯૮૦ ની ઉપર પ્રમાણે મદદ આપવામા આવી હતી.

# "ક્રુકસાઇટ ગ્લાસ"




ગરમીના કીરણોને આંખમાં જતાં અટકાવે છે અને એટલેજ તે ઉત્તમ છે.

Can not pass through the glass.

તમારા ચશ્મા આજેજ ક્રુકસાઇટ કાચના બનાવો અને તમારી આંખો જેના ઉપર જીંદગીના અને મોજશોખના આધાર છે તેનું રક્ષણ કરો.

## મનસુખલાલ જેઠાલાલની કું.

( જૈન-ચશ્માવાલા )



આંખો તપાસી ઉત્તમ ચશ્મા બનાવનારા.
કાલબાદેવી રસ્તો, સુરજમલ લલુભાઈ ઝવેરીની સામે,
મુંબઇ.


---

અમારા અમદાવાદના એજન્ટ:—

રા. જગશીભાઇ મોરાર.
ઠે. અંબાલાલ હીરાલાલ પટેલના ઘર પાસે,
માદલપુરા—અમદાવાદ.

આ માસિક અમદાવાદમાં તેમના મારફતે ગ્રાહકોને પહોંચાડવા ગોઠવણ કરવામાં આવી છે. અમદાવાદના અમારા ગ્રાહકોને તેમજ અન્ય બંધુઓને જણાવવાનું કે નીચેના પુસ્તકો પણ તેમની પાસેથી વેચાતા મળી શકશે.

"જૈન ગુર્જર કવિઓ" (પ્ર. ભાગ), "જૈન શ્વેતામ્બર મંદિરાવલિ",
"જૈન ડીરેક્ટરી" ભાગ ૧-૨, "જૈન ગ્રંથાવલિ", વિગેરે.

---

અમદાવાદના ગ્રાહકો પ્રત્યે વિજ્ઞપ્તિઃ—આપનું લવાજમ હજુ સુધી મોકલાયું ન હોય તો સત્વરે અમારા એજન્ટને આપી પહોંચ લેશોજી.

॥ नमो तित्थस्स ॥

# જૈન યુગ

[ શ્રી૦ જૈન શ્વે૦ કૉન્ફરન્સનું માસિક-પત્ર ]


પુસ્તક ૩ | ચૈત્ર

અંક ૮ | ૧૯૮૪



માનદ તંત્રી

મોહનલાલ દલીચંદ દેશાઈ

બી. એ. એલએલ. બી.

વકીલ હાઇકોર્ટ, મુંબઈ.


## શ્રી મહાવીર જયંતી ખાસ અંક.

# વિષયાનુક્રમ.


| વિષય. | પૃષ્ઠ. |
|---|---|
| વીરસ્તુતિ. ... ... ... ... | ૨૫૭ |
| શ્રી મહાવીર સ્તુતિ. ... ... ... | ૨૫૮ |
| શ્રી મહાવીર જયંતી ખાસ અંક... ... | ૨૫૯ |
| શ્રી મહાવીર પ્રવચન. ... ... ... | ૨૬૧ |
| શ્રી સૂત્રકૃતાંગનું શ્રવણ ક્યારે ફલીભૂત થાય ?... | ૨૬૩ |
| આર્યશ્રી અતિમુક્તક. ... ... ... | ૨૬૪ |
| દીર્ઘ તપસ્વી મહાવીર. ... ... ... | ૨૬૫ |
| મંગલં. ... ... ... ... | ૨૭૦ |
| શ્રી વીરજીવનના કોઇ આદર્શ પ્રસંગો. ... | ૨૭૧ |
| શ્રી વીરચરિત્રને લગતી કેટલીક હકીકતો. ... | ૨૭૭ |
| શ્રી મહાવીર પરમાત્માના ચરિત્રમાંથી એક પ્રસંગ. ... ... ... ... | ૨૭૯ |
| શ્રી મહાવીર અને તેમનો ઉપદેશ... ... | ૨૮૦ |
| ઐતિહાસિક દષ્ટિએ "મહાવીર" ... ... | ૨૮૩ |
| વીરભગવાનની જીવનચર્યા અને પદાર્થજ્ઞાન. ... | ૨૮૬ |
| સાધ્વી પ્રિયદર્શના. ... ... ... | ૨૯૩ |
| શ્રી મહાવીર સ્તોત્ર. ... ... ... | ૨૯૫ |
| મહાવીર જયંતી પ્રત્યે કંઇક. ... ... | ૨૯૬ |
| ઋદ્ધિગારવ ઉપર કથા. ... ... ... | ૨૯૯ |

# જૈન યુગ.



## શ્રી મહાવીર જયંતી ખાસ અંક.

वंदामि पावे प्रभु वर्धमान

......એમજ મતભેદથી અનંતકાળે-અનંત જન્મે પણ આત્મધર્મ ન પામ્યા—માટે મત્પુરૂષો તેને ઈચ્છતા નથી; પણ સ્વરૂપશ્રેણીને ઇચ્છે છે S. R

—સંપૂર્ણ આત્મસ્વરૂપ કોઇપણ પુરૂષને વિષે પ્રગટવું જોઇએ એવો આત્માને વિષે નિશ્ચય પ્રતીતિ ભાવ આવે છે અને તે કેવા પુરૂષને વિષે પ્રગટવું જોઇએ એમ વિચાર કરતાં જિન જેવા પુરૂષને પ્રગટવું જોઇએ એમ સ્પષ્ટ ભાસે છે કોઇને પણ આ સૃષ્ટિમંડળને વિષે આત્મસ્વરૂપ સંપૂર્ણ પ્રગટવા યોગ્ય હોય તો શ્રી વર્દ્ધમાનસ્વામીને વિષે પ્રથમ પ્રગટવા યોગ્ય લાગે છે S. R

પુસ્તક ૩ વીરાત્ સં ૨૪૫૪ વિ. સં. ૧૯૮૪ ચૈત્ર. અંક ૮

### वीरस्तुति

गझल

अर्हन् श्री वीरस्वामिन्! चरणौ तव विभो! नमामि ॥
विश्वेश! विश्वरक्षक! मोक्षस्य मार्गैकदर्शक!
त्वा देव! अर्चयामि चरणौ० ॥१॥
त्व देव! सुखकर्त्ता त्वमेव दुःख हर्ता ।
शरण तवाहं यामि चरणौ० ॥२॥
त्व नाथ! दुरीतहारी त्व चैव सुकृतकारी ।
स्वामीश! सदा स्मरामि चरणौ० ॥३॥
प्रभो! त्व पूर्णकृपालु अहमस्मि त्वयि श्रद्धालु ।
त्वत्कृपा याचयामि चरणौ० ॥४॥
विमलात्मविशुद्ध! स्वच्छ शिवशर्म मा त्वं यच्छ ।
नान्यज्जिन! मार्गयामि चरणौ० ॥५॥
वीरात् २४४१ —श्री जिनविजयजी

### श्री वीरप्रार्थना

सिद्धार्थ के दुलारे हमपर दया करो,
निजसेवकों के स्वामिन् भयताप को हरो १
अज्ञान का अंधेरा हम सबपे छा रहा है
निजज्ञान केरविसे, सहसा इसे हरो २
निजधर्म्म भूल बैठे अभिमानमें रहे है
सत्पथ हमें दिखादो, इतनी दया करो ३
भवसिन्धु में है नैया, अब डूबी जा रही है
झट दे इसे सहारा भवपार तुम करो ४
अंगुष्ठसे गिरि को तुमने हिलाया स्वामिन्.
भ्रम इन्द्र का मिटाया बोधित हमें करो ५
त्रिशलातनय हे भगवन्! सद्ज्ञानदानदाता
चैतन्य हमको करके उपकार उर भरो ६
तृण विचारे लगको करते हैं रातदिन
दे ज्ञान हिंसको को मद स्वार्थता हरो ७
हिंसक बने हैं लाखो जीवोंको हणे हैं
दया धर्म है अनूपम यह कर्णगत करो ८
बहु यातनायें सहकर दया धर्म कोफैलाया
हम हीन हैं दयासे उर में दया भरो ९
ईश्वर है कर्ता धर्ता जग ऐसा जानता है
हिम्मत को हार बैठे, आलस्य को हरो १०
मर्द भान छोड़ बैठे बल स्वार्थ जानते हैं
निःस्वार्थ भाव भगवन् मनमें मेरे भरो, ११
विनतेरे आज स्वामिन्! सेवक अधीर तेरा
झट स्वप्नमेंही कहदो आताहू मत डरो १२

—पन्नालाल शर्मा

# શ્રી મહાવીર સ્તુતિ.

[ સંગ્રાહક—તંત્રી. ]

પરમસિરિવદ્ધમાણું પણટ્ઠમાણું વિસુદ્ધવરનાણું
ગયજોગં જોઇસં સયંભુયં વદ્ધમાણું ચ

परम श्री वर्द्धमानं प्रनष्टमानं विशुद्धवरज्ञानं ।
गतयोगं योगीशं स्वयंभुवं वर्धमानं च ॥

—સમરાઇચ્ચ કહા. શ્રી હરિભદ્રસૂરિ.

જેની પરમલક્ષ્મી વર્ધમાન છે, જેણે (કર્મને) નિઃશેષ નષ્ટ કર્યાં છે, જેનું જ્ઞાન અતિ વિશુદ્ધ છે, જેના યોગ ગયા છે, (છતાં જે) યોગીશ છે, સ્વયંભૂ છે તેવા વર્ધમાન છે.

ॐ नमः श्री महावीर जिनेन्द्राय परात्मने ।
परब्रह्मस्वरूपाय जगदानन्ददायिने ॥

—કુમારપાલ પ્રબંધ-જિનમંડનગણિ.

ૐ પરમાત્મા પરબ્રહ્મસ્વરૂપ જગતને આનંદદાયી એવા શ્રી મહાવીર જિનેન્દ્રને નમસ્કાર છે.

वन्दे वीरं तपोवीरं तपसा दुस्तपेन यः ।
शुद्धं स्वं विदधे स्वर्णं स्वर्णकार इवाग्निना ॥

—તિલકાચાર્યકૃત આવશ્યક લઘુવૃત્તિ.

જેમ સોની પોતાનું સુવર્ણ (સોનું) અગ્નિ વડે શુદ્ધ કરે છે તેમ જે તપોવીરે ન તપી શકાય એવા તપ વડે પોતાનું સ્વર્ણ શુદ્ધ કર્યું તે વીરને વંદું છું.

ऐन्द्र श्रेणिनताय दोषहुतभुङ् नीराय नीरागता–
धीराजद्विभवाय जन्मजलधेस्तीराय धीरात्मने ।
गंभीरागमभाषिणे मुनिमनो माकंदकीराय सन्
नाशीराय शिवाध्वनि स्थिति कृते वीराय नीत्यं नमः ॥

—યશોવિજયકૃત શાસ્ત્ર વાર્તા સમુચ્ચયવૃત્તિ.

यत्रास्तभ्रृगो हरि नं भुजगाऽऽतंकाय तार्क्ष्योऽसुहृद्
निःशंका श्च सुरासुरा न च मिथोऽहंकार भाजो नृपाः ।
यद व्याख्याभुवि वैरमत्सरलवा शंकापि पंकावहा
श्रीमद वीर मुपास्म हे त्रिभुवना लंकारमेनं जिनं ॥

—યશોવિજયકૃત એજન.

જેને ઇંદ્રોની હાર નમી છે, જે દોષાગ્નિમાં નીર-રૂપ છે, નીરાગતા અને ધીથી જેના વિભવો શોભે છે, જે જન્મ રૂપી સમુદ્રના તીર રૂપ છે, ધીરાત્મા છે, ગંભીર આગમના કહેનાર છે, મુનિમનરૂપી આમ્રવૃક્ષના પોપટ છે, જે નાસીર છે, ને શિવરૂપી માર્ગમાં સ્થિત કરનાર છે એવા વીરને હમેશાં નમસ્કાર છે.

જેની વ્યાખ્યાનભૂમિમાં સિંહના ખોળામાં મૃગ બેઠેલો હોય છે, ને ગરૂડને સર્પો શત્રુરૂપે હોતા નથી સુર અને અસુરો નિઃશંક હોય છે, રાજાઓ અરસ્પરસ અહંકાર કરતા નથી, વૈર મત્સરના એક અણુ વાળી શંકા પણ પાપી થાય છે તેવા ત્રિભુવનાલંકાર વીર જિનની અમે ઉપાસના કરીએ છીએ.

श्री सिद्धार्थ नरेन्द्र विश्रुत कुल व्योमप्रवृत्तोदयः
सद्बोधा शु निरस्त दुस्तर महामोहान्धकार स्थितिः ।
दृप्ता शेष कुवादि कौशिक कुल प्रीति प्रमोद क्षमो
जीयाद स्खलित प्रताप तरणिः श्री वर्धमानो जिनः ॥१॥

શ્રી સિદ્ધાર્થ નરેન્દ્રના પ્રસિદ્ધ કુળરૂપ જે આકાશ તેમાં ઉદય પામેલ તથા સદ્બોધ (કેવળજ્ઞાન)રૂપ કિરણોથી દુઃખે તરી શકાય એવા મહામોહરૂપ અન્ધકારનો નાશ કરનાર તથા અભિમાની બધા કુવાદિરૂપ ઘુવડોના સમૂહના આનંદનો નાશ કરવામાં સમર્થ એવા અસ્ખલિત પ્રતાપી સૂર્ય શ્રી વર્ધમાન જિનેશ્વર જય પામો.

—વિશેષાવશ્યક ભાષ્યપર શિષ્યહિતા ટીકાનું મંગલાચરણ.

# શ્રી મહાવીર જયંતી ખાસ અંક.

## તંત્રીનું નિવેદન.

ચૈત્રના શુકલપક્ષની ત્રયોદશીએ શ્રી મહાવીરનો જન્મ થયો. તે જન્મદિનનો ઉત્સવ ઉજવવો એ તેમના દરેક સંતાનનો પરમ ધર્મ છે. તે સૌથી સરસ રીતે ઉજવવાનું કર્તવ્ય ત્યારેજ કર્યું કહેવાય કે તેમના ચરિત્રના દરેક અંશો વિચારી આપણા જીવનમાં ઉતારીએ અને તેમના પરમ આર્ય વચનોનું વાંચન, શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરી આપણા જીવનને તદનુસાર દિવ્યપથ પર લઇ જઇએ. એ ચરિત્ર અને એ ઉપદેશનું ભાન થવા માટે તેને મુદ્રાંકિત કરી સમાજમાં પ્રચાર કરવાનો પત્રકાર તરીકે અમારો ધર્મ યથાશક્તિ બજાવવા નિમિત્તે આ પત્રનો શ્રી મહાવીર જયંતી ખાસ અંક આ પવિત્ર ચૈત્રમાસમા દરેક વર્ષે પ્રકટ કર્યો છે ને આ વખતે પણ પ્રકટ કરીએ છીએ.

એક સુજ્ઞ લેખક ભાઇ પ્રેમપૂર્વક લાગણીથી તા. ૨૪-૨-૨૮ના પત્રથી જણાવે છે કેઃ "હવે તમારે પણ મહાવીરનો પ્રનારો કયા સુધી પકડી રાખવો છે? જરા આગળ વધી (કદાચ પાછા હઠી) પાર્શ્વનાથ નેમનાથ તરફ તો કંઇક રહેમ દૃષ્ટિ કરો. ગાંધીજીના રેંટીયાની જેમ તમે પણ મહાવીરના અંકની વફાદારી કયા સુધી પકડી રાખશો? મને તો ખરેખરજ કંઇ નવુ લખવાનું નથી સૂઝતું.'

આનો ઉત્તર શું આપવો? એટલુંજ ટૂંકમા અત્યારે કહેવાનું છે કે શ્રી મહાવીરનું સુંદર-સર્વતોમુખી સર્વાંગસુંદર ચરિત જ્યાં સુધી સમર્થ પુરૂષના હસ્તથી આલેખિત થઇ બહાર ન પડે, એટલે એવો લેખક ન પાકે ત્યા સુધી એવા લેખકને ઉત્પન્ન કરવા માટે અને તેને તે ચરિતની સર્વ સામગ્રી તે ચરિતના અંશોના જુદા જુદા દૃષ્ટિબિંદુઓ પૂરા પાડવા માટે જયંતી અંકની વફાદારી બને તેટલી બજાવવા તત્પર રહીશું અને તેમાં લેખકોનો સહકાર સાધીશું. એ લેખકભાઇ પણ ધારે તો ઘણુંય લખી શકે-અતિ મહત્ત્વનું આપી શકે, વળી તેમની શ્રી પાર્શ્વ નેમિ ચરિતાદિ સંબંધી કરવાની સૂચના અસ્થાને નથી. તે પણ તેમના અને બીજાના સહકારથી કોઇ વખત અમલમાં મૂકવાની ધારણા રાખીએ છીએ.

બીજા એક લેખક જણાવે છે કે 'શ્રી મહાવીર વિષે લખવું તો ઘણુંય છે પણ અત્યારે તો લાચાર છું.' આ ભાઇએ આગમો ખૂબ તપાસ્યાં છે, શ્રી મહાવીર પ્રભુના ચરિત સંબંધી પોતાને અનેક વિચારો આવ્યા છે, તે વખતની સમાજ-ધર્મ-રાજ્યની સ્થિતિનો અનેક ગણો ખ્યાલ આવી ગયો છે, પરંતુ પોતાને સુપ્રત થયેલા કાર્યને પ્રથમ મહત્ત્વ આપતાં સમય બચતો નથી તેથીજ લાચારી તેમને બતાવવી પડે છે. આવા લેખક બંધુઓ પાસેથી સંપૂર્ણ કાર્ય લઇ શકાય એવો સુદિન સત્વર આવો!

શ્રી મહાવીરનું જન્મ નામ વર્દ્ધમાન હતું. **वड्ढइ नायकुलंति अ तेण जिणो वद्धमाणुत्ति** (આવશ્યક વૃત્તિ ગાથા ૧૦૯૧) એટલે ભગવાન ગર્ભમાં આવ્યા કે (તેમનું) જ્ઞાત કુલ વિશેષ (ધનાદિથી, વર્દ્ધિત થયું તેથી તેમનું નામ વર્ધમાન પાડ્યું વિશેષમાં તે નામ સંબંધી મહાપુરૂષો લખી ગયા છે કે 'ઉત્પત્તિથી માંડીને જ્ઞાનાદિથી જે અભિવૃદ્ધિ પામે છે તે વર્દ્ધમાન તેમા સર્વેપણ જ્ઞાનાદિ ગુણોથી વૃદ્ધિ પામે છે તેટલો વિશેષ છે.'

અમે પણ એજ ઇચ્છીએ કે શ્રી વર્ધમાનના પરિવાર રૂપ જૈનસમાજ જ્ઞાનાદિ ગુણોથી વૃદ્ધિ પામો. તેવી વૃદ્ધિ થાય તોજ જૈનસમાજ શ્રી વર્દ્ધમાનના પરિવાર રૂપ ગણાય. આજ જ્યાં જુઓ ત્યા વૈર મત્સરના ભડકા સળગે છે, સાગાર અનગાર સર્વ શાસનની પ્રગતિ-વૃદ્ધિના માર્ગ ભૂલી ગયેલ છે, જ્ઞાનના પ્રકાશથી સમાજ વિમુખ થઇ ગઇ છે, અજ્ઞાન અને જડતાના જાળા સર્વત્ર નજર કરતા દેખાય છે, કેમ બોલવું, કેમ લખવું, કેમ આચરવું, આર્યજૈન સંસ્કૃતિ શું છે તેનું ભાન રહ્યું નથી અને પાગલની દશા કેટલાકની થઇ રહી છે. આ સર્વ

દોષ ( એટલે સાવદ્યની અનુમોદના અથવા અપશ બ્દો )નો ત્યાગ કરવો, તથા માયાને સદા વર્જવી. ( અહીં માયાનું ગ્રહણ કર્યું છે તેણે કરીને બીજા ક્રોધ, માન અને લોભનું પણ ગ્રહણ સમજી લેવું. સર્વ કષાયોનો ત્યાગ કરવાથી મૃષા ભાષાનો ત્યાગ થઇ શકે છે; કેમકે કષાયરૂપ કારણને અભાવે અસત્યરૂ વચન રૂપી કાર્યનો પણ અભાવ થાય છે. )

ણ લવિજ્જ પુટ્ઠો સાવજ્જં, ણ હિરટ્ઠં ણ મમ્મયં,
અપ્પણટ્ઠા પરટ્ઠા વા, ઉભયસ્સંતરેણ વા. ૧-૨૫

—ક્રોધએ પૂછ્યા થકા સાવદ્ય બોલવું નહિ, તથા નિરર્થક એટલે અર્થ રહિત બોલવું નહી તથા માર્મિક-મર્મવચન બોલવું નહીં. (આ પ્રમાણે) આત્માર્થે-પોતાને માટે પરને અર્થે કે ઉભયને અર્થે એટલે કે પોતાને અને પરને એમ બંનેને અર્થે અથવા અંતરેણ-પ્રયોજન વિના બોલવું નહિ.

પ્રમાદત્યાગ.

અસંખયં જીવીઅ મા પમાઅએ, જરો વણીઅસ્સ હુ નત્થિ તાણં,
એઅં વિઆણાહિ જણે પમત્તે, કં નુ વિહિંસા અજયા ગહિંતિ ૮-૧

—જીવિત અસંસ્કૃત છે, પ્રમાદ આ કર કારણકે જરાથી પામેલાને (કોઇ) શરણ નથી; આ વિશેષે કરી જાણ કે હિંસા કરવાવાળા અજીતેંદ્રિય પ્રમત્ત જનો કોનું (શરણ) ગ્રહણ કરશે!

ધનવાનો.

જે પાવકમ્મેહિ ધણં મણૂસા, સમાયયંતી અમઇ ગહાય,
પહાય તે પાસપયટ્ટિએ નરે, વેરાણુબદ્ધા નરયં ઉવિંતિ. ૪-૨

—જે મનુષ્યો અમતિ-કુમતિ ગ્રહણ કરી પાપ કર્મથી ધનને ભેગું કરે છે તે નરો પાશમાં પ્રવર્તમાન થયેલા વૈરના અનુબંધવાળા થઇ નરકમાં જાયછે.

**પાપમાં ન કોઇ સાથી.**

સંસારમાવણ્ણ પરસ્સ અટ્ઠા,
સાહારણં જં ચ કરેઇ કમ્મં;
કમ્મસ્સ તે તસ્સ ઉ વેઅકાલે,
ન બંધવા બંધવયં ઉવિંતિ. ૪-૪

—સંસારમાં આપન્ન પડેલો જીવ પરના અર્થે તથા સાધારણ ( પોતાના તથા પરના બંનેના અર્થે) જે કર્મ કરે છે તે કર્મના વેદનકાલે (તે) બંધુઓ બંધુપણાને પામતા નથી-ભાગ લેતા નથી.

**વિષય-કષાય ત્યાગ.**

મંદા ય ફાસા બહુ લોહણિજ્જા,
તહપ્પગારેસુ મણં ન કુજ્જા.
રક્ખિજ્જ કોહં વિણઇજ્જ માણં,
માયં ન સેવે પયહિજ્જ લોહં. ૪-૧૨

—મંદ કરનાર, બહુ લોભ પમાડનાર સ્પર્શો-શબ્દાદિક વિષયો (છે). તેવા પ્રકારના ( વિષયો )માં મન ન કરવું-લગાડવું. ક્રોધને રક્ષવો, માનને દૂર કરવો, માયાને સેવવી નહિ, લોભનો ત્યાગ કરવો.

**બે જાતનાં મરણઃ અકામ ને સકામ.**

બાલાણં અકામં તુ, મરણં અસઇં ભવે
પંડિઆણં સયામં તુ, ઉક્કોસેણં સઇ ભવે. ૫-૩

બાલને ( વિવેક વગરનાને ) અકામ એટલે ઇચ્છા રહિત એવું મરણ વારંવાર થાય છે, પંડિતોનું સકામ એટલે અભિલાષ સહિત એવું મરણ થાય છે (મરણ સમયે મરવાનો ત્રાસ થતો નથી માટે સકામના જેવું સકામ મરણ હોય છે પણ પરમાર્થથી તેઓ કાંઇ મરણની અભિલાષા કરતા નથી. ) તે ઉત્કૃષ્ટ જીવને એકજ વાર થાય છે.

**અકાળ મરણ**

તત્થિમં પઢમં ઠાણં મહાવીરેણ દેસિ અં
કામગિદ્ધે જહા બાલે, ભિસં કૂરાઇ કુવ્વઇ. ૫-૪

તેમાં પહેલું સ્થાન (અકાળ મરણ) મહાવીરે દેખાડયું-ઉપદેશ્યું છે. આ પ્રમાણેઃ—કામથી ગૃદ્ધ બાલ (મૂર્ખ) અત્યંત ક્રૂર કર્મોને કરે છે. ( આવાં કર્મોથી અકાળ મરણેજ મરે છે અર્થાત્ ઇચ્છાઓ પૂર્ણ થયા પહેલાં-ત્રાસ પૂર્વક વારંવાર મરે છે ).

**મહાત્માઓનો મરણકાળ**

તેસિં સુચ્ચા સપુજ્જાણં સંજયાણં વુસીમઓ,
ન સંતં સંતિ મરણંતે શીલવંતા બહુસ્સુઆ. ૫-૨૯

-સત્પુજ્ય, સંયમી, વશીમન-મન વશ કરનાર એવા ને એવાની સ્થિતિ સાંભળી શીલવંત બહુશ્રુતો મરણાંતે ત્રાસ પામતા નથી ( એટલે મરણથી ભય પામતા નથી. )

—ઉત્તરાધ્યયન સૂત્રમાંથી.

# શ્રી 'સૂત્રકૃતાંગ'નું શ્રવણ ક્યારે ફલીભૂત થાય?

નિવૃત્તિ જેવા ક્ષેત્રે ચિત્તસ્થિરતાએ હાલ 'સૂત્રકૃતાંગ સૂત્ર'નું શ્રવણ કરવા ઇચ્છા હોય, તો કરવામાં બાધ નથી; માત્ર જીવને ઉપશમાર્થે તે કરવું યોગ્ય છે. કયા મતનું વિશેષપણું છે, કયા મતનું ન્યૂનપણું છે; એવા અન્યાર્થમાં પડવા અર્થે તેમ કરવું યોગ્ય નથી.

તે 'સૂત્રકૃતાંગ'ની રચના જે પુરુષોએ કરી છે તે આત્મસ્વરૂપ પુરુષ હતા, એવો અમારો નિશ્ચય છે.

'આ કર્મરૂપ ક્લેશ જે જીવને પ્રાપ્ત થયો છે, તે કેમ ત્રુટે?' એવું પ્રશ્ન મુમુક્ષુ શિષ્યને ઉદ્દ્ભવ કરી 'બોધ પામવાથી ત્રુટે' એવું તે સૂત્રકૃતાંગનું પ્રથમ વાક્ય છે.

'તે બંધન શું? અને શું જાણવાથી ત્રુટે?' એવું બીજું પ્રશ્ન ત્યાં શિષ્યને સંભવે છે; અને 'તે બંધન વીરસ્વામીએ શા પ્રકારે કહ્યું છે?' એવા વાક્યથી તે પ્રશ્ન મૂક્યો છે. અર્થાત્ શિષ્યના પ્રશ્નમાં તે વાક્ય મૂકી ગ્રંથકાર એમ કહે છે કે:-

આત્મસ્વરૂપ એવા શ્રી વીરસ્વામીનું કહેલું તમને કહીશું, કેમકે આત્મસ્વરૂપ પુરુષ આત્મસ્વરૂપાર્થે અત્યંત પ્રતીતિયોગ્ય છે.

તે બંધનનું સ્વરૂપ ત્યાર પછી ગ્રંથકાર કહે છે, તે ફરી ફરી વિચારવા યોગ્ય છે.

ત્યાર પછી ગ્રંથકારને સ્મૃતિ થઇ કે આ જે સમાધિમાર્ગ તે આત્માના નિશ્ચય વિના ઘટે નહિ, અને જગતવાસી જીવે અજ્ઞાની ઉપદેશકોથી જીવનું સ્વરૂપ અન્યથા જાણી-કલ્યાણનું સ્વરૂપ અન્યથા જાણી-અન્યથાનો યથાર્થપણે નિશ્ચય કર્યો છે,

તે નિશ્ચયનો ભંગ થયા વિના-તે નિશ્ચયમાં સંદેહ પડયા વિના અમે જે અનુભવ્યો છે એવો સમાધિમાર્ગ તે તેમને કોઈ પ્રકારે સંભળાવ્યો શી રીતે ફળીભૂત થશે, એવું જાણી ગ્રંથકાર કહે છે કે:-

"આવા માર્ગનો ત્યાગ કરી કોઈ એક શ્રમણ બ્રાહ્મણ અજાણપણે-વગર વિચાર્યે-અન્યથા પ્રકારે-માર્ગ કહે છે, એમ કહેતા હતા."

તે અન્યથા પ્રકાર પછી ગ્રંથકાર નિવેદન કરે છે કે:—

પંચમહાભૂતનું જ કોઈ અસ્તિત્વ માને છે,-આત્માનું ઉત્પન્ન થવું તેથી માને છે; જેમ ઘટતું નથી.

એમ જણાવી આત્માનું નિત્યપણું પ્રતિપાદન કરે છે. 'જો જીવે પોતાનું નિત્યપણું જાણ્યું નથી, તો પછી, નિર્વાણનું પ્રયત્ન શા અર્થે થાય?' એવો અભિપ્રાય કરી 'નિત્યતા' દર્શાવી છે.

ત્યાર પછી ભિન્ન ભિન્ન પ્રકારે કલ્પિત અભિપ્રાય દર્શાવી યથાર્થ અભિપ્રાયનો બોધ કરી, યથાર્થ માર્ગ વિના છુટકો નથી, ગર્ભપણું ટળે નહીં, જન્મ ટળે નહીં, મરણ ટળે નહીં, દુઃખ ટળે નહીં, આધિ-વ્યાધિ-ઉપાધિ-ટળે નહીં, અને અમે ઉપર જે કહી ગયા છીએ એવા મતવાદિઓ તે સૌ તેવા પ્રકારને વિષે વસ્યા છે કે જેથી જન્મ, કરી પ્રથમાધ્યયન સમાપ્ત કર્યું છે.

ત્યાર પછી અનુક્રમે તેથી વર્દ્ધમાન પરિણામે ઉપશમ કલ્યાણ-આત્માર્થ બોધ્યો છે. તે લક્ષમાં રાખી વાંચન, શ્રવણ ઘટે છે. કુળધર્માર્થે સૂત્રકૃતાગનું વાંચન, શ્રવણ નિષ્ફળ છે.

'શાન્ત'

# આર્યશ્રી અતિમુક્તક.

[ તે કાલે, તે સમયે શ્રમણ ભગવંત મહાવીરના શિષ્ય અતિમુકતક નામના કુમાર શ્રમણ, જેઓ સ્વભાવે ભોળા અને યાવત્-વિનયવાળા હતા, તે અતિમુક્તક કુમાર શ્રમણ અન્ય કોઇ દિવસે ભારે વરસાદ વરસતો હતો ત્યારે પોતાની કાખમાં પાત્રું અને રજોહરણ લઇને બહાર વિહાર માટે (વડી શંકાના નિવારણ માટે) ચાલ્યા. ત્યાર પછી બહાર જતાં તે અતિમુકતક કુમારશ્રમણે વહેતા પાણીનું એક ખાબોચિયું જોયું-તેને જોયા-પછી તે ખાબોચિયા ફરતી એક માટીની પાળ બાંધી અને 'આ મારી નાવ છે, આ મારી નાવ છે' એ પ્રમાણે નાવિકની પેઠે પોતાના પાત્રને નાવ રૂપ કરી પાણીમાં નાખી તે કુમાર શ્રમણ પ્રવાહે છે-પાણીમાં તરાવે છે-એ રીતે તે, રમત રમે છે. હવે એ પ્રકારના બનાવને સ્થવિરોએ જોયો અને જોયા પછી તેઓએ જે તરફ શ્રમણ ભગવંત મહાવીર છે તે તરફ આવીને આ પ્રમાણે કહ્યું કેઃ—

પ્ર૦—આપ દેવાનુપ્રિયના શિષ્ય અતિમુકતક નામના કુમાર. શ્રમણ ભગવાન! તે અતિમુકતક કુમાર શ્રમણ કેટલા ભવો કર્યા પછી સિદ્ધ થશે-યાવત સર્વ દુઃખોનો નાશ કરશે?

ઉ૦—હવે શ્રમણ ભગવંત મહાવીરે તે સ્થવિરોને આ પ્રમાણે કહ્યું કેઃ હે આર્યો! સ્વભાવે ભોળા યાવત્-વિનયી એવો મારો શિષ્ય અતિમુકતક નામનો કુમારશ્રમણ આ ભવ પૂરો કરીનેજ સિદ્ધ થશે યાવત્-સર્વ દુઃખોનો નાશ કરશે. માટે હે આર્યો! તમે તે અતિમુકતક કુમારશ્રમણને હીલો નહીં, નિંદો ખિંસો નહિં, વગોવો નહીં, અને તેનું અપમાન પણ કરો નહીં. કિંતુ હે દેવાનુપ્રિયો! તમે ગ્લાનિ રાખ્યા સિવાય તે કુમારશ્રમણને સાચવો, તેને સહાય અને તેની સેવા કરો. (કારણકે) તે અતિમુક્તક કુમારશ્રમણ સર્વે દુઃખોનો નાશ કરનાર (અંતકર) છે અને આ છેલ્લા શરીરવાળો-અંતિમ શરીરી છે-આ શરીર છોડયા પછી તેની બીજીવાર શરીરધારી થવાનું નથી. શ્રમણ ભગવંત મહાવીરે તે સ્થવિરોને પૂર્વે પ્રમાણે કહ્યા પછી તે સ્થવિરોએ શ્રમણ ભગવંત મહાવીરને વંદન કર્યું અને નમન કર્યું. અને પછી તે સ્થવિરોએ શ્રી મહાવીરની આજ્ઞા પ્રમાણે તે અતિમુકતક કુમારશ્રમણને વિના ગ્લાનિએ સાચવ્યા અને યાવત્ તેઓની સેવા કરી.

અનુવાદ ભગવતી સૂત્ર પૃ. ૧૭૬-૧૭૭

# दीर्घ तपस्वी महावीर.

( पंडित सुखलालजी. अमदावाद. )

હાલ મેં ઈસ જમાને કા ધ્યાન અહિંસા, સંયમ ઔર તપ કે સિદ્ધાન્તોં કી ઉપયોગિતા કી ઓર જાને લગા હૈ । અતએવ ઇન સિદ્ધાન્તોં કી અસાધારણ પ્રતિષ્ઠા કરનેવાલે શ્રમણ-નાયક મહાવીર કા સંક્ષિપ્ત જીવન-ચરિત, ઇનિકી જયન્તિ કે અવસર પર, વિશેષ ઉપયોગી હૈ ।

### તત્કાલીન પરિસ્થિતિ

આજ સે લગભગ ઢાઇ હજાર વર્ષ પહલે, જબ ભગવાન્ મહાવીર કા જન્મ નહીં હુઆ થા, ભારત કી સામાજિક ઔર રાજનૈતિક પરિસ્થિતિ ઐસી થી કિ જો એક વિશિષ્ટ આદર્શ કી અપેક્ષા રખતી થી। દેશ મેં ઐસે અનેક મઠ થે, જહાઁ આજકલ કે ખાખી બાબાઓં કી તરહ, ઝુણ્ડ કે ઝુણ્ડ તાપસ રહતે થે ઔર તરહ તરહ કી તામસિક તપસ્યાયેં કરતે થે । અનેક ઐસે આશ્રમ થે જહાઁ દુનિયાદાર આદમી કી તરહ મમત્વ રખ કર આજકલ કે મહન્તો કે સદશ બડ઼ે બડ઼ે ધર્મ-ગુરુ રહતે થે । કિતની હી સંસ્થાયેં ઐસી થીં, જહાઁ વિદ્યા કી અપેક્ષા કર્મકાણ્ડ કી, ખાસ કરકે યજ્ઞયાગકી પ્રધાનતા થી ઔર ઉન કર્મકાણ્ડોં મેં પશુઓં કા બલિદાન ધર્મ્મ માના જાતા થા । સમાજ મેં એક ઐસા બડ઼ા દલ થા, જો પૂર્વજોં કે પરિશ્રમપૂર્વક ઉપાર્જિત ગુરુપદ કો અપને જન્મસિદ્ધ અધિકાર કે રૂપ મેં સ્થાપિત કરતા થા। ઉસ વર્ગ મેં પવિત્રતા કી, ઉચ્ચતા કી ઔર વિદ્યા કી ઐસી કૃત્રિમ અસ્મિતા રૂઢ઼ હો ગઈ થી કિ જિસકે બદૌલત વહ દૂસરે કિતને હી લોગોં કો અપવિત્ર માન કર અપને સે નીચ સમઝતા ઔર ઉન્હેં ઘૃણા યોગ્ય સમઝતા—ઉનકી છાયા કે સ્પર્શ તક કો પાપ માનતા તથા ગ્રન્થોં કે અર્થહીન પાઠમાત્ર મેં પાણ્ડિત્ય માન કર દૂસરોં પર અપની ગુરુ-સત્તા ચલાતા । શાસ્ત્ર ઔર ઉસકી વ્યાખ્યાયેં વિદ્વદ્ગમ્ય ભાષા મેં હોતી થીં । ઈસસે જન-સાધારણ ઉસ સમય ઉન શાસ્ત્રોં સે યથેષ્ટ લાભ ન ઉઠા પાતે । સ્ત્રિયોં, શૂદ્રોં ઔર ખાસ કરકે અતિ શૂદ્રોં કો કિસી ભી બાત મેં આગે બઢ઼ને કા પૂરા મૌકા નહીં મિલતા થા । ઉનકી આધ્યાત્મિક મહત્વાકાંક્ષાઓં કે જાગ્રત હોને કા, અથવા જાગ્રત હોને કે બાદ ઉનકે પુષ્ટ રખને કા કોઇ ખાસ આલંબન ન થા । પહલે સે પ્રચલિત નિગ્ગંઠ (જૈન) ગુરુઓં કી પરમ્પરા મેં ભી બડ઼ી શિથિલતા આ ગઈ થી । રાજનૈતિક સ્થિતિ મેં કિસી ખાસ પ્રકાર કી એકતા નહીં થી । ગણસત્તાક અથવા રાજસત્તાક રાજ્ય ઇધર ઉધર બિખરે હુએ થે । યે સબ કલહ મેં જિતના અનુરાગ રખતે થે ઉતના મેલમિલાપ મેં નહીં । હર એક દૂસરે કો કુચલ કર અપને રાજ્ય કે વિસ્તાર કરને કા પ્રયત્ન કરતા થા ।

ઐસી પરિસ્થિતિ કો દેખ કર ઉસ કાલ કે કિતને હી વિચારશીલ ઔર દયાલુ વ્યક્તિયોં કા વ્યાકુલ હોના સ્વાભાવિક હૈ । ઉસ દશા કો સુધારને કી ઇચ્છા કિતને હી લોગોં કો હોતી હૈ, વે સુધારને કા પ્રયત્ન ભી કરતે હૈ, ઔર ઐસે અસાધારણ પ્રયત્ન કર સકને વાલે નેતા કી અપેક્ષા રખતે હૈ । ઐસે સમય મેં બુદ્ધ ઔર મહાવીર જૈસો કા જન્મ હોતા હૈ ।

મહાવીર કે વર્ધમાન્, વિદેહદિન્ન ઔર શ્રમણ-ભગવાન્ યે તીન નામ ઔર હૈં । વિદેહદિન્ન નામ માતૃપક્ષ કા સૂચક હૈ । વર્ધમાન્ નામ સબસે પહલે પડ઼ા । ત્યાગી જીવન મેં ઉત્કટ તપ કે કારણ મહાવીર નામ સે પ્રસિદ્ધ હુએ ઔર ઉપદેશક-જીવન મેં શ્રમણ-ભગવાન્ કહલાયે । ઇસસે હમ ભી, ગૃહજીવન, સાધકજીવન ઔર ઉપદેશકજીવન ઇન તીન ભાગોં મેં, ક્રમશઃ, વર્ધમાન્, મહાવીર ઔર શ્રમણ-ભગવાન્ ઇન તીન નામોં કા પ્રયોગ કરેંગે ।

મહાવીર કી જન્મ-ભૂમિ, ગંગા કે દક્ષિણ, વિદેહ (વર્તમાન બિહાર-પ્રાન્ત) હૈ । વહાઁ ક્ષત્રિયકુણ્ડ ઔર કુણ્ડગ્રાપુર નામ કા એક કસ્બા થા । ઉસકે

ધ્વંસાવશેષ લકખીસરાય જંકસન સ્ટેશન સે કુછ મીલ પર અબ ભી દિખાઈ દેતે હૈં। જૈન લોગ ઉસે, મહાવીર કે જન્મ-સ્થાન કે કારણ તીર્થ-ભૂમિ માનતે હૈં।

## જાતિ ઔર વંશ

મહાવીર કી જાતિ ક્ષત્રિય થી ઔર ઉનકા વંશ નાય (જ્ઞાત) નામ સે પ્રસિદ્ધ થા। ઉનકે પિતામહ, પ્રપિતામહ આદિ કા કુછ વર્ણન નહીં મિલતા સિર્ફ ઉનકે પિતા ઔર ચાચા કા નામ મિલતા હૈ। પિતા કા નામ સિદ્ધાર્થ થા। ઉન્હેં સિજ્જંસ (શ્રેયાંસ) જસંસ (યશાંસ) ભી કહતે થે। ચાચા કા નામ સુપાર્શ્વ થા ઔર માતા કે ત્રિશલા, વિદેહદિન્ના તથા પ્રિયકારિણી યે તીન નામ મિલતે હૈં।

ઉનકે એક બડા ભાઈ ઔર એક બડી બહન થા। બડે ભાઈ નન્દિવર્ધન કા વિવાહ ઉનકે મામા વૈશાલી કે પ્રધાન અધિપતિ ચેટક કી પુત્રી કે સાથ હુઆ થા। બડી બહન સુનન્દના કી શાદી ક્ષત્રિય-કુણ્ડ મેં હી હુઈ થી ઔર ઉસે જમાલિ નામ કા એક પુત્ર થા। મહાવીર કી પ્રિયદર્શના નામક પુત્રી સે ઉસકા વિવાહ હુઆ થા। ઔર આગે ચલ કર ઉસને અપની પત્ની કે સહિત મહાવીર સે દીક્ષા ભી લી થી। શ્વેતામ્બરોં કી ધારણા કે અનુસાર મહાવીર ને વિવાહ કિયા થા। ઉન્હેં એક હી પત્ની થી ઔર ઉસકા નામ થા યશોદા। ઉનકે સિર્ફ એક હી કન્યા હોને કા ઉલ્લેખ મિલતા હૈ।

જ્ઞાતક્ષત્રિય સિદ્ધાર્થ કી રાજકીય સત્તા સાધારણ હી હોગી; પરન્તુ ઉનકા વૈભવ ઔર કુલીનતા ઉંચે દરજે કે હોને ચાહિએ। ક્યોંકિ ઉસકે બિના વૈશાલી કે પ્રધાન અધિપતિ ચેટક કી બહન કે સાથ વૈવાહિક સંબંધ હોના સંભવનીય નહીં થા।

## ગૃહ-જીવન.

વર્ધમાન કા બાલ્યકાલ બહુતાંશ મેં ક્રીડાઓં મેં વ્યતીત હોતા હૈ। પર જબ વહ અપની ઉમ્ર મેં આતા હૈ, ઔર વિવાહ-કાલ પ્રાપ્ત હોતા હૈ તબ વહ વૈવાહિક જીવન કી ઓર અરૂચિ પ્રકટ કરતા હૈ। ઇસસે તથા ભાવી તીવ્ર વૈરાગ્યમય જીવન સે યહ સ્પષ્ટ દિખાઈ દેતા હૈ કિ ઉનકે હૃદય મેં ત્યાગ કે બીજ જન્મસિદ્ધ થે। ઉનકે માતા પિતા પાર્શ્વનાથ કી શિષ્ય-પરમ્પરા કે અનુયાયી થે। યહ પરમ્પરા નિગ્ગંઠ કે નામ સે પ્રસિદ્ધ થી ઔર સાધારણ તૌર પર ઇસ પરમ્પરા મેં ત્યાગ ઔર તપ કી ભાવના પ્રબલ થી। વર્ધમાન કા અપને કુલ-ધર્મ કે પરિચય મેં આના ઔર ઉસ ધર્મ કે આદર્શોં કા ઉસકે સુસંસ્કૃત મન કો આકર્ષિત કરના સર્વથા સમ્ભવનીય હૈ। એક ઓર જન્મસિધ્ધ વૈરાગ્ય કે બીજ ઔર દૂસરી ઓર કુલ-ધર્મ કે ત્યાગ ઔર તપસ્યા કે આદર્શોં કા પ્રભાવ; ઇન દોનોં કારણોં સે યોગ્ય અવસ્થા કો પ્રાપ્ત હોતે હી વર્ધમાન ને અપને જીવન કા ધ્યેય કુછ તો નિશ્ચિત કિયા હોગા। ઔર વહ ધ્યેય ભી કૌન સા? ધાર્મિક જીવન। ઇસ કારણ યદિ વિવાહ કી ઓર અરૂચિ હુઈ હો તો વહ સાહજિક હૈ। ફિર ભી જબ માતા-પિતા વિવાહ કે લિએ બહુત આગ્રહ કરતે હૈં તબ વર્ધમાન અપના નિશ્ચય શિથિલ કર દેતા હૈ ઔર કેવલ માતા-પિતા કે ચિત્ત કો સન્તોષ દેને કે લિએ વૈવાહિક સમ્બન્ધ કો સ્વીકાર કર લેતા હૈ। ઇસ ઘટના સે, તથા બડે ભાઈ કો પ્રસન્ન રખને કે લિએ ગૃહવાસ કી બઢા દેને કી ઘટના સે વર્ધમાન કે સ્વભાવ કે દો તત્વ સ્પષ્ટ રૂપ સે દિખાઈ દેતે હૈં। એક તો બડે-બૂઢોં કે પ્રતિ બહુમાન ઔર દૂસરે મૌકે કો દેખ કર મૂલ સિદ્ધાન્ત મેં બાધા ન પડને દેતે હુએ, સમઝૌતા કર લેને કા આદાર્ય। યહ દૂસરા તત્વ સાધક ઔર ઉપદેશક જીવન મેં કિસ પ્રકાર કામ કરતા હૈ, યહ હમ આગે ચલકર દેખેંગે। જબ માતા-પિતા કા સ્વર્ગવાસ હુઆ તબ વર્ધમાન કી ઉમ્ર ૨૮ વર્ષ કી થી। વિવાહ કે સમય કી અવસ્થા કા ઉલ્લેખ નહીં મિલતા। માતા-પિતા કે સ્વર્ગવાસ કે બાદ વર્ધમાન ને ગૃહત્યાગ કી પૂરી તૈયારી કર લી; પરન્તુ ઇસસે જ્યેષ્ઠ-બન્ધુ કો કષ્ટ હોતે દેખ ગૃહ-જીવન કો દો બરસ ઔર બઢા દિયા। પરન્તુ ઇસલિએ કિ ત્યાગ કા નિશ્ચય કાયમ રહે, ગૃહવાસી હોતે હુએ ભી આપને

દો બરસ તક, સાગિયોં કે લિએ ઉચિત, જીવન વ્યતીત કિયા ।

## સાધક જીવન.

તીસ વર્ષ કા તરુણ ક્ષત્રિય-પુત્ર વર્ધમાન જબ ગૃહ-ત્યાગ કરતા હૈ તબ ઉસકા આન્તર ઔર બાહ્ય દોનોં જીવન એકદમ બદલ જાતે હૈં । વહ સુકુમાર રાજપુત્ર અપને હાથોં કેશ કા લુંચન કરતા હૈ ઔર તમામ વૈભવોં કો છોડ઼ કર એકાકી જીવન ઔર લઘુતા સ્વીકાર કરતા હૈ । ઉસકે સાથ હી યાવજ્જીવન સામાયિક ચરિત્ર (આજીવન સમભાવ સે રહને કા નિયમ) અંગીકાર કરતા હૈ । ઔર ઇસ નિયમ કા સોલહોં આને પાલન કરને કે લિએ એક ભીષણ પ્રતિજ્ઞા કરતા હૈ-"**ચાહે દૈવિક, માનુષિક અથવા તિર્યક જાતીય, કિસી ભી પ્રકાર કી વિઘ્ન-બાધાયેં ક્યોં ન આવેં, મૈં સબકો બિના કિસી દૂસરે કી મદદ લિયે, સમભાવ સે સહન કરુંગા ।**" ઇસ પ્રતિજ્ઞા સે કુમાર કે વીરત્વ ઔર ઉસકે પરિપૂર્ણ નિર્વાહ સે ઉસકે મહાન્ વીરત્વ કા પરિચય મિલતા હૈ । ઇસી સે વહ સાધક જીવન મેં 'મહાવીર' કી ખ્યાતિ કો પ્રાપ્ત કરતા હૈ । મહાવીર કે સાધના-વિષયક આચારાંગ કે પ્રાચીન ઔર પ્રામાણિક વર્ણન સે, ઉનકે જીવન કી ભિન્ન ભિન્ન ઘટનાઓં સે તથા અબ તક ઉનકે નામ સે પ્રચલિત સમ્પ્રદાય કી વિશેષતા સે, વહ જાનના કઠિન નહીં હૈ કિ મહાવીર કો કિસ તત્વ કી સાધના કરની થી, ઔર ઉસ સાધના કે લિએ ઉન્હોંને મુખ્યતઃ ક્યા સાધન પસન્દ કિયે થે । મહાવીર અહિંસા-તત્વ કી સાધના કરના ચાહતે થે । ઉસકે લિએ **સંયમ ઔર તપ યે દો સાધન ઉન્હોંને પસન્દ કિયે । ઉન્હોંને યહ સોચા કિ સંસાર મેં જો બલવાન્ હોતા હૈ વહ નિર્બલ કે સુખ ઔર સાધન, એક ડાકૂ કી તરહ છીન લેતા હૈ । યહ અપહરણ કરને કી વૃત્તિ અપને માને હુએ સુખ કે રાગ સે, ખાસ કરકે કાયિક સુખશીલતા સે પૈદા હોતી હૈ ।** યહ વૃત્તિ હી ઐસી હૈ કિ ઇસસે શાન્તિ ઔર સમ-ભાવ કા વાયુમણ્ડલ કલુષિત હુએ બિના નહીં રહતા । હર શખ્સ કો અપના સુખ ઔર સુવિધા ઇતને કીમતી માલૂમ હોતે હૈં કિ ઉસકી દૃષ્ટિ મેં દૂસરે અનેક જીવધારિયોં કી સુવિધા કા કુછ મૂલ્ય હી નહીં હોતા । ઇસલિએ હર શખ્સ યહ સાબિત કરને કી કોશિશ કરતા હૈ કિ જીવ જીવ કા ભક્ષણ હૈ—" જીવો જીવસ્ય જીવનમ્ " । નિર્બલકો બલવાન્ કા પોષણ કરકે અપની ઉપયોગિતા સિદ્ધ કરની ચાહિએ । સુખ કે રાગ સે હી બલવાન્ લોગ નિર્બલ પ્રાણિયોં કે જીવન કી આહુતિ દેકર ઉસકે દ્વારા અપને પરલોક કા ઉત્કૃષ્ટ માર્ગ તૈયાર કરને કા પ્રયત્ન કરતે હૈં । ઇસ પ્રકાર સુખ કી મિથ્યા ભાવના ઔર સંકુચિત વૃત્તિ કે હી બદૌલત વ્યક્તિયોં ઔર સમૂહોં મેં અન્તર બઢ઼તા હૈ, શત્રુતા કી નીંવ પડ઼તી હૈ ઔર ઇસકે ફલ-સ્વરૂપ નિર્બલ બલવાન્ હોકર બદલા લેને કા નિશ્ચય તથા પ્રયત્ન કરતે હૈં ઔર બદલા લેતે ભી હૈં । ઇસ તરહ હિંસા ઔર પ્રતિહિંસા કા ઐસા મલિન વાયુમણ્ડલ તૈયાર હો જાતા હૈ કિ લોગ સંસાર કે સ્વર્ગ કો ખુદ હી નરક બના દેતે હૈં । હિંસા કે ઇસ ભયાનક સ્વરુપ કે વિચાર સે મહાવીર ને અહિંસા-તત્વ મેં હી સમસ્ત ધર્મોં કા, સમસ્ત કર્ત્તવ્યોં કા પ્રાણિમાત્ર કી શાન્તિ કા મૂલ દેખા । ઉન્હેં સ્પષ્ટ-રુપ સે દિખાઇ દિયા કિ યદિ અહિંસા-તત્વ સિદ્ધ કિયા જા સકે તો હી જગત્ મેં સચ્ચી શાન્તિ ફૈલાઈ જા સકતી હૈ । યહ સોચકર ઉન્હોંને કાયિક સુખ કી મમતા સે વૈર-ભાવ કો રોકને કે લિએ તપ શુરુ કિયા ઔર અધીરજ જૈસે માનસિક દોષ સે હોનેવાલી હિંસા કો રોકને કે લિએ સંયમ કા અવલંબન કિયા । તપ કા મુખ્ય સમ્બન્ધ દેહદમન કે સાથ હોને કે કારણ ઉનકે તપ કો ચાર મુખ્ય ભાગોં મેં બાઁટ સકતે હૈં— (૧) નગ્નત્વ, (૨) જીવ-જન્તુ તથા અનાર્યો કે દ્વારા હોનેવાલા પરિસહ (વિઘ્ન-બાધા) (૩) ઉપવાસ ઔર રુક્ષભોજન ઔર (૪) શરીર સત્કાર કા ત્યાગ ।

સંયમકા સંબંધ મુખ્યતઃ મન ઔર વચનકે સાથ હોનેકે કારણ ઉસમેં ધ્યાન ઔર મૌન કા સમાવેશ

હોતાહૈ। મહાવીર કે સમસ્ત સાધક જીવન મેં સંયમ ઔર તપ યહી દો બાતેં મુખ્ય હૈં ઔર ઉન્હેં સિદ્ધ કરને કે લિએ ઉન્હોંને કોઇ ૧૩ વર્ષો તક જો પ્રયત્ન કિયા ઔર ઉસમેં જિસ તત્પરતા, ઔર અપ્રમાદ કા પરિચય દિયા, વૈસા આજતક કે તપસ્યા કે ઇતિહાસ મેં કિસી વ્યક્તિ ને દિયા નહીં દિખાઇ દેતા। કિતને હી લોગ મહાવીર કે તપ કો દેહ-દુઃખ ઔર દેહ-દમન કહકર ઉસકી અવમપાના કરતેં હૈં; પરન્તુ યદિ વે સત્ય તથા ન્યાય કે લિએ મહાવીર કે જીવન પર ગહરા વિચાર કરેંગે તો યહ માલૂમ હુએ બિના ન રહેગા કિ મહાવીર કા તપ શુષ્ક દેહદમન નહીં થા। વે સંયમ ઔર તપ દોનોં પર સમાન રુપ સે જોર દેતે થે। વે જાનતે થે કિ યદિ તપ કે અભાવ સે સહનશીલતા કમ હુઇ તો દૂસરોં કી સુખ-સુવિધા કી આહુતિ દેકર અપની સુખ-સુવિધા બઢ઼ાને કી લાલસા બઢ઼ેગી ઔર ઉસકા ફલ યહ હોગા કિ સંયમ ન રહ પાવેગા। ઇસી પ્રકાર સંયમ કે અભાવ મેં કોરા તપ ભી, પરાધીન પ્રાણી પર અનિચ્છા પૂર્વક આ પડ઼ે દેહ-કષ્ટ કી તરહ, નિરર્થક હૈ।

જ્યોં જ્યોં સંયમ ઔર તપ કી ઉત્કટતા સે મહાવીર અહિંસા-તત્વ કે અધિકાધિક નજદીક પહુંચતે ગયે, ત્યોં ત્યોં ઉનકી ગંભીર શાન્તિ બઢ઼ને લગી ઔર ઉસકા પ્રભાવ આસપાસ કે લોગોં પર અપને આપ હોને લગા। માનસ-શાસ્ત્ર કે નિયમ કે અનુસાર એક વ્યક્તિ કે અન્દર બલવાન્ હોને વાલી વૃત્તિ કા પ્રભાવ આસ-પાસ કે લોગોં પર જાન-અનજાન મેં હુએ બિના નહીં રહતા।

ઇસિ સાધક જીવન મેં એક ઉલ્લેખયોગ્ય ઐતિહાસિક ઘટના ઘટતી હૈ। વહ યહ કિ મહાવીર કી સાધના કે સાથ ગોશાલક નામક એક વ્યક્તિ કોઇ છઃ સાલ વ્યતીત કરતા હૈ ઔર ફિર ઉનસે અલગ હો જાતા હૈ। આગે ચલકર યહ ઉનકા પ્રતિપક્ષી હોતા હૈ ઔર આજીવક-સંપ્રદાય કા નાયક બનતા હૈ। આજ યહ કહના કઠિન હૈ કિ દોનોં કિસ હેતુ સે સાથ હુએ ઔર ક્યોં અલગ હુએ। પર એક પ્રસિદ્ધ આજીવક સંપ્રદાય કે નાયક ઔર તપસ્વી મહાવીર કા દીર્ઘ કાલ તક સાહચર્ય સત્યશોધકોં કે લિએ અર્થસૂચક અવશ્ય હૈ। કોઇ ૧૩ વર્ષ કી કઠોર ઔર દીર્ઘ સાધના કે પશ્ચાત્ જબ ઉન્હેં અપને અહિંસા-તત્વ કે સિદ્ધ હોજાને કી પૂર્ણ પ્રતીતિ હુઈ તબ વે અપના જીવનક્રમ બદલતે હૈં। અહિંસા કા સાર્વભૌમ ધર્મ ઉસ દીર્ઘ તપસ્વી મેં ઇતના પરિપ્લુત હો ગયા થા કિ અબ ઉનકે સાર્વજનિક જીવન સે કિતની હી ભવ્ય આત્માઓં કે જીવન મેં પરિવર્તન હોજાને કી પૂર્ણ સંભાવના થી। મગધ ઔર વિદેહ કા પૂર્વકાલીન મલિન વાયુમણ્ડલ ધીરે ધીરે શુદ્ધ હોને લગા થા। ક્યોંકિ ઉસમેં ઉસ સમય અનેક તપસ્વી ઔર વિચારક લોક-હિત કી આકાંક્ષા સે પ્રકાશ મેં આને લગે થે। ઇસી સમય દીર્ઘ તપસ્વી ભી પ્રકાશ મેં આયે।

## ઉપદેશક જીવન

શ્રમણ-ભગવાન્ કા ૪૩ સે ૭૨ વર્ષ તક કા યહ દીર્ઘ જીવન સાર્વજનિક સેવા મેં વ્યતીત હોતા હૈ। ઇસ સમય મેં ઉનકે કિયે મુખ્ય કામોં કી નામાવલી ઇસ પ્રકાર હૈ—

(ક) જાતિ-પાઁતિ કા જરા ભી ભેદ રખે બિના હરએક કે લિએ—શૂદ્રોં ઔર અતિ-શૂદ્રોં કે લિએ ભી ભિક્ષુ-પદ ઔર ગુરુ-પદ કા રાસ્તા ખુલા કરના। શ્રેષ્ઠતા કા આધાર જન્મ નહીં બલ્કિ ગુણ; ઔર ગુણોં મેં ભી પવિત્ર જીવન કી મહત્તા સ્થાપિત કરના।

(ખ) પુરુષોં કી તરહ સ્ત્રિયોં કે વિકાસ કે લિએ ભી પૂરી સ્વતન્ત્રતા ઔર વિદ્યા તથા આચાર દોનોં મેં સ્ત્રિયોં કી ભી પૂર્ણ યોગ્યતા કો માનના! ઉનકે લિએ ગુરુ-પદ કા આધ્યાત્મિક માર્ગ ખોલ દેના।

(ગ) લોક-ભાષા મેં તત્વજ્ઞાન ઔર આચાર કા ઉપદેશ કરકે કેવલ વિદ્વદ્ગમ્ય સંસ્કૃત-ભાષાકા મોહ ઘટાના ઔર યોગ્ય અધિકારી કે લિએ જ્ઞાન-પ્રાપ્તિ મેં ભાષા કા અન્તરાય દૂર કરના।

(ઘ) ઐહિક ઔર પારલૌકિક સુખ કે લિએ હોનેવાલે યજ્ઞ આદિ કર્મકાણ્ડોં કી અપેક્ષા સંયમ

તથા તપસ્યા કે સ્વાવલંબી તથા પુરુષાર્થ-પ્રધાન માર્ગ કી મહત્તા સ્થાપિત કરના ઔર અહિંસા-ધર્મ મેં પ્રીતિ ઉત્પન્ન કરના ।

(૬) ત્યાગ ઔર તપસ્યા કે નામ પર રૂઢ શિથિલાચાર કે સ્થાન પર સચ્ચે ત્યાગ ઔર સચ્ચી તપસ્યા કી પ્રતિષ્ઠા કરકે ભોગ કી જગહ યોગ કે મહત્વ કા વાયુમણ્ડલ ચારોં ઓર ઉત્પન્ન કરના ।

શ્રમણ-ભગવાન્ કે શિષ્યોં કે ત્યાગી ઔર ગૃહસ્થ યે દો ભાગ થે । ઉનકે ત્યાગી ભિક્ષુક શિષ્ય ૧૪,૦૦૦ ઔર ભિક્ષુકી શિષ્યાયેં ૩૬,૦૦૦ હોને કા ઉલ્લેખ મિલતા હૈ । ઇસકે અલાવા લાખોં કી સંખ્યા મેં ગૃહસ્થ શિષ્યોં કે હોને કા ભી ઉલ્લેખ હૈ । ત્યાગી ઔર ગૃહસ્થ ઇન દોનોં વર્ગોં મેં ચારો વર્ણો કે સ્ત્રી-પુરુષ સમ્મિલિત થે । ઇન્દ્રભૂતિ આદિ ગ્યારહ ગણધર બ્રાહ્મણ થે । ઉદાયી, મેઘકુમાર, આદિ અનેક ક્ષત્રિય ભી ભગવાન્ કે શિષ્ય હુએ થે । શાલિભદ્ર ઇત્યાદિ વૈશ્ય ઔર મેતારજ તથા હરિકેશી જૈસે અતિશૂદ્ર ભી ભગવાન્ કી પવિત્ર દીક્ષા કા પાલન કર ઉચ્ચ પથકો પહુઁચે । સાધ્વિયો મેં ચન્દન બાલા ક્ષત્રિય-પુત્રી થી, દેવાનન્દા બ્રાહ્મણી થી । ગૃહસ્થ અનુયાયિયો મેં ઉનકે મામા વૈશાલીપતિ ચેટક, રાજ ગૃહપતિ શ્રેણિક (બિમ્બિસાર) ઔર ઉનકા પુત્ર કોણિક (અજાતશત્રુ) આદિ અનેક ક્ષત્રિય ભૂપતિ થે । આનન્દ, કામદેવ, આદિ પ્રધાન દશ ઉપાસકો મેં શકડાલ કુમ્હાર-જાતિ કા થા । ઔર શેષ ૯ વૈશ્ય અર્થાત સદ, ખેતી ઔર પશુપાલન પર નિર્વાહ કરને વાલે થે । ઢંક કુમ્હાર હોતે હુયે ભી ભગવાન્ કા સમઝદાર ઔર દૃઢ ઉપાસક થા । ખંધક, અંબડ આદિ અનેક પરિવ્રાજક, સોમીલ આદિ અનેક વિદ્વાન્ બ્રાહ્મણોં ને શ્રમણ-ભગવાન્ કા અનુસરણ કિયા થા । ગૃહસ્થ ઉપાસિકાઓ મેં રેવતી, સુલસા ઔર જયન્તિ કે નામ પ્રખ્યાત હૈં । જયન્તિ જૈસી ભક્ત થી વૈસી હી વિદુષી ભી થી । આઝાદી કે સાથ ભગવાન્ સે પ્રશ્ન કરતી ઔર ઉત્તર સુનતી । ભગવાન્ ને ઉસ સમય સ્ત્રિયોં કી યોગ્યતા કિસ પ્રકાર આઁકી ઉસકા યહ ઉદાહરણ હૈ ।

સમકાલીન ધર્મ-પ્રવર્તકો મેં આજકલ કુછ થોડે હી લોગો કે નામ મિલતે હૈં-તથાગત ગૌતમ બુદ્ધ, પૂર્ણ કશ્યપ, સંજય વેલટ્ઠિપુત્ત, પકુધકચ્ચાયન, અજીત કેસ કંબલિ, ઔર મંખલી ગોશાલક ।

## સમઝોતા

શ્રમણ-ભગવાન્ કે પૂર્વ સે હી જૈન-સંપ્રદાય ચલા આ રહા થા, જો નિગંઠ કે નામ સે વિશેષ પ્રસિદ્ધ થા । ઉસ સમય પ્રધાન નિગંઠ કેશીકુમાર આદિ થે । ઔર વે સબ અપને કો પાર્શ્વનાથ કી પરંપરા કે અનુયાયી માનતે થે । વે લોગ કપડે પહનતે થે ઔર સો ભી તરહ તરહ કે રંગ કે । ઇસી પ્રકાર વે ચાતુર્યામ ધર્મ અર્થાત્-અહિંસા, સત્ય, અસ્તેય ઔર અપરિગ્રહ, ઇન ચાર મહાવ્રતોં કા પાલન કરતે થે । શ્રમણ-ભગવાન્ ને ઇસ પરંપરા કે ખિલાફ અપને વ્યવહાર સે દો બાતેં નઇ પ્રચલિત કીં-એક અચેલ ધર્મ (નગ્નત્વ), દૂસરી બ્રહ્મચર્ય (સ્ત્રી-વિરમણ). પહલે કી પરંપરા મેં વસ્ત્ર ઔર સ્ત્રી કે સંબંધ મેં જરૂર શિથિલતા આ ગઇ હોગી ઔર ઉસે દૂર કરને કે લિયે અચેલધર્મ ઔર સ્ત્રી-વિરમણ કો નિર્ગ્રન્થત્વ મેં સ્થાન દિયા । ઔર અપરિગ્રહ વ્રત સે સ્ત્રી વિરમણ કો અલગ કરકે ચાર કે બદલે પાંચ મહાવ્રતો કે પાલન કરને કા નિયમ બનાયા । પાર્શ્વનાથ કી પરંપરા કે સુયોગ્ય નેતાઓં ને ઇસ સંશોધન કો સ્વીકૃત કિયા ઔર પ્રાચીન તથા નવીન દોનોં ભિક્ષુઓં કા સમ્મેલન હુઆ । કિતને હી વિદ્વાનોં કા યહ મત હૈ કિ ઇસ સમઝૌતે મેં વસ્ત્ર રખને તથા ન રખને કા જો મત-ભેદ શાન્ત હુઆ થા વહી આગે ચલ કર ફિર પક્ષ-પાત કા રૂપ ધારણ કરકે શ્વેતાંબર, દિગંબર સમ્પ્રદાય કે રૂપ મેં ધધક ઉઠા; હાલાં કિ સૂક્ષ્મ દૃષ્ટિ સે દેખને વાલે વિદ્વાનો કો શ્વેતાંબર દિગંબર મેં કોઇ મહત્વપૂર્ણ ભેદ નહીં જાન પડતા । પરંતુ આજ કલ તો સમ્પ્રદાય-ભેદ કી અસ્મિતા ને દોનોં શાખાઓં મેં નાશ-કારિણી દીવાર ખડી કર દી હૈ । ઇતના હી નહીં બલ્કિ થોડે થોડે અભિનિવેશ કે કારણ આજ દૂસરે ભી અનેક છોટે-બડે

ભેદ ભગવાન્ કે અનેકાન્તવાદ (સ્યાદ્વાદ) કે નીચે ખડે હો ગયે હૈં ।

### રહસ્ય

શ્રમણ-ભગવાન કે સમગ્ર જીવન ઔર ઉપદેશ કા સંક્ષિપ્ત રહસ્ય દો બાતોં મેં આ જાતા હૈ । આચાર મેં પૂર્ણ અહિંસા ઔર તત્ત્વ-જ્ઞાન મેં અનેકાન્ત । ઉનકે સમ્પ્રદાય કે આચાર કો ઔર શાસ્ત્ર કે વિચાર કો ઇન દો તત્ત્વોં કા હી ભાષ્ય સમઝિયે । વર્તમાન કાલ કે પ્રસિદ્ધ વિદ્વાનોં કા યહી નિષ્પક્ષ મત હૈ ।

### વિપક્ષી

શ્રમણ-ભગવાન્ કે શિષ્યોં મેં ઉનસે અલગ હોકર ઉનકે ખિલાફ વિરોધી પન્થ પ્રચલિત કરનેવાલે ઉનકે જમાતા ક્ષત્રિય-પુત્ર જમાલિ થે । ઇસ સમય તો ઉનકી સ્મૃતિ માત્ર જૈન-ગ્રન્થોં મેં હૈં । દૂસરે પ્રતિપક્ષી ઉનકે પૂર્વ સહચર ગોશાલક થે । ઉનકા આજીવક પન્થ રૂપાન્તર પાકર આજ ભી હિન્દુસ્તાન મેં મૌજૂદ હૈ ।

મહાવીર કે જીવન કા મુખ્ય ભાગ વિદેહ ઔર મગધ મેં વ્યતીત હુઆ હૈ । ઐસા જાન પડતા હૈ કિ વે અધિક સે અધિક યમુના કે કિનારે તક આયે હોંગે । શ્રાવસ્તી, કૌશાંબી, તુંગિયા, તામ્રલિપ્તિ, ચમ્પા, રાજગૃહ ઇન શહરોં મે વે બાર બાર આતે જાતે ઔર રહતે થે ।

### ઉપસંહાર

શ્રમણ-ભગવાન્ મહાવીર કે તપસ્યા ઔર શાન્તિપૂર્ણ દીર્ઘ જીવન ઔર ઉપદેશ સે ઉસ સમય મગધ, વિદેહ, કાશી, કોશલ, ઔર દૂસરે કિતને હી પ્રદેશોં કે ધાર્મિક ઔર સામાજિક જીવન મેં બડી ક્રાન્તિ હો ગઈ થી । ઉસકા પ્રમાણ કેવલ શાસ્ત્ર કે પન્નોં મેં હી નહીં, બલ્કિ હિન્દુસ્તાન કે માનસિક જગત્ મેં અબ તક જાગૃત અહિંસા ઔર તપ કા સ્વાભાવિક અનુરાગ હૈ ।

આજ સે ૨૪૫૪ વર્ષ પહેલે રાજગૃહ કે પાસ પાવાપુરી નામક પવિત્ર સ્થાન મેં આશ્વિન માસ કી અન્તિમ તિથિ કો ઇસ તપસ્વી કા ઐહિક જીવન પૂરા હુઆ ઔર ઉનકે સ્થાપિત સંઘ કા ભાર ઉનકે પ્રધાન શિષ્ય સુધર્મા પર આ પડા ।

સુખલાલ ।*

*આપ ગુજરાત રાષ્ટ્રીય વિદ્યાપીઠકે પુરાતત્ત્વ-મન્દિર કે વ્યાખ્યાતા હૈ । પ્રજ્ઞા-ચક્ષુ (પ્રાયઃ જન્માન્ધ) હૈ । જૈન, બૌદ્ધ ઔર વૈદિક સાહિત્ય કે અચ્છે વિદ્વાન્ હૈ । કિતને હી જૈન-ગ્રન્થો કે રચયિતા હૈ । હ૦ હ૦ 'માલવ મયૂર'.

---

## मंगलं.

### मंगलं भगवान् महावीरः

**વસંતતિલકા.**

સંસાર સાગર અગાધ, અપાર પાર,
ત્રિકાળવ્યાપિ, વડવાનલ જ્યાં દપાય;
ઘેરે દવા-વિષમ જીવન-નાવ ભારી,
આરે દિશે ય પછડાય તહીં બિચારી. ૧

**ઉપજાતિ.**

મુક્તિપુરી બંદરદ્વાર-માર્ગે,
ઉભા મહાવીરજી દીપ દડે;
વિજ્ઞાન-દીવો ઝગતો દીઠો જ્યાં,
ચલાવતાં નાવ મુસાફરો ત્યાં. યુગ્મ. ૨

કર્મવિચાર ભાગ ૨. પ્રભુદાસ બેચરદાસ પારેખ.

# શ્રી વીરજીવનના કોઈ આદર્શ પ્રસંગો.

(લેખક—શ્રીયુત મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ B. A. LL. B. સોલિસિટર.)

અસાધારણ આત્મવિભૂતિથી ભરપૂર શ્રી વીર પરમાત્માના જીવનના કેટલાક પ્રસંગો અસાધારણ છે અને અનુસરવા યોગ્ય છે. આપણા મનુષ્ય જીવનમાં એક વાત ખાસ નોંધવા જેવી છે અને તે આપણા જીવનના સાફલ્યની છે. આપણે આપણું ભવિષ્ય જાણતા ન હોવાથી અંધારામાં ગોથાં ખાવાં પડે છે અને ઘણીવાર કેટલાક માણસો છેવટે શિક્ષા દેવા આવે છે કે અરે! ભાઇ! આમ નહોતું કરવું! વિગેરે. આ સર્વ બનાવ બની ગયા પછીની શિક્ષા નિરર્થક છે, નકામી છે અને તે કાંઈ કાઇ ઉપયોગી કદાચ ગણીએ તો તે માત્ર દિલાસારૂપ છે. એવા દિલાસા પણ ઘણીવાર દુઃખ ઉપર ડામ લાગવા જેવા હોય છે, તેથી મહા પુરૂષના જીવનમાંથી કોઈ કોઈ તત્ત્વો તારવી તેમને આપણા જીવન સાથે આમેજ કરી દઈએ તો એવા દિલાસા મેળવવાના પ્રસંગો ન આવે અને જીવનનો ફેરો એળે ન જાય.

પ્રત્યેક પ્રાણીને જીવનયાત્રા કેમ વહન કરવી, એને કયા મુદ્દાપર ચલાવવી, એનાં સાધ્યો અને લક્ષ્યો કેવાં રાખવાં અને એનાં સાધનો કેમ પ્રાપ્ત કરવાં—એ મહા પ્રશ્ન છે. એને માટે જેટલી સફળતાથી આદર્શ સિદ્ધ કરવામાં આવે તેટલા પૂરતું જો તેનો આદર્શ સુસ્પષ્ટ અને યોગ્ય હોય તો જીવનક્રમ સફળ થાય છે. આદર્શને અંગે એક બીજી વાત વિચારવાની છે. આદર્શ અગમ્ય હોય તો ચિંતા ન રાખવી. આ ભવમાં બને તેટલું તેથી નજીક પહોંચવું. બાકી રહેલું કામ આગળ ઉપર થઈ રહેશે. દાખલા તરીકે આપણે આદર્શ પાંચ હજાર માઈલ ઉડવાનો રાખ્યો હોય અને કદાચ બે હજાર માઇલે અટકી પડયા તો કોઈ પ્રાજ્ઞ પુરૂષ આપણને મૂર્ખ ન જ કહે. બે હજાર માઈલ ઉડવા પૂરતું આપણું સાફલ્યજ છે. માટે આદર્શ ઉચ્ચ રાખવો અને તેને પહોંચવા પ્રયત્ન કરવો અને તેને જેટલું પહોંચી શકાય તેટલું યોગ્ય છે એમ સમજવું. આત્માનો વિકાસ આપણે માનીએ છીએ અને અહીંના અધુરા રહેલા યોગો આગળ પૂરા થઇ શકે છે એ સમજીએ છીએ એટલે આપણને માર્ગગમનની અલ્પના બહુ મુંઝવણ કરે તેમ નથી. આ દષ્ટિએ આપણે આદર્શજીવન તરીકે શ્રી વીર પરમાત્માના જીવનની કોઈ કોઇ વાનકી વિચારીએ અને એમના જીવન જેવું જીવન ઘડવા આપણે નિર્ધાર કરીએ. કોઈ, વખતે એમના જેવું જીવન ઘડવાની ના કહેશે, એમના જીવનને કલ્પાતીત કહેશે. એ સર્વે સમજણ વગરની વાતો છે. પ્રત્યેક જૈનને પ્રેરણા આપનાર શ્રી વીર પરમાત્માનું જીવન આદર્શ રૂપે વિશિષ્ટ ભાવના રૂપે હોવું જોઇએ અને એમાં કોઈ પણ સ્થાનકે સંકોચ સૂચવનાર ધર્મનું રહસ્ય સમજેલ નથી એમ માનવું. આદર્શજીવન તરીકે શ્રી વીર પરમાત્માના જીવનની કોઇ કોઈ વાતો વિચારીએ. આખું જીવન પ્રેરક છે, આત્માની શક્તિ બતાવનાર છે, પુરૂષાર્થનો વિજય સૂચવનાર છે, સંસારનો છેડો દાખવનાર છે અને અસાધારણ ગડબડમાંથી પરમ શાંતિએ લઈ જનાર છે.

**ઇંદ્ર સાથેનો પ્રસંગ.**

એકાદ પ્રસંગ પ્રથમ વિચારીએ. શ્રી વીર પરમાત્માએ દિક્ષા લીધા પછી ઇન્દ્રે વિચાર કર્યો અને જ્ઞાનથી જોયું તો તેને જણાયું કે ભગવાનને ઘણાં ભયંકર ઉપસર્ગો થવાના છે અને પરિષહોનો તો કોઈ પાર નથી. એ જાતે ભગવાન પાસે આવી પોતે હાજર રહેવા કે દેવતાઓને સાથે રાખવા વિજ્ઞપ્તિ કરે છે .અને કહી દે છે કે ભગવાનને ભયંકર પ્રસંગો આવવાના છે. એ ભયંકર પ્રસંગની ભયંકરતાએ ભગવાનને મુંઝવ્યા નહિ, એના વિચિત્ર વિકાસક્રમે એમને નબળા પોચા બનાવી દીધા નહિ અને એ દુઃખના કે આપત્તિના ખ્યાલથી રડી પડયા નહિ. દુનિયાદારીના સામાન્ય માણસ પ્રાણાન્ત કષ્ટ અને ભયંકર ઉપદ્રવોની વાત સાંભળી અધમુઆ થઇ જાય ત્યારે આ શૂરવીર આત્માને તો ઉલટું ઓજસ્ છૂટયું

અને દુઃખના ખ્યાલથી લગાર પણ સંકોચ થયો નહિ. એમની મુખમુદ્રા પર દીનતા આવી નહિ, એમની આંખમાં નિર્વીર્યતા કે કાયરતા છૂટયા નહિ, એમના શરીરમાં કંપ થયો નહિ. એમનું આંતરવીર્ય વધારે વિકાસ પામ્યું.

આ અતિ ઉચ્ચ મનોદશા, સ્વભાવના અવલોકન વગર સમજાય નહિ તેવી છે. અત્યારે આપણી પાસે આવી કોઈ કહે કે કાલે તમને ફાંસીએ ચઢાવવાના છે ત્યારે મનની શી દશા થાય ! કેવી તૈયારીઓ થાય ! સાચા જોશી છ માસમાં મરણ કહે તો કેવા ઉધામા થાય ! એ તો કોઈ સગા બંધુ કે સ્ત્રીના મંદવાડના સમાચાર આવ્યા હોય ત્યારે મનોદશા શી થાય છે તે અવલોકીને જોયું હોય તો ખબર પડે. એવે વખતે અડગ થઈ બેસવું કે આવતા ઉપદ્રવો તરફ ઉપેક્ષા રાખવી કે એ ખરા ક્ષત્રીય વીરને શોભે તેવું છે. એમાં લશ્કરના સેનાપતિની બેદરકારી તૈયારી અને આત્મવિશ્વાસ સ્પષ્ટ જણાઈ આવે છે.

અને એની મુખમુદ્રા સાથે એ ઇંદ્રને શો જવાબ આપે છે. આપણે તો ડુંગર ચઢવું હોય અને ચાલવાની ચોક્કસ મરજી હોય તો પણ ડોળી સાથે રાખી લઈએ. ડોળી વાળાને કહીએ કે ધીમે ધીમે ચાલ્યો આવજે. આપણી ચાલવાની ભાવના છતાં અંદર ગોટો હોય છે. એમ હોય છે કે ચલાશે ત્યાં સુધી ચાલશું અને પછી પણ બનતા સુધી તો ચાલશુંજ; પણ સાધન-આલંબન સાથે રાખવું સારૂં. આગળ હીંગળાજનો હડો આવે ત્યાં આપણે પાણી પાણી થઈ જઈએ અને પછી શું થાય તે સમજી શકાય તેવું છે. અને આ રસ્તે તો કેટલા ડુંગરા ખાડા આવશે તેની કોઈને ખબર નહોતી. અને ઇંદ્ર જેવો સમર્થ દેવ સહાય આપવાની માગણી બે હાથ જોડીને કરી રહ્યો હતો. છતાં ભગવાન એની નમ્ર માગણીનો શો જવાબ આપે છે ?

એ કહે છે કે-ઇંદ્ર ! તારી માગણી મંજુર થઈ શકે નહિ. તીર્થંકર કોઈ પણ વખત બહારની સહાયથી મોક્ષ સાધતા નથી. તેઓ પોતાના જોર ઉપરજ મોક્ષ સાધે છે અને એજ માર્ગ એમને માટે યોગ્ય છે.

ઇંદ્રને ભગવાનને થવાના ભયંકર ઉપદ્રવના ખ્યાલથી ઘણી લાગણી થઈ આવી હતી, પણ ભગવાનના અડગ નિશ્ચયે એને ખાતરી કરી આપી કે એવા સમર્થ પુરૂષોજ સમાજને દોરવી તીર્થ સ્થાપના કરી શકે. મોક્ષ સાધવો એ કાંઈ બચ્ચાનો ખેલ નથી એમાં તો અસાધારણ સહનશક્તિ, પ્રબળ ભાવના નિશ્ચળતા પ્રૌઢ આત્મનિર્ણય અને અડગ મનોબળ જોઈએ. પ્રભુના નિશ્ચય અને નકારમાં નરૂં વીર્ય અને આત્મવિશ્વાસ ભરેલાં હતાં અને છતાં એમાં મિથ્યાભિમાન કે મગરૂબી નહોતાં. એક સુંદર કાર્ય આપણે હાથમાં લઈએ ત્યારે આપણને કોઈ મુસીબતો બતાવે અને તેના નિવારણ માટે સહાયની સૂચના કરે ત્યારે અત્યંત આભાર સાથે મક્કમપણે આપણે એ વિજ્ઞપ્તિનો અસ્વીકાર કરીએ છીએ. તે વખતે મનની જે વિશિષ્ટ દશા હોય છે તે પ્રભુમાં હતી અને એવી દશાવાળા એવા દૃઢ નિશ્ચયવાળા અને એવા અપૂર્વ સંયમવાળા પ્રાણીઓજ મોક્ષ જવાને યોગ્ય થઈ શકે, ધારેલ સાધ્યે પહોંચી શકે અને જીવનયાત્રાની સફળતા કરી શકે.

આ એક નાના પ્રસંગમાં થી વીરપરમાત્માનું હૃદયબળ કેવું હતું તે વિચારવું, એનો આત્મવિશ્વાસ કેટલો સબળ હતો તે સમજવો, એમનું નિશ્ચયબળ કેટલું સદ્ય પણ સચોટ હતું તે સમજવું અને તેમની વિશાળતા વિચારસ્પષ્ટતા અને વિચારદર્શકતા કેવા નિર્મળ હતા તેનો ખ્યાલ કરવો. જીવનના અવનવા પ્રસંગોમાં જેનો આવો દૃઢ નિશ્ચય સાધ્યસ્પષ્ટતા અને આત્મવિશ્વાસ હોય તેને પ્રગતિ કરવામાં કદિ વાંધો આવે નહિ અને અગવડ આવે તો તેનાથી ડરી તે કદિ પાછો હઠે નહિ, એને મન અગવડજ આત્મબળની ઉત્તેજક થઈ પડે છે અને એ એનાથી જરા પણ ડર્યા કે મુંઝાયા વગર આગળ વધતો ચાલે છે. એવા ધુનવાળા પુનિત પુરૂષોને અગવડ કદી અંતરાય કરતી નથી અને અગવડના ખ્યાલ એમના વિચારપંથમાં કદિ મુંઝવણ કરતા નથી. આ નદન નાનકડા પ્રસંગમાં થી વીરની વીરતા દેખાઈ આવે છે. એમની નીડરતા તરી આવે છે. એમની શુચિ બહાર પડી જાય છે.

શ્રી હેમચંદ્રાચાર્ય આ બનાવ કેવી રીતે બન્યો તે વર્ણવે છે તેની નોંધ કરવી અત્ર પ્રાસંગિક ગણાય. પ્રભુ છદ્મસ્થ અવસ્થામાં દીક્ષા લીધા પછી પ્રથમ વર્ષમાં કૂર્માર ગામે પધાર્યા ત્યાં પ્રભુને ગોપો તરફથી પ્રથમ ઉપદ્રવ થયો. ત્યાં ઇંદ્ર આવ્યા અને પ્રભુને વિજ્ઞપ્તિ કરી કે 'સ્વામી ! આપને બાર વર્ષ સુધી ઉપસર્ગની પરંપરા થશે માટે તેનો નિષેધ કરવા સારૂં હું તમારો પારિપાર્શ્વક (સાથે રહેનાર-સેવક) થવા ઇચ્છું છું." પ્રભુ સમાધિ પારી ઇંદ્ર પ્રત્યે બોલ્યા "અર્હંતો કદિ પણ પર સહાયની અપેક્ષા રાખતા નથી; વળી અર્હંત પ્રભુ બીજાની સહાયથી કેવળજ્ઞાન ઉપાર્જન કરે એવું થયું નથી, થતું નથી અને થશે પણ નહિ. જિનેંદ્રો કેવળ પોતાના વીર્યથીજ કેવળજ્ઞાન પામે છે અને પોતાના વીર્યથીજ મોક્ષે જાય છે."૧

## ઉક્ત પ્રસંગપરથી લેવાનો બોધ.

આ શબ્દોની પ્રૌઢતા મક્કમતા અને સ્થિતપ્રજ્ઞતા હૃદયમાં કોતરી રાખવા જેવા છે. એમાં જૈન સિદ્ધાન્તમાં પુરૂષાર્થને શું સ્થાન છે એ ખાસ સમજવા યોગ્ય છે. જૈનોને કેટલાક કર્મવાદી માને છે તે અમુક અંશે સત્ય છે, પણ કર્મ બાંધનાર અને કર્મ ઉપર સામ્રાજ્ય મેળવનાર આત્માજ છે તેથી આખરે જૈન સિદ્ધાન્ત પરમ પુરૂષાર્થને પ્રેરનાર છે તે સ્પષ્ટ થાય છે. આ બાબતમાં કોઇ પણ પ્રકારની ઘુંચવણ જણાતી હોય તેણે જૈન માન્યતાનાં પાંચ સમવાયી કારણો વિચારવા યોગ્ય છે. એ ઘણો રસવાળો જૈન પ્રગતિ માર્ગનો વિષય કોઇ પ્રસંગે ખાસ ચર્ચવા યોગ્ય છે. અહીં એટલું તો જણાવી દેવું યોગ્ય ગણાય કે જૈનો એકાંત કર્મવાદી નથી.

## ચંડકૌશિક સાથેનો પ્રસંગ.

ભગવાને જે આત્મવિશ્વાસ ઇંદ્રને બતાવ્યો તેનો જ્વલંત દાખલો ચંડકૌશિકના પ્રસંગમાં પૂરો પડે છે. બીજે વર્ષે પ્રભુ વિહાર કરતાં શ્વેતાંબી નગરી તરફ આવ્યા. રસ્તામાં તાપસનો આશ્રમ આવ્યો. આજુબાજુ વમતા ગોવાળાએ કહ્યું કે તે રસ્તે તો એક ભયંકર દષ્ટિવિષ સર્પ રહે છે અને તે માર્ગે અત્યારે કોઇ પશુ કે પક્ષીનો સંચાર થઇ શકતો નથી. જો કોઈ જીવતું પ્રાણી ત્યાં ગયું તો સર્પ દંશથી મરી જાય છે અને બચવાનો માર્ગ શોધ્યો જડતો નથી, ગોવાળાએ પ્રભુને આડે માર્ગે ચાલવા સૂચવ્યું. પ્રભુને તો આત્મવિશ્વાસ હતો. એમને જાતિ કે વ્યક્તિના તફાવત વગર ઉપકાર કરવો હતો. તેઓ તો સીધા માર્ગેજ ચાલ્યા. આડા માર્ગો-વામ માર્ગો તો કાયરને ઘટે. પ્રબળ તેજસ્વી મહાપુરૂષ ભયને ડરતા નથી અને કાયરતાથી લાંબો રસ્તો લેતા નથી. એ તો ચાલ્યા સીધા. એ આશ્રમનો માર્ગ અત્યારે જીર્ણ થઇ ગયો હતો, ભયંકર થઈ ગયો હતો. કવિવર એ માર્ગનું વર્ણન કરતાં લખે છે કે "પ્રભુએ એ જીર્ણ અરણ્યમાં પ્રવેશ કર્યો ત્યારે તેમાં ચરણ સંચાર નહિ હોવાથી વાલુકા જેમની તેમ પડી હતી. જળાશયમાંથી વહેતી નીકો પાણી વિનાની હતી, જીર્ણ થયેલાં વૃક્ષો સુકાઇ ગયાં હતાં, જીર્ણ પાંદડાંના સમૂહથી બધો ભાગ પથરાઇ ગયો હતો, રાફડાઓથી ઘણો ભાગ વ્યાપ્ત થઇ ગયો હતો અને ઝુંપડીઓ બધી જમીન સરખી થઇ ગઇ હતી." આવા અરણ્યમાં નાસિકાપર નેત્રને સ્થિર કરી પ્રભુ કાયોત્સર્ગ રહ્યા.

એક મનુષ્યસંચાર વગરનું ભયંકર જંગલ કલ્પીએ, એની લીલોતરી સર્વ સુકી થઇ ગયેલી, જમીન પર ખરબર બોરડી જેવા પાંદડા, ચારે બાજુ ભાંગી ગયેલી આશ્રમની ઝુંપડીઓ કલ્પીએ અને જનાવર કે પક્ષી, મનુષ્ય કે પાદચર જનાવર વગરનું ભયંકર અરણ્ય કલ્પીએ. પણ આપણીજ નજર તે પર જાય. શ્રી વીરને તો આત્મા ઉજ્વળ કરવો હતો. એમને કર્મ જંજિરો કાપવા હતા, એના પરનો કચરો ફેંકી દેવો હતો, એના અમૂલ્ય અસલ ગુણો દબાઇ ગયા હતા તે પ્રકટ કરવા હતા. એમને બીકે ન અટકાવ્યા. એમને ભયંકર દેખાવે ન પાછા હઠાવ્યા. એમને સ્વજીવનના પ્યારે આગમી કલ્પનાએ ન મુઝાવ્યા. એમને તો પરોપકાર અને ઉત્કૃષ્ટ સ્વાર્થ સાધવા હતા. એ તો સ્થિર થયા અને થોડીવારમાં ભયંકર ફુંફાડા મારતો કૌશિક સર્પ આવ્યો. એનો તો બીજો ધંધો શો હોય ? એણે ભગવાનને દૂરથી જોયા કે એને ક્રોધ વ્યાપ્યો. એનો આત્મવિકાસ ક્રોધથી ભરેલો હતો

૧. જુઓ ત્રિષષ્ટિ શલાકા પુરૂષ ચરિત્ર વીર ચરિત્ર પર્વ ૧. ભાષાંતર. સર્ગ ૩ જો પૃ. ૩૧.

એણે છેલ્લા બે ત્રણ ભવથી વૈશ્વાનર સાથે ખાસ દોસ્તી કરી હતી, એણે શાંતિમાંથી ક્રોધ કરી ક્રોધને શતગણો મ્હલાવ્યો હતો. એણે દૂરથી ભગવાનને જોતાંજ ભયંકર જ્વાળાઓ મૂકી અને ઉપલક દૃષ્ટિએ એક મહાન નિયમ ચૂકાવ્યો.

નિયમ એવો છે કે ક્રોધનો જય ત્યારેજ થયો કહેવાય કે આપણે પોતે તો ક્રોધ ન કરીએ, પણ આપણા વાતાવરણમાં પણ ક્રોધ ન થાય. ક્રોધજયનું એ લક્ષણ છે કે એવી આત્મવિભૂતિવાળા પાસે અન્ય કોઈ ક્રોધી આવે તો તે એની શાંત મુખમુદ્રા દેખતાં પોતાનો ક્રોધ વીસરી જાય અને શાંત થઇ જાય. આનો ક્રોધ તો એટલો તીવ્ર હતો કે એણે ભગવાનની શાંત મુદ્રા સામે જોવાનો સમય પણ લીધો નહિ, પણ ક્રોધની જ્વાળા ફેંકી. એક વાર બે વાર, ચાર વાર, પણ નિષ્ફળ. પછી તો એનો વૈશ્વાનર ખૂબ જામ્યો. એ વધારે ભયંકર બન્યો. એણે સૂર્ય સામા જોઇ સૂર્યની ગરમી અંદર પચાવી વધારે ભયંકર જ્વાળાઓ છોડી. પાણીના નળમાંથી પાણી છૂટે તેમ ક્રોધની ભયંકર જ્વાળાઓ વધારે જોરથી ફેંકી પણ નિષ્ફળ. એતો હવે વધારે મૂર્ખ બન્યો, વધારે તેજસ્વી બન્યો, વધારે મરણીઓ થયો અને ભગવાનના પગ પાસે આવી તેમને ફટકાવ્યા, ડંસ દીધો અને ધાર્યું કે જેના ફુંફાડાથી જીવનો ખલાસ થાય છે તેના ડંસથી તો કોણ બચે; પણ આ વખતે પણ નિષ્ફળ. અને વધારે આશ્ચર્યની વાત એ બની કે લાલને બદલે સફેદ લોહી નીકળ્યું. એને પોતાના ઝેરની કાતીલતા માટે એટલી બધી ખાતરી હતી કે એ ભગવાનને ફટકાવી ડંસ દઇ આઘો ખસી જતો હતો. એને મનમાં ખાતરી હતી કે જરૂર એ જમીન પર પડશે અને તેના પોતાના ઉપર ન પડે એટલા માટે એ દ્યાવાગમાંથી બચવા દૂર ખસતો હતો પણ 'પ્રભુના અંગ પર જે સ્થાનકે તે ડસતો ત્યાંથી તેનું ઝેર પ્રસરી શકતું નહિ, માત્ર ગાયના દૂધ જેવી રૂધિરની ધારા ત્યાંથી ઝરતી હતી.'

**ચંડકૌશિકના પ્રસંગમાં યોગતત્ત્વ.**

આ શું આશ્ચર્ય! લોહીનું દૂધ થાય એ વાત સંભવે ખરી! એ સત્ય સમજવા માટે શરીર શાસ્ત્રનો અભ્યાસ કરવો પડે. આપણા શરીરના વિકાર પ્રમાણે લોહીનો રંગ બદલાય છે. આપણે સાંભળીએ છીએ કે રજપુત સીસોદારીઓનું લોહી બ્લુ(વાદળી) રંગનું હોય છે, અતિ વિષયીનું લોહી પાતળું પડી ગયેલું હોય છે અને લોહીમાં જે લાલ તત્ત્વો (red Corpuscles) હોય છે તેની તરતમતા પર એવી ધટ્ટતા આદિ મુકરર થાય છે. વિકાર વગરના લોહીમાં રતાંશ ઘણો સ્વલ્પ હોય છે. રક્તતા વિકારની નિશાની છે. દુનિયાદારીની નજરમાં મહા પ્રચંડ ભુજદંડ વાળાના આંખના ખૂણાનો રંગ લાલ હોય છે, પણ સમાધિસ્થ યોગીના આંખના ખૂણામાં રક્તાંશ બીલકુલ હોતો નથી. આંખના ખૂણા પ્રમાણે લોહીનો વર્ણ સમજવો. ક્રોધનો વિજય કરનાર અનેક આંતર શત્રુના વિજયના માર્ગે ચઢેલા આ મહાનુભાવ સત્ત્વશીલ પરમાત્માના લોહીનો વર્ણ સફેદ થઈ જાય, તેમાં લાલાશ અલ્પ-નહિવત્ થઇ જાય તે શારીર અને માનસશાસ્ત્રના નિયમને બરાબર બંધ બેસતી વાત છે અને યોગની નજરે અપૂર્વ પ્રગતિ બનાવનાર છે.

એ સફેદ લોહી જોઈ ચમક્યો, પોતાના ડંસો નિષ્ફળ જતા જોઈ મુંઝાયો, ભગવાનને જીવતા જોઇ ખસીઆણો પડી ગયો અને હવે આંખ ઊંચી કરી ભગવાનની તપોમય શાંત ભવ્ય મુદ્રા જોઈ. અને મુખમુદ્રા જોઈ એટલે વાત ખલાસ થઇ ગઈ. ભગવાનની આકર્ષક આંતર શક્તિએ એને આવરી લીધો, ક્રોધજયનું વાતાવરણ એના ઉપર સંપૂર્ણ જાગી ગયું અને એ સ્તબ્ધ થઇ ગયો. પ્રથમ દૃષ્ટિએ યોગનો જે નિયમભંગ થયો લાગતો હતો તે વિચાર ખોટો હતો એમ હવે લાગવા માંડયું.

પછી ભગવાન તો તેના ઉપર ઉપકાર કરવાજ ત્યાં પધાર્યા હતા. એમને તો તક ગોતી કામ કરવું હતું. એમણે ક્રોધજયનું વાતાવરણ જામ્યું હતું તેને બદલાવવા તારીફ લાયક ઘટના કરી. ટુંકા પણ મુદ્દાસરના વચનથી કહ્યું "અરે ચંડકૌશિક! બુઝ બુઝ! મોહ પામ નહિ!"—એમ મહા પુરુષોનાં આટલા શબ્દો બસ છે, હજારો શાસ્ત્રોથી અને સેં-

કડો ભાષણોથી કે યોજના પૂર્વકનાં વ્યાખ્યાન જે કાર્ય ન કરી શકે તે એક નાના વાકયે કર્યું અને દૃષ્ટિવિષ કૌશિક સર્પ ઠેકાણે આવી ગયો. એના પર ક્રોધજયના વાતાવરણે સુંદર અસર કરી અને જે ભગવાનને ઠેકાણે પાડવા આવ્યો હતો તે જાતે ઠેકાણે પડી ગયો.

હવે ક્રોધજયનું અપૂર્વ વાતાવરણ જામ્યું. જ્યાં સુધી ચંડકૌશિકે ભગવાન સાથે નજર મેળવી નહોતી ત્યાં સુધી એનો ક્રોધ જામ્યો, વધ્યો અને વિફર્યો. પણ આંખ મળતાં એ પુનિત પાવન થયો, અને 'બુઝ, મા મુઝ'–એટલા શબ્દો સાંભળતાં તો ક્રોધ સદંતર ગળી ગયો. આ શો ચમત્કાર થયો ! આ વાતાવરણમાં શો ફેરફાર થયો ! આ શાંતિ નિર્જન વનમાં ક્યાંથી ! પશુ પક્ષી વગરના થઈ પડેલા આ સુકા વનમાં આ અજબ ફેરફાર શો ! વાતાવરણજ બદલાઈ ગયું. યોગનું આ અજબ મહાત્મ્ય સાક્ષાત્કાર થયું અને 'પ્રભુના અતુલ્ય રૂપને નીરખતાં પ્રભુના કાંત અને સૌમ્ય રૂપને લીધે તેનાં (સર્પનાં) નેત્રો તત્કાળ સ્તબ્ધ થઇ ગયાં.' આટલેથી વાત અટકી નહિ. સર્પ એનું વિભાવરૂપજ ભૂલી ગયો, એનો ક્રોધ શમી ગયો, એના શરીરમાંથી વૈશ્વાનર પલાયન કરી ગયો, ભગવાનને ફટકાવતાં એણે ક્રોધને લાત મારી દીધી અને ત્યાં ને ત્યાં એ સ્થીર થઇ ગયો. એ પોતાનું સ્વરૂપ સમજી ગયો અને ત્યાંજ અટકી ગયો. એ ત્યાંથી ખસ્યો નહિ, ચાલ્યો નહિ અને માત્ર ઉંધે મુખે રાફડામાં પેસી ગયો.

આ વાત લોકોને માનવામાં કેમ આવે ! વનની બહાર ગોવાળો તો ભગવાનને મૃત થયેલા જોવા તૈયાર હતા તેઓએ દૂરથી તેમને જીવતા જોયા. તેમના આશ્ચર્યનો પાર નહિ. તેઓ અંદર જઈ જુએ તો રાફડામાં મુખ રાખી સર્પ પડ્યો છે. એના શરીરપર છળ નથી, એના હાલવા ચાલવામાં ગરમી નથી અને અસલ સ્વરૂપમાં ફેરફાર નથી. તેઓ જનાવરના સ્વભાવના અભ્યાસી હતા, ભગવાનના યોગ બળને માન આપનાર હતા, સ્વતઃ સમજી ગયા કે ફેરફાર જરૂર થયો છે. છતાં ઝાડ પછવાડે સંતાઇ પ્રથમ સર્પને પથ્થરથી ઈજા કરવા લાગ્યા. અંતે બરાબર સમજ્યા કે સર્પમાં કાંઇ મોટો ફેરફાર થયો છે. આ અતિ આશ્ચર્યકારક ઘટનામાં યોગ પ્રગતિના અનેક પ્રસંગો છે. પ્રથમ તો ક્રોધનું સ્વરૂપ વિચારીએ. એ આવે ત્યારે પ્રથમ જેને થાય તેને અને પછી તેની આજુબાજુમાં ઘણું નુકસાન કરે છે.

ક્રોધ પર જય કરવા માટે શાંતિનો સદ્ગુણ કેળવવા યોગ્ય છે. એ ગુણ ધીમે ધીમે વિકાસ પામે છે અને વધે છે પણ આત્મવિભૂતિ વાળા એને બરાબર મેળવી શકે છે. ક્રોધનો ગમે તેવો પ્રસંગ આવે તો અંદરથી જરા પણ ક્ષોભ ન થાય તો માર માર કરતો આવનાર પ્રાણી પણ શાંત થઇ જાય છે. જેમ અહિંસા જે પ્રાણીમાં પ્રતિષ્ઠા પામી હોય તેની આજુબાજુમાં વૈરત્યાગ થઇ જાય છે, તેના વાતાવરણમાં શાંતિ જામી જાય છે તેમ ક્રોધનો જય થાય એટલે એના વાતાવરણમાં શાંતિનું સામ્રાજ્ય જામી જાય છે. શાંતિ અંદરની ચીજ છે, દંભ કરવાથી આવતી નથી, પણ મનને એવું ગંભીર બનાવવાથી એ સ્વભાવનો વિભાગ બની જાય છે. એમાં ગોટા ચાલતા નથી, પણ એક વાર આવી જાય અને જામી જાય તો ભવચક્રના ફેરાને નિર્મૂળ બનાવી પરિમિત પરિસ્થિતિમા લઇ આવે છે. દાંભિક શાંતિ નભતી નથી અને ખસી જાય ત્યારે તેના અધિકારીને વધારે પડતો ખસીઆણો બનાવી મૂકે છે.

લોહીનો રંગ ફરી જવામાં બહુ બહુ વિચાર કરવો યોગ્ય છે. એ ઘટના પર શંકા કરવા કરતાં એના ઉંડાણમાં ઉતરવા યોગ્ય છે. લેશ્યાના વર્ણો વિચારતાં આ વાત બેસી જશે અને બહુ આનંદ આપશે. ક્રોધજય કરનારની સર્વની આ સ્થિતિ થાય કે પ્રભુના અતિશયનો એમાં ગુણ છે એ શાસ્ત્રીય પ્રશ્નને અત્યારે છેડવાની જરૂર નથી. ક્રોધપર જય મેળવતાં લોહીની ખોટી રતાશ ઓછી થાય છે એ કોઇ પણ શાંત યોગીને બારીકીથી જોતા જણાઇ આવશે. આંખનો રંગ જરૂર અંદરની શાંતિ બનાવે છે અને યોગીની આંખમાં ક્રોધી કે દારૂડીઆની આંખની લાલાશ કદિ જોવામાં આવશે નહિ. આ સર્વ

વિચારો જોતાં બનતા સુધી અતિશયનો આધાર લેવાની જરૂર નહિ પડે. પણ એકંદરે એક વાત જરૂર લક્ષ્યમાં રાખવા જેવી છે. પ્રભુએ ક્રોધનો ખરેખરો જય કર્યો હતો અને તેનું આ સ્પષ્ટ પ્રદર્શન હતું. પ્રભુએ એ ઉદ્દેશીને શોધ્યું નહોતું, પણ આવી પડ્યું ત્યારે જે બનાવ બન્યો તેથી એ વ્યક્ત થઇ ગયું હતું.

ખાસ યાદ રાખવા જેવું છે કે મહા યોગીઓ પોતાની આત્મવિભૂતિનું દર્શન કરાવવા પ્રસંગ શોધતા નથી કે યોજતા નથી, પણ પ્રસંગ આવે તો આત્મવિગોપન કદિ કરતા નથી.

ચંડકૌશિકના આખા પ્રસંગમાં બહુ રહસ્ય રહેલું છે. યોગ પ્રગતિના કેટલાં પગથીઆં ચઢ્યાં પછી એ સ્થિતિ આવે એ વિચાર કરવો યોગ્ય છે પણ બીના જરૂરી છે. જેણે યોગપ્રગતિ કરવી હોય એણે મનોવિકારો પર વિજય મેળવવોજ રહ્યો. એમાં પણ જે પ્રાણીઓ અવારનવાર ક્રોધને વશ થઇ જતાં હોય, પોતાના અધિકારસ્થાન પર મસ્ત થઇ જતા હોય અને પોતાની આણા કે સત્તાના મદમાં અંધ થઇ જતા હોય તે દુનિયાની નજરે ગમે તેટલા પ્રભાવશાળી કે સત્તાધારી ગણાય પણ યોગ-ધનની નજરે એઓ ઘણા ગરીબ છે એમ સમજવું. જ્યાં ખરી યોગવિભૂતિ જામી હોય ત્યાં કદિ પણ શાંતિ ન હોય એ સંભવે નહિ. ત્યાં તો અજબ શાંતિ હોય, મજબ ધૈર્ય હોય. એની મુખમુદ્રા જોતાં હૃદયમાં એક જાતની એવી અસર થાય કે એનું વર્ણન શબ્દોમાં ન થઇ શકે, એનું આલેખન શબ્દચિત્રમાં ન થાય, એની જમાવટ ધમપછાડામાં ન દેખાય.

અને એ શાંતિ ક્યારે મળે? કોને મળે? કેમ મળે? એજ આ ભવમાં શીખવાનું છે. અહીં તો સરવાળો લક્ષ્મીના ઢગલા કર્યે કે સેફોના થોકડા કર્યે થવાનો નથી, અહીંનો સરવાળો મરણની નોંધ અનેક છાપાઓ કે જાહેર મેળાવડામાં લેવાય ત્યાંથી કરવાનો નથી, અહીંનો સરવાળો મોટી રકમના પ્રોબેટ કે વહીવટપત્ર લીધે થવાનો નથી—એ તો હિસાબજ જૂદા છે! એનાં આંકડાશાસ્ત્ર અલગ છે અને એને સમજનાર વીરલા છે. ચોતરફ શાંતિ, અંદર શાંતિ, મગજમાં શાંતિ, વાતોમાં શાંતિ, ચાલવામાં શાંતિ—એ દશા વીરના પુત્રની હોય, એ દશા વીરના અનુયાયીની હોય, એ દશા વીરના આદર્શ કરનારની હોય. ત્યાં કોઇ અંધારૂં ચાલે તેમ નથી, તેમાં કાંઇ ગોટા વળાય તેમ નથી, તેમાં કાંઇ ભૂલ થાય તેમ નથી. એ વીરના માર્ગો જૂદા જ છે પણ ઉઘાડા છે, આદરી શકાય તેવા છે પણ જરા ઉંડા ઉતર્યા વગર અગમ્ય છે, જલ્પના વિષય લાખોને મુખે થયેલા છે પણ આદરની બાબતમાં વિરલ છે. એ માર્ગ આદરવામાં જીવન સાફલ્ય છે, ફેરાની કિંમત છે અને પ્રસંગપ્રાપ્તિનો સદુપયોગ છે.

શ્રી વીર પરમાત્માના જીવનનો આ ચંડકૌશિકનો પ્રસંગ અનેક રીતે વિચારવા યોગ્ય છે, બહુ દૃષ્ટિબિન્દુથી તપાસવા યોગ્ય છે અને વિચારી તપાસી જીવવા યોગ્ય છે. એનું સાર્વત્રિક અનુકરણ ન થાય તો બને તેટલું કરવા સાથે વિશેષ કરવાની ભાવના કરવાથી પણ યોગ પ્રગતિ જરૂર થાય તેમ છે. એક વાત જરૂર કરવાની છે. એવી વાત કરતાં ખોટો દંભ ન કરવો. આ જીવનમાં વ્યક્ત દુર્ગુણ કરતાં દંભ વધારે હાનિ કરે છે. આપણે વીતરાગ નથી એટલે દુર્ગુણ હોય તો સ્વીકારવામાં શરમાવું ન જોઇએ, પણ તેટલું ન બને તો પણ જે ગુણ હોય નહિ તે હોવાનો દેખાવ કરવાની વૃત્તિ તો નજ થવી જોઇએ. આટલી વાતનો વિનિમય થશે તો આ ભવની ઘણી ધુમો નીકળી જશે. પ્રગતિ તો પુરૂષાર્થ, આત્મનિશ્ચય અને પ્રસંગના ઉપયોગને અવલંબે છે, પણ પશ્ચાદ્ગતિ ન થાય તેની સંભાળ રાખવી તો પ્રત્યેકની ફરજ છે. શ્રી વીરના જીવનના અનેક પ્રસંગો આ રીતે વિચારવા યોગ્ય છે. અને એ જીવન અનુકરણીય પ્રસંગોથી ભરેલું છે. આપણે એ જીવન પ્રસંગો માણવાના ભાગી થઇએ. ઇતિશં.

મોતીચંદ.

# શ્રી વીરચરિત્રને લગતી કેટલીક હકીકતો.

[ નવાંગવૃત્તિકાર શ્રીમદ્દ અભયદેવસૂરિના શિષ્ય શ્રી હરિચંદ્ર ગણિએ પ્રશ્નપદ્ધતિ નામનો નાનો ગ્રંથ રચ્યો છે. તેમાં કુલ ૫૦ પ્રશ્નો અને તેના ઉત્તર સપ્રમાણ આપ્યાનો પ્રામાણિક પ્રયત્ન કરેલો જોવામાં આવે છે. આ પ્રશ્નો પૈકી કેટલાક પ્રશ્નોમાં તે પૂછનારના શ્રાવકનાં નામ તથા વતન પણ આપેલ છે તે પરથી જણાય છે કે એવા બુદ્ધિશાળી શ્રાવકો શાસ્ત્રમીમાંસા કરનારા તે વખતમાં હતા. ઉકત અભયદેવસૂરિએ નવાંગમાં ભગવતી સૂત્રની ટીકા સં. ૧૧૨૮ માં રચી, પછી કપડવંજમાં સં. ૧૧૫૭ માં સ્વર્ગસ્થ થયા તેથી તેમના શિષ્ય આ ગ્રંથકારનો સમય પણ તેની લગભગનો ગણી શકાય. આમાંથી જે પ્રશ્નો શ્રી વીરપ્રભુના ચરિતમાં આવતી વ્યક્તિઓ તથા બીનાઓને લગતા છે તે અત્ર તેના ઉત્તર સહિત મૂકયા છે. આ ગ્રંથ ભાવનગરની શ્રી જૈન આત્માનંદ સભાએ વાલુકડવાસી શેઠ પ્રેમચંદ રતનજીની પોતાની માતાની જ્ઞાનવૃધ્ધિ નિમિત્તે આવેલી દ્રવ્ય સહાયથી છપાવેલ છે–શ્રી આત્માનંદ જૈન ગ્રંથરત્નમાલા રત્ન ૭૦ તે માટે તે સર્વને ધન્યવાદ ઘટે છે. તંત્રી. ]

પ્રશ્ન ૬ કુશિષ્ય જમાલીએ કેટલા ભવ કર્યા ?

ઉત્તર–પંદર ભવ લીધા પછી સિદ્ધિ પામશે.

કેવલિપ્રજ્ઞપ્ત ધર્મની આશાતના કરનાર કેટલાકોના વીસ ભવ થયા તો જમાલિના કેમ પંદરજ ? –એ સત્ય છે, પરંતુ ક્રિયાપ્રાધાન્યથી નારકનો અભાવ થતાં દેવ, મનુષ્ય અને તિર્યંચ એ ત્રણ ગતિના પાંચ, પાંચ, અને પાંચ એમ પંદર.

પ્રશ્ન ૭. કૃષ્ણ અને શ્રેણિક ક્ષાયિક કે ક્ષાયોપશમિક ?

ઉત્તર–બંને ક્ષાયિક ( એટલે ક્ષાયિક સમ્યકત્વવાળા), તો પછી તેમનું નરકમાં કેમ જવાનું થાય ? ( નરકમાં જવાની વાત ) સત્ય છે. પરંતુ નારકનું આયુષ્ય બંધાઇ ગયું હતું તેથી નરકમાં જવાનું થયું.

પ્રશ્ન ૧૩–કાલીદેવીના પુત્રનું મરણ વીરે કેમ નિવેદ્યું ? તેણીના મૂર્ચ્છનાદિ દોષો થયા હતા ત્યાં વીરવાકયજ નિબંધન છે.

ઉત્તર–આગમ વ્યવહારપણે અનાગત ચારિત્રગુણના ઉત્પાદન અર્થે કહેવાયું, નહિ કે તેમાં વીરની શ્રુત વ્યવહારે પ્રવૃત્તિ હતી.

પ્રશ્ન ૧૪–મનુષ્યભાવે મરીને ચક્રવર્તિ જન્મે નહિ, (તો) વીરનો જીવ મનુષ્યગતિ તજી વિદેહમાં ચક્રવર્ત્તિ કેવી રીતે થયો ?

ઉત્તર–તેમા ત્યારે આશ્ચર્ય કરનારૂં થયું. વસુદેવ હિંડીમાં મનુષ્યભવથી તીર્થંકર પણ થવાય છે એવું જોવાય છે તે પ્રમાણે.

પ્રશ્ન ૨૪–મિથ્યાદૃષ્ટિને સમ્યકત્વી ઉભા થવાદિ ૨૫ વિનય કરતો નથી, તો પછી સ્કન્ધક પ્રત્યે ગૌતમે સ્વાગતં (ભલે પધાર્યા) આદિ વાકયવડે કેમ અભિગમન કર્યું? મિથ્યાત્વવડે આગમન ક્રિયા કેવી રીતે અનુમત થાય ?

ઉત્તર–વીર વાકયથી બોધિત થયેલ સંયમને લેશે માટે યા પતિત મિથ્યાત્વ જાણીને પરિણામ વૃદ્ધિ માટે તે ભગવતનું અભિગમન અસાધારણતાના પ્રતિપાદન વડે પ્રત્યય એટલે વિશ્વાસ–શ્રદ્ધા ઉત્પન્ન કરવા માટે દોષવાળું નથી. સંયમ લેવા આવેલા પ્રત્યે તેણે સ્વાગતં ઇત્યાદિ વચનની પટુતાથી અનુમોદ્યું.

પ્રશ્ન ૩૦–માંડુક નગરવાસી ડોસી ગોત્રના દેવસી નામના શ્રાવકે પૂચ્છયું કે 'એક ગર્ભમાંથી કાઢી બીજાના ગર્ભમાં નાંખ્યો એવી વ્યવસ્થા તારા દેવમાં થઇ એમ મિથ્યાદૃષ્ટિ મારા પ્રત્યે ઉપહાસ કરે છે.'

ઉત્તર–આ તો કર્મવશતાથી કદર્થના જાણવી. તેમાં ઉપહાસ કરવાનો નથી. જેવી રીતે અક્ષપાદ મતના પુરાણમાં પણ કહ્યું છે કે 'માન્ધાતા નામનો રાજા પુરૂષની કુખમાંથી ઉત્પન્ન થયો' તે જો ઉપહાસપાત્ર હોય તો આ પણ ઉપહાસ્ય થાય. વળી વ્યાસાવતારના અધિકારમાં શુકદેવ પ્રવ્રજ્યા લઇ ચાલી નીકળ્યા ને વ્યાસ તેની પાછળ 'હે પુત્ર !' એમ કહી મોહથી બોલાવતા હતા તો એ વ્યાસ કેમ રડયા ? એમ કહેવું–ઉત્તર આપવો.

પ્રશ્ન ૩૨–ગૌતમ અષ્ટાપદ ગયા તો શું ગગન માર્ગેથી ગયા કે પગે કરીને ?

ઉત્તર-પગે કરીને જવાનો સંભવ છે, અન્યથા તાપસોનું દષ્ટિગોચર થવું થાય નહિ. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે 'જે આત્મલબ્ધિથી ત્યાં યાત્રા કરે છે તે તેજ ભવે સિદ્ધ પામે છે.'

પ્રશ્ન ૪૬-કેટલાક કહે છે કે ઇન્દ્રભૂતિઆદિનું ક્ષત્રિયકુલ હતું તો તે કેવી રીતે?

ઉત્તર-તે અસત્યજ છે, ભગવાને કહ્યું છે કે 'હે ઇન્દ્રભૂતિ! તેં વેદપાઠ કર્યો છે, તો અર્થ નથી જાણતો' આ વચન પરથી ક્ષત્રિયોને વેદપાઠ નથી હોતો, પણ તેતો બ્રાહ્મણોને જ હોય છે.

પ્રશ્ન ૪૭-સૂર્યાભ દેવે ભગવનને કહ્યું કે મારી ભક્તિથી ગૌતમાદિ યતિઓને નાટયવિધિ બતાવું. આમાં મુનિઓને તો કૌતુક જોવાનો અભાવ હોય; તો તે સમ્યગ્દષ્ટિએ કેમ આમ કહ્યું હશે?

ઉત્તર-મુનિઓને ઉત્સુકતાનો અભાવ હોય છે, પરંતુ દેવની શક્તિ જે ક્રિયાવડે પ્રાપ્ત કરી તે જણાવવા માટે તેમ કહ્યું હતું. કેટલાક અનવસ્થિત ચિત્તવાળા તે ઋદ્ધિને જોઇને ક્રિયા કરે છે. અથવા જિનનો મહિમા જોઇને ઘણા લોકો ધર્મ પ્રાપ્ત કરે છે એવી બુદ્ધિથી દેવે મુનિઓને લક્ષીને નાટયવિધિ કર્યો. જિનમહિમા જોતાં શું દોષ હોય?

પ્રશ્ન ૪૮-હરિનૈગમેષી દેવ વીરને કેવી રીતે હરી ગયો!

ઉત્તર-માતાના ગર્ભના પ્રસૂતિ દ્વારથી કાઢીને હાથના સંપુટમાં લઇ હરી ગયો.

પ્રશ્ન ૪૯-મુનિઓને આક્રોશ વચન નિષેધ્યું છે તો કુમારમુનિએ પ્રદેશીરાજાને 'જડ મૂર્ખ' ઇત્યાદિ કેમ કહ્યું?

ઉત્તર-હિતશિક્ષા આપતી વખતે નિષ્ઠુર વાણી દોષવાળી નથી.

પ્રશ્ન ૫૦-ધર્મકૃત્યમાં માયા કરવી ન ઘટે તો પછી ચિત્રે પ્રદેશી સાથે અશ્વપ્રપંચરૂપ માયા કેમ કરી?

ઉત્તર-અપ્રશસ્ત માયાનો નિષેધ છે, પ્રશસ્ત તો અવસરે યતિઓએ પણ કરવી પડે છે. શ્રાદ્ધ પ્રતિક્રમણમાં કહ્યું છે કે 'જં બદ્ધમિંદિએહિં ચઉહિં કસાએહિં અપ્પસત્થેહિં' એ વચનાનુસાર અપ્રશસ્તમાયા નિન્દનીય છે. રાજાની ધર્માપત્તિ વખતે કરેલી માયા પ્રશસ્ત છે, એટલુંજ નહિ પણ તે અમાયાજ છે.

(આ પ્રશ્નો ગીતાર્થચૂડામણિ અભયદેવસૂરિ ગુરૂના મુખથી અવધારેલા છે તેનો પૂર્વાર્દ્ધ પૂરો થયો. હવે તે ગુરૂના પ્રસાદથી લખેલા પ્રશ્નોવાળો પ્રશ્નપદ્ધતિનો ઉત્તરાર્ધ આવે છે.)

પ્રશ્ન ૭-જિન કે જેનાં સર્વ કાર્ય સિદ્ધ થયાં છે. જે સિદ્ધકામ છે તે શા માટે દેશના આપે છે?

ઉત્તર-વચનનાં અણુઓ ખપાવવા અર્થે પરોપકાર માટે.

પ્રશ્ન ૧૦-ભવિષ્યમાં ઉત્થાપના કરનાર જમાલિને જાણતાં છતાં શા માટે ભગવાને દીક્ષા આપી?

ઉત્તર-તેની સાથે બીજા કેટલાક જીવોનો ઉદ્ધાર જણાયો તેથી અથવા જ્યાં સુધી ચારિત્ર પાળશે ત્યાં સુધી તો ફલ છે તેથી અથવા ભાવિભાવથી.

પ્રશ્ન ૧૪-ચાર જ્ઞાન પોતાને છે તો કેવી રીતે ગૌતમ અવધિના ઉત્તર દાને આનંદ પાસે સ્ખલિત થયા?

ઉ૦-ઉપયોગ આપવામાં નહોતો આવ્યો તેથી, અથવા ઘણા વિનયવાળા હોવાથી ભગવંતને પૂછીશ એવી બુદ્ધિ રાખીને ઉપયોગ આપ્યો નહોતો, તેથી.

પ્રશ્ન ૨૨-વીરના યતિઓની ૧૪૦૦૦ સંખ્યા આપી છે તે કેવી સમજવી?

ઉ૦-સ્વહસ્તદીક્ષિતોની આ સંખ્યા છે. શિષ્ય પ્રશિષ્યોની સંખ્યા જુદી સમજવી. જેમકે ચક્રવર્તિના સૈન્યના પ્રમાણમાં અશ્વાદિનું ૮૪ લાખનું પ્રમાણ કહ્યું છે તો ભરતના સવા ક્રોડ પુત્રોના એક એક અશ્વ ગણીએ, તો પણ સવા ક્રોડ અશ્વો થાય. પરંતુ તેમાં સ્વકીયનો ઉક્ત પ્રકાર છે, પુત્રાદિનો ભિન્ન પ્રકાર સમજવો. તેવી રીતે સ્વહસ્તદીક્ષિતોનું એ પ્રમાણ સમજવું તેમાં શિષ્ય પ્રશિષ્યાદિના સાધુઓને ગણવાના નથી.

પ્રશ્ન ૨૪-ભક્તિથી નિર્ભર એવો શ્રેણિક કેમ નરકે ગયો?

ઉ૦-સમ્યક્ત્વ થયું તે પહેલાં એણે આરંભપ્રધાન

અવસરે આયુષ્ય બાંધી દીધેલું તેથી નરકમાં જવાનું થયું. ભક્તિના ફલરૂપે જિન નામનો બંધ કર્યો.

પ્રશ્ન ૩૨–'જય જય નંદા' ઇત્યાદિમાં શું પુનરૂક્તિ થતી નથી ?

ઉ૦–મારા ગુરૂએ (અભયદેવસૂરિએ) પ્રજ્ઞપ્તિ પરની વૃત્તિમાં કહ્યું છે કે "હર્ષભય આદિથી જેનું મન આક્ષિપ્ત થયેલું છે એવો વક્તા સ્તુતિ તથા નિંદા કરવામાં જે પદ એક કરતાં વધુવાર બોલે છે તેમાં પુનરૂક્તિ દોષિત નથી." 'જય જય' એમાં પુનરૂક્તિ છે પરંતુ 'તે દોષિત નથી'–એમ કારિકાબલથી કથન કરવામાં દૂષણ નથી.

પ્રશ્ન ૩૫–જિનપતિઓ ગૃહવાસે રહી ભોગો ભોગવે છે તેથી કર્મમલથી તેઓ લેપાય છે કે નહિ ? જો લેપાય છે એમ કહો તો તીર્થંકરો થઇને કર્મબંધના કારણ રૂપ ભોગને કેવી રીતે ભોગવે છે ? તે વડે સમ્યકત્વનું મૂલ દગ્ધ કર્યું એમ કેમ કહી શકાય ?

ઉ૦–ઉદયમાં આવેલાને ભોગવી નાંખી નિર્જરા કરે છે એમ વક્તવ્ય છે એવું મારા ગુરૂએ ત્રીજા અંગની વૃત્તિમાં કહ્યું છે. તંત્રી.

---

# શ્રી મહાવીર પરમાત્માના ચરિત્રમાંથી એકપ્રસંગ.

## ( ઉંચા પ્રકારની દયાનો ખરેખરો આદર્શ. )

મહાવીર પરમાત્માની છદ્મસ્થાવસ્થામા એક વખત પરમાત્માની સમતાના–ક્ષમાના સૌધર્મેંદ્રે સુધર્મા સભામાં વખાણ કર્યા તે સાંભળીને સમ્યગ્ દૃષ્ટિ દેવો તો સર્વે બહુજ પ્રસન્ન થયા, પણ એક સંગમ નામનો સુધર્મેંદ્રનો સામાનિક–સરખી ઋદ્ધિવાળો દેવ હતો, તે અભવ્ય અને મિથ્યાદષ્ટિ હોવાથી સહન કરી શક્યો નહી. તેથી ઇંદ્રના વચનને મિથ્યા કરવા માટે તે વીર પરમાત્મા પાસે આવ્યો અને અનુકુળ તેમજ પ્રતિકૂળ અનેક પ્રકારના ઉપસર્ગો કર્યા. તેમાંના કેટલાક ઉપસર્ગો તો સામાન્ય મનુષ્યના પ્રાણ લેય તેવા હતા. આ પ્રમાણેના ઉપસર્ગો કરી કરીને તે થાક્યો પણ પરમાત્મા ઉપર તેની કશી અસર થઇ નહી, તેઓ બીલકુલ ચલાયમાન થયા નહી. પછી સંગમ દેવ થાકીને ઇંદ્ર પાસે જવા ચાલ્યો; તે વખતે પરમાત્માને પોતાને માટે તો કાંઇ લાગ્યું નહી. પરંતુ એ સંગમનો જીવ આ કૃતિથી પરભવમાં અનંત દુઃખોનું ભાજન થશે, એ વિચારથી પરમાત્માના નેત્રમાં આંસુ આવ્યાં. તેની દયા આવી. 'એ બિચારાનું શું થશે? તે એવા દુઃખો કેમ સહન કરશે ?' એવી દયા આવી. આ પ્રસંગ ખાસ ધ્યાન આપવા લાયક છે. સકલાર્હતમાં એ પ્રસંગને લઇનેજ તેના કર્તાએ કહ્યું છે કે–

कृतापराधेऽपि जने कृपा मंथरतारयोः ।
इषद् बाष्पार्द्रयोर्भद्रं श्री वीरजिननेत्रयोः ॥

'અપરાધ કરનારને વિષે પણ કૃપાયુક્ત નેત્રની તારા (કીકી) છે જેની એવા અને કાંઇક અશ્રુવડે આર્દ્ર થયેલા એવા શ્રી વીર પરમાત્માના નેત્રોનું કલ્યાણ થાઓ.'

આવી કૃપા–આવી ક્ષમા અન્ય દેવોમાં અથવા કોઇ બીજા શ્રેષ્ટ ગણાતામાં જાણવામાં આવેલ નથી. શત્રુનું મર્દન કરનારા–તેને પરાસ્ત કરનારા દેવો ગણાયા છે. વ્યવહારમાં પણ એવીજ પ્રણાલિકા છે કે–હણુતાને હણીએ તેમાં પાપ દોષ ન ગણીએ, પણ આ કથની જૈનની નથી. જૈન તો અપરાધ કરનાર ઉપર પણ ક્ષમા કરનારજ હોય છે. તેજ ખરો જૈન છે. વીર પરમાત્માએ પોતાના ચરિત્રથી આ સબંધનું બહુ ઉંચી પ્રતિનું દૃષ્ટાંત પુરૂં પાડ્યું છે. સંગમ જેવો ઉપદ્રવ કરનાર કે જેને પરમાત્માના પ્રાણ જાય તો પણ કાંઇ ચિંતા નહોતી, ભય નહોતો, અયોગ્ય ગણાતો નહોતો તેવા અસંત દુષ્ટ જીવ ઉપર પણ 'તેનું શું થશે !' એમ વિચારી કૃપા કરવી જેવી તેવી વાત નથી. મુનિના દશ પ્રકારના ધર્મમાં ક્ષમાને પ્રથમ સ્થાન આપ્યું છે તેનું આજ કારણ છે. આ સંબંધમાં જેટલું લખીએ તેટલું લખી શકાય તેમ છે, પરંતુ સુજ્ઞો તો થોડામાં પણ ઘણું સમજી જાય છે. આટલો ટુંકો લેખ લખીનેજ વિરમવામાં આવે છે. કુંવરજી આણંદજી.

# શ્રી મહાવીર અને તેમનો ઉપદેશ.

**પ્રસ્તાવના.**

જૈન વા જૈનેતર કુળમાં જન્મેલો મનુષ્ય, અનાગત કાળમાં કોણ અને કેવા મહાન પુરૂષો થઇ ગયા, તેમનું જીવન કેવું હતું, તેઓએ પોતાના જીવનથી આ દુનીયાને અને ભવિષ્યની દુનીયાને શું શું આપ્યું અને હજુ શું આપશે, તેઓએ પોતાના આત્માને પવિત્ર કરી પરના આત્માને કેમ અને કેવી રીતે તાર્યો, આ ભવઅટવીમાં ભમતા મનુષ્યોનો રાગાદિ નિશાચરોએ બાહ્ય તથા અભ્યંતર એ બન્ને પ્રકારે નાશ કરેલો, તેમને તેઓએ રાક્ષસોના પાશથી કેવી રીતે છોડાવ્યા, ભયંકર અને ઘોરકર્મી દૃઢપ્રહારી ચોર વગેરેથી માંડીને કાલાંતરમાં થયેલા ઇંદ્રભૂતિસમાન મિથ્યાદૃષ્ટિ બ્રાહ્મણને સમ્યગ્દૃષ્ટિ કરી, અરે! મરી ગયેલા જીવને જીવતો કરીને શું શું ઉપકારો કર્યા છે-એ એમને જાણતો હશે. અને એવા મહાન્ પુરૂષોમાંથી જેઓ રાજાના મુગટ સમાન અને હીરકમણિ સમાન અને કલ્પલતા સમાન અને દેવોની શ્રેષ્ઠતમ કામધેનુ સમાન અને કહીએતો સર્વ રત્નોમાં શ્રેષ્ઠ રત્ન ચિંતામણિરત્ન સમાન એવા પરમ તીર્થંકર મહારાજાઓથી કોણ અજાણ્યું હશે ? જૈન ધર્મ-અનેક વર્ષોથી વહન કરતી, અનેક ગાઉથી ચાલી આવતી દૂર દૂર પ્રદેશોમાં રહેલા હિમાલય સમાન પર્વતોમાંથી વહન કરી રહેલી નદીઓ સમાન, અને માર્ગમાં કોઇ કંટક સમાન નડતર થવાથી પ્રવાહ સ્ખલન પામેલી એવી તેજ નદીઓ સમાન-જૈન ધર્મને દીપાવનાર, એને જાગૃતિમાં આણનાર તીર્થંકર શ્રી મહાવીરથી કોણ અજાણ્યું હશે !

કદાચ કોઇ મનુષ્ય જે સમયે એવા મહાન્ પુરૂષો વિચરતા હતા, તે વખતે તેમની કાર્યશક્તિને આલેખવાનો પ્રયત્ન ન કરે એટલે કે એમને અક્ષરોમાં-છાપામાં જણાવે નહિ, કારણ કે તેમ કરવાથી તે વખતે તેની ગણના બહુ ન થાય. એનાં પુસ્તકોમાં આલેખિત ચરિત્રોને બહુ માનપૂર્વક જીવો તેવા સમયે ન વાંચે અને તેથી કદાચ કોઇ લેખક એ દૈવાન પુરૂષોને પુસ્તકોમાં ચિતરે નહિ એ સ્વાભાવિક છે. આવું શ્રી મહાવીરની બાબતમાં કદાચ થયું હોય એમ સંભવે છે. પણ જ્યારે એ જીવ આ ભવોદધિમાંથી પાર પામી મોક્ષમાં ગયો ત્યારે તેમની જીવનરેખા આલેખાઇ એ સ્પષ્ટ છે. અને તેવા જીવના નામને વધારે અને વધારે સ્મૃતિમાં રાખવા માટે એની જન્મતીથિ ઉજવાય છે. આવી એક જન્મતીથી આવતા ચૈત્ર સુદી ૧૩ ને દિવસે આપણે ઉજવવાની છે. તેવે વખતે એ વીરપુરૂષ આપણને શું મંત્ર આપી ગયો, અને સ્વજીવનથકી આપણને શું શીખવાડી ગયો એનું કિંચિત આલેખન થાય તો વધુ સુંદર. એ હિસાબે મારો પ્રયાસ થયેલો છે. તે દિવસે એમના ચરિત્રનું સુંદર અધ્યયન કરીશું અને યત્ કિંચિત્ કરેલા ઉપકારોને વાળવાને પ્રયાસ કરીશું.

શ્રી મહાવીરે આપણી માફક અનેક ભવો કરેલા. પરંતુ એ દરેક ભવમાં એ જીવે આત્મસાધના માટે વધુ પ્રયાસ કરેલો. એ પ્રયાસ ધીમે ધીમે બળવાન થતો ગયો, અને આખરે પૂર્ણ ફતેહમંદ નીવડ્યો. એ એના પ્રયાસનુંજ મુખ્યત્વે કરીને ફળ છે.

બીજા ભવોને બાદ કરીએ તો એના મિથ્યા દૃષ્ટિના ભવથી માંડી મોક્ષગામી ભવોમાંથી સત્તાવીશ ભવો ખૂબ હૃદયંગમી છે. એઓ આપણને એના આત્મસિદ્ધિના પ્રયાસને એ કેટલા શિખરે પહોંચ્યો છે એ બતાવી આપે છે. દરેક ભવ એક બીજાથી વધુ અને વધુ ઉપદેશકારક છે. અને આપણે જો તે જીવના શરૂઆતનો ભવ અને છેલ્લા ભવની સરખામણી કરીએ તો આપણને એ બેની વચ્ચે બહુજ ભિન્નતા જણાશે. દાખલા તરીકે મહાવીરપ્રભુનો મરીચિનો ભવ. એ ભવમાં એ જીવ કેવો સાધુ હતો, એનાં કૃત્યો કેવાં હતાં, એણે શું શું કર્યું હતું તે આપણે સહેજ તપાસીએ તો આપણને જણાશે કે એ મરીચિ પ્રથમ તો થોડોક મિથ્યાદૃષ્ટિ હતો. અને જો કે તીર્થંકરના વચન ઉપર શ્રદ્ધા હતી, છતાં એ એમના વચનોનું સંપૂર્ણરીતે પાલન કરી શકતો

નહતો. એ જાણતો હતો કે શ્રી રૂષભદેવ ભગવાન જેઓ તે વખતે ભૂમિ ઉપર વિચરતા હતા તેઓ પોતે સાધારણતઃ છત્ર, પાવડી વગેરે રાખતા ન હતા. તેઓ કમંડલ વગેરે રાખતા ન હતા. છતાં એ પોતે તેમ કરી શકતો નહતો. એ તેની કેટલીક મિથ્યા-દૃષ્ટિ સૂચવે છે. વળી એ તીર્થંકરના વચનાનુસાર જાણતો હતો કે જીવે અભિમાનનો ત્યાગ કરવો જોઇએ. છતાં જ્યારે એણે એવું સાંભળ્યું કે પોતે, પોતાનું કુળ, જાતિ વગેરે સર્વે શ્રેષ્ઠ છે ત્યારે એણે એ જાતિ વગેરેનો મદ કરી નીચગોત્ર બાંધ્યું. આમ ઘણી રીતે મરીચીનો ભવ આપણને એક વસ્તુ શીખવાડે છે. છેલ્લો મહાવીર સ્વામિનો ભવ આપણને તદ્દન જુદી વસ્તુનો ખ્યાલ આપે છે. એમની વ્યવહારમાં રહીને કરેલી માતા પિતાની સેવા, ગુરૂદેવ અને શાસન પ્રત્યેનો ઉગ્ર પ્રેમ અને બીજાં કેટલાક વ્યવહારમાં રહીને કરેલાં કાર્યો આપણને સુંદર ખ્યાલ આપે છે. એમની સાધુદશા જેમાં એમણે સંગમદેવના ઉપસર્ગો, ગોશાળાના સામાન્ય મનુષ્યને તો મરણ ઉપજાવે અને નારકતિર્યંગ ગતિમાં પમાતા દુઃખોથી અધિક દુઃખ ઉપજાવે તેવાં કાર્યો, અનુકુલ તથા પ્રતિકુલ ઉપસર્ગો આપણને કાંઇક ઓરજ દૃશ્ય દેખાડે છે. આમ તેના સત્તાવીશ ભવો જે સુશીલ મનુષ્યને અત્યુત્તમ બોધ આપે છે તેઓ પરસ્પર વિરોધી છે એમ કહીએ તો ખોટું નથી. કયાં એ વીરપ્રભુનો મરીચિનો ભવ અને કયાં એ ચંદનબાળા સમાન પવિત્રતમ સ્ત્રીને તારનાર વીરપ્રભુનો ભવ! પણ એ બે કાંઇ ભવો જુદા તો નથીજ.

**અભ્યંતર અને બાહ્ય ઉપદેશો**—હવે આપણે શ્રી વીરપ્રભુના ઉપદેશો તરફ વળીએ. એમનું ચરિત્ર એટલું બધું ઉજ્વળ હતું કે તે આપણને અરે! પથ્થર સમાન અસર ન થઇ શકે તેવા હૈયાવાળા મનુષ્યોને પણ આર્દ્ર બનાવે છે. એમના ઉપદેશો અભ્યંતર હતા તેમજ બાહ્ય હતા. અભ્યંતર ઉપદેશ એટલે એઓ આપણને જેમા મોઢેથી પોતાની અમૃતસમાન વાણી આપે નહિ, આપણા ચર્મકર્ણો એમની શર્કરાથી પણ અત્યુત્તમ વાચાથી અસર ન પામે, પણ પોતાના શુદ્ધ ચારિત્રથી બોધ દે, પોતાના સુંદર ચારિત્ર્ય વડે કરીને પામર પ્રાણીઓને લાભ આપે એ અભ્યંતર ઉપદેશ. દાખલા તરીકે વીર પ્રભુની માતાપિતા બંધુ વગેરે પ્રત્યેનો વિનય આપણને ઉપદેશ દે છે કે આપણે પણ તેમ કરવું જોઇએ તે ઉપદેશ અભ્યંતર ઉપદેશ છે. બાહ્ય ઉપદેશ એ કે એમણે કેવળજ્ઞાન પામ્યા પછી જે દેશના દીધી તે દેશના રૂપી વૃક્ષને લઇને પામર મનુષ્યો જ્ઞાનનો આશ્રય પામ્યા તે દેશના બાહ્ય ઉપદેશ છે.

**બાહ્ય ઉપદેશ**—પ્રથમ આપણે બાહ્ય ઉપદેશ જોઇએ. એ ઉપદેશમાં શ્રી વીરપ્રભુએ તીર્થની રચના કરી. એટલે કે ચાર પ્રકારના સંઘની સ્થાપના કરી. તે ચાર પ્રકારનો સંઘ-સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા. પછી તેઓએ દેશના આપી. તેમાં આ સંસારને વિષની ઉપમા આપી. આ સંસાર દુઃખમય છે, આ સંસાર સાર રહિત છે, આ સંસાર મનુષ્યને બંધન કરાવે છે, આ સંસાર અનવધિ અને અનુલ્લંઘનીય સમુદ્ર હોઇ, તેમાં જીવને કોઇ પણ પ્રકારનો આશરો નહિ હોવાથી, તેમાં તેને ડુબાવે છે, અને છેવટે તેજ જીવને દુઃખકર સંસાર સુખકર કેમ થાય, સંસારમાં શું કરે તો જીવ દેવગતિ અને મોક્ષ પ્રાપ્ત કરી શકે વગેરે વગેરે શ્રી વીર પ્રભુએ પોતાની દેશનામાં કહ્યું. પછી દેશનાની અંદર શ્રી વીર સંસારનું ચિત્ર આલેખ્યું. અને છેવટે તેમાથી તરવાના સુંદર ઉપાયો દેખાડી પોતાની કાર્ય સમાપ્તિ કરી. આમ તેઓનો બાહ્ય ઉપદેશ થયો.

**અભ્યંતર ઉપદેશ**—હવે અભ્યંતર ઉપદેશ જોઇએ. અભ્યંતર ઉપદેશમાં શ્રી વીરપ્રભુએ સંસાર-અવસ્થામા, અરે! જન્મ થતાં પહેલાં, પોતાનું કાર્ય શું છે, પોતે શું કરવું યોગ્ય છે, અને પોતે શું કરે તો પારકાને સુખ થાય, દુઃખ ન થાય એનો ખ્યાલ આપ્યો. જ્યારે વીરપ્રભુ ગર્ભમાં હતા ત્યારે એઓ પોતાની માતાને દુઃખ ન થાય તે માટે ગર્ભમાં હાલ્યા નહિ. આ એમની માતૃભક્તિ દેખાડે છે. એ ભક્તિ કેવી છે તેનું સંપૂર્ણ રીતે ચિત્ર આલેખે છે. આજ એક દાખલામાંથી પામર જીવોએ શું સાર

લેવા જોઇએ એતું વર્ણન કવિ પણ કરી ન શકે પછી એમની દિક્ષા લેવા વખતેની સ્થિતિને જોઇએ. તે વખતે પોતાના ભાઇઓ વગેરેનું મન ન દુઃખાય એ માટે પોતે દીક્ષા ન લીધી. ઇદ્રદેવ જાતે વીરને વિનંતી કરવા માટે આવ્યા, છતાં પોતે એક વરસ વરસીદાન દઇ પોતાનો અભિગ્રહ પૂર્ણ કર્યો. આ કાળના મનુષ્યો કેવા છે, એઓ પોતાના માતા, પિતા, સ્વજનો વગેરે પ્રત્યે કેટલી ફરજ બજાવે છે એ તો સર્વે જાણે છે. તેવાઓને આ વીરચરિત્ર મનનીય છે. એ બે દાખલાઓ વીરપ્રભુનો વિનય, આજ્ઞાપાલન, પોતાની ખરી ફરજ, નિઃસ્વાર્થતા, ઉપકાર કરવાપણું, અને છેવટે જીવનો સુંદર ધર્મ- એ બતાવે છે.

આમ આપણે બાહ્ય અને અભ્યંતર ઉપદેશો જોયા. તે એટલા બધા ગહન અને વિચારણીય છે, એટલા બધા આનંદકારક, અને બોધદાયક છે અને એટલા બધા પારાવાર છે કે જેમને આપણે અક્ષરે લખી શકીયે નહિ, કાને તેમની હૈયાતી શિવાય સાંભળીએ નહિ અને મને ચિંતવી પણ શકીયે નહિ. એ ઉપદેશો જાણે સુવર્ણ, રૂપું, વગેરે કિંમતી ધાતુઓથી સંપૂર્ણ રીતે ભરપુર ખાણો સમાન છે. એ ઉપદેશો મણિ, માણિક્ય, રત્ન, વગેરે જવાહીરથી છલકાતી પૃથ્વીની ખાણો સમાન છે. એ ખાણો એવી સુંદર, એવી ગહન અને બધી ધાતુઓ અને જવાહીરથી ભરપુર છે કે એઓ ખાલી થતી જ નથી. એમાંથી આપણે જેટલો (આનંદ સંચય) ધન સંચય કરીએ તેટલો કરી શકીએ. વળી એ ઉપદેશો સૂર્ય સમાન, કલ્પલતા સમાન અને કામધેનુ સમાન છે. એ ઉપદેશો આપણને જેટલું જોઇએ તેટલું આપે છે અને શિખવાડે છે. તેથી પામર પ્રાણીઓએ એમને વારંવાર વિચારવા જોઇએ. અને એમને વિચારતાં એમનો અંત આવશે નહિ. કહ્યું છે કેઃ-

असितगिरि समं स्यात् कज्जलं सिंधुपात्रे
सुरतरुवरशाखा लेखिनीपत्रमुर्वी ।
लिखति यदि गृहित्वा शारदा सर्वकालं
तदपि तव गुणानामीश पारं न याति ॥

છેવટે આપણે તેમના ચરિત્રમાંની કેટલીક બાબતો જે અતિશય આકર્ષક છે તેનીપર દૃષ્ટિપાત કરીએ. પ્રથમ તો શ્રી વીર પ્રભુએ ગોશાળાના ઉપસર્ગો-તેજોલેશ્યા વગેરેને-જોઇએ. ગોશાળાએ પ્રભુની ઉપર તેજોલેશ્યા મુકી તેમને બાળવાનો યત્ન કરેલો; વીર પ્રભુની શક્તિ એટલી બધી હતી કે જો તેમણે ધાર્યું હોત તો તે ગોશાળાની દુનીયામાંથી અસ્તિ કહાડી નાખત. તે વીર પ્રભુ પરમ સુભટ હતા. તેમનું બળ એ ગોશાળા જેવા અનેકને ભસ્મિભૂત કરવાને સમર્થ હતું. પણ વીર પ્રભુ એમ સ્વવીર્યનો ઉપયોગ કરે તેમ ન હતા. એ તો क्षमा वीरस्य भूषणम् । ના સંપાદક હતા. એઓ ગોશાળાની કેટલી શક્તિ હતી તે જાણતા હતા. છતાં અનેક દુષ્ટકાર્યને માટે એમણે કાંઇ કર્યું નહિ. મનરૂપી મર્કટને એમણે જેમ આવે તેમ કરવા ન દીધું. મતલબ કે એમણે ગોશાળાને કાંઇ કર્યું નહિ, અને જે દુઃખ થયું તે સંતોષે સહન કર્યું. આ આપણા જેવા મનુષ્યોને ઉપદેશકારક છે. એ શિખવાડે છે કે પારકાને જો તે નબળો હોય અને પોતે સબળ હોય તો તેને જતો કરવો. બીજું એ છે કે દુઃખ આવે તેને પોતાના કર્મની કૃતિરૂપ માની લઇને સંતોષે સહન કરવું.

આમ આપણે એમના જીવનમાંથી અનેક સાર ગ્રહણ કરીએ છીએ. એ સાર ગ્રહણ કરી એને અમલમાં મુકવો એ આપણું પ્રથમ કર્તવ્ય છે. એમ કરવું તેજ સારા મનુષ્યનું ભૂષણ છે. આવતી ત્રયો-દશીથીજ આપણે આની શરૂઆત કરીએ, અને આપણું જીવન સાર્થક કરીએ.

શ્રી મહાવીર જૈનવિદ્યાલય.
ઇન્ટર કૉમર્સ ક્લાસ મુંબઇ. } શાહ ઝવેરચંદ નેમચંદ.

# ઐતિહાસિક દષ્ટિએ "મહાવીર"

[ શા. પોપટલાલ પૂંજાભાઈ પરીખ, ગૃહપતિ જૈન વિદ્યાર્થી આશ્રમ-સુરત. ]

મહાન્ પુરૂષોના જીવન ચરિત્રો એ જીવતા ઉપદેશકો છે તે કોણ નથી સ્વીકારતું? સમાજને જીવન ચરિત્રો પર વધુ શ્રદ્ધા હોય છે કારણકે નવલકથાઓનું ગર્ભસ્થાન પ્રાયઃ કરીને કલ્પનાજ હોય છે, જ્યારે જીવન ચરિત્રો તેમાય ઐતિહાસિક દ્રષ્ટિએ લખાએલ ચરિત્રો તો કેવલ સત્યનુંજ સમર્થન કરે તે વિષે ભાગ્યેજ બે મત હોઇ શકે.

મહાન પુરૂષો કયા સંજોગોમાં મુકાયા હતા. કયા સિદ્ધાન્તોને ગમે તેવા સંકટો વચ્ચે જીવન આદર્શ તરીકે પોતાની નજર સન્મુખ દિવાદાંડી રૂપે રાખી શકયા હતા તે વિષે સત્ય હકીકતો તેમના જીવન ચરિત્રોજ આપી શકે છે. આથીજ આવા ચરિત્રો પ્રત્યેક વ્યક્તિને તેના જીવન સિદ્ધાન્તોની વિચારણામાં અંધકારમાંથી અજવાળામાં લઇ જાય છે તે તો સ્વાભાવિકજ છે.

મહાન્ પુરૂષો જન્મથીજ મહાન્ નથી હોતા. તેઓ પોતાના જીવનમાં પોતાના પુરૂષાર્થથીજ અનેક વિશેષતાઓ મેળવે છે. તે વિશેષતાઓની સત્ય સમજ મનુષ્યને મળે ત્યારેજ મહાન્ પુરૂષોની જીવન કથાઓની સાચી કીંમત અંકાય છે તે સ્પષ્ટ વાત છે.

મહાવીર સ્વામી એટલે આર્યાવર્તના મહાન્ પુરૂષોમાંના એક મહાન્ પુરૂષ મહાવીર સ્વામી એટલે જન્મથીજ દેવ નહિ સામાન્ય આત્માની શ્રેણીથી આગળ વધી મહાત્મા થઇ પરમાત્મપદ મેળવનાર પુરૂષાર્થની જ્વલન્ત મૂર્તિ. મહાવીર સ્વામીએ મનુષ્ય પણામાંથીજ દૈવીપણું પ્રાપ્ત કર્યું, નહિ કે દૈવીપણામાંથી દૈવત્વને વર્યા;—એમ મનાય ત્યારેજ તેમના જીવનની વિશેષ છાપ માનુષી હૃદયો પર પડે. માનુષી નબળાઇનાં બિન્દુઓ તેમનામા પણ હશે. મનુષ્ય પણામાંથીજ પુરૂષાર્થ ફોરવી તેઓ કેવી રીતે પરમાત્મા થયા તે જ્યારે સમજાય ત્યારે તેમના પ્રત્યે સત્યની શ્રદ્ધા, પ્રેમ અને ભક્તિભાવ સહજ ઉત્પન્ન થાય તે સ્વાભાવિક છે.

મહાવીર સ્વામિ એક રાજાના પુત્રપણે જન્મ્યા હતા. રાજાના કુંવરોને લાડી વાડી અને ગાડી સીવાયના બીજા વિચારો ભાગ્યેજ હોય, તે છતાં તેઓ આધ્યાત્મવાદમાં ઉંડા ઉતરી સત્ય, ત્યાગ અને વૈરાગ્યના રંગમાં કેવી રીતે રંગાયા તે જાણવામાંજ તેમના જીવનનું રહસ્ય સમજાય છે તે મહાન્ વિચારવડે વૈરાગ્ય ધર્મમા શુ જોયું કે તે ખાતર તેમણે રાજ્ય, લક્ષ્મી, પત્ની, પુત્રી અનેક વૈભવોને લાત મારી! સામાન્યત દુઃખ ગર્ભિતજ વૈરાગ્ય હોય છે પણ મહાવીર સ્વામીને તે સર્વસ્વ હતું. છતાં તે બધું સાપ કાચળીને છોડીને ચાલ્યો જાય છે તેમ સર્વસ્વને લાત મારી દેહ દમનથી આત્મ-સાધન કરી જે પરમાત્મપદ મેળવ્યું છે તેમા તેમના પુરૂષાર્થની પરાકાષ્ઠા સ્હેજે સમજાય છે.

### માતા પિતા.

સિદ્ધાર્થ રાજા એક મહાન્ રાજા હતા કે નાનો જમીનદાર કુંડગ્રામ એ મહાન્ નગર હતું કે વૈશાલા નગરીનુ એક પરૂં હતું? તે સબંધી અંગ્રેજ લેખકો અને દિગમ્બરોએ ઘણો ઉહાપોહ કર્યો છે, છતાં એટલું તો નિર્વિવાદ છે કે સિદ્ધાર્થ એક રાજા હતા. ત્રિશલા રાણીએ વૈશાલી નગરીના રાજા ચેટકના બ્હેન હતાં, તેથીજ તે સમયે વૈશાલી નગરી એ જૈન પુરીજ ગણાતી એમ સર્વે કોઇ કબૂલ કરે છે. અને બૌદ્ધ અનુયાયીઓ વૈશાલી નગરીને ધિક્કારતા તેથી તો તે વાત સ્પષ્ટ થાય છે.

### મહાવીર-જન્મ.

કલ્પસૂત્ર અને બીજા જૈન ગ્રન્થો ઉપરથી સર્વ કોઈ કબુલ કરે છે કે મહાવીર સ્વામીનું આયુષ્ય ૭૨ વર્ષનું હતું. ત્રીસ અને કેટલાકના હિસાબે અઠ્ઠાવીસ વર્ષે સંસાર ત્યાગ કર્યો. બાર વર્ષ સુધી અખંડ તપશ્ચર્યા કરી આદર્શ અનગાર ધર્મ પાળ્યો. ત્રીસ અગર બત્રીસ વર્ષ કેવલી તરીકે આયુષ્ય ભોગવી તેઓ

નિર્વાણ (મોક્ષ) પામ્યા. એટલે એમ સિદ્ધ થઇ શકે છે કે ઇ. સ. પૂર્વે પર૭ માં મહાવીર સ્વામી નિર્વાણ પામ્યા અને ઇ. સ. પૂર્વે ૫૯૯ માં તેમનો જન્મ થયો. વલી એ પણ વાત નક્કીજ છે કે રાજા વિક્રમ પહેલા ૪૭૦ વર્ષે મહાવીર સ્વામિ નિર્વાણ પામ્યા હતા. અને વિક્રમ સંવત ઇ. સ. પૂર્વે ૫૭થી શરૂ થાય છે તો ઇ. સ. પૂર્વે પર૭ માં મહાવીર સ્વામી નિર્વાણ પામ્યા અને ઇ. સ. પુર્વે ૫૯૯ માં તેઓ જન્મ્યા એ નગ્ન સત્ય છે.

બાલ્યાવસ્થા.

જૈન ધર્મ એ વીર ધર્મ છે. આજે જૈન પ્રજા વીરતા ગુમાવી બેઠી ગણાય. જેના પરિણામે જૈન પ્રજાનો કેટલોક ભાગ માયકાંગલો થયો છે-થતો જાય છે. અસલના વખતમાં શારીરિક વિકાસ માટે જે ધ્યાન આપવામાં આવતું તે આજે સર્વથા ભુલાઈ ગયું છે. જૈનો લડાઇમાં જતા-લડાઇ કરી જાણતા. પોતાનું બળ અને શૌર્ય દાખવી શકતા. જ્યારે અત્યારે કેટલી કંગાલ સ્થિતિ! આજે માર્ગ ભુલાયો છે. જૈનોએ ક્ષાત્રત્વ ગુમાવ્યું છે. તેથીજ એ જૈન ધર્મ -એ વીર ધર્મને જૈનોએ ઉંધી દિશાગાં દોર્યો એમ કહેવામાં શું હરકત! અસ્તુ.

સિદ્ધાર્થ રાજાએ મહાવીર સ્વામીના શારીરિક વિકાસ માટે અનેકવિધ સાધનો ઉભાં કર્યા હતાં. તેની પરીક્ષા બાલ્યાવસ્થામાં પણ તેમણે આપી ગણાય. બાલ્યાવસ્થામાં આંબલી પીપળો વિગેરે રમતો પણ રમતા. ત્યારે એક વખત એક દેવ સાથેના મુષ્ટિ-પ્રહારેજ તેમને "મહા-વીર" નું ભૂષણપ્રદ બિરૂદ અર્પાયું. માનસિક-વિકાસ માટે તો તેમના માતા પિતાને પ્રયાસ કરવાની જરૂરજ ન હતી, કારણ કે તેઓ ત્રણ જ્ઞાન સાથેજ જન્મ્યા હતા, છતાં માતા પિતા તેમને નિશાળે બેસાડવા વિગેરે ફરજો અદા કરવામાં ચુકયા ન હતા. આ રીતે બાલ્યાવસ્થામાં સુંદર કેળવણી લીધી ગણાય.

યૌવન-કાળ.

કેટલાક એમ કહે છે કે મહાવીર બાળબ્રહ્મચારી હતા. કલ્પનાવાદીઓ ગમે તેવી કલ્પના કરી શકે છે. મહાવીર સ્વામી જ્યારે ગર્ભાવસ્થામાં હતા ત્યારે ત્હેમણે પોતાના જ્ઞાનથી જાણ્યું કે પોતાના ચલનથી માતાને દુઃખ થશે તેથી હલવું-ચલવું બંધ કર્યું, પણ પરિણામે ગર્ભ-પાતના સંશયથી માતા તો મૂર્છા પામ્યા. આટલો તો માતાનો ગર્ભ-પ્રત્યે સ્નેહ હતો તો તે માતા પોતાના પુત્રને કુંવારા કેમ રહેવા દે તે, વ્યવહાર ધર્મે તો કલ્પનામાં પણ આવી નથી શકતું. જે માતા પિતાની ખાતર દિક્ષા-ગૃહણ કરવાનો પોતાનો જીવન સિદ્ધાંત મુલતવી રાખીને ત્રીસ વર્ષ સંસારમાં રહ્યા તે માતૃ પિતૃ પ્રેમ તેમને કુંવારા રહેવા દેય એ માનવું જેટલું કલ્પનાવાદી છે તેટલુંજ ભુલ ભરેલું પણ છે. તે સ્હેજ જાણી શકાય તેમ છે.

મહાવીર સ્વામીનું લગ્ન રાજકુમારી યશોધરા સાથે થયું હતું. તેમની કુખે ઉત્પન્ન થયેલ પ્રિયદર્શના નામની એક પુત્રી પણ હતી. જેનું લગ્ન જમાલી સાથે થયું હતું તેને સૌ કોઇ પુષ્ટિ આપે છે. આથીજ મહાવીર સ્વામીએ પુત્ર-ધર્મ, પતિ-ધર્મ, પિતા-ધર્મ, બન્ધુ-ધર્મ પાલી આદર્શ ગૃહસ્થાશ્રમ ભોગવ્યોઃ એમ મહાવીર સ્વામી બાળ-બ્રહ્મચારી નહિ પણ આદર્શ ગૃહસ્થ હતા, તે સાબીત થઇ શકે છે. ગૃહસ્થાવસ્થામાંથી પસાર થઇને પરમાત્મ પદ તેમણે મેળવ્યું તે સત્ય હકીકત જ્યારે આજના આપણા ગૃહસ્થો સમજે ત્યારે ઉદ્ધાર નજીક છે અને તેથીજ પ્રભુ વીરે પ્રરૂપેલ ધર્મ આપણે પણ તેમના જેવા "વીર" બનાવશે.

આદર્શ-અનગારાવસ્થા.

મહાવીરસ્વામીએ ત્રીસ વર્ષ પર્યન્ત આદર્શ ગૃહસ્થાશ્રમ પાલી સત્યધર્મ, જીવન-આદર્શ અને રહસ્યનું સંશોધન કરવા વિરક્ત ભાવે સંસાર ત્યાગ કર્યો. જીવની શુદ્ધ સ્થિતિ-પરમાત્મપદ-એજ તેમનો જીવન-આદર્શ તેજ આદર્શના કારણે ધન, ઐશ્વર્ય, રાજ્ય વૈભવ, અને કુટુંબને પણ તજ્યું. બાહ્ય સાધનો છોડી શરીર એ મોક્ષ-સાધ્ય વસ્તુનું સાધન છે તેનો સુંદર ઉપયોગ કર્યો. સંસારના ભોગ વિલાસથી જે શાન્તી ન્હોતી પ્રાપ્ત થઇ તે સંસાર-ત્યાગથી મેળવી.

આવી અનગાર અવસ્થામા મહાવીરસ્વામી બાર વર્ષ રહ્યા. આજ વર્ષો તેમના જીવનનો અગત્યનો ભાગ છે. અનેક ઉપવાસો-છઠો-અઠમો-અઠ્ઠાઇઓ અને માસ ખમણો પણ કર્યા. માસોના માસો સુધી કાયોત્સર્ગમાં પોતાની કાયા વોસીરાવી હતી. આવી બહુ કષ્ટી તપશ્ચર્યાઓથી દેહ-દમન કરી આત્મસાધન કર્યું-એ શુદ્ધ પરમાત્મપદ મેળવ્યું. આજ જીવનમા ભરવાડોએ કાનમા ખીલા ઘોચ્યા છતા તેમના પ્રત્યે અત્યન્ત ક્ષમા અને દયા-ચંડકોસી સર્પના અનેક ડંસો સહન કરતા છતા તેને બુઝવી દયાના સાગરે તેને દયામા તરબોળ કરી ભવ્યાત્મા બનાવ્યો, માસ ખમણના પારણે ચંદનબાળાનો ઉદ્ધાર કર્યો, આ સત્ય બનાવોમા તેમના જીવનના રહસ્યો, આદર્શ સિદ્ધાન્તો, ઉજવળ ચારિત્રના પ્રત્યક્ષ પ્રમાણપત્રો છે. આજ અવસ્થામા અનંત જ્ઞાન-દર્શન અને ચારિત્ર મેળવી કેવળજ્ઞાન-ત્રિકાળજ્ઞાન મેળવ્યુ.

**કેવલ અવસ્થા અને જગતને તેનો લાભ.**

પોતાને જે સત્ય જ્ઞાન થયુ છે તેનો જગતને લાભ મળે તે ખાતર તેમણે કેવળજ્ઞાન મેળવ્યા પછી ઉપદેશકનું કાર્ય આરંભ્યુ. તેમના ઉપદેશથી જૈનધર્મને નવુ સ્વરૂપ મળ્યું. તેમના ઉપદેશથી તેમના અનેક શિષ્યો, ગણધરો અને અનુયાયીઓ થયા. બાપ દાદાએ જે ધર્મ પાળ્યો તેજ પુત્રોએ પણ પાળવો એ તે વખતે ન માનવા જેવી હકીકત હતી. તેથીજ હિંદ ઉપરાત ચીન બલુચીસ્તાન અફ્ગાનીસ્તાન વીગેરે દેશોમા મળી ૪૦ કરોડ (?) જૈનો હતા. જૈનોની વીરહાક લાગતી. વીર-ધર્મ એ ઉદાર ધર્મ હતો. દરેક જ્ઞાતિ-ધર્મ અને દરેક દરજાના મનુષ્યો વીર-ધર્મના અનુયાયીઓ થતા. મહાવીર સ્વામીએ રાજા મહારાજાઓને, બ્રાહ્મણો અને શુદ્રોને, આર્યો અને અનાર્યોને ઉપદેશ આપી જૈન ધર્મને જગત-ધર્મ બનાવ્યો. જગતે પણ તેમના જ્ઞાનનો સંપૂર્ણ લાભ લીધો કુર્માર-અસ્થી-ઉજ્જયની (?)-કૌશામ્બી-વૈશાલી, વાણીજ્ય-મિથિલા-શ્રાવસ્તી અને પાવાપુરી વીગેરે સ્થળોમા વિહાર કરી જૈન ધર્મ પ્રરૂપ્યો-ફેલાવ્યો. છેવટ પાવાપુરીમા દીવાલી-દીપોત્સવીના શુભ દિવસે પ્રભુ વીર નિર્વાણ પામ્યા. દીવાલીનો તહેવાર સારૂય હિંદ આજે ઉજવે છે એજ મહાવીર સ્વામી ઐતિહાસિક વ્યક્તિ છે કે નહિ તેનો સ્પષ્ટ અને સુદર જવાબ આપે છે. આજ મહાવીર સ્વામીનું જીવન ચરિત્ર-વીર ધર્મ સૌને વીર બનાવે એજ હૃદયેચ્છા ! ૐ શાન્તિઃ

---

# વીરભગવાન્‌ની જીવનચર્યા અને પદાર્થજ્ઞાન.

(લેખકે આ લેખનું નામ 'ભગવાન્ મહાવીરની જીવનચર્યા ઉપરથી જીવ અને પુદ્‌ગલ એ બે દ્રવ્યો ઉપર પડતો વિશેષ પ્રકાશ' આપ્યું છે પણ તે બહુ લાંબુ નામ હોવાથી તેને જરા ટુંકાવી અમે ઉપરનું મથાળું કર્યું છે. (તંત્રી.)

દરેક પદાર્થ-દ્રવ્ય-ની ક્રિયા, તેના સ્વરૂપ લક્ષણને આધીન છે. પણ આ લક્ષણ ધર્મનું જ્ઞાન તેની ક્રિયાના પરિણામોમાં સમાયલું છે. એમના ધર્મો વિષે પૃથક્ પૃથક્ માહિતી મેળવીએ, અને એ રીતે એમનું જ્ઞાન કરીએ; એ જ્ઞાન એમની વાસ્તવિક દિશા બતાવવામાં પુરતા સામર્થ્યવાળું હોતું નથી. આ જગત્ જે વસ્તુસ્થિતિને આધિન છે તે વસ્તુસ્થિતિ કઈ? આ પ્રશ્ન આપણને તેના મૂળગત જ્ઞાનને માટે પ્રેરે છે; અને એ પ્રેરણાને બળે આપણે જે જ્ઞાન સુધી પહોંચીએ છીએ તે એનું મુળ રૂપ છે. એ મૂળ રૂપ તે દ્રવ્ય પદાર્થ અને તેના વ્યાપારો તે એનું તત્ત્વજ્ઞાન.

જીવ, પુદ્‌ગલ, આકાશ, ધર્મ, અધર્મ એ અસ્તિકાય અને કાળ+ એ એ રીતનાં મૂળ દ્રવ્યો છે. જેમાં જીવ અને પુદ્‌ગલ બેજ પરસ્પર પરિણામી હોઈ આ જગત વ્યાપારના કાર્યમાં પ્રધાન અંશે પ્રવર્તેલાં છે. તેમાં પણ પુદ્‌ગલ તો જડ હોઈ તેની પ્રવૃત્તિ એક સરખા રૂપની (સાંચાના સ્વરૂપ સાધર્મ્યવાળી) હોય છે, તેમ એ પ્રવૃત્તિનો અંત કે એથી વિરૂદ્ધ સ્થિતિ પણ હોતી નથી. પણ જીવ-આત્માનું સ્વરૂપ આથી જુદું છે. એ સચેતનપણાથી સજ્ઞાન હોઇ અનેક વ્યક્તિમય છે. અને તેને લઇ એના વ્યાપારો ભિન્ન ભિન્ન સ્વરૂપમાં પ્રવર્તે છે. એના મુખ્ય ક્રિયાવ્યાપારના ધોરણમાં અનેકવિધ અપવાદો હોય છે; અને એ પ્રવૃત્તિના માર્ગમાંથી ખસી નિવૃત્તિના સ્થાનમાં પણ સ્થિત થાય છે. આ કારણને લેઈને બીજાં દ્રવ્યોનું જે જ્ઞાન સુગમ છે તે જ્ઞાન આત્માને પોતાને પોતાના વિષયમાં દુર્ઘટ છે એનું જ્ઞાન કરવા માટે એની લક્ષણ વાળ્યાની જેમ જરૂર છે, તેમ એ લક્ષણો વિવિધ વસ્તુસ્થિતિના સંપર્કમાં આવતાં એનું સ્વરૂપ કેવું રહે છે. તેની પણ જરૂર રહે છે. આ ઉપરથી એટલું સિદ્ધ છે કે આવી જાતનો ઇતિહાસ જેનો આલેખાએલો છે તેનો પરિચય આવી જાતના જ્ઞાન માટે આધારભૂત છે.

આશ્ચર્યની વાત એ છે કે શુદ્ધ જ્ઞાનને માટે આવી જાતના ઇતિહાસની અપેક્ષા હોવા છતાં એવો ઇતિહાસ મળવો એ દુર્ઘટ અને દુરૂગમ્ય વાત છે. અત્યાર સુધીના થયેલા દરેક તત્ત્વચિંતકો જુઓ અને તેનાં ચિંતનો તથા ચરિત તપાસો એટલે આ વાતની પ્રતિતિ સહેજે થઈ આવશે. મનુષ્યગણ એમ સમજે છે કે જગત્ બંધારણના સ્વરૂપનો અને તેના ધોરણનો પત્તો અમોને લાગ્યો છે અને એ વિષયમાં અમે જે કાંઈ માનીએ છીએ તે યથાવત્ છે. આ ખ્યાલમાં તે એટલો મશગુલ હોય છે, કે એની પોતાની જ્ઞાનશક્તિ પોતાના વિષેના જ્ઞાનમાં અજાણ રાખે છે એને વસ્તુ સ્થિતિનો બરાબર ખ્યાલ હોતો નથી અને એ વસ્તુસ્થિતિની વિશાળતા અને ભવ્યતાને પોતે પહોંચી વળે છે કે કેમ તે જોવા જાણવાની નિર્મળ વૃત્તિનો તેનામાં અભાવ હોય છે. આ વાતને સિદ્ધ કરવાની કશી આવશ્યકતા નથી, અનુભવગમ્ય છે. આવી સ્થિતિને લેઇને અત્યારે જગતમાં વ્યાપ્ત પદાર્થો અને તેની ક્રિયા પ્રવૃત્તિનાં વર્ણનો વ્યાપ્ત છે, તે તેના ખરા સ્વરૂપ કરતાં અનેક અન્ય રંગોથી રંગીન થઇ પોતાનું દર્શન કરાવી રહ્યાં છે.

કૃષ્ણ, બુદ્ધ, મહમ્મદ, ઇસુખ્રિસ્ત, જરથોસ્ત વિગેરે ધર્મપ્રવર્તકો અને કપિલ, ગૌતમ, વ્યાસ, કણાદ,

+કાળ એ વસ્તુતઃ પદાર્થ નથી તત્ત્વ વિચારની સવડની ખાતર એને ઉપચારથી પદાર્થ કલ્પેલ છે. દીગંબર સંપ્રદાય આ વિચારમાં જુદો પડે છે. પંડિત સુખલાલજીએ આ વિષય ઉપર પુરાતત્ત્વમાં વિચારણીય લેખ લખ્યો છે. શ્વેતાંબર અને દીગંબર બન્ને પક્ષના તત્ત્વગ્રંથોમાં આ દ્રવ્ય ઉપર વિસ્તારવાળી વાદ ચર્ચા છે.

જૈમિનિ, પતંજલિ, સોક્રેટિસ, પ્લેટો, કેન્ટ, કૉન્ત, સ્પેન્સર વિગેરે તત્ત્વવિચારકો આ જાતિના દૃષ્ટાંતો છે. કોઈનું સ્વજીવન અનેક ભવ્ય અને તેજસ્વી રંગોથી ચિત્રિત હોઈ મૂળ વસ્તુથી દૂર ગયેલું હોય છે; ત્યારે કોઈનું સ્થાપિત જ્ઞાન પરિમિત માહિતિ વાળું કે વિકારના દોષથી દૂષિત થએલું હોય છે. આવા સંજોગોસાત્ પદાર્થોનું ખરૂં અસ્તિત્વ અને તેનો સ્વભાવ; તથા તેનો વ્યાપાર ઇતિહાસ એ બન્ને યથાવત્ રીતે અગમ્ય, અને દુર્ઘટ રીતનાં થઇ પડયાં છે.

*આ અંધકારયુક્ત સ્થિતિમા તેજનાં પણ કિરણો પ્રકાશે છે અને એ તેજ જોવાની જેના નયનમાં શક્તિ હોય છે તે યથાવત્ સ્થિતિ જોઇ પણ શકે છે. પણ એટલું ખરૂં કે એ તેજ ગમે એટલું જાતે પ્રકાશમાન હોય, દરેકે દરેક ચીજ દૃષ્ટિગોચર કરાવવાની શક્તિ વાળું હોય; પણ એ દૃષ્ટિગોચર થવું તે તે દૃષ્ટિ નાંખનારનાં તેજ ઝીલવાની શક્તિને આધીન હોય છે, આથી આ દુર્ઘટ અને અગમ્ય થઇ પડેલા પ્રદેશમાં, પ્રવેશ કરવાની સરળતા અને ગમ્યતા બન્નેની સંભાવના છે. એ સંભાવનાનું સ્થાન તે ભગવાન્ મહાવીરનું પોતાનું જીવન! અને તેમનું જ્ઞાન! એમની જીવનચર્યા, પદાર્થ વ્યાપારોનો ઇતિહાસ પુરો પાડે છે, અને જ્ઞાન, પદાર્થોની સંખ્યા અને સ્વભાવ યથાવત્ પ્રગટ કરે છે.+

આ બે વસ્તુ પૈકી આપણે એમના જીવનના ઇતિહાસમાં ઉતરવાનો પ્રયત્ન કરીશું. એ મૂળ વસ્તુના સ્વભાવને કેવી સચોટતાથી સમજાવે છે, તે એ ઉપરથી સમજાશે.

આગળ કહેવામાં આવ્યું છે તેમ જીવ અને પુદ્ગલ એ બે પરસ્પર પરિણામી છે. અને એ પરિણામીપણાના કારણે ફળ એ થયેલું છે કે આત્મા સ્વતંત્ર મટી પુદ્ગલના તંત્ર નિચે મુકાય છે. અને એ પરતંત્રતા એટલી ભયંકરતા સુધી પ્હોંચી છે કે આત્માનું પોતાનું લગભગ સર્વસ્વ નષ્ટપ્રાયઃ દશામય થઈ જાય છે. શરૂઆતની દરેક આત્માની આ સ્થિતિ હોય છે. જ્યારે આવુંજ પરિણામ સ્થિત થયેલું હોય છે, ત્યારે તે સ્થિતિ બદલાવવાનો સંભવ ખરો કે કેમ? આનો ઉત્તર ભગવાન્ મહાવીરનો 'નયસાર'નો ભવ પુરો પાડે છે. જ્યારે આત્માની ભવસ્થિતિ પાકે છે-આત્માને પુદ્ગલના બંધનમાં રહેવાનો સમય લગભગ પુરો થવાની સ્થિતિમાં આવે છે, ત્યારે તેને ખરી સ્થિતિનો ખ્યાલ આવે છે. પણ આ ખ્યાલ આવવાનું કારણ ભવસ્થિતિ પરિપાક એ ખાસ ધ્યાનમા રાખવુ જોઇએ—ભગવાન્ હરિભદ્રસૂરિએ ષડ્દર્શન સમુચ્ચયમાં જૈનદર્શન સમજાવતાં—કહ્યું છે કે, ભવ્યત્વ પરિપાકથી જેને સમ્યગ્દર્શન જ્ઞાન થાય છે, તે સમ્યગ્ ચરિત્રની મદદથી મોક્ષ મેળવે છે. ભગવાન્ મહાવીરના આત્માની જીવનચર્યા અહીંયાંથી જુદા માર્ગે તરફ વળે છે. પુદ્ગલની શક્તિ એમના ઉપરથી સંબંધે દબાતી જાય છે આ રીતે આત્માની શરૂઆતની સ્થિતિમાં ફેર પડે છે. આ ઉપજેલું પરિણામ આત્મા અને પુદ્ગલ વિશે એક મહત્વનું જ્ઞાન પુરૂં પાડે છે. અને એ રીતે ધીરે ધીરે આવેલા પરિણામ એમના વિશેનું ઘણું મહત્વપૂર્ણજ્ઞાન આપણને કરાવે છે.

હવે આપણે એમના મરિચિના ભવ આગળ આવીએ. એ ચિત્રજ્ઞાન એ આપે છે કે બંધનની સ્થિતિ લંબાવવી હોય છે ત્યાં સુધી આત્મામાં એક વખત આવેલી સબળરૂપની શક્તિ પાછી નિર્બળરૂપની થઇ જાય છે, અને પુદ્ગલના સંપર્કથી વિકૃત થઇ એ વિકૃત નિમિત્તથી પુદ્ગલની સત્તાનુ જોર પોતા માટે વધારે છે. પોતે બંધવિમોચનના માર્ગ ઉપર ચઢયા પણ આગળ ગતિ કરી શકયા નહિ

* મિથ્યાત્વ અને તેથી આવરિત આત્માનો દર્શનગુણ, તેજ–પ્રકાશ=મતિજ્ઞાનથી માંડી કેવળ જ્ઞાન સુધીનો આત્માનો જ્ઞાનગુણ આ વિષયવર્ણન સાથે સામ્ય છે માત્ર ભાષા જુદી રચી છે. રહસ્ય અભેદ છે.

+ અન્ય દર્શન અને દર્શનકારો આજ સ્વરૂપના હોય છે, પણ યથાવતાના કારણથી જુદો પડે છે. અહીંયાં પક્ષમોહનો આક્ષેપ મુકવાની જરૂર નથી. જીવને ભવસ્થિતિ પરિપાકને અંગે સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન થાય છે. જૈનદર્શને આ સ્થિતિ દૃઢ આગ્રહ રાખવાથી કોઈ આવેલી ગણી નથી પણ જીવ સ્વતઃ એ સ્થિતિમાં મુકાય છે. સ્વભાવસિદ્ધ અને ઉપદેશનિમિત્તથી સમ્યગ્દર્શનનાં સૂત્ર ઉપરની યશોવિજયજીની ટીકા તત્ત્વાર્થ સૂત્રમાં જુઓ.

એટલુંજ નહિ પણ ત્યાં સ્થિર સુદ્ધાં ઉભા રહી શકયા નહિ. પ્રવૃતિ બદલાય છે પણ ખરી સ્થિતિ-દર્શક દર્શનશક્તિ બદલાતી નથી. તો પણ એને જરા ક્ષતિતો પહોંચે છે જ. ત્રિદંડીનોવેશ ઉપજાવવો; અને એ કારણથી અન્ય ગુણાત્માઓએ, એમને જ્યારે શરીર અશાતા થઇ ત્યારે તેમણે એમને સુશ્રુષા ન કરી એ સંજોગ નિમિત્તથી, બદલામલા માર્ગમાં આગળ વધેલા તે ત્યાંથી પાછા હઠે છે અને વળી એમના પિતા ભરતચક્રી; એમનામાં ભાવિતીર્થંકરની સંભાવના, ભગવાન્ ઋષભદેવને એમને પુછેલા પ્રશ્નથી જાંણી એ તીર્થંકરપણા ઉપર ભક્તિ દર્શક નમસ્કાર જ્યારે એમને કરે છે, ત્યારે તે ચેષ્ટા એમનામાં આવિર્ભાવ પામે છે, અને તેના ફળ તરીકે જે પરિણામ વર્તમાન અને ભવિષ્યને માટે નિર્માય છે તે આપણને કાર્યકારણની સંકલનાઓની અગત્યની દિશાનું જ્ઞાન કરાવે છે.

તે પછી તેઓ ત્યાર પછીના ભવમાં રાજપુત્ર થયા એ જીવન નિર્વાહમાં એક વખત પોતાની ગેરહાજરીમાં તો લાભ લેઇ પોતાના કાકા—જે રાજા હતા તેનો પુત્ર તે પોતે જે બાગ વાપરતા હતા તેનો કબજો કરી બેઠો. બહારથી ત્યાં આવી જ્યારે એ આમ જુએ છે, ત્યારે ઉદાર મન રાખી તેની એ કૃતિ તરફ ઉપેક્ષાભાવ રાખે છે. પણ આ ઉપેક્ષાનું કારણ પોતાની નિર્બળતા નથી, એ પ્રત્યક્ષ ખ્યાલ આપવા તે બાગના દ્વારપાસેની કોઠીના ઝાડને પોતે એક મુઠ્ઠી મારે છે અને બધાં ફળ ગેરવી નાખે છે. પણ આથી પુદ્‌ગલનું એક મલિન આવરણ ખસે છે અને તેના પ્રતાપે પોતાનાં સ્વરૂપ સાધનમાં પડે છે. માસમાસ સુધીની નિરાહારતાના પ્રતાપે, જર્જરિત થઇ ગયેલા દેહે આહારની ઇચ્છાએ એ એક નગરમાં ફરી રહ્યા છે, ત્યાં, એક ગાયથી ધક્કો લાગ્યો અને પોતે નિચે પડયા. આ સ્થિતિ, એમના ભાઇ કે જેણે-એમના બાગને પોતાના વિલાસનું સાધન બનાવ્યો હતો, તે તે નગરમાં પરણવા આવેલો હોઇ-નજરો નજર જોઇ હાંસી કરી તેને એ મુનિએ એક વખત તેને બતાવેલું બળ અને આ વખતની નિર્બળતાને યાદ આપી મ્હેણું માર્યું.

અધ્યાત્મ માર્ગમાં ગયેલો આત્મા પાછો ગુલાંટ મારે છે અને પુદ્‌ગલની સત્તામાં પાછો સપડાય છે, પોતાનો હેતુ શો હતો તેનો નાશ થઇ તેની જગ્યાએ પાછી મૂળ સ્થિતિનો કાંઇ પ્રવેશ થાય છે. આવી રીતે લોકીક માફક ક્રિયા થયા કરે છે. આ પ્રકારો એ સિદ્ધ કરે છે કે એક વખત ઉપસ્થિત થયેલી સ્થિતિ કાયમ ટકાવી રાખવા; આત્મા જ્યાં સુધી પુદ્‌ગલમિશ્રિત સત્તામાં હોય છે ત્યાં સુધી તેની શકિત બહાર હોય છે.

ત્રિપૃષ્ટ વાસુદેવપણાનો ભવઃ ત્યાં પોતાનો પોતાના પિતાની પુત્રીથી જન્મ; આજ્ઞાલોપક શય્યાપાલકના કાનમાં રસ કરેલું ઉષ્ણ શીશું નાંખવું; પોતાની હાંસી કરનાર ભાઇનો સિંહનો ભવ અને તેનો વધ; પોતાનો સારથિ કે જેનું સિંહના પરલોક પ્રયાણ કરતા આત્માને સાંત્વન આપવું, અને પોતા સાથેનો સ્નેહ સંબંધ આગળ ચાલવો, આ બધુ એકજ ધર્મ (સ્વભાવ-ગુણ) વાળા આત્માની જુદી જુદી સ્થિતિ, આત્મા આત્મા વચ્ચેનું વિચિત્રપણું, ભિન્ન ભિન્ન આત્માની પુદ્‌ગલ સાથે અસામ્ય સેળભેળતા, આ બધા પ્રકારો જીવ અને પુદ્‌ગલ દ્રવ્ય વિશે અસાંમાન્ય જ્ઞાન કરાવે છે.

મહાવીર જીવનના પાછલા ત્રીજા ભવમાં જે આત્મ સ્થિતિ થાય છે, તે એમના મહાવીર જીવનનું મુખ્ય અંગ છે. ત્યાં ચાલેલો જીવન વ્યાપાર એમના મહાવીરપણાની સ્થિતિ નિર્માણ કરે છે. તત્ત્વોપદેષ્ટા અને એ ઉપદેશામાં ગૌરવવાળુ સ્થાન, એ એ જીવનનું બહુ મોટા ભાગે પરિણામ છે. પુદ્‌ગલની સત્તાનું બળ બહારી નરમ પડવા માંડે છે; એટલુ જ નહિ પણ મહાવીરવાળા જીવનમાં, પુદ્‌ગલની આત્મા સાથેની મિશ્રિતતા દુર કરવાની નિમિત્તના અન્ય આત્માઓ ગરિ-મહાવીરના આત્મામાંથી પ્રાદુર્ભાવ પામે છે ત્યારે એ પ્રાદુર્ભાવ થવા પામતી ક્રિયાને, અને તેમાંથી જન્મેલી નિમિત્તતાનો વિસ્તાર કાર્યને એ મદદ રૂપ થાય છે. આત્મજ્ઞાનની અત્યુત્સાહિ વકિલાત કરનાર મુનિ શ્રી હુકમમુનિજી પોતાના તત્વસારોદ્ધાર નામના ગ્રંથમાં આ વિષય ઉપરથી ચર્ચા કરતાં એક પ્રશ્નના જવાબમાં કહે છે કેઃ-

'હે શિષ્ય ત્હારી મતિ હજુ પુદ્‌ગલમાંજ આસકત લાગે છે. તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કરીને એ બિચારા આત્માએ વિશેષ શું સાધ્યું? તીર્થંકર નામ કર્મ વીશ સ્થાનક પદની આરાગનાથી આરાધન થતાં બંધાય છે અને તે નિકાચિત હોવાથી ઉલટા બે ભવ વધારી લીધા! અને મારી તે આ તીર્થંકર નામ કર્મની એ શુભ (કર્મ) પુદ્‌ગલે આત્માની ક્ષપક શ્રેણિ રૂપ સ્વમાર્ગ વર્ધક કાર્યમાં વિક્ષેપ કર્યો.*

આ સમજ બરાબર રૂપની નથી. જ્યાં સુધી આત્માનો ભવ સ્થિતિ અંત આવ્યો નથી ત્યાં સુધી, આત્માની શકિતએ એવા ઉત્કૃષ્ટ રૂપમાં પ્રગટ થવાની સ્થિતિમાં હોતી નથી. જ્યારે એવો ઉત્કૃષ્ટ શક્તિના પ્રગટન માર્ગને છોડી દેઈ આત્મા જ્યારે સ્વેચ્છાથી એ સરાગણુતાને પસંદ કરે ત્યારેજ તે પુદ્‌ગલની સત્તા નિચે આવવા માટે દોષ પાત્ર છે. પણ ઉલટું પુદ્‌ગલ સત્તાનું જોર જ્યાં અસીમ વ્યાપેલુ હોય છે, તેવી સ્થિતિમાથી આત્મા પોતાની શકિતઓને આગળ લાવે છે અને તેને એટલી સામર્થ્ય વાળી બનાવે છે કે પુદ્‌ગલની સત્તાનો અમૂક કાળ અંતરમા સદંતર ઉછેદ કરે છે. આ ઉન્નત કાર્યને તુચ્છરૂપનુ માની તેના પ્રત્યે અસમ્યગ્ દૃષ્ટિબિન્દુ રજુ કરવું, તે તેની આ પરિસ્થિતિના યથાર્થ જ્ઞાનનો અભાવ સૂચવે છે. ખરી વાત એ છે કે આત્માની સ્વ શક્તિઓ નિર્બંધ સ્થિતિએ પહોંચી જવાના ભવ-સ્થિતિપરિપાકના સંબંધને આધીન છે. એ ભવ સ્થિતિપરિપાક કાળ જેટલો સ્વલ્પકાલિક (નજીક) તેટલોજ આત્માની તેની નિર્બંધ પ્રયાણમાર્ગગતિ, સીધી શુદ્ધ, અને ત્વરિત. આ ઉપરથી આટલું સ્પષ્ટ સમજાશે કે, આત્માનો પોતાનો સ્વશક્તિ પ્રભાવ વાળો પુદ્‌ગલ સાથેનો સંબંધ; અને ને સંબંધ મિશ્રિત ક્રિયા પરિણામ, જે આત્મા અને તેની શક્તિઓનું કિંકરત્વ સ્વીકારે છે અને તે પોતાનો પ્રભાવ મહિમા ભુલી જઇ તે શક્તિ એના પ્રભાવને પોતે વિસ્તારવાનું કાર્ય કરે છે.×

આ જ્ઞાનનો ક્રિયાપ્રકાર જીવ, અને પુદ્‌ગલ એ બેની સંજોગવિવિધતા બતાવે છે. એક સંજોગમાં જીવ અને પુદ્‌ગલની એક જાતની સ્થિતિ હોય છે ત્યારે બીજા સંજોગમાં બીજી. આ રીતે સંજોગ અને સ્થિતિ બન્નેની વિવિધતા વધે છે અને તે અસીમ અને અસંખ્ય હોઇ તેઓનું ક્રિયા અને કાર્ય સ્વરૂપ પણ તેવુંજ અસીમ, અને અસંખ્ય હોય છે.

એમના પૂર્વ ભવોની સ્થિતિ આપણે આટલા સુધી તપાસી, અને એ ઇતિહાસમાં સમાયલી બીનાનો વિચાર કર્યો. હવે આપણે એમના મહાવીર તરિકેના મુખ્ય જીવનના ઇતિહાસમાં ઉતરીશું, એ ઇતિહાસના બધા બનાવો તે ઉપયોગમાં ન લેતાં, અત્યારના વિષય સાથે જેનો સીધો સંબંધ છે તેનોજ વિચાર કરીશું.

આ જીવનનો આરંભકાળ; દેવાનંદા બ્રાહ્મણીના કુક્ષીમાના ગર્ભ દેહમા પોતાના આત્માનો પ્રવેશ થવો. બ્રાહ્મણ કુલ એ નીચ કુલ ગણાય છે; એટલા માટે કે એ જાતિના લોકો યાચના વિગેરે સમાજપ્રતિષ્ઠાહીન કાર્યો કરે છે. એટલે એમના જીવનનો આધાર અન્યની અપેક્ષાને આધિન છે. આવી અન્યાવલંબી જાતિમા મનુષ્યગણમાં જેઓએ અનન્ય સ્થાન—આત્માએ પુદ્‌ગલ સંસર્ગમા રહી, પોતાની શક્તિ પ્રધાન કાર્ય પરિણામ નિપજાવી—એ પરિણામના પરિપાક તરીકે મેળવેલું હોય છે, એવા સ્વરૂપ સ્થિતિવાળા આત્માઓ ઉત્પન્ન થતા નથી† આ સનાતન નિયમમાં મહાવીરનો આત્મા અને પુદ્‌ગલ એ બેના મિશ્રવ્યાપારે અપવાદ ઉત્પન્ન કર્યો આત્મા અને પુદ્‌ગલનું એ કાર્યપરિણામ; આત્માની પ્રધાન ક્રિયા વર્તિ પરિણામ

* આ વચનો સ્મરણના આધારે લખ્યાં છે એમના ગ્રંથો ચૌદેક વર્ષ ઉપર વાંચેલા આ લેખ તૈયાર કરવાના સ્થળે એમનો ગ્રંથ હાજર નહિ હોવાથી મૂળ વચનો ઉતારવાનું બન્યું નથી

× આ વાતની વધારે સ્પષ્ટતા—સયોગી, કેવળી અને અયોગી કેવળીના કાર્ય સ્વરૂપો વિચારવાથી યોગ્ય રૂપમાં જશે.

† ૬૩ ઉત્તમ પુરૂષો (૨૪) તીર્થંકર (૧૨) ચક્રવર્તિ (૯) પ્રતિવાસુદેવ (૯) વાસુદેવ (૯) બળરામ અવસર્પિણી અને ઉત્સર્પિણિ, એ કાળ ચક્રના બે વિભાગના પ્રત્યેક ભાગમાં મુકરર સંખ્યામાં થાય છે.

તરીકે પ્રાપ્ત થએલા એ અનન્ય સ્થાન અને તેના ઉદય કાળ વખતે નષ્ટ થઇ જાય છે* પણ મહાવીર જીવનનો આ પ્રકાર એ દ્રવ્યોની ચાલી આવતી રીતિમાં કોઈ કાલે ફેરફાર થાય છે. એ રીતની વિશેષ જ્ઞાનવૃદ્ધિ-એ દ્રવ્યો પોતાને અંગે પુરા પાડે છે.

ગૃહી જીવનના આ બનાવ સિવાય બીજા બનાવો પ્રસ્તુત વિષય સાથે સીધો સંબંધ ધરાવતા નથી. એ બનાવો ગૃહી જીવન કેમ ગુજરાય તેનો નિર્ણય કરવામાં બહુ ઉપયોગી છે, અને આ વિષય પ્રગટન માટે પણ તેમાંનાં કિરણોમાંથી કેટલોક પ્રકાશ મળે એમ પણ છે, પણ તેનો ઉપયોગ તે વિષયને વધારે અનુકુલ હોવાથી તેના સંબંધને અંગેજ તેનો વિચાર કરવો એ વધારે વાસ્તવિક છે, યતિજીવનમાંના બનાવો આપણા ચાલતા વિષયને અંગે તદ્દન પાસે હોઇ અસામાન્ય પ્રકાશ નાખે છે, તેથી તેટલા પુરતા વિચારમાંજ સંતોષ માનીશું.

બાહ્ય અને અંતરથી લોચ કરી પૌદ્‌ગલિક બંધન તદ્દન તોડી નાખવા તેઓએ યતિજીવન સ્વીકાર્યું. અને તે રસ્તે આત્મિક શક્તિઓ ઉત્તરોત્તર બળવત્તર થઇ પૌદ્‌ગલિક બળ નષ્ટ કરે, તે માર્ગનો પ્રચંડ આરંભ કર્યો. શરૂમાંજ આ કાર્યનો આરંભ થયો. વનના એક ભાગમાં એઓ ધ્યાનસ્થ ઉભા છે ત્યાં એક ગોવાળીઆએ પોતાના બળદ તેમને સંભાળવા ભલામણ કરી. પોતાનું કાર્ય આ જાતના કાર્યથી સંબંધ રહિત હતું; તેથી તેઓ તેને અંગે અસંબંધિત રહ્યા. બળદ વનમાં આગળ નિકળી ગયા દીવસને અંતે ગોવાળ આવી, ભગવાન્ મહાવીરને બળદની હકીકત પુછે છે. પણ તેઓએ પોતાનું વર્તન પૂર્વવત્ ચાલુ રાખ્યું. ગોવાળ બળદની શોધમાં આખી રાત ભટકી પાછો મૂળ જગ્યાએ આવ્યો. તો બળદ ત્યાં ઉભેલા, આથી મહાવીર ઉપર ચોરનો શક લાવી તેમને જીવિત રહિત કરવા ગોવાળ તૈયાર થયો. સૌધર્મેન્દ્રને ખબર પડતાં ત્યાં આવી ગોવાળને તેમ કરતાં અટકાવ્યો અને મહાવીરને કહેવા લાગ્યા. હે શ્રમણશ્રમણ! તમારા ઉપર હજી બહુ કષ્ટપરંપરા આવવાની છે; માટે જો આપ આજ્ઞા આપો તો હું આપની સેવા સ્વીકારી એ કષ્ટ નિવારવા આપની પાસે રહું. એના જવાબમાં ભગવાને કહ્યું: હે! ઇન્દ્ર! જિનેશ્વરો (પુદ્‌ગલની શક્તિ ઉપર જય મેળવનારા) પોતાનું સ્વરૂપ પોતાની શક્તિથી પ્રાપ્ત કરે છે. એવું કોઇ કાળે બન્યું નથી, બનવાનું નહિ અને બનશે નહિ કે એ કાર્યમાં અન્યની સહાય કામ લાગે અર્થાત્ આત્મા અને પુદ્‌ગલ પરસ્પર સેળભેળ થઈ ગયાં છે એ સ્થિતિમાં આત્માથી પુદ્‌ગલને જુદું કરવામાં આત્માનો પોતાનોજ પ્રયત્ન જોઇએ, અન્ય આત્મા આવી તેને મદદ કરવા લાગી જાય પણ તેનો એ જાતનો પ્રયત્ન નિષ્ફળ નિવડે છે, અને આ કાર્ય આત્મા પોતાથીજ થવું જોઈએ કારણકે દરેક ક્રિયા દ્રવ્ય ધર્મને આધિન છે. આમાં સમાયલું જ્ઞાન એ સ્પષ્ટ કરે છે કે આત્માએ જો પુદ્‌ગલ સંગ રહિત થવું હોય તો એ સંગ રહિત થવામાં પોતાના અનન્ય ધૈર્યશાળી પુરૂષાર્થની જરૂર છે.

આત્મગુણને પુદ્‌ગલ આવરણ રહિત કરવામાં આ રીતનો પુરૂષાર્થ એમને ૧૨॥ વર્ષ પર્યંત કર્યો અને અસાધારણ દેહ કષ્ટ-પોતાની મરજીથી ઉપસ્થિત કરેલું તથા સ્વભાવિકતાથી થઇ આવેલું, હર્ષ શોક રહિત કર્યું. આ રીતે, નિર્મિત થયેલી પુદ્‌ગલ સત્તાનો સદંતર ઉચ્છેદ કર્યો. ઉપવાસ વિગેરે દેહકષ્ટ કરવાનો જૈન શાસ્ત્રોમાં જે ઉપદેશ છે, તેને બુદ્ધિવાદમાં સમજાવવા કેટલાક વિચારકો, માત્ર ઇન્દ્રિયનિગ્રહના કારણ રૂપે સમજાવે છે. તેમ વળી વિપર્યાતર કરી વૈદક શાસ્ત્રના નિયમમાં તેનો સમાવેશ કરે છે. પ્રસિદ્ધ જૈન વિચારક રા. વાડીલાલ મોતીલાલ શાહ પોતે એક વખત પ્રસિદ્ધ કરતા "જૈન દિનેચર્યા" પત્રમાં આ રીતેનાં, ઉપરના વિચારો રજુ કરે છે. પણ એ ગૃહસ્થ ભુલી જાય છે, કે જૈન ધર્મોપદેશકો એવાં બુદ્ધિબળરૂપો કદી પણ રજુ કરતા નથી. એમનો તત્ત્વવિચાર, ધર્મવિચાર, અને આચાર વિચાર, સીધો, સ્પષ્ટ, સરળ અને અદંભિક બુદ્ધિ ચમત્કારના આડંબર રહિત હોય, અગમ્ય અને દુર્ગમ્યતાના જ્ઞાનબળ રહિત હોય છે. ઉપવાસ વિગેરે

* જૈનનો બીજો પક્ષ, દિગંબર મહાવીર જીવનના આ બનાવનો સ્વીકાર કરતો નથી. આ રીતિ એમની સૈદ્ધાન્તિક દૃષ્ટિને વિધિત કરે છે.

દેહકષ્ટ;–આત્મા પોતાની શક્તિ આવિર્ભાવપૂર્વક જાગ્રત હોય. તેવા પ્રસંગેઃ–પોતાના માટે સરાગમયું, (અશુભ)–જેનું સત્તાપ્રવર્તક કાર્ય ભવિષ્યને માટે આરંભિત થવાનું હોય તેવી પુદ્‌ગલ સત્તાનો, ક્રિયા વ્યાપાર તે કાળે વેદી લેઇ, તે સત્તાનું ઉન્મૂલન કરવું. એ ક્રિયા સિદ્ધિ માટે કરવાનું છે. દ્રવ્ય વિચાર એ વાતને સ્પષ્ટ રીતે પ્રગટ કરે છે અને એ વિચારનો સમ્યગ્ આલોચનાનો ગુણ ધરાવનાર જૈન આગમો પણ એજ ઉદ્‌ઘોષણાનો સુર કાઢે છે.

*કર્મક્ષય કરી ધર્મ સારથી ભગવાન્ મહાવીર જીવગણને, પોતાની સત્તા આવિર્ભાવ માર્ગ ઉપર લાવે છે. દેવોએ સમોવસરણ રચ્યું છે,–અને જેઓ પુદ્‌ગલ સત્તામાથી મુક્ત થવા ઇચ્છે છે. તેવા જીવો એ માર્ગ જાણવાની ઉત્કંઠાથી-તેમાં આવી બેઠા છે તેવા પ્રસંગે સમોવસરણની ભૂમિથી જોડે દુર એક ખેડુત જમીનને ખેડી રહ્યો છે, તેને ઉપદેશ કરવા માટે ભગવાન્ મહાવીરે ગણધર મુખ્ય મહાત્મા ગૌતમને આજ્ઞા કરી. ગૌતમ તેની પાસે ગયા. લબ્ધિસંપન્ન મહાત્માએ તેને બોધ કર્યો, અને તે તેને લાગ્યો. વીતરાગ માર્ગની ભૂમિકામા એ જીવ આગળ વધેલો જાણી તેને ભગવાન્ મહાવીર પાસે ચાલવા સૂચવ્યુ. ગૌતમની આ આજ્ઞા તેને શિરસાવંદ્ય ગણી તેમની સાથે તે ત્યાં આવવા લાગ્યો. સમોવસરણ નજીક આવ્યો અને ત્યા સિંહાસન ઉપર બેઠેલા ધર્મચક્રી પ્રતિભાવાન્ ભગવાન્ મહાવીરને દેખતાજ ક્રોધમાં આવી જઇ, તે નાઠો. ગણધર ગૌતમ આ રીતની તેની કૃતિ જોઇ તેને કહેવા લાગ્યા. ભો! શિષ્ય! તુ આ શું કરે છે? આ સમોવસરણ જો! તેમા બેઠેલા આ–જગત્ ગુરૂ ભગવાન્ મહાવીરને નમસ્કાર કર. આમ આવ આમ આવ! ગભરાવ મા! ભગવાન મહાવીરે આ રીતે ગૌતમને બોલતા જોઈ; તેમના પ્રત્યે કહ્યું, ગૌતમ હવે એ પ્રવતન કરવો રહેવાં દે! એની આત્મિકગતિ આગળ નથી, જેટલી ગતિનો પરિપાક થયો હતો તેટલા પુરતા નિમિત્તની તેને જરૂર હતી એ નિમિત્ત પ્રસવનું સ્થાન તું હોઇ તને ત્યાં મોકલ્યો હતો. મારી પાસે એ આવશે નહિ અને મારાથી એને જરા પણ લાભ થવાનો નથી. કારણ એ છે કે હું જ્યારે ત્રિપૃષ્ટ વાસુદેવના ભવમાં હતો ત્યારે એ સિંહ હતો. તે સિંહને મેં માર્યો તે વખતે તેનો આત્મા તેનો દેહ છોડતી વખતે અત્યંત દુઃખમય બન્યો. આ સ્થિતિ જોઇ જે તું તે વખતે મારો સારથિ હતો–તેણે તેનું કારણ જાણી, મીઠા અને પ્રીતિ વાળા શબ્દોમા કહ્યું; હે વનપતિ!. તું શા માટે શોચ કરે છે? ત્હારૂં મ્હોત એક સાધારણ માણસથી થયું નથી પણ ત્હારી માફક એક નરપતિથી થયેલું છે. માટે સાંત્વન પામ! આ રીતનાં વચનથી તે સમાધિ પામી પ્રાણમુક્ત થયો–એ એ મારો મારા આગલ્યા ભવમાનો પિત્રાઈ ભાઈ હતો. તેં જે એને મીઠા વચનથી સંબોધ્યો હતો તેથી તે તારા ઉપર રતિવાળો થયો હતો. એ રતિના પરિણામ તરીકે તારાથી એ ભદ્ર પરિણામ વાળો થયો. મેં એનો સંહાર કરેલો હોવાથી પૂર્વના દ્વેષ સંસ્કારથી મને દેખતાજ તે નાઠો! એ શુક્લપક્ષી થયો છે. એનું હવે સંસારભ્રમણ માત્ર અર્દ્ધ પુગદ્‌લ પરિવર્તન સુધી છે. આત્મા અને પુદ્‌ગલના મિશ્ર વ્યાપારથી ઉદ્‌ભવેલા અનેકવર્ગી ચિત્રો આમા આલેખાયેલાં હોવાથી આ કથા જરા વિસ્તારથી અત્રે ઉતારી છે. એમાંના ઘણા બનાવો દ્રવ્ય ધર્મના સર્વ સાધારણ ધર્મો પ્રમાણે બનેલા છે. માત્ર એક બનાવ; છદ્‌મસ્થ ગૌતમથી ખેડુતને બોધ થવો, અને ધર્મચક્રવર્તિ સર્વજ્ઞ મહાવીરથી પરાઙ્મુખ થવું, એ દ્રવ્ય ધર્મના અસાધારણ પ્રકાર ઉપર લાક્ષણિક પ્રકાશ નાખે છે. તે ક્રિયાસમય કાળે,' ગૌતમ અને મહાવીરના આત્મસામર્થ્ય વચ્ચે અનેક ગણું અંતર છતાં, મહા સામર્થ્ય મહાવીરથી તેને લાભ ન થતાં અલ્પસામર્થ્ય ગૌતમથી તે પ્રતિબોધ પામે છે.

ક્રિયાપ્રવર્તક નિમિત્ત કારણો કેવા કેવા સંજોગો વચ્ચે જન્મે છે એ આ કથા ભાગ ઘણી સારી રીતે રજુ કરે છે. ભગવાન્ મહાવીરે પોતાની મહત્તા અહમત્તાના દુષિત અંશો રહિત આ બનાવને કેવા

* આત્મ સત્તા બોધ- પૌદ્‌ગલિક સત્તા (ચાર ઘાતિકર્મ).

નિર્મળ રૂપમાં રજુ કર્યો છે! અને દ્રવ્ય ધર્મના એક વિશિષ્ટ અંગનું સાચું જ્ઞાન કરાવ્યું છે આ આશા! મહાવીરના સર્વજ્ઞ અને શુદ્ધ આત્મદ્રવ્ય શિવાય બીજે ક્યાંથી સંભવે ![1]

હવે, એમના જીવનના અંત સમયના બનાવ તરફ નજર કરીશું. ભગવાન્ મહાવીરના આત્મપ્રદેશો સર્વ પુદ્ગલ સબંધને દુર કરી આત્માના મોક્ષ સ્થાન તરફ જવાની નજીકમાં હતા. ત્યાં સૌધર્મેંદ્રે કહ્યું હે! કરૂણાના સમુદ્ર! ભાવ ભાસ્કર આપનું આયુષ્ય જરા થોડો વખત વધારો તો ઠીક કારણકે આપનો જન્મ-રાશી ઉપર ભસ્મગ્રહ બેઠેલો છે, તે હવે થોડા વખતમાં ઉતરી જવાની તૈયારીમાં છે. જો આપ તેમ નહિ કરો તો આપના શાસનને અનેક આપત્તિમાંથી પસાર થવું પડશે. સાધુ સાધ્વી વિગેરે ચતુર્વિધ સંઘને અનેક કષ્ટ થશે પણ જો આપ એટલું આયુષ્ય વધારો તો આપના શાસનનો પ્રભાવ ઉત્તરોત્તર વધીજ જશે. ભગવાન્ મહાવીરે આનો શો જવાબ દીધો ?

ઇન્દ્રદેવ! આમ કોઇ કાળે બનતું નથી. નિર્મિત ભવિતવ્યતા બદલાતી નથી. શાસનનું જે થવા નિર્માયુ છે તે થશે. દ્રવ્યોના ધર્મો બદલાતા નથી.

આ આપેલા ઉત્તરમાં આત્માની શક્તિનો યથાર્થ ખ્યાલ આપણને કરાવે છે, આયુષ્ય વધારવું અગર પોતાના પક્ષનો ઉદય જોવો એ પુદ્ગલબંધનના કાર્યનું પરિણામ છે. જે જાતનો અભાવ મહાવીરના આત્મદ્રવ્યમાં હોઇ એ દ્રવ્ય શુદ્ધ સંપૂર્ણ સ્વસામર્થ્ય યુક્ત પોતાનાજ ધર્મને અનુસરવાને શક્તિમાન છે પોતાના અન્ય દ્રવ્યના ધર્મોને દબાવવા કે બદલવા શક્તિવંત નથી.

આમ દ્રવ્યો અને તેના ધર્મો પોતાના જીવન કાર્યના બનાવોથી પોતાના મુખે વર્ણવ્યા છે. અને તેના સમગ્ર અંશનું જ્ઞાન વાણી જેટલું રજુ કરવા સામર્થ્યવતી હતી તેટલું તેમણે કહ્યું છે. મહાવીરના જીવન ઇતિહાસમાં અને તેમણે પ્રરૂપેલા પદાર્થ સ્વરૂપમાં ક્યાંએ અવાસ્તવિકતાનો રંગ પુરાયો નથી. એ જેવા છે તેવાજ સ્વભાવિક આકારમાં જગતજંતુ આગળ રજુ કર્યા અને એ રીતે આખી વિશ્વ વ્યવસ્થાનો પરિસ્ફોટ કર્યો. આ રીતે એમનામાંથી પ્રસવેલું દ્રવ્ય (પદાર્થ) જ્ઞાન એ દ્રવ્યોની ક્રિયા વ્યાપારમાં સમાયલું તત્ત્વજ્ઞાન, અને એના ફલિતાર્થની સિદ્ધિ માટે, આચરવાનું ક્રિયાજ્ઞાન સાચી વસ્તુસ્થિતિ રજુ કરે છે. સર્વજ્ઞતા અને વીતરાગતા એ જેના ગુણો છે એવી પરિપૂર્ણ અને નિર્મલ વ્યક્તિ, આ જાતનો ઉપદેશજ્ઞાન-ન પ્રરૂપે તો પછી તે કઇ જાતનો પ્રરૂપશે?

તત્ત્વપ્રરૂપકો અને ધર્મોપદેશકોમાં ભગવાન્ મહાવીર આ રીતની પોતાની વિશિષ્ટતા અને અનન્યતાથી જુદા પડે છે. બહુશ્રુત પ્રિન્સિપાલ રા. રા. આનંદશંકરભાઇએ રાજકિય વિષયને અંગે ચર્ચા કરતાં એક વખત કહ્યું હતું તેમઃ-ખોટા ખ્યાલથી ભરેલાં ભાવનાથી લીસાં અને રૂપાળાં થયેલાં કલ્પિત રૂપો કરતાં, વસ્તુસ્થિતિનાં ખડબચડાં સત્યો યોગ્ય રીતે જેને ગમે છે તેને એક વખત "ભગવાન્ મહાવીરનું જીવન અને તેમનો ઉપદેશ" અવશ્ય સમજવો ઘટે છે. ૐ अर्हत् महावीर.

તલ્રુખા. વિભાટવા, તા. ૬-૧-૨૬. } શાહ ગોરધનભાઈ વીરચંદ સિનોરવાળા.

---

૧ આ સિધ્ધાંત-જુદા જુદા ધર્મ પ્રવર્તકોને અંગે છે.
૨ 'શુધ્ધ આત્મા પોતાના શુદ્ધ ધર્મમાં સ્થિત હોય છે. એ નિર્મિત મર્યાદા ઓળંગી શકે નહિ. એ ધર્મજ એમાં હોતો નથી તો પછી એ ક્રિયા ક્યાંથી થાય? । એ ક્રિયા થવાનું કારણ પુદ્ગલ મિશ્રતાના સંબંધે છે તે સંબંધથી શુધ્ધ આત્મા નિરત થએલો છે.

# સાધ્વી પ્રિયદર્શના

## (૧)

**વૃદ્ધ સાધ્વીગણ તથા પ્રિયદર્શના. સ્થળ–ઉપાશ્રય.**

**સ્થવિરા**—પ્રિયદર્શના ત્હારા સાંભળવામાં આવ્યું કે નહીં? શ્રમણ ભગવાન્ મહાવીર દેવને અને વિદ્વાન મુનિરત્ન જમાલિને એકાદ વાતમાં મતફેર પડયો.

**પ્રિયદર્શના**—ગુરૂણીશ્રી! એ વાત મેં ત્રણ દિવસ થયાં સાંભળી હતી પણ આજે દર્શન કરી પાછા ફરતાં તે વિષે સંપૂર્ણપણે જાણ્યું. માત્ર નહિ જેવો નહીં, પણ મુદ્દાનો મતફેર પડયો છે; પ્રભુશ્રીના '**क्रियमाणं कृतं**' અર્થાત્ 'કરાતું કાર્ય કરેલું કહેવાય. એ વચનમાં મુનિશ્રી જમાલિને અશ્રદ્ધા જન્મી અને તેના વિરૂદ્ધ તેમને કેટલીક યુક્તિઓ પણ રજુ કરી. આ વેળા તેમની સાથે સ્થવિર સાધુઓની સંખ્યા પણ હતી, જેમાના કેટલાકે ઘણી ઘણી યુક્તિઓથી ભગવત વચનમા રહેલ આશયનું ભાન કરાવ્યું છતાં તેમાંની એક પણ દલીલ મુનિશ્રીને બંધ બેસતી ન લાગવાથી તેઓ સ્વશિષ્યના પરિવારસહ કૌશમ્બી પ્રતિ પ્રયાણ કરી ગયા જ્યારે સ્થવિર સમુદાય પ્રભુશ્રી વીરના સમવસરણ પ્રતિ વિહાર કરી ગયો.

**સ્થવિરા**—શિષ્યા! આ વાતમાં ત્હારૂં માનવું શું છે? ત્રિકાળજ્ઞાની પ્રભુના વચનમાં શંકા કરવા રૂપ ધૃષ્ટતા મુનિ જમાલિને ક્યાંથી જન્મી?

**પ્રિયદર્શના**—પૂજ્યશ્રી! એ વાક્ય ઉપર મેં ઘણો ઊહાપોહ કર્યો છે અને તેના અંગે મને પણ મુનિશ્રી જમાલિની પ્રરૂપણા 'કરાતું કાર્ય કરેલું કહેવાય નહિ' એ વાક્યમાં શ્રદ્ધા બેસે છે. પ્રભુશ્રીની યુક્તિઓથી પ્રત્યક્ષપણે કંઈ પણ ખ્યાલ આવતો નથી, જ્યારે સંથારો પથરાતો હતો તેને પથરાયલો ન કહેવા રૂપ મુનિશ્રીના દલીલનો તાદૃશ ચિતાર ચક્ષુ સમીપ ખડો થતો હોવાથી તે જચે છે.

**સ્થવિરા**—સાધ્વી શિષ્યા! આ તું શું બોલી રહી છે! ત્હારી વિદ્વત્તા આજે ક્યાં ચાલી ગઈ છે! અર્હત વચનમાં શંકા કરવાથી સમ્યક્ત્વને દૂષણ લાગે છે, એનો તો વિચાર કર. પ્રભુને શું સ્વાર્થ કે એ ખોટું કહે? એવા સૂક્ષ્મ વિષય આપણા જેવાથી ન પણ સમજાય તેમાં થયું શું? પણ આવા કુતર્ક કરવા ન જોઈએ. બધા માને છે તેમ આપણે પણ માનવું જોઈએ.

**પ્રિયદર્શના**—મહારાજ! તમો એમ કેમ વદો છો? પ્રભુનું વચન ખોટું કહેવાનો આમાં સવાલજ ક્યાં છે? બાકી જે મન કબુલ ન કરતું હોય તે શ્રદ્ધા શી રીતે થઈ શકે! સમકિતને દૂષણ પહોંચે તે વાત ખરી તો મન નાકબુલ કરતું હોય છતાં ઉપરથી માનવા રૂપ ડોળ કરી દંભનું સેવન કરવું શું વ્યાજબી છે?

**સ્થવિરા**—શિષ્યા! આજે ત્હારી મતિ બ્હેર મારી ગઈ છે. સંસારીપણાના પિતા, અસારના સમયે વિશ્વના સકળ ભાવોને યથાર્થ રૂપે જોનાર એવા પરમાત્મા મહાવીર દેવનાં વચન અસદ્દહવામાં મને તો ખરેખર જમાલિ પ્રતિ ત્હારો દૃષ્ટિરાગજ કારણરૂપ ભાસે છે. ક્યાં તેનો ક્ષયોપશમ અને તેના જ્ઞાનની અપૂર્ણતા, અને ક્યાં પ્રભુ શ્રી વીરનું અગાધ જ્ઞાન. હજુ સુધી ત્હેં તેમની પાસે જઈ યુક્તિઓનો સાક્ષાત્કાર કર્યો છે અગર તો પ્રત્યક્ષપણે સમજવાની કોશિષ કરી છે કે આજે તું આમ સાહસ ખેડી રહી છે? પ્રથમ જાતે સકળ સ્વરૂપ સમજવા યત્ન સેવવો જોઇએ; વળી સ્વ અપૂર્ણતાનો અને સમજાવનારની શક્તિનો તોલ કરવો જોઈએ. એકદમ સમજણ કંઈ રસ્તામાં નથી પડી! એમાં અહિત થાય છે.

**પ્રિયદર્શના**—ગુરૂણીજી! આપનું કહેવું ગમે તેમ હોય! પણ પૂર્ણ રીતે સમજ્યા વિના હું મારી આ વિષયની માન્યતા મૂકનાર નથીજ. જેમ પ્રભુના જેવું જ્ઞાન હું ધરાવી ન શકું, તેમ તેમની માફક

આ વિષય સત્વર સમજી પણ ન શકું. શંકા જરૂર તેથી ઉપજવાની. મને એવી શંકા ઉપજી છે તે હું છુપાવવા નથી માગતી. એક તરફ પરમાત્મા મહાવીરની વાત અને બીજી તરફ મુનિશ્રી જમાલિની વાત સાંસારિક ભાષામાં કહીયે તો આ બાજુ પિતા અને સામી બાજુ પતિ. અત્યારે ખેંચાણ પ્રથમ કરતાં પાછલા પ્રતિ વધુ છે. એ પણ પ્રભુશ્રીનુંજ વાક્ય છે કે 'પહેલું જ્ઞાન અને પછી ક્રિયા' અર્થાત્ દરેક કરણી સમજપૂર્વકજ કરવી ઘટે; ગતાનુગતિકપણું જરાપણ કામનું નથી. અત્યારે કદિ એમ કરવામાં મારી ભુલ પણ થતી હશે. તમોને મારી સ્વચ્છંદતા દેખાતી હશે, છતાં મને યથાર્થ સમજાશે તે વખતે હું ગ્રહણ કરવાનું ચોકસ ચુકીશ નહીં.

એમ કહી પ્રિયદર્શના સ્વસાધ્વીગણ સહિત સ્થવિરોથી છુટી પડી અન્યત્ર વિહાર કરી ગઇ.

(૨)

પ્રિયદર્શના સ્વસમુદાય સહિત. સ્થળ ઢંકશ્રાવકનો નિંભાડો.

પ્રિયદર્શના—મહાનુભાવ! આ તમારી ભૂમિમાં હું મારી શિષ્યાઓ સહિત ઉતરવા ઇચ્છું છું. તેમાં તમારી અનુંમતિ છે કે કેમ?

ઢંકશ્રાવક—મહારાજ! હું કુંભારના વ્યવસાય વાળો છતાં પ્રભુ શ્રી મહાવીર દેવના શ્રાવકોમાંનો એક છું. તમો પણ તેમના અનુયાયી છો. વળી મહારા અહોભાગ્યે અત્રે તમારૂં આગમન થયું છે. ખુશીથી ઉતરો અને સ્વાધ્યાય કરો.

પ્રિયદર્શના—શ્રાવક ઢંક! હાલતો હું શ્રી વીરથી જુદી પડી મુનિશ્રી જમાલિની અનુયાયી તરિકે વિચરૂં છું, માટે કદાચ સંગતિદોષથી હને હાનિનો સંભવ જણાતો હોય તો હજુ પણ ના પાડી શકે છે. માન્યતામાં દાક્ષિણ્યતાને જરા પણ સ્થાન નથી.

ઢંક—ગુરૂણીશ્રી! સંગતિદોષ કાચા ઘડાને લાગે ખરો; બાકી હું તો નિત્યશઃ પાકા ઘડા બનાવી જાતે પણ પાકો ઘડો બની ગયો છું. મને તેવી શંકા કેવી? બહુ ભણેલાને બહુ યુક્તિઓ સુઝે. હું મારે રસ્તે, તમો તમારે રસ્તે. ધર્મધ્યાન કરશો તેટલો લાભજ છે ની! આ સ્થાન ખાલી છે તો બેસીને તમોને તે ઉપયોગમાં આવે.

આ તરફ સાધ્વી પ્રિયદર્શના ત્યાં ઉતરી. ત્યાર પછી સૌકોઈ ઇરિયાવહી આદિ સ્વ ક્રિયામાં લીન થયા. પશ્ચાત્ અન્ય સાધ્વીઓ પણ કોઇ ભણવામાં તો, કોઇ સઝાય ધ્યાનમાં તો, કોઈ વળી ગોચરી આદિના પ્રબંધમાં, રોકાઇ ગઇ. પ્રિયદર્શના પણ પોતાના કપડાંની પલેવણ કરવામાં રોકાયા. આ તકનો લાભ લઇ ઢંકે નિંભાડામાંથી એક અંગારો જાણી જોઇને સાધ્વીજી ન જાણે તેમ તે કપડામાં ઉછાળ્યો. કપડું તો બળવા લાગ્યું અને કેટલીક વાર પછી પ્રિયદર્શનાને તેની ગંધ આવી અને તપાસ કરતાં સ્વ કપડાને અંગારો પડવાથી બળતું દીઠું, સામે નજર કરતાં ઢંકને નિંભાડાથી અંગારા કાઢતો જોયો. એટલે એકદમ બોલી ઉઠયા. હે ઢંક! હેં મારૂં કપડું બાળ્યું. ત્યાંતો ઢંક પાસે દોડી આવી નમ્રતાથી કહેવા લાગ્યો કે-'બાળ્યું છે કયાં? હજુ તો બળે છે. બળતાને બળ્યો કહેવારૂપ વચન તો પ્રભુનું છે, જ્યારે તમારા મતમાં તો બળી ગયા પછીજ બળ્યાનો પ્રયોગ થાય માટે તમો મૃષા બોલો છો.

વિદ્વાનને સમજતાં વાર ન લાગે. આ પ્રત્યક્ષ બનાવથી તેમજ શ્રાદ્ધ ઢંકના વચનમાં રહેલ માર્મિક સત્યથી પ્રિયદર્શનાને પોતાની ભૂલ સમજાઇ. નજરે જોયું કે કપડાનો ભાગ બળ્યો છે અને બાકી રહ્યો છે તે એવો છે કે તેથી તેનો આખા કપડા તરીકેનો ઉપયોગ ન થઇ શકે. સંથારામાં પણ નીચેનાં પડો પથરાઈ રહ્યાં હોય અને ઉપરના બે પડ બાકી હોય, તો બોલવામાં તે પથરાઇ ગયોજ કહેવાય; એ રીતે 'કરાતું કાર્ય કરેલું કહેવાય' એ ભગવાન્ મહાવીર દેવનું કથન વાસ્તવિક છે. અત્યાર સુધી મને ખોટો ભ્રમ થયો હતો. "હે ઢંક, ખરેખર હેં આજે મારી ભુલ સુધારી મને ધર્મ માર્ગમાંથી પડતી બચાવી. હવે હું ખુશીથી મિથ્યા દુષ્કૃત્ દઇશ." સાધ્વી પ્રિયદર્શના મળમળા સાદે એટલું બોલી સ્વકરણીમાં તત્પર બની.

મોહનલાલ દીપચંદ ચોકસી.

# श्री महावीर स्तोत्र

[ અપભ્રંશમાં–એક અતિપ્રાચીન કાવ્ય. ]

धरि सिद्धह जाउ जिणु। चउवीस धंउजु वीरु ॥
सो पणमतहं भवियजण। (भवियाण) सीयलि होइ
सरीरु ॥१॥
जसु कारणि संगम सुरउ। पडियउ भवसंसारि ॥
पणमउ वीरु मरइ करहु। मूढा घर वावारि ॥२॥
अवइन्नउ पुप्फुत्तरह। सामिउ चरिमजिणिंदु ॥
माहणकुलि कम्मह वसिण। चिंतइ एव सुरिंदु ॥३॥
आणसिं सेणाहिवई। कुंडग्गामि जाएवि ॥
तह गब्भह अवहरिउ जिणु। तिसलहपुरि मिल्लेवि ॥४॥
सामिय' तुह अच्छेराहं। महियलि हुवां वियारि ॥
पुव्व किय कम्मह वसिण। णवि छुट्टइ संसारि ॥५॥
सहि पहिलं गब्भाहरणु। पुण उवसग्ग सयाइं ॥
वीरह पढम समोसरणि। न पडिबुद्धऊ कोइ ॥६॥
चंद सूरस्स विमाण तहिं। स हुं सपरियणि अवइण ॥
अइसइवंतह जिणवरह। पणमेइ पाय सुरिंदु ॥७॥
णव मासिहि अठ्ठह दिणिहिं। जायउ तिहुयणिणाहु।
पसविय सिद्धथ्यह घरणि। भवणि महुच्छउ जाउ ॥८॥
हरिणगवेसिं लइउ जिणु। तिसलइ सोयणि देवि ॥
सकि उच्छंगि णिवेसियउ। मेरुसिहरि जाएवि ॥९॥
पिखिवि बालउ लहुयतणु। चिंतइ एव सुरिंदु ॥
कॅव सहिसइ जल णिरहु। एक्कवाउ णिवडंतु ॥१०॥
चलणांगुलइं मेरु पुणु। जाणिउ सकह भाउ ॥
बालत्तणि संचालियऊ। चिंतइ णियमणि राऊ ॥११॥
पेखिवि बालु अणंतवलु। आसकिउ सुरिंदु ॥
दुदु दुदु मइ चिंतियउ। पुणु पुणु णमइ सुरिंदु ॥१२॥
जिणह करंतो मज्जणउं। पुणु जणणिहिं घरि णेवि ॥
सुरसाइं परितु ठिण। वीर णउं तसु देवी ॥१३॥
तीस संवछर देव तइं। रायला परिमुत्त ॥
पडियोहिउ दिरका समइ। लोगंतिय सपत्त ॥१४॥
एकु जसोया वल्लहिय। अनु पियदंसण धूय ॥
णिग्गउ मिल्हिवि रायसिरि। वीरिं दिरक लइय ॥१५॥
सुरराइं विणत्तु जिणु। तुहुं तव चरणु चरेसि ॥
अइदारुण उवसग्गु तहिं। बारह वरिस सहेसि ॥१६॥
हउं अच्छऊ तुह पायतलि। तुहु परिचतु निसंगु ॥
संगमकह पहवं ताह। जिहऊ भंजउ मग्गु ॥१७॥
तो बोलेइ तियलोयगुरू। इंद ण होसइ एव ॥
अन्न निसाइ नाइं जिउ। कम्मु खवेसइ एउ ॥१८॥
सहसनयणु सोहम्मि गउ। जिणु विहरेवइ लग्गु ॥
सामिउ तहिं पविसणु करइ। जहिं देखइ उवस्सग्गु ॥१९॥
अणवार परमेसरइ। पाइहि रद्धी खीरि ॥
गोयालिंआ रुठ्ठेण। सा अहियासेय वीरि ॥२०॥
परमझाणु झायंताह। तहिं आईउ आहीरु ॥
बलद भलाविय जिणवरह। ते नवि जोयऊ वीरु ॥२१॥
अप्पणु चारिंते गया। पुणु आइउ आहीस ॥
पुछइ बलद कहिं गया। उत्तर देइ ण वीस ॥२२॥
सा आरुठ्ठउ नियमणिण। लेविणु खयरस लरक ॥
कंन्ने खोट्टेय जिणवरह। आहीरिं निमिच ॥२३॥
कंन्ने खिल्ला खोटणिहि। वेयण जाइ महंत ॥
सो अहियासइ वीरजिणु। मणुण चलहनहमत ॥२४॥
भारं सहस्स चक्क सिलासगमकइं पभित्त ॥
सरिसवमित्तु ण मणु चलिऊ। जंनु जाणु महि खुत्तु ॥२५॥
जिणु रयणी एकइ समइ। वीस सहइ उवसग्ग ॥
ते अहियासिय वीरजिणि। छिन्नवि चउगइ मग्गु ॥२६॥
पापकम्मु सोडेवि जिणु। पुणु उप्पाडिउ नाणु ॥
जोयालोय पयासियउ। चउदहरज्जुप्रमाणु ॥२७॥
बारह जोयण वहवि गउ। मगहा गोबर गामि ॥
देविहि रइउ समोसरणु.। तहिंउ पविठ्ठउ सामि ॥२८॥
एगारह गणहर जिणह। अणइ चारिसहस्स ॥
चउहि सएहि समग्गला। वीरिं दिक्खिकय सीस ॥२९॥
पूर मणोरह जिणवरह। लद्धऊ गोयमु सीसु ॥
बोहिवि मेइणि भवजलहि। सासय सुह संपत्तु ॥३०॥
॥ श्रीमहावीरस्तोत्रं समाप्त ॥ शुभंभवतु ॥—

[ આ સ્તોત્રને ચાલુ ગુજરાતી ભાષામાં મૂકી તેનું ગુજરાતી ભાષાંતર કરી મોકલવા પંડિત લાલચંદભાઇ યા અન્ય કૃપા કરશે તો આવતા અંકમાં પ્રકટ કરવા ભાગ્યશાળી થઈશું તંત્રી. ]

# મહાવીર જયંતી પ્રત્યે કંઈક.

અહા ! આ શી ધામધુમ ! આ શુભ મહોત્સવને સુચવતાં વાજીંત્રો નગરમાં શીદને વાગે છે ! તેઓ કર્ણમાં અમૃતરસ રેડી રહ્યા છે. ઠેર ઠેર આ હેન્ડબીલો શાના વ્હેંચાય છે. આવડો મોટો વરઘોડો શાનો છે ? હર્ષઘેલા નિર્દોષ બાલકો આજે આનંદમાં કેમ નાચી રહ્યા છે, લાવ આ હેન્ડબીલ વાંચી જોઉં.

"ભાઇઓ ! આજે જગતવંદનીય પરમપૂજ્ય જગદુદ્ધારક, સર્વજ્ઞ જગજીવબંધવ શ્રી મહાવીર પ્રભુજીનો જયંતી દિવસ છે. તે નિમિત્તે આજે જાહેર સભા ભરવામાં આવશે. પ્રમુખસ્થાને શહેરના નગર શેઠ બીરાજશે અને વિષય 'મહાવીર જયંતી અને આપણી ફરજ' રહેશે."

હા બહુ સારૂં થયું, આજે મારો દિવસ ધન્ય છે કારણ કે આજે હું એ સભામાં હાજર રહી પ્રભુના ગુણ ગાવાને શક્તિમાન થઇશ.

બાળકોને પુછતાં માલમ પડે છે કે આજે બધી શાળાઓમાં મીઠાઇ અને પુસ્તકો વ્હેંચવામાં આવ્યા છે. કારણ કે આજનો દિવસ પરમ પવિત્ર અને પરમારાધનીય છે.

દિવસો વિત્યા, માસો વિત્યા અને સૈકાઓ પણ વિતી ગયા પણ પરમાત્મા વીરપ્રભુની કીર્તિ દિવસે દિવસે વૃદ્ધિંગત થતી જાય છે. એ આશ્ચર્યજનક છે. જેમ સૂર્ય ચન્દ્ર અનેક વર્ષો થયાં પ્રકાશતાં છતાં તેમનું તેજ ક્ષિણ થતું નથી તેમજ વીરપ્રભુની કીર્તિ પણ ક્ષીણ થતી નથી પણ તેમની કીર્તિ તો યાવચ્ચંદ્રદિવાકરો રહેશે. પણ લોકવાયકા એવી છે કે ચંદ્રમાં તો કલંક દેખાય છે પણ પ્રભુ વીરની કીર્તિમાં તો જરાપણ કલંક દેખાતું નથી માટે તેમની કીર્તિ તો ચંદ્ર કરતાં પણ વધુ ઉપકારીણી છે. એમની કીર્તિ સદા કલંક રહિત રહેશે એમજ નહી પણ તેમનાં સ્મરણથી અનેક પ્રાણીના કલંક દૂર થશે.

પ્રભુએ એવાં ક્યાં કૃત્યો કર્યા કે જેથી એમની કીર્તિ નિષ્કલંક અને વૃદ્ધિમતી રહી છે તે આપણે નિહાળીએ.

એનાં કૃત્યોની અસર જગતના મનુષ્યોને દાખલો આપે છે. જગજ્જનો એના ગુણોનું સ્તવન કરી પોતાના મુખને પાવન કરે છે. અને પૂજન વડે પોતાના હસ્તને પવિત્ર બનાવે છે. આપણે પ્રભુનાં કૃત્યો જોઇએ.

જ્યારે માતાને પોતાના હલનચલનથી દુઃખ થાય છે એવું પ્રભુને માલમ પડે છે ત્યારે પોતે હલનચલન ગર્ભમાંજ બંધ કરી દે છે પણ પરિણામ ઉલટુંજ આવે છે. પુત્રને માતા મરી ગએલો સમજીને મૂર્છા પામે છે. આવી સ્થિતિ જોઇ પ્રભુ પ્રતિજ્ઞા કરે છે કે માતા પિતાના જીવતાં કદી દિક્ષા ગ્રહણ ન કરૂં.

આ કૃત્ય શું સૂચવે છે તેનો વિચાર કરો. આજે આપણે અનેક દાખલાઓ જોઇએ છીએ કે માતા પિતાની રજા વગર અનેક યુવાનો દિક્ષા લે છે. તેમના માતા પિતા રડે છે કકળે છે. છતાં પણ તેઓ જરા પણ દયા કરતા નથી. પણ મહારાજોની સમજાવટથી તેઓ દિક્ષા લે છે. તેઓ પ્રભુવીરના દૃષ્ટાંતને કેમ ભુલે છે ? પ્રભુવીરનું શાસન શોભાવનાર મુનિરાજો પણ એવું કેમ કરતા હશે. ( બધા મુનિરાજો નહીંજ) પ્રભુને દીક્ષા લેતાં કોઇ મોટી વસ્તુ હતીજ નહી છતાં તેઓએ માતાની ખાતર તેને મુલતવી રાખી તો પછી તેના અનુયાયીઓ તેને કેમ ન અનુસરે.

જ્યારે ભગવાન આ સંસાર વિષવૃક્ષનો ત્યાગ કરીને ઉદ્યત થાય છે ત્યારે કરોડોનું દાન આપે છે. આપણે તેને અનુસરીને આપણી યથાશક્તિ દાન આપીએ છીએ. આપણે માટે કેટલાક ટીકા કરે છે કે જૈનો ગ્રંથો કરવામાં હજારો રૂપીયા ખર્ચે છે છતાં ભીખારી બારણે માગવા આવે તો તેને આપતાં ગભરાય છે. આ ટીકા કંઇક અંશે સાચી છે ભલું દાન યોગ્ય ન કહેવાય છતાં પણ સંઘનું જમણ ત્યાજ્યનો નથીજ. પણ દાનની રીતે દાન આપવું માનની ખાતર દાન ન આપવું.

જ્યારે અજ્ઞાન સંગમદેવ ઘોર ઉપસર્ગ કરે છે ત્યારે પૂર્વે પ્રભુને ઇંદ્ર શું કહે છે? તે કહે છે કે હે પ્રભો! આ મરૂ ભૂમિની અંદર આપને ઘોર ઉપસર્ગો સહન કરવાના છે માટે આપ કહો તો આપની સહાયાર્થે આપની સાથે રહું; ત્યારે તેમનો ઉત્તર એજ છે કે.

" પરમપદની પ્રાપ્તિ સ્વશક્તિથીજ કરાય છે,
સફલા અન્યની સ્હાય ન ભૂતા ન ભવિષ્યતિ.

હે ઇંદ્ર! કોઈ પણ તીર્થંકર અન્યની સ્હાયથી આત્મકલ્યાણ ઇચ્છતાજ નથી અને ઇચ્છશે પણ નહી. ખરો વીરપુરૂષ તો પોતાની શક્તિપર મુસ્તાક રહે છે. અને સિંહના બચ્ચાની જેમ દુઃખોની ઘોર રાત્રીની અંદર પણ દુઃખોની સામે શીરને સાટે ઝઝુમે છે પણ ફળ તરફ નજર રાખતો નથી."

પ્રભુનો આ સ્વાશ્રય જેવો તેવો નથીજ; ત્યારે આપણે તેના પુત્રો-તેના અનુયાયીઓ આજે બીજા રસ્તેજ વળી રહ્યા છીએ. આજે આપણે આપણી જાતના આપણા ધર્મના-તીર્થના રક્ષણાર્થે એક ભિક્ષુકની જેમ દયામણી નજરે રોટલાના ટુકડા માટે જોઈ રહ્યા છીએ. આપણને શત્રુંજય માટે સરકારે અનેકવાર વચ્ચે પડવાની ના કહ્યા છતાં તેની તરફ રક્ષણ માટે નજર ફેંકી રહ્યા છીએ. આપણી હીનતા છે-પામરતા છે. આપણે પ્રભુવીરની જેમ આપણા પગ પરજ ઉભા રહેવું જોઈએ.

પ્રભુની દયાના સાગરને માપવાને કયો પુરૂષશક્તિમાન થઇ શકે છતાં પણ આપણે પેલી ગરીમ હરણી કે જે પોતાના બચ્ચાના રક્ષણાર્થે સિંહની સામે થાય છે તેની માફક અવશ્ય પ્રયત્ન કરીશું.

कृतापराधेऽपि जने कृपामंथरतारयोः।
इषद् बाष्पार्द्रयो भद्रं श्री वीर जिन नेत्रयोः ॥

જે પુરૂષે દયાની વિપુલતાને લીધે એક અંગુષ્ટ માત્રના હલનવડે આખા મેરૂ પર્વતને ધ્રુજાવવાની શક્તિ છતાં એક નિર્બળ મનુષ્યને પોતાને પીડતો દેખી તેના પણ જરાપણ ક્રોધ ન કરતા શાંતિથી તે દુઃખને સહ્યું તેના પાદપદ્મમાં આપણે અનેકવાર પડીને આપણાં પાપો ધોઇએ!

આપણે તેના અનુયાયીઓએ સાર શું લેવાનો છે તે આપણે વિચારવું જોઈએ. આપણાથી બને તેટલા પ્રમાણમાં આપણે આપણા મિત્ર અને શત્રુપર સમતા ભાવ રાખવો જોઇએ. તેમાં પણ નબળા શત્રુને આપણી દયાનું પાત્ર વિશેષ રીતે બનાવવો.

પ્રભુના મનનો કાબુ અનન્ય હતો તે નીચે પરથી જણાય છે.

અપ્સરા ગીત નૃત્યોથી કામના તીવ્ર બાણથી
ન ચલાવ્યા ન ક્ષોભાવ્યા જગદ્દગુરૂ' શ્રી વીરને

જ્યારે પ્રભુ ધ્યાનરૂપી સમુદ્રની અંદર સ્નાન કરવાને મશગુલ થએલા હતા ત્યારે પ્રભુને તે સમુદ્રમાંથી બહાર કાઢીને એક ખાડાની અંદર નાંખવા માટે દેવાંગનાઓ વડે અનેક પ્રયત્નો થએલા પુષ્પધન્વાએ પોતાનાં સર્વ શસ્ત્રો પ્રભુની ઉપર ફેંકેલા છતાં પણ જેમ પર્વત પર ફેંકેલા શસ્ત્રો પોતાની જાતનેજ હણે છે (બુઠા થાય છે) તેમ પુષ્પધન્વા પોતેજ આખરે થાક્યો હતો.

ભાઇઓ! આપણી સ્થિતિ આજે વિપરિતજ છે. આપણે આજે કામ, ક્રોધ અને કુસંપની અંદરજ આનંદ માની બેઠા છીએ. આપણે વિષયને છોડવા શકિતમાન થયા નથી. પ્રભુ વીર આપણને શકિતમાન બનાવો!

જે પ્રભુનો વિશ્વપ્રેમ અપ્રતિમ હતો જે પોતાની પ્રેમમય અમૃતધારા વડે સર્વે પ્રાણીઓને શાંત કરતા હતા તે પ્રભુએ ચંડકૌશિકને કેવી રીતે બુઝવ્યો તે જોઇએ.

ચંડ કૌશિક! સ્મર તું, પૂર્વભવના વૈરને
બુઝ તું કંઈ લે બોધ, મોહ પામ ન તું હવે.

નેત્રમાંથી વિષમિશ્રિત અગ્નિને વર્ષનાર, આખા જંગલના મનુષ્ય ગૃહિત કરનાર, નામ માત્રથી યમની જેમ મનુષ્યને ભયભીત કરનાર પ્રચંડ ફણાધારી ચંડ કૌશિકને જેણે પ્રેમમય બોધવડે ઉપદેશ્યો તેને વંદન હજો!

જેણે પોતાના શત્રુ ચંડકૌશિકને પણ ગોક્ષે મોકલ્યો તેની સમતા-તેનો પ્રેમ કેટલો હશે તે સહૃદય

વાંચકો વિચારી લેશે. આપણે એટલું પણ જોઇ શકીએ છીએ કે ભગવાન્ શઠાન્ પ્રતિ શાઠ્યં ઇચ્છતા નહતા પણ તે તો શઠાન્ પ્રતિ સત્યંની ભાવનાને પોષતા હતા.

જેના જન્મથી નારકીના જીવોને પણ શાંતિ થાય છે તે પ્રભુને વંદન હજો !

જ્યારે પ્રભુ મારવાડના (?) અરણ્યવાળા પ્રદેશોમાં ધ્યાનમસ્ત ફરતા હતા ત્યારે તેમને ઘણાં દુઃખો સહેવાં પડેલાં.

એક વખત ભગવાન ધ્યાનમસ્ત ઉભા હતા ત્યારે ત્યાંના ગામના ભરવાડો ગાયો ચરાવતા ચરાવતા ત્યાં આવ્યા તે બોલ્યા કે, " હે સાધુડા! હમારી આ ગાવડીઓને સેજ હંભાળજે હો. જોજે કયાંએ હાલી ન જાય. જો કયાંક હાલી જશે તો તારા હાડકાં ભાંગી નાંખશું."

પણ ધ્યાનમસ્ત બનેલા યોગીને ગાવડીની શી પરવા હોય. તેમણે તેના કથન પર ધ્યાન આપ્યું નહી. ગાયો ચરવા જતી રહી. ગોવાળો આવ્યા.અને ગાયો દીઠી નહી ત્યારે ભગવાનને ગાયો માટે પૂછ્યું કે

" હે સાધુજી ! હમારી ગાવડાંયો કયાં છે. હમારી ગાયો દેખાડ."

પણ ભગવાન પ્રત્યુત્તર આપતા નથી. અને ગોવાળો ચીડાય છે અને આપસ આપસમાં કહે છે કે આ સાધુના રૂપમાં ચોર સે. એણે આપણી ગાવડીઓ સંતાડી સે. એ આપણને હીધો જવાબ દેતો નથી. લાવ એને બરાબર લાડવો ખવાડીએ—એમ કહી કાનમાં ખીલા ઠોકે છે અને તેની કારમી વેદનાને લીધે મેરૂપર્વતને હલાવવાની શક્તિવાળા વીરના મુખમાંથી ચીસ નીકળી પડે છે. કેટલી વેદના થઇ હશે તે તો ભગવાન જાણે છતાં પણ જરાપણ ક્રોધ જણાતો નથી. અહા! કેટલી શાંતિ! ધન્ય પ્રભુ ધન્ય !

હે વીર અનુયાયીઓ! જરા પણ ધ્યાનમાં લેશો. જરા કાંઇક શીખામણ માનશો!

જે વખતે ભારતવર્ષ અજ્ઞાનાંધકારમાં ડુબી ગયો હતો, જ્યારે હિંસાનું ઘોર સામ્રાજ્ય વ્યાપેલું હતું. જ્યારે ભારતવર્ષીયો ખરો રસ્તો ભૂલી ગયા હતા, જે વખતે બ્રાહ્મણોએ એ બ્રહ્મત્વને તજી દીધું હતું ત્યારે

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत।
अभ्युत्थानाय धर्मस्य नदात्मानं सृज्याम्यहम्॥

એ ન્યાયે એ અજ્ઞાનાંધકારનો નાશ કરવાને વીર પ્રભુનો જન્મ જ્ઞાનદિવાકર સમો થયો અને અજ્ઞાનનો નાશ થયો. તે વખતે હિંસામય યજ્ઞો નાશ પામ્યા. બ્રાહ્મણોની સત્તા પણ નાશ પામી અને ખરો માર્ગ પ્રજા સમક્ષ ખુલ્લો થયો.

વાંચકવૃંદ! આજે આટલો સમય લેવાનું કારણ એજ છે કે આજે ચૈત્ર ત્રયોદશી છે. આજે પ્રભુની જન્મતિથિ છે. આજે અનેક જગ્યાએ જયંતિઓ ઉજવાશે પણ જયંતિ શી રીતે ઉજવવી તે આપણે જાણવું જોઇએ. જયંતિનો અર્થ એટલોજ નથી કે મીટીંગ ભરી ગુણગાન કરી પાછા ચાલ્યા જવું પણ ખરી જયંતિ ત્યારેજ ઉજવી કહેવાય કે જ્યારે પ્રભુના ગુણસમુદ્રમાંથી આપણે કંઇક ગ્રહણ કરીએ.

આપણે રોજનીશી રાખી આપણે પ્રભુ જયંતિ ઉજવી પ્રભુના માર્ગે વિચરવા કેટલું કર્યું તેની નોંધ કરવી જોઇએ. આશા રાખું છું કે દરેક વીરપુત્ર ખરી રીતે વીર જયંતિ ઉજવી પોતાના દેહને સાર્થક કરશે.

વીરપુત્ર
શાહ ઊગમલ નોપાજી.

---

# महावीर जीवननो महिमा

[ ले० पं० बेचरदास जीवराज दोशी ]

"देवागमनभोयानचामरादिविभूतयः । मायाविप्वपि दश्यन्ते नातस्त्वमसि नो महान् ॥"

समतभद्र स्वामी.

મિત્રો તરફથી અનેકવાર સૂચવવામાં આવે છે કે શ્રી 'મહાવીરજીવન' વા એ વિષે કાંઈ લખાય તો સારૂં. સૂચના કરનારાઓ તો આ કામ સરળ છે એમ સમજીને સૂચવે છે પણ જેમ જેમ જૈનઆગમ-સાહિત્ય, બૌદ્ધત્રિપિટિકો, ઉપનિષદાદિ આર્ય સાહિત્યને વિશેષ વિશેષ જોતો જાઉં છું તેમ તેમ એ કામ કઠણ લાગતું જાય છે. જે મહાપુરૂષનું જીવન લખવાને લેખિની ચલવવી છે તેમને વિષે ન્યૂનાધિક લખાવાદ્વારા જરાય અન્યાય ન થાય અને વાચકવર્ગને પ્રેરક તથા હિતકર સત્ય દર્શાવી શકાય તોજ કોઈના પણ જીવન લખનારનો શ્રમ સફળ થયો ગણાય. વર્તમાનમાં તો સમસમયી પુરૂષોના જીવનવૃત્તાંતમા પણ એ ઉદ્દેશ ઘણો ઓછો સચવાતો જણાય છે. એ ઉદ્દેશને સિદ્ધ કરવા માટે સ્થિરતા, તટસ્થતા, જીવનવિષયક અંતરંગ અને બહિરંગસામગ્રી, વિશાળદષ્ટિ વગેરે સાધનોને જીવનલેખકે જરૂર મેળવવાં જોઈએ. એ સાધનોને મેળવ્યા સિવાય લખાતાં જીવનચરિત્રો ઘણે ભાગે પોતાના નાયકને અને વાચકવર્ગને અન્યાયકારી થઈ પડે છે. ભગવાન મહાવીર તો આપણાથી સર્વપ્રકારે પરોક્ષ છે એટલે એમનું જીવન લખવા માટે તો ઉપર્યુક્ત સામગ્રી મેળવ્યા સિવાય એ વિષે કાંઇ પણ લખવું તેને હું ઐતિહાસિક અને સામાજિક જોખમ સમજું છું. અહીં જે વાત થાય છે તે પૌરાણિક (પુરાણની માફક લખાયેલા)અને દંતકથામય (પરપરાથી ચાલી આવતા) જીવનને લાગતી નથી પણ, આ વૈજ્ઞાનિક સમયમાં લોકો જે જાતના જીવનચરિત્રની અપેક્ષા રાખે છે તેની વાત છે. એમ તો પ્રાકૃત અને સંસ્કૃતમાં તેમજ જૂની કે નવી ભાષામાં લખાએલાં કેટલાંય મહાવીર ચરિત્રો પ્રસિદ્ધ થઇ-ચૂક્યાં છે અને એથી પણ વધારે હજુ ભંડારોમાં અપ્રગટપણે પડેલાં છે. મહાવીરજીવન લખવાનું કામ અશક્ય કે કઠણ છે એમ તો નથી જ પણ મારા જેવા કાર્યાતરવ્યગ્ર ( એક કાર્ય સાથે બીજું કાર્ય કરવાને કંટાળનાર )ને માટે તો તે કઠણ જ લેખાય, તે પણ એટલા માટે કે એ કામ ઘણા સમયની અપેક્ષા રાખે છે એ એક જ કારણને લીધે તે કામને હું કઠણ ગણું છું એ સિવાયની જીવન વિષેની બીજી કેટલીક સામગ્રી મારે માટે દુષ્પ્રાપ્ય જેવી તો નથી-જ.–એ વિષે હું તો લખું ત્યારે લખુ પણ એ જીવન ચરિત્ર લખવા માટે મારા મનમાં જે જે રેખાઓ અંકાઇ છે તે અહીં દર્શાવી દઉં કે જેથી શ્રીમહાવીરના બીજા લેખકોને મારી એ રેખાઓ કદાચ ઉપયોગી થાય.

અંતરંગ સામગ્રી·

૧ ભગવાન મહાવીર પ્રત્યે અકૃત્રિમ ( સ્વાભાવિક ) ભક્તિ હોવી જોઇએ.

૨ શ્રદ્ધા, પ્રજ્ઞા (બુદ્ધિ), સમતા (સમભાવ), સ્મૃતિ એ બધું લેખકની વૃત્તિમાં સમતોલપણે હોવું જોઇએ, શરીરમાં વાત, પિત્ત, કફ સમાન હોય ત્યા સુધી શરીરની સ્વસ્થતા સચવાઈ રહે છે અને જ્યારે એ ત્રણેમાં એક પણ વધે કે ઘટે ત્યારે શરીર રોગી બને છે. તેજ પ્રકારે ઉપર્યુક્ત શ્રદ્ધા વગેરે માનસિક ગુણો સમતોલપણે હોય તો જ લેખકથી કોઈ પણ વિચારને બરાબર ન્યાય આપી શકાય અને એ ગુણોમાંનો એકાદ પણ પ્રમાણમાં વધ્યો કે ઘટ્યો હોય તો ભલભલા લેખકો પણ કોઇ વિચારને ન્યાય આપવાને બદલે પોતાનેજ ન્યાય આપતા જણાય છે

૩ લેખકમાં ત્યાગધર્મ પ્રત્યે વિશ્વાસ અને તેનામાં એનું વધારે નહિ તો ઓછામાં ઓછું વરસ ॥। ૭ માસ સુધીનું પરિશીલન અને એ પણ અવંચકપણે ( આત્માને છેતર્યા વિના).

બહિરંગ યા અભ્યાસસામગ્રી

૪ જૈનધર્મનો સાંપ્રદાયિક અને ઐતિહાસિક એ બન્ને દૃષ્ટિએ અભ્યાસ.
૫ અહિંસા દૃષ્ટિનો વાસ્તવિક અભ્યાસ.
૬ અનેકાંતવાદનાં મર્મનો સ્પષ્ટ પરિચય.
૭ જૈનધર્મની જૂની કે નવી અને નાની કે મોટી વર્તમાન વા વિચ્છિન્ન દરેક શાખાનો પૂરો પરિચય.
૮ મૂળ આગમ, નિર્યુક્તિ, ભાષ્ય, ચૂર્ણિ, અવચૂર્ણિ, ટીકા અને ટબ્બા સુધીના ગ્રંથોનો અભ્યાસપૂર્વક પરિચય.
૯ છેદસૂત્રો ઉપરથી નીકળતા સમાજબંધારણનો અભ્યાસ.
૧૦ કર્મશાસ્ત્ર અને માનસશાસ્ત્રનો તુલનાત્મક પરિચય.
૧૧ જૈનધર્મના ખાસ ખાસ આચાર્યોના જીવનનો પરિચય.
૧૨ જૈનધર્મ (ધર્મ એટલે સંપ્રદાય)માં ક્રાંતિ કરનારા આચાર્યોના જીવનનો પરિચય,
૧૩ જૈનધર્મની બન્ને શાખાનાં ખગોળ અને ભૂગોળનો પૃથક્કરણપૂર્વક અભ્યાસ.

જૈનેતર (વૈદિક હિન્દુ) તથા મુસલમાન અને ખ્રીસ્તી આદિ ધર્મોની દ્રષ્ટિએ ભૂગોળ અને ખગોળનો પરિચય.

પૌરાણિક દ્રષ્ટિએ ભૂગોળ અને ખગોળનો અભ્યાસ.

વર્તમાન સમયની નવી અને જૂની દષ્ટિએ પણ ભૂગોળ અને ખગોળનું અવલોકન.

૧૪ મગધ દેશનો પર્યટનપૂર્વક પરિચય.
૧૫ શ્રીમહાવીરે પોતાના વિહારથી પવિત્ર કરેલાં પ્રત્યેક સ્થળોનો સૂક્ષ્મેક્ષણપૂર્વક પરિચય.
૧૬ જૈનધર્મની બન્ને શાખાના અને ઇતરધર્મની સર્વ શાખાના સ્વર્ગ અને નરક સંબંધી પ્રત્યેક ઉલ્લેખોનો ઉંડો અભ્યાસ.
૧૭ વર્તમાન સમયની નવી અને જૂની રીતે સ્વર્ગ અને નરકનો અભ્યાસ.
૧૮ સ્વર્ગ અને નરકની ભૂગોળ બતાવનારાં બંગાળી, હિંદી અને મરાઠી પુસ્તકોનો અભ્યાસ.
૧૯ ઇંદ્રાદિક શબ્દોની સમજૂતી માટે પ્રાચીન વ્યુત્પત્તિશાસ્ત્ર–નિરૂક્તાદિ–નો ઉંડો અભ્યાસ.
૨૦ સર્વ દર્શનના મૂળ મૂળ પ્રાચીન ગ્રંથોનો (ઉપયોગ પૂરતો) અભ્યાસ.
૨૧ બૌદ્ધોના પાલીગ્રંથોનો–ત્રિપિટકોનો–અને મહાયાન સંપ્રદાયના સંસ્કૃત ગ્રંથોનો પરિચય.

બૌદ્ધગ્રંથોમાં અનેક સ્થળે ભગવાન મહાવીર (નાતપુત્ત) અને તેના શિષ્યો વિષે કહેવામાં આવ્યું છે, મહાવીર જીવનનો કોઇ પણ લેખક એ હકીકતોને સમજ્યા સિવાય ભગવાનના જીવનને ઠીક ઠીક નજ આલેખી શકે. નમુના તરીકે શ્રીબુદ્ધના જન્માદિ પ્રસંગને અંગે બૌદ્ધગ્રંથ લલિતવિસ્તરમાં જે હકીકત વર્ણવવામાં આવી છે તે હકીકત સાથે શ્રીમહાવીરના જન્માદિપ્રસંગનું વર્ણન ઘણે અંશે શબ્દશઃ અને અર્થશઃ મળતું આવતું જણાય છે, જેનો મૂળપાઠ* અનુવાદ સાથે અહીંજ સરખામણી અર્થે આપી દઉં છું.

---

કલ્પસૂત્રઃ

૧ 'એ વાત બની નથી, એ વાત બનતી નથિ અને એ વાત બનશે પણ નહિ કે અરિહંતો, ચક્રવર્તિઓ બલદેવો કે વાસુદેવો અંતકુલોમાં, પ્રાંતકુલોમાં, તુચ્છકુલોમાં, દરિદ્રકુલોમાં, કૃપણકુલોમાં, ભિક્ષુકકુલોમાં અને બ્રાહ્મણકુલોમાં જન્મ્યા હતા, જન્મે છે કે જન્મશે.

અરિહંતો, ચક્રવર્તિઓ, બલદેવો કે વાસુદેવો ઉગ્રકુલોમાં, ભોગકુલોમાં, રાજન્યકુલોમાં, ક્ષત્રિયકુલોમાં, હરિવંશકુલોમાં કે એવા જ બીજા કોઇ વિશુદ્ધ જાતિ કુલ વંશમાં જન્મ્યા હતા, જન્મે છે અને જન્મશે."

લલિતવિસ્તરઃ

૧ "હે ભિક્ષુઓ ! બોધિસત્વ કુલવિલોકન કરે છે તેનું શું કારણ ?

બોધિસત્વો હીનકુલોમાં જન્મતા નથી, જેવા કે ચંડાલકુલોમાં, વેણુકારકુલોમાં, રથકારકુલોમાં, પુક્કસકુલોમાં અર્થાત્ એવા નીચ કુલોમાં જન્મતા નથી.

તેઓ બે જ જાતના કુલોમાં જન્મ લે છે. બ્રાહ્મણકુલમાં કે ક્ષત્રિયકુલમાં. જ્યારે પ્રજા બ્રાહ્મણગુરૂક હોય છે ત્યારે બ્રાહ્મણકુલમાં અને પ્રજા જ્યારે ક્ષત્રિયગુરૂક હોય છે ત્યારે ક્ષત્રિયકુલમાં જન્મ લે છે." પૃ૦ ૨૧

* બન્ને મૂળપાઠો જુદા પરિશિષ્ટમાં આપ્યા છે

૨ "તે કાલે તે સમયે કે જ્યારે શુભગ્રહોનો યોગ થયો હતો, દિશાઓ સૌમ્ય અને નિર્મળ હતી, બધાં શકુનો અનુકૂળ હતાં, અનુકૂળ પવન વાતો હતો, પૃથિવી ફળદ્રુપ થયેલી હતી અને બધા દેશો પ્રસન્ન અને આનંદિત હતા તે સમયે ત્રિશલાક્ષત્રિયાણીએ ભગવાન્ મહાવીરને જન્મ આપ્યો હતો.

ટીકાઃ

જે વખતે ભગવાન મહાવીર જન્મ્યા ત્યારે—દિશાઓ પ્રસન્ન અને મુદિત હતી, મીઠો પવન મંદ મંદ વાતો હતો. ત્રિલોકમાં સઘળે ઝળહળાટ થઇ રહ્યો હતો, ગગનમાં દુંદુભિ ગાજતો હતો, જે નારકોને એકક્ષણ પણ સુખ ન હોય તેઓને પણ સુખનો શ્વાસ લેવાનો પ્રસંગ આવ્યો હતો અને પૃથિવી પણ ફળફુલોથી ખીલેલી હતી."

૨ "ચરમભવિક બોધિસત્ત્વ જ્યારે જન્મ લે છે, જ્યારે અનુત્તર સમ્યક્ સંબોધિને પ્રાપ્ત કરે છે ત્યારે જે જાતના ઋદ્ધિ પ્રાતિહાર્યો થાય છે તે આ પ્રમાણે છેઃ

હે ભિક્ષુઓ! તે સમયે બધા પ્રાણિઓ રોમાંચિત થાય છે, મોટા પૃથિવીચાલનો પ્રાદુર્ભાવ થાય છે એટલે પૃથિવી કંપે છે, ( સરખાવો મેરુકંપ ) કોઇએ વગર વગાડયે જ સાત જાતનાં દિવ્ય વાજાંઓ વાગે છે, સર્વ ઋતુ અને સમયના વૃક્ષો ફુલે છે અને ફળે છે. વિશુદ્ધ આકાશથી મેઘનાદ સંભળાય છે; નિર્મળ આકાશથી ઝરમર ઝરમર મેહ વરસે છે; અનેક પ્રકારનાં દિવ્ય પુષ્પ, વસ્ત્ર, આભરણ, ગંધ અને ચૂર્ણથી સંમિશ્રિત થયેલા મીઠા, શીતળ અને સુગંધી વાયરા વાય છે; દિશાઓ અંધકાર, રજ, ધૂમ અને ધૂંવાડ વિનાની અને સુપ્રસન્ન રહે છે; ઉપર આકાશથી અદૃશ્ય, ગંભીર બ્રહ્મઘોષો સંભળાય છે; બધા ચંદ્રો, સૂર્યો, ઇંદ્રો, બ્રહ્માઓ અને લોકપાલોનાં તેજ અભિભૂત થઇ જાય છે; બધી અકુશળ ક્રિયાઓ અટકી જાય છે; રોગિઓના રોગો શમી જાય છે, ભુખ્યાઓની ભુખ ભાંગે છે તેમજ તરસ્યાઓની તરસ છીપે છે; દારૂડિયાનું ઘેન ઉતરી જાય છે; ગાંડાઓ સાજા થાય છે; આંધળાઓને આંખ મળે છે; બહેરાઓને કાન મળે છે; લુલાં લંગડાંઓની ખોડ મટી જાય છે; નિર્ધનિયા ધન પામે છે; કેદિઓ અને પૂરાએલા છૂટાં થાય છે; આવીચિ વગેરે બધા નરકોમાં પ્રાણિઓનાં દુઃખ ટળી જાય છે, તિર્યંચયોનક પ્રાણિઓનો પારસ્પરિક ભય શમી જાય છે. અને યમલોકના જીવોની ભૂખ વગેરે દુઃખ મટે છે.' પૃ. ૯૮

"જ્યારે તત્ત્વદર્શકનો જન્મ થવાનો હોય છે ત્યારે અગ્નિ શાંત થાય છે, નદીઓ સુવ્યવસ્થિતપણે વહે છે અને પૃથિવી કંપે છે. પૃ૦ ૧૧૨

૩ "જ્યારે ભગવાન્ મહાવીર જન્મ્યા ત્યારે અધોલોકમાં રહેનારી આઠ દિક્કુમારીઓનાં આસનો કંપ્યાં, અવધિજ્ઞાનદ્વારા તે દિક્કુમારીઓએ જિનજન્મનો પ્રસંગ જાણી ત્રિશલારાણીના સૂતિકાઘર તરફ પ્રયાણ કર્યું. તે આઠનાં નામ આ પ્રમાણે છેઃ

૩ "હે ભિક્ષુઓ ! જ્યારે બોધિસત્વ જન્મે છે ત્યારે તેની માતાની કૂખનું પડખું અક્ષત અને અનુપહત હોય છે—જેવું જન્મ્યા પહેલાં હોય છે તેવું જ જન્મ્યા પછી હોય છે. પાણીના ત્રણ કૂવાઓ બની જાય છે, સુગંધિ તેલની તળાવડીઓ બની જાય છે, પાંચ હજાર અપ્સરાઓ સુગંધી તેલ લઇને બોધિસત્વની

ભોગંકરા, ભોગવતી, સુભોગા, ભોગમાલિની, સુવત્સા, વત્સમિત્રા, પુષ્પમાલા અને આનંદિતા. મેઘંકરા, મેઘવતી, સુમેધા, મેઘમાલિની, તોયધારા, વિચિત્રા, વારિષેણા અને બલાહકા એ આઠ આઠ દિક્કુમારીઓ ઊર્ધ્વલોકથી આવી અને તેઓએ સૂતિકા-ગૃહની આસપાસ યોજન-ચાર ગાઉ-જેટલી જમીન સંવર્ત વાયુદ્વારા શુદ્ધ કરી અને તેટલામાં જ સુગંધી પાણી અને ફુલની વૃષ્ટિ કરી. એ દરેક દિક્કુમારીઓ સાથે ચાર ચાર હજાર સામાનિકો હોય છે, ચાર ચાર મહત્તરાઓ હોય છે, સોળ સોળ હજાર અંગરક્ષકો હોય છે, સાતસો સાતસો સૈનિકો હોય છે અને બીજા પણ અનેક મહાર્ધિક દેવો હોય છે. હવે નંદા, ઉત્તરા-નંદા, આનંદા, નંદિવર્ધના, વિજયા, વૈજયંતી, જયંતી અને અપરાજિતા-એ આઠે પૂર્વરુચકથી આવીને ત્રિશલાના સૂતિકાગૃહમાં દર્પણ ધરીને ઉભી રહે છે." ઇત્યાદિ બધી દિક્કુમારિકાઓનો વર્ણક સમજી લેવો.

માતા પાસ આવે છે અને સૂતિકાને લગતો પ્રશ્ન પૂછે છે. પાંચ હજાર અપ્સરાઓ દિવ્ય લઇને આવે છે, પાંચ હજાર અપ્સરાઓ દિવ્ય જ દક લઇને આવે છે, પાંચ હજાર અપ્સરાઓ આળોતિયાં લઇને આવે છે, પાંચ હજાર અપ્સરાઓ દિવ્ય વાજાં લઇને આવે છે અને આ જ દ્વીપમાં જે બાહ્ય એવા પંચાભિજ્ઞ ઋષિઓ છે તે બધા આકાશ માર્ગ દ્વારા શુદ્ધોદન (બુદ્ધ પિતા) પાસે આવીને વધામણું આપે છે." પૃ. ૧

હવે તે વખતે સાઠ હજાર અપ્સરાઓ કામા-વચરદેવલોકથી-આવીને માયાદેવીની સેવા કરવા લાગે છે.

પૃ૦ ૯

૪ "આકાશમાં ધર્મચક્ર, ચામરો, પાદપીઠ સાથેનું ઉજ્જ્વલ સિંહાસન, ત્રણ છત્રો, રત્નમય ધ્વજ અને ભગવાનના ચરણન્યાસ માટે સોનામાં કમલો આ બધું ભગવાન વિહાર કરે છે ત્યારે થાય છે."

શ્રીહેમચંદ્રાચાર્યકૃત અભિધાનચિંતામણિ.

૪ "જ્યારે બુદ્ધ ભગવાન ચાલે છે ત્યારે આકાશમાં કોઇએ નહીં ધરેલું એવું દિવ્ય, ધોળું અને વિશાલ છત્ર, બે સુંદર ચામર એની પછવાડે પછવાડે જ્યાં જાય છે ત્યાં જાય છે. બોધિસત્ત્વ પગ ઉંચે કરે છે-ચાલવાને પગ ઉપાડે છે-ત્યાં કમલોનો પ્રાદુર્ભાવ થાય છે."

---

૨૨ વેદ અને વેદાંગોનો પરિચય.

૨૩ ઉપનિષદોનું ચિંતન.

૨૪ મહાભારત, પુરાણો અને સ્મૃતિઓનું અવલોકન.

૨૫ ગૃહ્યસૂત્ર, કલ્પસૂત્ર અને શ્રૌતસૂત્રોનો અભ્યાસ.

૨૬ બ્રાહ્મણ અને આરણ્યકોનું અન્વેષણ.

૨૭ કુરાનનો પરિચય.

૨૮ ઝંદ અવેસ્તાનો ભાષા અને ભાવ એ બન્ને દૃષ્ટિએ અભ્યાસ.

૨૯ બાઇબલનો અભ્યાસ.

૩૦ ખાસ ભગવાન મહાવીર વિષે મૂળ આગમોમાં નિર્યુક્તિઓમાં, ભાષ્યોમાં, ચૂર્ણિઓમાં, અવચૂરિઓમાં અને ટીકાઓમાં જે જે કાંઇ લખાયું હોય તેનું કાળક્રમવાર સંકલન.

૩૧ ભગવાન મહાવીર વિષે કથાવિષયક જૈન ગ્રંથોમાં જે કાંઇ આવ્યું હોય તેનો પરિચય.

૩૨ શ્વેતાંબર અને દિગંબર બન્ને શાખામાં સંસ્કૃત, પ્રાકૃત અને લોકભાષામાં ભગવાન મહાવીરનાં જે જે ચરિત્ર લખાયાં છે તે બધાંનું કાળક્રમવાર સંકલન અને તેમાં લખાણને અંગે થએલો વધારો ઘટાડાનો પરિચય.

[ કથાગ્રંથોમાં ઘણીવાર એકજ કથા ભિન્ન ભિન્ન રૂપે કહેલી હોય છે અને તેનું સંશોધન કરતાં એમ પણ જણાય છે કે, એક કથા ઉપર વર્ણનના ઘણા પડો ચડેલા હોય છે અને તેમાં માત્ર કવિત્વ સિવાય બીજું કારણ સંભવતું નથી. ભગવાન મહાવીરની કથા વિષે પણ ઘણા પ્રસંગોમાં એમ બન્યું લાગે છે (?)

ભગવાન મહાવીરના જન્માભિષેકના વર્ણનનો પ્રસંગ મૂળ આચારાંગથી લઇને ઘણા ચરિત્રગ્રંથોમાં વર્ણવાએલો છે, પણ જોતાં એ પ્રસંગ તે તે ચરિત્રોમાં અનેક ભિન્ન ભિન્ન રીતે ઉપલબ્ધ થાય છે. આચારાંગના ભાવના નામક ચોવીશમા અધ્યયનમાં એટલે તૃતીયચૂલામાં* ભગવાન મહાવીરના જન્મપ્રસંગથી માંડીને તીર્થસ્થાપન સુધીનો વૃત્તાંત આવે છે. તેમાં જન્માભિષેકનો પણ વર્ણક છે, ત્યાર પછી કલ્પસૂત્ર મૂળ અને આવશ્યકનિર્યુક્તિના ભાષ્યમાં એજ જન્માભિષેકનો વર્ણક છે, નિર્યુક્તિના ભાષ્યનો વર્ણક માત્ર 'મંદરગિરિ' ના ઉલ્લેખને લઇને પૂર્વોક્ત વર્ણકથી જુદો જણાય છે. આ પછીના ગ્રંથોમાં જન્માભિષેકને પ્રસંગે ઇંદ્રની શંકા, એના સમાધાન માટે મેરુનો પ્રકંપ વગેરે રસપૂર્ણ વર્ણકો (બારમા સૈકામાં) શ્રીનેમિચંદ્ર સૂરિના પ્રાકૃત 'મહાવીરચરિય' માં અને શ્રીહેમચંદ્ર સૂરિના મહાવીરચરિત્રમા વા યોગશાસ્ત્રના આરંભમાં આવે છે. જ્યારે આ વિષે આચારાંગ મૂળમાં કે આવશ્યકનિર્યુક્તિના ભાષ્યમાં કશો ઉલ્લેખ મળતો નથી. ઉપરાંત આચારાંગના મૂળની ટીકા કરનાર શ્રીશીલાંકસૂરિ અને આવશ્યક નિર્યુક્તિની વૃત્તિ કરનાર શ્રીમાન હરિભદ્રસૂરિ પણ એ વિષે કાંઇ ઇસારો સરખો પણ કરતા નથી, જો કે તેઓશ્રી બીજું તો ઘણું સરસ વર્ણન આપે છે.

બૌદ્ધના લલિતવિસ્તર ગ્રંથમાં પણ, બુદ્ધના જન્મ પ્રસંગે 'પૃથ્વી કંપી હતી' એ ઉલ્લેખ આગળ જણાવેલો છે. એક પ્રસંગનેજ લગતાં આવાં અનેક જુદાં જુદાં વર્ણનો મહાવીર ચરિત્રમાં પણ મળવાં અસંભવિત નથી. માટે ઐતિહાસિક દૃષ્ટિએ મહાવીર ચરિત્ર લખનારે આ બધા ભિન્ન ભિન્ન ઉલ્લેખોનો પરિચય જરૂર ધરાવવોજ જોઇએ અને એ ઉપરથી નીકળતું ઐતિહાસિક રહસ્ય, કવિની દૃષ્ટિ અને શ્રદ્ધાપ્રધાન ભક્તનું હૃદય એ બધું વાચક વર્ગ સમક્ષ જરૂર સ્પષ્ટ કરવું જોઇએ. વાચકોની સમજૂતી માટે મૂળ આચારાંગના એ ચોવીશમા અધ્યયનનો, કલ્પસૂત્રમૂળનો અને નિર્યુક્તિના ભાષ્યનો પાઠ અર્થ સાથે અહીં આપી દઉં છું:–

"तेणं कालेणं तेणं समएणं तिसला खत्तियाणी अह अन्नया कयाइ णवण्हं मासाणं बहुपडिपुण्णाणं अद्धट्ठमाणं राइंदियाणं वीतिक्कंताणं जे से गिम्हाणं पढमे मासे दोच्चे पक्खे चित्तसुद्धे तस्स णं चित्तसुद्धस्स तेरसीपक्खेणं हत्थुत्तराहिं जोगोवगतेणं समणं भगवं महावीरं आरोयारोयं पसूया ।

'તે કાલે, તે સમયે ત્રિશલા ક્ષત્રિયાણીએ નવ માસ પૂરા થયા બાદ સાડા આઠ દિન વીતે છતે ઉનાળાના પહેલા માસ, બીજે પક્ષે, ચૈત્ર સુદિ ૧૩ના દિને, ઉત્તરાફાલ્ગુની નક્ષત્રે શ્રમણ ભગવાન મહાવીરને ક્ષેમકુશળે જન્મ આપ્યો.

जं णं राइं तिसला खत्तियाणी समणं भगवं महावीरं आरोयारोयं पसूया तं णं राइं भवणवइ-वाणमंतर-जोइसिय-विमाणवासिदेवेहिं य देवीहि य उवयंतेहि उप्पयंतेहि य एगे महं दिव्वे देवुज्जोए देवसण्णिवाते देवकहक्कहे उप्पिंजलगभूते यावि होत्था'।

જે રાતે ત્રિશલા ક્ષત્રિયાણીએ ભગવાનને જન્મ આપ્યો તે રાતે ભવનપતિ, વાણવ્યંતર, જ્યોતિષ્ક તથા વિમાનવાસી દેવદેવીઓના ઉતરવા તથા ઉપડવાથી એક મહાન્ દિવ્ય ઉદ્યોત, દેવોનો મેળાવડો, દેવોની કથંકથા [વાતચીત] તથા પ્રકાશ થઇ રહ્યો હતો.

* આ ચૂલાઓને શ્રીસ્થૂલભદ્રસ્વામીની બેન સીમંધર સ્વામી પાસેથી લાવ્યાં હતાં અને તે વખતે સંઘે એને આચારાંગ સાથે જોડી દીધી.

પરિશિષ્ટ પર્વ, સર્ગ ૯ પૃ. ૯૦ શ્લો. ૯૯–૧૦૦

जं णं रयणिं तिसला खत्तियाणी समणं भगवं महावीरं आरोयारोयं पसूया तं णं रयणिं बहवे देवा य देवीओ य एगं महं अमयवासं च गंधवासं च चुण्णवासं च पुप्फवासं च हिरण्णवासं च रयणवासं च वासिंसु ।

.વળી, તે રાતે ઘણી દેવદેવીઓએ એક મોટી અમૃતની વૃષ્ટિ, ગંધની વૃષ્ટિ, ચૂર્ણની વૃષ્ટિ, ફૂલની વૃષ્ટિ, સોનારૂપાની વૃષ્ટિ, તથા રત્નોની વૃષ્ટિ વરસાવી.

जं णं रयणिं तिसला खत्तियाणी समणं भगवं महावीरं आरोयारोयं पसूया तं णं रयणिं भवणवइ-वाणमंतर–जोतिसिय–विमाणवासिणो देवा य देवीओ य समणस्स भगवओ महावीरस्स कोतुगभूतिकम्माइं तित्थयराभिसेयं च करिंसु "

અને એજ રાતે ચારે જાતના દેવદેવીઓએ મળી ભગવાન મહાવીરનું કૌતુક કર્મ, ભૂતિકર્મ તથા તીર્થંકરાભિષેક કર્યો.'

આચારાંગ-ભાવનાધ્યયન–ચોવીશ, તૃતીયચૂલા.

"तेणं कालेणं तेणं समएणं समणं भगवं महावीरं जे से गिम्हाणं पढमे मासे दुच्चे पक्खे चित्तसुद्धे तस्स णं चित्तसुद्धस्स तेरसीदिवसेणं नवण्हं मासाणं बहुपडिपुण्णाणं अद्धट्ठमाणं राइंदियाणं विइक्कंताणं उच्चट्ठाणगएसु ग्गहेसु पढमे चंदजोए सोमासु दिसासु वितिमिरासु विसुद्धासु जइएसु सव्वसउणेसु पयाहिणाणुकूलंसि भूमिसप्पिंसि मारुयंसि पवायंसि निप्फन्नमेइणीयंसि कालंसि पमुइयपक्कीलिएसु जणवएसु पुव्वरत्तावरत्तकालसमयंसि हत्थुत्तराहिं नक्खत्तेणं जोगमुवागएणं आरुग्गारुग्गं दारयं पयाया ।

'તે કાલે, તે સમયે ગ્રીષ્મઋતુના પ્રથમ માસમ બીજા પક્ષમાં, ચૈત્રના શુક્લ પક્ષમાં, ચૈત્રી સુદ ૧૩ ના દિવસે નવ માસ પરિપૂર્ણ થયે, તદ્દુપરાંત સાડાસાત દિવસ વીતે પૂર્વરાત્રાપરરાત્રીના સમયે, હસ્તોત્તરા નક્ષત્રનો યોગ થયે, ત્રિશલા ક્ષત્રિયાણીએ ભગવાન મહાવીરને આરોગ્યપૂર્વક જન્મ આપ્યો. એમના જન્મ પ્રસંગે બધા ગ્રહો ઉચ્ચસ્થાનમાં હતા. પ્રથમ ચંદ્ર યોગ હતો, દિશાઓ નિર્મળ, વિશુદ્ધ અને સૌમ્ય હતી, બધાં શકુનો અનુકૂળ હતાં ભૂમિસર્પિ પવન પ્રદક્ષિણનો વાતો હતો, બધી પૃથ્વી ખીલેલી હતી, દેશો હર્ષિત અને આનંદિત હતા.

जं रयणिं च णं समणे भगवं महावीरे जाए, सा णं रयणी बहुहिं देवेहिं देवीहि य ओवयंतेहिं उप्पयंतेहिं य उप्पिंजलमाणभूआ कहकहगभूआ आवि हुत्था ॥ ९६ ॥

જે રાત્રે ભગવાન મહાવીર જન્મ્યા તે રાત્રે બહુ દેવ અને દેવીઓના ઉતરવા તથા ઉપડવાથી પ્રકાશ થઇ રહ્યો હતો અને દેવોની કથંકથા થઇ રહી હતી. ॥ ૯૬ ॥

जं रयणिं च णं समणे भगवं महावीरे जाए तं रयणिं च णं बहवे वेसमणकुंडधारी तिरियजंभगा देवा सिद्धत्थरायभवणंसि हिरण्णवासं च सुवण्णवासं च वयरवासं च वत्थवासं च आभरणवासं च पत्तवासं

જે રાત્રે ભગવાન મહાવીર જન્મ્યા તે રાત્રે ઘણા વૈશ્રમણ કુંડધારી તિર્યગ્જૃંભક દેવોએ સિદ્ધાર્થ રાજાના ભુવનમાં હિરણ્યની, સુવર્ણની, વજ્રની, વસ્ત્રની, આભરણની, પત્રની, પુષ્પની, ફલની, બીજની માલ્યની

च पुप्फवासं च फलवासं च बीअवासं च मल्लवासं च गंधवासं च चुण्णवासं च वण्णवासं च वसुहारावासं च वासिंसु ॥ ९७ ॥

गंधनी, चूर્ણની, વર્ણની અને વસુધારાની વૃષ્ટિ કરી.૯૭

तए णं से सिद्धत्थे खत्तिए भवणवइवाणमंतरजोइसवेमाणिएहिं देवेहिं तित्थयरजम्मणाभिसेयमहिमाए कयाए समाणीए पच्चूसकालसमयंसि नगरगुत्तिए सदावेइ सद्दावित्ता एवं वयासी"॥९८॥
કલ્પસૂત્ર.

ત્યાર પછી ભવનપતિ વાણવ્યંતર, જ્યોતિષ્ક અને વૈમાનિક દેવોએ તીર્થંકરના જન્માભિષેકનો મહિમા કર્યે છતે સવારના પહોરમા સિદ્ધાર્થ ક્ષત્રિયે નગરના રક્ષકોને બોલાવીને આ પ્રમાણે કહ્યું ॥ ૯૮ ॥

"एए चउदस सुमिणे पासइ
सा तिसलया सुहपसुत्ता ।
जं रयणिं साहरिओ
कुच्छिंसि महायसो वीरो ॥
तिहिं नाणेहिं समग्गो
देवीतिसलाइ सो अ कुच्छिंसि ।
अह वसइ सन्निगब्भो छम्मासे अद्धमासं च ॥
अह सत्तमम्मि मासे गब्भत्थो चेव
अभिग्गहं गिण्हइ ।
नाहं समणो होहं अम्मापिअरम्मि जीवन्ते ॥
दुण्ह वरमहिलाणं गब्भे वासिऊण
गब्भसुकुमालो ।
नवमासे पडिपुन्ने सत्त य दिवसे समइरेगे ॥
अह चित्तसुद्धपक्खस्स तेरसीपुव्वरत्तकालम्मि।
हत्थुत्तराहिं जाओ कुण्डग्गामे महावीरो ॥
आहरण रयणवासं वुट्ठं तित्थंकरम्मि जायम्मि ।
सक्को अ देवराया उवागओ आगया निहिणो ॥
तुट्ठाउ देवीओ देवा आणंदिआ सपरिसागा ।
भयवम्मि वद्धमाणे तेलुक्कसुहावहे जाए ॥
भवणवइवाणमंतरजोइसवासीविमाणवासी अ ।
सव्वड्ढीइ सपरिसा चउव्विहा आगया देवा ॥
देवेहिं संपरिवुडो देविंदो गिण्हिऊण तित्थयरं ।
नेऊण मंदरगिरिं अभिसेअं तत्थ कासी अ"॥
આ૦ નિ૦ ભા—પૃ૦ ૧૭૯-૧૮૦ ગા૦ ૫૭-૬૫

" જે રાતે મહાયશ વીર કૂખમા સંહૃત થયા (તે રાતે) સુખપૂર્વક સૂતેલી તે ત્રિશલાએ ચૌદ સ્વપ્નોને જોયા.

ત્રણ જ્ઞાન સહિત તે (વીર) સાડા છ મહિના સુધી ત્રિશલાની કૂખમા રહ્યા.

હવે સાતમે મહિને ગર્ભસ્થ જ (તે વીરે) અભિગ્રહ ગ્રહ્યો કે, 'માતા પિતા જીવતાં સુધી હુ શ્રમણ થઇશ નહિ'

બન્ને ઉત્તમ સ્ત્રીઓના ગર્ભમા રહીને ગર્ભસુકુમાળ (મહાવીર) નવ માસ પૂરા થયા પછી અને તે ઉપર સાત દિવસ વીત્યા પછી ચૈત્ર શુદ તેરશે પૂર્વરાત્રીના સમયે હસ્તોત્તરા નક્ષત્રે કુંડગ્રામમા જન્મ્યા.

તીર્થંકરનો જન્મ થયો, આભરણ રત્નોની વૃષ્ટિ થઇ, શક્ર દેવરાજ આવ્યો, અને નિધિઓ આવ્યા.

ત્રૈલોક્યને સુખાવહ એવા વર્ધમાન ભગવાનનો જન્મ થયો દેવી અને દેવો પરિવાર સાથે તુષ્ટ થયા, આનન્દિત થયા

ભવનપતિ, વાણવ્યંતર, જ્યોતિષ્ક અને વિમાનવાસી એ ચારે પ્રકારના દેવો પરિવાર સાથે સર્વ ઋદ્ધિસહિત આવ્યા

દેવોથી પરવરેલા દેવેન્દ્રે તીર્થંકરને ગ્રહીને મંદરગિરિ તરફ જઇને ત્યાં અભિષેક કર્યો "

૩૩. કર્ણાટકી ભાષામાં લખાએલા જૈન સાહિત્યનો પરિચય. તેમાં પણ શ્રીમહાવીર વિષે જે જે વાત લખાએલી હોય તેનો તો ખાસ પરિચય.

૩૪ વિદેશી લેખકોએ ભગવાન મહાવીર વિષે જે કાંઇ લખ્યું હોય તેનો સારો અભ્યાસ.

૩૫ પ્રાચીન રાજકારણનો પરિચય તથા પ્રાચીન સમાજ સ્થિતિનો પણ પરિચય.

૩૬ ભાષાશાસ્ત્રનો પણ થોડો પરિચય.

૩૭ સર્વધર્મના મૂળ પુરૂષોના જીવનનો સૂક્ષ્મ અભ્યાસ.

આટલી અભ્યાસ સામગ્રી પ્રાપ્ત કર્યા પછી પૂર્વોક્ત અંતરંગ સામગ્રીયુક્ત કોઇ એક વ્યક્તિ કે મંડળ શ્રીમહાવીરના ચરિત્ર વિષે લખવાની પ્રવૃત્તિ કરશે તો તેમાં ઘણી સફળતા મળશે એમ ખાત્રીપૂર્વક કહી શકાય. આ રીતે લખનાર શ્રીમહાવીરને, શ્રીબુદ્ધને, શ્રીકૃષ્ણને કે બીજા કોઇ મહાપુરૂષને ઓછું વતું લખીને અન્યાય તો નહિજ કરે. એટલે હાથે આવું કામ થવું અશક્ય નહિ તો દુઃશક તો જરૂર છે; એથી વિશ્વકોષની યોજના પ્રમાણે મહાવીરચરિત્ર રચનાની યોજના હાથ ધરવામાં આવે અને તે તે વિષયના અભ્યાસીઓને ઉચિત કામ સોંપવામાં આવે તો એક આદર્શ મહાવીરચરિત્ર લખી શકાય અને એ મુખ્ય કામ કરતાં જૈનધર્મને લગતા અનેક જાતના ગૂઢ પ્રશ્નો અને રહસ્યોનો નિકાલ પણ થઇ જાય તેમજ જૈનધર્મનો પ્રતિહાસ ઘણો સ્પષ્ટ થઇ જાય.

ખરી રીતે તો 'મહાવીરચરિત્રસાધનસંગ્રહાવલિ' નામ રાખીને એક લેખમાળાજ કાઢવી જોઇએ અને તેમાં પૂર્વોક્ત સામગ્રીસંપન્ન મંડળ મહાવીર ચરિત્ર લખવાની દૃષ્ટિએ તે તે જાતના નિબંધો લખે અને એ બધા નિબંધોનું મથન કરતાં જે નવનીત નીકળે તે મહાવીરજીવનની સંકલનામાં અસાધારણ ઉપયોગી થાય.

વિશ્વહિતૈષી ભગવાન મહાવીરનું જીવન લખવાને સમગ્ર વિશ્વનું ઉપયોગી સાહિત્ય વિશ્વવ્યાપક દૃષ્ટિએ જ જોવું જોઇએ; અન્યથા એ લોકનાથની આશાતના થવાનો સંભવ છે. ભગવાન મહાવીરના ત્યાગધર્મને આચરનારો અને સર્વભૂતહિતે રતઃ મુનિગણ આ બાબત વિષે વિચાર કરે તો એ વિષે ઘણું થવાનો સંભવ છે. ભગવાન મહાવીરનું મંદિર અને તેમનું આ પ્રકારનું જીવનલેખન એ બે પ્રવૃત્તિમાં કઇ અધિક મૂલ્યવાન છે તે તો કેવળી જ કહી શકે. તેમ છતાં કોઈ પણ અંશે આ કામની કીંમત ઓછી નથીજ. આ તો સ્વ અને પરના હિતનું કામ છે માટે મુનિગણને વિનંતી કરૂં છું કે જરૂર તેઓ આ કામ માટે કટીબદ્ધ થઇને પ્રસ્થાન કરે.

મારી અલ્પમતિ પ્રમાણે ભગવાન મહાવીરના જીવન વિષે જે જે વિચારો મેં કરી રાખેલા તે આજે પ્રગટ કરૂં છું. હજુ પણ બીજા ઘણા વિચારો રહી જાય છે જેની પૂર્તિ કરવાનું અન્ય વિદ્વાનોને પ્રાર્થી વિરમું છું.

" यदेष किञ्चिद्विषमप्रकल्पितं
पुरातनैरुक्तमिति प्रशस्यते ।
विनिश्चिताप्यद्यमनुष्यवाक्कृति-
र्न पठ्यते स्मृतिमोह एव सः ॥

શ્રીસિદ્ધસેન દિવાકર.

# परिशिष्ट

*

## कल्पसूत्र

१ " न खलुं एयं भूअं न एयं भव्वं न एयं भविस्सं—जं णं अरिहंता वा चक्कवट्टी वा बलदेवा वा वासुदेवा वा अंतकुलेसु वा पंतकुलेसु वा तुच्छ-कुलेसु वा दरिद्दकुलेसु वा किवणकुलेसु वा भिक्खा-गकुलेसु वा माहणकुलेसु वा आयाइंसु वा आया-इंति वा आयाइस्संति वा। एवं खलु अरि० च० ब० वा० उग्गकुलेसु वा भोगकुलेसु वा राइण्ण-कुलेसु वा इक्खागकुलेसु खत्तियकुलेसु वा हरिवंस-कुलेसु वा अन्नयरेसु वा तहप्पगारेसु विसुद्धजाइकुल-वंसेसु आयाइंसु वा आयाइंति वा आयाइस्संति वा॥

२ "तेणं कालेणं तेणं समएणं समणे भगवं महावीरे ××× उच्चट्ठाणगएसु गहेसु पढमे चंद-जोए सोमासु दिसासु वितिमिरासु विसुद्धासु जइएसु सव्वसउणेसु पयाहिणाणुकूलंसि भूमिसप्पिंसि मारु-यंसि पवायंसि निप्फन्नमेइणीयंसि कालंसि पमुइय-पक्कीलिएसु जणवएसु ×× दारयं पयाया "

सुबो० पृ० १२६

अचेतना अपि दिशः प्रसेदुर्मुदिता इव
वायवोऽपि सुखस्पर्शा मन्दं मन्दं ववुस्तदा ॥
उद्योतस्त्रिजगत्यासीद् दध्वान दिवि दुन्दुभिः।
नारका अप्यमोदन्त भूरप्युच्छ्वासमासदत् ।

## ललितविस्तर

१ " किं कारणं हि भिक्षवः! बोधिसत्त्वः कुल-विलोकितं विलोकयति स्म?' न बोधिसत्त्वा हीनकुलेषु उपपद्यन्ते चण्डालकुलेषु वा वेणुकारकुलेषु वा रथकारकुलेषु वा पुक्कसकुलेषु वा। अथ तर्हि कुलद्वये एव उपपद्यन्ते—ब्राह्मणकुले, क्षत्रियकुले च। तत्र यदा ब्राह्मणगुरुको लोको भवति तदा ब्राह्मण-कुलेषु उप०, यदा क्षत्रियगुरुको लोको भवति तदा क्षत्रियकुले उपपद्यन्ते "

—पृ० २१

२. "यदा बोधिसत्त्वश्चरमभविक जायते यदा च अनुत्तरां सम्यक्संबोधिमभिसंबुध्यते तदा अस्य इमानि एवंरूपाणि ऋद्धिप्रातिहार्याणि भवन्तिः—

तस्मिन् खलु पुनर्भिक्षवः! समये संहर्षित-रोमकूपजाताः सर्वसत्त्वा अभूवन्। महतश्च पृथिवी-चालस्य लोके प्रादुर्भावोऽभूत् भैरवस्य रोमहर्षणस्य। अघट्टितानि च दिव्यमानुष्यकाणि तूर्याणि संप्र-वादितानि सर्वर्तुकालिकाश्च वृक्षास्तस्मिन् × संकु-सुमिताः फलिताश्च। विशुद्धाच्च गगनतलात् मेघ-शब्दः श्रूयते स्म। अपगतमेघाच्च गगनाच्छनैः सूक्ष्मसूक्ष्मो देवः प्रवर्षति स्म। नानादिव्यकुसुमवस्त्र-आभरण—गन्ध—चूर्ण—व्यामिश्राः परमसुखसंस्पर्शाश्च — सौम्याः सुगन्धवाताः प्रवायन्ति स्म। व्यपगततमो—रजो-धूमनिहाराश्च सर्वा दिश सुप्रसन्ना विराजन्ते स्म। उपरिष्टाच्चान्तरिक्षाद् अदृश्या गम्भीरा महाब्रह्मघोषा श्रूयन्ते स्म। सर्वेन्द्र-सूर्य-शक्र-ब्रह्म-लोकपालप्रभा-

श्चाभिभूता अभवन् । × × × सर्वा अकुशलक्रिया: प्रतिविरता: । व्याधितानां सत्त्वानां व्याधय: उपशान्ता: । क्षुत्पिपासितानां स० क्षुत्पिपासा प्रस्रब्धा अभूवन् । मद्यमदमत्तानां च स० मदापगम: संवृत्त: उन्मत्तैश्च स्मृति: प्रतिलब्धा । चक्षुर्विकलैश्च स० चक्षु: प्रतिलब्धम् । श्रोतोविकलैश्च स० श्रोत: । मुखप्रत्यङ्ग-विकलेन्द्रियाश्च अविकलेन्द्रिया: संवृत्ता: । दारिद्रैश्च धनानि प्रतिलब्धानि । बन्धनबद्धाश्च बन्धनेभ्य: विमुक्ता: । आवीचिमादि कृत्वा सर्वनैरयिकाणां सत्त्वानां सर्वकारणाद् दुःखं तस्मिन् समये प्रस्रब्धम् । तिर्यग्योनिगतानामन्याऽन्यं भक्षणादिदुःखम्, यमलौकिकानां स० क्षुत्पिपासादिदुःखं व्युपशान्तमभूत् । पृ० ९८

"यथा च ज्वलन: शान्त: सर्वा नद्य: स्ववस्थिता: ।
सूक्ष्मं न कम्पते भूमि: भविता तत्त्वदर्शक: ॥
पृ० ११२

२ "दिक्कुमार्योऽष्टाधोलोकवासिन्य: कम्पितासना: ।
अर्हज्जन्माऽवधेर्ज्ञात्वाऽभ्येयुस्तत्सूतिवेश्मनि ॥ २

भोगंकरा भोगवती सुभोगा भोगमालिनी ।
सुमित्रा वत्समित्रा च पुष्पमाला त्वनिन्दिता ॥
नत्वा संवर्तनाच्छोधयन् क्ष्मामायोजनमितो गृहात् ॥
मेघंकरा मेघवती सुमेघा मेघमालिनी ।
तोयधारा विचित्रा च वारिषेणा बलाहका: ॥६॥
अथोर्ध्वलोकादेत्यैतास्तत्र गन्धाम्बु-पुष्पौघवर्षं
हर्षाद् वितेनिरे ।

अथ नन्दोत्तरानन्दे आनन्दा नन्दिवर्धिनी ।
विजया वैजयन्ती च जयन्ती चापराजिता ॥ ८॥
एता: पूर्वरुचकादेत्य विलोकनार्थं दर्पणमग्रे धरन्ति ।

३ "इति हे भिक्षव: ! जाते बोधिसत्त्वे मातु: कुक्षिपार्श्वमक्षतमनुपहतमभवद् यथा पूर्वं तथा पश्चात् त्रिमत्रिप्यदम्बुकूपा: प्रादुरभवन् । अपि च सुगन्धतैलपुष्करिण्य: पञ्च अप्सर:सहस्राणि दिव्यगन्धपरिवासिततैलपरिगृहीतानि बोधिसत्त्वमातरमुपसंक्रम्य सुजातजातताम्, अक्लान्तकायतां च परिपृच्छन्ति स्म । पञ्च च अप्सर:स० दिव्यानुलेपनपरिगृहीतानि बोधि० सुजात० प० । पञ्च अप्सर:सहस्राणि दिव्यदारकचीवरपरि० बो० सु० प० । पञ्च च अप्सर:स० दारकाऽऽभरणपरि० बो० सु० प० । पञ्च च अप्सर:स० दिव्यतूर्यसंगीतिसंप्रभणितेन बो० सु० प० । यावत्तश्च इह जम्बु-

एताश्च सामानिकाना प्रत्येकं चत्वारिंशच्छतैर्युताः।
महत्तराभिः प्रत्येकं तथा चतसृभिर्युताः ॥
अङ्गरक्षैः षोडशभिः सहस्रैः सप्तभिस्तथा।
कटकैस्तदधीशैश्च सुरैश्चान्यैर्महर्द्धिभिः ॥२०॥

द्वीपे बाह्या पञ्चाऽभिज्ञा ऋषयस्ते सर्वे गगनतलेन आगत्य राज्ञः शुद्धोदनस्य पुरतः स्थित्वा जयवृद्धिमनुश्रावयन्ति स्म। पृ० ११०

'अथ तस्मिन् समये षष्टिअप्सरःशतसहस्राणि कामावचरदेवेभ्य उपसंक्रम्य मायादिव्या उपस्थाने परिचर्यां कुर्वन्ति स्म।' पृ० ९५

### श्रीमहावीर भगवानना अतिशयो

४ खे धर्मचक्रं चमराः सपादपीठं मृगेन्द्रासनमुज्ज्वलं च। छत्रत्रय रत्नमयध्वजोंह्रिन्यासे च चामिकरपङ्कजानि॥

**अभिधानचिन्तामणि कांड १ श्लो. ६१**

### श्री बुद्धभगवानना अतिशयो

४ तस्य प्रक्रामत उपरि अन्तरीक्षे अपरिगृहीतं दिव्यश्वेतं विपुलं छत्रम् चामरशुभे गच्छन्तमनुगच्छन्ति स्म। यत्र यत्र बोधिसत्त्वः पदमुत्क्षिपति स्म तत्र पद्मानि प्रादुर्भवन्ति स्म॥ पृ० ९६



# ઋદ્ધિગારવ ઉપર કથા.

[ વિક્રમ ૧૫મા સૈકાનું ગદ્ય ]

અત્ર કથા—દશાર્ણપુર નગર દશાર્ણભદ્ર રાજા મહાઋદ્ધિમદન ઉધણી. એકવાર શ્રી મહાવીર પાઉધાર્યા સાંભલી ચીંતવઇ સ્વામી તિસિઇ આડંબરિ જઈ વાંદઉં. તિસિઈ બીજઉ કો વાદી ન સકઇ. ગજેંદ્ર ગુડી તુરંગમ પાખરી સાતસઇ રાણી સુખાસનિ બઇસારી-માહા મંડાણિ આવિઉ, તિમિઇ સૌધર્મેંદ્રઇ તેહનઉ મદ ઉતારિવા ભણી ચઉસટિ સહસ્રશ્વેત હસ્તી વિકુર્વીઆ, એકેકાનઇ પાંચસઇ ચારોત્તર મુખ-મુખિ ૨, આઠ આઠ દંતુસલિ આઠ આઠ વાવિ વાવિઇ, આઠ આઠ કમલ, કમલિ ૨ લાખ લાખ પાખડી, પાંખુડીઈ ૨ બત્રીસ બદ્ધ નાટક દેવતા કરઇ, કર્ણિકાઇ ૨ તિહાં સિંહાસનિ, આઠ અગ્ર મહિષી સહિત ઇંદ્ર બઈઠઉ તે નાટક જોઅઇ છઇ, ઇસિઇ મંડાણિ ઇંદ્ર આવિઉ દેખી, દશાર્ણભદ્ર રાજા હુઇ આપણી ઋદ્ધિ ઉચ્છી ભણી વૈરાગ્ય ઊપનઉ. તત્કાલ દીક્ષા લીધી. ઇંદ્ર આવી પગિ લાગઉ કહઈ સ્વામી હવઇ તિઇ જીતઉં. જઉ ચારિત્ર લીધઉં પ્રશંસા કરી વાદી પાછઉ ગિઉ. હવઈ તીણઇ ભાગ્યવંતઇ ઋદ્ધિ ગારવ કરીનઈ પછઇ સમારિઉં, અનેરઇ તે વસ્તુ ન હુઇ તે ભણી ઋદ્ધિગારવ ન કરવઉ, ૭, શ્રી,

-આવશ્યક બાલાવબોધ પત્ર સંખ્યા ૧૫૦ લખ્યા સંવત્ ૧૪૫૫ વર્ષે ભાદ્રવ માસે શુક્લપક્ષે ૧૨ ગુરૂવાસરે । લિખિતં ઠા० કાયસ્થા [ ડૉ० ભાઉદાજી કલેક્શન રૉયલ એ. સો. મુંબઈ નં ૨૦૨ ]

ચાલુ ભાષા—દશાર્ણપુર નગરે દશાર્ણભદ્ર રાજા મહાઋદ્ધિમદનો ધણી. એક વાર શ્રી મહાવીર પધાર્યા (એમ) સાંભળી ચિંતવે સ્વામી(ને) તેવા આંડબરે જઈ વાંદું; તેનાવડે બીજો કોઈ વાંદી ન શકે. ગજેંદ્ર ગુડી (અંબાડીવાળા કરી યા ધ્વજામય કરી) તુરંગમ (ઘોડા) પાખરી (તેના સામાનથી સજ્જ કરી) સાતસેં રાણી સુખાસને (પાલખીમાં) બેસાડી મહા મંડાણે (આડંબરથી) આવ્યો. તેથી સૌધર્મેંદ્રે તેહનો મદ ઉતારવા ભણી (=માટે) ચોસઠ સહસ્ર શ્વેત હસ્તિ વિકુર્વ્યાઃ એકેકાને પાંચસેં ચારોત્તર (ઉપર ચાર) મુખ, મુખે મુખે—દરેક મોઢામાં આઠ આઠ દંતૂશળ, આઠ આઠ વાવે વાવેં આઠ આઠ કમળ, કમળે કમળે લાખ લાખ પાખડી, પાંખડીએ પાંખડીએ બત્રીશ બદ્ધ નાટક દેવતા કરે, કર્ણિકાએ કર્ણિકાએ ત્યા સિંહાસન. આઠ અગ્ર મહિષી (પટ્ટરાણી) સહિત ઇંદ્ર બેઠો તે નાટક જુએ છે. આવા મંડાણેં (આડંબરથી) આવ્યો દેખી દશાર્ણભદ્ર રાજાને આપણી (પોતાની) ઋદ્ધિ ઓછી હુઇ—હુઇ તે ભણી—માટે વૈરાગ્ય ઉપન્યો. તત્કાળ દીક્ષા લીધી. ઇંદ્ર આવી પગે લાગ્યો. કહે, સ્વામિ! હવે તેં (મને) જીત્યો, (કે) જે ચારિત્ર લીધું. પ્રશંસા કરી વાદી પાછો ગયો. હવે તેણે-તે ભાગ્યવંતે ઋદ્ધિ ગૌરવ કરીને પછી સમાર્યું—સુધાર્યું (સુધારી લીધું). અનેરે—અને વળી તે વસ્તુ ન હુઇ—થઇ તે માટે ઋદ્ધિગારવ ન કરવો.

તંત્રી.

# "કુકસાઇટ ગ્લાસ"

ગરમીના કીરણોને આંખમાં જતાં
અટકાવે છે અને એટલેજ તે
ઉત્તમ છે.




Can not pass through the glass.

તમારા ચસ્મા આજેજ કુકસાઇટ કાચના બનાવો અને તમારી આંખો જેના ઉપર જીંદગીના અને મોજશોખનો આધાર છે તેનું રક્ષણ કરો.

## મનસુખલાલ જેઠાલાલની કું.

(જૈન-ચસ્માવાલા)



આંખો તપાસી ઉત્તમ ચસ્મા બનાવનારા.
કાલબાદેવી રસ્તા, સુરજમલ લલુભાઈ ઝવેરીની સામે,
મુંબઇ.

---

અમારા અમદાવાદના એજન્ટ:—

રા. જગશીભાઇ મોરાર
ઠે. અંબાલાલ હીરાલાલ પટેલના ઘર પાસે,
માદલપુરા-અમદાવાદ.

આ માસિક અમદાવાદમાં તેમના મારફતે ગ્રાહકોને પહોંચાડવા ગોઠવણ કરવામાં આવી છે. અમદાવાદના અમારા ગ્રાહકોને તેમજ અન્ય બંધુઓને જણાવવાનું કે નીચેના પુસ્તકો પણ તેમની પાસેથી વેચાતા મલી શકશે.

"જૈન ગુર્જર કવિઓ" (પ્ર. ભાગ), "જૈન શ્વેતામ્બર મંદિરાવલિ",
"જૈન ડીરેક્ટરી" ભાગ ૧-૨, "જૈન ગ્રંથાવલિ", વિગેરે.

---

અમદાવાદના ગ્રાહકો પ્રત્યે વિજ્ઞપ્તિ:—આપનું લવાજમ હજુ સુધી મોકલાયું ન હોય તો સત્વરે અમારા એજંટને આપી પહોંચ લેશોજી.

॥ नमो तित्थस्स ॥

# જૈન યુગ

[ શ્રી૦ જૈન શ્વે૦ કૉન્ફરન્સનું માસિક-પત્ર ]

પુસ્તક ૩.

અંક ૯



વૈશાખ

૧૯૮૪

માનદ તંત્રી

મોહનલાલ દલીચંદ દેશાઈ

બી. એ. એલએલ. બી.

વકીલ હાઇકોર્ટ, મુંબઈ.

# "કુકસાઇટ ગ્લાસ"

ગરમીના કીરણોને આંખમાં જતાં અટકાવે છે અને એટલેજ તે ઉત્તમ છે.

Heat Rays

Ultra Violet



Can not pass through the glass.

તમારો ચસ્મો આજેજ કુકસાઇટ કાચનો બનાવો અને તમારી આંખો જેના ઉપર જીંદગીનો અને મોજશોખનો આધાર છે તેનું રક્ષણ કરો.

## મનસુખલાલ જેઠાલાલની કું.

( જૈન-ચસ્માવાલા )



આંખો તપાસી ઉત્તમ ચસ્મા બનાવનારા.

કાલબાદેવી રસ્તા, સુરજમલ લલુભાઈ ઝવેરીની સામે,

મુંબઇ.


---

અમારા અમદાવાદના એજન્ટ:—

રા. જગશીભાઇ મોરાર

ઠે. અંબાલાલ હીરાલાલ પટેલના ઘર પાસે,

માદલપુરા-અમદાવાદ.

આ માસિક અમદાવાદમાં તેમના મારફતે ગ્રાહકોને પહોંચાડવા ગોઠવણ કરવામાં આવી છે. અમદાવાદના અમારા ગ્રાહકોને તેમજ અન્ય બંધુઓને જણાવવાનું કે નીચેના પુસ્તકો પણ તેમની પાસેથી વેચાતા મલી શકશે.

"જૈન ગુર્જર કવિઓ" (પ્ર. ભાગ), "જૈન શ્વેતામ્બર મંદિરાવલિ",
"જૈન ડીરેક્ટરી" ભાગ ૧-૨, "જૈન ગ્રંથાવલિ", વિગેરે.

---

અમદાવાદના ગ્રાહકો પ્રત્યે વિજ્ઞપ્તિઃ—આપનું લવાજમ હજુ સુધી મોકલાયું ન હોય તો સત્વરે અમારા એજન્ટને આપી પહોંચ લેશોજી.

# જૈન યુગ.



આ દેશને તેમજ જગતને સાચા સિપાહીનો ખપ છે. દેશસેવા, જગતસેવા, આત્મજ્ઞાન, ઈશ્વરદર્શન, એ નોખી વસ્તુઓ નથી, પણ એક જ વસ્તુના જુદાં જુદાં સ્વરૂપ છે

ગાંધીજી. નવજીવન ૨૯-૪-૨૮.

It is necessary for the different religious groups to be acquainted with the traditions, ideals and history of one another-because cultural intimacy will have the way towards communal peace and harmony. *I venture to think that the fund*. amental basis of political unity between different communities lies in cultural "rapprochement" and as things stand to day, the different communities inhabiting India are too exclusive In order to facilitate cultural "rapprochement" a dose of secular and scientific training is necessary. Fanaticism is the greatest thorn in the path of cultural intimacy and there is no better remedy for fanaticism than secular and scientific education. Secular and scientific education is useful in another way that it helps to rouse our 'economic' consciousness. The dawn of 'economic' consciousness spells the death of fanaticism

—**Subash Chandra Bose**

Presidential Address. Maharashtra conference 1928

પુસ્તક ૩ વીરાત્ સં. ૨૪૫૪ વિ. સં. ૧૯૮૪ વૈશાખ. અંક ૯

## શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ

### સોજત-મારવાડ-નું આમંત્રણ.

#### અમારો ખુલાસો.

સોજત મુકામે આ કૉન્ફરન્સ મેળવવા માટે જે આમંત્રણ ગત ખાસ અધિવેશન વખતે આપવામાં આવ્યું હતું તે સબંધે સ્થાનિક તેમજ અન્ય પત્રોમાં અને ખાસ કરી પૂનાથી પ્રકટ થતા જૈન જીવનના અંકોમા સોજતવાળા મી. હીરાલાલ સુરાણા વકીલના પ્રકટ થએલા પત્રથી કેટલીક ગેરસમજ ઉભી થવા પામી છે એટલુંજ નહિં પરંતુ લોકો આડે રસ્તે દોરાયા હોય એ પણ બનવા જોગ છે. આ ઉપરથી સમાજ અવળે રસ્તે ન દોરાતાં સત્ય હકીકત શું છે તે સમજી શકે એવા હેતુથી આ ખુલાસો પ્રકટ કરવામાં આવે છે.

વસ્તુસ્થિતિ એવી છે કે ગત ખાસ અધિવેશન વખતે રા. હીરાલાલ સુરાણાએ સોજત મુકામે આવતું સામાન્ય અધિવેશન મેળવવા આમંત્રણ આપ્યું હતું. તેમના પ્રકટ થએલા બીજા પત્રમાં જણાવ્યા મુજબ શ્રી શત્રુંજય સબંધે સત્યાગ્રહ વગેરે

બાબતો વિચારવા માટે નહિં પણ સામાન્ય general અધિવેશન માટેનું એ આમંત્રણ હતું એ બિનાથી સમાજ વાકેફ છે. આ અધિવેશન મેળવવા આમંત્રણ આપ્યું એટલે મી. સુરાણા દ્વારા સોજતના સંઘે ખર્ચ વિગેરે વ્યવસ્થાની જવાબદારી સ્વીકારી એ વાત સ્પષ્ટજ ગણાય; છતાં જ્યારે અધિવેશન મેલવવા સબંધે ચર્ચા અને પત્ર વ્યવહાર ઉપસ્થિત થયાં તે વખતેજ કોઇ પણ જાતનાં બંધારણ વિના રિસેપ્શન કમિટી-સેક્રેટરીઓ, ચેરમેન આદિની ધોરણસર ગોઠવણોની સંપૂર્ણ ગેરહાજરીમાં મી. સુરાણાએ રૂા. ૩૦૦૦) ત્રણ હજારની ખર્ચ માટે અગાઉથી માંગણી કરી. આવા સંજોગોમાં અગાઉથી અગર પછીથી કોઇ પણ રકમ આપવાની જવાબદારી સંસ્થાની કમિટીએ સ્વીકારી નહોતી અને તેથી તેમની એ માગણી ન સ્વીકારવાનો કમિટીએ વિચારપૂર્વક અને ડહાપણ ભર્યો નિર્ણય કર્યો તે મી. સુરાણાને તુર્તજ જણાવવામાં આવ્યો હતો. અધિવેશન સોજત મુકામે મી. સુરાણાજી મેલવી ન શક્યા એનાં કારણોમાં આ એક મુખ્ય કારણ હતું કે જે મી. સુરાણાએ જાહેર કરવાનું વ્યાજબી ધાર્યું જણાતું નથી.

એ અધિવેશન માટે પોતે જે ટીપ રૂા. ૩૦૦૦) ની કરી અને તેની નકલ અમને મોકલ્યાનું જણાવે છે તે ટીપની નકલ હમણાંજ થોડા વખતપર અમારા વખતોવખત લખ્યા પછી અમને મોકલવામાં આવી છે.

બીજું કારણ એવું જણાવે છે કે ખરે વખતે કોન્ફરન્સ ઑફીસ તથા શેઠ આણંદજી કલ્યાણજી તરફથી અધિવેશન મુલતવી રાખવા માટે (વિધ્નરૂપ) કૉન્ફીડેન્શીઅલ તાર ચીઠીઓ વગેરે શા. હિરાલાલજીને મલતાં અધિવેશન ભરતાં તેમને અટકાવવામાં આવ્યા. આ હકીકતમાં જરા પણ સત્ય નથી એમ અમારે ભારપૂર્વક કહેવું જોઇએ. આ સંસ્થા તરફથી એવો કોઇ પણ તાર યા પત્ર તેમને લખવામાં આવ્યો નથી એમ પત્ર વ્યવહાર પરથી સહજ જોઇ શકાય તેવું છે. પરંતુ મી. હીરાલાલજી પોતાના તેમ જ મી. ઢઢા સાહેબના અમને મળેલા પત્રોમાં તેઓ તરફથી સ્પષ્ટ જણાવવામાં આવ્યું છે કે શેઠ આણંદજી કલ્યાણજી તરફથી કૉન્ફીડેન્શીઅલ ખ આપવામાં આવી છે (તા. ૨ અને પત્રથી) કે અધિવેશન મુલતવી રાખવું.

આવતું અધિવેશન સામાન્ય general અધિવેશન હોઇ શેઠ આણંદજી કલ્યાણજીની સલાહ અનુમતિ પૂછવા સહેજ પણ જરૂર નહોતી એ અમે તે વખતે માનતા હતા અને હજુ પણ એમ માનીએ છીએ. અને તેઓને તે વખતે અમા તરફથી એમ સ્પષ્ટ જણાવવામાં આવ્યું પણ હ છતાં આ સમજસર અધિવેશન મુલતવી રાખ રાખવા માટે મી. સુરાણાએ અમોને જણાવ્યું હ હવે 'કમજોરી અને અનિશ્ચિતતા' કોના સમજ એ વાંચનારે વિચારવાનું છે.

ત્રીજું કારણસર અધિવેશન મુલતવી રાખવા સહાયભૂત બન્યું ને રસ્તા રીપેર વગેરેનું. સોજત સંઘની પતી ના. જોધપુર મહારાજાને અધિવેશ અંગેની તમામ સાધન સામગ્રી અને રસ્તા રીપે આદિ માટે એક રેપ્રીઝેન્ટેશન આ સંસ્થા તરફ મોકલવામાં આવે તો તેમનું કાર્ય વધારે સ અને, વજન પણ વિશેષ પડે, અને ધારેલું કા તુર્ત પાર પડે એમ અમને જણાવવામાં આવ તેવું Representation અમારા તરફથી મોકલવા આવ્યું હતું (તા. ૧૭-૧-૨૭) જેનો જવાબ ( (૩-૪-૨૭) અધિવેશનના સમયની આસપાસ અમ મલ્યો હતો કે જ્યાં સુધી રિસેપ્શન કમિટીના ચેરમેન સેક્રેટરીઓ આદિની ગોઠવણ થયાનું અમા જાણમાં નથી. ઉક્ત જવાબમાં જણાવ્યા મુજ એની આખર પહેલાં રસ્તા વગેરેનું કામ પૂરું થ શકે તેમ ન હોવાનું સ્પષ્ટ જણાવવામાં આવ્યું હ એટલે તે મોસમમાં અને પછી વર્ષો હતુ આવ હોઇ અધિવેશન નિર્ણિત સમયે ત્યાં ભરી શકે એ હતુંજ નહિં.

આ બધાં કારણો ધ્યાનમાં લઇ અમને જણ વવામાં આવ્યું હતું કે સોજતનું અધિવેશન હોળી દિવાળીની આસપાસ યા ક્રિસ્ટમસ પર મુકર રાખવું જે મુજબ અધિવેશન મુલતવી રહ્યું હતું.

ત્યાર પછીથી આ સંસ્થાના રેસીડેન્ટ જનરલ સેક્રેટરીઓ રા. મકનજી જે મહેતા તથા રા. મોહનલાલ ભગવાનદાસ ઝવેરીને ફારેગ થવા રાજીનામાં આપેલાં હોઇ તે મંજૂર થઇ નવી નિમણુંકો ન થાય ત્યાં સુધી આ કાર્ય સંસ્થા હાથ ધરી શકે એ સ્થિતિમાં ન હોતી આ નિમણુંકો થયા બાદ અધિવેશન ક્રીસ્ટમસમાં મેળવવા તજવીજ કરવા જેટલો સમય અમને હતો નહિં. સંસ્થાના ફારેગ થતા ઓધ્ધેદારો છૂટા થયા અને નવા નિમાએલા ઓદ્દેદારોએ પોતાનું કાર્ય સંભાળ્યા પછી પહેલી તકે અધિવેશન મેળવવા સંબંધે વિચાર ચલાવવામાં આવ્યો હતો અને હજુ પણ એ પ્રશ્ન અમારા મુખ્ય વિચારની બાબત છે. આ સ્થળે એટલું કહેવું જોઇએ કે છેવટે અધિવેશન મુલતવી રાખવા માટે અમને જણાવવામાં આવ્યું ત્યાર પછીથી અત્યાર સુધીમાં મી. સુરાણા યા સોજતના સંઘ તરફથી અધિવેશન મેળવવા સંબંધે ઇશારો સરખો પણ કરવામાં આવ્યો નથી એટલે હવે સમજી શકાય તેવું છે કે આમંત્રણ આપતી વખતે કેટલી જવાબદારી શ્રીયુત સુરાણાજીએ પોતાને શિરે ધારી હતી. અમને આશા છે કે આટલો સ્પષ્ટ ખુલાસો વાંચ્યા પછી સમાજ વસ્તુસ્થિતિ શું હતી અને છે તેનો પોતાની મેળેજ ખ્યાલ બાંધશે. એજ.

શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ ૨૦ પાયધુની મુંબઇ ૩ તા. ૧૫–૪–૨૮

લી. સેવકો.
નગીનદાસ કરમચંદ.
ચીનુભાઇ લાલભાઈ શેઠ.
એ. રેસીડેન્ટ જનરલ સેક્રેટરીઓ.

---

# તંત્રીની નોંધ.

**૧ શ્રી જિનવિજયનું જર્મની પ્રત્યે પ્રયાણ—** જૈન સમાજમાં એક વિદ્વાન્ સંશોધક તરીકે શ્રી જિનવિજયનું નામ પ્રસિદ્ધ છે. ગૂજરાત પુરાતત્ત્વ મંદિરદ્વારા ગૂજરાતના સાક્ષર વર્ગમાં તેમજ ગૂજરાતના બહારના પ્રદેશમાં તેમણે અતિ ખ્યાતિ મેળવી છે. તેમણે સ્થાપેલી તે સંસ્થા પ્રત્યે ગૂજરાતના સાક્ષરોની ઘણી માન ભરેલી લાગણી ને ઘણી ઉંડી આશા રહેલી છે. એજ સંસ્થાના ભાવી વિકાસની દૃષ્ટિએ મહાત્મા ગાંધીજીની સંમતિ અને અનુમતિથી તેઓ હમણાં ૧૨મી મેને દિવસે જર્મની પ્રત્યે પ્રયાણ કરનાર છે. યુરોપ માટેનો પાસપોર્ટ મળી ગયો છે અને પી એન્ડ. ઓ. સ્ટીમર મોરેયામાં ૧૨ મી મે એ જવાની તૈયારી થઇ રહી છે. તેમના મિત્રો અને પ્રશંસકોની આર્થિક સહાયથી તેમનું પરદેશમાં-દ્વીપાંતર ગમન વિદ્યા-કલાના અભ્યાસ અને વૃદ્ધિ અર્થે થાય છે. એ વાત ખાસ નોંધવા યોગ્ય છે. આપણા શ્રીમંતો, જૈન વિદ્વાનોને વધારે બહાર લાવવા અને તેમની દ્વારા જૈન સાહિત્ય, ધર્મ અને તત્ત્વજ્ઞાનને સમસ્ત વિશ્વમાં સુંદર આકારે મૂકવા માટે યુરોપમાં મોકલવા પ્રત્યે લક્ષ આપે તો તો સોનાનો દહાડો ઉગે.

શ્રી જિનવિજયજીના સંબંધમાં એક સિવિલિયન થયેલ ગૂજરાતી વિદ્વાન્ જણાવે છે કે 'તેમની અનુપસ્થિતિને લઇ સંશોધનનું ને પુરાતત્ત્વનું કાર્ય બહુધા આપણે ત્યાં બંધ થઇ જશે જાણી ખેદ થયો પણ સાથે તેઓ બે વર્ષ જર્મની જવાના છે જાણી આનન્દ થયો. કારણ એમ નથી કે તેમને સંશોધન પદ્ધતિ વિશે બહુ નવું જાણવાનું મળશે, પણ યુરોપીય વિદ્વાનોને તેમના જવાથી ભારતના એક પ્રગાઢ ને પ્રખર વિદ્વાનનો પરિચય થશે. તેમના જવાના જવાથી દેશની સુકીર્ત્તિ ફેલાશે. આપણી સંસ્કૃતિના નવા મીશનરીઃ યોનો સુંદર નમૂનો એમને મળશે.' આ સાથે ઉક્ત વિદ્વાન્ સૂચના કરે છે કે 'વળતી વખતે ફ્રાંસ, ઇટલી ને સ્વીટ્‌ઝર્લેંડ પણ થતા આવે. બને તો ડાયરી-લખવાની ટેવ રાખે, કારણ તેમની અનુભવી નજરે અનેક વસ્તુઓ પડશે ને એની ધૂપછાંયનું નિરીક્ષણ બહુ ઉપયોગી થઇ પડશે. પાશ્ચાત્ય સંસ્કૃતિના પડથા કાગળ ઉપર ઝીલવા ભૂલે નહિ.' અમે આ વિદ્વાનના કથન તથા સૂચનને વધાવીએ છીએ–પસંદ કરીએ છીએ.

જૈન સંસ્કૃતિનું યથાસ્થિત ભાન કરાવવાનું તેઓ ગમે ત્યાં જશે ત્યાં ભૂલશે નહિ એવી સંપૂર્ણ ખાત્રી હોવા છતાં અમો શ્રી જિનવિજયજીને એવી ભલામણ કરીએ છીએ. તેમનો પ્રવાસ સફળ થાઓ, હૃદયના ઉચ્ચ

ઉચ્ચ મનોરથો સિદ્ધ થાઓ, પાશ્ચાત્ય પ્રદેશોને ભારતની આર્ય જૈન સંસ્કૃતિનું સવિશેષ અને પ્રામાણિક જ્ઞાન અને ભાન તેમની દ્વારા પ્રાપ્ત થાઓ, અને તેઓ ત્યાંની પદ્ધતિ, શૈલી; કાર્ય કરવામાં અડગ પ્રવૃત્તિ લઇ અત્ર પાછા સવિશેષ આરોગ્ય અને ઉત્સાહવંતા આવી ભારતની પ્રગતિમાં વિશેષ નિમિત્તભૂત થાઓ એવી પરમાત્મા પ્રત્યે અમારી પ્રાર્થના છે.

આવા વિદ્વાનો એક કરતાં અનેક-પુષ્કળ પરદેશમાં જાય તોજ જૈનોની પૂર્વની જાજ્વલ્યમાન સંસ્કૃતિનું ગૌરવ વધારી શકાય તેમ છે.

## ૨ સાક્ષરશિરોમણી કેશવલાલ ધ્રુવ અને શ્રી હેમાચાર્ય—

ગુજરાત સાહિત્ય સભા—અમદાવાદના વિદ્વાન્ ઉપપ્રમુખ ડૉ૦ હરિપ્રસાદ વ્રજરાય દેશાઇએ તા. ૧-૪-૨૮ ને રોજ સાહિત્યનાં પ્રેરક બળો-(ઑક્સફર્ડ ડિક્ષનેરી અથવા નવી અંગ્રેજી ડિક્ષનેરી) એ પર ભાષણ આપ્યું હતું તે વખતે પ્રમુખ શ્રી દી. બા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે જે મનનીય ઉપસંહાર કર્યો હતો તેમાં શ્રી હેમાચાર્ય સંબંધીનું વકતવ્ય અતિ ઉપયોગી હોવાથી અત્ર ઉતારીએ છીએ:—

'આજના ભાષણનો વિષય 'ઑક્સફર્ડ ડીક્ષનરી' અથવા 'નવી અંગ્રેજી ડીક્ષનેરી' વિષે હતો. આવું મહાભારત કામ રાષ્ટ્રની સહાયતા વિના શકય નથી. આવું કામ આપણે ત્યાં એક વખત થયેલું. જે વખતે આપણું ગુજરાતનું રાજ્ય હતું, ને સિદ્ધરાજ જયસિંહ રાજ્ય કરતો ત્યારે હેમાચાર્યે એ કામ સિદ્ધરાજની સહાયતાથી જ ઉપાડેલું. તેઓએ તેટલા લહીઆઓ, મદદ કરનાર અનેક વિદ્વાનો, ને રાજ્યની આર્થિક મદદથી, એ કામ તેમણે પાર પણ ઉતાર્યું; ને કાવ્યાનુશાસન, લિંગાનુશાસન, શબ્દાનુશાસન જેવા ગ્રંથો આપણને મળ્યા. અંગ્રેજી ભાષા જે વર્ષો થયાં વ્યવસ્થિત છે, અને જેમાં જૂના વખતથી અનેક લેખો સચવાઇ રહ્યા છે ને ઉપલબ્ધ પણ છે, તેમાં આવો કોષ રચતાં ડૉ. મરેને કેટલી મુશ્કેલી પડી તે આપણે જોઇયું તો ગુજરાતી ભાષા, હજી તો જેનું અપભ્રંશ ને પ્રાકૃત સ્વરૂપ પણ આપણે પૂરું પિછાનતા નથી, તેમાં કોષ રચવો તે એક માણસનું કામ નથી. છું એમાં યથાશકિત પ્રયત્ન પણ કર્યો છે અને આ ગ્રંથ એમ ત્રણ છૂટા અક્ષરો તૈયાર કરીને પુનાંયુલા સોસાઇટીને સોંપ્યા છે. પણ ડૉ. મરેને લાખો કાપલી મળ્યાની વાત થઇ ગઇ, મને પણ દસેક તો મળેલી ! ટૂંકામાં સહકાર વિના એ કાર્ય હાલ તો ગુજરાતમાં શકય નથી.

'હેમાચાર્ય લડવા નહિં નીકળેલા, પરંતુ એટલા ઉપરથી આપણે સાક્ષર તરીકે એમની સેવાની ઓછી કદર કરી શકીએ નહિ. સ્વરાજ એ આપણું સૌનું ધ્યેય છે. પરંતુ આપણી પોતાની જ વચ્ચે હજી તો એટલા ફાંટા છે કે આવી રીતે અરસપરસ વિરોધ દર્શાવવાથી ઇશ્વરે જેને જે શક્તિ આપી હોય તે પ્રમાણે તે કાર્ય કરે તો તે પોતાનું કર્તવ્ય બજાવે છે. સાક્ષર હોય તે લડાઇમાં ભાગ લેજ, એવો કોઇ નિયમ બાંધી શકાય નહિ. જે દાખલો આપવામાં આવ્યો છે. ત્યાં પ્રજાજન સમસ્તને યુદ્ધની તાલિમની અનુકૂળતા હતી. એવી તાલિમ જે દેશમાં મળતી હોય અને એવો પ્રસંગ હોય ત્યાં સાક્ષરો પાછળ પડે, એ બેશક શરમ ભરેલું ગણાય. મારૂં તો ધારવું છે કે દરેક પોત પોતાના કાર્યમાં અભિરૂચિ રાખે અને તેને જ યોગ્ય રીતે પાળે.'

આ વકતવ્યમાંથી શ્રીમાન્ હેમાચાર્યની સાક્ષરતા-કોષકારતાની સ્તુતિ પ્રકટ જણાય છે. જ્યાં સત્‌નું ગ્રહણ કરવાની વૃત્તિ છે ત્યાં સત્ મળી રહે છે. બીજા તરૂણ વિદ્વાનો આ વૃદ્ધ સાક્ષરશ્રીનું અનુકરણ કરશે કે પોતાના યૌવનમદમાં તણાયા જશે !

ગુજરાતીભાષા કોષ માટે અમારી સૂચના એ છે કે અમુક શબ્દો અર્થસહિત ને પ્રમાણ (reference) સહિત પૂરાં પાડનારને અમુક દ્રવ્ય આપવામાં આવે એવું કંઇ ગુ૦ વ૦ સો૦ કરે, તો અનેક ગુજરાતી શિક્ષકો-મહેતાજીઓ (કે જેના પગાર અતિ ટૂંકા હોય છે) અને સાહિત્યોપજીવી વિદ્વાનો કંઇક કરવા પ્રેરાય ને કરી પણ બતાવે.

## ૩ ધર્મની લાગણી દુખવવા સંબંધીનું

જજમેંટ—ઇન્ડિયન પીનલકોડની ૨૯૮ મી કલમની રૂએ 'પોલ' ના તંત્રી 'પારેખ' પર મૂકવામાં આવેલ આરોપ સંબંધી મુંબઇના વિદ્વાન્ અને ન્યાયી માજિસ્ટ્રેટ મી૦ દસ્તુરે જે ચુકાદો આપ્યો હતો તેમાં કાયદાની ચર્ચા કરી છેવટે તેના ઉક્ત તંત્રીને શિક્ષા કરી હતી. તેમાં નીચેનું ખાસ જાણવા યોગ્ય છે:-

'લગભગ બધાજ ધર્મમાં એવું માલુમ પડે છે કે કેટલાક મંતવ્યો અને કેટલીક રૂઢિઓ એવી પ્રચલિત હોય છે કે તેને તેજ ધર્મોના કેટલાક અનુયાયીઓ અનિષ્ટ ગણી વખોડી કાઢે છે અને જો તેઓ એવી રૂઢિઓને ઉઘાડી પાડવાની કોશીશ કરે તો તેથી ધાર્મિક લાગણી દુખાવવાનો ઇરાદો છે એમ કહેવાય નહિ. હવેલીમાં ચાલતી બદીઓ વિષે આરોપીએ જણાવ્યું છે તે જો ખરેખરૂં હોય તો બેશક એવી બદીને સખતમાં સખત રીતે વખોડી કાઢવી જોઇએ. અમુક મંદિરોમાં ચાલતી બદીઓ ઉપર હુમલો કરવો તે કાંઈ ધર્મ ઉપર હુમલો કર્યો ગણાય નહિ.'

આ સામાન્ય કથન સમાજે અને કોમે ખાસ ધ્યાનમાં રાખવાનું છે. પણ તેનીજ સાથે લખનારે આ પણ ધ્યાનમાં રાખવા યોગ્ય છે કેઃ—

'આરોપી માત્ર એટલુંજ કહે કે મારો ઉદ્દેશ ધાર્મિક લાગણી દુખવવાનો ન હતો તેટલાથીજ તે કાયદાની બેડીમાંથી છુટી શકે કહી અને તેથી એ બાબતનો નિર્ણય કરવામાં—એટલે કે સુધારક કે ટીકાકારના લેખાસમાં ધાર્મિક લાગણી દુખવવાનો હેતુ હતો કે નહિ તે નક્કી કરવામાં—અગાઉનાં લખાણો તથા સ્થળ અને પ્રસંગ વગેરે ધ્યાનમાં લેવાનું છે.

ટીકા કરવાના બહાના હેઠળ અમુક સમાજના ધાર્મિક સિદ્ધાંત વિષે ગલીચ લખાણો થાય તો આ કલમ લાગુ પાડી શકાય. આરોપી તરફથી જે રીતે કહેવામાં આવ્યું છે અને જે શબ્દો વાપર્યાં છે તે ઉપરથી એમ અનુમાન થાય છે કે આરોપીનો ઈરાદો ધાર્મિક લાગણી દુભવવાનો હતો. ભાષા ઘણીજ કડક છે'

જૈન ધર્મમા જેને વચનગુપ્તિ કહેવામાં આવે છે તે તો દૂર રહી પણ જેને ભાષાસમિતિ કહેવામાં આવે છે તેનો ઉપયોગ જ્યારે પોતાના સંપ્રદાયમાં સાધુ તરીકે પ્રસિદ્ધ થયેલા એવા પણ નથી કરતા એમ માલુમ પડે ત્યારે ખેદ થાય. જ્યારે તેઓ આગળ વધી સમજુવર્ગની લાગણી દુભવે, એટલુંજ નહિ પણ જેને બદનક્ષી-માનહાનિ (defamation, libel) કહેવામાં આવે છે તેનું અને તેથી થતા ફોજદારી ગુન્હાનું પણ ભાન ભૂલી જાય તો ખરેખર અત્યંત અફસોસની વાત ગણાય.

અલબત આ સાથે એ પણ કહેવાની જરૂર છે કે કેટલાકની આખડી એટલી બધી આળી થઇ ગઇ હોય છે કે સમયને ઓળખી ચાલવા માટે અમુક ઘર કરી બેસેલી રૂઢિઓને દૂર કરવાનો પોકાર કરવામાં આવે તો તેઓ એકદમ ઉકળી ઉઠે છે અને ધર્મની હાનિ થતી સમજી નાહકના છેડાય છે-નહિ કરવાનું કરી બેસે છે-ખોટો દ્વેષ અને અણછાજતો તિરસ્કાર બતાવે છે. આવાઓ જરા શાન્તિ રાખી ઉંડો વિચાર કરી હિતાહિત સમજવાની સન્મતિ વાપરતા શીખે એ ખાસ જરૂરનું છે.

**૪ વાણીનો દુરૂપયોગ**—હમણાં સામાન્ય રીતે કેટલાંક પત્રોમાં કોઇ પર જાહેર ટીકાના ઓઠા નીચે અનેક જાતનાં લખાણો અને 'કાર્ટૂનો' મૂકવામાં આવે છે તેમાં જે જાતની વાણીનો ઉપયોગ કરવામાં આવે છે તે સભ્યતાથી રહિત, આક્ષેપાત્મક, ગલીચ અને કદરૂપી દેખાય છે અને તેથી અમે ગત શ્રી મહાવીર જયંતી ખાસ અંકમાં તંત્રીના નિવેદનમાં પરીષહ-સેવન ક્રોધ ત્યાગ-ગાલિપ્રદાન-મૌન અને ભાષા સમિતિ પર ટૂંકમા વિવેચન કર્યું હતું અને શ્રી મહાવીર પ્રવચનમા 'વાણીનો વિનય' સંબંધીનું શ્રી ઉત્તરાધ્યયન સૂત્રનું કથન ટાંક્યું હતું. પરંતુ તેથી કંઈ અસર તે ભાષા વાપરનારા પર સંગીનપણે થઇ હોય એમ જણાતું નથી. તે પત્રોમાં હજુ તેવાં લખાણ આવ્યે જાય છે અને અધૂરામાં પૂરૂં હવે પહેલાં જેમ ખોટાં નામવાળાં ગલીચ ચોપાનીઆંઓ નીકળતા હતાં, તેમ શ્રી વિજયલબ્ધિ સૂરિના આગમનને દિવસે એક ચોપાનીયું વ્હેંચાયું હતું. અને તેમાં એવાં બીજાં ચોપાનીઆં બહાર પડવાની ધમકી પણ અપાઇ હતી એમ ખબર મળી છે. આ ચોપાનીઉં વહેંચવાની અગાઉથી ખબર પૂનાના એક પત્રમાં 'કાર્ટૂન' મારફતે બહાર આવી હતી.

અનેક સારા સારા માણસોના પર અણુગતા આક્ષેપો વાણીના વિલાસથી કરવા એ તદ્દન અનુચિત રસ્તો છે. એમ કરવાથી સુધારણા કરવાનું ધ્યેય હોય (તેમ હોય તે શંકાસ્પદ છે) તો તે પાર પડતું નથી, પરંતુ તેની વિપરીત અસર થાય છે. કાર્ય કરનારા દરેક સમાજ કે કોમમાં બહુ ઓછા હોય છે. તેના પર કાદવ ફેંકવો એનો અર્થ તેને

કાર્ય કરતાં અટકી જવાની અને સમાજને સંતાપ કરવાની એ ફરજ પાડવા જેવું છે. આ છતાં પણ અમે સાથે સાથે કહી દેશું કે ખરા કાર્ય કરનારે તો પીઠ નક્કર અને છાતી હિમ્મતવાળી રાખવી જોઇએ.

**૫ પ્રાકૃત ભાષાના અભ્યાસ માટેનો ત્રિવાર્ષિક ક્રમ**—ત્રણ વર્ષનો અભ્યાસ કરી પ્રાકૃતભાષામાં સામાન્ય રીતે આધિપત્ય મેળવી શકાય એવો ક્રમ પ્રાકૃતભાષાના અમુક વિદ્વાનોએ પોતાની બુદ્ધિ પૂર્વક નક્કી કર્યો છે તે અમને યોગ્ય ને ઉપયોગી લાગતાં અત્ર મૂકીએ છીએઃ—

પ્રથમ વર્ષ.

૧ પ્રાકૃત માર્ગોપદેશિકા.
૨ પાઇઅ લચ્છી નામમાલા (કોશ)
૩ પ્રાકૃત કથા સંગ્રહ
૪ ઉપદેશમાળા
૫ ગૌડવહો શ્લોક ૧૨૦૦
૭ સુપાસનાહ ચરિયમાંથી બારવ્રતની કથાઓ શ્લોક આશરે ૬૦૦૦.
૭ સમરાઇચ્ચ કહા ત્રણ ભવના શ્લોક ૨૫૦૦
૮ કુમારપાલ કાવ્ય (પ્રાકૃત દ્વયાશ્રય) સંપૂર્ણ
૯ વસુદેવ હિંડી શ્લો. ૪૦૦૦
૧૦ જ્ઞાતા ધર્મ કથાંગ પૂર્ણ

ભલામણ—નાટકોમાંથી પ્રાકૃત વિભાગ વાંચવો.

દ્વિતીય વર્ષ

૧ પ્રાકૃત વ્યાકરણ પાદ ચોથું—અપભ્રંશ વ્યાકરણ
૨ ભવિસયત્ત કહા સંધિ ૧૧ પૃ. ૮૨ સુધી
૩ પ્રાચીન ગૂર્જરકાવ્યસંગ્રહમાંથી ચાર કથાઓ.
૪ આવશ્યક મૂળ, નિર્યુક્તિ, ચૂર્ણિ.
૫ આચારાંગ મૂળ, નિર્યુક્તિ, ચૂર્ણિ
૬ અનુયોગ સૂત્ર
૭ નંદીસૂત્ર
૮ પ્રાકૃતપિંગલ
૯ દેશીનામમાલા.

ભલામણ—જૈન ગૂજરાતી રાસાઓ વાંચવા.

તૃતીય વર્ષ.

૧ સૂત્ર કૃતાંગ મૂળ, નિર્યુક્તિ, ચૂર્ણિ
૨ પન્નવણા પદ ૧૫
૩ વ્યવહાર ભાષ્ય
૪ પ્રશ્ન વ્યાકરણ સૂત્ર
૫ ઉપાસક દશાંગ સૂત્ર
૬ દશવૈકાલિક મૂળ નિર્યુક્તિ
૭ ઉત્તરાધ્યયન ૧૮ અધ્યયન.

આમાં પં. બહેચરદાસ કૃત પ્રાકૃત વ્યાકરણ ને શ્રી હેમચંદ્રાચાર્ય કૃત.છંદોનુશાસન (પ્રાકૃત કાવ્ય સંબંધી) દાખલ કરેલ હત તો ઠીક થાત એમ અમો કે જે પ્રાકૃતનાં પૂરા અભ્યાસી નથી તેને લાગે છે. તે યોગ્ય જણાય તો આ ક્રમમાં સ્થાન અપાશે, અમારો આગ્રહ તેમાં હોઇ શકે નહિ. આ અભ્યાસક્રમના સંપૂર્ણ અભ્યાસથી જૈન વિદ્યાર્થીને મૂલ સૂત્રોનો અભ્યાસ પણ સાથે સાથે થશે એવી યોજના તેની છે.

**૬ શ્રી શત્રુંજય પ્રકરણ**—પાલિતાણાનરેશના આમંત્રણથી જૈન આગેવાનોનું એક ડેપ્યુટેશન સમાધાનની મસલત માટે જઇ તેમને મળી આવ્યું—ને પાછું વળ્યું. સમાધાન કંઇ પણ થયું નહિ. આમાં શું અંતરાય છે? કોઇ કહે છે કે ત્યાંના દિવાનજી—કોઇ કહે છે કે બે પક્ષકાર ત્રીજા તટસ્થ વગર સમાધાન કરી ન શકે—'કાંઇ કાંકુ કપાય નહિ!, કોઇ કહે છે કે હજુ વાર છે—સમયનો પરિપાક થયો નથી. ગમે તેમ હોય, પણ લોકો જે આતુરતાથી સમાધાનની આશા રાખે છે તે આતુરતાને વશ કરવા માટે શ્રી આણંદજી કલ્યાણજીની પેઢી યાત્રાત્યાગના દૃઢ નિશ્ચય રાખેલાના સંદેશ આપવા ઉપરાંત વિશેષ પ્રોત્સાહક સંદેશ, કાર્ય પ્રવૃત્તિની માહિતી આપી શકે એમ ઘણા માને છે. લોકોએ યાત્રાત્યાગ માટેની પ્રતિજ્ઞા અવિચલ રીતે દૃઢ રાખી જ્યાં સુધી સંતોષકારક અને સ્વમાન જાળવનારૂં સમાધાન ન થાય ત્યાં સુધી યાત્રા ખુલવાની આતુરતા પર 'બ્રેક'—કાબૂ રાખવાની જરૂર છે.

ધર્મનિષ્ઠ વાળા વાઇસરોય જે તંત્રના વડા છે તે તંત્રે પણ—સરકારે પણ એક તટસ્થ પ્રામાણિક સન્નિષ્ઠાવાળા સજ્જનને વચમાં રાખી બન્નેનો તડ જોડ કરવા માટેનો પ્રબલ ને સઘન પ્રયાસ કરવાની જરૂર છે. તેમ થાય તો ગુંચાયેલ કોકડું છૂટી જાય, ને અસંખ્ય મહાનુભાવો—યાત્રાના આતુરોની મનોભૂમિ કરવાનું સુભાગ્ય પ્રાપ્ત કરી શકાય.

# અમારો લંડનનો પત્ર.

એક પત્ર લખ્યા પછી ઘણો સમય ગયો તે માટે ક્ષમા માગું છું. બીજો પત્ર લખવામાં મ્હારો પ્રમાદ એ કારણ નહોતું એ જણાવી દઉં છું. કામકાજનો બોજો ઘણો, તેથી ઢીલ થઇ છે.

સુધારો—મારો ગયો પત્ર કે જે ગત માગશર માસના અંકમા પ્રકટ થયો છે તેમા ઝવેરી નગીનદાસ ભાઇ પાલણપુરવાળાનું નામ આપ્યું છે તેને બદલે હેમચંદભાઇ **પાટણવાળા** એ નામ જોઇએ. આ મારી ભૂલ વાચકો સુધારી લેશે એટલી નમ્ર અરજ છે.

**વેપારી સભા**—લંડનમાં લગભગ ૪૦ થી ૫૦ હિન્દી વેપારીઓ હશે, પરંતુ આવાર સુધી તેઓ સર્વે પોતાના હિતો જાળવવા અર્થે એકત્રિત મળી કંઇ પણ પ્રયાસ સેવવા પ્રત્યે લક્ષ દોડાવી શકયા નહોતા. જેને અત્રેના 'વડિલો' કહી શકીએ તેઓ જરા શરમાતા હતા કે એવો પ્રયાસ કરતા સફળતા ન મળે તો? હિતબુદ્ધિથી પ્રામાણિક પ્રયાસ થાય તો સફલતા જરૂર મળે એવો વિશ્વાસ રાખવો ઘટે. 'વડિલો' કરે ત્યા સુધી હાથ જોડી બેસી રહેવું તેના કરતા જે કંઇ બને તે કરવું ઘટે એમ સમજી એક વેપારી 'ચેમ્બર' સ્થાપવાનું બીડું બે જૈન યુવકોએ લીધું. એક તો શ્રીયુત કસ્તૂરમંલ ભાન્થીયા કે જે બિરલાની લંડનની કુંપનીમાં છે, અને બીજો આ સેવક. બંનેએ આની પ્રાથમિક વ્યવસ્થા કરી તા ૧૬-૧૨-૨૭ ના રોજ '**ઇન્ડિયન ચૅમ્બર ઑફ્ કૉમર્સ**' ગ્રેટબ્રિટનની સ્થાપના કરી આવા મોટા પ્રયાસોમાં પૈસાની જરૂર પગલે પગલે પડે તે માટે બે શ્રીમંતો નામે શેઠ ઘનશ્યામલાલ બિરલા અને શેઠ અમ્બાલાલ સારાભાઇએ જોઇતી સહાય આપી છે તે માટે તેમને ઘણા ધન્યવાદ ઘટે છે.

દરેક દેશનો આધાર તેના વેપાર, ઉદ્યોગ ઉપર તથા તેના સંતાનોને અપાતી કેળવણી ઉપર છે. હિન્દના વેપારમાં જૈનોનો જેવો તેવો હિસ્સો નથી તેથી તે વેપાર ખીલવવો કે બગાડવો એ પણ જૈનોના શિરે હોય એ સ્વાભાવિક છે. જૈનો હવે બહાર પડી સરખી રીતે લીમીટેડ કંપનીના બંધારણ મુજબ દેશનો વેપાર ખીલવે તો કેવું સારૂં. શેઠ હેમચંદ ઝવેરી જેવા કે વર્ધમાન શેઠ જેવા જરાક આગળ પગલું લઇ વેપાર હાથ કરવા બહાર પડે તેમ અમો તો ઇચ્છીએ. હિન્દનું છેવટનું ભાવી નક્કી થવાનો વખત આવશે, ત્યારે 'વેપારનું રાજ્ય' કેના હાથમા છે તેવો સવાલ સ્વાભાવિક રીતેજ ઉઠશે; ત્યારે આપણે શું જવાબ આપીશું? કલકત્તા મુંબાઇનો વેપાર જુઓ. તે કેના હાથમાં છે? બીજી રીતે કહીએ તો અંગ્રેજોને 'પાવરફુલ' (વિશેષ સત્તાધારી) બનાવનારા પણ આપણેજ છીએ. તેમનું દરેક કામ આપણે કરીએ છીએ. દલાલ થઇ તેમનો વેપાર કરી આપીએ, દલાલ થઇ હિન્દનો કાચો માલ તેમને ખરીદ કરી આપીએ અને તેમના હાથમાં રમીએ. તેઓ દલાલી આપી આપણને નિહાલ કરી દેતા હોય નહિ અને આપણે તેથી ધરાઈ જઈ તેમના ઓશીંગણ હોઇએ નહિ એમ મનાય છે—ચાલે છે. તેઓ શું કરે છે એની માહિતી તો આપણે રાખતા નથી યા તે પ્રત્યે તદ્દન ઉપેક્ષા કરીએ છીએ. લંડનમા અંગ્રેજોએ પોતાના બીઝનેસની એકસચેઇન્જ રાખેલ છે તેમા એક પણ હિન્દી ઘુસી ન જાય તેની પૂરતી કાળજી રાખે છે. તેઓ જે જે વેપાર કરે છે તે દરેક વેપાર હિન્દીઓ મન પર લે તો પોતાને હાથ કરી શકે તેમ છે. હિન્દી હિન્દી સાથે વેપાર કરે, તેને ઉત્તેજન આપે અને હિન્દના વેપારને ખીલવે એ કારણે હિન્દીઓ પોતાની એક સંસ્થા એકત્રિત કરી સ્થાપે એ ખાસ જરૂરનું છે અને લંડનમા સ્થપાયેલ ઉપરોક્ત ચેમ્બરનો એક મુદ્દો એ પણ છે.

જૈનોએ હવે બહાર પડવાનું છે. લંડનની વેપારી સભા જૈન વેપારીને દરેક રીતે મદદ કરવા તૈયાર છે. જેને જેને કોઇપણ જાતની વિગત-હકીકત કે ખબર (information) જોઇતી હોય તેને R. J. Udani, Hon. Secretary Indian Chamber of Commerce, 53 New Broad Street London E. C. 2 ના સરનામે પત્રવ્યવહાર કરવાથી સર્વ મળી શકશે.

ત્રીજો દોષ દગ્ધ દોષ છે. દગ્ધ એટલે બળેલું એટલે કે સામાયિક કરતાં ઇહલોક કે પરલોકના સંસારિક વિષયોની વાંચ્છના કરવી નહિ. કરી હોય તો માનસિક દોષ લાગે છે એટલુંજ નહિ પરંતુ ધાર્મિક ક્રિયાનું ફળ જે પૂર્ણ આત્મવિકાશ કે મોક્ષ છે તે ફળ પ્રાપ્ત થતું નથી, માટે ધાર્મિક ક્રિયાથી આત્માની શક્તિઓ જેથી ખીલે એજ ફલની ઇચ્છા રાખી ધાર્મિક ક્રિયાઓ કરવી કે જેથી યોગ્ય સુખોના બાધ વિના પણ આત્મવિકાસ થયાં કરે.

ચોથો દોષ શુન્યદોષ છે, અને આ દોષ ધાર્મિક અનુષ્ઠાન કરનારા આપણા ભાઇઓ અને બ્હેનોમાં થોડે અંશે દેખાતો નથી. એ દોષનું ઘણે ભાગે સામ્રાજ્ય હોવાથી ધારેલું ફળ સત્વર સાધકને મળતું જોવામાં આવતું નથી. શુન્યદોષ એટલે ઉપયોગ વિના ધાર્મિક ક્રિયા કરવી તે. જિનમંદિરમાં જે જે સ્તવનો ગવાય છે-સામાયિકમાં કે પ્રતિક્રમણમાં કે ગુરુવંદનમાં જે જે સૂત્રો બોલાય છે, કાઉસગ્ગમાં જે મંત્રોનું ધ્યાન કરવામાં આવે છે, એ ક્રિયાઓમાં ઘણે ભાગે અર્થ નહિ સમજવાની બેદરકારી જોવામાં આવે છે, અને કેટલીક વખતે અર્થ પણ સમજાતા હોય છતાં તેમાં ઉપયોગ હોતો નથી. દાખલા તરીકે મંદિરમાં ભગવાન પાસે સ્તવન ગાતાં પ્રભુની સામે લાંબા હાથ કરી એમ કહેવું કે 'પંચમી તપ તમે કરો રે પ્રાણી' આ પ્રમાણે ગાનાર બોજે ભાવે ઉપયોગ નહિ હોવાથી મોટી ભૂલ કરે છે, માટે શુન્ય દોષ ટાળી ઉપયોગપૂર્વક સમજીને-જ્ઞાનપૂર્વક સમજીને એ ક્રિયા કરવામાં આવે તો વક્તાની ખાતરી છે કે મનના દશ દોષો તો તેમને લાગતા નથી એટલુંજ નહિ પણ સામાયિકાદિ ક્રિયાનું ઉત્તમોત્તમ ફળ સાધકના તરફ સત્વર દોડતું આવતું સાધકને જણાય છે, માટે-અવિધિદોષ, અતિપ્રવૃત્તિ કે (ન્યૂનપ્રવૃત્તિ) દોષ, દગ્ધદોષ કે શુન્યદોષ ટાળી વિધિપૂર્વકસર પ્રશસ્ત-યથાર્થ પ્રવૃત્તિ-આત્મવિકાસ ભણી પ્રવૃત્તિ અને ઉપયોગપૂર્વક પ્રવૃત્તિ કરવી જોઇએ.

'ધાર્મિક અનુષ્ઠાનના પાંચ પ્રકાર'

વળી અન્ય પ્રકારે ધાર્મિક અનુષ્ઠાનો શાસ્ત્રમાં પાંચ પ્રકારે ગણાવેલાં છે એટલે કેઃ—

૧ વિષાનુષ્ઠાન,
૨ ગરલાનુષ્ઠાન,
૩ અન્યોન્યાનુષ્ઠાન,
૪ તદ્દહેતુ-અનુષ્ઠાન,
૫ અમૃત-અનુષ્ઠાન.

આ પાંચે અનુષ્ઠાન જ્ઞેય છે. વિષાનુષ્ઠાન અને ગરલાનુષ્ઠાન એ બે હેય છે. અન્યોન્યાનુષ્ઠાન કંઇક હેય અને કંઇક ઉપાદેય છે. અને તદ્દહેતુ તથા અમૃત બન્ને પૂર્ણ રીતિએ ઉપાદેય છે. વિષાનુષ્ઠાન એટલે ઇહલોકના સંસારી પદાર્થોની વાંચ્છા, ગરલાનુષ્ઠાન એટલે ધર્મક્રિયા કરી પરલોકના એટલે સ્વર્ગાદિની તૃષ્ણા રાખવી તે. આ બન્ને ત્યાજ્ય છે. અન્યોન્યાનુષ્ઠાન જે કંઇક ત્યાજ્ય અને કંઇક ગ્રાહ્ય છે તે ઉપર વિચાર કરવાની અગત્યતા જણાય છે. અન્યોન્યાનુષ્ઠાન એટલે દેખાદેખીથી ધાર્મિક ક્રિયા કરવી તે. કેટલાએકોની એવી લાગણી હોય છે કે આપણે અમુક ધાર્મિક ક્રિયા નહિ કરીએ તો લોકોમાં ખોટું દેખાશે, અને કરશું તો આપણી આબરૂ વધશે આવી ભાવનાથી જે ફળ અનુષ્ઠાન કરનારને મળે છે, તે પ્રગટ છે એટલે કે દેખાદેખીથી અનુષ્ઠાન કરનારની નિંદા થતી નથી એટલુંજ નહિ પણ અનુષ્ઠાન કરનારાઓમાં તેની આબરૂ વધે છે, તથાપિ તેમની ક્રિયાનાં ફળની સમાપ્તિ અહીંઆજ છે. જેવી ભાવના છે તેવુંજ ફળ થાય છે. માટે અન્યોન્યાનુષ્ઠાન ન કરવું એમ વક્તાનું કહેવું નથી પણ કરવું એમ કહેવું છે, તથાપિ અન્યોન્યાનુષ્ઠાન કરતાં આત્મવિકાસની ભાવનાથી ધાર્મિક ક્રિયા કરવી તે વધારે ઉત્તમ છે. તદ્દહેતુ અનુષ્ઠાન તેને કહેવામાં આવે છે કે જે ધર્મ ક્રિયાનું ફળ પરોક્ષ રીતિએ-Indirect રીતિએ ધર્મક્રિયા કરનારને આપે છે અર્થાત્ સાધકોને એવાં સરળ અને ઉપયોગી સાધનો કે સગવડના મળે છે કે જેથી પુણ્યાનુબંધી પુણ્ય બંધાય, સાધકને અમૃત ક્રિયામાં જોડે છે.

અમૃતાનુષ્ઠાન તે છે કે જેનું ફળ અમૃત અથવા આત્માનો પૂર્ણ વિકાસ-મોક્ષ-મહાઆનંદ વગેરે છે.

આ પ્રકારે તદ્દહેતુ કે અમૃતાનુષ્ઠાન કરનારને

માનસિક દોષો લાગતા નથી એટલુંજ નહિ પરંતુ આત્મિક ગુણો તેમના મનમાં પણ રમી રહેતા જોવામાં આવે છે. મનુષ્ય જેવા ઉત્તમ દેહમાં રહી દેવોને પણ નમાવનાર પુણ્યા શ્રાવો કે તીર્થંકર ગોત્ર બાંધનાર શ્રી મહાવીરે તદ્દહેતુ અને અમૃત અનુષ્ઠાન કરી આત્મવિકાસ કર્યો હતો. આપણે તેમને પગલે ચાલવાથી તેવું જ કરીશું.

## 'સામાયિકની પ્રવૃત્તિ'

આપણે ઉપર કહી ગયા કે વિઘ્નજય કરતાં પણ પ્રવૃત્તિમાં વિશેષ બળ ખરચાવું જોઇએ. જેમકે પુનાની હવા શરીરને અનુકુળ માલમ પડયા પછી પુના જનારને રસ્તામાં જે પર્વતો વિઘ્નરૂપે વચ્ચમાં આવેલા હોય તેને પણ ફોડી તોડી હવાનો જિજ્ઞાસુ પુના પહોંચે છે. એજ પ્રકારે આપણી પ્રવૃત્તિ નક્કી કરવી જોઇએ. આપણી સામાયિકની પ્રવૃત્તિમાં શ્રી **નવકાર-મંત્ર,** પ્રથમ મંગલને માટે ગણવામાં આવે છે, ત્યાર પછી ગુરુસ્થાપનાને માટે **પંચિદિય** નામનું સૂત્ર ગણવામાં આવે છે, પછી ગુરુવંદનને માટે પંચિદિયમાં ગુરુના ગુણોની ભાવના કર્યા પછી **ઇચ્છામિ ખમાસમણો** નામનો પ્રણિપાતમંત્ર ગણવામાં આવે છે ત્યાર પછી કયાં કયાં સુત્રો ગણવાનાં છે એ આગળ ઉપર કહેવામાં આવશે. હાલ તુરત તો પ્રથમ જે નવકાર મંત્ર ગણવામાં આવે છે તેનો શુદ્ધ ઉચ્ચાર, અર્થ અને હેતુ એ કહેવામાં આવશે.

પંચ પરમેષ્ટિને કે કોઇને પણ નમન કરવામાં સાધકનો હેતુ એ હોય છે કે નમનીય આદર્શમાં જે ગુણો પ્રગટ છે તેવાજ ગુણો પોતામાં અપ્રગટ છે; તે અપ્રગટ ગુણો ભાવસહિત વિધિ પ્રમાણે નમન કરતાં પ્રગટ થાય. અમેરિકાના અધ્યાત્મી મહાત્મા એમર્સન મનુષ્યની નમન પ્રવૃત્તિને બહુજ સુંદર રીતે ઘટાવે છે.

ઇતિહાસ નામના નિબંધમાં તેઓ લખે છે કે શ્રીમાન્ પુરુષોને મનુષ્યો શા માટે માન આપે છે? શ્રીમાનમાં ત્રણ શક્તિઓ પ્રગટ હોય છે, અને તે એક સ્વતંત્રતા-freedom (liberty); શોભા-grace અને સામર્થ્ય-power. આપણને એમ જણાય છે કે મનુષ્ય મનુષ્યને નમે છે; પરંતુ આંતરિક દૃષ્ટિએ જોતાં મનુષ્યનો આત્મા પોતામાં રહેલા અપ્રગટ ગુણોને પ્રગટાવવા, પ્રગટ થયેલા ગુણોવાળા આત્માને તે નમન કરતો હોય છે.

પંચ પરમેષ્ટિ એટલે પરમ-ઉત્કૃષ્ટ સ્થાને વિરાજીત આત્માને નમન કરતાં આપણો આત્મા તેઓના જેવાંજ ગુણોને પ્રગટ કરી આત્મવિકાશની ટોચે પહોંચવાની ભાવના રાખે છે. વળી નવકાર મંત્રના ઉચ્ચારથી-પઠનથી અને ભાવનાથી સર્વ દુઃખોની નિવૃત્તિ થાય છે-સર્વ પ્રકારનાં સુખોની પ્રાપ્તિ થઈ છેવટે પરમસુખ કે અવ્યાબાધ સુખ કે અનંતઆનંદ પ્રાપ્ત થાય છે.

<u>सव्वपावप्पणासणो</u> એનો અર્થજ એ છે કે સર્વ દુઃખનાં કારણરૂપ પાપનો સર્વથા નાશ થવો તે અને કારણનો નાશ થયો એટલે કાર્યનો સહજ નાશ થઇ જાય છે. સકલ દુઃખનું કારણ પાપ છે માટે પાપના નાશથી દુઃખનો પણ સંપૂર્ણ નાશ થાય છે. **पणासणो** શબ્દમાં એકલો નાશ જણાવ્યો નથી. પરંતુ प्र+णास=પ્રકર્ષે નાશ-સર્વથા નાશ જણાવેલો છે. છાણું બાળવામાં આવે ત્યારે તેની રાખ થઈ જાય છે. એ છાણાનો નાશ થયો કહેવાય; પરંતુ તેની રાખ પણ જ્યારે ઉડી જાય ત્યારે એ છાણાનો પ્રણાશ થયો કહેવાય; તેમ નવકારને વ્યંજન અર્થ, તદ્દઉભય, અર્થાત્ શુદ્ધ ઉચ્ચાર, શુદ્ધ વિચાર (અર્થ) અને શુદ્ધ ભાવ એટલે કે ઉચ્ચાર અને વિચારથી ઉત્પન્ન થતું જ્ઞાન એ ત્રણે વિધિએ ગણવામાં આવે તો સકલ પાપનો નાશ થાય છે, અર્થાત્ સંપૂર્ણ દુઃખનો સર્વથા નાશ થાય છે. એટલુંજ નહિ પણ **मंगलाणं च सव्वेसिं**=સર્વ પ્રકારના મંગલો અર્થાત પુણ્યો-અર્થાત્ સુખો પ્રાપ્ત થઇ **पढमं हवइ मंगलम्**=Supreme felicity-Highest happiness-મનુષ્ય જન્મનો ઉત્તમોત્તમ સાધ્ય Sumum bonum, પણ નવકારના યથાર્થ પાલનથી પ્રાપ્ત થાય છે. એજ સ્વરાજ્ય-એજ આત્મ સ્વરાજ્ય કે મહાનમાં મહાન આનંદ છે. નવકારમાં પંચ પરમેષ્ટિ એટલે પાંચ મહાન્ આત્મા-પાંચ

કાઉસગ્ગ એટલે કાયોત્સર્ગ–સૃજ્‌ to leave–છોડવું ઉત્સર્ગ એટલે સર્વથા છોડવું. કાયોત્સર્ગ એટલે કાયાભાવને–કર્મભાવને છોડી આત્મભાવમાં આવી પરમાત્માભાવમા ધ્યાન ધરવું. કાઉસગ્ગની ક્રિયા કરવા પૂર્વે ઇરિયાવહિ ગણવામાં આવે છે. इरियावहिमां દશ પ્રકારે થતી જીવોની વિરાધનાની ક્ષમા યાચી સર્વ જીવોના આત્મા સાથે પોતાના આત્માને સમભાવે રાખે છે, અને વિરાધના કરતાં જે પાપ થયું હોય તે પાપ ધોઈ નાંખવાને કાઉસગ્ગ કરે છે. **तस्सउत्तरीथी** એમ જણાવે છે કે સર્વ પાપની નિર્ઘાતનાને અર્થે હું કાયોત્સર્ગ રૂપ ધ્યાન કરીશ. **पावाणं कम्माणं निग्घायण ठाये ठामि काउसग्गं** પાપ કર્મની નિર્ઘાતનાને અર્થ કાયભાવ છોડી હું આત્મભાવમાં રહી પરમાત્મામાં મારા આત્માને સ્થાપું છું.

આચારાંગ સૂત્રમાં આત્મસંશોધન માટે શ્રીવર્ધમાને શું કર્યું તેનું વર્ણન આપવામાં આવ્યુ છે. એમની મહાન શક્તિ પ્રમાણે એમણે એવી પ્રતિજ્ઞા કરી કે **करेमि सामाइयम् । सव्वं मे अकरणिज्जं पाव कम्मं ।** હું સર્વ આત્માઓને સમાન ગણીશ અને કોઇ પણ પ્રકારનું પાપ નહિ કરીશ. આજ પ્રકારે શ્રાવક બે ઘડી **करेमिभंते सामाइयम् ।** હે ભગવન! હું સર્વ આત્માને સમાન ગણીશ **सावज्जं जोगं पच्चखामि ।** કોઇ પણ પ્રકારનું પાપ કરવામા મારા મન–વચન, કાયાને હું નહિ યોજીશ એવી પ્રતિજ્ઞા **जावन्नियमं पज्जुवासामि**=બે ઘડી પણ પાળીશ અને એ સમભાવે રહી મારા આત્મગુણનું સંશોધન કરીશ. પાપને–કર્મને–કષાયને જેમ જેમ હું દૂર કરતો જઇશ, તેમ તેમ મારા આત્મગુણનો વિકાસ કરતો રહીશ. જૈન દર્શન Scientific એટલા માટે છે કે તેમાં કલ્પનાને સ્થાન નથી. આત્મસંશોધન અને આત્માવલંબન મુખ્ય છે. બીજાનો જે આધાર લેવામાં આવે છે તેને માત્ર નિમિત્ત ગણવામા આવે છે, પરંતુ શ્રી જૈન દર્શને માન્યું છે કે આત્મા એજ પરમાત્મા છે. અને તે પોતાના ઉપર છેવટે આલંબન લઇ પરમાત્મા થઇ શકે છે. હવે જો કોઇ એમ કહે કે શ્રી વર્ધમાને દીક્ષા લઇ મોહની સામે–કષાયોની સામે યુદ્ધ કરી મહાવીરપણું પ્રાપ્ત કર્યું અને તેમ કરી મોક્ષ પ્રાપ્ત કર્યો આ કાલમાં તો મોક્ષનાં બારણા બંધ છે. આ પ્રશ્નનો ઉત્તર એટલો અપાય કે અહીં ઉભીને શું કરવું છે. સામાયિક કરી કરી તેમણે બતાવેલા માર્ગે સામાયિકદ્વારા વહન કરી કરી મોક્ષના બારણા સુધી પહોચવું અને જ્યારે બારણું ઉઘડે ત્યારે તેમાં તુરત પ્રવેશ કરી દેવો. જો એમણે બતાવેલા માર્ગે આપણી ગતિ કર્યા કરીએ તો છેક મોક્ષના બારણા સુધી તો આપણે પહોંચી શકીએ. અને એમ કરીએ તો મોક્ષદ્વારમાં પ્રવેશ કરવાનો પહેલો વારો આપણો આવે. વક્તાને લાગે છે કે Door-keeper; gate-keeper દરવાન મોક્ષમાં પ્રવેશ કરવા નથી દેતો તેનું કારણ કષાય છે. મોહ છે–દેહ દ્રષ્ટિ છે, અને એ સંપૂર્ણ ક્ષય ન થાય ત્યાં સુધી આપણે મોક્ષના દ્વાર પાસે ઉભું રહેવું પડે; પરંતુ Knock and it will be opened એમ કર્યા કરીએ તો થોડા કાળમાં કે ભવમાં એ દ્વાર ઉઘડે. ખરા દેહભાવ છોડવાથી વિદેહભાવ કે અંતરાત્મભાવ પ્રગટે છે અને અંતરાત્મામાંથી પણ કર્મભાવ દૂર કરી શુદ્ધાત્મભાવમા જો રહેતાં શીખીએ તો મહા વિદેહને માટે આપણે યોગ્ય થઈએ. અને એ યોગ્યતા આવી એટલે ત્યાંથી મોક્ષનાં દ્વાર હાલ પણ ઉઘાડાં છે. જેને શાસ્ત્રયોગ પ્રાપ્ત થઈ પ્રમાણિકપણે વિધાનો કરવાં છે, તેમા સામાયિકયોગ પણ પ્રગટે છે એમ શ્રી હરિભદ્રસૂરિ યોગબિંદુમાં કહે છે. પ્રભુ મહાવીર સ્વામીએ પરિસહો અને ઉપસર્ગો સહન કર્યા; કારણકે તેઓએ શોધી કાઢ્યું કે આત્મા-એકેકા પ્રદેશમા અનંતુ બળ છે. ઇંદ્રની પણ તેઓએ સહાય લીધી નહિ; પરંતુ સ્વાવલંબને સકળ કર્મનો ક્ષય કરી આત્માનો પૂર્ણ વિકાસ કરી આત્મસ્વરાજ્ય પ્રાપ્ત કર્યું. આપણી શક્તિને પણ ગોપ્યા વિના યથાશક્તિ આપણે પણ એમને પગલે ચાલી આત્મવિકાસ કરવો જોઈ એ.

આ ઉપરથી આપણે શ્રી વીરની સ્તુતિ ગાઈએ છીએ કે નમામિ વીરં ગિરિસાર ધીરમ્‌। હે વીર પ્રભુ ! હું આપને નમુ છું. હુ આપના એ સામર્થ્યને

નમું છું કે જે સામર્થ્ય મેરૂ પર્વતના જેવું અડગ છે. ખરા પર્વતમાં બે ગુણો જોવામાં આવે છે એમ કવિન્દ્ર શ્રી રવિન્દ્રના મોટા ભાઈ બડાદાદા કહે છે કે ગમે તેવી વીજળીઓ પડે. ખરા પર્વતમાં ફાટ પડતી નથી. ગમે તેવા વરસાદો પડે તોપણ ખરા પર્વતની કાંકરી પણ ખરતી નથી, તેમ મહાપુરૂષો પર્વત શિરોમણિ મેરૂના જેવા અડગ છે, અને પરિસહરૂપ વૃષ્ટિઓ કે ઉપસર્ગરૂપ વિજળીઓ તેમને અસર કરતી નથી. આત્માના અનંત સામર્થ્ય પાસે ત્રણે લોકના બાહ્ય સામર્થ્યો પોતાનું માથું નમાવે છે.

સ્વાવલંબનને માટે જૈનશાસ્ત્ર મુખ્ય ભાર આપતું જણાય છે. કહે છે કે ગૌતમ સ્વામીને શ્રી મહાવીર ઉપર રાગ હતો. તે રાગ પ્રશસ્ત હતો અને એમના આલંબનથી ઘણી ઉંચી સ્થિતિએ એટલે ગણધર પદવીએ તેઓ પહોંચ્યા હતા. તથાપિ પ્રશસ્ત રાગ પણ કેવલ જ્ઞાન પામવામાં જ્યારે અંતરાયરૂપ થયો ત્યારે તેઓ વિચારણા કરી શોધી શક્યા કે શ્રી મહાવીરે સ્વાવલંબન રાખ્યું અને એમ કરી પોતાના ચરિત્રથી સ્વાવલંબને રહેવાનો મને બોધ કર્યો એમ જણાય છે. આમ થતાં એટલે સ્વાલંબને રહેતાં તુરતજ પોતે કેવળજ્ઞાન પામ્યા. આ દ્રષ્ટાંત ઉપરથી જણાય છે કે પ્રશસ્ત રાગ એ આદરણીય છે છતાં ઉત્કૃષ્ટ સ્થિતિને માટે સ્વાવલંબનજ-આત્માવલંબનજ પૂર્ણતાનો અચૂક અમોલ સાધન છે.

જૈનશાસ્ત્ર એકાંત નથી, અનેકાન્ત છે. તેનો સ્યાદ્વાદ એ સમાધાનવાદ છે. જ્યાંસુધી સાધક બાલક હોય ત્યાંસુધી તેને પ્રશસ્ત આલંબન પણ લેવું ઘટે અને જ્યારે તે યુવાન થાય ત્યારે તેણે સ્વાવલંબને પણ રહેવું ઘટે.

પ્રશસ્ત અવલંબને રહેતાં જે ક્રિયા કરવામાં આવે છે તેમાં નિર્જરાના કરતાં પુણ્યબંધ-પુણ્યાનુબંધી પુણ્ય થવાનો વિશેષ સંભવ છે. પુણ્યબંધનને પણ સોનાની બેડી ગણનાર શુષ્ક અધ્યાત્મીઓને કહેવું ઘટે છે કે મુમુક્ષુએ જે ક્રમથી શાસ્ત્રમાં ચઢવાનું લખ્યું છે તેજ ક્રમે ચઢવું જોઇએ. પ્રથમ પાપને દૂર કરી પુણ્યને માર્ગે અને પછી પુણ્યના ફળમાં અનાસક્ત રહી શુદ્ધ આત્મસ્વરૂપ ભણી વહન કરવું જોઇએ.

પુણ્ય અને પાપ બન્ને કર્મ છે-બેડી છે; પરંતુ પાપરૂપ કર્મ મનુષ્ય સંસારમાં પણ લૂંટારા છે અને પુણ્યરૂપ કર્મ ભીલ જેવા હોવા છતાં મોક્ષ માર્ગના વોળાવા છે. જેટલો તફાવત difference લૂંટારા અને વોળાવામાં છે તેટલો પાપ અને પુણ્યમાં છે. પાપ જ્યારે આત્મગુણને લૂંટે છે ત્યારે પુણ્ય લૂંટારાથી બચાવે છે એટલુંજ નહિ પરંતુ આત્મસ્વાતંત્ર્યના માર્ગમાં વોળાવારૂપ થઈ આપણને છેક મોક્ષ મંદિરના દ્વાર સુધી પહોંચાડે છે.

હવે પછી કાર્યોત્સર્ગ પાળ્યા પછી મુમતિ પલેવવાની ક્રિયા આવે છે અને એ મુમતી પલેવતાં પુરૂષોને ૫૦ અને સ્ત્રીઓને ૪૦ પ્રકારની પ્રતિજ્ઞા કરવાની હોય છે, તેમાં એ પચાસમાં ૩૫ નિષેધાત્મક છે. Negative છે અને પંદર વિધાયક કે positive છે એ વિધાયક અને નિષેધક પ્રતિજ્ઞાઓ શી છે એ આપણે અનુક્રમે તેની ક્રિયા કરશું ત્યારે તે ઉપર વિવેચન કરશું. વક્તાને તો દીવા જેવું દેખાઇ ગયું છે કે પતંજલિ ભગવાને ઉપદેશેલા રાજયોગનો આમાં સમાવેશ થઇ ગયો છે. ત્યાર પછી સામાયિક કરવાની પ્રતિજ્ઞા લેવામાં આવે છે. જિજ્ઞાસુ સાધક એવી પ્રતિજ્ઞા કરે છે કે હે ભગવાન્! આપનું ઉપદેશેલું સામાયિક હું કરીશ. આપની આજ્ઞા એજ મારો જ્યાં સુધી નિયમ છે ત્યાંસુધી ધર્મ છે. आणाए धम्मो। આપની આજ્ઞા એજ ધર્મ. જેમ બુકર ટી વૉશીંગટને પોતાના ઉપરીની આજ્ઞા પાળી. તેમને ખુશી કરી અંતે એવી પદવીએ ચડ્યો કે અમેરિકાની તમામ ગુલામ પ્રજાને અમેરિકન લોકોની સાથે સમાનકક્ષાએ પહોંચાડયા.

પ્રમાણિક સેવક તેજ કહેવાય કે સેઠને-શેઠને masterને આજ્ઞા કરતાં થકાવે પણ આજ્ઞા પાળતાં થાકે નહિ. હાલ બુકર ટી વૉશીંગટનના પ્રયત્નથી ૪૪ યુનિવર્સસિટિઓ ગુલામ ગનીના લોકોને સ્વતંત્ર બનાવવાને ઉત્પન્ન થયેલી છે. કદાચ करेमि ભંતેમાં જે પ્રતિજ્ઞા લેવામાં આવે છે. જે પચ્ચખાણ લેવામાં આવે છે, તેમાં પૂર્વાભ્યાસને લઇને-દેહાધ્યાસને લઇને -મોહાધ્યાસને લઇને ભૂલ થઈ જાય તો पडिक्कमामि-निंदामि-गर्हामि-अप्पाणं वोसिरामि-

એટલે કે હું એ પાપ ભાવને નિંદુ છું, ગુરૂ સાક્ષીએ ધિક્કારૂં છું-વોસરાવું છું અને મારા શુદ્ધ સ્વભાવમાં પાછો આવું છું. આવી ભૂલો ફરીથી નહિ કરીશ, આમ કરતા કરતા જ્યારે એક પણ ભૂલ બત્રીસ દોષોમાંની નહિ થાય ત્યારે આપણે સામાયિકની સિદ્ધિની નજીક આવી ચઢશું. તથાપિ કહેવું જોઈએ કે હું પુલચંદ છું એમ માનીને સામાયિકની શુભ ક્રિયા ઉપર ચઢનાર જાણે Jacob's ladder કે નિસરણીએ ચઢતો હોય એવો લાગે છે, અને સંવર ભાવે જે સામાયિક કરતા હોય તે liftની ઝડપે પોતાના સાધ્યને પહોચે છે.

શ્રી હરિભદ્ર સૂરિ કહે છે કે જે અનુષ્ઠાનો જે સાધનો સાધ્યની સાથે જોડે તે અનુષ્ઠાનો યોગ છે. જે ધર્માનુષ્ઠાનો શુદ્ધાત્માની સાથે જોડે તે યોગ છે. પતંજલિ ભગવાને યોગશ્ચિત્તવૃત્તિનિરોધઃ અર્થાત્ ચિત્તવૃત્તિઓનો નિરોધ તે યોગ કહ્યો અને ચિત્તવૃત્તિઓનો નિરોધ કરવાથી तदाद्रष्टुः स्वरूपेऽवस्थानम्। જ્યારે ચિત્તવૃત્તિઓનો નિરોધ કરવામા આવે છે ત્યારે દ્રષ્ટા રૂપ આ આત્માના પોતાના સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે. પરંતુ જૈનશાસ્ત્ર જાણે એવું કહેતુ હોય કે યોગો યોગનિરોધઃ એટલે સાવદ્ય યોગને બંધ કર્યા એટલે સ્વાભાવિક રીતે મન-વચન-કાયા પુણ્યપથે વહે છે અને મન, વચન, કાયાને આત્મ ભણી વાળ્યા એટલે યોગ નિરૂદ્ધ થઇ શુદ્ધાત્મા કે પરમાત્માનું સ્વરૂપ પ્રગટ થાય છે.

અહિંસા પરમો ધર્મ એમ કહેવામા આવે છે, હિંસા ન કરવી એ સહેલું છે. છતાં એમ કહેવું પડ્યું છે કે આપણને એમ કરવું ઘણું કઠિન લાગે છે. ન કરવું એ ઘણું કઠિન છે. હિંસા કરવાની ટેવ –હિંસા ન કરીને દૂર કરવાની છે. જીવ ક્રિયા વિના રહી શકતો નથી. જ્યારે હિંસા કરવાનું બંધ કરવામા આવે કે એજ જીવ અહિંસા કરવાની ક્રિયા કરે છે. જે જીભે મનુષ્યો ગાળ આપે છે, એજ જીભે મનુષ્ય આશિષો આપી શકે છે. જેને બોલવાની ટેવ છે એ ખોટું બોલવાનું બંધ કરે કે સાચું બોલવાનોજ. એજ પ્રકારે પાપ કરવાનું બંધ થાય કે મન-વચન કાયાના યોગ સ્વભાવિક રીતે પુણ્ય વ્યાપારમાં જોડાઈ જાય છે, દાખલા તરીકે **इरियावहि** સૂત્રમાં જે દશ પ્રકારે વિરાધના ગણાવી છે એ વિરાધનાબંધ જીવમાં સ્વભાવિક રીતે સમભાવ કે આત્મભાવ જાગૃત કરે છે. અને આત્મભાવ જાગ્રત થયો કે એ જીવોની આરાધના કરવા માંડે છે.

વિરાધના કરી કરી જ્યારે નરકગતિ સાધતો હતો ત્યારે આરાધના કરવાની ભાવનાથી–સર્વ જીવોની આરાધના કરવાની ભાવનાથી કાંતો તે પુણ્યા શ્રાવકની સામાયિકે પહોચે છે કે તીર્થંકર રૂપ પુણ્ય ઉપાર્જન કરે છે.

સંસારમા ઉચ્ચમા ઉચ્ચ પદવી પામવી, અને પરલોકમા પણ ઉત્તમોત્તમ સ્થિતિએ પહોંચવું તેનું કારણ આત્મદષ્ટિ છે. આ વાત વારંવાર સ્મરણ આપ્યા વિના આગળની ઉચ્ચતર સ્થિતિઓનું દર્શન કરાવી શકાતું નથી, એટલા માટે શરીર અને આત્માનો સબંધ દેખાડનાર એક દ્રષ્ટાંત આપી આજનું વ્યાખ્યાન સમાપ્ત કરીશું.

અક્ષરોમાં કેટલાએક સ્વરો Vowels અને કેટલાએક વ્યંજનો–Consonants છે. ચાર અક્ષરો લઇએ. એટલે કે કા, ખા, ગા, ઘા, તેમાંના પ્રત્યેકને લંબાવીએ એટલે કે કા......આ–આ–આ, આ–એજ પ્રકારે ખા, ગા, ઘા ને લંબાવતા, ક, ખ, ગ, ઘ નો સહેજ ઉચ્ચાર થઇ રહી જશે, પણ આ ચાલ્યાજ કરશે. હવે આને આ રૂપ સ્વરૂપને આપણે આત્મા ગણીએ અને ક, ખ, ગ, ઘ જેમા આ આવેલો છે તેને વ્યંજન ગણીએ તો જેમ ક, ખ, ગ, ઘ સ્વર વિના રહી શકતા નથી તેમ આત્મા વિના શરીર રહેતાં નથી. આ નીકળી જતા ક, ખ, ગ, ઘ ખોડા લખાય છે અને બરોબર બોલી શકાતા નથી; કારણ કે તેમા સ્વરરૂપ આત્મા નથી. આટલા માટે ધર્મક્રિયાના જિજ્ઞાસુઓએ શરીરને–પુલચંદને વ્યંજન જેવો ગણવો જોઈએ, અને શરીરમા રહેલા આત્માને શાશ્વત સ્વર જેવો ગણવો જોઈએ. જ્યાં સુધી આપણે શરીરને એટલે લાલનને હું સમજીશું ત્યાં સુધી આપણે કીડી જેવા હોઇશું, અને કમેં

તે મોટા પહાડ જેવા જણાશે; પરંતુ જ્યારે આત્મા કે પ્રશામ હું છું એવું Conviction કે પ્રતિતિ થશે કે realization કે સાક્ષાત્કાર થશે એટલે કર્મો રૂપ પત્થરાઓ કાંકરા થઇ આપણે હાથી જેવા છીએ એમ કાંતો દેખાશે અગર જો આત્મામાં સ્થિર થયા તો રફતે રફતે કર્મ રૂપ પર્વતો ઉપર આપણે વજ્ર હોઇએ એમ જણાઇ રહેશે. આટલું કહી આજનું વ્યાખ્યાન અહીં રાખીશું. આવતી કાલે સામાયિકના સૂત્રો પર અને તેમાં આવેલી ખૂબીઓ ઉપર વિશેષ વિવેચન કરશું.

**વ્યાખ્યાન ત્રીજું.** તા. ૧૬-૭-૨૭

આત્મપ્રિય બાંધવો,

કાલે આત્મા અને દેહનો સંબંધ બતાવતાં કહ્યું હતું કે દેહ એ વ્યંજન જેવો છે, અને આત્મા એ સ્વર જેવો છે. આજે એ દૃષ્ટાંતમાં થોડો ફેર કરવો પડશે. આત્મા જ્યાં સુધી તેની પૂર્ણ શુદ્ધ સ્થિતિમાં ન આવે-એના પૂર્ણ વિકાશે ન પહોંચે-પૂર્ણ આત્મ સ્વરાજ્ય ન મેળવે-જે અનંત ગુણો પામ્યા પછી કોઇ પણ ગુણ પામવાનો ન રહે-અનંત ગુણો માંનાં પ્રત્યેક ગુણો અનંતા ન પામે ત્યાં સુધી તે ખરેખરો સ્વર જેવો કહેવાય નહિ, માટે આપણે અક્ષરોના હવે ત્રણ વિભાગ પાડીશું. એટલે કે દેહને આત્મા ગણનાર-બહિરાત્મા એ વ્યંજન જેવો છે, જીવને આત્મા ગણનાર અર્થાત સકર્મ આત્માને આત્મા ગણનાર એટલે અંતરાત્મા એ સ્વર જેવો નહિ પણ જ્યાં સુધી તેમાં કર્મ રૂપ-કષાય રૂપ ભાવ છે ત્યાં સુધી તેને અર્ધ સ્વર ગણીશું, એટલે કે ય, ર, લ, વ જેમ અક્ષરોમાં Semi Vowel કે અર્ધ સ્વર ગણાય છે તેમ અંતરાત્માને અર્ધ સ્વર જેવા લેખીશું.

અને આપણે જાણીએ છીએ કે ય, ર, લ, વ રૂપ અર્ધસ્વર પણ સંપ્રસારણ ભાવ પામતાં ઇ, ઉ, ઋ, ઌ જેવા ચોખા સ્વર થઇ જાય છે તેમ જીવભાવમાંથી જ્યારે કર્મભાવ સદંતર ઉડી જાય છે ત્યારે ચોકખા સ્વર કે અ, ઇ, ઉ, ઋ, ઌ જેવો-પરિકખો શુદ્ધ આત્મા કે પૂર્ણ વિકાસી થઇ રહે-તેમાં એક અધ્યાત્મરસિક મહાત્મા કહે છે કે: નાહં નારકો નામ, ન तिर्यचनापिमानुषः । न देवः किंतु सिद्धात्मा सर्वोऽयं कर्मविभ्रमः ॥

હું નારક નથી-નથી હું તિર્યંચ, નથી મનુષ્ય, અને નથી હું દેવ, નારક, તિર્યંચ, મનુષ્ય, દેવ એ હું નથી પણ નામ કર્મ છે-નામકર્મની પ્રકૃતિ છે હું તો સિદ્ધાત્મરૂપ છે, સિદ્ધાત્મા એજ મારૂં ખરૂં સ્વરૂપ છે.

એક વેળા સાંજની વખતે દા અને છનો ટાઇમ હતો, રસ્તામાં એક માણસે સર્પને જોયો જોતાંજ તેને ભય ઉત્પન્ન થયો. તેણે બૂમ પાડી કે સર્પ છે! સર્પ છે! થોડીવારમાં પાંચ પચાસ માણસો એકઠાં થઇ ગયાં અને કેટલાએક તો બુમો પાડવા લાગ્યાં કે સાણસો લાવો. એટલામાં આ ભયભીત થયેલા મનુષ્યોના ટોળામાંથી એક મનુષ્ય દોડયો, અને ફાનસ લાવ્યો. બીજાઓ સાણસો લેવા ગયા. પરંતુ આ ફાનસ લાવેલા મનુષ્યના દીવાથી જણાઇ આવ્યું કે તે સર્પ નથી પણ દોરડી છે. એજ વખતે હાજર રહેલા મનુષ્યોમાંથી ભય ભય પામી ભાગી ગયો. એજ પ્રકારે આપણે જીવોને-મનુષ્ય, તિર્યંચ, નારકી કે દેવ તરીકે જોઇએ છીએ ત્યારે ક્રોધ, માન, માયા, લોભ મોહરૂપી સર્પો કે વિકારો આપણા મનોભાવને, આત્મભાવને બગાડી નાંખે છે-વિક્ષિપ્ત કરી નાંખે છે અને તેથી આપણે ખરેખરી વસ્તુ અર્થાત આત્મદ્રવ્ય દેખાતું નથી; પરંતુ સામાયિકરૂપ ફાનસ લાવનાર મહાત્મા આપણને દેખાડી આપે છે કે દેખાડી આપશે કે આ જીવો શરીરો નથી-કષાય કે કર્મો નથી એટલે મનુષ્ય તિર્યંચ નથી, પણ આત્મા છે. એવું જોતાંજ આપણા રાગદ્વેષરૂપ ભય અને આસક્તિ ચાલી જશે. આત્મા પોતાના શુદ્ધ સ્વભાવમાં સર્વ આત્માઓ સાથે સમભાવે રહી અનંત આનંદને પણ અનુભવશે.

પરમાત્માને વીતરાગ શા માટે કહેવામાં આવ્યા? જો કે પરમાત્મા તો વીતરાગ અને પૂર્ણ સમભાવવાળા છે, સર્વ આત્માઓને પોતાના સમાન ગણનારા છે. દેહના કે કર્મના ભેદથી જીવો જુદા જુદા નાના મોટા, હળવા ભારે, જીવતા મરતા, કાળા-ગોરા ઉંચા નીચા જણાય છે, પણ આત્મદૃષ્ટિએ સર્વ આત્માઓ

સમાન છે શરીરને લઇને જેને આપણે ભૂલથી વનસ્પતિ તરીકે-કીડી તરીકે-મનુષ્ય તરીકે-ચક્રવર્તી તરીકે કે ઇંદ્ર તરીકે ગણીએ છીએ તે સર્વમાં આત્મા સમાન છે. કોઇમાં પણ આત્માનો એક પ્રદેશ વિશેષ કે ઓછો નથી. કીડીમાં અને હાથીમાં સમાન છે. કીડીમાં સંકુચિત જણાય છે અને હાથીમાં વિકસિત. જેમ રબરનો કટકો સંકુચિત અને વિકસિત થાય છે તેમ આત્મપ્રદેશો તો સંકુચિત હોય કે વિકસિત હોય પણ સમાન હોય છે. આટલા માટેજ **करेमि सामाइयम्।** એટલે જ્યાં સુધી મને સામાયિકની પ્રતિજ્ઞા છે ત્યાં સુધી જગતના તમામ જીવોને-ચોર્યાસી લાખ જીવયોનિના સર્વ જીવોને મારા સમાન ગણીશ એટલે કે એ સર્વ જીવોમાં એવો ભાવ રાખીશ કે મને વર્ધમાનમાં જેવો ભાવ છે તેવોજ ભાવ હું સર્વ જીવમાં રાખીશ. આ સમભાવથી નથી રાગ થતો કે નથી દ્વેષ થતો, તેથીજ પ્રભુ વીતરાગ છે અને વીતદ્વેષ છે.

હવે પ્રભુ વીતરાગ અને વીતદ્વેષ હોવા છતાં એટલે રાગદ્વેષ રહિત હોવા છતાં એને વીતરાગ શા માટે કહેવામાં આવ્યા છે તેનો વિચાર કરીએ. દ્વેષ કરતાં રાગને જીતવો બહુ મુશ્કેલ છે, ધર્મવ્યાપાર દ્વેષને અટકાવી શકે છે પરંતુ રાગને ધર્મવ્યાપાર પણ કેટલીકવેળા અટકાવી શકતો નથી. આ વાત સ્પષ્ટ સમજવા એક ઉદાહરણ લેશું.

એક વેળા પૌષધ નામની ધાર્મિક ક્રિયામાં એટલે આખા દિવસની સામાયિકમાં સોએક માણસો રોકાયેલાં હતા, તેમાં એકનું નામ ફુલચંદ હતું. મધ્યાન્હ પછી એક જગજીવન નામનો મનુષ્ય આવ્યો અને આવીને ફુલચંદ પર ગાળોનો વરસાદ વરસાવવા લાગ્યો. મુનિરાજ બેઠા હતા. પૌષધમાં આવેલાં મનુષ્યો પણ પોતાનાં ધાર્મિક ઉપકરણો સાથે બેઠા હતા, આ બધાંને જોઇને ફુલચંદ પોતે પૌષધમા હોવાથી કાંઇ પણ બોલ્યા નહિ, અર્થાત ધાર્મિક ક્રિયાએ તેને દ્વેષ કરતાં જગજીવનની સામે ગાળો આપતાં અટકાવ્યો. ધાર્મિક અનુષ્ઠાને દ્વેષ થવા ન દીધો. કંઈ પણ જવાબ ન મળવાથી અંતે જગજીવન થાકી જ્યારે ચાલ્યો ગયો ત્યારે શું બન્યું તે હવે આપણે જોઇએ.

મુનિમહારાજ તેમજ પૌષધની ક્રિયા કરનારા મનુષ્યો ફુલચંદ ભાઇની શાન્તિનાં-ધીરજનાં વખાણ કરવા લાગ્યા. ફુલચંદભાઇ મનમાં ફુલાયા અને તે કોઇએ જાણ્યું નહિ. ધાર્મિક ક્રિયા કરતા હતા. કટાસણું-મુહપત્તિ, ચરવળો, ગુરૂ મહારાજ અને પૌષધ કરનારા બાંધવો એ ધર્મનાં સાધનો હતાં, તે છતાં તેના વખાણ થયાં ત્યારે ફુલચંદભાઈ ખુશી થયા વિના રહી શકયા નહિ કારણ કે ફુલચંદભાઇ તે વખતે સમજી શકયા નહિ કે તે તે વખાણ આત્માના થતાં નથી, પણ યશનામ કર્મનાં થાય છે, માટે મારે તેમાં મોહ પામવો જોઇએ નહિ. આ ઉપરથી શ્રોતાઓ સમજ્યા હશે કે-વક્તા જાણતો નથી કે તેઓ કાદવ જેવું ચોકખું clear as mud કે clear as crystal કે સ્ફટિક જેવું એ તેને ખબર નથી, પરંતુ વક્તાને લાગે છે કે દ્વેષ કરતાં રાગ જીતવો મુશ્કેલ બહુ હોવાથી એ રાગને પણ જીતનાર મહાત્માને વીતરાગ ગણી આપણે પરમાત્મા પણ ગણ્યા. એવા રાગદ્વેષ રહિત પણ સર્વમાં સમભાવ રાખવા શીખવાની કોઇ પણ કળા હોય તો વક્તાને તો અનુભવ થઇ રહ્યો છે કે એ **करेमि सामाइयम्** છે-અર્થાત્ સામાયિક છે.

કારણ કે સામાયિક પાળવાનું સૂત્ર બોલતાં **बहुशः सामाइयं कुज्जा**=એનો અર્થ જો કે ઘણી વાર સામાયિક કરવા એવો થાય છે તથાપિ વક્તાને એવું સ્ફુર્યું કે બહુ પ્રકારે એટલે નાના પ્રકારે સમભાવ જેમાં ઉત્પન્ન થાય એવાં સામાયિક કરવાં. આ ભાવના થતાં મિત્રરત્ન મોહનલાલ દલીચંદ ભાઇએ યોજેલું સામાયિકનું પુસ્તક હાથે ચડ્યું. એમાં આઠ-પ્રકારે સામાયિક કરવાનાં લખ્યાં છે. એટલે કે સમભાવ સામાયિક, સમયિક એટલે દયા ભાવ, સામાયિક, સમવાદ=સત્યવાદ, સમાસ=ટુંકામાં થોડા શબ્દોમાં સામાયિક, ઉપશમ વિવેક સંવર નામના ત્રણ પદમાં સામાયિક, સંક્ષેપ સામાયિક, અનવદ્ય અથવા પાપરહિત સામાયિક, પરિજ્ઞા અથવા કોઇ એક પદાર્થ ઉપર વિચારણા કરતાં ઉત્પન્ન થતું

સામાયિક અને પ્રત્યાખ્યાન સામાયિક—આવાં આઠ પ્રકારનાં સામાયિક તેમાં જોવામાં આવ્યા. આમાંથી પહેલું સમવાદ અને સાતમું પરિજ્ઞા સામાયિકમાં થોડું પરાવર્તન કરી બે સામાયિક કરવા માંડયા, અને એ બન્ને સામાયિકની ખૂબી વક્તા તમારી પાસે મૂકવાને માટે પ્રયત્ન કરે છે. સમભાવ સામાયિકનું દ્રષ્ટાંતઃ—

હર્ષપુર નગરમાં દમદંત નામનો મહા બળવાન રાજા રાજ્ય કરે છે. જરાસિંગ રાજાને સહાય કરવા પોતાનું લશ્કર લઇ પોતાના નગરમાંથી જરાસિંગની નગરીએ જાય છે. દરમિયાન દમદંત રાજાની ગેરહાજરીમાં હસ્તિનાપુરના રાજા પાંડવો, કૌરવો હર્ષપુરને જીતી લે છે. દમદંત રાજા પાછા ફરતાં પોતાની નગરીને જીતેલી જોઇ પાંડવ, કૌરવ સાથે યુદ્ધ કરી, તેઓને પોતાના નગરમાંથી હાંકી કાઢે છે. કેટલાએક વર્ષ પછી એક દિવસે પોતાના મહેલના ઝરૂખામાં સંધ્યાકાળે દમદંત રાજા બેઠેલા છે. એવામાં તેઓની દ્રષ્ટિ આકાશ ભણી જાય છે. તેને નાના પ્રકારના સુંદર આકૃતિવાળાં વાદળાં જોવામાં આવે છે, એ વાદળાંઓની રમણિયતા ઉપર મોહિત થાય છે. થોડોક સમય જતાં પવન વાય છે. વાદળાં વિરૂપ થઇ વિખરાઇ જાય છે. એ જોઇને રાજાને ખેદ થાય છે, અને વિચાર કરે છે કે શું આ પ્રમાણે આ સુંદર દેખાતો મારો રાજમહેલ, મારી રાણીઓ મારો વૈભવ આ મારૂં શરીર એ પણ કાળ નામના પવનના ઝપાટાથી વિરૂપ થઇ નાશ પામશે. હા! સકળ જગતની સકળ સુંદર વસ્તુઓ કાળના ઝપાટાથી અસુંદર થઇ નાશ પામે છે. સુંદરતા જે આ વસ્તુમાં દેખાય છે, તે ખરી સુંદરતા નથી પણ આગંતુક છે. ત્યારે એ ખરી સુંદરતાનું સ્થાન કયાં છે. આમ વિચાર કરતાં કરતાં તેમની દ્રષ્ટિ બાહ્ય પદાર્થો ઉપરથી નિવૃત્ત થઇ અંતર દ્રષ્ટિ થાય છે. અંતર દ્રષ્ટિ થતાં સુંદરતાના આધારરૂપ આત્માની ઝાંખી થાય છે. પછી આંતરધ્યાને ચઢતાં એ સુંદરતા અવિનાશી છે કે કેમ—એ સુંદરતા જે આત્મામાં દેખાય છે તે બાહ્ય વસ્તુની પેઠે વિનાશી છે કે અવિનાશી તેની શોધ કરવા દમદંતરાજા રાજ્ય પોતાના યુવરાજને આપીને દિક્ષા ગ્રહણ કરે છે. આત્મનિરીક્ષણને માટે દીક્ષા ગ્રહણ કરનારા મહારાજ દમદંત ત્યાર પછી વિહાર કરતાં કરતાં હસ્તિનાપુરના સીમાડા સુધી આવી પહોંચે છે અને ત્યાં કાઉસગ્ગ મુદ્રાએ ઉભા છે. એવામાં પાંડવો ઘોડેસ્વાર થઇ પોતાના બગીચા ભણી જાય છે, તેઓની દ્રષ્ટિ ગામ બહાર આવતાં શ્રી દમદંત મુનિરાજ ઉપર પડે છે. તેઓ મુનિરાજ પાસે આવે છે, અને પોતા ઉપર વિજય મેળવનાર આ સમર્થ મુનિરાજને કાઉસગ્ગ મુદ્રાએ જોઇ તેઓનાં મનમાં ભક્તિભાવ ઉદ્દભવે છે. મુનિરાજની પ્રદક્ષિણા ફરી નમન કરી સ્તુતિ કરી પોતાના બગીચા ભણી વિચરે છે. થોડીવાર પછી કૌરવો એજ પ્રકારે ઘોડેસ્વાર થઇ ત્યાંથી ચાલ્યા જાય છે. નગરની બહાર આવતાં તેઓને પણ આ મુનિરાજ નજરે ચઢે છે. મુનિરાજ ભણી જાય છે, અને પોતાના પર પૂર્વે જય મેળવનાર આ મુનિરાજને જોઇ તેઓનાં હૃદયમાં દ્વેષ ઉદ્દભવે છે તેથી તેઓ મુનિરાજ તરફ બીજોરાં ફેંકે છે તે જોઇ તેમના માણસો પણ ઇંટ ઢેખાળાં—પત્થરા વિગેરે નાંખી મુનિરાજની આસપાસ ઓટલો જેવો કરી મૂકે છે. પાંડવો કેટલોક વખત ગયા પછી પોતાના બગીચામાંથી પાછા ફરે છે, મુનિરાજને સીમાડામાં નહિ દેખી આસપાસ રહેલા ગોવાળાને પૂછે છે. ગોવાળાઓ બનેલી હકીકત જાહેર કરે છે પાંડવો ઇંટ પત્થરો, ઢેખાળાં મુનિરાજની આસપાસથી ખસેડી નાંખે છે. કૌરવોએ કરેલી આશાતનાથી ખેદ પામે છે. મુનિરાજની આવી ધીરજ જોઇ પુનઃ સ્તુતિ કરે છે. અને નગર તરફ પ્રયાણ કરે છે.

આ પ્રકારે અર્થાત્ પાંડવોએ કરેલા યશોગાન અને કૌરવોએ કરેલી નિર્ભત્સના—આશાતના એ ઉભય ઉપર દમદંતરાજા શો વિચાર કરે છે તે જોઇએ.

જૈન pscycology કર્મ ગ્રન્થ એમ કહે છે કે પાંડવોએ કે કૌરવોએ દમદંતરાજાનો યશ કે અપયશ કર્યો નથી, પણ દમદંતરાજાના પૂર્વ કર્મોએ—યશનામ કર્મોએ પાંડવો દ્વારાએ સ્તુતિ કરાવી; અને અપયશ નામ કર્મોએ કૌરવોદ્વારા અપમાન કરાવ્યું.

આ પૂર્વે કરેલાં મારા, દમદંતરાજા વિચાર કરે છે કે, કર્મોને દેખાડનાર પાંડવો કૌરવો તો મને ઉપકારી છે. એમણે જો માન અપમાન નહિ કર્યું હોત તો મારા યશ, અપયશ કર્મને હું કેવી રીતે જાણી શકત ? માટે તેઓનો ઉપકાર માની આ કર્મોને સહન કરી લઉં. તેઓશ્રી સનમાનને અને અપમાનને સહન કરી કર્મનો ક્ષય કરે છે. અને આત્માને નિર્મળ કરે છે. આ પાંડવ કૌરવો ઉપર દમદંત રાજાએ રાખેલો સમભાવ એને Jainlogy જૈન આત્મવિદ્યા સમભાવ સામાયિક કહે છે. આ સમભાવ સામાયિકથી આપણને સમજાયું હશે કે વિનાશી વાદળાં ઉપર વિચાર કરતાં અવિનાશી આત્માનો દમદંતરાજાને બોધ થાય છે. એને જૈન પરિભાષામાં પ્રત્યેક બુદ્ધ કહે છે, અને જ્યારે રાગ દ્વેષનો માન અપમાનનો ક્ષય કરે છે ત્યારે સમભાવ વડે કેવળ જ્ઞાનાદિગુણો-પૂર્ણ ગુણો આત્મામાં વિકસે છે.

સામાયિકના પ્રત્યાખ્યાનમાં **तस्स भंते पडिक्कमामि** એવું એક પદ આવે છે, અને એનો ભાવ એવો છે કે આત્મા પોતાના સ્વભાવને છોડી વિભાવમાં ગયો હોય, ત્યાંથી પાછો સ્વભાવમા લાવવો. આને ઈંગ્રેજીમાંconfession કહે છે. અને જૈન પરિ. ભાષામાં પ્રતિક્રમણ કહે છે. આત્મદ્રષ્ટિ થયા વિના પોતાના દોષો ઘણા જીવો પ્રગટ કરી શકતા નથી. મહાત્મા ગાંધી સત્યના પ્રયોગો પોતાની આત્મકથામાં લખે છે તેમાં જૈનના પ્રતિક્રમણની-વિચારકોને ઝાંખી થયા વિના રહેતી નથી. દોષો કબૂલ કરવા અને હવે પછી ન કરવા અને એમ કરી આત્માને નિર્મળ કરવાના જિજ્ઞાસુઓ અકર્મક ક્રિયાપદ Intransitive verb કે passive voice સહભેદ વિશેષતઃ- વાપરવા નહિ. વક્તાના મિત્ર સ્વ૦ કાન્ત વિશેષે કરી આ પ્રયોગ કરતા હતા. દાખલા તરીકે તેમના પુત્રને તેમણે પૂછ્યું કે ખડીઓ કેમ પડયો? પુત્રે જવાબ આપ્યો, બાપુજી હાથમાથી પડી ગયો. તેમણે કહ્યું કે એમ કહે કે મેં પાડી નાખ્યો, ખડીઆમાં પોતાની મેળે પડી જવાની શક્તિ નથી. મેં વિચાર પૂર્વક-જ્ઞાનપૂર્વક ખડીઓ બરોબર હાથમાં પકડયો નહિ એટલે તે પડયો, એમ તારે કહેવું જોઇએ.

આ પ્રકારે આપણે પોતાનો દોષ સ્વ. કાન્તના પુત્રની પેઠે કાનો કબૂલ કરતા નથી અને કાંતો બીજા કોઇ ઉપર એ દોષો ઢોળી પાડીએ છીએ. અને એથી કરીને આપણા આત્મામાંથી દોષનિવૃત્તિ થતી નથી, અને દોષનિવૃત્તિ વિના આત્મા પોતાનો વિજય કરી શકતો નથી-વિઘ્નો ઉપર જય મેળવી શકતો નથી.

દેહદ્દષ્ટિ ગયા પછી અંતરાત્મ દ્રષ્ટિ થતાં આપણે કર્મના ક્ષેત્ર ઉપર કાર્મણ દેહમા થતા નાના વિકારોમાં પડીએ છીએ. ઘણાએક વિદ્વાનો પણ મનને દોષ આપતા જણાય છે; જેમકે એક વિદ્વાન કવિ ગાય છે કેઃ—

મન તું ગમાર થા માં,
દોષમા દબાઇ જા માં.

મન તેને જવાબ આપે છે કે પ્રભુ! હું ગમાર નથી. હું તો જડ છું તમે પોતેજ મને દોષમાં પકડો છો, અને પછી મને ગમાર કહો છો. તમે શિખરે ચઢાવો તો હું જડ મન સ્વર્ગને શિખરે ચઢું છું, અને નરકની ખાઇમાં પટકો તો હું નર્કમાં પડું છું. તમારી પ્રેરણા વિના મારાથી કાંઇ થતું નથી. આમાં દોષ કે ગુણ તમારો છે. મારામાં તમે આરોપો છો માટે તમારે **पडिक्कमामि** કહેવું જોઈએ.

કેટલાએકો લક્ષ્મીને દોષ આપે છે. અને લખે છે અને વદે છે કે જગતમા કલહનું મૂળ લક્ષ્મી છે. લક્ષ્મી પણ ચૈતન્યને કહે છે કે હું તો જડ છું. મારો દુરૂપયોગ કે સદ્ઉપયોગ તમારા હાથમાં છે, મારામાં હું જડ હોવાથી ગુણ દોષ નથી. દોષ અને ગુણનો આરોપ તમે મારામાં કરો છો. હું લક્ષ્મી છું. તમે લક્ષ્મીના પતિ છો. હું નારી છું. તમે નારાયણ છો, અને તમારી આજ્ઞા પ્રમાણે મારે તો ચાલવું રહ્યું, માટે પ્રભુ તમારા દોષને માટે તમારે પ્રાયશ્ચિત કરવુ જોઇએ. પ્રતિક્રમણ કરવું ઘટે અને Confession કરવું જોઇએ.

કેટલાએકો-કેટલાએક શાસ્ત્રજ્ઞો પણ જાણે પોતે દોષ રહિત હોય તેમ કર્મને દોષ આપે છે. કર્મ તો -કર્મપરિણામ રાજા તો વિચાર કરતાં જણાય છે કે

નિષ્પક્ષપાત જડ Judge જડજના જેવા દેખાય છે. આત્મારૂપી મહારાજના રાજ્યમાં-સ્વરાજ્યમાં-self-government માં કોઇ યથાર્થ વ્યવસ્થા રાખનાર government ચલાવનાર હોય તો તે કર્મરૂપ અદલ ઇન્સાફી ન્યાયાધિશ છે. તિર્થંકર જેવાઓને પણ દોષની શિક્ષા અને ગુણના પારિતોષિક આપ્યા વિના રહેતો નથી. મહારાજાના ન્યાયાધિશપણાનું કાર્ય જે નિષ્પક્ષપાતપણે કરતો હોય તે સર્ટિફિકેટ મેળવવાને માટે લાયક હોય કે ઠપકાને! કર્મ રીસાઈને આત્માને કહે છે કે મને પેન્સન આપો. મારે તમારી સેવા કરવી નથી. આપ શ્રોતૃ બાંધવો ઉપમિતિ ભવપ્રપંચના ચંલૂને લક્ષ્યપૂર્વક વાંચશો તો આ વક્તાનું કર્મના સંબંધમાં જે કહેવું છે તે clear as mud ના જેવું નહિ પણ clear as light ના જેવું થઈ જશે મનુષ્યમાં એવી હિંમત આવવી જોઈએ કે એણે પોતાનો પૂર્ણ વિકાસ કરવો હોય તો જડ એવા મનનો લક્ષ્મીનો કે કર્મનો દોષ ન કાઢતાં-જડમાં ન આરોપતાં જે દોષો પોતાના છે એમ પ્રગટ રીતે Confession કરી-પ્રતિક્રમણ કરી આત્માને સામાયિક વડે શુદ્ધ કરવો જોઇએ.

આત્મપ્રતીતિ સામાયિકમાં કેવી થાય છે તે સંબંધી હવે વિચાર કરીએ. Whether the Conviction of the soul is possible or not, let us see. નૈષેધિક રીતે એ negatively જોતાં એટલું તો માલુમ પડે છે કે આ શરીરરૂપી ખોખાંમાં આપણે હોઇએ છીએ ત્યારે શરીર પણ કેવી સ્થિતિમાં હોય છે, અને જ્યારે નથી હોતા ત્યારે તે કેવી અમંગલિક સ્થિતિમાં હોય છે. આ ચામડીમાં જે ચકચકાટ ભાસે છે એ શાનો છે. કંઈક આ શરીરમાં આપણે છીએ-અને તેને લઇને આ શરીર માંગલિક દેખાય છે.

વળી આપણે positively વિધાયક દૃષ્ટિએ જોઇએ તો પણ પ્રતીતિ થાય છે કે શરીરરૂપી ગૃહમાં પ્રકાશરૂપે આપણે કંઇક છીએ.

જુઓ! આપણે ૯-૩૦ વાગે સુવા ગયા પંચેક મિનિટમાં આપણે સુઈ ગયા ૯-૪૦ મિનિટે આપણને સ્વપ્નું આવ્યું, જાણે કે એક મહેલની અંદર આપણે ગયા છીએ, તેના દિવાને ખાસમાં આપણે બેઠા છીએ. ઘણા મનુષ્યો અને અમલદારો તથા મહારાજા વિગેરે આપણે દેખીએ છીએ. ખુરસીઓ, કબાટો તથા તકતાઓ અને નાના પ્રકારના નાટારામો આપણે જોઇ રહ્યા છીએ. હવે જરા વિચાર કરો કે સ્વપ્નામાં આપણી આંખો તો બંધ છે. ત્યાં દીવો કયાં હતો કે જેથી આ બધું દેખાયું? ઝુમર, દિવાના લટકાવેલા કયા પ્રકાશથી આપણે જોયા? જે પ્રકાશવડે આપણે આ બધું જોઈ શકયા-આંખો બંધ હોવા છતાં જોઇ શકયા એ પ્રકાશ કોનો? એજ આત્માનો પ્રકાશ હોવો જોઇએ. જાગૃતમાં એજ પ્રકાશથી આપણે જોઇએ છીએ. સૂર્યના પ્રકાશને પણ આપણો આત્મા પ્રકાશ આપી રહ્યો છે. તેમ સુષુપ્તિમાં પણ-deep sleepમાં પણ આપણો આત્મા ઝગમગી રહે છે. જાગૃત સ્વપ્ન કે સુષુપ્તિ એ ત્રણે અવસ્થાને ભેદીને રહેલો આત્મપ્રકાશ કદી બુઝાતો નથી. હા! મોહનાં આવરણો આવે છે. કષાયનાં વાદળાંથી ઢંકાય છે, કર્મરૂપ સર્પના વિષથી વિષમય બને છે. તથાપિ એજ આત્મા પોતાનું સ્વરૂપ સમજે, પોતાનું બળ ખોજે-નિહાળે તો કર્મરૂપી સર્પને કષાયરૂપી વાંદળાંઓને અને મોહરૂપી અંધકારને તે દૂર કરે છે, આવું આવું ઘણુંએ સામાયિકમાં જણાય છે. સામાયિક એજ આત્મા છે. શ્રી યશોવિજયજી કહે છે કે **सामायिक तेही आत्मा, धारो शुद्धो अर्थ निर्विकल्प उपयोगमां नहि कर्मनो चारो।** વિગેરે. એક રોમન ફીલસુફ પણ કહે છે કે-Not all of me shall die-મારો સદંતર નાશ થવાનો નથી. ફ્રેન્ચ ફીલોસોફર પીસ્કલ-Piscal કહે છે કે કેટલાએક એવા વિષો છે કે એક ગ્રેનનો આઠમો ભાગ મનુષ્યને મારી નાંખે છે. પરંતુ એ ગ્રેનના આઠમા ભાગના વિષને ખબર નથી કે હું મારી નાંખુ છું. મનુષ્યમાં રહેલા આત્માને ખબર છે કે આ શરીર છોડીને હું જાઉં છું. એજ આત્માની વિશેષતા છે.

હવે કર્મ કરતાં એ આત્મા બળવાન કેમ છે તે આપણે જોઇએ. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે આ ચોર્યાસી લાખ જીવાયોનિમાંની એકકી યોનિમાં એક

એક Class માં આપણે અનંતવાર ગયા છે. નારકીના સાગરોપમ અને પાયોપમના દુઃખો-તિર્યંચના દુઃખો આપણે અનંતી વખત સહન કર્યા. એ બધા દુઃખોનો નાશ થયો પણ તમે અને હું નારકી તિર્યંચ દેવતાનાં સાગરોપમ અને પલ્યોપમના સુખ દુઃખો ભોગવ્યા છતાં હજી કાયમ છીએ. દુઃખોનો નાશ થયો પરંતુ એ કર્મોનો નાશ કરનાર આત્મા મનુષ્યના ઉત્તમોત્તમ ક્ષેત્રમાં આવી ચડયો. આટલું તો અજ્ઞાનપણામાં અકામનિર્જરાએ તે કરી શકયો તો હવે સકામનિર્જરાએ મનુષ્યમા રહી ત્રણે લોકને પર એવી ઉત્તમોત્તમ સ્થિતિ પણ કેમ ન પામી શકે? કહે છે કે બધાં કર્મોમાં મોહની કર્મ મોટામાં મોટું છે. સીત્તેર કોડાકોડી સાગરોપમની તેની સ્થિતિ ગણાય છે, તથાપિ આપણે સમજીએ છીએ કે સીત્તેર કોડાકોડી સાગરોપમનો છેડો પણ આવે છે, કારણકે એટલું મોટું હોવા છતાં તેને Limit છે-હદ છે, અંત છે, અને આત્મા અનંત છે, તેના એકેકા પ્રદેશમા અનંત કર્મની વર્ગણાઓને હઠાવી દે, છતાં તેનું બળ ક્ષતિ પામતું નથી. એમર્સન કહે છે કે eating-drinking, sleeping, clothing, is not man only, it does not represent him.' Walt Pitman પણ કહે છે કે I am not contained between my boots and hats.' મનુષ્યમાં રહેલો આત્મા Measure છે-માપ છે. અને તે કોઈથી માપી શકાતો નથી. વિચાર કરો કે ગજ મોટો કે તાકો? મોટા દેખાતા તાકાને ગજ માપી જાય છે. પણ ગજ મપાતો નથી. ઉંચા દેખાતા પર્વત ઉપર મનુષ્ય ચઢી જાય છે, એટલે કે પર્વતની ઉંચાઇ પુરી થાય છે, પરંતુ મનુષ્યની થતી નથી. એક મનુષ્ય રોજ ૮ માઇલ ચાલતો હાલ જણાયેલી પૃથ્વીની આઠ વર્ષમાં પ્રદક્ષણા કરી વળે; એટલે કે પૃથ્વીના પરિઘ કરતાં મનુષ્યના પગની લંબાઈ નહિ ખૂટે તેવી છે. આ પ્રકારે વિચાર કરતાં શાસ્ત્રની વાત સિદ્ધ થાય છે કે ઘણા આત્માઓએ કર્મને-મોહને દૂર કર્યા છે અને ઉત્તમમાં ઉત્તમ સ્થિતિએ પહોંચ્યા છે. એક અધ્યાત્મી તો એટલે સુધી કહે છે કે આત્મારૂપી સૂર્યની પાસે મોહરૂપ અંધકાર ટકી શકતો નથી.

એવી દંતકથા છે કે એક વેળા અંધકાર ઇંદ્ર મહારાજ પાસે ફરિયાદ કરવા ગયો અને ફરિયાદ રજુ કરી કે મહારાજ સૂર્ય મને કયાંયે ટકવા દેતો નથી. ઇંદ્રે કહ્યું હમણાં તું જા, હું સૂર્યને બોલાવીને ઠપકો આપીશ. એવી કથા છે કે ઇંદ્રે સૂર્યને બોલાવ્યો અને હકીકત રજુ કરી, સૂર્યે જવાબમાં કહ્યું કે અંધકાર ખોટું બોલે છે. મારી પૂઠે વાત કરે છે. સાચો હોય તો એમને બોલાવો અને મારી સમક્ષમાં કહેવડાવો કે હું એને કાઢી મૂકું છું કે મને જોઈને જ એ પોબાર થઇ જાય છે. આજ પ્રકારે આત્મજ્ઞાનરૂપી ભાણુ તેના સંપૂર્ણ જોમમાં પ્રકાશે છે, એટલે મોહરૂપ અંધકાર જતો રહે છે.

હવે આપણે આત્માની absolute કે સંપૂર્ણ શક્તિઓ સમજવાને પ્રયત્ન કરીએ. પૃથ્વીપર રાત્રિ દિવસ છે. રાત્રિ એ અંધકાર છે. દિવસ એ અજવાળું છે, રાત્રિ એ દુઃખરૂપ છે, દિવસ એ સુખરૂપ છે.

પૃથ્વીની જે બાજુ સૂર્યનો પ્રકાશ હોય છે તેને આપણે દિવસ કહીએ છીએ, અને તેથી ઉલટી બાજુને આપણે રાત્રિ કહીએ છીએ; પરંતુ આપણી સૂર્યમાળામાંથી પૃથ્વીને દૂર કરીએ તો સૂર્યનો પ્રકાશ સર્વત્ર વ્યાપી રહેલો જણાશે અથવા તો આપણે પૃથ્વીથી ઘણે ઉંચે જઇશું તો માલુમ પડશે કે સૂર્યાસ્ત કે સૂર્યોદય જેવું કાંઇ નથી. સૂર્ય નિરંતર ઉદયમાનજ હોય છે. આપણે eternal day કે શાશ્વત દિવસમાં હોઇએ. Relative day and relative night-થી પર absolute day માં હોઇએ એવું આપણને જણાશે. આજ પ્રકારે દેહરૂપ પૃથ્વીપર શુભકર્મરૂપી દિવસ, અને અશુભકર્મરૂપી રાત્રિ આપણને દેખાય છે. પણ દેહથી પર એવા આત્મસૂર્યના પ્રકાશમા આવતાજ તેની absolute light ની પેઠે આપણે absolute જ્ઞાન પ્રકાશમાં મ્હાલતા જણાઇ રહીશું.

છેવટે આ સંસારરૂપ મહાસમુદ્રમાંથી તરવાને સામાયિકરૂપ સ્ટીમર આપણે તેમાં બેસીને પ્રવાસ કરવાને માટે મળેલ છે. શ્રી મહાવીર આપણા કેપ્ટન છે. અને આપણે મુસાફરો છીએ. સામાયિકરૂપી સ્ટીમરમા

બેસવાને માટે ૪૮) મિનિટ જેટલા ટાઈમની કિમતથી સામાયિકની ટીકીટ ખરીદીએ સામાયિકે ચઢીએ તો શાસ્ત્ર કહે છે કે જે સ્થિતિ ઉપર શ્રી વીર પહોંચે તે સ્થિતિ ઉપર એ સ્ટીમરમાં પ્રવાસકરનારાઓ પહોંચે. અનંતો પહોંચ્યા છે, અને અનંતો પહોંચશે.

જૈનની ધાર્મિક ક્રિયાઓને ષડ્ આવશ્યક કે ૭ આવશ્યક કહે છે. એટલે અવશ્ય ધર્મક્રિયા કરવાના ૭ પ્રકાર. એ ૭ પ્રકાર શા છે અને કઇ અપેક્ષાએ સામાયિક નામની ક્રિયામાં એનો સમાવેશ પણ થાય છે એ આપણે પરમ દિવસના એટલે સોમવારના ભાષણમાં જોઇશું. ધૈર્યથી તમે વક્તાનું ભાષણ સાંભળ્યું માટે વક્તા અંતઃકરણપૂર્વક તમારો અને પ્રમુખ સાહેબનો આભાર માને છે.

**વ્યાખ્યાન ચોથું** તા. ૧૮-૭-૨૭.

જ્ઞાનક્રિયાપ્રિય પ્રમુખ સાહેબ, અને આત્મપ્રિય સુજ્ઞ બાંધવો,

રા. રા. મોહનલાલ દલીચંદભાઇએ સામાયિક ઉપર એક વિસ્તારવાળું પુસ્તક લખ્યું છે. હાલ તેઓ વધારા સુધારા સાથે નવીન આવૃત્તિ મુદ્રિત કરાવી રહ્યા છે. એ પુસ્તક અભ્યાસીને માટે ઘણું સારૂં છે. જુદી જુદી દ્રષ્ટિએ શાસ્ત્રમાંથી દોહન કરીને મુનિરાજની સહાયથી એ પુસ્તક રચાયું છે, તથાપિ તેઓશ્રી કહે છે કે સામાયિકો કરીને મેં એ લખ્યું નથી. વળી બીજો એક સુંદર પ્રયત્ન એ વિષય ઉપર થયેલ જોવામાં આવે છે. આત્મબંધુ પ્રભુદાસ બેચરે એ પ્રયત્ન કર્યો છે. તેમનું રચેલું **'करेमिभंत्ते'** નામનું પુસ્તક સામાયિક ઉપર છે. અને એ પુસ્તક તેમણે સામાયિકનો અનુભવ કરી રચ્યું હોય એમ જણાય છે. શ્રી મહાવીર સ્વામીના સામાયિકને આદર્શ રાખી તેઓએ સામાયિક ક્રિયામાં મૂકી એ પુસ્તક લખ્યું હોય એમ જણાય છે. હું તમો સર્વને એ **'करेमिभंत्ते'**નું પુસ્તક વાંચવાની ભલામણ કરૂં છું.

શ્રીયુત પ્રભુદાસ બેચર સામાયિકના સૂત્રમાં ૭ એ આવશ્યક આ પ્રકારે સમાયેલાં દેખાડે છે.

૭ આવશ્યક આ નીચે પ્રમાણે છે. એટલે કે

૧. સામાયિક.
૨. ચોવિસથ્થો,—ચોવીસે પ્રભુની સ્તુતિ.
૩. વંદનક,—ગુરૂવંદન.
૪. પ્રતિક્રમણ.
૫. કાઉસગ્ગ.
૬. પચ્ચખાણ.

તેઓ શ્રી લખે છે કે **करेमि सामाइयम्** એ phrase માં સામાયિક આવશ્યકનો સમાવેશ આવેલ છે, **भंत्ते**માં ચોવીસથ્થાનો સમાવેશ થાય છે. તસ ભંત્તે એ ભંત્તેમાં ગુરૂવંદનનો સમાવેશ થાય છે. પડિક્કમામિમાં પ્રતિક્રમણનો સમાવેશ થાય છે. **अप्पाणं वोसिरामिमां** કાઉસગ્ગનો સમાવેશ થાય છે; અને **सावज्जं जोगं पच्चखामि** એમાં પચ્ચખાણ નામના આવશ્યકનો સમાવેશ થાય છે. આ ૭ એ આવશ્યકો આ પ્રકારે શ્રી વીરે ઉપદેશેલી અને ક્રિયામાં મૂકી સિદ્ધ કરેલી ધાર્મિક ક્રિયાનો વિસ્તાર છે. હવે આપણે સામાયિકમાં આવેલાં સૂત્રોના હેતુઓ ટુંકામાં વિચારી જઇશું.

સામાયિકમાં નીચે પ્રમાણે સૂત્રો આવે છે.

૧-નવકારમંત્ર-નવકાર મંગલને માટે અને પંચ પરમેષ્ટિના ગુણો આપણા આત્મામાં ખીલાવવા માટે.

૨-પંચિંદ્રિય-પંચિંદ્રિયમાં ગુરૂના ગુણોનું વર્ણન છે.

૩-ઇચ્છામિ ખમાસમણો-ઇચ્છામિ ખમાસમણોમાં એવા ગુરૂની આજ્ઞાનુસાર સામાયિકનું આવશ્યક કરવાનું છે.

૪-ઇરિયાવહિ-ઇરિયાવહિમાં સકળજીવોની કેવે પ્રકારે વિરાધના થયેલી હોય છે તેની ક્ષમા ઇચ્છવામાં આવે છે.

૫-તસ્સઉત્તરી-તસ્સઉત્તરીમાં જીવોની વિરાધનાથી લાગેલાં પાપોનો નાશ કરવાને કાઉસગ્ગની પ્રસ્તાવના રૂપે પ્રાયશ્ચિત સૂત્ર છે.

૬ કાઉસગ્ગ—કાઉસગ્ગમાં દેહભાવ છોડી આત્મભાવમાં રહી લોગસ્સ વડે સામાયિકથી પરમપદ પામેલા ચોવીસ તીર્થંકરોની સ્તુતિ કરી પાપનો નાશ કરવાનું કાર્ય થાય છે.

૭ લોગસ્સ—લોગસ્સમાં ચોવીસ પ્રભુની સ્તુતિ કરી તેમની પાસે માગવામાં આવે છે કે તમો લોકને પ્રકાશ કરનારા છો, ધર્મ રૂપ તીર્થ એટલે કે સામા-

કાર્ય અતિ દુર્ઘટ પણ ધરવું,
મુક્તિપુરી શાશ્વત સુખને નિહાળવારે—વ્હાલા.
આત્મહીરા આવરણો ટાળી
અનંતજ્ઞાન દર્શન પ્રગટાવી,
અવ્યાબાધ જે સુખ દીપકને પ્રગટાવવારે—વ્હાલા.
કાયાથી કાંઈ પણ નવ કરવું,
મૌનપણે સ્થિર બેસી રહેવું,
બાહ્ય, અભ્યંતર વિચારને અટકાવવારે—
વ્હાલા વ્હેલો લાગ તું એવા ધ્યાનમાંરે.

આ પ્રમાણે બહારના વિચારો, અને મનમાંથી ઉદ્દ્ભવતા વિચારોને નિરોધ કરવા પ્રયત્ન કર્યા કરવો અને બીજા સમયમાં મનની સાથે એવો દૃઢ સંકલ્પ કરવો કે હે પ્રભુ! ત્હને જેમ ગમશે તે પ્રમાણે હું વિચાર કરીશ, હું બોલીશ, અને તેજ પ્રમાણે વર્તન રાખીશ; અને ત્હને ન ગમે તે હું ન વિચારીશ, ન બોલીશ, અને ન આચરીશ. આ સૂત્ર જો અનુભવમાં મૂકાય તો ખરેખર! જીવનમાં કેટલો પલટો થઇ જાય—કેટલું આદર્શ જીવન બની રહે!

અર્થાત સામાયિકમાં જાપ કરવાની શૈલી એ છે કે—**नमामि वीरं गिरिसारधीरम्** એના જાપો અર્થ અને ભાવ પૂર્વક કરવો, અને એ કરતાં કરતાં જો બહારનો વિચાર આવે તો **पडिक्कमामि निंदामि-गर्हामि-अप्पाणं वोसिरामि** એમ કહી સ્વસ્થાને સ્વઉપયોગ આવી જવું.

આથી ચિત્તવૃત્તિઓનો નિરોધ થવા માંડશે અને, પૂર્ણ નિરોધ થતાં આત્માનો સાક્ષાત્કાર થશે. એટલા માટે પતંજલિ ભગવાન કહે છે કે—યોગશ્ચિત્તવૃત્તિ નિરોધઃ—એટલે મન, વચન કાયાના યોગને અટકાવવાથી ચિત્તવૃત્તિઓનો નિરોધ થશે, અને તેથી તદા દ્રષ્ટુઃ સ્વરૂપેઽવસ્થાનમ્=એટલે દ્રષ્ટા—આત્મા પોતાના સ્વરૂપમાં પૂર્ણપણે રહેશે.

---

# કુમારિકાઓનો સંવાદ.

[ પ્રયોજક તંત્રી. ]

( બધી કુમારિકાઓ મળીને ગાય છે. )

'કુમારિકાના કોડનો પામે ન કોઇ પાર—
પામે ન કોઇ પાર.
આશાના તરંગે એ રચતી સંસાર—કુમારિકાના૦
સ્નેહ—લગ્ને ઘેલી ઘેલી થાતી કો કુમારિકા,
કામતણી જ્વાળે કો બળતી કુમારિકા,
વડીલોની આમન્યા પાળતી કુમારિકા,
બ્રહ્મચર્ય—ભાવનામાં રમતી કુમારિકા,
કો બગાડે કો સુધારે કો તારે ઉદ્ધારે,
પતિને પોતાને ઉતારે ભવપાર,
કુમારિકાના પ્રારબ્ધના એવા પ્રકાર—કુમારિકાના૦'
(શૃંગીઋષિના નાટકમાંથી)

**લાભલક્ષ્મી**—બ્હેનો! કુમારિકાઓના અજબ કોડ છે. તે કોડ પુરા પડે એમ પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરૂં છું. હવે આપણે કંઇ ચર્ચા કરીએ અને એક બીજાના વિચારો જાણીએ તે માટે એક પ્રશ્ન તમારી પાસે મૂકવા ધારૂં છું. જવાબ આપશો?

**બધીઓ**—ખુશીથી. અમારા વિચારો જણાવીશું. બોલો લાભલક્ષ્મી! શું પ્રશ્ન છે.

**લાભલક્ષ્મી**—કોઇ કુંવારી બ્હેનને તેના માતપિતા કોઇ બુઢ્ઢા સાથે પરણાવવા માગતા હોય તે વેળાએ તેણે શું માર્ગ લેવો?

**ધનલક્ષ્મી**—દીકરીને ગાય, જ્યાં દોરાય ત્યાં તે જાય.

પિતામાતા તે તો ચિરછત્ર તીર્થરૂપ—તેમની આજ્ઞા માનવી એજ બાળાનો ધર્મ ગણાય—તેથી કોઇની ખાતર નહિ તો પણ પોતાના જન્મદાતા માબાપની આજ્ઞા ખાતર પોતાના જીવનનો ભોગ આપવો

જોઇએ—એમ સમજીને અથવા તો કંઇપણ સમજ્યા વગર આજસુધી બાળાઓ એમજ કરતી આવી છે.

**જ્ઞાનલક્ષ્મી**—હા. જરૂર એમજ થાય છે. મા-પિતાની સત્ય આજ્ઞાનું પાલન કરવું એ ફરજ છે, જે માતપિતા જાણી જોઇ પોતાના સ્વાર્થ ખાતર પોતાની કુમળી કળી જેવી બાળાને એવા સ્થળે વેચે કે જ્યાં થોડા વખતમાં વૈધવ્ય સેવવું પડે, તે માત-પિતા શિરછત્ર તીર્થરૂપ નથી, પણ ઘાતકી ખાટકી છે.

**તારાલક્ષ્મી**—તુ સાચી વાત કહે છે. દીકરો હાથમાં લઇ ઉંડા કુવામા કંઇ પડાય છે? બાપ પોતેજ ઉછેરીને પછી કુવામાં હડસેલે તેના કરતાં તો તે ઉછેર્યા પહેલાં દુધપીતી કરે તે વધારે સારૂં ગણું.

**પ્રતાપલક્ષ્મી**-વડીલો સમયને માન આપી સંતાનોની ઉન્નતિ માટે મરતાં હોય તો તેમની અવગણના કરતાં અને મન દુભવતાં પાપી બનીએ પરંતુ જો તેઓ તેને પોતાના સ્વાર્થ માટે અથવા તો પોતાના અજ્ઞાનને લીધે રૂઢિના અને સ્વાર્થની અગ્નિમા હોમવા ઇચ્છતા હોય તો તેમની સામે પડકાર કરવો જોઇએ.

**ધનલક્ષ્મી**—બાપ બિચારો દરિદ્ર રહ્યો. આજીવિકાનો બીજો રસ્તો હોય નહિ એટલે પોતાના વંશની વેલડીને વેચવા તૈયાર થાય અને બુઢા વગર તેની મોટી ભૂખ કોણ ભાગે?—એટલે બુઢાને બાળકી સોંપે છે?

**તારાલક્ષ્મી**—એવી રીતે તો તમે પેલા બુઢ્ઢાનો પણ બચાવ કરશો. તેને વિષયવાસના ઉપરાંત પુત્રોત્પત્તિની ઇચ્છા હોય, વળી ઘડપણમાં ચાકરી કરવા માટે અંગતું માણસ જોઇએ, તેથી તે પોતાના હિંદુ તરીકે અપુત્ર રહેવાથી સદ્દગતિ ન થાય તે માટે તે પરણે તેમા તેનો શું વાંક?

**જ્ઞાનલક્ષ્મી**—આવી દલીલ તો પાપ કરનારાઓની સનાતન દલીલ છે. નવલકથાઓમા ખુનીઓને સુંદર ભાષામાં ખુનના ફાયદા વર્ણવતા જોયા છે, લુટારાઓ પણ પોતાના પરાક્રમની પ્રશંસા કરતા સાંભળ્યા છે. પણ ન્યાય ખાતર જોઇએ તો પાપીઓને પાપ કરતા ગમે તેટલા લાભ થાય, પણ જગતને તેથી લાભ નથી થયો, સ્વાર્થ અને વિષયને વશ થયેલા વૃદ્ધ પુરૂષો બીજાનો વિચાર કરતા નથી. જો બધા વૃદ્ધો યુવાન બાળાઓને પરણે તો પ્રજાના કેવા હાલ થાય. આખા જગતમાં કયાયે ડાહ્યા પુરૂષોએ કજોડાંની સ્તુતિ કરી નથી. તેમણે પુત્રોત્પત્તિના મોહને તથા ચાકરીની ઇચ્છાને છોડી દેવાં જોઇએ.

**પ્રતાપલક્ષ્મી**—પુત્રોત્પત્તિની ઇચ્છા એ હમેશાં પુણ્ય છે એમ નહિ કહી શકાય. જે પ્રજામા સામાન્ય રીતે જન્મ મરણનું પ્રમાણ રીતસર જળવાતું હોય ત્યા પુત્રની ઇચ્છા કરતા તે ઇચ્છાનો સંયમ કરવો એ પુણ્યકર્મ છે. હિંદુસ્તાનમાં અત્યારે હિંદુસ્તાનની ગુલામી સ્થિતિમા જ્યા સહુ ભયવાળા રહે છે, પોતાનું, પોતાનાનું કે પોતાની મિલ્કતનું રક્ષણ કરવાની શક્તિ ખોઇ બેઠા છે ત્યાં પ્રજાની ઉત્પત્તિને હું તો પાપકર્મ સમજું છું.

**ધનલક્ષ્મી**—ત્યારે બુઢાની ચાકરી કોણ કરે?

**જ્ઞાનલક્ષ્મી**—ચાકરીને સારૂ પોતાનુંજ માણસ જોઇએ એ કેટલો બધો વહેમ છે? પૈસા કે લાલચ આપીને એક બાપની પાસેથી તેની નિર્દોષ બાળા ઝૂંટવી લેવી અને તેને પોતાની સમજવી એમાં મને તો ઉદ્ધતાઇની પરિસીમા લાગે છે. એવી બાળાને પોતાની માનવાને બદલે 'એક ગુલામડી ખરીદેલી છે' એ વાક્યજ ખરૂં કહી શકાય. ચાકરીને સારૂ તો હજુ પુરતા પૈસા આપીને સારા અને વફાદાર ચાકરો મળી શકે છે.

**ધનલક્ષ્મી**—જ્ઞાનલક્ષ્મી બહેન! સાચું કહો છો, પણ એમ તમને નથી લાગતું કે આ કજોડાના સવાલનું મૂળ ગરીબાઇ છે? જો સમાજના નાયકો ચેતીને પોતાના ગરીબ ભાઇઓની ગરીબાઇ દૂર કરે, તેમને ધંધે યા નોકરીએ ચડાવે, દુખમા સહાય આપે તો આવા દાખલા નજ બને.

**લાભલક્ષ્મી**—હા! એ પણ ખરી વાત છે, અને બીજી આ પણ ખરી વાત છે કે આપણી બાળાઓએ વૃદ્ધોને પરણતી વેળાએ શા વિચારો કર્યા હશે, કેટલા નીસાસા મૂકયા હશે તેનો પણ સમાજના નાયકોએ વિચાર કર્યો નથી. આપણા સમાજની સ્ત્રીઓની દુર્દશા અને હૃદયની કઠણતી વરાળથીજ આપણી પરાધીનતા—ગુલામી આવી છે.

આવું સમજી કામ લેનારા આગેવાનો જ્યારે વધુ પ્રમાણમાં જનમશે-પ્રકટ થશે ત્યારે કંઇક થશે પણ હમણાં તો આ બાળાએ બુદ્ધિ સાથે પોતાના લગ્ન ન થવા દેવા માટે શું કરવું તેની વાત કરો.

**ધનલક્ષ્મી**—હું તો તેને 'સ્નેહલતા' ની પેઠે આત્મઘાત કરવાની સલાહ આપું કે જેથી સમાજને ચેતાવી શકાય કે અરે આગેવાનો! તમારામાં રહેલી સૈકાઓની મંદતા દૂર કરી બાળાઓનું રક્ષણ કરો, નહિ તો અમારા જેવી અનેક બાળાઓના અકાળ આપઘાતથી તમારૂં અમંગલ થશે.

**જ્ઞાનલક્ષ્મી**—નહિ બેન! તું ભૂલે છે! આપઘાત કરવો એ તો કાયરતા છે. શાસ્ત્ર કહે છે કે આપઘાતી તે મહાપાપી. તેવા પાપથી તો અનેક ભવ સુધી રખડવું પડે.

**પ્રતાપલક્ષ્મી**—હું તો તેને બળવો જગાવવાની સલાહ આપું અને પરણનાર બુઢ્ઢાની કામવાસનાને પરણાવનાર માતાપિતાની દ્રવ્યલાલસાને કદિ પણ વશ ન થવા જણાવું.

**તારાલક્ષ્મી**—વાહ! એ તો ભારે વાત કહી. એ બાળા બિચારી ગભરૂ ને કુમળી કળી જેવી. તેનાથી મોટો બળવો કેમ થઇ શકે એ સમજાતું નથી. એ તો બહુ કરે તો પોતાના માબાપને સમજાવે, પગે પડે, આંસુ પાડી દયા માગે, અને પ્રભુને પ્રાર્થના કરે કે તેનાં માબાપને સારી બુદ્ધિ સુઝાડે.

**લાભલક્ષ્મી**—એ પહેલું પગથીઉં થયું. તેમ છતાંએ માબાપ ન માને તો બાળાએ શું કરવું?

**જ્ઞાનલક્ષ્મી**—નાતના મહાજન પાસે તે અરજી કરે, છુટવા માટે સહાય માગે અને પોતાનાં સગાંઓમાં જે કંઇ સારા સમજુ હોય તેના પાસે પોતાનો કેસ રજુ કરી આ અવિચારી કામનો અટકાવ કરવાની વિનવણી કરે.

**પ્રતાપલક્ષ્મી**—ખોબા જેટલા પણ દયાવાળા જુવાનો કે દયાવાળી સ્ત્રીઓ હોય તેમણે ડરીને પોતાનું કર્તવ્ય ભૂલવાનું નથી. શાંતિમય સુધારણા પ્રેમથીજ અને ધીરજથીજ થઇ શકે છે. સ્વાર્થને વશ થઇને માણસ ગમે તેવો ક્રોધ કરે તે સહન કરવો રહ્યો. ગમે તેવું પાંડિત્ય ચલાવે તેવી અંજાઇ ન જવું જોઇએ. ખંતથી અને જાહેર મત કેળવવાથી આવાં લગ્નો અટકી શક્યાં છે. થયેલી સગાઈ તૂટી છે.

**લાભલક્ષ્મી**—એમ છતાંએ કંઇ સારૂં પરિણામ ન દેખાય તો શું કરવું?

**જ્ઞાનલક્ષ્મી**—તો તેણીએ છાપાઓમાં પોતાની બાબત છપાવવી, દેશનાયકો પાસે અપીલ કરવી, રાજાને કે સરકારને અરજી કરવી અને બને તેટલો કોલાહલ કરી મૂકવો અને પોતાના બળ પર જબરો વિશ્વાસ રાખવો. આવાં કામને ચૂપ થઇ સહન કરી લેવાની મનોદશાએ તો આપણી બાળાઓનો અત્યંત શિકાર થયો છે, નાતના મહાજનો નિષ્ઠુર થયા છે-ન્યાયપ્રિય રહ્યા નથી. નાતની છિન્નભિન્ન દશા છે, કોઇ કોઈનું ભાવ પૂછતું નથી ને કોઇ કોઇને અટકાવતું નથી ત્યાં તો પોતે પોતાનું મક્કમતા રાખી ફોડી લેવું જોઇએ.

**પ્રતાપલક્ષ્મી**—જે જ્ઞાતિમાં બાળાઓને સારૂં લાગણીની શૂન્યતા હશે, એ જ્ઞાતિના હૃદયવાળા માણસોમાં કાયરતા હશે તો. અને કોમમાં જાહેર મત જેવું કંઇજ નહિ હોય તો, કજોડું થતું કોઇ નહિ અટકાવી શકે. સિવાય કે બાળા પોતેજ પોતાના બળ પર મુસ્તાક રહે.

બધીઓ. (કાવ્ય)

જ્યારે દેશમાં સંસ્કારી બહાદૂર જનો મન પર લેશે,
હાનિકારક દુષ્ટ રિવાજોને તોડી ફોડી દેશે,
નિર્બળતાને દૂર કરી જીવન કર્તવ્ય-પથે રહેશે,
ત્યારે ત્યારે મંગલ દિવસો સુખમય સંસારે વહેશે.

**જ્ઞાનલક્ષ્મી**-એવા જનોની ગેરહાજરીમાં 'આત્મના આત્માનં ઉદ્ધરેત્-એટલે પોતાના આત્માનો ઉદ્ધાર પોતાનો આત્માજ કરી શકે. આત્મબળ વગર આરોવારો નથી. તે બાળાએ તો પોતાને યોગ્ય એવા સંસ્કારી અને તંદુરસ્ત યુવાન સાથે લગ્ન કરી નાખવાં જોઇએ.

**લાભલક્ષ્મી**—ઠીક કહ્યું. પણ એવા યુવાનો-ભણેલા ગણેલા ક્યાં દેખાય છે કે જે અણીને સમયે સહાય આપવા ને ભોગ દેવા તૈયાર થાય?

**તારાલક્ષ્મી**—આજકાલના ભણેલાઓ પણ રૂઢિને વશ થઇ પોતાના ઘરના ખૂણામાં ભરાઇ રહે છે અને જેમ ચાલે છે તેમ ચાલવા દે છે.

**પ્રતાપલક્ષ્મી**—જો એમજ હોય તો તે બાળાએ જ્યાં સુધી મનમાન્યો લાયક વર ન મળે ત્યાં સુધી કૌમાર વ્રતનું સેવન કરવું. ખરી વાત એ કે જીંદગી સુધી કૌમાર વ્રત રાખી શકાય તો તેના જેવું તો કંઈ પણ ઉત્તમ નથી. શુદ્ધ સંપૂર્ણ બ્રહ્મચર્ય એજ આત્માનો સ્વગુણ છે એમ શાસ્ત્રકાર જણાવે છે. ચંદનબાળા આદિ અનેક દૃષ્ટાંત આપણી સમક્ષ મોજૂદ છે.

**જ્ઞાનલક્ષ્મી**—પ્રતાપલક્ષ્મી બહેન! તમારો જ્યાં ત્યાં પ્રતાપજ બતાવો છો. જે તમે કહો છો તે અતિ વિકટ અને કઠિન છે. તે સૌથી બની શકે તેમ નથી તેમ મોટા ભાગથી પણ બને તેમ નથી. માટે ધન્ય ગૃહસ્થાશ્રમમાં પડવા ઇચ્છનાર સૌને પોતાને યોગ્ય જીવન સાથી શોધી કાઢવા જેટલી ધીરજ અને શક્તિ હોય તો તેને મળીજ રહે.

**લાભલક્ષ્મી**—આ સંવાદથી મેં પુછેલો પ્રશ્ન બહુ સારી રીતે તમે ચર્ચ્યો. તે માટે તમો બધીને ધન્યવાદ આપું છું. જેમ આપણે કુમારિકાઓ આવા વિચારો રાખીએ છીએ તેવી રીતે વિચારો ધરાવતા પાણીદાર કુમારો પણ આપણી સમાજમાં હોયજ.

**બધીઓ**—આ સંવાદનો ટુંકામાં સાર શું?

**લાભલક્ષ્મી**—આ જમાનો એવા કુમાર અને એવી કુમારિકાઓનો સંસાર માગે છે કે જે પોતાને મળેલા સુસંસ્કાર, શિક્ષણ અને શક્તિનો સદુપયોગ કરે, ખરે વખતે આત્મબળથી હિંમત રાખી પોતાનું જોડું શોધી લે, કજોડાં આદિ અનેક હાનિકારક રિવાજોને નિર્મૂળ કરે અને દાંપત્ય જીવનને આદર્શમય કરી પોતાના સમાજ તેમજ દેશનો અભ્યુદય કરે—ચાલો હવે લલિતજીનું એક કાવ્ય ગાઇએ.

"કાવ્ય"

સ્મિત ભર સહચરી નિરંતર કાર્ય ધુરંધર બનશે,
અંતરના કૈં હેત અનેરાં ઉર છલોછલ ભરશે;
ત્યારે અમી ઝરશે, શાંતિમાં દુઃખડાં શમશે.
સજાત જોડાં જાત ભોગથી પરહિતમાં પરવરશે,
અડગ ધૈર્ય ને શૌર્ય ભર્યા સંતાન હિન્દમાં સરશે;
ત્યારે દેવો અવતરશે, વિરલા નરવીર તરવરશે.
પોતાના પ્રિય દેશીજનનાં દુઃખ પરસ્પર ધરશે,
જન્મભૂમિનાં ભોળાં ભાંડુ ભેળાં હળશે મળશે:
ત્યારે પ્રભુતા સંચરશે, સ્વર્ગ સમ સુંદર હિન્દ થશે.
હિન્દજનો સાગર ધ્રુજવશે ને બ્રહ્માંડ નચવશે,
ડગમગતા ડુંગર ડોલવશે, રંગ રંગ રેલવશે;
એવું ઐક્ય થશે, એવી લલિત લીલા ખીલશે.'

[ આ સંવાદ શ્રી મુંબઈ માંગરોળ જૈન સભા હસ્તક ચાલતી કન્યાશાળાના વાર્ષિક મહોત્સવ માટે ખાસ તૈયાર કરેલો, ને તે મહોત્સવ ૨૨-૪-૨૮ ને દિને મુંબઇમાં ઉજવાયો તેમાં તે શાળાની બાળાઓએ ભજવી બતાવ્યો હતો.]

ઓળખવાનો ઇજારો, કાંઈ ખાનપાનના નિયમ વિનાના યુવાનોએ રાખેલો નથી. બીજાઓ પણ તેને ઓળખી શકે છે.

વાસી, બોળ અથાણું, દ્વિદળ વિગેરેમાં અત્યારે સાયન્સને આધારે સૂક્ષ્મદર્શક યંત્રના સાધનથી ત્રસજીવો સંખ્યાબંધ જોવામાં આવે છે છતાં તેનો ત્યાગ કરવામાં શામાટે પ્રમાદ કરવામાં આવે છે? અત્યારનું સાયન્સ જૈનશાસ્ત્રની હકીકતોને સિદ્ધ કરવાને બહુજ ઉપયોગી થઇ પડયું છે, ને હજુ વધારે ઉપયોગી થવા સંભવ છે. એક પાણીના બિંદુમાં જ્યારે તમને માઇક્રોસ કોપ વડે સંખ્યાબંધ ત્રસ જીવો જુદા જુદા આકારના બતાવવામાં આવે છે ત્યારે પછી તમે તેનો અણુધાર્યો, અપરિમિત વ્યય કેમ કરી શકો? જળાશયમાં પઠીને સ્નાનાદિ કેમ કરી શકો? શાસ્ત્રકારે જળાશયમાંથી પાણી ગળીને જોઇએ તેટલું લઇ કીનારે બેસી બીજા ત્રસ જીવોનો પણ વિનાશ ન થાય તેવી રીતે સ્નાન કરવાનું બતાવ્યું છે. શત્રુંજયા નદી કે સૂર્યકુંડ વિગેરે પવિત્ર જળાશયોમાં અંદર પઠીને સ્નાન કરવાનો ખાસ નિષેધ કરેલો છે તે કેમ ભૂલી જવાય છે?

કંદમૂળમાં જ્ઞાનીઓએ જ્ઞાનવડે જોઇને અનંત જીવો કહ્યા છે. તમે સમજી શકો છો કે એઓ તદ્દન સ્વાર્થ વિનાના અને આપણા એકાંત હિતેચ્છુ હતા, તો પછી તમે જૈન નામ ધરાવીને-જૈન તરીકે ઓળખાવીને તેનું ભક્ષણ કેમ કરી શકો?

બાવીશ અભક્ષ્યો આવી રીતે બહુ ત્રસજીવાકુળ તેમજ સ્થાવરના પણ અત્યંત સદ્દભાવવાળા હોવાથી તજવાનું કહ્યું છે. તો તેનો ત્યાગ કરવામાં વિલંબ કેમ કરો છો? અમુક પદાર્થો અમુક વખત પછી ત્યાજ્ય કહ્યા છે, જેમકે કેરી આંદ્રી નક્ષત્ર બેઠા પછી, ભાજી પાલો ફાગણસુદિ ૧૫ પછી, સુકો મેવો કેટલોક ફાગણ શુદિ ૧૫ પછી અને કેટલોક અસાડ સુદિ ૧૪ પછી તજવાનું કહેલું છે, તે ખાસ તેમાં ત્રસજીવ ઉપજવાને કારણે કહેલ છે. ઘણી વખત તેમાં સંખ્યાબંધ જીવો નજરે પડે છે. ત્રણ દિવસના દહીમાં તડકે રાખીને જોવાથી સર્વ જીવો જુદા પડીને હાલતા જણાય છે. બોળ અથાણાની બરણીઓમાંથી અથાણું બહાર કાઢીને નીચેના રસમાં જુઓ તો ત્રસ જીવો ખદખદતા દેખાય છે. આમ છતાં પણ તેને તજતાં આંચકો કેમ આવે છે?

આપણા શરીરના સંયોગે ત્રસજીવોનો ઘાત થવાથી તેમજ તેનાં મૃતકલેવરો આપણા શરીરમાં દાખલ થવાથી કર્મબંધ ઘણો થાય છે. તેમજ શરીર પણ બગડે છે. જુવાનીના જોસમાં અમુક અંશે નેત્રો મીંચાઇ જવાથી આવી બાબત તરફ દ્રષ્ટિ જતી નથી. દ્રષ્ટિ કરવી પોસાતી નથી, પરંતુ તેના ફળ ભોગવવાં પડશે ત્યારે ખરી ખબર પડશે, પરંતુ તે વખતનો પસ્તાવો કામ આવી શકશે નહિ.

કેટલાક સુજ્ઞ કહેવાતા-સુજ્ઞમાં ગણાવા ઇચ્છતા બંધુઓ કહે છે કે શું અમુક વસ્તુ ખાવી ને અમુક ન ખાવી તેમાંજ ધર્મ આવીને રહ્યો છે? આનો જવાબ એટલોજ કે 'તમારે માટે તો તેમાંજ ધર્મ સમજવાનો છે. કારણકે તમને તે તજવામાં મુસ્કેલી માત્ર ઇંદ્રિયોના પરવશપણાથીજ લાગે છે અને ઇંદ્રિયોને વશ વર્તવું તેજ અધર્મ અને તેને વશ કરવી તેજ ધર્મ છે. ઉપરાંત તમે એવા ત્યાગમાં ધર્મ નહિ માનીને શું બીજા બધા અસત્ય, અદત્ત, અસદાચારપણું, કર્માદાનના વ્યાપાર, અસંતોષીપણું, ઇત્યાદિ પાપના કારણો તો તજી દીધાં હશે? અને, જો તમે તે તે કારણો તજી દેવામાં તત્પર હો, દઢ હો, તેમાં ભૂલ થતી ન હોય તો તમારી ખાનપાનની બાબત માફ કરવામાં આવે, બાજુ પર રાખવામાં આવે, પણ માફ કરજો! કહેવું પડે છે કે તે બાબતોમાં પણ તમે તો તેવાજ શિથિલ છો અને તેથી 'अतो भ्रष्ट ततो भ्रष्ट' થયા છો. જેમ જ્ઞાનની વાતો કરી જ્ઞાને પહોંચ્યા નહિ અને ક્રિયાને છોડી દીધી એવા નામ-અધ્યાત્મીઓ જ્ઞાન ક્રિયા બંનેથી ભ્રષ્ટ થયા તેવી સ્થિતિ તમારી થઇ છે. વિચારજો! ખૂબ વિચારજો! અને પછી ભૂલ થતી જણાય તો સુધારજો.'

મહાવીર પરમાત્માએ ફક્ત ખાનપાન સંબંધી નિયમો બનાવ્યા નથી પરંતુ તદુપરાંત અનેક પ્રકારે

જીવદયા પાળવા, અસત્યનો ત્યાગ કરવા, અદત્તને તજી દેવા, સ્વદારા સંતોષી થવા, પરિગ્રહની તૃષ્ણાને માપમાં રાખવા, કર્મદાનોના વ્યાપારો તજવા, એવા અનેક પ્રકારના નિયમો બતાવ્યા છે અને તેની ઉપર પણ તેના પ્રમાણમાં ભાર મૂક્યો છે, તેનું મહત્વ બતાવ્યું છે. અને શ્રાવકને અવશ્ય કરણીય પાંચ અણુવ્રતો બતાવ્યા છે. તેથી જરા જુઓ! વિષય કષાયાદિકને વશ થઈ, જ્ઞાન મેળવવામા પછાત રહી, ખાનપાન વિગેરે તજવાની બાબતોના હેતુઓને સમજ્યા વિના અભિપ્રાય આપવા બેસી જાઓ છો તે યોગ્ય નથી. સર્વજ્ઞકથિત માર્ગમાં ભૂલ બતાવવાની કોઇની તાકાત નથી, પરંતુ તેમા ઉત્સર્ગ અપવાદાદિ સમજવા જોઇએ, નિયમોમા આગારાદિ રાખેલા છે તેની સમજણ મેળવવી જોઇએ, પછી અભિપ્રાય આપવો જોઇએ.

આ બાબતમાં હજુ ઘણું કહેવાનું છે; પણ તે જ્યારે આ લેખના વાચનારા બંધુઓને એમ સમજાય કે આ નિયમોના બનાવનારા સર્વજ્ઞ હતા, ત્રિકાળજ્ઞાની હતા, પૂર્વાપર લાભાલાભ જોઇ શકે તેવા હતા, તદ્દન નિઃસ્વાર્થી હતા, એકાત હિતેચ્છુ હતા, તેમણે જે કહ્યું હોય તેમાં કોઇ પ્રકારની શંકા કરવાપણું હોયજ નહિ, ત્યારે કહેવાય.

આનું નામ અંધશ્રદ્ધા નથી. અંધશ્રદ્ધા કહેનારા આપણને છેતરનારા છે. તેઓ પોતાના બચાવ માટે આપણને અંધશ્રદ્ધાવાળા કહે છે. પરંતુ આપણે તો જે જે નિયમો કરીએ છીએ, તે સમજીને તેના લાભ જાણીને અને તેના કહેનારા મહાપુરુષોની પ્રતીતિ લાવીને કરીએ છીએ. દરેક અક્ષરે અક્ષરનો અર્થ સમજવો તે જ્ઞાન છે. શ્રદ્ધામાં અમુક અંશે વિશ્વાસ હોવોજ જોઇએ તોજ તે શ્રદ્ધા કહેવાય છે. અને તેથીજ જ્ઞાન દર્શન ને ચારિત્ર–એ ત્રિપુટી વડે મોક્ષમાર્ગ પામી શકાય છે.

વળી શરીર સંરક્ષણવાળાઓ માટે પણ ખાસ કહેવાનું છે કે જૈનશાસ્ત્રમા બતાવેલા દરેક નિયમો શરીરનું પણ રક્ષણ કરનારા છે. તેને હાનિ કરનારા નથી. શાસ્ત્રકારોએ શરીરને ધર્માયતન કહેલુ છે, તેથા તેનુ રક્ષણ કરવાની જરૂર છે. પણ તે અનેક પ્રકારના આરંભ સમારંભવડે કે અભક્ષ્ય પદાર્થોના ભક્ષણવડે નહિ, એટલું ખાસ ધ્યાનમાં રાખવાનું છે.

કેટલાક જૈનેતરો શ્રાવકોની ઉપર એવો આક્ષેપ કરે છે કે 'તેઓ તો ઝીણા જીવોને જીવાડે છે પણ મોટાને મારે છે.' આ બાબતનો સ્પષ્ટ ઉત્તર એ છે કે–' મોટા જીવોને એટલે મનુષ્યોને મારે–વિશ્વાસઘાત કરે–ઠગે અથવા બીજી રીતે હાનિ કરે તે શ્રાવક હોયજ નહિ. એમ કરનારને શ્રાવક ગણવો નહિ. શ્રાવક તેવું અકાર્ય કરેજ નહિ.'

આ જગ્યાએ એટલું કહ્યા સિવાય રહી શકાતું નથી કે કેટલાક શ્રાવકો ખાનપાનના ઝીણા ઝીણા નિયમો પાળીને તેમજ સામાયિક પૌષધાદિ કરીને પોતાને ખરા શ્રાવક કહેવરાવે છે, શ્રાવકોમા અગ્રણી થાય છે; પરંતુ બજારમા પ્રમાણિકપણુ રાખતા નથી, નીતિ પરાયણ રહેતા નથી, અને અણધાર્યાં દીવાળાં કાઢી હજારો ને લાખો રૂપીઆ લોકોના ડુબાવે છે. તેઓ પોતાનેજ નહિ પણ જૈનધર્મને લજવે છે, અને તેથીજ જૈનેતરો ઉપર કહેલો આક્ષેપ કરવા તત્પર થાય છે.

તિથિ પર્વાદિકે લીલોત્રી ન ખાવાનો તેમજ શીયળ પાળવાનો ઈત્યાદિ નિયમો પણ ખાસ લાભ માટેજ બનાવેલા છે. તે મુનિપણાની વાનકી છે–શરૂઆત છે–પહેલું પગથીયું છે. શ્રાવકનો મનોરથ નિરંતર એવો રહે છે કે ક્યારે મુનિપણું પ્રાપ્ત થાય? આવા મનોરથવાળા શ્રાવક ત્યાગની બાબતમાં થોડા થોડા આગળ વધતાજ જાય છે.

ઉપર જણાવેલી તમામ હકીકત ઉપરથી મહાવીર પરમાત્માએ બતાવેલા નિયમોની શ્રેષ્ઠતા સમજાણી હશે. કારણકે 'પુરૂષ પ્રમાણે વચન પ્રમાણ'–એ ન્યાયે જે નિયમોના બતાવનારા સર્વજ્ઞ હોય છે તે નિયમોના પાલનમા એકાંત લાભ હોય છે, અને તે શ્રેષ્ઠજ હોય છે; છતાં અમુક અંશે તેની શ્રેષ્ટતા બતાવવા પ્રયત્ન કર્યો છે.

છેવટે એક વાત પણ કહેવી જરૂરની છે કે કોઇ પણ ઉછરતી વયના જૈનો મુનિમહારાજ પાસે કોઇ

પણ બાબતના કોઇપણ નિયમના ખુલાસા હેતુ પૂછવા આવે છે-સમજવા માગે છે ત્યારે તેને નાસ્તિકાદિ શબ્દોવડે નિભ્રંછવામાં આવે છે, તેથી તેઓ ઉલટા વધારે નિરૂત્સાહી બને છે. મહાનુભાવ, દેવાનુપ્રિય, ભાગ્યશાળી એવા શબ્દોથી બોલાવવામાં આવે અને શાસ્ત્રથી તેમજ યુક્તિથી સમજાવવામાં આવે તો તેઓ આસ્તિક બને અને ધર્મ ઉપર પ્રેમવાળા થાય. આ બાબતમાં મુનિમહાત્માઓએ ખાસ લક્ષ્ય આપવાની જરૂર છે. તે સાથે હાલમાં વધતી જતી સાયન્સની કળામાં પણ માહિતી મેળવવાની જરૂર છે તેથી આજસુધી માત્ર શાસ્ત્રથી સિદ્ધ કરવી પડતી નથી. તે બાબતો તે કળાથી સિદ્ધ થતી જાય છે. અંગુળનો અસંખ્યાતમો ભાગ અને આંખ મીંચીને ઉઘાડતા થતા અસંખ્ય સમયોની ખાત્રી એક કલાકમાં સંખ્યાબંધ માઇલો ગમન કરતી રેલ્વેએ કરી આપી છે આ બાબતમાં જો આગળ વધવામાં આવે તો પુનર્જન્માદિ સિદ્ધ કરવામાં પણ મદદ થાય તેમ છે. અમેરિકામાં તેને માટે પ્રેતને બોલાવવા વિગેરેની કળા આગળ વધતી જાય છે.

આ લેખમાં કેટલુંક અપ્રસ્તુત લખાણું છે એમ કેટલાક વાંચકોને લાગશે પણ તે બધું અરિહંત પરમાત્માઓની આજ્ઞાઓની શ્રેષ્ટતા બનાવવા માટેજ કહેલું હોવાથી તેની અંતર્ગત સમાઇ જાય તેવું છે. હાલ તો એટલું કહેવું બસ છે.

આશા છે કે આ લેખ વાંચીને તેનો વર્તનમાં ઉતારવારૂપ સદ્‌ઉપયોગ કરવામાં આવશે. ઇત્યલમ્.

ચૈત્ર શુદિ ૧૧. } કુંવરજી આણંદજી.
સં. ૧૯૮૪ } ભાવનગર.

---

# 'જીવનમાં ત્યાગનું સ્થાન.'

(આ લેખ ગત માઘ-ફાગણના અંકમાં આવ્યો હતો તેના જવાબમાં આ લેખ આવ્યો છે તે અમે અત્ર મૂકીએ છીએ. આ જવાબમાં લેખકની દયા ખાવી એવી એવી હકીકતથી સચોટતા આવતી નથી. વિષયને વળગી જવાબ દેવામાં ખરી કુશળતા છે. તંત્રી)

## (લેખકને જવાબ)

'જીવનમાં ત્યાગનું સ્થાન' નક્કી કરવા જતાં તે લેખના લખનાર 'જીવનમાં ત્યાગ અસ્થાને છે' એમ નક્કી કરી શકયા હોય એવું આખા લેખનું દૃષ્ટિબિન્દુ તપાસતાં માલમ પડે છે. આ મનોદશા જો તેમની હોય તો તે ખરેજ દયાપાત્ર છે. ત્યાગ મૂર્તિઓનો સમૂહ જોતાં એમને ઘૃણા ઉત્પન્ન થાય છે; ત્યાગનો આવો મહિમા કેમ થયો એ વિચારતાં એમનું હૃદય ખાક થઇ જાય છે. ગમે તેમ થાય, ઘૃણા ઉત્પન્ન થાય કે હૃદય બળી જાય પણ ત્યાગે આજ લગી સર્વેલોમત ભોગવ્યું છે, ભોગવે છે અને ભોગવશે.

એમની દલીલોનો જવાબ આપવા પ્રયત્ન કરીશું:

૧. એઓ કહે છે કે 'આપણું જીવન સામાજીક જીવન સાથે એટલું બધું બંધાયેલું છે કે સમાજથી અલગ તેની કંઇ કિમ્મતજ નથી.' આપણું જીવન ભલે સામાજીક જીવન સાથે સજ્જડ રીતે બંધાયેલું હોય કિંતુ સમાજથી અલગ તેની કંઇ કિમ્મતજ નથી એમ કહેવું એ નગ્ન અસત્ય છે. સમાજ વ્યવસ્થા એ વ્યક્તિઓની સગવડને ખાતર રચાયેલું બંધારણ છે અને જ્યાં સુધી અર્થ અને કામજ માનવજીવનનું લક્ષ્ય છે ત્યાં સુધીજ સમાજની રીતે જીવવા મનુષ્ય બંધાયેલો છે; પણ સમાજ વ્યક્તિ અને મનથીયે પર એવી આત્મજ્યોતિના આવિર્ભાવને માટે ઐહિક વસ્તુઓની સગવડને ખાતર રચાયેલાં સમાજનો ત્યાગ કર્યેજ છૂટકો છે.

"'પર' પર ધ્યાન આપવું એ અમારૂં પહેલું કર્તવ્ય છે, પછી 'સ્વ'પર ધ્યાન આપવાનું છે." 'સ્વ' અને 'પર'ની અધુરી સમજને લીધે એ ભાઇ આવી દલીલ કરવા પ્રેરાયા છે, અને એમ કરવા જતાં એ ગોથું ખાઇ ગયા છે. અમે પણ કહીએ છીએ કે 'પર' પર ધ્યાન આપવું એ આપણું કર્તવ્ય છે. પણ એવો કયો માણસ 'સ્વ'ને મજબુત કર્યા સિવાય પરને ઉપકારી થઇ શક્યો છે? પોતાના મકાનનું ઠેકાણું નહિ હોય તો બીજાને શી રીતે આશ્રય આપી શકવાનો હતો? ઉલટું પોતાનેજ આશ્રય શોધવો

કરશે. Charity begins at home. ભુખ્યા શરીરે બીજાની સેવા નહિ થઇ શકે. પોતાનામા જ્ઞાન વિના બીજાને જ્ઞાન નહિ આપી શકાય. મારામાં જ્ઞાન નથી પણ હું તમને આપું છું એમ કહેવું એ કાઢીને સાસરે નહિ જવું અને ગાંઠીને શીખામણ આપવા જેવું છે. એ ભાઈ કહે છે કે 'સમાજમાં રહીને ત્યાગના સિદ્ધાંતનું પાલન કરવું કઠણ હતું. તેથી વૈરાગ્ય અને સન્યાસનો પ્રચાર થયો.' તેથી આ ત્યાગ ઉપયોગી નથી વિગેરે. સમાજ જરૂરીઆતો ઉભી કરે છે અને જરૂરીઆતો ઉભી થતાં નવી વસ્તુઓને ગ્રહણ કરવી પડે છે. જ્યાં નવી વસ્તુઓની જરૂર ક્ષણે ક્ષણે ઉત્પન્ન થતી હોય ત્યાં તે વસ્તુઓનો ત્યાગ કેવી રીતે શકય છે? આથી સમાજને ત્યાગની ઘણી જરૂર છે. અને તે માટે ઉચ્ચ ભુમિકાના જીવોએ સમાજથી દૂર રહી સમાજના જીવોને ત્યાગનું દૃષ્ટાન્ત પુરૂં પાડવું જોઇએ. આ ઉપરથી જણાશે કે ત્યાગીઓ એ સમાજનું નિરૂપયોગી અંગ નથી પણ અતિ મહત્વનું અંગ છે. જલથી દૂર રહેતા કમળથી જેમ જલની શોભા છે તેમ ત્યાગીઓથી સમાજની શોભા છે. યોગીઓ જંગલ-ગુફાઓ અકારણ નથી સેવતા.

એક વખત તે લેખક લખે છે કે "'સ્વ' પર 'પર' પછી ધ્યાન આપવાનું છે." બીજી વખત તેઓ કહે છે કે ત્યાગીઓ "'સ્વ'ના ભકતો અને સામાજીક જીવન ગાળનારને તુચ્છ સમજવા લાગ્યા." આ બે વાક્યોમાં પૂર્વાપર વિરોધ આવે છે. 'સ્વ' પર જો પછીજ ધ્યાન આપવાનું છે તો 'સ્વ'ના ભકતોને ત્યાગીઓ તુચ્છ ગણે તેમાં શી નવાઇ! યોગીઓ સ્વ-આત્માના ભકતો છે નહિ કે સ્વ, મનના લેખક મહાશય 'સ્વ'નો અર્થ મન કરે છે તેથીજ તેઓ ત્યાગને અન્યાય આપી શકયા છે અને ત્યાગ વિષે પોતે ગુંચવણમાં પડયા છે. આખો લેખ આ ભુલનેજ આભારી છે.

જંગલમાં જવું અને ગુફામાં ભરાવું તે કાયરતનું લક્ષણ છે એમ તેઓ જણાવે છે. સમાજમાં રહી ત્યાગ કેળવવો એજ એમને મન વીરનું લક્ષણ છે. સમાજનું ધ્યેય સામાન્ય રીતે ઐહિક સુખ સગવડો સાચવવાનું છે; જ્યારે વ્યક્તિનું ધ્યેય પારલૌકિક સુખનું છે. ઉંચા ધ્યેયવાળી વ્યક્તિ નીચા ધ્યેય વાળા સમાજને પોતાના ગુરૂપદે કદિયે ન સ્થાપી શકે, સ્થાપે તો ખત્તા થાય, આથીજ જેને લૌકિક નહિ પણ લોકોત્તર સુખની ભાવના છે તેણે તો સમાજને તજેજ છુટકો અને સમાજને ત્યાગ કરવાની શક્તિમાંજ તેનું શૌર્ય છે. સમાજથી આત્મહિત નથીજ થવાનું એમ ખાત્રી થયા છતાં એ જો કોઇ સમાજમાં રહીને આત્મશુદ્ધિ કરવાનો પ્રયોગ કરવા માગે તો તે વીરત્વ નહિ પણ નરી મૂર્ખાઇ જ છે.

આત્મધ્યાન સમુદાયમાં નહિ પણ એકાંતમાજ યથાયોગ્ય રીતે થઇ શકે છે. અનુભવની 'મહોર વાગીને સાચું' ઠરેલું એ સત્ય છે. આત્મા સાથે તદાકાર થવામા સમૂહના કરતાં નિરવ અને ભવ્ય શાન્તિનાં સ્થાનો જેવાં કે જંગલ અને ગુફાઓમાં બાહ્ય ઉપાધિઓ ઘણી ઓછી નડે છે. આ કારણથીજ ધ્યાનને માટે આવાં સ્થાનો પસંદ કરાય છે. અને તે જરીએ અજુગતું નથી. સમાજનો ત્યાગ કરવામાં જો લેખક મહાશયને આત્મસંગ્રહ કે વૈરાગ્ય ન ભાસતો હોય તો અમે પુછીયે છીએ કે આત્મજ્યોતિને સમાજના કુપમાં ડુબાડી બુઝાવી નાખવામાં એમને વૈરાગ્ય દેખાય છે?

૨ આગળ ચાલતાં એઓ લખે છે કે આત્મદમનથી જે વાતો મનુષ્ય ભૂલી જવા માગે છે તે નિત્ય તેની સામેજ ઉભી રહે છે વિગેરે. આત્મદમન કરવા જતાં વિચારોનાં જૂથ શરૂઆતમાં કદાચ વધુ ઉભરાય તેથી ડરી જઇ શું આરંભેલું કાર્ય છોડી દેવું? અને તેથી શું આત્મદમન નિરૂપયોગી છે એમ સિદ્ધ થાય છે? આમા નરી નામર્દાઇ અને કાયરતા છે. મનુષ્યની ફરજ છે કે શત્રુઓ સામે કમર કસીને લડવું; પછી બાહ્યશત્રુઓ હોય કે અંતર્ગત. સામે થવામાંજ આત્મજીવનની કસોટી છે. શરૂઆતમાં કદાચ હાર થાય તો શું? failure is the half success. નિષ્ફળ થવું એ સફળતાની અર્ધી મંજલે પહોંચ્યા બરાબર છે. જય નહિ મળે એવા વિચારથી આત્મદમન કરવાનું માંડી વાળવું એ અધમતાની અવધિ છે. કોઇ મહાત્માનું પતન થયું હશે તો તે

આત્મદમન કરવાથી નહિ પણ હિંમત હારી અધેથી છોડી દેવાથીજ. આવાનું પતન ન થાય તો કુદરત અન્યાયી ઠરે અને કર્મના સિદ્ધાંતોને પાણીમાં બોળવા પડે.

૩ ત્યાગીઓ દાસવૃત્તિને પોષે છે એ વાતમાં નર્યું જુઠાણું ભર્યું છે. એક જણનો ત્યાગ સામાના હૃદયમાં પૂજ્યબુદ્ધિ પ્રગટાવે અને તેથી તે તેને પૂજ્ય ગણે માટે ત્યાગી દાસવૃત્તિ પોષે છે એમ કદિયે ન કહેવાય. પૂજ્યને પૂજવા એ ગુણગ્રાહીઓનો ધર્મ છે. આ ધર્મને દાસવૃત્તિથી ઓળખાવવો એનો અર્થ એટલોજ કરી શકાય કે તે માણસ સામાને મળતું માન જોઇને ઇર્ષ્યાથી બળી જાય છે. કદાચ સાચા ત્યાગીઓ ભેળા કેટલાક ઢોંગીઓ પૂજાઇ જતા હશે. એટલા ઉપરથી ત્યાગધર્મને વખોડવો એ તદ્દન અજુગતું છે.

૪ 'નિરાશ પ્રાણીજ ત્યાગના પ્રલોભનમાં આવે છે.' ત્યાગ ન કરી શકનારની ત્યાગને વખોડી પોતાની મનોદશાપર ઢાંકપીછોડો કરવાની આ કેટલી બધી છેતરપીંડી! મહાપુરૂષોને સાંસારિક વસ્તુઓમાં કશું આશાવન્તુ ન દેખાય તો તે તેમની પ્રબળ વૈરાગ્ય દશાની ઝાંખી કરાવે છે, નહિ કે નિરાશાની. નિરાશ પ્રાણીઓ નહિ પણ આત્મસુખની મહા આશાવાળા પ્રાણીઓજ ત્યાગ સ્વીકારે છે એ લેખક મહાશયની ધ્યાનમાં આવ્યું હોય એમ લાગતું નથી. એક વસ્તુ મેળવવા બીજી વસ્તુનો ભોગ આપવો એ નિરાશા ન કહેવાય. અને શું વૈરાગ્ય અને ત્યાગવૃત્તિએ આપણને રાજનીતિ અને સમાજના ક્ષેત્રમાં પરાધીન અને કાયર બનાવી દીધા છે? કેટલું અસત્ય! ઉલટું ત્યાગના અભાવથીજ આપણે પરાધીન અને ગુલામ બન્યા છીએ. આપણે દેશને ખાતર આપણા લોભનો, આપણાં બાળકોનો ત્યાગ કરી ભોગ આપી શકતા નથી તેથીજ આપણે જંજીરમાં જકડાયેલા છે. જો અત્યારે આયરીશોની પેઠે હિંદવાસીઓમાં પ્રબળ ત્યાગવૃત્તિ જન્મે તો કેટલી ઘડી બ્રીટીશો આપણને ગુલામ રાખી શકે? લેખક મહાશય આ સત્ય જોઈ શકયા નથી એટલે તેમની દયા ખાવાપણુંજ રહે છે. જૈનો યાત્રા-ત્યાગને વળગી રહ્યા છે તેથીજ જૈનોનો વિજય છે. શત્રુંજય પારકા હાથમાં છે તે પુરતા ત્યાગના અભાવેજ.

૫ એ ભાઈ લખે છે કે 'આપણને આત્મસંસ્કારની જેટલી જરૂર છે તેટલી આત્મત્યાગની નથી.' અમને તો આત્મસંસ્કાર અને આત્મત્યાગમાં જરીકે ફરક દેખાતો નથી. ત્યાગ તો મનુષ્યની મહત્તાને માપવાનું સાધન છે. એક માણસ ત્યાગને પોતાના જીવનમાં જેટલો કેળવે તેટલોજ તે સંસ્કારી છે. મહાવીર, બુદ્ધ કે ઈશુખ્રિસ્ત, રામ, કૃષ્ણ કે મહમ્મદ-કોણે ત્યાગ વિના મહાન્ થયો છે? ત્યાગ જતાં માણસ સ્વાર્થનું પુતળું અને શયતાનીયતનો અવતાર બને છે. ત્યાગ એ મનુષ્યજીવનની મોટાઇ છે, પ્રજાજીવનની ચાવી છે. ત્યાગથીજ કોઇ પણ માણસ, સમાજ કે પ્રજાનું મસ્તક ઉન્નત રહી શકશે. ત્યાગ એ ઉદાસીનતા નથી, નૈરાશ્ય નથી. જીવનમાં ત્યાગનું સ્થાન અમોલું છે. ત્યાગ નથી તો જીવન નથી. ક્ષુદ્ર વસ્તુની પ્રાપ્તિ માટે ક્ષુદ્ર વસ્તુનો ભોગ અપાય. મહાન્ વસ્તુ મેળવવા કિંમતી વસ્તુને ત્યાગવી પડે. આત્મપ્રાપ્તિ એ નાનીશી વસ્તુ નથી. એને માટે તો મહાન્ ભોગો આપવા જોઇએ. સમાજનો મોહ દૂર કરી સમાજનેયે ત્યાગવો પડે.

છેલ્લી વાત લેખકને કહીએ છીએ કે જો ૫૦ લાખ આદમીઓની બેકારી તમને પીડતી હોય તો જંગલમાં નાસનારની અને ગુફામાં ભરાનારની બદબોઇ કરવાનું અને જંગલમાં જઈ તલવાર ફેરવવી એ વીરોનું કામ નથી એમ કહેવાનું મૂકી દઇ તેઓને જંગલમાં મોકલવાની પેરવી કરી દો, જેથી તમે એમની ચિંતામાંથી મુક્ત થશો. જો જંગલ અને ગુફાની તમને ચીઢ હોય તો એ સમાજવાસી ૫૦ લાખ મહાત્માઓનો ઉત્પાત મૂંગે મોઢે સહન કરી લો. મહા પુરૂષોનું જંગલ અને ગુફામાં જવાનું એક કારણ આપ ન સમજ્યા હોય તો સમજી લેજો કે તેઓ તમને ભારરૂપ થવા નહોતા માગતા. આ પ્રમાણે વર્તી તેઓએ ૫૦ લાખની જેમ પોતાની ચિંતા કરવાની પીડામાંથી તમને મુક્ત કર્યા છે. આ તેમની દૂરંદેશી હતી.

—મફાતી-પાદરા.

# સગપણ સંબંધી કર્તવ્ય દિશા.

રાક્ષસી રૂઢીઓના બલિદાનમાંથી બચી જવા માટે, જ્ઞાતિઓના જીવનના લાંબા અનુભવને અંતે દીવા જેવું સ્પષ્ટ જણાય છે કે દરેક જ્ઞાતિએ એક પગલું આગળ ભરવું જોઇએ. કેવી રીતે?

૧. વેવિશાળ—સગપણ—સગાઇ, લગ્નની તીથી અગાઉ ઘણાં લાંબા વખત પહેલેથી, કરી મુકવાની, કોઇપણ શાસ્ત્રે કોઇના ઉપર કયાંએ. કદી ફરજ નાખી નથી.

૨. વેવિશાળ થયું હોય એવો વર અગર કન્યા મરી જાય ત્યારે કોઇ રાંડતું નથી અને બીજી કોઇ પણ કન્યા અગર વર સાથે લગ્ન સંબંધ થઈ શકે છે.

૩. જેમ નાની ઉમર તેમ મરણનું પ્રમાણ વધારે તેથી એક કન્યા અગર વરનાં બે ત્રણ કે તેથી વધુ વખત વેવીશાળ થઇ, ઘણાં સગપણ નિરૂપયોગી થઇ પડયાં હોય છે.

૪. થએલા સગપણમાંથી લગ્ન થશે તો પરણનાર જોડું સુખી નહિ થાય એમ ખાત્રી થયા છતાં કેટલાએક માણસો થયેલું વેવિશાળ રદ ન થાય એવી હઠ પકડી રાખે છે અને તેથી કેટલાએક અજ્ઞાન અને ડરપોક જ્ઞાતિજનોને આગેવાન ગણાતા માણસો એવાં ન ઇચ્છવા યોગ્ય લગ્ન પરાણે કરવાની ફરજ પાડે છે જેથી વર તથા કન્યા બંનેની આખી જીંદગી પાયમાલ થઇ જાય છે.

૫. આમ વિનાકારણ—વેવિશાળ કરી મુકયાનું—અણધાર્યું દુઃખ કયારે આવી પડશે તેની કોઇને પણ અગાઉથી ખબર પડતી નથી અને બગડેલું સુધરી શકે. તેમ હોવા છતાં ઘણાં માબાપો જ્ઞાતિના જુલમોના ડરને લીધે પોતાનાં છોકરાં પ્રત્યે મહા અધર્મ અને વિશ્વાસઘાત કરે છે.

૬. આખા બ્રિટિશ હિંદની વડીધારાસભાની સીલેકટ કમીટીએ—નામદાર ગાયકવાડ સરકારે અને રાજકોટ—મોરબી—લીંબડી—ગોંડલ—ઇડર—જામનગર વીગેરે પુષ્કળ રાજ્યોએ ચૌદ વર્ષની અંદરની ઉમરની કન્યા તથા અઢાર વર્ષની અંદરની ઉમરના વરનાં લગ્ન ગુન્હાને પાત્ર ઠરાવ્યાં છે અને આવાં લગ્નોમાં મદદ કરનાર (ભાગ લેનાર) સર્વેને પણ ગુન્હેગાર ઠરાવી કેદ અને દંડની સજા મુકરર કરી છે. વડોદરાના મહારાણીએ તેમજ આખા હિંદુસ્તાનનાં સ્ત્રી મંડળે કન્યાની ઉમર ૧૬ વર્ષની અને વરની ઉમર ૨૧ વર્ષની લગ્નને યોગ્ય નક્કી કરી છે.

૭. લગ્ન કરવા યોગ્ય છોકરો અગર છોકરી થાય ત્યાર પછી લગ્નની તઇયારી કરવા માટે ૭ અગર બાર મહિના સગપણ કરવા પુરતા છે. અને વેવિશાળ કરી મુકવાનું બીજું કાંઇ કારણ અગર અર્થ નથી તેથી બાળ વેવિશાળની પ્રાણઘાતક પ્રથાનો જેમ બને તેમ જલદી અંત લાવવાની અનિવાર્ય જરૂર સાબીત થાય છે, તેથી ઇશ્વરને હાજર જાણી દરેક માણસે પ્રતિજ્ઞા કરવી જોઇએ કે—"અમો અમારી છોકરી અગર છોકરાના અનુક્રમે ૧૪ અગર ૧૮ વર્ષ પુરાં થયાં પહેલાં વેવિશાળ કે લગ્ન કરીશું નહિં તેમજ બીજા કોઇના તેવા કામમાં ભાગ લઇશું નહિ તેમજ તેવાં વેવિશાળ કે લગ્ન થતાં અટકાવવા દરેક કોશીશ કરીશું."

આ પ્રતિજ્ઞા કરી પાળવાથી નીચે જણાવ્યાં પરિણામો આવવાની ખાત્રી છે.........

૧. વર કરતાં કન્યા મોટી એવાં કજોડાં અને બાળ વેવિશાળ તથા બાળલગ્ન (વર કરતા કન્યા ઓછામા ઓછી ચાર વર્ષે નાની ન હોય તેવાં) થશે નહિ તેથી હવે પછી કોઇને બાળ વિધવાપણું હશે નહિ.

૨. કજોડાં—બાળલગ્ન અને બાળવિધવા પણાના અભાવે તેથી થતા અનર્થો, ક્ષયરોગ, નિર્બળતા, કમોત અને બાળમરણ હવે પછી થશે નહિઃ

૩—ચારિત્રબળ—શારીરિક સ્થિતિ—રળીને ગુજરાન ચલાવવા જેટલી વિદ્યા, હુશિયારી—અને અનુભવની નજરે જોઇ ખાત્રી થયા પછીજ અઢાર વર્ષ ઉપરાંતની ઉમ્મરનોજ વર પસંદ થશેજ તેથી દરેક મા બાપ લગ્ન તથા મરણ પાછળનાં અને બીજાં બધાં

બીનજરૂરી ખરચો કહાડી નાંખી, બચતાં નાણાં-માંથી પોતાનાં છોકરાંને ગમે તે રસ્તે અને ગમે ત્યાં ભણાવી, સુધરવા જતાં બગડે નહિ તેની ખાસ કાળજી રાખી, વધારેમાં વધારે લાયક બનાવી તાકીદે રળતો થયેલો જોવા દરેક પ્રયત્ન કરશે.

૪—દુનિયાની-હિંદુસ્તાનની-ગુજરાતની તેમજ ગ્નાતિની વસ્તિ જોતાં પુરૂષ વર્ગ જેટલોજ સ્ત્રી વર્ગ છે તેથી દરેકને કન્યા મળવાનીજ છે. એમતો નથી જ કે બધી કન્યાઓ કે બધા વર એક સામટા મરી જાય છે કે મરી જવાનાં છે એટલે વધારે ઠીક હશે તેનો લગ્ન સંબંધ પહેલો થશે. બીજાઓનો વધારે ઠીક થયે તુરત થશે પણ કોઇ રહી જનાર નથી.

૫—ઢોરમાં સારૂં નરસું પારખવાની શકિત નથી. આપણે જો ઢોર હોત તો આપણી છોકરી ગમે ત્યાં પરણાવત પરંતુ આપણો દેખાવ માણસ જેવો હોઇ, આપણે સઉ માણુસ છીએ તેથી દરેક માણુસ કન્યા લેવા દેવાના કામે કોઇના પણ ઉપર ભરસો રાખ્યા સિવાય જાતે જોઇને સોળે સોળ આના ખાત્રી થયે કામ કરશે. કોઇ પણ સંજોગોમાં પોતાના શરણે રહેલી પોતાની નિરપરાધી બાળા પ્રત્યે વિશ્વાસઘાત કરશે નહિ.

૬—છોકરાનું વેવિશાળ કરી મુકવાની-લાલચ દાખલ કરી, પોતાની છોકરીના પોતા પ્રત્યેના વિ-શ્વાસનો ભંગ કરી, તેનું વેવિશાળ ગમે ત્યાં જલદી કરાવી નાંખી, મા બાપ અને તેમનાં સગાં વહાલાંને ફસાવવાના મહાપાપ અને અધર્મ કામમાંથી સઉ બચી જશે.

૭—પોતાની ખરી સ્થિતિ જાહેર કરીનેજ અને ઓછામાં ઓછા એક હજાર રૂપીયાની નક્કર મુડી લગ્ન ખરચ માટે કહાડ્યા પછી પોતાની પાસે સીલીક રહે એટલું રળીનેજ પરણાતું હશે તો પરણવાની હીમ્મત બતાવશે તેથી વસંત-ભાભ-પલ્લું-દાગીના-પુરત-રાજાના લશ્કર જેવા હાડવાલી જાન-બીન જરૂરી જાનૈયા માંડવીયા-ભાઇ પીત્રાઇ-અને સગાં વહાલાં જમાડવાનાં અર્થ વગરનાં ખર્ચો સર્વે આપો-આપ બંધ થઇ જશે અને તેથી નિર્ધનતા અને નિરાધારપણું દુર થઇ પોતે પોતામાં વિશ્વાસ રાખી પોતાના પગ ઉપર ઉભો રહેતાં શીખશે.

૮—ઝઘડા પડવાના-તડ પડવાના-ઝેર વેર વધ-વાના-નાતમાં વિઘનો પડવાનાં, શેઠીયા થઇ પડવાનાં અને વંશપરંપરાના હક્ક સ્થાપન કરવાની નિર્માલ્ય-તાના સંભવો રહેશે નહિ.

ખુલ્લાસો—બાળલગ્ન બંધ થયાં એટલે બાળ વેવિશાળ બંધ પડવાનાં એટલે વેવિશાળ-તોડવાનાં સવેલી ( એક ઠેકાણે વેવિશાળ થયેલી ) કન્યા બીજે પરણાવવાના નહીં, પરણાવવાના-વિગેરે વેવિશાળ સંબંધીના સર્વે ગુન્હા આપોઆપ બંધ થઇ જશે.

૯—બાળલગ્ન ગુન્હો ઠર્યો અને તેમાં મદદ કરનાર-ભાગ લેનાર-ફોજદારી કાયદા પ્રમાણે ગુન્હે-ગાર ઠર્યા પછી ગ્નાતિએ કાયદાની વચમાં પડી પોતે હેરાન થવાની કાંઇ પણ જરૂરીયાત રહેતી નથી અને નાતને પછી કાંઇ પણ દમ જેવી હકુમત રહેતી નથી. ગોલ ટકાવી રાખવા ઇચ્છનારાઓએ ગોલ બહાર કન્યા દેનાર, ગોળ બહાર, એટલો ફક્ત એકજ કાયદો કરવાની જરૂર જોશે.

૧૦—કન્યાવિક્રય એ રાક્ષસી કામ ગણાય છે. કોઇક વખત ક્યાંક કન્યાવિક્રયનો કેસ થાય તેથી સમસ્ત ગ્નાતિ ખરાબ છે એમ કોઇ ન માની લે. કન્યાવિક્રય કરી મ્હોં સંતાડવા જેવી દુઃખદાયક સ્થિતિમાં કોઇ આવી પડશે એમ લાગે ત્યારે તેને હિમ્મત આપી નાણાંની મદદ કરી તેને માથે આવી પડનારી નામોશીમાંથી તેને બચાવી લેવાની તેનાં ભાઇ પીત્રાઇ-સગાંવહાલાં તથા દરેક ગ્નાતિ જનની ફરજ છે.

૧૧—બીલકુલ ખર્ચ સીવાય છોકરીનાં લગ્ન થશે ત્યારે કન્યાવિક્રય જડમૂળથી નીકળી જશે. ત્યાં સુધી જેમ બને તેમ ઓછા ખર્ચે લગ્ન થઇ શકે તેવા નિયમો બાંધી દરેક ગામે તે પાળવા જોઇશે. જે ગ્નાતિ બંધારણમાં કાયદા અને નિયમો થોડા, તેજ ઉત્તમ ગણાય એ સર્વમાન્ય સિદ્ધાંત છે. નાના નાના નિયમો ખર્ચ ઘટાડવા માટે તથા એક સરખો

વ્યવહાર ચલાવવા માટેજ હોઇ શકે. નિયમભંગ માટે મુકરર કરેલી રકમ જ્યાં નિયમભંગ થાય તે ગામે વગર ખરચે વસુલ લઇ પોતાના ગામમાં કેળવણી વધારવા પાછળ વાપરી દેવી જોઇએ.

૧૨—જુના જમાનાના નહી થઇ ગયેલા એવા અઢાર વર્ષ ઉપરની ઉમરના સર્વ માણસોને આ વિચારો રૂચે છે તેથી તેઓ આ પગલું ભરવા ખડે પગે તઇયાર છે એમાં કાંઇ પણ શક નથી. તેમને જરાક પણ પુરસદ હોય તે વખતે તેઓ પોતાનાં સગાં વહાલાં, પાડોશી તથા ઓળખીતાઓમાં સર્વત્ર આ સમજણ ફેલાવે અને પોતાની જ્ઞાતિને આ મહા અધર્મના કામમાંથી ઉગારી લે એવી પ્રાર્થના છે.

સુખડવાલા બીલ્ડીંગ
હોર્નબીરોડ, કોટ
મુંબઇ.
તા. ૨૫-૭-૧૯૨૮

લિ. સેવક.
નગીનદાસ અમુલખરાય.

---

# સ્વીકાર અને સમાલોચના.

[ આ વિભાગ ઘણા વખતથી બંધ હતો, તે માટે ક્ષમા યાચીએ છીએ. હવે બનતાં સુધી દરેક અંકમાં આ વિભાગ આપવા પ્રયત્નવંત રહીશું. તંત્રી ]

**उपदेश सप्ततिका ભાષાંતર**—પ્ર. શ્રી જૈન આત્માનંદ સભા ભાવનગર શ્રી આત્માનંદ જૈન ગ્રંથમાલા નં. ૪૨. પૃ. ૨૬૪+૧૦ (આત્માનંદ પ્રકાશની ૧૮ મી ભેટ) આ મૂલ તપાગચ્છના સોમ ધર્મ ગણિ કૃત રચ્યા સં. ૧૫૦૩ નો સંસ્કૃત ગ્રંથ છે, તેમાં ઘણી ઐતિહાસિક કથાઓ છે તેથી તેનું મહત્ત્વ વધારે છે. સોમધર્મગણિ એ તપાગચ્છના સોમસુંદરસૂરિના શિષ્ય ચારિત્રરત્ન ગણિના શિષ્ય હતા અને પોતાના ગુરુ ને પ્રગુરુ ઉપરાંત તપાગચ્છના તત્સમયના અન્ય પ્રસિદ્ધ સૂરિઓ નામે મુનિસુંદર, જયચંદ્ર, જિનસુંદર, જિનકીર્ત્તિ, વિશાલરાજ, રત્નશેખર, ઉદયનંદી, લક્ષ્મીસાગર, સોમદેવને આ ગ્રંથની પ્રશસ્તિમાં યાદ કર્યા છે. શ્રી મહાવીર સંબંધી પૃ. ૫ થી ૯ હકીકત આવે છે તે ઉપરાંત ઐતિહાસિક મહાપુરૂષો જેવા કે સપ્પંભવસૂરિ પૃ. ૨૮, કુમારપાલ રાજા પૃ. ૨૨ અને ૧૨૨, સજ્જનશ્રેષ્ઠી (૧) પૃ ૭૪ અને બીજા પૃ ૨૩૩. વાગ્ભટ્ટ ને આમ્રભટ્ટ પૃ. ૭૭, આમ્રદેવ પૃ. ૮૧, વિમલમંત્રી પૃ. ૮૧, તેજપાલ મંત્રી પૃ. ૮૯ જગડ શ્રેષ્ઠી પૃ ૧૨૨, આભૂમંત્રી ૧૨૯, પેથડ ૧૪૪ જિનપ્રભસૂરિ (સં. ૧૩૩૨ માં વિદ્યમાન) પૃ: ૧૪૮, જગતસિંહ શ્રેષ્ઠિ પૃ. ૨૧૮ ને તેના પુત્ર મદનસિંહ પૃ. ૨૨૧ ની કથાઓ આવે છે તેથી ઘણું જાણવાનું મળે છે. આ ઉપરાંત જૈન તીર્થો નામે જીરાપલ્લી પૃ. ૭૨, ફલોધી પૃ ૭૫, આરાસણ નેમિ પૃ. ૭૯, સ્તંભનતીર્થ પૃ. ૧૧૧ ને કુલ્પાક પૃ. ૧૦૮-૯ સંબંધીની વિગતો તે તે તીર્થની કર્ત્તાના સમયમાં પ્રસિદ્ધતા સિદ્ધ કરે છે.

આમાં જૂની ગૂજરાતી (પૃ. ૫૬, ૫૭, ૬૧, ૧૨૩, ૨૧૫ અને ૨૨૨) ના નમુનાઓ મળી આવે છે તે ભાષારસિકને ઉપયોગી નિવડશે એમ ધારી અત્ર ઉતારીએ છીએઃ—

ખંડઉં તાસુ સમપ્પીઇ, જસુ ખંડઇ અભ્યાસ
જિબ્હા ઇક્ક સમપ્પીઈ, તિન્નતોલં કપ્પાસ. ૧
અસિધર ધણુધર કુંતધર, સત્તિધરાય બહૂઅ,
સત્તુસલ્લ રણસૂર નર, વિરલતિ જણણિ પસૂય. ૨
ઇક જિણહા નઈ જિણવરહ, ન મિલઈ તારોતાર,
જેણ અમારણ પૂજીઇ, તે કિમ મારણહાર. ૩
ઇક્કા ચોરી સા જિકિય, જા ખોલડઈ ન માઈ,
બીજી ચોરી જે કરઈ, ચારણ ચોર ન થાઈ. ૪
બંભ અઠ્ઠ નવ બુદ્ધ ભગવ અઠ્ઠારસ જિત્તય,
સૈવ સોલ દહ ભટ્ટ સત્ત ગંધવ્વ વિજ્જિતયં,
જિત્ત દિગંબર સત્ત ચ્યારિ ખત્તિઅ કુઇ જોઇઅં,
ઇક ધીવર ઇક ભિલ્લ ભૂમિ પાડિઅ ઇક ભોઇઅ,
તા કુમુદચંદ્ર ઇય જિત્ત સવિ, અણહિલપુરિ જય આવિઓ,

વડગચ્છ તિલય પહુ દેવસૂરિ, કુમુદચંદ મદ ઉત્તારિઓ. ૫
ચ્યારિ જોડ નીસાણુદય દિસઇ પંચ પંચ્યાસી
ઇગ્યારહ સઇ સુહડ સીસસઈં દુનિ છિયાસી
બલદહ સઇચત્તારિ કમ્મકર પંચ બહુત્તર
અચ્છ લક્ખ પણુવીસ દમ્મ દુઈ લક્ખ બહુત્તર,
તા ચમર છત્ત તુહર બિરૂદ, સુખાસણુ વાહણુ લિઓ
વડગચ્છ તિલય પહુ દેવસૂરિ, નગઓ વલિ જગઓ
કીઓ. ૬
ધ્રુહ પુલ્લહ માટિદેઈ, જે રિદ્ધિ સુરનર તણી,
એન્હી કરઈ કુસદ્દિ, બપ્પ બોલિમ જિનવરતણી. ૭
કોઇ ચડાવઇ પાંખડી, કો વેચઇ ધનલાખ,
ફલ વિહરઉ તઈં નવિ કીઓ, ભાવ ભરઇ જઈ સાખિ.૮
શ્રી પીહર નર સાસરઉ, સંજમીયાં સહવાસ
એ ત્રિણ્હે અલખામણાં, જઇ કો કરઇ તપાસ. ૯
સોનઉ ચંદન સપ્પુરિસ; આપણ પીડ ખમંતિ
કુલ કસવટ્ટઇ જાણીયઇ, જઇ ઉપકાર કરંતિ. ૧૦

આમાં છંદ ૧ થી ૪, ૮ થી ૧૦ દૂહા, ૫ અને ૬ છપ્પય, અને ૭ મો સોરઠી દૂહો છે. આનું ભાષાંતર ચાલુ ભાષામાં અનુવાદકે કરવાની તસ્દી લીધી હતે તો વધારે યોગ્ય થાત. આ ગ્રંથમાં દેવ ગુરૂ અને ધર્મ એ ત્રણ તત્ત્વનું સ્વરૂપ સમજાવ્યું છે અને દરેક અધિકારનો ટુંક સાર પ્રસ્તાવનામાં આપ્યો છે. દરેક ગ્રંથમાં કર્તાની ટુંક જીવની ઐતિહાસિક દૃષ્ટિથી આપવાની આવશ્યકતા છે તે પ્રમાણે આમાં આપવી જોઇતી હતી. મંગલાચરણમાં શ્રી સોમસુંદરસૂરિનો ઉલ્લેખ કરવા ઉપરાંત સ્વગુરૂ ચારિત્રરત્નનો પણ ગ્રંથકારે ઉલ્લેખ કર્યો છે તે અનુવાદકના લક્ષ બહાર રહ્યું છે. આ ભાષાંતરથી સમાજપર ખરેખર ઉપકાર થયો છે અને તેમાં નિમિત્તભૂત સર્વે સાધુઓ શ્રાવકબંધુ તથા સંસ્થાને અમે અભિનંદન આપીએ છીએ.

**શુકરાજ કથા**—શ્રી હંસવિજયજી જૈન ફ્રી લાયબ્રેરી ગ્રંથમાલા નં. ૨૦ પ્ર૦ ઉક્ત લાયબ્રેરી લુણસાવાડા અમદાવાદ કિં. અમૂલ્ય પાનાકારે ૨૩) પાનાં આ મૂલ સંસ્કૃત ગદ્ય કથા પ્રસિદ્ધ માણિક્યચંદ્રસૂરિ કે જેઓ અંચલગચ્છના મેરૂતુંગસૂરિના શિષ્ય થાય તેમણે રચી છે. ગદ્યમાં સંસ્કૃત શ્લોકો, પ્રાકૃત ગાથાઓ અને જૂની ગૂજરાતીના દુહાઓ આદિ થઇને ૪૬ સુભાષિત આપ્યાં છે. વિષય શત્રુંજય તીર્થના-પૂજન માહાત્મ્યથી શુક (પોપટ) કેટલી બધી ઋદ્ધિ-પદવી શુકરાજના ભવથી મેળવે છે તે છે. શુકરાજની કથા કર્તાના સમકાલીન તપાગચ્છના રાજશેખર સૂરિએ પણ પોતાના શ્રાદ્ધવિધિ નામના ગ્રંથમાં આપી છે. અત્ર જૂની ગૂજરાતીનાં જૂનાં અવતરણો તરીકે કર્તાએ આપેલાં સુભાષિતો ઉલ્લેખવા યોગ્ય ધારીએ છીએ:—

સામી સુગ્રીઇ અતુલમલ્લ બલુ જાણીસિ પ્રહેવ
હિયડા ભિંતરી મઇ ગ્રહિઉં અઇ સંકતી કમિદેવ. ૨૮
દેવદાનવરાઉ તરાયુઉ, દૈવ આગલી ન કો સપરાણુઉ
ડંબનઇ ધરી જલ વહિઉ હરિચંદઇ, ભાંલડી મરણ
લાધુ મુકુન્દિઇ. ૨૯
કોવિઇ લગ્ગ પલેવણઇ, દજ્જઇ ગુણ રયણાઇ
ઉવસમ જલિજ્જ ઉ જિન ઉલ્હવઇ, સહઈ તિ
દુઃખ સયાઇ. ૩૦
કોહ પયડઉ દેહ ધરિ, તિન્નિ વિકાર કરેઇ
અપ્પઉં તાવઇ પર તવઈ, પર તહ હાણિ કરેઇ. ૩૧
વાલી જોયઉ નવિ વલઇ, હિયડિ ધરઇ કસાઇ
મેહેલિ ઉટારસ સીદર, જિહિ ભાવઇ તિહિ જાઇ. ૩૯
પુત્ર મિત્રા હુઇ અનેરા, નરહ નારિ અનેરિ,
મોહિ મોહિઉ મઝ જંપઇ, મહિયા મોરી મોરી. ૪૧
અતિહિં ગહના અતિહિ અસારા, સંસાર સાયર ખારા
બૂઝઉ બૂઝઉ ગોરખ બોલઇ, સારા ધમ્મવિચારા. ૪૨
કવણુ કેરા તુરંગમ હાથી, કવણુ કેરી નારી,
નરકિ જાતાં કોઇ ન રાખઇ, હીયઇ જોઇ(ઉ) વિચારી.૪૩
ક્રોધ પરિહરિ માન મન કરિ, માયા લોભ નિવારે
અવર વયરી મનિ મ આણે, કેવલ આપું તારે. ૪૪
સમઇ સુણુન્તણ સમઇ ધણુ, સમયસુ કરસણુ અત્થિ,
ગોપિ ન રક્ખિય સમય વિણુ, સો ધણુહ રસો પત્થ. ૪૬

આમાં પ્રસ્તાવના બિલકુલ નથી. કર્તાનો પરિચય ને વિષયની વસ્તુનો સાર જરૂર આપવો જોઇતો હતો. પ્રકટકર્તા કે સંપાદકો હવે દરેક પ્રકાશનમાં તેની જરૂર સ્વીકારી તે તે વિષયના જ્ઞાતા પાસે તે તે લખાવી બહાર પાડવુંજ ઘટે એમ ખાસ લક્ષ પર રાખે તો સારૂં. તે વગર પુસ્તકનું મહત્ત્વ બહાર લાવી શકાતું નથી. લોકો હવે પાનાકારે કરતાં બાંધેલા પુસ્તકાકારે પ્રકાશન માગે છે.

- કર્તા માણિક્યસુંદર સૂરિએ સં. ૧૪૧૮ માં સુંદર ગૂજરાતી ગદ્યમાં પૃથ્વીચંદ્ર ચરિત પાટણમાં રચ્યું છે તે પ્રાચીન ગૂર્જરકાવ્યસંગ્રહ (ગાયકવાડ ઓરિએન્ટલ સીરીઝ)માં પ્રકટ થઇ ગયું છે. તે ઉપરાંત ચતુઃપર્વી ચમ્પૂ (કથા), શ્રીધર ચરિત્ર મેવાડમા સં. ૧૪૬૩, ધર્મદત્તકથાનક (આજ ગ્રંથમાળામાં મુદ્રિત) અને ગુણવર્મા ચરિત્ર સં. ૧૪૮૪માં રચેલાં છે, પ્રાયઃ આજ માણિક્યસુંદરે ગૂજરાતના શંખરાજાની સભામાં (यतत् शंखनरेश्वरस्य पुरतो प्यूचे) મહાબલ મલયસુંદરી ચરિત રચ્યું જણાય છે.

**નર્મદાસુંદરી કથા**-શ્રી હંસવિજયજી જૈન લાયબ્રેરી ગ્રંથમાલા નં. ૯ પ્ર૦ ઉક્ત લાયબ્રેરી લુણસાવાડા અમદાવાદ પાનાકારે પાનાં ૧૨ કિં. જણાવી નથી.) આ સંસ્કૃત ૨૪૬ શ્લોકમા શીલ ઉપરના દૃષ્ટાંત તરીકે કથા છે. કથા ઘણી જૂની લાગે છે, કારણકે છેવટમાં જણાવ્યું છે કે

इति हरिपितृहिण्डेर्भद्रबाहुप्रणीते
विरचितमिह लोकश्रोत्रपात्रैकपेयं ।
चरितममलमेतन्नर्मदासुन्दरीयं
भवतु शिवनिवासमापकं भक्तिभाजां ॥

એટલે ભદ્રબાહુ પ્રણીત હરિના પિતા એટલે વસુદેવ-હિંડિ નામના પ્રાકૃત ગ્રંથમાંથી આ ચરિત લીધું છે. વસુદેવહિંડી ગ્રંથ હજુસુધી મુદ્રિત થયો નથી. અનુમાને ૭ મા સૈકા અગાઉ થયેલા પંચકલ્પમહાભાષ્યના કર્તા સંઘદાસ ક્ષમાશ્રમણે વાસુદેવહિંડી નામનો ચરિતગ્રંથ આરંભ્યો તે ધર્મસેન ગણિ મહત્તરે પૂરો કર્યો. આના અમુક ખંડજ મળે છે, આ ઉપરાંત તેથી પ્રાચીન ભદ્રબાહુ કૃત વસુદેવચરિત હોવું જોઇએ કારણકે તેનો અત્રજ ઉલ્લેખ કર્યો છે એટલુંજ નહિ પણ ભદ્રબાહુએ વસુદેવચરિત મૂલ પ્રાકૃતમાં રચ્યુ કે જે સવાલક્ષ શ્લોક પ્રમાણ હતું એમ પ્રસિદ્ધ હેમાચાર્યના ગુરૂ દેવચંદ્રજી પોતાના શાંતિનાથ ચરિત્રના ઉપોદ્ઘાતમા જણાવે છે.

આ કથા પ્રસિદ્ધ છે ને તે પર વિસ્તારથી જૈન ગૂર્જર કવિવર્ય શ્રી મોહનવિજયજીએ નર્મદાસુંદરી રાસ સં. ૧૭૫૪ મા સમી ગામમાં રચ્યો છે. (જુઓ ગૂર્જર કવિઓ ભાગ ૨જો પૃ૦ ૪૨૮ નં. ૮૪૦) આ સંસ્કૃત કથાના યોજક કર્ત્તાએ પોતાનું નામ છેવટમાં કે આદિમાં સૂચનરૂપે પણ જણાવ્યું નથી. શીલનું માહાત્મ્ય જૈન શાસ્ત્રોએ બહુ ગાયું છે. તે સંબંધી આ કથાની છેવટે છુટા આપેલ ચાર શ્લોક સુંદર ભાવ પ્રકટ કરે છે. ઉક્ત સંઘદાસાદિકૃત વસુદેવહિંડીની પ્રેસ કોપી શ્રી દેવચંદ લાલભાઇ જૈનપુસ્તકોદ્ધાર ફંડ તરફથી ઘણાં વર્ષો પહેલાં પં. બહેચરદાસ દ્વારા કરાવવામાં આવી છે એમ અમે સાંભળ્યું છે. તો તે સંસ્થા તેનું તુરત પ્રકાશન કરે એવી તેને અમારી આગ્રહપૂર્વક વિનંતિ છે. તે પ્રાકૃત ગ્રંથની ઉપયોગિતા અતિશય વિશેષ છે.

**કર્મવિચાર**—બે ભાગમાં એકત્રિત યોજક અને પ્ર૦ પંડિત પ્રભુદાસ બેચરદાસ પારેખ વ્યવસ્થાપક જૈન વિદ્યાભુવન, પાટણ. પૃ. ૬૬+૫૪ કિંમત કુલ ત્રણ આના)

આ પુસ્તકમાં વિદ્યાર્થીઓને કર્મનું સ્વરૂપ સમજાવવા માટે ખાસ તૈયાર કરેલા ૧૫+૧૨ પાઠો છે. પહેલા ભાગમાં કર્મબંધ સંબંધી ને બીજામાં સત્તા સંબંધી પાઠો છે. તે પાઠોમાં ભાષા સરલ રાખી છે તથા તે દરેકના વિષયને અનુરૂપ છે. વિષય સુસ્પષ્ટઃ તાથી સમજાય એવી રીતે યોજના કરી છે. દરેક પાઠને અંતે તે તે પાઠ વાંચી સમજ્યા પછી તેના વિષયને લગતા પ્રશ્નો મૂક્યા છે. કર્મનો વિષય સમજવો ઘણો કઠણ છે, અને તેને સમજાવવો તેના કરતાં પણ કઠણ છે, છતાં યોજક પંડિત મહાશયે પોતાની સમજાવવાની કુશલતાનો બરાબર ઉપયોગ કરી પાઠોની સરલ યોજના અને વિષયની છણાવટ સુંદર રીતે કરેલ છે. આ દરેક જૈનશાળામાં ચલાવવા યોગ્ય છે તો દરેક જૈનશાળા એક પાઠ્યપુસ્તક તરીકે આનો ઉપયોગ કરશે એવી અમારી ભલામણ છે.

આવા બીજા શિક્ષણપાઠો વાળાં પુસ્તકો તૈયાર કરી તુરતમાં પ્રકટ કરવામાં યોજક મહાશય કાર્યચંચલતા અને ઉદ્યોગશીલતા રાખે એમ ઇચ્છીશું.

**સમર્પણની કથાઓ**—બંગાળામાંથી અનુવાદક શ્રી નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ, 'પાટીદાર' મંદિર આણંદ. પૃ. ૬૦ મૂલ્ય ૩ આના ટપાલખર્ચ ૧ આનો)

આ કથાઓ શ્રીન્દ્ર રવિન્દ્ર બાબુએ બંગાલીમાં રચી છે; તે એવી સુંદર અને રોમાંચક વાણીમાં ગુંથેલ છે કે હૃદયને હલમચાવ્યા વગર રહે તેમ નથી. એકંદરે આમાં ૩૦ ટૂંકી વાર્તા છે. આ કથાઓ ક્રમે ક્રમે શ્રી નરસિંહભાઇના 'પાટીદાર' માસિકમાં વાંચતાં અમોને રસ પડ્યો હતો. દરેક લાયબ્રેરી માટે ઉપયોગી છે એટલુંજ નહિ પરંતુ દરેક ગૃહમાં આ રાખી આજનાં બાળકો-કુમારોના હાથમાં આ પુસ્તક મૂકવા યોગ્ય છે યાતો માબાપે કે શિક્ષકે વાંચી તેઓને સમજાવવા યોગ્ય છે.

**પંચસંગ્રહઃ**—શ્રી માણિકચન્દ દિગંબર જૈન ગ્રંથમાલા નં. ૨૫. પૃ. ૮+૨૩૯ કિંમત બાર આના પ્ર૦ શ્રીયુત નાથૂરામ પ્રેમી મંત્રી. પ્રસ્તુત ગ્રંથમાલા સમિતિ હીરાબાગ પો. ગિરગામ, મુંબઇ) આ ધારાનગરીના મુંજરાજાના સમયમાં થયેલ અમિતગતિ નામના દિગંબર આચાર્યની સંસ્કૃતકૃતિ છે. આમાં જૈન તત્વજ્ઞાનને લગતા અનેક વિષયો-ગુણસ્થાન, જીવસમાસ, પ્રાણ, પર્યાપ્તિ, માર્ગણાઓ, કર્મપ્રકૃતિ, બંધ, ઉદય, યોગ વગેરે સમાવ્યા છે, અને તે વિષયના શ્વેતાંબર ગ્રંથો સાથે સરખાવવામાં ઉપયોગી નિવડે તેમ છે. આમુખ તરીકે કર્ત્તા અમિતગતિનો ટૂંક પરિચય સંસ્કૃત ભાષામાં કરાવ્યો છે. આ ગ્રંથમાલામાં અનેક સુન્દર ગ્રંથો અત્યાર સુધીમાં બહાર પડ્યા છે તેમાં આથી એક વધારો થયો છે. ગ્રંથમાલાના સંચાલકો હવે પુષ્પદન્ત જેવા મહાકવિઓની અપભ્રંશ કૃતિઓ બહાર પાડવાના પ્રયત્ન કરશે એવી અમારી તેમને સૂચના છે. મો.

**વસન્ત રજત મહોત્સવ સ્મારક ગ્રંથ**—ઉપરોક્ત ગ્રંથ ગૂજરાત પત્રકાર મંડળ તથા ગૂજરાત સાહિત્ય સભા તરફથી પ્રગટ કરવામાં આવ્યો છે, વસન્ત માસિક ગૂજરાતના શિષ્ટ માસિકોમાં અગ્રસ્થાન ભોગવે છે, તેનો આત્મા-તેનું સર્વસ્વ આનંદશંકરભાઇ છે. તેમણે વસન્ત માસિકની અને તેનાથી આખા ગૂજરાતની અજ્ઞાન અને નિઃસ્વાર્થ સેવા આટલાં વર્ષ બજાવી છે. તે બદલ તેમને માસિકના રજત-મહોત્સવ પ્રસંગે આ ગ્રંથ સ્મારક રૂપે અર્પણ થાય એ યથોચિત છે. પચીસ વરસના ગૂજરાતમાં અને આધુનિક ગૂજરાતમાં સામાજીક રાજકીય ધાર્મિક અને સાહિત્યનાં પરિવર્તનો ઘણાં થયાં છે. તે પરિવર્તનનું નિઃપક્ષપાત અવલોકન જોવું હોય તો તે 'વસન્ત'માં દૃષ્ટિગોચર થાય છે. આનંદશંકરભાઇ તેમના મળતાવડા સ્વભાવથી અને તેમની નિઃસ્વાર્થ સાહિત્યની સેવાની અભિલાષાથી 'વસન્ત' માસિક માટે નરસિંહરાવભાઇ રમણભાઇ અને બીજા શિષ્ટ લેખકોનો સહકાર મેળવી શક્યા છે. તેઓ મહાત્મા ગાંધીજીના શબ્દોમાં કહીએ તો 'સુધરેલા અને સનાતનીની વચ્ચે એક સુંદર પૂલ છે.' તેઓ તેમની અનેકવિધ પ્રવૃત્તિઓમાં પણ 'વસન્ત'ને છેક ભૂલી ગયા નથી, અને હવે પછી 'વસન્ત'ની તેઓ વિશેષ સેવા બજાવશે એમ આપણે ઇચ્છીશું. આનંદશંકરભાઇ એટલે ગૂજરાતનું ગૌરવ; તેમની ભાષા એટલે કેવળ માધુર્ય; તેમનું જીવન એટલે નિઃસ્વાર્થ સાધુતા. આવા પુરૂષને તેમના સ્નેહીઓ તરફથી રજત-મહોત્સવ જેવા પ્રસંગે આવો સ્મારક ગ્રંથ સમર્પાય એમાં આશ્ચર્ય શું! આ ગ્રંથ તેમનું ખરેખરૂં સ્મારક છે. આ સ્મારક ગ્રંથ ચાર વિભાગમાં ગોઠવાએલો છે. ગૂજરાતી, અંગ્રેજી, સંસ્કૃત અને હિંદી. સ્વાભાવિક રીતે ગૂજરાતી વિભાગ મોટો અને પ્રૌઢ લેખકોના લેખથી ભરેલો છે. આમાંથી એક લેખકનું વિવેચન કરવું તે બીજાને અન્યાય કરવા જેવું છે, છતાં પણ થોડા લેખકો ઉપર દૃષ્ટિપાત કરીશું. સર્વથી પહેલાં નરસિંહરાભાઇનો ઉપોદ્ઘાત ધ્યાન ખેંચવા જેવો છે. તેમણે નર્મદ, નવલરામ, મણિલાલ દ્વિવેદી અને આનંદશંકરભાઇની ભાષા શૈલીમાં શું તફાવત છે, અને આનંદશંકરની ભાષા કેવી ઉચ્ચ છે તે ઝીણવટથી બતાવ્યું છે. લેખોમાં મુનશીની ફોજદારની નવલકથા અસહકારના યુગનું ઝાંખું સ્મરણ કરાવે છે. ખુશાલ ત. શાહનો આર્યાવર્તના વઆલંકારનો લેખ ઘણી નવી નવી બાબતો પર અજવાળું પાડે છે, તેમજ તે બતાવે છે કે વઆલંકારમાં પરદેશ પ્રજાની અને અન્ય સંસ્કૃતિની આર્યાવર્ત ઉપર કેટલી અસર થઇ છે. ઐતિહાસિક લેખોમાં રા. રત્નમણિરાવે લખેલો 'ગુજરાતનું વહાણવટું અને ગુર્જર રાજ્યનો વૃત્તાંત' આપણું

વિશિષ્ટ ધ્યાન ખેંચે છે. અત્યંત પરિશ્રમપૂર્વક લખાયેલો તે લેખ છે. તેવા પરિશ્રમપૂર્વક શોધખોળની દષ્ટિથી લખાયલો બીજો લેખ શ્રી જિનવિજયજીનો 'કુવલયમાલા' નો લેખ છે.

સાહિત્યના લેખોમા 'ભક્ત કવિ નરસિંહ મ્હેતો' 'મહાકવિ કાલિદાસ અને પુરાણો' 'આપણી વર્ણમાલાની પ્રાચીનતા અને ગુજરાતની પદ્યરચનાની મિમાંસા' મનનીય છે. કવિ કાલિદાસનો લેખ 'મહાભારત અને રામાયણ અને પુરાણોની અસર કવિના કાવ્યો ઉપર કેટલી થઇ તે સચોટ બતાવે છે. વિજ્ઞાનમાં 'વસન્ત અને વિજ્ઞાનનો' લેખ ખાસ ધ્યાન ખેંચે છે. અંગ્રેજી લખાણોમાં નીચલા ખાસ વાંચવા જેવા છે. Some astronomical and Geographical evidence for the date and place of the author of Kantilya.' 'The schools of Vedanta and the antiquity name of Radha.'

એ પ્રમાણે સંસ્કૃત અને હિંદી લેખો પણ વાંચવા જેવા છે. ગ્રંથમાં આનંદશંકરભાઇનાં જુદાં જુદાં ચિત્રો આપેલા છે. અમે દરેક વાચકને આ ગ્રંથ વાંચવાની ભલામણ કરી અત્રે વિરમીએ છીએ. C.

---

# વિવિધ—નોંધ.

## ( કૉન્ફરન્સ ઑફીસ-પરિષદ્ કાર્યાલય તરફથી. )

### ૧ માલેરકોટલાના ના. નવાબ સાહેબનું પ્રશંસા પાત્ર પગલું—

પંજાબમાં આવેલાં માલેરકોટલા ગામમાં દેરાવાસી અને સ્થાનકવાસી જૈનોની વસ્તી છે. અને ત્યાં સ્થાનકવાસી ભાઇઓનું પ્રાબલ્ય હોય એમ જણાય છે. આપણાં પવિત્ર પર્યુષણ પર્વના દિવસમાં ત્યાં રથયાત્રાના વરઘોડાને ઘણી વખત અટકાવવાના પ્રયાસો આપણા સ્થાનકવાસી ભાઇઓ તરફથી કરવામાં આવતા હતા. તેમજ આપણા પ્રાતઃ સ્મરણીય પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી ૧૦૦૮ શ્રી વિજય વલભસૂરિજીની ત્યાં પધરામણીવખતે અને તેવા અન્ય પ્રસંગોએ ઘણાં વિઘ્નો નાંખવામાં આવતા હતાં. આ સંબંધે અમને ૧૯૨૬ ના ઑગસ્ટની આખરમાં પરમપૂજ્ય આચાર્યશ્રી તરફથી સંપૂર્ણ હકીકત જણાવવામાં આવી હતી અને તેમની સૂચના પ્રમાણે માલેરકોટલાના ના. નવાબ સાહેબને તા. ૧ લી સપ્ટેબર ૧૯૨૬ ના દિને નં. ૩૭૧૦ વાળો એક લંબાણ પત્ર લખવામાં આવ્યો હતો. જેમાં રથયાત્રા (ઇન્દ્રધ્વજ)ના વરઘોડા સબંધે થતી નડતરો અન્ય સ્થળે આ સંબંધે ચાલતાં ધોરણ વગેરે બાબતો પર વિસ્તાર પૂર્વક હકીકતો તેમને જણાવવામાં આવી હતી. જે પરથી આ ઝઘડો હંમેશ માટે પતાવવા અને આપણને ન્યાય આપવા નામદાર નવાબ સાહેબે ઘણા જ પ્રયાસો કર્યા હતા, અને એનું છેવટ પરિણામ થોડા સમય પરજ ઘણું સંતોષકારક તેઓ નામદાર લાવી શકયા છે તે જાણી તેમને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપીએ છીએ. આ બાબતમાં સંતોષકારક નિવેડો લાવવા કરાંચીવાલા શ્રી. પોપટલાલ ટી. શાહ કે જેઓ જૈન સમાજના એક અગ્રગણ્ય સેવક છે અને સંસ્થાની કમિટીના સભ્ય છે તેમણે પણ કેટલોક પ્રયાસ કરેલો હતો તેઓ પોતાના પત્રમાં લખી જણાવે છે કે આ બાબતમાં ના. નવાબ સાહેબે આ ઝઘડો ન પતે ત્યાં સુધી પોતે અન્ન સુદ્ધાંનો ત્યાગ કરવા જેટલો પણ પરિશ્રમ વેઠયો હતો અને સંતોષકારક રીતે સમાધાન તેઓ નામદારે વચ્ચે પડી કર્યું છે અને બન્ને ફીરકા વચ્ચે થએલી સમજુતીનું કરારનામુ પોતાની કોર્ટમા રજીસ્ટર કરાવ્યું છે. ધન્ય છે—આવા રાજવીઓને કે જેઓ પ્રજાના સંતોષ ઉપર જ પોતાની મહત્તા અને સત્તાનું અસ્તિત્વ છે એવી સમજ ધરાવે છે.

ના નવાબ સાહેબને ધન્યવાદનો પત્ર લખવામાં આવ્યો છે.

**શ્રી શત્રુંજયની યાત્રાના ત્યાગ-સંબંધે સભાઓ** ભરવા યાત્રાત્યાગનો ઠરાવ મક્કમ રીતે પાળવા ગામોગામ સકલ હિંદમાં પત્રો દ્વારા ખબર આપવામાં આવી હતી. ઘણેખરે સ્થળે તેવી સભાઓ ભરવામાં આવી હતી. અને મોકલાવેલ સૂચનાઓનો અમલ થયો હતો. કેટલાંક સ્થળોએથી સભાએ પાસ કરેલા ઠરાવોની નકલો અમને મોકલવામાં આવી છે. જે બધી અન્યત્ર પ્રકટ થએલી હોવાથી અત્રે સ્થળ સંકોચને લઈ પ્રકટ કરી શકતા નથી.

**૨ મુંબઈમાં મળેલી જાહેરસભા—**

શ્રી શત્રુંજયની યાત્રાનો ત્યાગ કર્યો ને ગઈ ૧લી એપ્રીલના રોજ બે વર્ષ પૂરાં થઇ તૃતીય વર્ષનો આરંભ થતાં તેજ દિવસે ગવર્નર જનરલના કાઠીયાવાડમાંના માજી એજંટ મી. વૉટસને શ્રી શત્રુંજય વિષે આપેલા ચુકાદા તરફ જૈન કોમની દુઃખાએલી લાગણી ફરી જાહેર કરવા અને જ્યાં સુધી સંતોષકારક નિવેડો ન આવે ત્યાં સુધી યાત્રાત્યાગના ઠરાવને મક્કમતાથી ચાલુ રાખવાનો નિર્ણય જાહેર કરવા, શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ અને જૈન એસોસીએશન ઑફ ઈન્ડીઆના સંયુક્ત આશ્રય હેઠળ એક જાહેરસભા ભુલેશ્વર પર આવેલા શ્રી લાલબાગમાં જાણીતાં શેર દલાલ અને શેઠ આણંદજી કલ્યાણજીના એક વહીવટદાર પ્રતિનિધિ શેઠ અમૃતલાલ કાલીદાસના પ્રમુખપણા નીચે મળી હતી. આ સભામાં છૂટા છવાયા જૈનેતરોએ પણ હાજરી આપી હતી. શરૂઆતમાં આ સંસ્થાના એક રેસીડેન્ટ જનરલ સેક્રેટરી રા. ચીનુભાઇ લાલભાઇ શેઠે સભા બોલાવવાની નોટીસ વાંચી સંભળાવ્યા બાદ શેઠ લલુભાઇ દીપચંદ ઝવેરીએ સભાનું પ્રમુખપદ રા. અમૃતલાલ કાલીદાસ શેઠને આપવાની દરખાસ્ત રજુ કરી હતી તેને શેઠ ચુનીલાલ વીરચંદે ટેકો આપ્યા બાદ શ્રી. અમૃતલાલ શેઠે પ્રમુખસ્થાન લીધું હતું.

**ઠરાવ.**

રા. શેઠ મોહનલાલ હેમચંદ ઝવેરીએ નીચેનો ઠરાવ રજુ કર્યો હતો.

This public meeting of the Jains of Bombay once more strongly protests against the unjust decision of the Hon'ble Mr. C. C. Watson *regarding* their most sacred Hill Shri Shatrunjaya and expresses deep regret at the circumstances which have *brought* about a situation necessitating their painful resolve to refrain from pilgrimage to the holy *Shatrunjaya*. This *meeting* further views with full satisfaction the whole-hearted unity and unprecedented sacrifice in carrying out the said resolve and trusts that the Jains all *over* India will *firmly* adhere *to* their said resolve until a decision in accord with their vested rights over the sacred Hill and self-respect is obtained.

અતિ પવિત્ર શ્રી શત્રુંજય ગિરિ સંબંધી ઑનરેબલ, મી. સી. સી. વૉટસનના અન્યાયી ચુકાદા સામે મુંબઈના જૈનોની આ જાહેરસભા પુનઃ સખ્ત વિરોધ જાહેર કરે છે અને પવિત્ર શ્રી શત્રુંજયની યાત્રા ત્યાગ કરવાનો દુઃખદ નિર્ણય કરવા ફરજ પાડનારી પરિસ્થિતિ ઉત્પન્ન કરનારા સંજોગો માટે ઉંડો ખેદ પ્રદર્શિત કરે છે, વળી ઉક્ત ઠરાવનો અમલ કરવામાં જે હાર્દિક ઐક્ય અને અદ્વિતીય આત્માર્પણ જોવામાં આવ્યાં છે તે તરફ આ સભા સંપૂર્ણ સંતોષની નજરે જુએ છે અને વિશ્વાસ રાખે છે કે પવિત્ર ગિરિપરના પોતાના સ્થાપિત હક્કો અને સ્વમાનને અનુકૂળ નિર્ણય ન મળે ત્યાં સુધી સમસ્ત હિંદના જૈનો મક્કમતાથી પોતાના ઉક્ત ઠરાવને વળગી રહેશે.

આ ઠરાવને અનુમોદનો આપતાં રા. મોતીચંદ

ગિ. કાપડીઆ શ્રી મણીલાલ કોઠારી, જૈનપત્રના અધિપતિ રદ. દેવચંદ દામજી રા. ઓધવજી ધનજી-શાહ તથા શેરબજારના પ્રમુખ શ્રી કે. આર. વી. શ્રોફ (કે જેઓ એક પારસી ગૃહસ્થ છે) તરફથી પ્રાસંગિક વિવેચનો કરવામાં આવ્યાં હતાં. બાદ મત લેવાતાં ઠરાવ સર્વાનુમતે પાસ થયો હતો.

બાદ રા. મોહનલાલ ભગવાનદાસ ઝવેરીએ આ ઠરાવ લાગતા વળગતાઓને મોકલી આપવા પ્રમુખને સત્તા આપનારો બીજો ઠરાવ નીચે મુજબ રજુ કર્યો હતો.

ઠરાવ રજો:—This meeting empowers the President to send copies of the resolution to the authorities concerned and to the press.

આ સભા લાગતા વળગતા અધિકારીઓ અને છાપાંઓ જોગ ઠરાવની નકલો મોકલી આપવા પ્રમુખ સાહેબને સત્તા આપે છે.

બાદ આ ઠરાવને ટેકો આપતા રા. અમૃતલાલ રતનચંદનો ટેકો મળતાં સર્વાનુમતે પાસ થયો હતો.

બાદ યાત્રા ત્યાગના ઠરાવને મક્કમ રીતે વલગી રહેવા તથા સમયને ઓળખી દરેક સંસ્થાઓ અને દરેક વ્યક્તિએ ઐક્ય જાળવી કામ કરવા પ્રમુખશ્રીએ અસરકારક વિવેચન કર્યું હતું.

છેવટે રા. ડૉક્ટર નાનચંદ કે. મોદીએ પ્રમુખશ્રીનો આભાર માનવાની દરખાસ્ત મૂકતાં રા. મગનલાલે મૂલચંદ શાહે દરખાસ્તને ટેકો આપ્યો હતો અને દરખાસ્ત પસાર થઇ હતી છેવટે શ્રી આદીશ્વર ભગવાનની જય વચ્ચે સભા વિસર્જન થઈ હતી.

૩. ઉપદેશકોનો પ્રવાસ.

**ઉપદેશક શ્રી વાડીલાલ સાંકલચંદ શાહ:**—મજકુર ઉપદેશકનો પ્રવાસ હાલમાં ઉત્તર ગુજરાત તરફ ગોઠવવામાં આવ્યો છે. તેઓ તે તરફ ભાષણો દ્વારા કૉન્ફરંસના ઠરાવોને અમલમાં મુકાવી લોકોમાં સારી જાગૃતિ કરી રહ્યા છે. કેળવણી, હાનીકારક રિવાજો, જીવદયા આદિ ધાર્મિક સામાજિક તથા વ્યવહારિક વિષયો ઉપર અસરકારક ભાષણો દ્વારા તે બાજુના લોકોમા સારો સુધારો થયો છે અને એના પરિણામે ઘણાં ગામોનાં આગેવાનો અમને કૉન્ફરંસના ઉપદેશક તે બાજુ દરેકે દરેક વર્ષ મોકલવા ભલામણ કરે છે કૉન્ફરંસના ઉપદેશકના પ્રવાસથી જૈન તેમજ જૈનેતરો ઉપર પણ સારી અસર થાય છે. કેટલીક જગ્યાએ જીવહિંસા ન કરવા, ચોરી માંસ તથા મદિરા ત્યાગ આદિની પ્રતિજ્ઞાઓ થઈ છે જે નીચેના અહેવાલ ઉપરથી સ્પષ્ટ જણાઇ આવશે.

**બોકરવાડા:**—જૈન બાઇઓ તથા બ્હેનોને ધાર્મિક ઉપદેશ અસરકારક આપી શીયલવ્રત પાળવા, વ્યસન છોડવા તેમજ કન્યાવિક્રય નહીં કરવાની બાધાઓ આપવામાં આવી હતી.

**ખડદા:**—સભા બોલાવી પૃથક પૃથક ધાર્મિક તથા વ્યવહારિક વિષયો ઉપર ભાષણો આપ્યાં હતાં. તે ઉપરથી વધારે લેવું નહિં અને ઓછું આપવું નહીં, દેરાસરે દર્શન પુજન કરવાં તથા સામાયિક કરવા સબંધેની લેકોએ બાધાઓ કરી હતી અને કૉન્ફરંસે આવા ઉપદેશકો તે બાજુ મોકલવા શ્રી સંઘે ભલામણ કરી હતી–

**કંથરાવી**–શ્રી સંઘ લખી જણાવે છે કે "અત્રે ગામમાં ઉપદેશક આવેલા તે વખતે દારૂ, માંસ, જીવહિંસા અને દુઘાળા ઢોર ઘાતકી માણસોને આપવા નહિ તેમ બોકડીયા મહાજનમાં સોંપી દેવા ઉપદેશ આપી લોકો ઉપર સારી છાપ પાડી હતી અને એ અસર અમારા મનમાંથી જવા પામશે નહીં. ભાષણમાં બ્રહ્મચર્ય વિષે વિવેચન કરતાં 'પરનારિષુ માતૃવત્'નો સિદ્ધાંત લોકોના મગજ ઉપર ઠસાવી દીધો હતો અને તેવી બાધાઓ ૨૬ માણસોએ લીધી છે. બેનોએ ફટાણા ગાણા નહિં ગાવા તેમજ રૂદન કુટન ન કરવાની પ્રતિજ્ઞાઓ કરી છે.

**ચવેલીમાં** 'ઐક્યતા અને ધર્મ' ઉપર ભાષણ આપી લેકોમાં સારૂ ગાન મેળવ્યું હતું.

**જાખાના, પીપલ, ગેરના, પેડારપરમાં** આગેવાનો મારફતે સાદ પડાવી ગામના સમસ્ત લોકોને ઘણોજ અસરકારક ઉપદેશ આપી જીવદયા પાળવા, ચોરી ન કરવા, માંસ, મદિરા ત્યાગવા શીયળવ્રત ધારણ કરવા આદિ પ્રતિજ્ઞાઓ કરાવવામાં આવી હતી. બ્હેનોએ

પણ શિયળવ્રત પાળવા તથા ફટાણા નહિ ગાવા બાધાઓ લીધી હતી—

**સંખારી**માં સભા ભરવામાં આવી હતી. સભામાં મુસલમાનોએ પણ હાજરી આપી હતી. જીવહિંસા ન કરવાના વિષય ઉપર ભાષણથી લોકોનાં મન પીગળી જઈ નરમ થયાં હતાં અને અનેકાનેક ભાઇઓએ પ્રતિજ્ઞા લીધી હતી. 'બ્રહ્મચર્ય' ઉપર અસરકારક ભાષણ આપી અન્ય લોકો-ઉપર પણ સારી છાપ પાડી હતી. સ્રીઓએ પણ ફટાણા ન ગાવાની બાધાઓ લીધી હતી.

### ઉપદેશક પુંજાલાલ પ્રેમચંદ શાહ.

૧ **વાંકલી** ગામે જવું થયું. શેઠ હીંદુજી હકમાજીની મારફતે એક ભવ્ય મેળાવડો જિનાલયના ચોકમાં કરવામાં આવ્યો. શેઠ ભીખાજીના ત્યાં લગ્ન પ્રસંગે બહારગામોના જૈનોની પણ સારી હાજરી હતી સભામાં. જૈનો તથા જૈનેતરની સારી સંખ્યા મલી હતી. કૉન્ફરન્સની જરૂરીયાત, સંપ, કેળવણી અને કન્યાવિક્રય ઉપર ભાષણ આપ્યું. શેઠ ભુતાજીની મદદથી શ્રી સુકૃતભંડાર ફંડની વસૂલાત કરી. શેઠ હીંદુજી હકમાજીના તડમાંથી સારી મદદ મલી. સંઘમાં કુસંપથી બે તડ છે. એકબીજા સાથે જમવા વ્યવહાર બંધ છે. દીકરી બાપના ત્યાં કે ભાણેજ મામાના ત્યાં જમવા કે બીજા કોઈ પ્રસંગે જઇ શકે નહીં. ધાર્મિક સંસ્કારોનો અભાવ છે. દેવદ્રવ્યની રકમો ઉચાપત કરી સંઘના શેઠ બની રહ્યા છે. એવા મહાન યોગી આત્મભોગી પુરૂષ ક્યાંથી મલે કે આ મરૂધર ભૂમીના ઓસવાળ પોરવાડ શમાજમાંથી કુસંપને દૂર કરાવી દેવદ્રવ્યમાં ડુબતા જૈનોને બચાવે ! છે કોઈ મહાત્મા સ્વાર્થત્યાગી ?

૨ **બીવાણદી**—મુનિશ્રી ૧૦૦૮ શ્રી કલ્યાણવિજયજીના પ્રમુખપણા નીચે એક જૈન સભા બોલાવી શત્રુંજય અને કૉન્ફરન્સના પ્રચારકાર્ય તથા જૈનવસ્તીની ઘટતી સંખ્યાં-કન્યાવિક્રય વિગેરે વિષયો ઉપર ભાષણો આપી શ્રી સુકૃતભંડાર ફંડની યોજના શમજાવી મુનિમહારાજશ્રીએ ફંડમાં મદદ કરવા ઉપદેશ આપ્યો. શેઠ ભીમાન હકમાનની મદદથી ફંડમાં સારી રકમ મલી. અત્રે પણ રગે રગે કુસંપના લીધે પાંચ તડ છે તો પણ જમવા વ્યવહાર સૌની સાથે છે તે સારૂ છે. શેઠ કીસ્તુરજી શવાજીના ખર્ચે એક જૈન કન્યાશાળા ચાલે છે તેની વિઝિટ લીધી. પરિણામ ઠીક ન જણાયું. અભ્યાસ વ્યહવારિક તથા ધાર્મિક ચાલે છે. સાધારણ અભ્યાસ તે પણ ગોખણપદ્ધતિથી જોવામાં આવ્યો. સંઘના આગેવાનોની દેખરેખના અભાવે કાર્ય સારૂં ન હોય તે દેખીતુ છે. આ બાબતની યોગ્ય સૂચના શેઠ રાયચંદજી સવાજીને કરવામાં આવી.

૩ **પોમાવા** સંઘમાં સંપ સારો છે. તમામને એકત્રીત કરી કૉન્ફરન્સના ઉદ્દેશો સમજાવી ફંડની યોજના સમજાવી, સંઘે સારો સત્કાર કર્યો. શેઠ ભગુતમલજી કે જેમણે શ્રી વરકાણાજી જૈન પાર્શ્વનાથ વિદ્યાલયમાં રૂ. ૫૦૦૦) પાંચ હજારની મદદ કરી છે, અને કેળવણીના પ્રચારાર્થે તનમન અને ધનથી હરેક સમયે સહાય કરી રહ્યા છે તેઓથી લગ્ન પ્રસંગે બહારગામે ગયા હોવાથી ફંડમાં સંપૂર્ણ સારી મદદ મલવા આશા હતી તે ન મલી તો પણ માનપૂર્વક સત્કાર કર્યો તે ખુશી થવા જેવું છે.

૪ **ભારૂંદા** અત્રે એક સભા બોલાવી પણ જૈનોની હાજરી ન મલી કારણ કેટલાક આગેવાનોમાં ધાર્મિક વૃત્તિ જણાતી નથી તેની સાથે બીજા આગેવાનોમાં પણ વિવેક-વિનય કે સત્કાર જેવા ગુણો ઓછા પ્રમાણમાં જોવાયા. ધાર્મિક સંસ્કારોના અભાવે ભક્ષાભક્ષનું કે આચાર વિચારનું ભાન ભૂલી ગયા છે. કન્યાઓના લીલામ કરી પોતાનો નિર્વાહ ચલાવી રહ્યા છે. એક જિનાલય સુંદર અને વિશાળ છે પણ પૂજા ભક્તિ શું વસ્તુ છે તે સમજાવે કોણ ! સાધુવિહાર થતો નથી અને કોઈ મુનિ કે અતિથી જવલે આવી મલે તો તેનો સત્કાર કોઇ કરે નહીં. આ સ્થીતિમાં સુકૃતભંડાર ફંડની યોજનાનો સત્કાર ન થયો. શેઠ સુરજમલજી ઉમેદમલજી એક ધનિક અને ધાર્મિક પુરૂષ હોઈ કોઈ સાધુ મુનિરાજ આ ગામને સુધારવા વિહાર કરે તો તેઓશ્રી સેવાભક્તિ કરવા તત્પી રહ્યા છે. આશા છે કે આવા ક્ષેત્રોને સુધારવા મુનિમહારાજો આ વિનંતિ જરૂર સ્વીકારશે.

ઉપદેશક કરસનદાસ વનમાલીદાસ.

ચંદ્રપુર-(ચાંદવડ) અસલના વખતમાં મ્હોટું શહેર ગણાતું હતુ. જૈનોની વસ્તી મ્હોટા પ્રમાણમાં હતી. જ્યારે હાલમા શ્વેતાંબરો અને દિગંબરોના ફક્ત ત્રીશેક ઘર ગણાય છે. અહિં નજીક એક પહાડ છે જેમા ગુફાનું કોતરકામ સારૂં જોવા લાયક છે. ગુફામાં શામરંગની ચંદ્રપ્રભુની મૂર્તિ છે બાજુમાં કાઉસગીયા છે, તેની બાજુમાં ચક્રેશ્વરી માતાનું સ્થાનક છે. બહાર નીકલતાં દરવાજા પસે માણીભદ્રજીની મૂર્ત્ત છે. અહિં ચૈત્રી પુનમનો મ્હોટામા મ્હોટો મેળો ભરાય છે. મૂર્તિ ઉપર ખાસ કરી સીંદુર ચડાવાય છે. આ માટે કોઇપણ જૈનોએ ખાસ ધ્યાન આપ્યું હોય તેમ ગણાતું નથી. તેથી સાર્વજનિક દેવ તરીકે મૂર્તિઓ રહી છે. શેઠ ચુનીલાલ રતનચંદ અત્રે ઉત્સાહી ગૃહસ્થ છે તેમજ યતિશ્રી ચંદ્રવિજયજી સારા મદદરૂપ થઇ પડે છે. શ્વેતાંબર અને દિગંબર ભાઇઓની એકયતા વખાણવા જેવી છે.

મનમાડમાં શ્વેતાંબર અને સ્થાનકવાસી ભાઈઓના ઘર છે. એકંદર એક સંપી સારી દેખાય છે. સીન્નેર નાસીક જીલ્લામાં ગણાય છે જૈનોના ૭ ઘર છે. દેરાસરજી નાનું છતાં ભવ્ય અને વિશાળ છે. તેનો વહીવટ શેઠ વાડીલાલ મૂળચંદ કરે છે. પણ હિસાબ બતાવતા નથી અને ટુંક ઘર છતા નજીવા કારણોથી એક બીજાના હૃદયની એકયતા જોવાતી નથી. શેઠ સાકરચંદભાઈ જો ધ્યાન આપે તો સરલતા થઈ જાય તેવું દેખાય છે. અને હિસાબ બનાવાય તો તુરત એકસંપી થવામા વાર લાગે તેવુ નથી. શેઠ સરૂપચંદ ગોવિંદજી વ્યવહારકુશળ અને સારી ધાર્મિક લાગણીવાલા છે. તેઓએ સુકૃતભંડાર ફંડમા રૂ. ૨૫) પચીશ આપ્યા હતા અને આજુનાવાવા શેઠ મગનલાલ મોતીચંદ પાસેથી રૂ. ૧૧) અગીઆર અપાવ્યા હતા. એક જુનું પુરાતની ભવ્ય મદિર છે કે જેની કારીગીરી જોવા અનેક માણસો આવે છે. તેમાં એક ભોયરૂં પણ છે. ત્ર્યંબક નાસીક પાસે છે. જૈનોના ૭ આઠ ઘર છે. દેરાસરજી નહિં હોવાથી પ્રભુજીને પરોણા તરીકે રાખેલા છે. શિવ અને વિષ્ણુમાર્ગીઓનું આ મોટું ધામ ગણાય છે. ઘણા જાત્રાલુઓ આવે છે. કેટલાક ખાસ જૈન 'દેરાસરજી સબંધે' પૂછપરછ કરતા નજરે નિહાલાય છે જેથી અહિં ઘર દેરાસરજી ખાસ બંધાવવા જેવું લાગે છે આ માટે જૈન સંઘ ધ્યાન આપે તો તુરતમાં થઇ શકે તેવું છે. ટુંક ખર્ચે થઈ શકે તેવું છે. આપણી વસ્તી થોડી હોવાથી તેવી સગવડતા થાય એવા સંજોગો નથી. શેઠ ચંદુલાલભાઈ ઉત્સાહી હોવાથી હાલમાં પ્રભુજીને પરોણા તરીકે તેમના ઘરમાં રાખેલા છે. શેઠ લલ્લુભાઈ ગુલાબચંદ તથા રાયચંદ મોતીચંદને ઘરદેરાસરજી માટે રૂબરૂ હકીકત જણાવી હતી. અહિં નજીક એક અંજનગિરિ પહાડ છે જેના ઉપર જીર્ણ દેરાસરજી તેમજ ખંડીએર મકાનો નજરે જોવાય છે જ્યા પ્રતિમાજીઓ પણ જીર્ણ અને ખંડિત દેખાય છે.

નાશિક—જૈનોના ૧૫-૨૦ ઘર છે. વૈષ્ણવોનું મ્હોટામાં મ્હોટું ધામ ગણાય છે. જૈન દેરાસરજી બજારની વચ્ચે ભવ્ય વિશાળ અને દરેક જાતની સગવડતાવાળું સારૂં છે. તેમજ જૈન યાત્રાળુઓને ઉતરવાની પણ સગવડ સારી છે અને વ્યવસ્થા સારી છે. વહીવટ શેઠ છગનલાલ દામોદરદાસ લાગણી પૂર્વક કરે છે. મુનિ મહારાજા સાહેબોને જવા આવવા માટે મુખ્ય મથક ગણાય છે. જેઓની સાર સંભાળ શેઠ છગનલાલભાઈ પોતે પોતાના ખર્ચે અનેકવાર કરી રહ્યા છે. ભાઇ અમૃતલાલ ભાઇ પણ સમયોચિત સારી સેવા બજાવે છે.

માલેગાંવમા એક વખત જૈનોનું પ્રબલ જોર હતું. અને જીલામાં મશહુર હતું. એક સપી પણ સારી હતી. જ્યારે હાલમાં એકય જેવું જોઇએ તેવું નથી. જૈન પાઠશાલાઓ બે ચાર વખત સ્થપાઇ અને અદરય થઇ. શેઠ ભાગચંદ દગડુશા, લાલચંદભાઇ વગેરે સમજુ છે છતાં એકય જોવાતું નથી. નજીવી બાબતોમા તાણખેંચ થાય છે. શેઠ મગનલાલ માણેકચંદ દરેક બાબતમાં ભાગ લઈ જૈન સંઘની એકસંપી કરાવવા ધારે તો થઈ શકે તેવું છે. અહિં ખાસ ખુશી થવા જેવું તો એ છે કે લગ્નના ખરચાઓ ઓછા કર્યા છે. જેમકે લગ્નની નાનો કરી

નહિ. સોપારી વહેંચવી નહિ, હક તરીકે લાગા નહિ, ખુશીથી દેરાસરજી કે સાધારણમાં ગમે તે આપી જાય. તેમજ સંધ એકત્ર કરવો હોય તો રીતસર સરક્યુલરથી અમુક કારણ દર્શાવી ભેગો થાય છે જેથી બીજી ચર્ચા થતી અટકી જાય છે. આવા નવા જમાનાને અનુસરી રૂલ ઘડી કાઢયા છે જે બીજા ગામવાલાઓને વિચારવા જેવા છે. અને તે માટે ધ્યાન આપે તો ભવિષ્યની પ્રજાને પુરેપુરા ફાયદાકારક ગણાય. અહિ સેવાભાવી ભાઇ બાલચંદ હીરાચંદનું દેશભક્ત તરીકે સારૂં માન છે અને કેટલાક કામોમાં આગળ પડતો ભાગ લઇ સારી સેવા બજાવે છે. દેરાસરજીની વ્યવસ્થા ઠીક જલવાઇ રહી છે.

**ચાલીસગાંવ**—નાનું છતાં સારી સગવડતાવાળું દેરાસરજી બાજુમાં ઉપાશ્રયની મેડી છે તેની લગોલગ ભાડાની ચાલી છે. જેથી દેરાસરજીની વ્યવસ્થા ઉંચા પ્રકારની થાય છે. વહીવટ ચોકખો રહે છે. શેઠ ખીમજી તેજપાલ તથા શેઠ કેશવલાલ છબાભાઇની મહેનતથી ઉપાશ્રયમાં સંધ એકઠો કર્યો હતો. જે વખતે જૈનોની વસ્તી ઘટવાના કારણો સમજાવ્યા બાદ બાળલગ્ન કન્યાવિક્રય ઉપર અસરકારક ભાષણ આપ્યું હતું. સુકૃત ભંડાર ફંડ માટે અપીલ કરતાં સંઘે વિચાર કરી રૂા. ૫૧) આપવા જણાવ્યું હતું. શેઠ ખીમજીભાઇ સારી ધાર્મિક લાગણીવાલા છે. એકસપી સારી છે. જૈન સ્કુલ માટે પૂરી દેખરેખ જણાતી નથી. આગેવાનો પુરતું ધ્યાન આપશે એવી આશા રાખીએ છીએ.

### ૪ મી. મુન્શીકૃત નવલકથાઓની ફીલ્મ—

મી. કનૈયાલાલ માણેકલાલ મુન્શી કૃત પુસ્તકો સંબંધે પ્રચંડ વિરોધ જૈન કોમમાં ફેલાએલો છે એ વાતની સવિશેષ અવગણના કરવાનો એક અન્ય પ્રસંગ ઉત્પન્ન કરવાની બીજી ધૃષ્ટતા મી. મુન્શીએ કર્યાનું અમારી જાણમાં આવ્યું છે. ઉક્ત પુસ્તકોને હવે ચિત્રપટ પર રજુ કરવાના કોડ હવે મુન્શીજીને થયા છે કહે છે કે રૂા. ૩૦૦૦) ત્રણ હજારમાં મી. મુન્શીએ "ગુજરાતનો નાથ અને રાજાધિરાજની ફીલ્મ ઉતારવાનો હક્ક અત્રેની શ્રી કૃષ્ણ ફીલ્મ કુ. (૧૬૨ હાદરરોડ)ને આપ્યો છે: આ બાબતની જાણ થતાં ઉક્ત કંપની તથા બોર્ડ ઑફ ફીલ્મ સેન્સર્સ સાથે પત્રવ્યવહાર અમારા તરફથી શરૂ કરવામાં આવ્યો છે. તેમજ અન્ય માર્ગોએ પણ એ ફીલ્મોમાં તેનો વાંધા પડતો ભાગ હોય તે કાઢી નાંખવા પ્રયાસ કરવામાં આવે છે.

### ૫ બનારસ હિંદુ યુનિવર્સીટી અને જૈનચેર—

ઉક્ત યુનીવર્સીટીમાં જૈન ચેર સ્થાપવા સંબંધે વિશેષ વિચાર કરવા અને બીજી મળેલી સુચનાઓ વગેરેનો વિચાર કરી રિપોર્ટ કરવા એક પેટાસમિતિ નિમવામાં આવ્યાનો જે ઉલ્લેખ આ માસિકના માઘ-ફાલ્ગુનના અંકમાં અમે કરી ગયા છીએ તદનુસાર નિમાએલ પેટાસમિતિએ પોતાનો રિપોર્ટ તા. ૨૫-૩-૨૮ ના રોજ મળેલી સ્ટેન્ડીંગ કમિટીની બેઠકમાં રજુ કર્યો હતો જે સર્વાનુમતે પાસ કરવામાં આવ્યો હતો અને વિશેષમાં સર્વાનુમતે ઠરાવવામાં આવ્યું હતું કે આ બાબતમાં રા. મોતીચંદ ગિ. કાપડીઆ તથા રા. મોહનલાલ બી. ઝવેરી જે અન્ય સૂચનાઓ કરે તે સચેત એક પત્ર ઉક્ત યુનિવર્સીટીના સત્તાવાળાઓ સાથે કરવો. પેટા સમિતિનો રિપોર્ટ તથા યુનિવર્સીટીને લખવામાં આવેલ પત્ર આ નીચે પ્રકટ કરવામાં આવે છે.

#### પેટા સમિતિનો રિપોર્ટ.

Date 17th March 1928

We, the undersigned, members of the Sub-Committee appointed by the Standing Committee in its meeting held on 14th January 1928 for the purpose of reconsidering the whole situation as regards the establishing of a Jain Chair in the Beneras Hindu University, beg to submit our report:—

(1) That we see no reason why the venue of the Funds be diverted

from the purpose for which the said Fund was subscribed to and collected and therefore do not think it necessary to give effect to the suggestions received

(2) That we are of opinion that the Standing Committee should confirm the arrangement already arrived at as seen through the correspondence passed with the Benares Hindu University authorities and finally settle the question by granting them the amount of Rs Forty thousand

(3) That the balance of the said Fund that may be with the Conference office–after making over the donation to the Benaras Hindu University for establishing the said Chair together with the amount lying at Calcutta should be spent in giving scholarships to students willing to take up the courses in Jain Philosophy, Logic and Jain Literature

(4) That we highly regret the fact that the copy correspondence passed with the Beneras Hindu University and the copy accounts are not yet received by the Conference office from Calcutta inspite of repeated requests and suggest that the Funds lying there should be recovered soon

Sd/ M J Mehta 20–3–28
Sd/ M G Kapadia 20–3–28
Sd/ M. B Jhavery, 20–3–28

Subject to note · Note With a view to secure full attention of the professor for the time being appointed to the Jain studies such additional conditions as may be deemed necessary be added e g it may be pointed out that the professor should not be made to take subjects other than Jain Logic and philosophy The first professor may also be named by the Conference office

Sd/ M B. Jhavery
Sd/ U. D Barodia 20–3–28.

---

બનારસ હિંદુ યુનિવર્સિટીને લખાએલો પત્ર.
નં. ૧૦૦૯ તા. ૧૬–૪–૨૮

To,
The Pro–vice Chancellor,
Beneras Hindu University.
Benaras

Dear sir,

With reference to the previous correspondence with you our committee have certain apprehensions as regards the sufficiency of the Jain Course in the various examinations We find that in B. A Philosophy pass course, no book dealing with Jain Philosophy is included although in paper No 3 for metaphysical systems (European and Indian) books dealing in other Indian Philosophy are included and we believe books dealing with Jain Philosophy can be well included in the said course. Again in

to be as liberal in prescribing really good Jain works in its general courses.

We also find that there is an examination for Shastracharya in the Faculty of Oriental learning where no Jain course has yet been prescribed.

We think that you will be probably visiting Bombay some time in the ensuing summer vacation. If it is so we would be glad to have a personal interview and discuss details which are not possible to be discussed by correspondence.

Our next apprehension is the small number of students who have taken up Jain courses as appears from Acting Registrar's letters No. 1615 (iv-b-9) dated 11 Nov. 1927 and we want to make it quite clear that in no case the funds intended to be donated to the University should be diverted by application of the Cypres doctrine on the ground of insufficiency or the absence of students or similar reason without the written consent of this Conference. The funds will have, in such emergency, to be applied to such object as may be suggested by the Swetamber Jain Conference.

Soliciting the favour of an early reply.

૬ શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ-શ્રી જૈન શ્વેતાંબર એજ્યુકેશન બોર્ડ તરફથી ગયા વર્ષમા ૧૯૨૬-૨૭ માં વિદ્યાર્થીઓને આપવામાં આવેલી સ્કોલરશીપો તથા જૈન પાઠશાળાઓને આપવામાં આવેલી મદદની વીગત અમો અગાઉ બહાર પાડી ગયા છીએ અને ચાલુ વર્ષમાં ૧૯૨૭-૨૮ માં વિદ્યાર્થીઓને સ્કોલરશીપો તેમજ પાઠશાળાઓને મદદની જે રકમ અપાઈ ચુકી છે તેની વીગત નીચે આપવામા આવે છે.

## વિદ્યાર્થીઓને અપાએલી સ્કોલરશીપો.

શાંતીલાલ પરમાણંદ પોરબંદર રૂા. ૪૮) અંબાલાલ દલસુખરામ અમદાવાદ રૂા. ૪૮) પોપટલાલ સ્વરૂપચંદ સોજીત્રા રૂા. ૨૪) હરીચંદ જીવનલાલ ભાવનગર રા. ૪૮) બાવચંદ મગનલાલ મુબઇ રૂા. ૬૦) ગીરધર દીપચંદ અમરેલી રૂા. ૪૮) હરગોવીંદ હરજીવનદાસ ભાવનગર રૂા. ૬૦) માલુમસીંહજી મદનસીંહજી ઉદેપુર રૂા. ૬૦) ચીમનલાલ, ચતુરદાસ અમદાવાદ રૂા. ૪૮) માણેકલાલ સીંગી ઉદેપુર રૂ. ૪૮) રામભાઇ છોટાલાલ ભાવનગર રૂા. ૬૦) કેશવલાલ તારાચંદ જુનાગઢ રૂ. ૪૮) ચંપકલાલ રાયચંદ ભાવનગર રૂ. ૪૮) ઉતમચંદ તારાચંદ અમદાવાદ રૂા. ૪૮) રતનલાલ ભગવત રૂા. ૪૮) મુળચંદ ભાઇચંદ સુરત રૂા. ૨૪) ફતેહલાલજી સાહેબલાલજી ઉદેપુર રૂા. ૬૦) નરોતમદાસ જીવણદાસ જુનાગઢ રૂા. ૪૮) બાલુચંદ મંગળચંદ રૂા. ૬૦) છોગમલ નેમાજી સુરત રૂા. ૪૮) હીરાચંદ મગનલાલ પાલીતાણા રૂા. ૩૬) રતીલાલ ટોકરશી અમદાવાદ રૂા. ૩૬) રતીલાલ ત્રીકમલાલ અમદાવાદ રૂા ૪૮) નારણદાસ પરશોતમ વીસનગર રૂા. ૪૮) પરશોતમ લાલજી ભાવનગર રૂા. ૪૮) હીરાલાલ લીલાધર પાટણ રૂા. ૨૪) જેસીંગલાલ લાલચંદ જનખાના રૂા. ૨૪) મુળચંદ ભીખાભાઇ મુબઇ રૂા. ૪૮) નેમચંદ ડુંગરશી અમદાવાદ રૂા. ૬૦) હીંમતલાલ લીલાધર ભાવનગર રૂા. ૪૮) પોપટલાલ ડુંગરશી અમદાવાદ રૂા. ૩૬) રતીલાલ ઠાકરશી અમદાવાદ રૂા. ૩૬) પનાલાલ ભંડારી ઇદોર રૂા. ૪૮) સોહનસિંહ ખજાનગી ઉન્ડુર રૂા. ૪૮) ખોડીદાસ ડોસાભાઈ અમદાવાદ રૂા. ૪૮) કુલ રૂા. ૧૬૪૪).

## પાઠશાળાઓને અપાએલી મદદ.

શ્રી નુતન જૈન પાઠશાળા બોરસદ રૂા. ૩૬) શ્રી

॥ नमो तित्थस्स ॥

# જૈન યુગ

[ શ્રી૦ જૈન શ્વે૦ કૉન્ફરન્સનું માસિક-પત્ર ]

પુસ્તક ૩ | જ્યેષ્ઠ
અંક ૧૦ | ૧૯૮૪.



માનદ તંત્રી

મોહનલાલ દલીચંદ દેશાઈ

બી. એ. એલએલ. બી.

વકીલ હાઈકોર્ટ, મુંબઈ

# વિષયાનુક્રમ.


| વિષય. | પૃષ્ઠ. |
|---|---|
| સિદ્ધાચલ મંડન ઋષભ સ્તવન | ૩૪૯ |
| તંત્રીની નોંધ | ૩૫૧ |
| અમારો ખેડાનો જ્ઞાન પ્રવાસ ... | ૩૫૪ |
| રાજીમતી સજ્ઝાય અને નેમિનાથ ફાગ... | ૩૫૭ |
| સ્ત્રી પુરૂષના બળાબળની મીમાંસા | ૩૫૮ |
| લેખકના ખૂનનો ભેદ | ૩૬૩ |
| ...ાર્દુલિક્ષ સૂરિકૃત નિર્વાણકલિકા | ૩૬૯ |
| ...ંસાવલીની વાર્તા ... | ૩૮૦ |

| વિષય. | |
|---|---|
| કામાવતીની વાર્તા ... | ... |
| સ્વ. સાક્ષરશ્રી મનસુખભાઇ પરનાં પત્ર ... | |
| વિવિધ નોંધઃ | |
| ૧ સ્ટેન્ડીંગ કમીટીની તા. ૨૯-૫-૨૮ ની રાત્રે મળેલી અગત્યની સભા. | |
| ૨ ઉપદેશક પુંજાલાલ પ્રેમચંદ શાહનો પ્રવાસ. | |
| ૩ જૂદે જૂદે સ્થળે થએલા તારો. | |


---


## જૈનયુગ

—જૈનધર્મ, તત્ત્વજ્ઞાન, સાહિત્ય, ઇતિહાસ, જીવનચરિત્ર ને સમાજપ્રગતિને લગતા વિષયો ચર્ચતું ઉત્તમ જૈન માસિક.

—વિદ્વાન્ મુનિ મહારાજશ્રી તથા અન્ય લેખકોની કસાયેલી કલમથી લખાયેલાં ગદ્યપદ્ય લેખો તેમાં આવશે.

—શ્રીમતી જૈન શ્વે. કૉન્ફરન્સ (પરિષદ્) સબંધીના વર્ત્તમાન-કાર્યવાહીનો અહેવાલ સાથેસાથે અપાશે.

તો દરેક સુજ્ઞ આ પત્રના ગ્રાહક બની પોતાના મિત્રોને પણ ગ્રાહકો બનાવશે અને સંઘસેવાના પરિષદ્‌ના કાર્યમાં પુષ્ટિ આપશે.

ચાલુ વર્ષથી વાર્ષિક લવાજમ ટપાલ સહિત માત્ર રૂ. ત્રણ

લખો-જૈન શ્વે૦ કૉન્ફરન્સ ઑફિ[સ]
૨૦ પાયધુની મુંબઇ નં.

---

આ માસિક બહોળા પ્રમાણમાં ફેલાવો પામવ[ાની] ખાત્રી રાખે છે તો જાહેરખબર આપનારાઓ માટે તે ઉપયોગી પત્ર છે; તો તેઓને ઉ[પરના] સિરનામે લખવા કે મળવા ભલામણ છે.

# જૈન યુગ.



સત્યાગ્રહીની આશાનો હિમાલય તેમની વીરતા ને દૃઢતા ઉપર રચાયલો છે. કિલ્લા મનુષ્યકૃત હોય છે તેથી તે પડે છે. હિમાલય ઇશ્વરની પ્રસાદી હોઇ અચલ રહે છે ને એ પડે ત્યારે પ્રલય થાય. ખરૂંજ છે કે મનુષ્ય પોતે પોતાની બેડી ઘડે છે ને પોતેજ તેને તોડી શકે છે. મહાત્મા ગાંધી.

(નવજીવન તા. ૩-૬-૨૮)

પુસ્તક ૩ વીરાત્ સં. ૨૪૫૪ વિ. સં. ૧૯૮૪ જ્યેષ્ઠ. અંક ૧૦

## સિદ્ધાચલ મંડન ઋષભ સ્તવન.

સંગ્રાહક-તંત્રી.

મૃગા નયણીરો ભમર સુલંણુ, જોડડ માહરી મૂલવે,
માહરા લાલ એ દેશી.

સુરપતિ આગે ઇમ જંપે શ્રી વીર જિણેસર ગિરિરાજ
એતો સકલ તીરથનો સાર. શેત્રુંજો સુખકર,
ગિરિરાજ. ૧

સિધ્યા જિહાં સાધુ અનંત, અનંત કેવલધરા, ગિરિ૦
જિનવર જિહાં આવ્યા અનેક જાણી પાવન
ધરા, ગિરિ૦ ૨

રાયણ તલેં ઋષભ જિણંદ ગુણાકરિ ગેહરશું, ગિરિ૦
જિહાં પૂરવ નવાંણુંવાર, પધાર્યા પ્રેમસ્યૂં, ગિરિ૦ ૩

વારૂ મુગતિ-વધુ વરવાનૂં એ પીઠ વખાણીઇ, ગિરિ૦
ત્રિભોવન તારક જગમાંહિ એ તીર્થ જાણીઇં, ગિરિ૦ ૪

દીઠો કરેં દુગ્ગતિ દૂર જે દૂરભ ભાવમાં, ગિરિ૦
ચાહીને જાવા સિદ્ધક્ષેત્ર થઇઇ જિણુ ચાવમા, ગિરિ૦ ૫

ઢાલ ૨

સાહિબારે માહરો ઢલ રહ્યો નાગોર-એ દેશી.

વિનતા પીઉને વીનવેરે, વાહલા અવસર મલીઓ આજ
સંઘતિલક ધરી સોઝતેરે, વાહલા કોડી સધારણકાજ, ૧

સાહિબારે માહરા ચાલો જઇએ સિદ્ધક્ષેત્ર-આંકણી

[1]અહિણું તે મૂઝને ગમે નહીરે, વાહલા ન ગમે
નવસર હાર,
ચિત્ત લાગુંરે વિમલાચલેરે, વાહલા ન ગમેં
ઘરવ્યાપાર—સાહિ૦ ૨

સંયોગ સઘલા સોહિલારે, વહાલા જાત્રાનો
દોહિલો જોગ,
તે પામી જે પાછા વલ્યારે, વહાલા તે તો ભારે
કર્મનો ભોગ-સા૦ ૩

ઘરધંધો કરતાં ઘણોરે વાહલા પગ પગ લાગાં પાપ
છટકેસ્યૂં તે છરીઇરે વાહલા જપતાં સિદ્ધાચલ
જાપ. સા૦ ૪

ઢાલ ૩

નટ જમુનાનોરે અની રળીઆમણોરે—એ દેશી.

સંઘ શેત્રુંજાનો રે અની રલીઆંમણોરે, મૂલક
મૂલકનાં લોક.
મનની મોદેરે સહુ આવી મલ્યોરે, પૂન્યનો
કરવા એ પોષ-સંઘ. ૧

૧ અહિણું-ઘરેણું, દાગીના. ભારે-દાટ.

મજલે મજલે રે મહા પૂજા રચે રે, નવલા થાએ નાચ,
ભાવના ભાવે રે ભવીજન ભાવરયું રે, સમકીત
પામી સાચ-સંઘ. ૨
ઉત્તમ પ્રાણીરે પાછા ન ઓસરેરે, દેતા સુપાત્રે દાન;
છ રિંરી ધરતા રે પંથે સંચરેરે, ધરતા પ્રભુનુંરે
ધ્યાંન-સંઘ. ૩
મૃદંગ નિનાદેરે મનને મોજરયૂંરે, ધવલ મંગલ
ગીત ગાન,
મધુરે સ્વરેરે કેઇ મુખ ઉચરેરે, કેહી ધરે તીહાં
કાન-સંઘ. ૪
ડેરે ડેરેરે જિહાં તિહાં પેખતાંરે, પડિક્રમણાં પંચખાંણ,
મુનિમુખ સુણેરે શ્રાવક મંડલીરે, વિમલાચલનુ
વખાંણ-સંઘ. ૫

ઢાલ ૪

કાલી ને પીલી વાદલીરે એ દેશી.

માહરારે ભાઇ સુડલા, ગુણ માનું લાલ,
મને આપજ્યો થાહરી પાંખ, થારો ગુણ માનું લાલ.
હું ઓલંધું ઉજાડ, થારો ગુણ માનું લાલ,
માંને શેત્રુંજે દેખાડ, થારો ગુણ માનું લાલ.
આદિસર ભેટું ઉઠીને, ગુણ માનું લાલ,
ભાંજું માહરા મનની ભ્રાંત, થારો ગુણ માનું લાલ. ૧
વૈશાખ જેઠની વાદલી! ગુણ૦, માહરા સંઘ ઉપર
કર છાંહિ થારા૦
પવન! લાગુ પાઉંસે, ગુણ૦ તું તો સંઘ ઉપર
કર છાંહિ થારા. ૨
જલધરને જાઉ ભાંમણે ગુ૦, તું તો ઝીણી
ઝીણી વરસે બુંદ, થારા૦
માલીડા લાવે ફૂલડાં ગુ૦ માહિ માલતી ને
મુચકુંદ, થારા. ૩
પારેખ પ્રેમજી સંઘવી, ગુ૦ ભણસાલી કપૂર થારા.
મજલૂં જો નાની કરો, ગુ૦ તો સંતાપે નહિ સૂર,
થારા. ૪
શ્રી આદિસર સાહિબા, ગુ૦ ચિત્તમાં ધરજ્યો
ચૂંપ, થારા.
ઉદયરતન ઇમ ઉચરે, ગુ૦ માંને દરસણ દેજો
રોજ, થારા. ૫

માંને-મને, થાહરી-તાહરી-તારી-આ બંને રાજપુતાની શબ્દો છે.

ઢાલ ૫.

મારૂ થારાં કાનાંહું દો મોતી રે હો—એ દેશી.

વારૂ એ તો પુન્યે પામી વેલારે, હો, મોહનના
થયા મેલા મોહનના થયા મેલા. ૧
શેત્રુંજો ભલે દીઠો, શેત્રુંજો ભલે દીઠોરે,
હો જોતાં લાગે મીઠો, લાગે મૂઝને મીઠોરે હો. ૨ શે૦
વારૂ એતો મુગતિવધુનો ટીકોરે હો, લાગે
સહુને નીકો, લાગે૦
વારૂ એતો મોતીઅડે અમૂલેરે હો, વધાવ્યો
સોવંનફુલે. વ૦ ૩. શે૦
વારૂ એતો શાસ્વંતા જિનવર સોહે રે હો,
સુરનરનાં મન મોહે સુર૦
વારૂ એતો દિન દિન વસે સહેરે હો, દીપે
સોરઠ દેસે દી. ૪ શે૦

ઢાલ ૬

ઉદયાપુરરી ચાકરીરે એ દેશી.

નાંભિનરેસર નંદનારે, મરૂદેવી માત મલ્હાર
દર્શન થાહરો દેખતાં, મારો સફલ થયો અવતાર હો
પ્યારા ગઢપતી હો માહા.
જિનપતિ હો સુણિ થાહરા સેવકની અરદાસ-આંકણી.
કૂડા એ કલીકાલમાંરે, સાચો તૂંહીજ સ્વાંમિ,
ભગતવછલ ભલે ભેટીઓ, તીરથલ થઇ તુઝ
નામિરે. ૨ પ્યારા.
ભમતાં ભવની શેરીએરે, દીઠા દેવ અનેક
પણિ મુગતિદાયક મેં પેખીઓ, અંતરજામી તું
એક હો. ૩ પ્યારા.
સિદ્ધાચલની સેવના રે, સુરજકુંડનૂં સ્નાન,
પુન્ય હોઇ તો પાંમીઇ, મેલે જિને ગુણનું
ગ્યાંનહો. ૪ પ્યારા.

ઢાલ ૭

કંકણની એ દેશી.

વાટ વિષમ ઓલંધીને રે, પ્રભુજી!
લૂની લેતો લહેર, મૂજરો છે માહરો.
શરણે આવ્યો ચાહીને રે, પ્રભુજી!
મહારાજ કીજે મહેર, મૂજરો છે માહરો. ૧

જલધર-વરસાદ, મજલૂં-મજલો. ઉં બહુવચનમાં વપરાતું. સુર-સુરજ, સૂર્ય. મેલા-મેળાપ.

આરતિ ને ઉજાગરેરે પ્ર૦ આતપ સહ્યાં અપાર, મૂ૦
તે ગયા સર્વ વીસરીરે પ્ર૦ દેખતાં તુજ દીદાર મૂ૦ ૨
પાએ અણુંહાણે પંથમાં રે પ્ર૦, કંટક ભાગા કોડિ મૂ૦
કર્મના કાંટા નીસર્યારે પ્ર૦ ખુટી ગઇ સર્વ ખોડિ મૂ૦ ૩

ઢાલ ૮

મોરા આદિજિન દેવ એ દેશી

રયણમય જડીત રૂડી આંગીયાં અનૂંપ,
કેસર કુસુમ કરી, રૂડો બન્યો રૂપ. ૧
દેખી આદિ જિન આદિ, રૂપ તેરો મન મેરો
મગન ભયો.
મસ્તક મૂગટ બન્યો, હઈએ બન્યો હાર,
સુરત ઘણું શોભતી ને શોભતા શણગાર. ૨ દેખી.
કાને સોહે કુંડલાં નેં જોડે જડાવ,
બાંહે બહૂ બન્યો બાજૂબંધ બનાવ. ૩ દેખી.

ઢાલ ૯

ઢીઠો ઢીઠો રે વાંમાકો નંદન ઢીઠો એ દેશી.

પૂજો પૂજો રે ભવી આદેસર પ્રભુ પૂજો
શેત્રુંજાના સાહિબ સરીખો, દેવ ન કોઇ દૂજોરે. ભવી.
ભગવંત આગલેં ભાવના ભાવતા, પૂજતાં
અષ્ટ પ્રકારે રે.
નૃત્ય કરંતાં દૂરિત નસાયો, માદલનેં ધોંકારેરે. ૨ ભવી.
સકલ મનોરથ સફલ ફલ્યા સહી, વાજાં જીતનાં વાજાંરે,
મંગલવેલ ફલી આજ માહરે, તો ભવદુખ સઘલા
ભાજ્યારે. ૩ ભવી.

ગુરતિ બિંદર સહિરનો વાસી, પારેખ પ્રેમજી પોતેં.
સંઘ લેઇ શેત્રુંજયે આયો, જય પાયો ગિરિ
જોતેંરે. ૪ ભાવી.
ભણુસાલી કપૂરે ભલી પરેં, સંઘની સાંનિધ કીધી,
કાઢીલોકને લાગો કરડો, શિખર રયાબાસી
લીધી રે. ૫ ભવી.
સંવત સતર સીતેરા વર્ષે વદિ સાતમ ગુરવારેં
ઉદય વદેં આદિપતિ ભેટયો, સંઘ ચતુર્વિધ
સાથે રે. ૬ ભવી.

કલશ.

શ્રી હીરરત્નસૂરીંદ વંશે જ્ઞાંનરત્ન ગણુ ગુણુનીલો
તિણેં સાત ઠણેં સંઘ સાથેં ભેટીઓ ત્રિભુવનતીલો,
જે જિન આરાધે મન સાધે સાધે તે સુખ સંપદા,
ઉદયરત્ન ભાખે અનેક ભવની, તેહ ટાલેં આપદા. ૧

—ઉદયરત્ન સં. ૧૭૭૦.

[ પ્રસિદ્ધ કવિશ્રી ઉદયરત્ન મુનિ પોતાના ગુરૂ જ્ઞાનરત્ન, બીજા મુનિ એમ સાત મુનિની સાથે સુરતના પારેખ પ્રેમજી તથા ભણશાલી કપૂરે સં. ૧૭૭૦ માં શત્રુંજયનો સંઘ કાઢયો હતો તેમાં ગયા હતા ને તે વખતે શત્રુંજયની યાત્રા કરતાં આ સ્તવન તેમણે બનાવ્યું છે. શત્રુંજયની યાત્રા ખુલી થઇ તે પ્રસંગે આને ખાસ ઉપયુક્ત સમજીને અત્ર પ્રકટ કરવામાં આવ્યું છે. આ સ્તવન અમારા ખેડાના તાજેતરના પ્રવાસમાં ત્યાંના ભાગ્યરત્ન મુનિ પાસેથી ૧૭૩ પાનાનો સં. ૧૮૭૩ ના વર્ષમાં લખેલો ચોપડો અમને પ્રાપ્ત થયો તેમાંથી ઉતાર્યું છે. તંત્રી. ]

અણુહાણે-અડવાણે-પગરખાં વગરના ઉઘાડા.

# તંત્રીની નોંધ.

## શ્રી શત્રુંજય તીર્થ પ્રકરણની સમાપ્તિ.

શ્રી શત્રુંજય તીર્થની યાત્રાનો ત્યાગ કરવાનો વિષમ પ્રસંગ જૈન પ્રજાને પ્રાપ્ત થયો હતો તે પ્રસંગ તેણે યથાસ્થિત અખંડપણે ચીવટથી પાળ્યો. પવિત્ર તીર્થનાં દર્શન કરવામાં હ્રદયની ઉત્કટતા હોવા છતાં તે ખાળી રાખવા-મુલતવી રાખવા જેવો પરિષહ સમાજે ધીરજથી વેઠ્યો તે માટે સમસ્ત જૈન આલમને અભિનંદન છે ! આ અસહકાર આટલો વિશાલ અને અટલ રહ્યો એમાં મહાત્મા ગાંધીજીએ આખા ભારતમાં કરેલ અસહકારનું આંદોલન પ્રધાનપણે નિમિત્તભૂત છે એ પણ સાથે સાથે પ્રકટ કરીએ છીએ.

આના પરિણામ રૂપે શ્રી આણંદજી કલ્યાણજીની પેઢી કામ કરતી રહી-તેણે શ્રી શત્રુંજય કમિટી સાત આગેવાનોની ( કે જેમાં ત્રણ પેઢી બહારના અને ચાર પેઢીના વહીવટદાર પ્રતિનિધિઓનો સમાવેશ થાય છે ) નીમવી પડી-નામદાર વાઇસરોયને અપીલ કરી. શ્રીમતી જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સે આ પ્રકરણ

માટે એક ખાસ અધિવેશન ' શ્રી શત્રુંજય કૉન્ફ્રેન્સ રૂપે મુંબઈમાં ભરી અનેક મહત્ત્વના ઠરાવો કર્યાં, તે માટે શત્રુંજય પ્રચાર સમિતિ નીમવામાં આવી, તે પ્રચારના ખર્ચ માટે ફંડ કરવામાં આવ્યું, ને દરેક સ્થળે સ્થળે યાત્રાત્યાગને મક્કમ રાખવા ભાષણો વગેરેથી ઠરાવો કરવામાં આવ્યા. યાત્રા ત્યાગથી પાલીતાણા નરેશને મળતી રકમ બંધ થઇ, તે ઉપરાંત પાલીતાણા શહેર અસ્તવ્યસ્ત થયું, વસતીને રળવાનાં સાધન તૂટી ગયાં. તીર્થને અંગે નીભતાં અનેક જાતનાં લોકો આજીવિકાવગરનાં થયાં અને યાત્રાળુઓથી દીપતું પાલીતાણા યાત્રાળુવગરનું શુનકાર થયું.

પાલીતાણા નરેશ અને જૈન આગેવાનો વચ્ચે આખરે મુલાકાત ગોઠવાઇ ને સમાધાનીનો માર્ગ કાઢી શકાય તે માટે બંને વચ્ચે મસલત પાલીતાણે થઇ, પણ તે પડી ભાંગી. અમદાવાદના શેઠ કસ્તુરભાઇ, શેઠ અંબાલાલભાઇ, વિલાયત સિધાવ્યા.

પછી સુભાગ્યે નામદાર વાઈસરોય સાહેબે બંને પક્ષોને પોતાની સમક્ષ બોલાવી તા. ૨૨-૫-૨૮ને રોજ બંને વચ્ચે સમાધાન થાય એમ ઇચ્છયું અને પોતે વચમાં રહી વાટાઘાટ કરતાં બંને પક્ષો સમજુતી પર આવ્યા અને તેમની વચ્ચે થયેલ ૨૦ કલમનું કરાર પત્ર (Agreement) તા. ૨૬ મી મે ૨૮ ને દિને સહી સિક્કાવાળું થયું ને તે પર ના૦ વાઇસરોય સાહેબે બ્રિટિશ રાજ્યના વડા તરીકે તેજ દિવસે સંમતિ આપી પોતાની સહી કરી આપી. ૧ લી જુન ૨૮ થી યાત્રા ખુલ્લી થઇ. આ રીતે ૨૬ માસ જેટલા દીર્ઘ યાત્રાત્યાગની પ્રતિજ્ઞાનો અંત આવ્યો..

"આ સમજાુતીના કરાર પત્રની ૨૦ કલમો છપાઇને બહાર પડી ગઈ છે. ને આ અંક સાથે પણ જોડવામાં આવી છે. આ કરારનું મહત્ત્વ, તે પરથી પડતું અજવાળું અને કેટલું આપણે મેળવ્યું, કેટલું ખોયું, સર્વ વિવાદોનો અંત આવી જાય છે કે હજુ કંઈ બાકી રહે છે, આખા પ્રશ્નનું કાયદાની દૃષ્ટિએ સ્વરૂપ (Legal aspect) વગેરે સંબંધી જાણીતા આગેવાનો અને ગૃહસ્થોના અભિપ્રાયો હવે પછી પ્રકટ કરવા માગીએ છીએ. આશા છે કે તેઓ મુક્ત કંઠે બહાર પાડી જૈન સમાજ પર ઉપકાર કરશે. આપણી કૉન્ફરન્સની સ્ટેન્ડિંગ કમિટીએ આ સમાધાન પર કરેલા ઠરાવની અંગ્રેજી ને ગૂજરાતી નકલ આ અંક સાથે જોડેલ છે.

આ કરાર પત્ર માટે નામદાર વાઈસરોયનો આભાર એટલા માટે મુખ્યત્વે માનવો પડશે કે તેમણે એક ધર્મની આખી પ્રજા પોતાના પવિત્ર તીર્થનાં દર્શનથી વંચિત રહે એ અનિષ્ટ છે અને તે માટે તેને એક Imperial પ્રશ્ન ગણીને સમાધાન જાતે વચમાં રહીને કરાવ્યું. કોઇ એમ કદાચ કહે કે બંને પક્ષો ત્રીજાને વચમાં પાડયા વગર સમજી ગયા હત તો વધારે સારૂં હતુ દાખલા તરીકે 'ન્યુ ઈંડિયા'નો ગૂજરાતનો ખબરપત્રી તેના ૫-૬-૨૮ના અંકમાં એમ જણાવે છે કે:—

The only regrettable feature of this satisfactory arrangement is that it *should* have been arrived at through the intermediary of a third party—the Viceroy—and not by direct settlement between the Palitana State and the leaders of the Jain Community; but that was perhaps inevitable after the breakdown of the previous negotiations between them.

—"આ સંતોષકારક સમાધાનમાં જે માત્ર ખેદકારક હકીકત છે તે એ છે કે તે ત્રીજા પક્ષ-વાઇસરોયની દરમ્યાનગીરીથી લાવવામાં આવ્યું અને પાલીતાણા રાજ્ય અને જૈન સમાજના નાયકો વચ્ચે આમને સામને પતાવટથી ન બન્યું, પણ, તે બંને વચ્ચે ચાલેલી પૂર્વની મસલતો ભાંગી પડી ત્યારે આમ બનવું કદાચ નિરપાયે આવશ્યક હતું."

અમે બંને પક્ષોની મસલત પડી ભાંગતાં ગયા અંકમાં જણાવ્યું હતું કે "ધર્મનિષ્ઠાવાળા વાઇસરોય જે તંત્રના વડા છે તે તંત્રે પણ-સરકારે પણ એક તટસ્થ પ્રમાણિક સન્નિષ્ઠાવાળા સજ્જનને વચમાં રાખી બંનેનો તકલોડ કરવા માટેનો પ્રબલ ને સખત પ્રયાસ કરવાની જરૂર છે. તેમ થાય તોજ ગુંચાયેલ કોકડું ઉકેલી શકાય ને અસંખ્ય, શ્રદ્ધાળુઓ-યાત્રાના આતુરોની મનોતૃપ્તિ કરવાનું સુભાગ્ય પ્રાપ્ત કરી શકાય!

કોઇ બીજાને રાખવા કરતાં ના. વાઇસરોયે પોતેજ વચમાં રહી કાર્ય સિદ્ધિ કરી છે. ' ટાઇમ્સ ઑફ ઇંડિયા ' તા. ૩૧-૫-૨૮ના અગ્ર લેખમાં જણાવે છે કેઃ—

"Something higher than the ordinary means of fighting and negotiation was needed to prevent this proceeding for further generation. It was that higher touch which His Excellency the Viceroy provided when he intervened and succeeded by his understanding Sympathy and tact in bringing the two sides together to negotiate not as antagonists but as partners in common trouble"

શેઠ કીકાભાઈ પ્રેમચંદ રાયચંદે શત્રુંજય કમિટીના પ્રમુખ તરીકે ઘણી સેવા બજાવી છે. તેઓ ડેપ્યુટેશનમા પાલીતાણા નરેશ સાથે સમાધાની કરવા માટે જઇ આવ્યા, તેમના સુપ્રયાસથી નામદાર વાઇસરોયે વચમાં પડવાનું શિરે લીધું, સીમલામાં જઇ ત્યા થયેલ નિમંત્રણામા ભાગ લીધો અને આખરે થયેલા કરારપત્રમાં પહેલી પ્રથમની તેમની સહી થઇ ને ત્યારપછી શ્રી આ૦ ક.ની પેઢીના વહીવટદાર પ્રતિનિધિઓએ કરી. આ બનાવ પણ અતિ મહત્ત્વનો છે. શત્રુંજય કમિટી નીમવાનું પગલું વ્યાજબી હતું અને તેણે ખરૂં કામ કરી બતાવ્યુ છે એની સમાજને ખાત્રી થઇ હશે. અમે શેઠ કીકાભાઇને આ સંબંધે હૃદયપૂર્વક અભિનંદન આપીએ છીએ અને તેઓશ્રી સંઘની ભારે સેવા લાગણીપૂર્વક બજાવવા માટે સમાજના ધન્યવાદને તેઓ અવશ્ય પાત્ર ગણી શકાય.

શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી, જૈન શ્વે૦ કૉ. ઑફિસ તેમજ બીજી સંસ્થાઓએ પોતાથી બની શકતો ફાળો આ તીર્થની લડત માટે આપ્યો છે, તેથી તેઓ પણ આ સમાધાનના જશમા હિસ્સેદાર છે.

આ વખતે પાલીતાણાના ઠાકોર સાહેબ શ્રી બહાદુરસિંહને પણ ધન્યવાદ આપવા ઘટે. તેમણે પક્ષકાર તરીકે રહી અમુક સમય સુધી ખૂબ ખેંચ્યું, પોતાના રાજવી તરીકેના હક્ક છે ને તે ગમે તે ભોગે પોતાને રહેવા જોઇએ--એમાં જરાપણ છૂટ છાટ મૂકાવી ન જોઇએ એવો તેમનો આગ્રહ હતો. મી. વૉટ્સનના ચુકાદા પહેલાની સને ૧૮૭૭માં જે સ્થિતિ હતી તે સ્થિતિ સ્વીકારવામાં પણ પોતાની ના હતી અને સેક્રેટરી ઑફ સ્ટેટ આદિના ચુકાદાને ચીવટ પણે વળગી રહ્યા હતા એથી એપ્રિલની મસલતો પડી ભાંગી; પણ છેવટના આ કરારપત્ર વખતે પોતે બતાવેલી fine statecraft સુંદર મુસદ્દીગિરિ, અને લાગણી ભરી સહાનુભૂતિ ખરેખર પ્રશંસાપાત્ર ગણાય.

એકંદરે જોતાં અને આખર સુધી લડતા હિંદી પ્રધાન પાસેથી આપણને શું મળત એ વિચારતા તથા આ ઝઘડો આમને આમ લંબાતાં પાલીતાણાની રૈયતને પડતો ત્રાસ તથા યાત્રાળુઓના હૃદયને રહેતો આઘાત વગેરે ધ્યાનમા લેતાં આ સમજૂતી સંતોષકારક ગણાય, ને તેથી ' સૌ સારૂં જેનું છેવટ સારૂં ' એ ન્યાયે એક રીતે આપણને ખુશાલી થવી જોઇએ. પરંતુ હર્ષઘેલા થવાની કે ફુલાઇ જવાની સ્થિતિમાં કોઇએ રહેવાનું નથી. સાઠ હજારની રકમ પહેલાના કરતાં ચાર ગણી રકમ, એ અતિશય વધુ છે, પરંતુ રકમનો સવાલ ના૦ વાઇસરોય ઉપર રાખેલ હોવાથી વૉટ્સને ઠરાવેલ સોમાથી પંદર બાદ કરતાં રહેતા પંચાશીનું અર્ધું સાડી બેતાલીશ એટલે પછી પીસ્તાલીશ હજાર મૂળ રકમ કરતાં વધુ એટલે કુલ સાઠ હજારની રકમ તેમણે નક્કી કરી તે બંને પક્ષકારોને સ્વીકાર્યા વગર છૂટકો નથી. જૈનોના હકો કે જેના પર રાજ્યતરફથી ઘણી ઘણી વાર આક્રમણ થયેલા, ને તે સંબંધી કેસ ઉભા થયેલ, ફર્યાદો અરજીઓ થયેલ તે બધાનો નિકાલ આ કરારપત્રમા કરવામા આવ્યો છે. શ્રી શત્રુંજયનો ડુંગર સને ૧૮૭૭ના માર્ચની ૧૬ મી તારીખના ઠરાવ નં. ૧૬૪૧ મા મુકરર થયેલા જૈનોના હકો અને મૂકાયેલી મર્યાદાઓને આધીન, પાલીતાણા રાજ્યમાં આવેલો છે અને તેનો એક ભાગ છે એમ કલમ ૧ લીમાંજ નક્કી થયું છે. પાલીતાણાની કોર્ટોમાં જૈનોએ જવાની વાત હતી તે રદ થઇ છે ને પાલીતાણા નરેશ પાસે ફર્યાદ કરતાં જે હુકમ તેઓ કરે તે પર જૈનો 'સરકારને ફર્યાદ કરી શકે ને

તે એજંટથી તે બધી છેવટની પ્રાયરી સુધી બંને પક્ષો જઇ શકે એ ૧૩ મી કલમમાં સ્વીકારાયેલી વાત ન્હાની સૂની નથી. બ્રિટિશ દરમ્યાનગિરિ બંનેએ સ્વીકારી છે એટલે કાંટાબાજ હુકમો નિર્ણયો થવાની વકી રહેશે નહિ. દરેક કલમ છણવા જેવી છે અને ખાસ કરી ૧૭ મી કલમથી દરેક પક્ષકારના શું શું હક્કો નિર્ણીત થાય છે તે તપાસવાનું છે. આ તપાસ હવે પછી જોઇશું.

હવે શેઠ આણંદજીની પેઢીએ શું કરવાનું રહે છે, સાઠ હજારની રકમ દર વર્ષે અપાય તે માટે કાયમની વ્યવસ્થા કેમ કરવી, તીર્થમાં કયા સુધારા કરવા, ધર્મશાળાઓના વહીવટ સુનિયંત્રિત કેમ રાખવા, પોતાના વહીવટ પરની શંકાઓ કેમ દૂર કરવી (કે જે વહીવટના એક અંશ પ્રત્યે હમણાંજ અમદાવાદના વકીલ રા. ચીમનલાલ ઠાકરે એક મોટો અંગ્રેજી પત્ર પેઢીને લખેલ તેની નકલ તેમણે અમને પૂરી પાડી છે) એ વગેરે પર તે પેઢીએ તેમજ સમાજે ખૂબ વિચારવાનું રહે છે.

આપણું ઘર વ્યવસ્થામાં મૂક્યા વગર છૂટકો નથી, આપણી અંદરના કલહો, કલેશો, વિવાદો દૂર કરી એક સંપી અને એક રાગથી વર્તી શકીએ અને દરેક જાતના સહકારથી આગળ ધપી શકીએ એ સ્થિતિપર આવી દરેક તીર્થનું રક્ષણ કરવાનો અને તે સંબંધમાં ન્યાય મેળવવાનો છે. સમાજે આપણા દરેક તીર્થનું વાતાવરણ પવિત્ર, શાન્ત અને સ્વચ્છ રહે તે જોવાનું છે અને તેમાં જે જે અંતરાયો હોય તે દૂર કરવાના છે.

છેવટે બંને પક્ષો વચ્ચે પ્રેમભાવના અને અમીદૃષ્ટિ રહે, હવે પછી કોઈ પણ જાતનો વિખવાદ કે વૈમનસ્ય ઉત્પન્ન ન થાય અને ગઇ ગુજરી ભૂલી જવાય એમ ઇચ્છીએ છીએ.

પાલીતાણા નરેશે 'યાત્રાળુઓના વ્યક્તિગત માલ પર ઉઘરાવવાની જગાત જે એક ફરીઆદનું મૂળ હતું તે દૂર કરવાનું કબૂલ્યું હતું.' અંગત ઉદારતા બતાવી હતી, તે પ્રમાણે યાત્રા ૧લી જુને ખુલી થઈ તે વખતે તેમનું વર્તન ન થયું, ને તે ભવિષ્યમાં કોઇ રૂડા પ્રસંગે થશે એમ કહેવામાં આવ્યું તે અમારા માનવા પ્રમાણે ઠીક થયું નથી. યાત્રા ખુલી થાય ત્યારથીજ તે ઉદારતાનો અમલ કરવાની કબૂલાત હતી એમ જણાવવામાં આવે છે. કબૂલાત પ્રમાણેજ અમલ થવો-કરવો એ ધર્મ સર્વનો છે.

# અમારો ખેડાનો જ્ઞાન પ્રવાસ.

લખનાર—તંત્રી.

મુંબઇ આ વર્ષની તા. ૧૨ મી મે ને શનિવારે શ્રી જિનવિજયજીને જર્મની તરફ સિધાવવા પ્રત્યે વિદાયગીરી આપી તેજ રાત્રે ગુજરાત મેલમાં પુસ્તક ભંડારો જોવા ખેડા જવા ઉપડયો. મહેમદાવાદ આવી ત્યાંથી ભાડાની મોટરમાં ખેડા આવી પહોંચ્યો. ત્યાં ઝવેરી શ્રીયુત રતિલાલ મોહનલાલ દલાલ આદરસત્કાર હૃદયભેર આપવા તૈયારજ હતા, તેમને ત્યાં ઉતારો કરી તુરત જ ત્યાંના અગ્રેસર શેઠ ખાલુભાઇ ભાઇલાલને ત્યાં જઇ તેમને સાથે લઇ મોટા મંદિર ગયા; ત્યાં ભીડભંજન પાર્શ્વનાથ તેમજ અમીઝરા પાર્શ્વનાથનાં દર્શન કર્યા. અતિ ઉલ્લાસમાન આનંદ થયો. પછી પુસ્તકભંડારની ટીપ ત્યાં રહેતા ભાગ્યરત્નમુનિએ પ્રેમપૂર્વક પૂરી પાડી, અને દાબડાઓ કાઢી આપ્યા.

આ મોટા મંદિરમાં રહેલા પુસ્તક ભંડારને નં. ૧ કહીશું. તેમાં કુલે પુસ્તકો રત્નશાખાના શ્રીપુજ્ય શ્રી સુમતિરત્ન સૂરિનાં હતાં તે છે. તેમાં ૮+૩ એટલે ૧૧, દાબડા છે. આઠ દાબડા પૈકી પહેલા પાંચ દાબડામાં ૧૯૪ પ્રતો સંસ્કૃત-પ્રાકૃત છે જ્યારે છઠા સાતમા અને આઠમા દાબડામાં ભાષામાં રાસ ચોપાઇ આદિની પ્રતો ૧૨૧ છે. પછીના ત્રણ દાબડા કે જે જોડા પર છે તેમાં પહેલા બે દાબડામાં ૧૯૧ પ્રતો સંસ્કૃત પ્રાકૃત ગ્રંથો છે જ્યારે ત્રીજામાં ૫૯ જ્યોતિષના હસ્તલિખિત પુસ્તકો છે. એટલે કુલ ૫૫૫ હસ્તલિખિત પ્રતો છે. આ ૧૧ દાબડા કાગળના ખેપટાના રંગિત જુના બનાવેલા દાબડા છે ને તે સુવ્યવસ્થિત રીતે ઉધઇ ન પડે તેમ ભાગ્યરત્નમુનિ સાચવે

છે. આ ઉપરાંત ભાગ્યરત્ન મુનિ પાસે પોતાના બે ત્રણ દાબડા છે તે ઉપરાંત પટારામાં તુટક ઘણું પડયું છે ને કેટલાક પોટલાંમાં પણ તુટક છે. ભાગ્યરત્નમુનિ પાસેના આ સંગ્રહને નં. ૨ કહીશું.

આ બધા દાબડાઓનો મોટો ભાગ મારો ઉતારો શ્રીયુત રતિલાલભાઇને ત્યાં રાખ્યો હતો ત્યાં દિન રાત જોઇ શકું તેવી રીતે મારામાં સંપૂર્ણ વિશ્વાસ રાખી પૂરો પાડવામાં આવ્યો હતો. તે માટે શેઠ બાલુભાઇ તથા ભાગ્યરત્નમુનિનો અતિ ઉપકાર થયો છે. રતિભાઇએ પોતાના ત્રીજા માળની મેડી અલાયદી કાઢી આપી દરેક જાતની સગવડ કરી આપી હતી. તેમનો ઉપકાર તો અવર્ણનીય છે.

ત્યા મુનિ ચંપકવિજય મળ્યા. તેમણે ખબર આપી કે પરાના દેરાસરમાં પણ ઘણાં પુસ્તકો હતાં તો ત્યાં તપાસ કરતાં જરૂર કંઇને કંઇ મળી આવશે. તો ત્યાંના વહીવટ કર્તા ભાવસાર શ્રાવક બંધુઓની પાસે તપાસ કરવી યોગ્ય છે. આ વકીલ શ્રીયુત નાથાલાલ છગનલાલ મોદી B. A. LL. B. ને કહેવામાં આવતાં તેમણે તુરતજ તપાસ કરી ને શ્રી દામોદર વિઠલ ને મગન વિઠલ ( કે જે બંને ભારસાર ભાઇઓએ એક સુંદર ધર્મશાળા પરાના દેરાસરની લગોલગ લગભગ વીસ હજારને ખર્ચે કરાવી છે ) તેમને મળતાં તેમના તરફથી રા. મનસુખલાલે ત્યાના અપાસરામાંથી દાબડા કાઢી આપ્યા ને તે ધર્મશાળામાં ભાગ્યરત્ન મુનિને પાસે રાખી જોવાની સગવડ કરી આપી. આ માટે ખાસ કરી વકીલ નાથાલાલ ભાઇનો પરમ ઉપકાર છે; તે ભંડારને નં. ૩ કહીશું. આ ભંડાર જોતાં જણાય છે કે તે મૂળ ભંડાર છે ને તેમા કેટલાંક પુસ્તકો સારા સારાં છે, પણ તેની વ્યવસ્થા બરાબર નથી. તેની ટીપ થઇ નથી ને કોઇને બતાવતાં તેમાંથી ગયેલ પુસ્તકોની ચોરીનો સંદેહ રહેતાં ગમે તેને બતાવતાં સ્વાભાવિક રીતે ડર રહે છે. ભાવસાર ભાઇઓ શ્રદ્ધાળુ છે, પરંતુ જ્ઞાનનો પ્રકાશ તેમનામાં ઓછો, એટલે પુસ્તકોને માત્ર સાચવી રાખવા સિવાય તેની ટીપ કરાવવી, તેને યોગ્ય વ્યવસ્થામાં રાખવાં, તેને વારંવાર જોઇ ઉધઇથી મુક્ત રાખવાં વગેરે તેઓથી બનતું નથી. આમા એટલી બધી તુટક-પાનાં-પ્રતોની સામગ્રી છે કે તેને યોગ્ય વિદ્વાન પાસે જોવરાવી તે દરેકને છૂટી છૂટી પાડી તેમાં નામ નોંધી વ્યવસ્થિત ધોરણપર મૂકવાની પૂરી જરૂર છે. આ સર્વનો ઉદ્ધાર સત્વર અને યોગ્ય સ્વરૂપમાં થવો ઘટે. તે માટે અમારો નમ્ર અભિપ્રાય એ છે કે આ સર્વ ભંડાર મોટા મંદિરમાં રહેલા ભંડાર સાથે એકત્રિત કરવો અને સૌથી ઉત્તમ માર્ગ તો એ છે કે આ બધા ભંડાર એક 'જ્ઞાનમંદિર' બંધાવી તેમાં સહુને સુલભ થાય અને વ્યવસ્થિત રીતે સર્વ પ્રતો જળવાય તેમ રાખવાની પૂરી જરૂર છે. ભાગ્યરત્નમુનિ આવું એક મંદિર બંધાવવાની અભિલાષા રાખે છે તો તે અભિલાષા સત્વર પૂર્ણ થાય, તેમ ખેડાનો સંઘ અને ત્યાંના જ્ઞાનરસિક ભાઇઓ કરશે, અને તેમાં રસુલપુરના ભાવસાર બંધુઓ સહાય આપશે.

મોટા મંદિરમાંના સંગ્રહની ફેરિસ્ત દરેક પ્રત છુટી પાડી કરવામાં મુનિમહારાજશ્રી અમરવિજયજીના વિદ્વાન્ શિષ્ય ચતુરવિજયજીએ જે મહેનત લીધી છે તેથી મને તે ભંડાર જોવામાં ઘણી સગવડ પડી હતી. હજુ ઘણું તૂટક અને છુટું પાડયા વગરનું ત્યાં તેમજ રસુલપુરાના ભંડારમાં છે તે સર્વ વ્યવસ્થિત આકારમાં મૂકવા વિદ્વાન્ મુનિયો યા શ્રાવકોની સહાયની પૂરી જરૂર છે. અમારાથી વધુ રોકાવાય તેમ હતું નહિ. નહિતર તે કાર્ય એક માસ રહીને કરી શકાય તેમ છે. છતાં તે અમારા તરફ તૂટક બધું મોકલવામાં આવે તો તે બધું તુટક છૂટક વ્યવસ્થિત આકારમાં મૂકી દેવાનું વચન અમે આપી આવેલ છીએ.

ખેડા એક પ્રાચીન શહેર છે અને તે સંબંધી હકીકત ખેડા સંબંધીના ગેઝેટીયરમાંથી મળી શકે તેમ છે. તેને સંસ્કૃતમાં ખેટકપુર એ નામ કેટલાક સૈકાથી જૈનમુનિઓ વાપરતા આવ્યા છે. ખેડામાં વાત્રક અને શેઢી એ બંને નદીઓનો સંગમ થાય થાય છે. સામેજ હરીઆલુ નામનું ગામ છે કે જ્યાં એક વડ નીચેથી ભીડભંજન પાર્શ્વનાથની પ્રતિમા નીકળી હતી, ને તે ખેડામાં સ્થાપી હતી એમ બોલાય છે. તેના મંદિરનો જીર્ણોદ્ધાર સં ૧૭૮૪ ના જેઠ સુદ ૧૦ ને દિને કરી પુનઃ તે પ્રતિમાને નવા મંદિ-

રમાં પ્રતિષ્ઠાપિત કરી હતી. ઉદયરત્ન નામનાં ગુર્જર કવિએ ખેડામાં ઘણો વસવાટ કર્યો છે અને તેમના સંબંધમાં તેમની કૃતિએ જુદે જુદે સ્થળેથી મળી આવી તે કરતાં થોડી વધારે કૃતિઓ પણ ને તે પૈકી કેટલીક પોતાના હસ્તાક્ષરમાં ખેડામાંથી મળી આવી તેમજ તેમના સંબંધી કેટલીક હકીકતો મળી આવી તેમના સંબંધમાં એક પ્રતમાં તેમની રચેલી પોતાના ગુરૂભાઇ હંસરત્નની સઝાય પૂરી થયા પછીની એક સઝાયની શરૂઆતની બે કડીઓ મળી. પણ વિશેષ કડીઓવાળું પાનું દુરભાગ્યે ન સાંપડયું, નહિ તો તેમાંથી જન્માદિ સંબંધે કદાચ કંઇક મળત અને તે ન મળત તો સ્વર્ગવાસના સ્થળ અને સમય સંબંધી જરૂર જાણવાનું મળત. હજુ પણ રસુલપુરાની તૂટક સામગ્રીમાંથી શોધખોળ થાય તો ઉપરોક્ત ખૂટતું પાનું જરૂર માટે એવી આશા રહે છે. તે ઉદયરત્નની શાખાનાજ દેવરત્નની લખેલ છે.

ત્યાં સુમતિરત્ન જૈન લાયબ્રેરી છે તેમાં ત્રણ દાબડા હસ્તલિખિત પ્રતોના હતા તે તેના સ્થાપક અને આત્મારૂપ શ્રી સોમચંદ પાનાચંદે મને ઘેર બેઠાં પુરા પાડયાં તે માટે તેમનો પણ હું ઉપકૃત છઉં. તે લાયબ્રેરી સંબંધી મારો અભિપ્રાય ત્યાં જણાવેલો તે હવે પછી આપીશ.

તા. ૧૬ મી મેએ માતર કે જે ત્રણેક ગાઉ ખેડાંથી દૂર છે ત્યાંના સાચા દેવના દર્શને ગયા. તે તીર્થ પહેલાં ઘણું પ્રસિદ્ધ હતું ને ત્યાં ઘણા યાત્રાળુઓ આવતા. ભોયણી ને પાનસર એમ બે નવાં તીર્થો થયાં એથી ત્યાં જતા યાત્રાળુઓની સંખ્યા ઓછી થતી ગઈ તેના સંબંધમાં નીચેની ટુંક હકીકત છે કે:—

પૂર આવ્યું છતાં ગાડું ને તેના માણસો કોરા રહી નદી ઉતરી ગયા ને તેથી આ સાચા દેવ છે એમ પ્રસિદ્ધ થયું.

આ પ્રતિમાજીને સં. ૧૮૫૩ ના શ્રાવણ માસમ માતર લઇ જવામાં આવ્યા. પરોણાદાખલ એક ઓરડીમં બાજઠો ઉપર પધરાવ્યા. આ સાચાદેવની આમોગાર પ્રતિષ્ઠા ચાલી. સં. ૧૮૫૪ માં મૂળનાયકનું ત્રણ શિખરનુ સુંદર અને નાનું દેરાસર ઘણા લોકોની મદદથી બંધાયું ને આ મહારાજની પ્રતિષ્ઠા સં. ૧૮૫૪ ના જેઠ શુદિ ૬ ગુરૂવારને રોજ કરવામાં આવી. લોકો ઘણા આવતાં ઉપજ વધતી ગઇ. ત્યાર પછી સં. ૧૮૯૭ ના મહાશુદ ૫ ને રોજ ભમતીની પ્રતિષ્ઠા થઈ. ભમતીની બાવન જિનાલયની પ્રતિમાઓ પાલીતાણેથી ભાવિક ભકતો પોતાની મેળે લઇ આવ્યા. અને માતરમાં લાવી તેમની પધરામણી કરી. સં. ૧૯૩૯ શ્રાવણ શુદી ૪ રોજ સાચાદેવ મહારાજનું શિખર પડી ગયું; તે શિખર સં. ૧૯૪૧ માં જેઠ માસમાં ચડાવ્યું તેમજ ધ્વજા ચડાવી

ખેડા જીલ્લાના માતર તાલુકાના બરોડા નામના એક નાના ગામમાં ત્યાંની વાત્રક નદીના કિનારા પરથી સાતમા સુપાર્શ્વનાથની પીળા પાષાણની નીકળેલી પ્રતિમા ત્યાંના વણકરોએ તુલસીકયારામાં પધરાવી હતી, ને તેનામાં ત્યાંના વણકરોની ઘણી ભક્તિ હતી. આ પ્રતિમા આખરે માતર સં. ૧૯૬૦ મહાશુદ ૧૪ ને દિને લાવવામાં આવી. સુરત-માં તેનું અંજન કરાવ્યું ને તે વર્ષના વૈશાખ શુદ ૧૫ને દિને શુક્રવારે શેઠ બહેચર મોતીલાલની વિધવા બાઇ પારવતી બાઇએ માતરમાં સ્થાપિત કરાવી-બેસાડી.

(આ ઉપરના ત્રણે પારાની હકીકત 'શ્રી જૈન (જૈન માર્તંડ) સુર્ય' એ નામની સં. ૧૯૬૩ માં માતરના શા. સાંકળચંદ હીરાચંદે છપાવી પ્રગટ કરેલી એક નાની ચોપડી ખેડાના શેઠ બાલુભાઈ ભાઈલાલે પૂરી પાડી તેમાંથી લીધેલી છે.)

# રાજીમતી સજ્ઝાય અને નેમિનાથ ફાગ.

જનમ્યા જેસલમેર સુરતિ સંભાલી રાની ઝેડતે-એ દેશી

પ્રણુમી સદ્ગુરૂ પાય ગાયસ્તું રાજીમતી સતીજી
જિણુરો શીલ અખંડ, પ્રિતિ ભોખ્યે દેવર જતી. ૧
નાહ વાદલુંને નેહ રૈવંતગિરિ ગઇ કામિનીજી,
મારગ બુઠોજી મેહ, ચિહું દિસી ચમકે દામિનીજી. ૨
ભીની ચુનડી ચીર, ચીર નિચોવે ગુફા જિહાંજી
દેવર દેખી દેહ, ચતુર ચુકયો કાઉસગ જિહાંજી. ૩
બોલ્યૌ મુનિવર બોલ, મૃગનયણુ દેખી કરી,
મથુરા કરસ્યાંજી રાજ, તુઝ ઉપરિ પ્રિતિ મેં ધરીજી. ૪
છોડો બિહર વાદ, નરકાવાસે કાઇ પડો,
વિરતો વિષય વિકાર, ભવસાયરમેં કાઇ પડોજી. ૫
સુન્દર સાભલી શીખ, કઠિન હીયો કુવથે કરોજી
બોલો વચન વિમાસ, પાપપિંડ કિસી ભરોજી. ૬
જગમેં જોવનજોર, જલતંતૂ જિમ ગજ ગ્રહેજી,
જોવન જલનો હો પૂર, ગ્યાની ગજ અલગૌ રહેજી. ૭
જોબન દિવસ વિચાર, ચંદ્રમુખી રસ ચાખીયેજી
યાદવકુંવરા યોગીંદ, ઉછી મતિ કિમ ભાખીયેજી. ૮
તુઝ બંધવ મુઝ નાહ, સમોસરણુ લીયા કરેજી,
જિનરી મોટી હો લાજ, સુરપતિ જઇ ચામર ધરેજી. ૯
સરમાણો સુકુલીણુ, ચારિત ચોખે ચિત્ત ધરેજી,
સતિય સુણીને સીખ, ભવસાયર હીલે તરેજી. ૧૦
નેમિસર પગ વાદિ ચોખે ચિત્ત અણુસણુ કરેજી
મુનિવર માહે સિદ્ધ, વેગે કરિ સદગતિ વરેજી. ૧૧
જે નર પાલે શીલ, સુરતરૂ સમ જિનવર કહ્યો
કહે કવિયણુ પ્રભુ એમ, અવિચલ પદ રાજુલ
લહ્યોજી. ૧૨

( દિલ્હી માલીવારાથી વકીલ શ્રીયુત ઉમરાવસિંઘ ટૈંક ઉપરની કવિતા તેમની પાસેના ગુટકામાંથી ઉતરાવી મોકલી છે તે અત્ર પ્રકટ કરી છે. )

---

રાગ ત્રિભંગી

મંગલકારણે માનનિ મહિઅલિ, સમરી સારદમાય
નેમિ નિરંજન છયલ છબીલો, ગાવત સબ સુખ થાય. ૧
રંગિલી રામતિ ખેલના હો, અહો મેરે લલના
જોવનવય જદુરાય, મિલિએં મન મોહન મેલના
હો. આંચલી.

ચૂઆ ચંદન ચંગ ચમેલી, તેલ ફુલેલ જ બાહિ
લાલ ગુલાલ અબીર ઉડાવત, ગોવિંદગોરિ રમેં
ઉનમાદ. રંગી. ૨

નારાયણુ ઔર નેમિ નિરંજન, સોલ સહસ વ્રજનારિ
ખેલન હિં ખંડોખલિ નીરેં, ઝીલત યું ગજરેવા
વારિ. રંગી. ૩

ગોરિસિ ભોરિસિ થોરિસિ કામસિ, અંખુ સમારી આપ
નયન બાન મેંદાન ચલાવેં, માનું દો ભમુહ
ચઢાઇ ચાપ. રંગી. ૪

રૂખમનિ વેણિ બનાય સિર સિંથો, આગિં ઠાઢી આય
માનુ મહી મિલનેં અબ આયો, મંગુલ હિંગુલ
આરૂણુ કાય. રંગી. ૫

નેહ ગહેલી સમે સહેલી, હરિ સનકારી નારિ
લાજ કહા ઇનસું તુમ્હ ખેલો, નયનની કરિ
મનુહારિ. રંગી. ૬

ચંગ મૃદંગ વેણુ શ્રીમંડલ, તરલ તાલ કંસાલિ
ઢોલ દડદડી ભેરિ નફેરી, બાજત ગાવત ગીત
રસાલ. રંગી. ૭

કસતૂરી કપૂર કુમકુમા, કેસર કો બહુનીર
ભરિ ભરિ સોવિન સુંદર સિંગી, છાટત આપ
રહી એક તીર. રંગી. ૮

જાંબવતી પદ્માવતી પદમિણિ, રૂપમતી ગુણગેલિ,
ઘેર લિઉ બિચમેં નિજ દેઉર, ભૅમરા ભમેં યું
મોહણુવેલિ. રંગી. ૯

ગોરી ગંધારી ઔર રાધા, ચંદકલા અતિ અંગ
દેઉર હિર ઉરસ્યુ પ્રતિ ભીડી, પ્યારો પ્રભુ લાગતહિ
મોહિ અંગ. રંગી. ૧૦

ખંડોખલિ માહિં ગિરાવેં, એક સિર નામેં નીર,
ભિગાર ભરી ઉર છાંટે, એક ઉડાવે અતુપ
અબીર. રંગી. ૧૧

હિ લાખ એક કોડિ કલસ ભરિ, નવરાયો જિનરાજ
કુલ એ અમરે નવિ કીનો, કઇસિ તુમ્હ કરોગી
અબ આજ. રંગી. ૧૨

ત્યભામા સુર બાનિ કાને સુનિ, ઓર રાધા રૂખમણ્ય
સંવ છોરિ દિઓ તુમ્હ ધનકો, એહિ કરિણે અબ
કારણ્ય. રંગી. ૧૩

ઓ (કરો) બ્યાહ સુતી અમ્હ બયનાં, સત્યભામા
કહે સાચ
ંકિત (?) થઈ ટાઢો રહ્યો આગેં, મુખથી કછુ
ન હા નિકસી વાચ. રંગી. ૧૪

માન્યો માન્યો કહેં બહુ માનિનિ, ઓર અજકી
સબ નારિ
હરખિત વદન ભએ ગોવિંદા, સમુદ્રવિજય સિવાદે
પરિવાર. રંગી. ૧૫

ગોદ બિછાહિ કહેં સત્યભામા, ગોવિંદસ્યું વારોવારે
વેગિ વિવાહ કરો જિનજીકો, ફિરિ ફિરિ લેઉ તુમ્હકી
બલિહારિ. રંગી. ૧૬

સુરગજગામિની ભામિની ભામા, લઘુ ભગિની અતુરૂપ,
ઇસી ન કોઉ ભુવનમિં કન્યા, ઉરવસી સરસ સરૂપ
રંગી. ૧૭

રાજુલ મંજુલ નયન બયન હિં, ઉગ્રસેન નૃપ ધૂઅ,
સબ ગુણસાગર નાગરિ એહિં, માનું મદનકી એ
રતિ-ભૂપ. રંગી. ૧૮

બ્યાહ મનાઇ બ્યાહનકું ચાલે, નેમિ યાદવ સવિસાજે
પ્રાણીવધ દેખી રથ વાલ્યો, પરમપદ ભજનકે કાજે.
રંગી. ૧૯

વરસીદાન દેઇ સમઝાઇ, માતપિતા મન રંગિ
દીખ લીઇ ઉજ્જલગિરિ આંપેં, રાજુલ સામિકરેં
સુખસંગિ. રંગી. ૨૦

નેમિનાથ ધિન ધિન રાજુલજી, સવિ સતિઆં સિણગાર
દુક્કર દુક્કર કારક દોઇહિં, જનમથી જે બાલ
બ્રહ્મચાર. રંગી. ૨૧

પુણ્યકથા કહતાં જિનજીકી, પાવન ભઇ મેરી જીહ
લબધિ કહે જિન નામ તુંમ્હારો, જા દિન સુણિએં
તે ધિન દીહ. રંગી. ૨૨

—ગણિ આણંદવિજય લિખિત પુણ્યાર્થે પત્ર ૧
સુરતના ડાહ્યાભાઈ મોતીચંદના સંગ્રહમાંથી.
—તંત્રી.

---

# સ્ત્રી પુરૂષના બળાબળની મીમાંસા.

લેખકઃ—પંડિત સુખલાલજી.

કોઇ કહે છે કે સ્ત્રીઓએ પુરુષોનું પૌરુષ હર્યું. બીજાઓ વળી કહે છે કે પુરુષોને લીધેજ સ્ત્રીઓ અબળા બની. આ બેમાં કોઇ એકજ કથન સાચું છે કે બન્ને સાચાં છે કે બન્ને ખોટાં છે એ પ્રશ્ન છે. એનો ઉત્તર મેળવવા ઇચ્છનારે વિશેષ ઉંડા ઉતરવું જોઇશે. વિકારનો વેગ માત્ર અમુક જાતિ સાથે સંબંધ નથી ધરાવતો. તેને તપાસવા આત્માની ભૂમિકાઓ ઉપર દૃષ્ટિપાત કરવો પડશે.

સ્ત્રી હોય કે પુરુષ બન્નેમાં આત્મા સમાન છે. વાસનાના કૃત્રિમ વાતાવરણથી તેજ ખંડિત ન થયું હોય એવો જાગતો તેજસ્વી આત્મા સ્ત્રીના શરીરમાં યે હોઇ શકે અને પુરુષના શરીરમાં યે હોઇ શકે. કાવ્ય, કળા, વિદ્યા કે ધર્મના ભવ્ય સંસ્કારો માત્ર અમુક જાતિ સાથે સંકળાયેલા નથી હોતા. એ સંબંધમાં આલંકારિક રાજશેખર પોતાની કાવ્ય મીમાંસામાં કહે છે કે—પુરુષની પેઠે સ્ત્રીઓ પણ કવિ થાય. કારણ કે સંસ્કાર એ આત્મા સાથે સંબંધ ધરાવે છે. તે સ્ત્રી કે પુરુષ એવા વિભાગની અપેક્ષા નથી રાખતો. અનેક રાજપુત્રીઓ, મંત્રીપુત્રીઓ, ગણિકાઓ અને સ્ત્રીઓ શાસ્ત્ર અને કવિ તરીકે

સંભળાય છે અને જોવામાં પણ આવે છે.'

સ્ત્રી જાતિના બળ અને શીળ વિષે શંકા ઉઠાવનારને ઉત્તર આપતાં સાહિત્યસ્વયંભૂ હેમચંદ્ર (પોતાના યોગશાસ્ત્રની ટીકામાં યોગશાસ્ત્ર પૃ. ૨૦૮ થી) બહુજ માર્મિક ભાષામાં વિસ્તારથી કહે છે કે–સ્ત્રીઓ પુરુષોના જેટલીજ દાન, સંમાન અને વાત્સલ્યની પાત્ર છે. કારણ કે તેઓ પણ પુરુષ જેટલીજ યોગ્યતા ધરાવે છે. અમુક સ્ત્રીવ્યક્તિઓ યોગ્ય ન હોય કે દૂષિત હોય તે ઉપરથી આખી સ્ત્રી જાતિને બલ કે શીળહીન માનવામાં આવે તો પુરુષ જાતિને પણ તેવીજ માનવી જોઇએ. કારણ કે અનેક પુરુષો પણ ક્રૂર કૃતઘ્ન અને મૂર્ખ હોય છે. અનેક પુરુષો યોગ્ય પણ મળે છે તેથી આખી પુરુષ જાતિને અયોગ્ય કહી ન શકાય એવી દલીલ કરવામા આવે તો તે દલીલ સ્ત્રીના વિષયમાં સરખીજ લાગુ પડે છે. કારણ કે અનેક ત્યાગી અને ગૃહસ્થ સ્ત્રીઓ પુરુષવંદ્ય અને દેવવંદ્ય થઈ ગઇ છે.

વિદ્વાનોના એ અનુભવની સત્યતા સાબીત કરનારાં અનેક પ્રાચીન આખ્યાનો આપણા આર્યશાસ્ત્રમાં છે. અત્યારે અહીં એવાં કેટલાંક આખ્યાનો જોઈશું કે કોઇમાં પુરુષ અડોળ રહી સ્ત્રી તરફ નિર્વિકાર રહે છે અને કોઈમાં સ્ત્રી નિર્વિકાર રહી ઉલટી પડતા પુરુષને સ્થિર કરે છે.

પહેલું આખ્યાન હિંદુશાસ્ત્રમાં પ્રાચીનમાં પ્રાચીન ગણાતા ઋગ્વેદમાનું છે અને બીજાં બે આખ્યાનો જૈન આગમોમાના છે અને બે આખ્યાનો બૌદ્ધ સાહિત્યમાનાં છે. ઋગ્વેદના એ આખ્યાનમા ભાઇ અને બ્હેનનો પ્રસંગ છે. બ્હેન યમી ભાઈ યમને પરણવા પ્રાર્થે છે. યમ એ અધર્મ માર્ગે જવાની ના પાડી પોતાની બ્હેનને અન્ય કોઇ તરુણ સાથે જોડાવા સમજાવે છે. બ્હેન બહુ લલચાવે છે, ધમકાવે છે. ને શાપ પણ આપે છે. પરંતુ ભાઇ યમ પોતાના અખંડિત તેજોબળથી એ કશાની પરવા નથી કરતો ને પોતાના નિશ્ચયમાં મક્કમ રહે છે. આ આખ્યાનમાં પુરુષાત્માના જાજ્વલ્યમાન આત્મતેજનું દર્શન થાય છે અને સ્ત્રી આત્માના વામનારૂપ આવરણનું દર્શન થાય છે.

તેથી ઉલટો દાખલો જૈન આખ્યાનમાં છે. એમા ભાઈ ભરત ચક્રવર્તી ઓરમાન બ્હેન સુંદરીને સ્ત્રીરત્ન બનાવવા ઇચ્છે છે. એ યુગ ભાઈ બ્હેનના લગ્નનો હતો. એવાં લગ્નો ત્યારે સહજ હતાં. એમાં નિંદા કે તિરસ્કાર ન થતો, છતાં સુંદરીનો જાગરિત આત્મા ચક્રવર્તી ભાઇના વૈભવથી કે તેના મહત્ત્વથી ચલિત નથી થતો, ઉલટો અખંડ જ્યોતિની પેઠે વધારે તેજ પ્રકાશે છે. એ સુંદરી પોતાના શારીરિક સૌંદર્યને મોહનું સાધન સમજી શરીરનેજ નિસ્તેજ બનાવવા અને તેનું બાહ્ય તેજ અંદર ઉતારી તેજસ્વી આત્માને વધારે તેજસ્વી બનાવવા તપનું અનુષ્ઠાન કરે છે. અતિ લાંબા વખત સુધી રસાસ્વાદ ત્યજી તે સુંદરી બાહરથી જેટલી અસુંદર તેટલીજ અંદરથી સુંદરતમ બની તપને બળે ભાઇને સમજાવે છે અને તેની વાસના શમાવે છે. આ આખ્યાનમાં સ્ત્રીઆત્માનું અખંડ તેજ પડતા પુરુષને ઉદ્ધરે છે.

ત્રીજા જૈન આખ્યાનમાં પણ એક કુમારી, બ્રહ્મચારિણી અને સાધ્વી રાજપુત્રીના નિશ્ચલ બ્રહ્મચર્યનું દર્શન થાય છે. એ સાધ્વી વિકારવશ થતાં એક સાધુને તેના ધ્યેયનું સ્મરણ આપી શાશ્વત અને માર્મિક ઉપદેશથી તેને સંયમમા સ્થિર કરે છે. અને સ્ત્રી કલેવરમા વસતા આત્મામા કેટલું તેજ હોઇ શકે એનો દાખલો આપણી સામે રજુ કરે છે. આ ત્રણે આખ્યાનો અનુક્રમે નીચે આપવામાં આવે છે.

ચોથું આખ્યાન બૌદ્ધ ભિક્ખુની ઉપ્પલવણ્ણા અને પાચમુ આખ્યાન બૌદ્ધભિક્ખુની ભદ્દાકાપિલાનીનું છે. અંતર્મુખવૃત્તિની અલૌકિક ચક્ષુ વડે સહજ સુખનો આસ્વાદ લેવામા નિમગ્ન એવી સમાહિતમના ઉપ્પલવણ્ણાનું સૌંદર્ય જોઇ ચલિત થયેલ માર (વિકારવૃત્તિ અથવા વિકારમૂર્ત્તિ કોઇ પુરુષ) તેણીને બહિર્મુખ કરવા અને પોતા તરફ લલચાવા પ્રયત્ન કરે છે. પરન્તુ એ ધીરમના ભિક્ખુણીના અડોલપણા સામે છેવટે તે માર હાર ખાઇ ચાલ્યો જાય છે.

પાચમા આખ્યાનમાં ભદ્દાકાપિલાની, સ્ત્રીજાતિમા સુલભ અને છતા દુર્લભ મનાતા ધૈર્યનો સચોટ પુરાવો પૂરો પાડે છે. પોતાના પતિ મહાકાશ્યપની

બ્રહ્મચર્ય પ્રતિજ્ઞામાં અર્ધાંગી તરિકે જોડાઇ તે ધર્મવીર બાઇ તે પ્રતિજ્ઞાને અદ્દભૂત રીતે સંપૂર્ણ કરવા સાથ આપે છે. સહ-શયન છતાં પુષ્પમાળાનું ન કરમાવું એ એ લોકોત્તર દંપતીના વિકસિત માનસનું માત્ર બાહ્ય ચિહ્ન છે. મહાકાશ્યપ અને ભદ્રાકાપિલાનીની અલૌકિક બ્રહ્મચર્ય–પાલનની કથા જૈન કથા સાહિત્યમાં અતિ પ્રસિદ્ધ એક વૈશ્ય બ્રહ્મચારી દંપતીની યાદ આપે છે કે જે સહશયન છતાં વચ્ચે ઉઘાડી તરવાર મૂકી આજન્મ બ્રહ્મચર્ય પાલવામાં સફળ થયા હતા. એ દંપતીમાં પતિનું નામ વિજય અને પત્નિનું નામ વિજયા હતું. જૈન સમાજમાં એ વિજયશેઠ અને વિજયાશેઠાણીને નામે જાણીતા છે. પુષ્પમાળાને બ્રહ્મચર્યની કોમળતાનું અને ઉઘાડી તલવારને બ્રહ્મચર્યની કઠોરતાનું રૂપક માની આપણા જેવાએ એ કોમળ અને કઠોર વ્રતને બરાબર સમજવાનો પ્રયત્ન કરવો જોઇએ. તેને જીવનમાં ઉતારવા માટે કોઇએ પુષ્પમાળા કે તલવારનો આશ્રય લેવાની કશી જરૂર નથી.

### આખ્યાન ૧

**યમી**—સખાને સખ્ય માટે પસંદ કરૂં છું. વિશાળ અર્ણવ ઉપર હું આવી છું. યોગ્ય પુત્રનો વિચાર કરતો વેધા પૃથ્વીને વિષે (મારાવિષે) પિતાના નપાતનું (ગર્ભલક્ષણ અપત્યનું) આધાન કરે. ૧

**યમ**—હે યમિ! તારો સખા સખ્યને ઇચ્છતો નથી; શાથી જે સલક્ષ્મા (સમાનયોનિ હોય તે) વિષમરૂપા થાય છે. મહાન અસુરના વીર પુત્રો–દ્યૌને ધારણ કરનારા વિશાળ જુએ છે. ૨

**યમી**—તે દેવો એક મર્ત્યનું (તારૂં) આ અપત્ય ઇચ્છે છે. તારૂં મન મારા વિષે મુક. જનકપિતા તુ તનુમાં પ્રવેશ કર. ૩

**યમ**—પ્હેલાં જે કર્યું નથી (તે કરીએ)? ઋત બોલનારા અમૃત બોલીએ? (હું) પાણીમાંનો ગંધર્વ, (તું) પાણીમાંની યોષિત્. તે આપણી નાભિ (ઉત્પત્તિસ્થાન), તે આપણું મ્હોટું સગપણ છે. ૪

**યમી**—ગર્ભમાંજ આપણને વિશ્વરૂપ, ત્વષ્ટા, સવિતા, જનકે દંપતી કર્યાં છે. આનાં વ્રતો (નિયમો) કોઈ લોપી શકતું નથી. આપણુ એને પૃથ્વી અને દ્યૌ ઓળખે છે. ૫

**યમ**—પ્હેલા દિવસને કોણ જાણે છે? કોણે જોયો છે? કોણે (તે વિષે) કહ્યું છે? મિત્રનું, વરુણનું તેજ મહાન છે. હે આહનસ્ (મર્યાદા તોડનારી)! પુરુષોને લોભાવવા તું શું બોલે છે? ૬

**યમી**—મને યમીને યમનો કામ થયો છે, એક સ્થાનમાં સાથે સુવા માટે. જાયાની જેમ પતિ માટે તનુને પ્રકટ કરૂં. રથના પૈડાની જેમ ગાઢ થઇએ (અથવા ઉદ્યમ કરીએ, દોડીએ.) ૭

**યમ**—દેવોના જે સ્પશો (ચારો) અહીં ફરે છે તે ઉભા રહેતા નથી, આંખ મીંચતા નથી. હે આહનસ્ (મર્યાદા તોડનાર)! મારાથી અન્યની સાથે શીઘ્રતાથી તું જા. રથના પૈડાની જેમ તેની સાથે ગાઢ થા. ૮

**યમી**—આને રાત્રિઓ અને દિવસો આપે. સૂર્યનું ચક્ષુ ફરી ફરી ઉદય પામે. દ્યોમાં અને પૃથ્વીમાં સમાનબન્ધુ મિથુન થાય (જોડાય). યમી યમનું સગપણને ન છાજતું (કૃત્ય) ધારણ કરે. ૯

**યમ**—(એવા) ઉત્તર યુગો આવશે જેમાં સગાંઓ સગાને ન છાજે એવું કરશે. વૃષભ માટે (વીર્યના સેક કરનાર માટે) બાહુને ઓશીકું કર. હે સુભગે! મારાથી અન્યને પતિ તરીકે ઇચ્છ. ૧૦

**યમી**—જ્યારે નાથ ન હોય ત્યારે શું ભાઇ હોય? જ્યારે નિર્ઋતિ (નાશ) આવે ત્યારે બ્હેન હોય? કામથી મૂઢ થઇ હું આ બહુ લવું છું. શરીર વડે મારા શરીરનો સંપર્ક કર. ૧૧

**યમ**—હું તારા શરીર સાથે શરીરનો સંપર્ક નહિ કરૂં. જે બ્હેનને જાય (સંગ કરે) તેને પાપી કહે છે. મારાથી અન્ય સાથે આનંદ કર. હે સુભગે! તારો ભાઇ આ ઇચ્છતો નથી. ૧૨

**યમી**—હે યમ! તું બાયલો છે. તારા મનને અને હૃદયને અમે ન જાણ્યું. કહેડો પટો જેમ જોડાએલાને, લિબુજા (વેલી) જેમ વૃક્ષને તેમ તને બીજી આલિંગન કરશે. ૧૩

**યમ**—અન્ય તને અને તું અન્યને આલિંગન કર, લિબુજા જેમ વૃક્ષને. તું તેના મનને ઇચ્છ, તે

તારા મનને ઇચ્છે, અને પછી સુભદ્ર સંવિત્તિ કર (શુભ સુખ મેળવ.) ૧૪

આખ્યાન ૨.

ભગવાન ઋષભદેવને પ્રધાન બે પુત્રો નામે ભરત અને બાહુબલિ (ઓરમાન) હતા. ભરતની સહોદર બ્હેન બ્રાહ્મી અને બાહુબલિની સહોદર બ્હેન સુંદરી હતી. બ્રાહ્મીએ લગ્ન ન કર્યું અને દીક્ષા લીધી. સુંદરીને બાહુબલિની સંમતિ મળવા છતા પણ દીક્ષા લેવામાં ભરતનો નિષેધ આડે આવ્યો તેથી તે શ્રાવિકાજ રહી.

ઘણા લાંબા કાળની દિગ્વિજય યાત્રા કરી પાછા ફર્યાં બાદ ભરતે પોતાના બધા સંબંધીઓને મળવાની ઇચ્છા જણાવી. અધિકારીઓ સૌથી પહેલા સુંદરીને ભરત પાસે લાવ્યા. સુંદરીને અતિકૃશ અને શુષ્કાંગી જોઇ ભરતે અધિકારીઓને આવેશપૂર્વક કહ્યું કે આ સુંદરીની શી સ્થિતિ? શું રાજભંડારમા ખાનપાનની મેવા મિષ્ટાનની ફળફૂલની કે પરિચારકોની કમી છે? શું ચિકિત્સકો નથી? મારી ગેરહાજરીમાં તમે સુંદરીને સુકવી શત્રુનું કામ કર્યું છે. અધિકારીઓ બોલ્યા. 'પ્રભો! ખજાનામાં કશી કમી નથી. પણ આ સુંદરી તો જ્યારથી આપ દિગ્વિજય માટે ગયા ત્યારથી માત્ર દેહ ધારણ અર્થે શુષ્ક અન્ન લે છે અને બધા રસસ્વાદો છોડી ૬૦૦૦૦ વર્ષ થયા સતત આ યંબિલવ્રત કરે છે. જ્યારથી આપે સુંદરીને દીક્ષા લેતાં રોક્યાં ત્યારથી સંકલ્પવડે ત્યાગધર્મ સ્વીકારી એ ગૃહસ્થ છતાં ત્યાગી બની રહી છે.' બસ આટલુંજ સાંભળતાં ભરતનો સાચો ક્ષત્રિયઆત્મા જાગી ઉઠયો અને તેની સુંદરી પ્રત્યેની કામાસક્તિ ગળી ગઇ. તે શૂર ચક્રવર્તી પોતાને અવગણતો તત્કાળ બોલી ઉઠયો. 'આહ પ્રમાદ! કયાં અમારા જેવાની વિષયાસક્તિ અને કયાં સુંદરીનું તપ' એટલું કહી તેણે સુંદરીને તેના અભીષ્ટ સાધ્વીપણાના માર્ગે જવા દીધી અને પોતે સુંદરીના તપના મૌન ઉપદેશથી ભાવનાશુદ્ધ થયો.

આખ્યાન ૩.

બાવીસમા તીર્થંકર અરિષ્ટનેમિ, જેઓ કૃષ્ણ વાસુદેવના પિતરાઈ થતા, તેઓએ લગ્ન કર્યા વિનાજ પોતાની સાથે સગપણ કરેલ રાજપુત્રી રાજીમતીને છોડી દીક્ષા લીધી. અરિષ્ટનેમિનો મોટો ભાઈ રથનેમિ હતો તે કુમારી રાજીમતીમાં આસક્ત થઇ તેને અનુસરવા લાગ્યો. એનો ભાવ કુમારીએ જાણી લીધો ને તેને સમજાવવા યુક્તિ રચી. મધ અને ઘી મેળવી એકવાર કુમારીએ રાબ પી લીધી અને તુરતજ મીંઢળ ઘસી પી લીધુ જેથી વમન થયું. વિવેકની એ કુમારીએ રથનેમિને પોતે વમેલ વસ્તુ પી જવા કહ્યું. 'આ તે કેમ પીવાય?' એવો રથનેમિનો ઉત્તર સાંભળી રાજીમતીએ કહ્યું 'જો એ વમન કરેલ વસ્તુ ત્યાજ્ય હોય તો હું પણ તમારા ભાઇ દ્વારા વમન કરાયેલજ છું ના?' રથનેમિ સમજ્યો અને ભેખ લઈ ચાલી નીકળ્યો. વિરક્ત રાજીમતીએ પણ તપોમાર્ગ લીધો.

વળી કયારેક બીજે વખતે રથનેમિ દ્વારકામાંથી ભિક્ષા માગી ભગવાન અરિષ્ટનેમિ પાસે જતો હતો તેવામાં વરસાદ થવાથી તેણે વચ્ચેજ એક ગુફાનો આશ્રય લીધો. સંયોગવશ સાધ્વી રાજીમતી ભગવાનને પ્રણમી પોતાના નિવાસસ્થાને પાછી ફરતી તે પણ વરસાદથી ભીંજાઈ તેજ ગુફામાં દાખલ થઇ. એ તેજસ્વિની સાધ્વીએ સુકવવા માટે ભીનાં કપડાં ઉતર્યા. એનાં અંગોપાગ અવલોકી પેલો સાધુ આકર્ષાયો. ભાવપરીક્ષાપટુ એ સાધ્વીએ તે સાધુનો હાર્દ જાણી લઈ નીચે પ્રમાણે ઉપદેશ કર્યો.—

'હું ભોગરાજ—ઉગ્રસેનની પુત્રી છું ને તું અંધક વૃષ્ણિ (સમુદ્રવિજય)નો પુત્ર છે. આવા ખાનદાન કુલમાં જન્મેલા આપણે ગંધન સર્પ જેવા—અર્થાત્ વમેલ વિષ પાછું ચૂસનારા—ન થઇએ. તેથી હે મુને! તું નિશ્ચલ થઈ પોતાના સંયમને આચર. (૮)

'જે જે સ્ત્રીઓ તારી નજરે પડશે તેમાં આ સારી છે પેલી સુંદર છે એમ વિચારી, જો તું તેઓની ઇચ્છા કરીશ તો પવનનો ઝપાટો ખાધેલ અદ્દમૂળ (ઢીલામૂળવાળા) ઝાડની પેઠે અસ્થિર આત્મા બની જઇશ.—કામ પવનથી કંપી સ્થિરતા ગુમાવી સંસારચક્રમા ભમીશ.' (૯)

સંયમરત તે સાધ્વીનું સુભાષિત વચન સાંભળી અંકુશથી હાથીની પેઠે તે વચન વડે એ મુનિ રથનેમિ પોતાના ધર્મમા સ્થિર થયો.

કાસ્યપની ઉંમર વીશ વરસની અને ભદ્રાની સોળ વરસની હતી. વિવાહ નક્કી થયાની વાત જાણવામાં આવી કે તરતજ એ બંનેએ એક બીજાને એવા આશયના કાગળ લખી મોકલ્યા કે, સંસારમાં રહેવાની મારી ઇચ્છા નથી; તેથી લગ્નપાશમાં બદ્ધ થવાથી નકામો ત્રાસ માત્ર થશે. આ બંને કાગળ ભદ્રા તથા કાશ્યપના વાલીઓના હાથમાં આવ્યા, અને એમણે એ વાંચીને બારોબાર ફાડી નાંખ્યા. 'કાચી ઉંમરના છે, ફાવે તે સારો નરસો વિચાર મનમાં લઈ બેસે છે' એવું એમને લાગ્યું હોય એમા નવાઈ નથી. એ રીતે મહાકાશ્યપ અને ભદ્રાને, ઇચ્છા ન હોવા છતાં, લગ્નપાશમાં બદ્ધ કરવામા આવ્યા.

એ વખતના રિવાજ પ્રમાણે રાત્રે બંનેને એકજ શયનગૃહમાં અને એકજ પલંગપર સૂવું પડતું. પરંતુ બંનેની વચમાં બે ફૂલના હાર મૂકી ભદ્રા કાશ્યપને કહેતી, "જેના તરફનો હાર કરમાઇ જાય તેના મનમાં કામવિકાર ઉત્પન્ન થયો, એમ સમજવું." જ્યાં સુધી મહાકાશ્યપના પિતા જીવતા હતા ત્યા સુધીએ કે ભદ્રા ઘર છોડી શકે તેમ ન હતું. પણ એક ઘરમાં રહેવાથી એમના અખંડ બ્રહ્મચર્યમા અને ઉદાત્ત પ્રેમમાં કદી પણ ખળ પડયો નહિ. જ્યારે મહાકાશ્યપનાં માબાપ મરણ પામ્યા, ત્યારે તેણે ભદ્રાને કહ્યું, "તેં પોતાને ઘેરથી આણેલું દ્રવ્ય તથા આ ઘરમાં જે છે તે બધું દ્રવ્ય આજથી તારૂંજ છે."

ભદ્રા—પણ આપ કયાં જાઓ છો ?

કાશ્યપ—હું હવે પ્રવ્રજ્યા લેવાનો છું.

ભદ્રા—આપનો આ વિચાર મને પણ પસંદ છે. હું પણ આપની પાછળ આવું છું.

મહાકાશ્યપ પરિવ્રાજકના વેષમાં ઘરમાંથી બહાર પડયો. ભદ્રા પણ એની પાછળ પાછળ પરિવ્રાજિકા થઇ નીકળી પડી. એના નોકર ચાકરોએ તથા માલિકીના ગામમાં રહેનારી રૈયતે એમને ઓળખી કાઢયા અને પાછા ફરવા માટે અતિશય આગ્રહ કર્યો. પણ મહાકાશ્યપનો વિચાર જરા પણ ડગ્યો નહિ. ગામથી કેટલેક દૂર ગયા પછી એણે ભદ્રાને કહ્યું, "ભદ્રા, તારા જેવી સુંદર સ્ત્રી મારી પાછળ પાછળ આવતી જોઇ, પ્રવ્રજ્યા લીધી તો પણ આ બંનેનો ઘર સંબંધ તૂટ્યો નથી એવી કુકલ્પના લોકોના મનમાં આવે એવો સંભવ છે. આવા વિકારમય વિચારોને આપણે કારણભૂત કેમ થવું ? ચાલ, આ બે રસ્તા જૂદા પડે છે; તું એક રસ્તે જા અને હું બીજે રસ્તે જઇશ."

ભદ્રા—આપ કહો છો તે ઠીક છે. આપ મોટા છો, તેથી આપ જમણે રસ્તે જાઓ અને હું ડાબે રસ્તે જઇશ.

(બૌદ્ધ સંઘનો પરિચય. પૃ. ૧૯૦)

---

# લેખકના ખૂનનો ભેદ.

[ અંગ્રેજીમાથી અનુવાદિત એક વાર્તા ]

અમારા વડા સાહેબે મને એક દિવસે સવારના તેમની ઑફિસમાં બોલાવ્યો. તે વખતે હું 'સારજંટ' ના દરજ્જા પર હતો. 'આ જગાએ જાઓ' રસ્તો તથા ઘરનો નંબર આપતા તેઓ બોલ્યા, 'જાણીતા લેખક કનૈયાલાલ ગુમ થઇ ગયા છે.'

'ભેદી નવલકથાઓ લખે છે, એજ કે ?' મેં પૂછ્યું.

'હા, એજ,' સાહેબ બોલ્યા, 'તે બહુ વિચિત્ર રીતે ગુમ થઇ ગયા છે. ધાસ્તી છે, કે તેમનું ખૂન થયું છે.'

'એમ !,' હું ઉભો થતાં બોલ્યો, 'તેની ખબર પોલિસને કોણે આપી ?'

'તેમના સેક્રેટરીએ, તે વખતે તેમના મકાનપર ત્રણ કે ચાર માણસો હતા, તેમની નજર સામેજ કનૈયાલાલ ગુમ થઇ ગયા છે. આ બાબતની તપાસ કરો, અને જેમ બને તેમ જલદી તેનો મને રિપોર્ટ કરો.'

એક સિપાઇને સાથે લઇ હું તે મકાન તરફ ગયો. પાંચ માળનું વિશાળ મકાન હતું. કનૈયાલાલ ચોથે માળે રહેતા હતા. તેઓ જે ભાગમાં રહેતા હતા તેની બધી બારીઓ રસ્તા ઉપર પડતી હતી. બારણામાંજ કનૈયાલાલના સેક્રેટરી ચંદુલાલ મને સામા મળ્યા. સિપાઇને બહાર ઉભો રહેવા સુચના કરી હું ચંદુલાલ સાથે અંદર ગયો. ત્યાં ત્રણ માણસો બેઠેલા હતા. તેમની મને ચંદુલાલે ઓળખાણ કરાવી. તેમાંના પહેલા જાણીતા મિલ માલેક શેઠ શામળદાસ, તથા બીજા મુંબઈ વર્તમાનના અધિપતિ નટવરલાલ, તથા ત્રીજા ગોસેવા મંડળવાળા દયાળજીભાઇ હતા.

ત્યારબાદ સેક્રેટરીએ મને કનૈયાલાલપર આગલે દિવસે આવેલો એક નનામો પત્ર બતાવ્યો. તેમાં પેન્સિલથી નીચે મુજબ લખેલું હતું—

'દગાબાજ! કાલે તારો હિસાબ ચુકતે થશે. સંભાળજે.

લિ૦ કપાએલો પંજો.'

'આનો શું અર્થ છે?' મેં સેક્રેટરી ચંદુલાલને પુછ્યું.

હું તે જાણતો હોત તો કેવું સારૂં! કનૈયાલાલ પણ આનો કંઇ અર્થ ન કરી શક્યા. તેમણે ધાર્યું હતું કે કોઇએ મશ્કરી કરી છે,' ચંદુલાલે કહ્યું.

સેક્રેટરી ચંદુલાલ દેખાવમાં તો–નાટકના કવિ જેવા લાગતા હતા. પાતળા તથા ઉંચાઇમાં સાધારણ હતા. તેમની આંખો ભાવવાહી હતી. તેમના વાળ લાંબા તથા ગુચ્છાદાર હતા. મૂછો મોટી તથા છેડેથી વળેલી હતી. મને લાગ્યું કે તેમની ઉંમર આશરે ૨૫ વર્ષની હોવી જોઇએ. વાત કરતી વખતે ચોક્કસ રીતે પોતાના બે હાથનાં આંગળાં ભરાવી રાખતા હતા.

હું બીજાઓ તરફ ફર્યો. તેઓ ઓરડાની એક બાજુ ઉપર કંઈ ગભરાટમાં હોય તેમ બેઠા હતા. બાજુમાં એક નાનું ટેબલ પડ્યું હતું.

'જ્યારે આ બનાવ બન્યો ત્યારે આપ સર્વ ગૃહસ્થો હાજર હતા?' મેં પુછ્યું.

તેઓએ હા કહી. તેમના તરફથી શેઠ શામળદાસ બોલ્યા, 'અમે બધા અહીંજ હતા, એટલે કે આ ઓરડામાં હતા, પણ અહીં કંઈ પણ બન્યું નથી. એતો ત્યાં–' તેમણે એક બારણા તરફ આંગળી કરી.

'એટલે કે, ત્યાં,–કનૈયાલાલના અભ્યાસગૃહમાં' વચ્ચે સેક્રેટરીએ કહ્યું એક પળ મેં તેમના તરફ જોયું 'હું ધારૂં છું કે તમે મને વિગત આપો તો ઠીક થશે.'

'બહુજ થોડું કહેવાનું છે,' ચંદુલાલ બોલ્યા, 'વિગત પ્રમાણે છે. કનૈયાલાલે તેમના આ મિત્રોને મળવા માટે બોલાવ્યાં હતા. તેઓ તેમની સાથે અહીં વાતો કરતા બેઠા હતા. હું અભ્યાસગૃહમાં બેસીને કનૈયાલાલની એક નવી નવલકથામાં પ્રુફ સુધારતો હતો. તે વખતે કનૈયાલાલ અહીંથી એકાએક ઉઠયા, અને શામળદાસ શેઠને તેમણે કહ્યું કે 'મારી નવલકથા સબંધમાં કંઈ અગત્યની નોંધ કરવાની રહી ગઈ છે, તે હું જરા પુરી કરી લઉં.' આમ કહી તેઓ હું અભ્યાસગૃહમાં પ્રુફ તપાસતો હતો ત્યાં આવ્યા, અને મારી પાસેથી પ્રુફ લઇ લીધાં, અને મને કહ્યું કે, 'જરા તમે બહાર જઇ શેઠ સાથે વાત કરો. થોડીવારમાં હું નોંધ કરી લઇને આવું છું.' તેમના કહેવા મુજબ હું બહાર આવ્યો, અને અભ્યાસગૃહનું બારણું બંધ કર્યું.'

'અમે કેટલોક વખત અહીં વાત કરતા બેઠા. આશરે કલાક થયો હશે. ત્યારે નટવરલાલે યાદ કરાવ્યું કે કનૈયાલાલને અંદર ગયે ઘણો વખત થઇ ગયો. બીજાને બહાર બેસાડી રાખી પોતે અંદર જઈ લખ્યાં કરે એવા કનૈયાલાલ અવિવેકી નથી, એવી તેમના બધા મિત્રો ખાત્રી આપશે. મેં કહ્યું કે હું અંદર જઇને જોઉં, કારણ કે કનૈયાલાલને લખવામાં વિક્ષેપ નાંખીએ તો પણ તેઓ કદી વાંધો ઉઠાવતા નહિ. મેં એમ પણ ધાર્યું કે તેઓ લખતાં લખતાં કદાચ ઉંઘી ગયા હશે, કારણ કે તેમણે આગલી આખી રાત લખ્યાં કર્યું હતું.'

'મેં બારણું ઉઘાડીને અંદર જોયું. તેઓ અંદર હતા નહિ. તદ્દન ગુમ થઇ ગયા હતા.'' આમ કહી ચંદુલાલ અટક્યા, અને કનૈયાલાલનું શું થયું તે મારે કહી આપવું જોઇએ, એવું સુચવતા હોય, તેમ મારા તરફ જોવા લાગ્યા.

'અભ્યાસગૃહમાંથી બહાર જવાનો દરવાજો આ ઓરડામાં પડે છે, તે શિવાય બીજો કોઇ દરવાજો છે?' મેં પુછ્યું.

'ના' ચંદુલાલે કહ્યું, 'અભ્યાસગૃહમાંથી બહાર જવાનો આ એકજ રસ્તો છે. તે રસ્તે તો કનૈયાલાલ અમારૂં ધ્યાન ખેંચ્યા શિવાય બહાર જઇ શકેજ નહિ. અભ્યાસગૃહને એક બારી છે, અને તે જાહેર રસ્તા પર પડે છે, તે બાજુ કોઇ પણ દાદર નથી, અને છાપરૂં તો પાંચમા મજલે, એટલે કે આનાથી એક માળ ઉંચું છે. અભ્યાસગૃહની બહાર તેઓ જઇ શકે તેવો કોઇ પણ રસ્તો નથી–છતાં પણ તેઓ ગયા છે. અને અમે કોઇએ તેઓને જતાં જોયાં નથી.'

આખી વાત મને તો બહુ વિચિત્ર લાગી. મને તો કંઇક બનાવટ હોય તેવો શક ગયો. 'તમે કહ્યું કે કનૈયાલાલની એક નવલકથા આવતે અઠવાડીએ બહાર પડવાની છે?' મેં પુછ્યું.

'હા. 'મોતનું નિશાન'–નવલકથાનું નામ છે. કનૈયાલાલે લખેલી નવલકથાઓમાં તે સૌથી ઉત્તમ છે!. પણ તે પુછવાની શું મતલબ છે?' સેક્રેટરીએ કહ્યું.

હું તેના સામું જોઇ રહ્યો; પરંતુ એક પળ કંઇ પણ બોલ્યો નહિ. હું ધારૂં છું કે તે મારો આશય સમજી ગયા હોવા જોઇએ.

આખરે હું બોલ્યો, 'આ પુસ્તકને થોડી જાહેરાત મળે તો તેને કંઇ નુકસાન થવા સંભવ નથી? ખરૂંને!'

તેઓ ચમકયા, 'તમે શું કહેવા માગો છો તે હું સમજી શકતો નથી; જો તમે એમ સૂચવવાનો યત્ન કરતા હો કે'—

'હું કંઇ પણ સૂચવતો નથી,' મેં કહ્યું. 'પણ તમે જાણો છો કે જ્યારે પોતાની બનાવટની તિજોરીઓ ખપતી ન હોય ત્યારે, તિજોરી બનાવનાર, પોતાની બનાવટની તિજોરી ભયંકર આગમાં સપડાય તેવી ગોઠવણ કરવામાં કંઈ ખોટું માનતો નથી. તેવીજ રીતે ચોપડી બહાર પડવાની હોય તે વખતે જ લેખકના ગુમ થઈ જવાથી ચોપડીને સારી જાહેરાત—'

'મહેરબાની કરીને તમે મારી સાથે અભ્યાસગૃહમાં આવશો?' ચંદુલાલ બોલ્યા, 'તમે પોતેજ તપાસ કરી જુઓ, અને કદાચ હું તમને કંઈ બતાવી શકીશ, કે જેનાથી કનૈયાલાલના ગુમ થઈ જવાના કારણ સબંધી તમારી શંકા દુર થશે.'

હું ઉઠયો અને તેમની પાછળ ગયો. અભ્યાસગૃહને ચંદુલાલના કહેવા મુજબ એકજ બારી અને બારણું હતા. ચોપડીઓથી ઓરડો ભરેલો હતો. બારી પાસે એક ટેબલ હતું. તેના પર ઘણાં કાગળીઆ પડેલા હતા. બીજી બાજુ પર એક નાનું ટેબલ હતું તેના તરફ મેં જોયું. હું ચમકયો.

ચંદુલાલે ટેબલ પર પડેલી એક કમકમાટી ઉપજાવે તેવી ચીજ તરફ આંગળી કરી, 'આ જુઓ, અને કહો કે આ પણ જાહેરાત માટેનો તમાસો છે!'

ટેબલ ઉપર કાંડા આગળથી કપાએલો માણસનો હાથ પડયો હતો. તેમાંથી નીકળેલા લોહીથી 'ટેબલ કલોથ' લાલ થઇ ગયું હતું.

એક સખ્ત આંચકો લાગ્યો હોય તેમ હું જોઇ રહ્યો.

'આ હાથ.' ચંદુલાલે કહ્યું, 'કનૈયાલાલનો છે!'

ઓરડામાં સુષ્પ્તી પથરાઇ ગઇ. હું ટેબલ પર પડેલી ચીજ તરફ એકીટસે જોઇ રહ્યો. બીજાઓ પણ બારણામાં ઉભા જોઇ રહ્યા.

આખરે મેં મૌન છોડયું. 'તમે શા ઉપરથી કહો છો કે આ હાથ કનૈયાલાલનોજ છે?' ચંદુલાલ મારા સામુ જોઇ રહ્યા. જાણે કે આ સીધી સાદી બીના ન સમજી શકું એવો ફક્ત હુંજ મૂર્ખ હતો.

'કેમ,' તેઓ બોલ્યા. 'હું કનૈયાલાલનો હાથ ઓળખું છું. મેં ઘણી વખત તે જોયો છે. મે કલાકો સુધી કનૈયાલાલની પાસે બેસી નોંધ લખી છે, વાતો કીધી છે. હાથની એકેએક રેખા મારા ધ્યાનમાં છે. તમે જાણો છો કે દરેક હાથનું કંઇ ખાસ લક્ષણ હોય છે. મે તેમનાં આંગળાંની છાપ કદી લીધી નથી, એટલે મારી પાસે પાકો પુરાવો નથી. પણ હું સોગન પર કહેવા તૈયાર છું કે આ

તેમનોજ હાથ છે, હું તેમનો ચહેરો ઓળખું છું, તેટલોજ તેમનો હાથ ઓળખું છું. વળી આ હાથ તેમનો ન હોય તો બીજા કોનો હોઇ શકે ? આ બાબતમાં કનૈયાલાલનું છેલ્લું પુસ્તક 'હાથની અસર'માં 'હાથનાં લક્ષણો'નું પ્રકરણ તમને ઉપયોગી થઇ પડશે, તમને તે જોઇએ તો અહીંથી જાઓ તે પહેલાં એક પ્રત આપું. કદાચ તમે વાંચ્યું પણ હશે, કારણ કે તેની હજારો નકલો,'

'ના, મેં તે વાંચ્યું નથી,' મેં કહ્યું, 'મને જરૂર એક પ્રત આપજો.' 'છેલ્લા તમે કનૈયાલાલને જોયા ત્યારે તેમણે કેવાં વસ્ત્રો પહેરેલાં હતાં ?' મેં ઓરડામાં ઉભેલા બીજા ગૃહસ્થો તરફ જોઇ પુછ્યું.

'તેમણે એક મોટો ઝભ્ભો, તથા ધોતીઉં પહેર્યું હતું.' દયાલજીભાઇ બોલ્યા. બીજાઓએ પણ એમજ કહ્યું.

'તેઓ ઘણો ખરો વખત ઝભ્ભોજ પહેરી રાખતા. બાહ્ય દેખાવાની તેમને બહુ થોડી દરકાર હતી. પણ ઝભ્ભો તો અહીંજ પડયો છે,' જમીન પર પડેલો એક ઝભ્ભો બતાવતાં ચંદુલાલ બોલ્યા, 'કદાચ લખવા બેસતાં પહેલાં તેમણે કાઢી નાંખ્યો હશે, કારણ કે અહીં તાપ ઘણો લાગે છે.'

મેં બારીમાંથી બહાર જોયું. નીચે એક મોટો જાહેર રસ્તો હતો. રસ્તાની સામી બાજુ પર પણ મોટાં મકાનો આવેલાં હતાં. બારી રસ્તાથી ૬૦ ફુટ ઉંચી હતી. છાપરૂં પણ બારીથી ત્રીસેક ફુટ ઉંચું હતું.

આ બનાવ કેમ બન્યો હશે, તેનું હું કંઇ અનુમાન ન કરી શકયો. ચંદુલાલ મારા વિચાર પામી ગયા.

'ન માની શકાય તેવી વાત છે,' તેઓ બોલ્યા. 'પણ બનવા જોગ છે કે-જેણે આ કામ કર્યું હશે, તે પેલા કબાટમાં ભરાઇ બેઠો હશે.-કદાચ એમ માની લઇએ તો પણ તે અહીંથી બહાર-કનૈયાલાલનાં શરીર સાથે-કી રીતે ગયો હશે ?'

કી રીતે ? એજ ભેદ મારે શોધી કાઢવાનો હતો ! મેં કબાટમાં જોયું, પણ તેનો સંતાઇ રહેવા માટે ઉપયોગ થયો હોય તેવી કંઈ પણ નિશાની ન હતી. મેં જોયું કે અભરાઇઓ ઉપર લખેલા કાગળનાં બંડલો, તથા ઘણી 'ફાઇલો' પડેલી હતી.

હું બહારના ઓરડામાં પાછો ગયો. અને કનૈયાલાલના મિત્રોને ખુબ બારીકીથી સવાલો પુછયા. તેમની વાતચીત પણ ચંદુલાલના કહેવાને સંપૂર્ણ રીતે મળતી આવી. મને તો એક પણ મારે એ વાત તદ્દન અસંભવિત લાગી. જો આ બધા ગૃહસ્થો જાણીતા માણસો નહોત, તો કદાચ હું એમજ માનત કે મને બનાવવાનો તમાસો થાય છે. પરંતુ-એમ કહેવું વધારે પડતું કહેવાય. અભ્યાસગૃહમાં પડેલો હાથજ કોઈ ભયંકર ગુન્હાની સાક્ષી આપતો હતો.

'સાહેબ !, ત્યારે અમે જઇએ ?' શામળદાસ શેઠ બોલ્યા, 'તમારી પાસે અમારાં નામ તથા ઠેકાણાં છે, જ્યારે જરૂર પડે ત્યારે અમને બોલાવી લેજો. જો કે હું નથી ધારતો કે આનાથી વધુ કંઈ અમે કહી શકીએ.'

'ભલે, જાઓ' મેં કહ્યું.

'આ બાબતમાં કંઈ પણ મદદ જોઇએ તો અમે આપવા તૈયાર છીએ', દયાળજીભાઇ બોલ્યા.

'તમે જાઓ તે પહેલાં એક વાત ધ્યાનમાં રાખશો.' મેં કહ્યું. 'પોલિસ તરફથી મારે તમને વિનંતિ કરવાની છે કે, આ બાબતમાં હાલ તરત કોઇને-ખાસ કરીને છાપાંવાળાઓને-કંઇ પણ કહેશો નહિ. અલબત, આ વાત કંઇ છુપી રહે તેવી નથી, છતાં પણ આવતી કાલની સવાર સુધી બહાર પાડશો નહિ, કારણ કે બધી વિગતો બહાર પડવાથી અમારૂં કામ ઘણું મુશ્કેલ થાય છે, તથા ગુન્હો કરનારને કઇ બાબતમાં સાવધ રહેવું તેની છાપાંદ્વારા ચેતવણી મળે છે. આવતી કાલની સવાર પછી તમને જે યોગ્ય લાગે તે કરજો, પરંતુ ત્યાં સુધી તો કૃપા કરી વાત ખાનગી રાખશો.'

'જરૂર,' નટવરલાલ બોલ્યા, 'તમારૂં કહેવું વ્યાજબી છે.'

દયાળજીભાઈ, નટવરલાલ, તથા શામળદાસશેઠ ગયા, અને હું ચંદુલાલ સાથે ત્યાંજ રહ્યો.

'કનૈયાલાલ કેવા દેખાવના હતા તે મને કહેશો ?' ચંદુલાલને મેં પુછ્યું.

'શું તમે તે જાણતા નથી ?' ચંદુલાલ બોલ્યા. જાણે કે કનૈયાલાલ જેવા જાણીતા માણસને હું ન ઓળખતો હોઉં, એ તદ્દન અસંભવિત હોય.'

'ના, હું તેમને ઓળખતો નથી.' મેં કહ્યું.

'તેઓ પાતળા તથા ઉંચાઈમા સાધારણ હતા. અને હા, ઉભા રહો, હું તમને તેમના ફોટોગ્રાફ બતાવું. ચાલો અભ્યાસગૃહમાં આવો.' એમ કહેતાં ચંદુલાલ મને પાછો અભ્યાસગૃહમાં લઈ ગયા.

કનૈયાલાલના ફોટોગ્રાફ મેં બારીકાઇથી જોયા. પાકી ખાત્રી કરી લીધી કે હવે જો હું કનૈયાલાલને જોઉં તો તરત ઓળખી શકું.

ઓરડામાં કંઈ પણ મારા ધ્યાન બહાર ન રહી જાય માટે ફરીથી ચારે બાજુ ધ્યાનપૂર્વક જોયું. બધું વ્યવસ્થિત રીતે ગોઠવેલું હતું. મારામારી થયાના કોઈ પણ પ્રકારનાં ચિન્હો હતાં નહિ.

'તમે આ ઓરડામથી કંઇ અવાજ આવતો સાંભળ્યો હતો ?' મેં પુછ્યું.

'ના, જરા પણ નહિ,' ચંદુલાલે કહ્યું.

'જો કંઇ મારામારી થઇ હોત, તો મને લાગે છે કે તેનો અવાજ તમને સંભળાત.' મેં પુછ્યું.

'જરૂર, ખાત્રીથી,' ચંદુલાલે ભાર દઈ જણાવ્યું. 'કારણ કે બે ઓરડાઓ વચ્ચે આ પાતળું બારણું છે. ઘણી વખત કનૈયાલાલ મને અભ્યાસગૃહમાથી બોલાવતા સારે, વચ્ચેનું બારણું બંધ હોય તો પણ હું તરત સાંભળી શકતો. જરા પણ મારામારી કે ગડબડ થઈ હોત તો મને તથા બીજા ગૃહસ્થોને જરૂર સંભળાત.'

'ઠીક, ચાલો, હવે આપણે બીજા ઓરડાઓ જોઇએ.' મેં કહ્યું.

તેઓ મને બીજા ઓરડાઓ તરફ લઈ ગયા. બે 'બેડરૂમ્સ' હતા. તેમાથી એક કનૈયાલાલનો તથા બીજો દેખીતી રીતે નોકર માટે હતો. અને તે દુર રસોડાની બાજુમાં હતો.

'અહીં કોણ રહે છે ?' મેં પુછ્યું.

'આ મારો ઓરડો છે. હું કનૈયાલાલની સાથેજ રહું છું. કારણ કે ઘણી વખત રાત્રે પણ તેમને લખવાને પ્રેરણા થઈ આવે છે, અને તેથીજ તેઓ મને રહેવાનું કહે છે, કે જેથી તરતજ હું તેમના વિચાર નોંધી લઉં. સાહેબ, પ્રેરણા એ કિંમતી ચીજ છે. એક વખત જો મગજમાંથી જતી રહી તો ફરીથી જલદી પાછી આવતી નથી. કનૈયાલાલ નોકરો રાખતા નથી. કારણ કે તેમને અવિશ્વાસ છે. સવારના સાફસુફ કરવા એક બાઈ અહીં આવે છે. અમે ચદા વિગેરે હાથે તૈયાર કરી લઇએ છીએ. રસોડામાં બધી સામગ્રી છે; અને જમવા માટે લૉજમા જઇએ છીએ.' ચંદુલાલે જણાવ્યું.

અમે બંને પાછા અભ્યાસગૃહમાં ગયા.

'હાલ તરત માટે આટલી તપાસ બસ છે.' મેં કહ્યું. 'હું આ કપાએલો હાથ તથા નનામો પત્ર સાથે લઈ જાઉં છું. આજ રાત્રે કે કાલે સવારે હું પાછો આવીશ. તમારે અહીં રહેવું હોય તો અહીં રહેજો. પણ એક સિપાઇ અહીં ચાલુ પહેરો ભરશે.'

મેં સિપાઇને અંદર બોલાવી, ઘટતી સૂચના આપી. ત્યાર બાદ કપાએલો હાથ છાપામાં વિંટાળી લીધો.

'મને કંઈ સુચના કરવાની છે ?' ચંદુલાલે પુછ્યું.

'બીજાઓને કહ્યું છે, તે શિવાય વિશેષ કાંઈ નહિ.' મેં કહ્યું 'હું પાછો આવું ત્યાં સુધી કંઇ પણ વાત બહાર પાડતા ના.'

'વારુ, હું તે ધ્યાનમા રાખીશ. તમારે કંઈ કામ હોય તો હું અહીંજ હોઇશ ફક્ત સાડા સાત વાગે જમવા જાઉં છું પણ કલાકમા પાછો આવીશ.' ચંદુલાલે જણાવ્યુ.

'ઠીક, સાહેબજી,' કહી હું દાદર ઉતરવા લાગ્યો. ઉતરતાં મેં જોયું કે દાદરો એક બાજુ પર હતો.

અભ્યાસગૃહની બહારના ઓરડામાં બેઠેલા માણસોનું ધ્યાન ખેંચ્યા શિવાય ઉપર જઈ શકાય તેમ હતું. આ જોઇ મને કંઈ વિચાર આવ્યો. ભોંયતળીએ જઈ ત્યાં બેઠેલા ભૈયાને પુછ્યું. તેણે જણાવ્યું કે કોઇ પણ અજાણ્યા માણસો મકાનમાં આવ્યા નહતા.

રસ્તા ઉપર જઈ સૌથી પહેલાં સામેની બાજુના મકાનમાં રહેતા માણસોને સવાલો પુછ્યા. મારો પોલિસનો સિક્કો જોતાં તેઓએ મને તરત જવાબ આપ્યા. તેમના કહેવાનો સાર એ હતો કે તેઓએ કંઈ પણ અસાધારણ જોયું ન હતું. ત્યાં ચોથે માળે રહેનાર એક ગૃહસ્થે જણાવ્યું કે તેઓ લગભગ ત્રણ કલાકથી ઝરૂખામાં બેઠા હતા, અને તેમની સામેજ કનૈયાલાલના અભ્યાસગૃહની બારી પડતી હતી. જો ત્યાં કંઇ પણ ગડબડ થઇ હોત તો તેમના ધ્યાન બ્હાર રહેત નહિ. તેમને બરાબર ખાત્રી હતી કે સામે કંઈ પણ અસાધારણ બન્યું નથી. જો કોઇ માણસ બારીએથી કુદી પડ્યો હોત કે બારીમાંથી નીકળી બાજુની બારીમાં ગયો હોત તો તે તેમને બરાબર જણાઈ આવત. પણ તેવું કંઇ પણ બન્યું ન હતું.

કનૈયાલાલના રહેવાના મકાનની આજુબાજુ પણ ખુબ તપાસ કરી, પરંતુ હું કંઇ પણ અનુમાન કરી શક્યો નહિ. ગાડીઘોડા તથા મોટરોની ચાલુ દોડધામવાળા મોટા રસ્તા પર લોકોનું ધ્યાન ખેંચ્યા વગર કંઈ અસાધારણ બનાવ બને એ તદ્દન અસંભવિત હતું.

મારે કબુલ કરવું જોઇએ કે હું તદ્દન ગુંચવાઇ ગયો હતો. આગળ કેમ વધવું તેનો કંઈ ખ્યાલ બાંધી શક્યો નહિ. હવે મારે એકજ કામ બાકી હતું. તે તરફ હું ચાલ્યો.

એક મારા ડાક્ટર મિત્ર ત્યાંથી થોડે દુર રહેતા હતા, તેમને ત્યાં હું ગયો. ત્યાં જઇ તેમના ટેબલ પાસે એક ખુરશી પર બેસી ગયો.

'કેમ છો, ડાક્ટર સાહેબ !' બેસતાં બેસતાં મેં કહ્યુ.

'આવો મી. ડીટેક્ટીવ,' ડાક્ટર બોલ્યા, 'કેમ શું મામલો છે ? શરદી થઇ છે કે સુંક આવે છે ? મને ખાત્રી છે કે તમે નિરાંતે ગપ્પાં મારવા નથી આવ્યા ! અને જો આવ્યા હો, તો આજે પહેલીજ વખત. બોલો મી. ડીટેક્ટીવ ! આ શા ગુંચવાડામાં પડ્યા છો ?'

મેં કપાએલો હાથ છાપામાંથી બહાર કાઢી, તેમના ટેબલ પર મુક્યો, 'બોલો, આને માટે તમે શું ધારો છો ?'

'હાથ જેવું લાગે છે, શું તમે આવી ચીજોનો સંગ્રહ કરો છો ? કે કંઇ બીજો તમાસો છે ?' ડાક્ટર બોલ્યા.

'તમને તમાસો લાગે છે, તે જોઇ હું ખુશ થાઉં છું. પણ સાધારણ માણસોને જો આવી ચીજ બતાવી હોય, તો તેમને તમાસો જણાય, કારણકે તેમની મગજશક્તિ ખીલેલી નથી હોતી. જો તમે થોડો સમય ગંભીર થઈ શકતા હો, તો મારે તમને સલાહ પુછવી છે. બાકી મારે વિનોદ મેળવવાની જરૂર હશે ત્યારે હું નાટક જોવા જઇશ. ડાક્ટર પાસે નહિ. સમજ્યા કે ?

'ઠીક, ઠીક, જરા ધીરા પડો.' ડાક્ટર બોલ્યા, 'બોલો તમે શું જાણવા માંગો છો?'

'આ હાથ તમે જુઓ,' મે કહ્યું.

'જોઉં છું, અને તેમાંથી નીકળતી દુર્ગંધ પણ અનુભવું છું.' ડાક્ટરે કહ્યું.

મેં તેમને બધી વિગત કહી. હું ધારતો હતો કે તેનાથી હાથની તપાસ કરવી સહેલી થઇ પડશે. હું કહી રહ્યો, ત્યારે ડાક્ટર બોલી ઉઠ્યા, 'વાહ, ઠીક! વાત છે. શું તે તમે ઉપજાવી કાઢી છે ?'

મેં તેમને ખાત્રી આપી કે મારા જાણવા પ્રમાણે તો તે તદ્દન ખરી બીના હતી.'

'અને તમે કહો છો કે આ કનૈયાલાલનો હાથ છે !' ડાક્ટરે પુછ્યું.

'હું કંઇ કહેતો નથી, હું અહીં સલાહ મેળવવા માટે આવ્યો છું. મેં તમને બધી વિગત કહી છે. હવે તમે મને થોડી વિગત આપો.

'જરૂર,' તેમણે કહ્યું. 'બોલો હવે મારે શું કર-

વાનું છે ?' મેં તેમને કંઇક કહ્યું, તેમણે ડોકું ધુણાવ્યું. પછીની વાતચીત વધુ ચાલી નહિ. હું પાછો બહાર પડયો. હવે હું 'જ્યુરીહાઉસ' તરફ વળ્યો. ત્યાંના એક રામોશીને હું સારી રીતે ઓળખતો હતો. મારે ત્યાં ઘણા પ્રસંગે જવું પડતું હતું.

તે મને માનપૂર્વક અંદર લઇ ગયો. 'કેમ સાહેબ, આજે કંઇ આ તરફ ?' તે બોલ્યો.

મેં પૂછ્યું કે તે દિવસે ત્યાં કંઇ લાશો આવી હતી કે કેમ. તેણે જણાવ્યું ફક્ત એકજ લાશ ત્યાં આવી હતી. 'મને તે બતાવશો ?' મેં કહ્યું.

તે મને શબ રાખી મુકવાના ઓરડામાં લઇ ગયો. અને ત્યાં પડેલું એક શબ બતાવ્યું. તેના તરફ મેં એક નજર ફેંકી. મને ખાત્રી થઇ કે આજના બનાવ સાથે તેને કંઇ પણ સંબંધ ન હતો. (અપૂર્ણ.)

---

# પાદલિપ્ત સૂરિકૃત નિર્વાણકલિકા.

અંગ્રેજી પ્રસ્તાવના લેખક—શ્રીયુત મોહનલાલ ભગવાનદાસ ઝવેરી. B. A. LL. B. સોલિસિટર.

ગુજરાતીમાં અનુવાદક—ડૉ૦ મોતીલાલ છગનલાલ સંઘવી. M. B. B. S.

આ પ્રસ્તુત નિર્વાણકલિકા ગ્રંથ પાદલિપ્તાચાર્ય ઉર્ફે પાલિત્ત સૂરિની કૃતિ છે. પાદલિપ્તસૂરિ વિક્રમ સંવતના પહેલા શતકમાં થઇ ગયા છે. આ ગ્રંથમાં મૂર્તિની પ્રતિષ્ઠા સંબંધે વિધિઓ વર્ણવવામાં આવી છે. આવી જાતનાં ઉપલબ્ધ પુસ્તકોમાં આ ગ્રંથ જુનામાં જુનો છે. આ ગ્રંથને 'પ્રતિષ્ઠા-પદ્ધતિ' તરીકે પણ ઓળખવામાં આવે છે.

### વિષય.

એ પુસ્તકની અંદર દૈનિક પૂજા સંબંધમાં, જૈન ધર્મમાં સામાન્ય મનુષ્યને કેમ દાખલ કરવો એટલે કે માંત્રિક દીક્ષા સંબંધમાં અને આચાર્ય તરીકે સ્થાપવા એટલે કે આચાર્યાભિષેક સંબંધમાં પણ હકીકતો છે. દીક્ષા વિધિ અને આચાર્યાભિષેક સંબંધમાં સર્વ બાજુએ જેનો આકાર ભદ્ર-શુભ છે એવા સર્વતોભદ્ર મંડલનું વર્ણન અને પૂજા મંડપની પ્રતિષ્ઠા તથા શૃંગાર સામગ્રીનું વર્ણન આવે છે. દૈનિક પૂજા વિધિમાં નિત્ય પૂજા યંત્રનું વર્ણન છે જે સિદ્ધ ચક્રનું બૃહત્ સ્વરૂપ છે. તૃતીય વિભાગમાં પ્રતિષ્ઠા વિધિઓ આવે છે. જેની અંદર માંગલિક આવર્તવાળા તીર્થંકરોની સ્થાપનારૂપ નંદાવર્ત મંડલનું વર્ણન આપેલ છે. આ ભાગમાં પ્રતિષ્ઠા પાંચ જાતની આપેલી છે. તે (૧) પાદ પ્રતિષ્ઠા એટલે પાયો ખોદવો. (૨) દ્વાર પ્રતિષ્ઠા-બારણાં સ્થાપવા. (૩) બિમ્બ પ્રતિષ્ઠા-મૂર્તિ પધરાવવી. (૪) હૃત્ પ્રતિષ્ઠા-હૃદયનું સ્થાપન કરવું. (૫) ચૂલિકા-પ્રતિષ્ઠા અથવા શંકુ પ્રતિષ્ઠા એટલે છાપરૂં ચઢાવવું કે શંકુ △ મુકવો. ભૂમિપરીક્ષા અને ભૂમિપરિગ્રહ નામનાં પ્રકરણોમાં કઇ જાતની જમીન પસંદ કરવી અને તે જમીનનો કબજો કેવી રીતે લેવો તે વર્ણવ્યા પછી પાદ પ્રતિષ્ઠા અથવા ખાત વિધિ આપી છે. તે વાસ્તુપૂજાથી શરૂ થાય છે. વાસ્તુ પૂજા એટલે સ્થાપત્યના અધિકારી દેવની પૂજા. તે પ્રકરણને "શિલા પ્રતિષ્ઠા વિધિ" એટલે પાયામાં પહેલો પત્થર મૂકવો-તે પ્રમાણે કહે છે. આ સંબંધમાં મંદિરને સારૂ ૬૪ પદિક-ભાગવાળી વાસ્તુ પૂજા આપી છે. તેમજ બીજાં મકાનો સારૂ ૮૧ પદિક-ભાગવાળી વાસ્તુપૂજાનું પણ વર્ણન છે. પાદ પ્રતિષ્ઠા એ મકાનનો પાયો નાંખવાની વિધિ છે, દ્વાર પ્રતિષ્ઠા એ બારણાં ચઢાવવાને લગતી વિધિ છે. બિમ્બ પ્રતિષ્ઠા એ ખુદ મૂર્તિને પધરાવવાની ક્રિયા છે. હૃત્પ્રતિષ્ઠા એ કાંઇક નવીન જણાય છે અને તે વિધિ લગભગ ભૂલાઇ ગઇ હોય તેમ જણાય છે. તે વિધિ સાધારણ મકાનોમાં સ્તંભ પ્રતિષ્ઠાને મળતી મકાનના મુખ્ય ભાગની પ્રતિષ્ઠાને લગતી છે. ચૂલિકા પ્રતિષ્ઠાની અંદર ચૂલિકા એટલે

શંકુ આકારની શિખરની ટોચ, કલશ તથા ધ્વજાના આરોપણનો સમાવેશ થાય છે. બીજા મકાનોમાં છેવટની વિધિ મોભ પ્રતિષ્ઠા નામની હોય છે. તેની અંદર ઘરમાં છાપરાનું મોભારૂં સ્થાપવાની વિધિ છે. ત્યાર પછી આઠ પ્રકારની વેદિકા–વેદીઓ–ચોતરાઓ ચોરસ બેઠકોનું વર્ણન છે. તે પછી જુની મૂર્તિઓનું ઉત્થાપન પુનઃસ્થાપન અને જુની મૂર્તિના સ્થાને નવી મૂર્તિઓ બેસારવાની વિધિ આવે છે. આ વિધિને પુનઃ પ્રતિષ્ઠા અથવા જીર્ણોદ્ધાર વિધિ કહે છે. આ વિષય પૂર્ણ કરી કર્તા પ્રાયશ્ચિત્ત વિધિ–જેનાથી પવિત્ર થવાય તેની વિધિનું વર્ણન કરે છે. તે વિધિની અંદર પાંચ પ્રકારના નિર્માલ્ય–દેવસત્કવસ્તુનું વર્ણન છેઃ–(૧) દેવસ્વ (દેવની જમીન). (૨) દેવદ્રવ્ય (દેવના ઘરેણાં અને શણગાર (૩) નૈવેદ્ય (દેવને સારૂ કલ્પેલી વસ્તુ) (૪) નિવેદિત (દેવને પૂજામાં ચઢાવેલી વસ્તુઓ). (૫) નિર્માલ્ય–દેવની ઉતરેલી વસ્તુ. નિત્ય કર્મવિધિમાં પણ દેવ દ્રવ્ય સંબંધે ઉલ્લેખ છે. સદ્‌ગત વિજયધર્મસૂરિ અને સાગરાનંદસૂરિની વચ્ચે થયેલ દેવદ્રવ્ય સંબંધીની તાજી ચર્ચામાં અત્ર યોજાયલા "દેવદ્રવ્ય" શબ્દ અને તેની વ્યવસ્થાના વર્ણન તરફ વિદ્વાન્ વિવાદકોનું ધ્યાન ખેંચાયું હોય એમ જણાતું નથી કારણ કે આ પુસ્તક ઉપરથીજ દેવદ્રવ્યની પુરાણિકતા તથા શાસ્ત્રસિદ્ધતા (authenticity) સિદ્ધ થતાં હોવાથી ઉક્ત ચર્ચા આટલી બધી આગળ ચાલતજ નહિ. મુદ્રાવિધિ પ્રકરણમાં આંગળીઓ વડેજ જુદી જુદી જાતની રચના વિશેષ ઉપજાવી ધ્યાન ધરવાના સહાયરૂપ સૂચક આ કૃતિઓ બનાવવાનું વર્ણન છે. તે વિષય બહુજ રસપૂર્ણ છે. આ મુદ્રાઓ ખાસ જુદાજ પ્રકરણમાં આપી છે. કારણ કે વિધિઓ અને ક્રિયાઓ સંબંધે બીજા ભાગોમાં તેનો વારે વારે ઉલ્લેખ કરેલ છે. છેલ્લા પ્રકરણમાં તીર્થંકર ભગવાનના વર્ણ, લાંછનો, જન્મનક્ષત્ર, જન્મરાશિ, અધિષ્ઠાયક યક્ષ અને યક્ષિણી; વિદ્યાદેવીઓ અને લોકપાલો, મહો યક્ષબ્રહ્મશાંતિ અને ક્ષેત્રપાલનું વર્ણન આપ્યું છે. રાશિ સંબંધે જે ઉલ્લેખ અહિં કર્યો છે તેની ઐતિહાસિક બાજુ અમે આગળ ઉપર તપાસીશું. આ પુસ્તકનું મુદ્રા પ્રકરણ અને જુદી જુદી વિધિઓ વર્ણવના બીજા ભાગો તાંત્રિક વિધિઓ સાથે બહુજ મળતી આવે છે. પાદપ્રતિષ્ઠાવર્ણનમાં ગ્રંથકાર પ્રતિષ્ઠા વિધિ કરનાર આચાર્યને દેશિક કહે છે. આ શબ્દ આ અર્થમાં સામાન્યતઃ તંત્રોની અંદર વપરાયેલ છે. કુલાર્ણવ તંત્ર પ્રકરણ ૧૭ ના શ્લોક ૧૪ માં તેની વ્યુત્પત્તિ આ પ્રમાણે આવી છે.

देवतारूपधारित्वा च्छिष्यानुग्रहकारणात् ।
करुणामयमूर्तित्वाद्देशिकः कथितः प्रिये ॥ १४ ॥

—દેવના સ્વરૂપ હોવાથી, શિષ્યને અનુગ્રહનું કારણ હોવાથી, કરુણામય મૂર્તિ હોવાથી, હે પ્રિયે "દેશિક" કહેવાય છે.

નિત્ય પૂજામાં અષ્ટમૂર્તિનો નિર્દેશ બહુજ અર્થપૂર્ણ છે કારણ તે શબ્દ પ્રાયઃ શિવના અર્થમાં વપરાય છે.

### નિત્ય પૂજા અને તેનું સ્વરૂપ.

નિત્ય પૂજાના પ્રકરણ ઉપર આવતાં, ભદ્રબાહુસ્વામી કૃત પૂજા પ્રકરણ, ઉમાસ્વાતિ કૃત શ્રાવક પ્રજ્ઞપ્તિ, જિનપ્રભસૂરિ કૃત પૂજાવિધિ અને વિધિપ્રપા, વર્ધમાનસૂરિ કૃત આચારદિનકર અને રત્નશેખરસૂરિ કૃત આચારપ્રદીપ અને શ્રાદ્ધવિધિ વિગેરેમાં તેમજ આગમોમાં આવતા આજ વિષયો ઉપર તુલના કરતાં બહુ રસ પડે તેમ છે. તે વિધિ પર તો કેટલાક ગૌણ ફેરફાર થયા છે છતાં પણ મુખ્ય વિધિ તો એમની એમ રહી છે. નિત્ય પૂજાના વિષયમાં જૈન (ક્રિયાઓ) ઉપર તે સમયે થયેલી અસરનું ભાન આપણને તે કરાવે છે. તે અસર તાંત્રિકોની તથા સાંખ્ય યોગની છે. તેની અંદર પાંચ જાતની શુદ્ધિઓ* ધારણા, ધ્યાન, દિગ્બંધન, ગુરૂ

* ધારણા=વસ્તુની સાથે તદાકાર થવું. ધ્યાન=વસ્તુ ઉપર વિચાર કરવો. દિગ્બંધન=દિશાઓ બાંધવી. ગુરૂપૂજા=આચાર્યદેવો વાવની ભાવના વિદ્યાદેહન્યાસ=મંત્રાક્ષરમય શરીરની કલ્પનાથી સ્થાપન. શુદ્ધિ=શુદ્ધ થવાની વિધિઓ. ગણ=સમૂહ–પર્ષદા. જ્ઞાનશક્તિ=વિદ્યામયી શક્તિ. મુદ્રા=આંગળીઓથી બનતી સૂચક આકૃતિઓ. મંત્ર=મંત્ર અક્ષરો. સકલીકરણ=એકીકરણ વિધિ. મંડલપૂજા=પંચમહાભૂતોની આકૃતિની પૂજા. ન્યાસ=મંત્રોના અક્ષરની સ્થાપના. માનસિક પૂજા=મનથી પૂજા. ગૃહદેવતા પૂજન=ઘરના દેવતાઓની પૂજા. બલિવિધાન=નવેદ્ય, બાકળા આપવાની ક્રિયા.

પુજા અને ૧૨ ગણુ-પર્ષદા તથા જ્ઞાનશક્તિ સહિત અર્હતનાં ધ્યાન-બળે વિદ્યાદેહન્યાસ તથા મુદ્રાઓ, મન્ત્રો, સકલીકરણ, મંડલપૂજા, ન્યાસો, માનસિક-પૂજા તેમજ ગુરુદેવના પૂજનને બલિવિધાનનો ઉપયોગ કરવામાં આવે છે. તેમજ આ પુસ્તકમાંના દીક્ષા વિધિ પ્રકરણમાં હોમનો નિર્દેશ છે (જુઓ પૃષ્ટ ૭-૧) સાંખ્યયોગમાં આવતા તત્ત્વોનો ઉલ્લેખ આ પુસ્તકના પૃષ્ઠ ૨૮૨-૫૨ કરવામાં આવેલ છે તે ઉપરથી સાંખ્ય યોગની અસર પુરવાર થાય છે. તેમજ તેની અંદર તાંત્રિકોના કલા અને વિદ્યા બન્ને તત્ત્વોનો સમાવેશ કરેલ છે. તેમજ તેની અંદર ત્રીજો એક ચોખ્ખો પ્રવાહ જણાય છે કે જે રાગ, ચંદ્ર, આદિત્ય, રક્ત, અશ્વિન્, અગ્નિ, ઇન્દ્ર, વિષ્ણુ, મિત્ર અને બ્રહ્મા વિગેરેને જુદી જુદી ઇંદ્રિયોના અથવા કાર્યોના અધિરાજ તરીકે વર્ણવે છે. તેમજ પ્રાચીન યન્ત્રપૂજા (મંત્રાક્ષરો યુક્ત આકૃતિમય પ્રતીકની પૂજા) પણ તેમાં આપેલી છે. યોગની અસર તરીકે નિર્મનસ્કાવસ્થા (વિચારના વિલયની અવસ્થા)નું વર્ણન દાખલા તરીકે ગણાય. પ્રાણાયામ (શ્વાસોચ્છ્વાસનું નિયમન)નો ઉપયોગ ભૂત શુદ્ધિ (શારીરિક તત્ત્વોની નિર્મળતા કરવા) સારૂ બતાવવામાં આવ્યો છે.

### દીક્ષાવિધિ અને આચાર્યાભિષેક.
### (પ્રારંભદીક્ષા અને અભિષેક.)

આધુનિક સમયમાં દીક્ષાવિધિ અથવા મંત્ર દીક્ષાની ક્રિયા પ્રાયઃ વિસરાઇ ગઇ છે, અને જુના પુસ્તકોમાં માત્ર તે સંબંધી એક આચારદિનકરમાંજ ઉલ્લેખ જણાય છે. આચાર્યાભિષેકનું પ્રકરણ મહત્વનું છે કારણ કે તેની અંદર પદવી મેળવનાર પુરુષમાં કયા કયા ગુણો જોઇએ તેમજ પદવી મેળવ્યા પછી પોતાના ગુરૂ પણ તે આચાર્યનું માન કેવી રીતે સાચવતા તેનું ધ્યાન આવે છે. આની અંદર એકલું આચાર્યાભિષેક સંબંધીજ વર્ણન છે એમ નહિં પણ સાંસારિક હેતુની-સિદ્ધિ જેમકે ખોયેલું રાજ્ય પાછું મેળવવું અથવા પુત્રપ્રાપ્તિ થવી આદિ માટે પણ ઉપરનીજ વિધિથી અભિષેક કરી શકાય એવું કથન છે.

### તાંત્રિક અસર.

આ પ્રકરણ તેમજ તેની પછી આવતા પ્રતિષ્ઠા વિધિના પ્રકરણોમાં આ ગ્રંથ ઉપર થયેલી તાંત્રિક અસરની ઘણી નિશાનીઓ દેખાય છે તેથી તાંત્રિક અસરના અનુમાનને બહુજ સબળ ટેકો મળે છે. તંત્રશાસ્ત્ર ઉપર લખનારા પ્રખ્યાત લેખક સર જોહન વુડરોફે ઘણુંજ સ્પષ્ટ કીધું છે કે તંત્ર શાસ્ત્ર એટલે મદ્યપાન તથા સ્ત્રીસંગસાથની વિધિ એવો કંઇ નિયત અર્થ થતો નથી; દરેક મહાન ધર્મોમાં પોતાની વિશિષ્ટ ધ્યાન-પદ્ધતિ, ધ્યેય-પ્રાપ્તિનો વિશિષ્ટ માર્ગ તેમજ મોક્ષ-પ્રાપ્તિનો વિશિષ્ટ માર્ગ હોય છે.

દરેક ધર્મની ફીલસુફીમાં વિશિષ્ટ અધિકારી તેમજ ઇતર સામાન્યજનો સારૂ જુદા એવાં મંતવ્યો હોય છે. તેમજ સૂત્રજ્ઞાનરૂપે જુદા અને વ્યાવહારિક ક્રિયા રૂપે પણ જુદા જુદા સિદ્ધાંતો હોય છે. તંત્રશાસ્ત્ર ને સંપૂર્ણતા પ્રાપ્ત કરવા સૂત્રજ્ઞાન કરતાં વ્યવહારવિધિ સાથે વધારે લેવાદેવા છે. તન્ત્રોમાં, શૈવ, શાક્ત, વૈષ્ણવ ગાણપત્ય, સૌર, ભૈરવ અને બીજા ઘણા છે છતાં ધ્યેય-પ્રાપ્તિનો સામાન્ય માર્ગ સરખોજ છે. તેથી તેઓ સર્વને એક સાધારણ નામ તાન્ત્રિકના મથાળા નીચે લાવવામાં આવ્યા છે. જો કે દરેકના અધિષ્ઠાયક દેવ અને ફીલસુફી તદ્દન એક બીજાથી નીરનીરાળી છે. તેથી જૈન ધર્મમાં પણ ધ્યેયપ્રાપ્તિ માટે જે વ્યવહારિક ક્રિયા-માર્ગ છે તે તંત્ર માર્ગને ઘણે ભાગે મળતો આવે એમાં કાંઈ આશ્ચર્ય નથી. ધ્યેય-પ્રાપ્તિ માટે તાંત્રિકોનો ઘણોજ અગત્યનો સિદ્ધાંત ધ્યાનથી પટ્ ચક્રવેધ (શરીરની મુખ્ય ૭ કમલાકાર અવયવ ગ્રંથિઓમાંથી કુંડલિની-પ્રાણશક્તિનું પસાર થવું) છે. જૈન દર્શન ધ્યેય-પ્રાપ્તિ માટે આ રીત સ્વીકારતું નથી એમ કહી શકાય તેમ નથી. હેમચંદ્રાચાર્યના યોગ-શાસ્ત્રમાં, અને શુભચંદ્રાચાર્યના જ્ઞાનાર્ણવમાં પિંડસ્થ (શારીરિક ધારણાઓ) તેમજ પદસ્થ (માન્ત્રિક) ધ્યાનનું વર્ણન આવે છે. ચાલુ ગ્રંથમાં નિર્મનસ્ક ધ્યાનનું વર્ણન છે. જ્યાં જ્યાં ધ્યાનને મદદ કરવા મંત્ર વપરાતા હોય, જ્યા જ્યાં ધ્યાતા, ધ્યાન અને ધ્યેય હોય ત્યાં ત્યાં તે વિધિ તાન્ત્રિક છે એમ કહી શકાય.

આ ગ્રંથમાં તાંત્રિક લક્ષણો આથી પણ વધારે છે કે જેનો ઉલ્લેખ ઉપર કરવામાં આવ્યોજ છે. મુખ્યત્વે તંત્ર એ જ્ઞાનકાંડ અથવા સિદ્ધાન્ત ભાગની ન્યૂનતા પૂર્ણ કરવા ક્રિયાકાંડ-વ્યવહારમાર્ગરૂપ છે. દરેક ધર્મમાં ફીલસુફીની સાથે અનુકૂળ આવે તેવી રીતેજ ક્રિયાકાંડ ગોઠવવામાં આવે છે. અહિં પણ તેમજ કરવામાં આવ્યું છે. તંત્રશાસ્ત્રોનું બીજું વિશિષ્ઠ લક્ષણ એ છે કે તેને આધિદૈવિક વાદ તરીકે પણ લેખવામાં આવે છે તેમજ તે વાદ આધિભૌતિકવાદ અને આધ્યાત્મિક વાદની વચ્ચેનો તેમજ તે બન્ને વાદોથી તદ્દન ભિન્ન છે. બીજા શાસ્ત્રોની માફક તંત્રશાસ્ત્રે પણ પોતાનું શાસ્ત્ર સર્વાંગ-સંપૂર્ણ બનાવવા બીજા બન્ને વાદોને અંદર ઉમેર્યા છે પણ તે બન્ને તેમાં ગૌણ વિષય તરીકે ભાગ ભજવે છે ત્રણે વાદો મનુષ્યના આધ્યાત્મિક વિકાસમાં ત્રણ પગથીયાં છે અને તેમાંથી એક પણ વાદની ઉપેક્ષા કરી શકાય નહિં.

દીક્ષાવિધિ અને આચાર્યાભિષેકના પ્રકરણોમાં અને શિલાન્યાસના પ્રકરણમાં બન્ને વિધિઓમાં શું શું વસ્તુની જરૂરીયાત પડે છે તે જણાવ્યું છે. તે વસ્તુઓ આ પ્રમાણે છે. ધજા, ચમર, પતાકાઓ, દર્પણો, પાંદડાનાં તોરણો, ઘંટા કમલનાલો, અને બીજા શણગારો, મંડપ, વેદિકા (ચોતરા-ચોરસ બેઠક) દોરો, સ્તંભો, પંચરંગી મંડલો, કુંભો, કલશો, શંખો, પડદાઓ તથા યવારક (જવના પલ્લવ) વિગેરે. આ ઉપર જણાવેલી દરેક વસ્તુઓ સ્થાપત્ય વિધિના હિંદુઓના દરેક ગ્રંથમાં સરખીજ આપેલી છે.

રાજા ભોજના સમરાંગણ, રાજવલ્લભ, વિશ્વ કર્મ પ્રકાશ અને શિલ્પદીપક જેવા સ્થાપત્યના પાછળથી લખાયેલ ગ્રંથોમાં અત્રે નિરૂપિત સર્વતોભદ્રમંડલ, વાસ્તુમંડલ, અને મંડપનું વર્ણન બરાબર મળતું આવે છે.

## વાસ્તુવિધિ.

(સ્થાપત્યના અધિદેવની પૂજા).

સામાન્ય હિંદુ જનતા અને જૈન વચ્ચે વૈમનસ્યન જાગે તે ખાતર, પોતાના ધર્મની સાથે સીધો સંબંધ ન ધરાવનારી વ્યાવહારિક બાબતને અંગે જૈનો પ્રાયઃ પરિસ્થિતિને અનુકૂળ થતા અને ધર્મ સિવાયની વ્યાવહારીક બાબતને બહુ મોટું મહત્વ આપતા નહતા તેથીજ જૈનોની અંદર વાસ્તુવિધિ. પાછળથી દાખલ થયેલી અધુના પર્યંત સામાન્યતઃ માનવામાં આવતી. જંબુદ્વીપ પ્રજ્ઞપ્તિ નામના ઉપાંગ (આગમોદય સમિતિ આવૃત્તિ પૃષ્ટ ૨૦૭-૨૧૦)માં વાસ્તુ વિધિનું વર્ણન બરાબર આપેલું છે તે બીના મહત્વની છે.

પ્રતિષ્ઠા વિધિની શરૂઆતમાં આચાર્યનાં, ઇન્દ્ર (ક્રિયા કરતો માણસ) તથા શિલ્પીના ગુણો કેવા હોવા જોઇએ તેનું વર્ણન છે. ત્યાર પછી પાયા નાંખવાની વિધિથી માંડી ધ્વજારોપણવિધિ પર્યંત ભિન્ન ભિન્ન વિધિઓનું વર્ણન આપેલ છે. આનું વિવરણ ઉપર કરવામાં આવી ગયેલ છે. લઘુ વિધિઓ તથા બીજા પરચુરણ વિષયો વિષયાનુક્રમણિકામાં નજર ફેરવી જવાથી માલુમ પડી આવશે. આગલા ભાગમાં મુદ્રાવિધિ, પ્રાયશ્ચિત્ત તથા અર્હદ્વર્ણાદિકનાં પ્રકરણોનું વિવરણ થઈ મુક્યું છે.

અહિં આપણે રાશિના ઉલ્લેખ પરત્વે જરા ટુંકમાં ધ્યાન આપીએ. રાશિની ઉત્પત્તિનું મૂળ ગ્રીસ દેશ હતો એમ કહેવામાં આવે છે અને વરાહમિહિરના સમય લગભગ હિંદુસ્તાનમાં તેનો પ્રચાર શરૂ થયો એમ ધારવામાં આવે છે. આનું કારણ એમ છે કે તે પૂર્વેના કોઇપણ ભારતીય ગ્રંથોમાં રાશિ સંબંધી કયાંઇ પણ ઉલ્લેખ માલુમ પડતો નથી. જ્યારે ચંદ્રગુપ્તના સમયમાં ગ્રીસની હિંદ ઉપર બહુજ મોટી અસર હતી એમ જાણવામાં આવ્યુ છે અને તે વખતે ગ્રીસમાં ઉત્પન્ન થયેલી ઘણી નવી વસ્તુઓ હિંદમાં દાખલ થઇ છે એમ જાણવામાં આવ્યું છે ત્યારે આ પુસ્તકમાં રાશિ સંબંધી કરેલ ઉલ્લેખ ઉપરથી, આ ગ્રંથ પાછળથી બનાવેલ છે એમ ઠરતું નથી પરંતુ હિંદમાં રાશિઓની પ્રવેશ-તારીખ વહેલી હોવી જોઇએ એમ સબળ સંભવના જણાય છે; આ બાબત આમ ચોકસ છે કારણ કે આ પુસ્તકની રચનાની સાલ, બાહ્ય અને અભ્યંતર બન્ને પ્રમાણો ઉપરથી વિક્રમ સંવતનું પહેલું શતક જ છે. આ ગ્રંથની અંદર આવતી ઘણીજ જુના વખતની વિચાર

પ્રણાલિકા સંબંધે હમણાંજ ઉલ્લેખ થઇ ગયેલ છે. છંદઃશાસ્ત્રના નિયમાનુસાર પણ આની અંદર આવતી ગાથાઓ ઉપરથી પણ આજ પરિણામ સૂચિત થાય છે. બાહ્ય પ્રમાણોથી પણ આ ગ્રંથના કર્તા વિક્રમ સંવતના પ્રથમ શતકમાં થયા હોવાનું આગળ બતાવવામાં આવશે.

### પુરાતત્ત્વવિદો માટે વસ્તુસામગ્રી

જૈન ધર્મનાં પવિત્ર શાસ્ત્રો રચાયાં તે કાલ અને જ્યારે તે નિયમિત રીતે લખાવવામાં આવ્યાં તે બન્ને સમયની શૃંખલાની વચ્ચે ખુટતી કડી તે આ ગ્રંથ પુરો પાડતો હોવાથી પુરાતત્ત્વવિદોને બહુજ ઉપયોગી છે. આ ગ્રંથ સંસ્કૃત ભાષામાં લખેલ છે. તેથી તે સમયમાં જૈન શાસ્ત્ર ગ્રંથોની લખાવટમા અર્ધ માગધી ભાષા વાપરવાનો રવૈયો હતો તેનાથી આ ગ્રંથ જુદો પડે છે. જ્યારે વિક્રમ રાજા કે જેણે વિક્રમ સંવત્ શરૂ કર્યો તે ગાદી ઉપર હતો તે સમયના ભાવનું આ ગ્રંથ બરાબર પ્રતિબિંબ પાડે છે. આચાર્ય થવાની વિધિમાં ખુબ ઠાઠ માઠ જોડાયેલો હોય છે. હાથી, અશ્વ, પાલખી, ચમર, છત્રઆદિ રાજચિન્હો, તેમજ યોગ્ય પટ્ટક (પૂજા સારૂ ચિત્રેલ પટ), ખટિકા (લેખણ), પુસ્તકો, સ્ફટિકની અક્ષમાલા–નોકારવાલી અને સુખડની ચાખડીઓ આચાર્ય પદ આપવાની વખતે આચાર્યને ભેટ આપવામાં આવતા. શાખા અને ગચ્છ બન્નેનો અહિં ઉલ્લેખ આપેલો છે. નિત્યકર્મ વિધિમાં અષ્ટમૂર્તિનો ઉલ્લેખ બહુજ ઉપયોગનો છે કારણ કે તે બતાવે છે કે તાંત્રિક આગમો કે જેમાં શિવ એજ મુખ્ય દેવ છે તેની જૈન પૂજાવિધાન ઉપર કેવી રીતે અસર થઇ હતી. હિંદુ વિદ્વાનો તે પુનર્જીવનનો કાળ હતો અને સંસ્કૃત પંડિતો ટોળાબંધ • રાજા વિક્રમના રાજદ્વારમાં ભેગા થતા હતા. જૈન પંડિતો વિક્રમની સભામાં હિંદુ પંડિતોની સાથે સ્પર્ધામાં ઉતરતા. જૈનોએ પણ મોટી સંખ્યામાં સંસ્કૃત ભાષાનો અભ્યાસ શરૂ કર્યો અને તેમના પોતાના ધર્મને લગતાં પુસ્તકોને સંસ્કૃત ભાષામાં લખવાનો આરંભ કર્યો. તેજ સમયે તત્ત્વાર્થ સૂત્રના યશસ્વી વિદ્વાન્ ગ્રંથકર્તા શ્રી ઉમાસ્વાતીએ પણ તેનાં સૂત્રો સંસ્કૃતમાં લખ્યાં. તે સમયે પ્રાકૃત ભાષા પણ પૂર્ણ જોસમાં ચાલુ હતી અને ગ્રંથો બન્ને ભાષાઓમાં લખવાનું ચાલુ રહ્યું. જે લગભગ વિ.સં. ૪૯ ની સાલમાં થયેલા હોવાનું મનાય છે તે દિગંબર આમ્નાયના શ્રી કુંદકુંદાચાર્યે પોતાના પ્રખ્યાત આઠ પાહુડો (પ્રાકૃતભાષામાં બનાવેલ લુપ્ત આગમો–૧૪ પૂર્વેનો સંક્ષિપ્ત સાર અથવા તેમાંથી ઉતારા) રચ્યાં. આ સમય એવો હતો કે જ્યારે પાહુડ ગ્રંથો બહુ પ્રચલિત હતા. ભદ્રબાહુસ્વામીથી માંડી બીજા સૈકાના મધ્યભાગ પર્યંત આ જાતના ગ્રંથો રચવાનું કામ ચાલુ હતું. તે પાહુડો, આ સમયે ત્વરાથી લુપ્ત થતા જતા પૂર્વોમાં ચર્ચેલા ભિન્ન ભિન્ન વિષયોપરની જાળવવામાં આવેલી ટૂંકી નોંધ હોય એમ જણાય છે. હાલમાં ઉપલબ્ધ થતા પાહુડો ઉપરથી તેમજ આ પુસ્તકમાં આવેલી ગાથાઓ કે જેનું વિવેચન હવે પછી કરવામાં આવશે તેના ઉતારાઓ ઉપરથી એમ જણાય છે કે પૂર્વોની અંદર મહાવીરસ્વામી તથા તેના સમકાલીન તત્ત્વજ્ઞાનીઓ વચ્ચે થયેલ વિવાદોજ આવે છે એવું જે પાશ્ચિમાત્ય પંડિતોનું માનવું છે તે સત્ય નથી. આ ગ્રંથ પણ દર્શાવે છે કે હાલમાં ઉપલબ્ધ થતા આગમોની માફકજ પૂર્વોમાં પણ ભિન્ન ભિન્ન વિષયો ઉપર લખવામાં આવ્યું હતું. પરાપૂર્વથી ઉતરતી આવતી જૈન વાત છે કે ભદ્રબાહુસ્વામી ચૌદ પૂર્વધરોમાં છેલ્લા પૂર્વાધર હતા અને પસંદ કરેલ વિષયો ઉપર પૂર્વમાથી ઉદ્ધરિત સંબંધને અનુકૂળ ફકરાઓના સંગ્રહરૂપ પાહુડોના સૌથી પ્રથમ રચનાર તે હતા. એટલું અહિં જણાવી દેવું જોઇએ કે પાહુડ અથવા પ્રાભૃત શબ્દ, સૂર્ય પ્રજ્ઞપ્તિ અને બીજા કેટલાક આગમોમાં પ્રકરણ અથવા વિભાગ એવા અર્થમાં પણ વાપરવામાં આવ્યો છે.

### વજ્રસ્વામી અને પાદલિપ્તાચાર્ય.

પૂર્વે ભદ્રબાહુ સ્વામીએ જે સમગ્ર વિષયનું વિવરણ કરેલું હતું તેના જુદા જુદા ભાગો ઉપરથી તદ્દન ભિન્ન અને સ્વતંત્ર ગ્રંથો થાય તેમ વજ્રસ્વામીએ વિષયોનાં જુદા જુદા ભેદ–પ્રભેદને અનુલક્ષી પાહુડોનાં વર્ગીકરણ ને પુનઃ વ્યવસ્થા કર્યા. આ ગ્રંથના કર્તા પાદલિપ્તસૂરિએ ઉપરના ગ્રંથોનું સંક્ષે-

પને કર્યું એમ કહેવાય છે. વિવિધ તીર્થકલ્પ અથવા કલ્પ પ્રદીપમાં જિનપ્રભસૂરિએ દર્શાવેલ આ મત છે. તે એમ પણ જણાવે છે કે વજ્રસ્વામીના શિષ્યે કલ્પપ્રાભૃત નવી પદ્ધતિએ ગોઠવ્યું અને પાદલિપ્તસૂરિએ તે સંક્ષિપ્ત કર્યું. વજ્રસ્વામીના સમકાલીન અને ઉમરમાં તેનાથી વૃદ્ધ પાદલિપ્તસૂરિએ પોતાનાથી વયમાં નહાના વજ્રસ્વામી જેવા નવા યુગપ્રધાનના કાર્યની પૂર્તિ કરી હોય એમ માનીએ તોજ પાદલિપ્ત સૂરિના સમયને લગતા ભાગમાં થયેલા નિર્ણય સાથે ઉક્તકથનનો મેળ થઇ શકે. આર્યરક્ષિતસૂરિના અનુયોગદ્વાર મૂલસૂત્રમાંના ઉલ્લેખ ઉપરથી તેમજ પાદલિપ્તસૂરિના સમયને લગતા વિભાગમાંની ચર્ચા ઉપરથી આ નિર્ણય ચોકસ છે એમ જણાશે.

### (૧) પ્રાભૃતકાળ-આગમકાળ પછીના જૈન સાહિત્યના ત્રણ તબક્કા (કાળ)

પ્રથમ પ્રાભૃત કાળ તે ભદ્રબાહુ સ્વામીથી શરૂ થાય છે ને જ્યારે ધરસેને ઇ. સ. ૧૩૫ ની સાલમાં યોનિ પ્રાભૃત રચ્યો તેવા બીજા સૈકાના મધ્ય સુધી ચાલુ હતો. ભિન્ન ભિન્ન ગ્રંથોમાંના ઉલ્લેખો ઉપરથી જણાયેલા કેટલાક પાહુડો અથવા પ્રાભૃતોનાં નામો નીચે પ્રમાણે છે. સિદ્ધ પ્રાભૃત, વિદ્યાપ્રાભૃત, યોનિપ્રાભૃત, નિમિત્તપ્રાભૃત, (કથાવલી) પ્રતિષ્ટાપ્રાભૃત, કર્મપ્રાભૃત (કર્મગ્રંથ), વિજ્ઞાનપ્રાભૃત કલ્પપ્રાભૃત (વિવિધ તીર્થકલ્પ), સ્વર પ્રાભૃત (ઠાણાંગ સૂત્રની ટીકા), નાટ્યવિધિપ્રાભૃત (રાયપસેણી ટીકા પૃષ્ટ પર આગમોદય સમિતિ આવૃત્તિ). તે ઉપરાંત કુંદકુંદાચાર્યનાં આઠ પ્રાભૃતો પણ છે. પાહુડોના હાલ જે જે અવશેષો મળે છે તે યોનિ પ્રાભૃતનો ખંડ વિજ્ઞાન પ્રાભૃત, પ્રશ્ન જ્યોતિષ સંબંધે વર્ણન કરતું પ્રશ્ન વ્યાકરણ, પ્રશ્ન વ્યાકરણ નામના છપાયેલા અંગથી તદ્દન ભિન્ન એવું તે નિમિત્ત પ્રાભૃતનો અવશેષ ભાગ, અને અંગવિદ્યા. આ રીતે બીજા શતકના મધ્ય ભાગમાં પાહુડકાળ પૂરો થાય છે. આજ ગ્રંથમાં વિદ્યા પ્રાભૃત અને પ્રતિષ્ઠા પ્રાભૃતની મદદ લેવામાં આવી હોય એમ જણાય છે.

### તાર્કિકોનો કાળ.

ત્યાર પછી સમન્તભદ્ર આદિ અનુયાયીઓના મોખરે સિદ્ધસેન દિવાકરથી માંડી તાર્કિકોનો સમય શરૂ થાય છે. સિદ્ધસેન દિવાકર પછી મહાન સિદ્ધાંતીઓ દેવર્દ્ધિ ગણી તથા જિનભદ્ર ગણી થયા અને આગમોને પદ્ધતિસર લખવામાં આવ્યા તેમજ મહાભાષ્ય લખાયું. સંઘદાસ અને બીજાઓએ તેજ સમયે બીજાં ભાષ્યો રચ્યાં. તેમની પછી ચૂર્ણિકારો આવ્યા જેમાં સૌથી મહાન જિનદાસ મહત્તર ગણી હતા. આ બધાઓ આગળની પ્રણાલીકાને બહુજ સખ્ત રીતે વળગી રહ્યા હતા અને તેમણે નૈયાયિકોના અનર્ગલ બૌદ્ધિક આક્ષેપોથી સિદ્ધાંતોને બચાવવા ઘણોજ પ્રયત્ન કર્યો હતો.

### ટીકાકારોનો સમય.

હરિભદ્ર આવતાની સાથે સિદ્ધાંતની સાથે ન્યાયનું મિશ્રણ થયું. સિદ્ધસેન અને તેના અનુયાયીઓએ વિદ્વાન જૈનોની અંદર તાર્કિક વૃત્તિ જગાડી હતી તેને (વૃત્તિને) નવીજ ઢબથી આગમો ઉપર લખાયેલી સંસ્કૃત ટીકાએ સંપૂર્ણ રીતે પોષી. સિદ્ધાંત ઉપર પ્રકાશ પાડવાનું તેમજ તેને સરસ કરવાનું કામ શિલાંકાચાર્ય, અભયદેવ સૂરિ, મલયગિરિ, દ્રોણાચાર્ય અને શાંતિસૂરિ જેવા મહાન ટીકાકારોએ કર્યું. હેમચંદ્રાચાર્યે પોતાની સર્વતોમુખી બુદ્ધિથી જૈન સાહિત્ય અને શીલસૃષ્ટીની દરેક શાખાઓ ઉપર લખી જૈન શાસ્ત્રના વિકાસને પૂર્ણ કોટીએ પહોંચાડયો. જૈન દર્શન તેના સમયમાં સંપૂર્ણતાની ટોંચે પહોંચ્યું હતું.

### પુસ્તકાકારે જૈન ગ્રંથો જૈનોએ લખવા ક્યારે શરૂ કર્યા?

આ ગ્રંથની ખાસ મહત્વની વિશિષ્ટતા એ છે કે તે જૈન પરંપરા ઉપર ઘણોજ પ્રકાશ નાખે છે અને તે પરંપરાના સત્યની સીધી સાબીતી પુરી પાડે છે, જે સત્ય બુહલર-જેકોબીને સ્વતંત્ર પ્રમાણોથી સાબીત કરવું પડયું છે. જ્યારે જેકોબી એમ કહે છે કે સામાન્ય વપરાશ માટે જૈનશાસ્ત્રો દેવર્દ્ધિગણીના સમયમાં લખવામાં આવ્યા, જો કે તે પૂર્વે ઘણા લાંબા સમય પર પણ પુસ્તકરૂપે ગ્રંથનું લખાણ

અસાધારણ ન હતું, ત્યારે પ્રો. જેકોબીને તે સાબીત કરવા આડકતરાં સાધનો ઉપર અવલંબવું પડે છે. તે ફકરાઓ નીચે મુજબ છે:—

तत्र मन्त्रतन्त्रकल्पानदीक्षिताञ्श्रावयेत् । नापि तत्पार्श्वो लेखयेत् । अज्ञानस्वरूपं न दीक्षयेत् ॥ પૃ ૭-૨.

तदर्थं कायोत्सर्गं कृत्वा निषद्यायामुपविश्य आत्मनो दक्षिणभागे शिष्यमुपवेश्य लग्नवेलायां कुम्भकयोगेनाचार्यपरंपरागतं पुस्तकादिषु लिखितमाचार्यमन्त्रं निवेदयेत् । ततो गन्धपुष्पाक्षतान्वितं मुष्टित्रयमक्षाणां दत्त्वा तदनु छत्रचामरहस्त्यश्वशिबिकाराजाङ्गानि योगपट्टकखटिकापुस्तकाक्षसूत्रपादुकादिकं च दद्यात् ॥ પૃ. ૯. ૧.

આની અંદર પુસ્તકનો અને સૂરિમંત્ર તે વખતે પુસ્તકમાં લખાયેલો હોવાનો સ્પષ્ટ ઉલ્લેખ છે. તેમજ તેની અંદર મંત્રતંત્ર તથા કલ્પ સંબંધી ગ્રંથો અદીક્ષિતો પાસે લખાવવાની બંધી કરવાની સૂચના પણ છે. લિખિત પુસ્તકનો પ્રચાર જોકે સામાન્ય ન હતો તોય કેટલેક સ્થળે શાસ્ત્રની બરાબર જાળવણી થાય તે સારૂ લખી રાખવામાં આવતા હશે તે આમ સંભવિત જણાય છે. જરા વચ્ચે જણાવી દઉં કે પ્રકરણની અંદર જે નંદી સૂત્રનો ઉલ્લેખ આવે છે તે મૂળ સૂત્રનો છે અને તે નંદીસૂત્ર ( આગમોદય સમિતિ આવૃતિ ) ને છેડે તેમજ ' યોગવિધિ ' માં વર્ણન કરાયેલ બૃહન્નંદી હોવાનો પણ સંભવ છે, અને ડો. જેકોબી એ જે અટકળ કરી છે કે દેવવાચકે તેની નવી આવૃત્તિ કરી અને જુના ગ્રંથ ઉપર વિસ્તારથી વિવેચન કર્યું તે સાચું છે એમ જણાય છે.

નિત્ય કર્મ વિધિ ઉપર લખતાં મેં વિધિઓ સંબંધે જણાવ્યું છે કે આ ગ્રંથ રચાયાની પૂર્વે તેમજ પાછળ વિધિઓ તેની તેજ. હતી. જૈન પરંપરાની સતતા પુરવાર કરતો બીજો મુદ્દો એ છે કે આ પુસ્તકમાં વર્ણવેલ દેવ દેવીઓ તે શાસ્ત્રોમાં તથા પછીથી રચેલા ગ્રંથોમાં એકના એકજ છે. વિધિમાં વપરાયેલા મંત્રો પણ એકના એકજ છે. સિદ્ધચક્ર તથા નંદાવર્ત મંડલ પણ તેના તેજ છે.

### શ્વેતાંબર દિગંબર ભેદ

આ પુસ્તકની પ્રશસ્તિ ઉપરથી જણાય છે કે વિક્રમના પ્રથમના શતકમાં પણ શ્વેતાંબર અને દિગંબર એવા ભેદો ચાલુ હતા. સિદ્ધસેન દિવાકરની સ્તુતિની પ્રશસ્તિ ઉપરથી જુના સમયમાં આ ભેદોનું અસ્તિત્વ હતું એમ પુરવાર થાય છે. ભેદો આપણે ધારીએ છીએ તેના કરતાં પણ વધારે જુના હતા એમ માનવાને સબળ કારણ છે અને આજ બાબતમાં ડો. જેકોબીનો બીજા પ્રમાણો ઉપરથી કરેલો નિર્ણય તદ્દન ખરો છે. હું ધારું છું કે આ ભેદો આર્ય મહાગિરિ અને આર્ય સુહસ્તીના સમયથી ચોખા જણાવા લાગ્યા.

### લુપ્ત આગમોની ગાથાઓ.

આ ગ્રંથનું મહત્વનું કાર્ય એ છે કે આ ગ્રંથની અંદર ૭૦ લગભગ ગાથાઓ આગમમાંથી ટાંકેલી છે. તેમાંની કેટલીક આગમમાથી લીધેલ છે એમ જણાવેલ છે તેમજ કેટલીક આગમોમાંથી લીધેલ સ્પષ્ટ જણાવ્યું નથી પણ તેમાંથી હોવાનો સંભવ ઘણોજ છે. આ ગાથાઓ હાલમાં ઉપલબ્ધ થતા આગમોમાં કયાંય પણ દેખાતી નથી. આ ગ્રંથના કર્તા પોતાના ગ્રંથની શરૂઆતમાંજ જણાવે છે કે આ ગ્રંથ 'જિનાગમ'માંથી ઉદ્ધૃત કર્યો છે. ગ્રંથના છેવટમાં જણાવ્યું છે કે સિદ્ધાન્તના મન્ત્રો વિચારીને આ ગ્રંથ રચવામાં આવ્યો છે. ગાથાઓ પ્રતિષ્ઠા વિધિનું સંપૂર્ણ સંકળાએલું ધ્યાન આપતી જણાય છે. પૂર્વોમાં શું સાહિત્ય હશે તેની તે સૂચના આપે છે. પૂર્વો કે જે મહાવીરને તેના સમકાલીનો સાથે થયેલા વાદવિવાદોજ માત્ર હોવાની કલ્પના છે તે તેમ નહતા પણ આગળ જણાવ્યું છે તેમ ભિન્ન ભિન્ન વિષયોનો સમાવેશ કરતા હતા. પ્રતિષ્ઠાવિધિઓ વિદ્યા પાહુડમાથી ઉધરેલી હતી એમ સંભવિત છે અને ભદ્રબાહુ સ્વામીના અસલ ગ્રંથમાંથી વજ્ર સ્વામીએ જુદા કરેલ પ્રતિષ્ઠા પાહુડમાંથી લેવામાં આવી હોય. તે ગાથાઓ આ રીતે પાહુડ ગ્રંથો કેવા હતા તેનું સીધું સબળ પ્રમાણ પૂરૂ પાડે છે. પ્રતિષ્ઠા પાહુડમાંથી ઉતારા જેવી લાગતી ગાથાઓ ઉપરાંત તેની અંદર પ્રાકૃત ભાષામાં મંત્રો વિદ્યા પાહુડ કે જેનું નામ જ:સૂચવે છે કે તેની અંદર જુદા જુદા મંત્રો આવતા હશે તે મોટા ગ્રંથમાંથી ઘણું

કરીને લીધા હશે. આ વિષય પરત્વે હું હમણાંજ જિનપ્રભસૂરિનો અભિપ્રાય જણાવી ગયો છું અને ભિન્ન ભિન્ન ગ્રંથોમાં ઉલ્લેખાયલા પાહુડોનાં નામો ગણાવ્યાં છે.

## નિર્વાણકલિકા સંબંધી ઉલ્લેખો.

પાદલિપ્તસૂરિનું જીવન ચરિત્ર આપતાં પ્રભાવક ચરિત્ર આ પુસ્તકનો નામ સાથે નિર્દેશ કરે છે. આ પુસ્તકનો નામ સાથે ઉલ્લેખ કરતો જુનામાં જુનો ગ્રંથ, અધિષ્ઠાયક દેવ દેવીઓના વર્ણન વિષયમાં નેમિચંદ્રસૂરિના પ્રવચન સારોદ્ધારની ઉપર સિદ્ધસેન સૂરિની (વિ. સ. ૧૧૮૬) ટીકા છે. (જુઓ પૃષ્ઠ ૯૫-૧. પ્રવચન સારોદ્ધાર. દેવચંદ લાલભાઇ આવૃત્તિ.)

## હરિભદ્રનીબિંબ પ્રતિષ્ઠાવિધિ.

હરિભદ્રસૂરિએ પોતાના આઠમા બિંબ પ્રતિષ્ઠા વિધિ નામના પંચાશકમાં, આ પુસ્તકનું નામ જણાવ્યા વિના આ પુસ્તકની ઘણી ગાથાઓમાં જરા જરા ફેર કરી તેમજ પાદલિપ્તસૂરિ અને હરિભદ્રસૂરિ વચ્ચે સમયનો ઘણોજ ફરક હતો તે કારણે પ્રાકૃત ભાષામાં જે ભાષા વિષયક ફેરફારો થયા હતા તેજ તેમાં કરીને ગાથાઓ લીધેલી છે. આ પુસ્તકના કર્તા હરિભદ્રસૂરિએ માત્ર સૂચિત કરેલી કેટલીક મંગળ ગાથાઓ કાંઇ પણ ભાષામાં ખાસ ફેરફાર કર્યા વિના હરિભદ્રના પંચાશકની મહાન ટીકા લખનાર શ્રી અભયદેવ સૂરિ અહીં ઉતારી છે. તે આ પ્રમાણેઃ-

जह मेरुस्स पइठा जंबुदीवस्स मज्झयारंमि ।
आचंदसूरियं तह होउ इमा सुप्पइठत्ति ॥१॥
जंबुदीवपइठा जइ सेसयदीवमज्झयारंमि ।
आचंदसूरियं तहहोउइमा सुप्पइठति ॥२॥
जइ लवणस्स पइठा सव्वसमुद्दाण मज्झयारंमि ।
आचंदसूरियं तहहोउ इमा सुप्पइठति ॥३॥

## શૈલી.

ગ્રંથ કર્તા પોતેજ ગ્રંથની શરૂઆતમાં જણાવે છે કે આ ગ્રંથ સ્પષ્ટ રીતે લખવામાં આવે છે (સ્પષ્ટાર્થ). સાહિત્યકારો જેને પ્રસાદ-પ્રસન્નતા કહે છે તે ગુણ આમાં છે. ગ્રંથની શૈલી શુદ્ધ, પરંતુ, ટુંકી અને સ્પષ્ટ છે. ગ્રંથકર્તાને ભાષા ઉપર બહુજ સરસ કાબુ છે અને તેજ ગુણને લઇને આવા વિધિઓના પુસ્તકમાં પણ કર્તાએ ભાષાપ્રયોગોની પુનરુક્તિ આવવા દીધી નથી. કર્તા બહુજ સરળતાથી આગળ વધે છે અને ભિન્ન ભિન્ન વિષયો ઉપર પ્રમાણભૂત ઉક્તિઓથી બહુજ સરસ ન્યાય આપે છે તેથી છેવટ સુધી આનંદ સચવાઇ રહે છે. ટુંકા વર્તુલમાં પણ તેની વિષયને ન્યાય આપવાની શક્તિ બહુ સંપૂર્ણ છે. તેનાં વાક્યો અને પદો ઉખાણાંની ગરજ સારે છે અને આપણી યાદદાસ્ત ઉપર ન ભૂંસાય તેવી છાપ પાડે છે. પુસ્તક વાંચતી વખતે આપણને એમ થાય છે કે જાણે આપણે ગ્રીષ્મઋતુમાં જલ-તરણ અનુભવતા હોઇએ.

## પાદલિપ્તનું જીવન ચરિત્ર.

આ ગ્રંથકર્તાનું જીવનવૃત્ત કથાવલિમાં, પ્રાકૃત પાદલિપ્ત પ્રબંધમાં, પ્રભાવક ચરિત્રમાં ખૂબ વિસ્તારથી અને પ્રબંધ ચિંતામણિમાં પણ આપવામાં આવ્યું છે. જ્યારે કોશલ દેશમાં વિજય બ્રહ્મ રાજા રાજ્ય કરતો હતો ત્યારે ત્યાં કુલ્લ નામનો વ્યવહારીઓ તેની સ્ત્રી પ્રતિમા સાથે વસતો હતો. તેને ઘણાં વરસ થયાં છતાં એકે દીકરો ન થયો. પુત્રપ્રાપ્તિની ઇચ્છાથી વૈરોટયા દેવીની તેણે ભક્તિ કરવા માંડી. દેવી પ્રસન્ન થયા અને ફરમાવ્યું કે શ્રી આર્ય નાગહસ્તિ સૂરિનું પાદ પ્રક્ષાલન જળ તારે પીવું. તે સૂરિજી નમિ અને વિનમિએ શરૂ કરેલા વિદ્યાધર વંશમાં થયેલા કાલિકાચાર્યની પરંપરામાં હતા. નમિ અને વિનમિ પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવના ખંડીયા રાજાઓ હતા અને જેમને રોહિણી આદિ વિદ્યાદેવીઓથી અધિષ્ઠિત એવી ૧૬ વિદ્યાઓ સહિત તેમજ નાગરાજ ધરણેન્દ્ર તરફથી વૈતાઢયનું રાજ્ય મળ્યું હતું. હેમચંદ્રાચાર્યે પોતાના ત્રિષષ્ઠિ શલાકા પુરુષ ચરિત્રમાં આ બીના આપી છે અને જણાવ્યું છે કે વિદ્યાધરોના સોળ વિભાગો કે જે સોળ વિદ્યાદેવીઓને પૂજતા તદનુસાર નામો વાળા હતા, જેમકે કાલીની પૂજા કરનારા કાલિક કહેવાયા. ઉપર જણાવેલ પ્રતિમાદેવી બીજે દીવસે સવારમાં આર્ય નાગહસ્તીસૂરિ પાસે ગઇ અને જ્યારે આચાર્યથી દશ પગલાં દૂર હતી તે વારે પાદજલનું

આચમન કર્યું. તેથી આચાર્યે તેને કહ્યું કે તેં તે પાણી પીધું માટે તને પુત્ર પ્રાપ્તિ થશે પણ તેને યમુનાના સામે તીર મથુરામાં અહિંથી દશ જોજન દૂર ઉછેરવામાં આવશે અને વળી તને દશ દીકરા થશે. આચાર્યે તેના બદલામાં માંગી લીધું કે તારે તારા પ્રથમ પુત્રને મારા શિષ્ય તરીકે મને વોરાવી દેવો. તેણીએ હા પાડી. તે પુત્ર તે આપણા આ ગ્રંથના કર્તા પાદલિપ્ત સૂરિ હતા. તે પુત્રને આચાર્ય મહારાજની સૂચના અનુસાર ઉછેરવામાં આવ્યો અને જ્યારે તે આઠ વરસનો થયો ત્યારે શ્રી આર્યનાગ હસ્તિ સૂરિના ગુરૂ ભાઇ સંગમસિંહ સૂરિએ તેને દીક્ષા આપી. ત્યાર પછી તેને સંગમસિંહ સૂરિના પંડિત શિષ્ય વાચક મંડન ગણી નીચે મુકવામાં આવ્યો. આ રીતે પાદલિપ્ત વિદ્યાધર વંશીય બન્યો. પાદલિપ્ત કે જેને પાલિત્ત પણ કહેવામાં આવતો તેણે તેની નીચે બહુજ ટુંક સમયમાં વિદ્યા પ્રાપ્ત કરી લીધી અને બીજા સહાધ્યાયીઓને પણ જે શીખવવામાં આવતું હતું તે પણ ગ્રહણ કરી લીધું. એક વર્ષમાં તેણે તેનો વિદ્યાભ્યાસ પૂર્ણ કર્યો. એક દિવસ તેને બહાર ભિક્ષા દ્વારા આહાર લાવવા મોકલ્યો અને પાછા ફરતાં તેણે નીચે પ્રમાણે કહ્યું:—

अंबं तं बच्छीए अपुप्फियं पुप्फदंत पंतीए ।
नवमालिकं जियं नववहूइ कुडण्ण मे दिन्नम् ॥

આવું આવું સરાગ વર્ણન સાંભળી ગુરુએ ટીકા કરી કે તું પલિત્ત ( પાપથી લિપાયેલો ) છે. શિષ્યે જવાબ આપ્યો કે મહેરબાની કરી એક કર્યું–કાનો આપો તેમાં ઉમેરવો એટલે પાલિત્ત થાય. પાલિત્ત એટલે પગે અમુક, ઔષધિ લગાડવાથી ઉડવાની શક્તિ આવે તેવો માણસ શિષ્યની આ હાજર જવાબીથી ગુરૂ પ્રસન્ન થયા અને તેની માને આવેલા નાગેંદ્રના સ્વપ્ન અનુસાર જન્મ પછી નાગેંદ્ર જન્મ નામ આપ્યું હતું તે બદલી પાલિત્ત નામ કર્યું. દશમે વર્ષે તેને આચાર્ય તરીકે સ્થાપવામા આવ્યો. તેણે જીંદગીનાં શરૂઆતનાં વર્ષો મથુરા અને તેની આસપાસ ગાળ્યાં, અને ત્રણચાર વર્ષે પછી તેને પાટલીપુત્ર જવાનો આદેશ આપવામા આવ્યો જ્યાં તે માત્ર બુદ્ધિબળથીજ મુરન્ડરાયનો નિકટ મિત્ર બન્યો. તે સમયનું તેનું જીવન વૃત્તાંત પ્રભાવક ચરિત્રમાં આપ્યું છે. તેમજ રાજા મુરન્ડને તેણે પોતાની ગ્રંથશાસ્ત્રમાં પણ નિષ્ણાતતા દર્શાવી આપી.

આવશ્યક સૂત્રની ટીકા લખતાં હરિભદ્રસૂરિએ જુદી જુદી જાતની બુદ્ધિના દૃષ્ટાંત ટાંકતાં પાદલિપ્ત સૂરિને વૈનેયિકી બુદ્ધિના ઉદાહરણ રૂપે ટાંકયા છે. મુરન્ડ રાજાની કચેરીમાં મીણના લેપવાળો એક સુતરનો દડો મોકલવામાં આવ્યો અને કહેવામાં આવ્યું કે દડો કાપ્યા વિના દોરાનો છેડો શોધી આપો. તે કોઇ કરી શકયું નહિં અને પાદલિપ્ત સૂરિને તે શોધી આપવા વિનતિ કરવામાં આવી. તેણે દડાને ગરમ જલમાં મૂકી દડાનું મીણ ઓગળી જવાંથી નીકળી જતાં દોરાનો છેડો શોધી આપ્યો. તેવીજ રીતે મુરન્ડ રાજાને એક લાકડી મોકલવામાં આવી, કે જે લાકડીનો માથાનો ભાગ તેમજ અંત ભાગ બંને સરખા આકારના હતા. તે લાકડીનો મૂળ તરફનો છેડો શોધી આપવામાં આવે એમ ફરમાવવામાં આવ્યું. પાદલિપ્ત સૂરિએ તેને પાણીમાં મુકી મૂળ તરફનો ભાગ વજનમાં ભારે હોવાથી તરતજ શોધી આપ્યો. હરિભદ્ર સૂરિના પૂર્વગામી મહાન ભાષ્યકાર જિનભદ્ર ગણીએ પોતાના ભાષ્યમાં પાલિત્તસૂરિનો ઉલ્લેખ કર્યો છે તેમજ તેની પ્રાકૃત નવલકથા તરંગવતીનો તેમજ સુબન્ધુની વાસવદત્તાનો પણ ઉલ્લેખ કર્યો છે. પાદલિપ્તે આ રીતે મુરન્ડ રાજાની કચેરીમાં સંપૂર્ણ પ્રભાવ પાડયો હતો. પાદલિપ્તસૂરિએ કયારે ભરૂચ તરફ વિહાર કર્યો તે ચોકસ અમે જાણતા નથી પણ સંભવિત છે કે વીશ વર્ષની વયે તે શત્રુંજય ગિરનાર આદિ પવિત્ર ધામોની યાત્રાએ ગયા હતા ત્યારે ત્યા ગયા હોય. તે પછી તે વલ્લભી તથા નાગાર્જુન જ્યાં રહેતા હતા તે ઢંકપુર ગયા. ત્યારપછી જીંદગીનો મોટો ભાગ તેણે માનખેટપુર ( માલખેડ )માં ગાળ્યો. ત્યાં પણ તે સાહિત્યમાં બહુજ પ્રવીણ હોવાથી રાજા કૃષ્ણના પરમ મિત્ર બની ગયા.

તે સમયે હિંદમાં રાજ્ય દરબારોમાં બૌદ્ધોનો બહુજ વગ સગ–પ્રભાવ હતો અને એક તરફ બૌદ્ધો

અને બીજી બાજુ જૈનો વચ્ચે વારંવાર વાદ વિવાદો થતા. આર્ય ખપુટાચાર્ય અને તેના શિષ્ય ઉપાધ્યાય દેવેન્દ્ર નામના જૈન સાધુઓ બહુ જબરા પંડિત હતા તથા મંત્રવિદ્યાના પૂરા જાણકાર હતા. ભરૂચના રાજા સમક્ષ થયેલ વાદવિવાદમાં જૈન સાધુથી હારેલ એક ગુડશઅપુરનો એક બૌદ્ધ મરી જઇ વ્યંતર થયો અને જૈનોને કનડવા લાગ્યો. આર્યખપુટાચાર્યની સેવાની માગણી કરવામાં આવતાં તેણે પોતાની શક્તિથી બુદ્ધ યક્ષને તાબે કર્યો અને ગામ બહાર કાઢી મૂક્યો. રાજા આથી બહુ પ્રસન્ન થયો અને યક્ષે જૈનોને હેરાન કરવાનું છોડી દીધું. તેવીજ રીતે દેવેન્દ્રે પણ પોતાની મંત્ર શક્તિથી પાટલીપુત્રના રાજા દાહડની કચેરીમાં ઈર્ષાળુ બ્રાહ્મણોને તેમના મોઢાં પીઠ તરફ કરી દઇ શિક્ષા કરી, અને જ્યારે તે લોકોએ જૈન સાધુઓ થવાની હા પાડી ત્યારે તેમને છોડવામાં આવ્યા અને ત્યાર પછી રાજાએ બ્રાહ્મણ ગૃહસ્થોને જૈન સાધુઓએ નમવું તેવો આગ્રહ છોડી દીધો. આ ગુરૂ અને શિષ્ય અનુક્રમે વિદ્યાપાહુડમાં અને સિદ્ધ પાહુડમાં નિષ્ણાત હતા. પ્રભાવક ચરિત્રના કર્તા જણાવે છે કે પાદલિપ્ત સૂરિએ આર્યખપુટાચાર્ય પાસેથી આ મંત્રવિદ્યા પ્રાપ્ત કરી હતી. વળી તે જણાવે છે કે યોનિપ્રાભૃત (ભિન્ન ભિન્ન પ્રમાણમાં ભિન્ન ભિન્ન ઔષધિની મેળવણીથી જુદી જુદી જાતના કીડાઓ અને પ્રાણીઓ પેદા કરવાની કળા) માં નિષ્ણાત રૂદ્રદેવસૂરિ અને નિમિત્ત શાસ્ત્રી (ભવિષ્ય ભાખવાની કળા) માં હુશીયાર શ્રમણસિંહ બન્ને પાદલિપ્ત સૂરિના સમકાલીન હતા. તે તેને મળ્યા હતા અને સારા સમાગમમાં આવ્યા હતા. પાદલિપ્તસૂરિ વિદ્યા ચક્રવર્તિ આર્યખપુટાચાર્ય અને સિદ્ધ ઉપાધ્યાય દેવેન્દ્રને પણ માનખેટપુરમાં મળ્યા હતા. પાદલિપ્ત સૂરિને પાદલેપ વડે આકાશમાં ઉડી શકાય તેવી કળા આવડતી હતી અને તે દરરોજ શત્રુંજય ગિરનાર-રૈવંતગિરિ આદિ પાંચ મહાન તીર્થોની જાત્રા કરતા હતા. તેણે-દેવેન્દ્રના પ્રભાવથી પાટલીપુત્રમાં જે બ્રાહ્મણોએ દીક્ષા લીધી હતી તેના સમાને મુઝવ્યા હતા. તેમજ રાજા સાતવાહન અથવા શાલિવાહનના કહેવાથી ભરૂચમાં મુનિસુવ્રત સ્વામીના મંદિરની ધ્વજારોપણ કર્યાનું માલમ પડે છે. આ વાત ખરે સંભવિત છે. ઉપર જણાવેલ રાજા, શાલિવાહન વંશનો પ્રાકૃત ગાથાસપ્તશતી (ગાહાસત્તસઇ) નો પ્રસિદ્ધ લેખક હાલ હોવો જોઇએ. વળી એવું વર્ણન છે કે માનખેટપુરના રાજા કૃષ્ણ કે જે પાદલિપ્તસૂરિના પરમ મિત્ર હતા તેને શાલિવાહને વિનંતિ કરી કે થોડા વખત સૂરિને મારી સાથે રહેવા દેવામાં આવે, તેથી પાદલિપ્તસૂરિ આપ્રરાજની રાજધાની પ્રતિષ્ઠાનપુર-હાલનું પૈઠણ-ગયા અને પ્રાકૃતમાં તરંગવતીની પ્રસિદ્ધ નવલકથા લખી કે જે પાછળથી બહુજ લોકપ્રસિદ્ધિમાં આવી. આ નવલકથાના ઉત્તમ ગુણો તેના પ્રતિસ્પર્ધી પંચાલને પણ છેવટે કબુલ કરવા પડયા અને પાદલિપ્તસૂરિના મરણ સમાચાર સાંભળતાં નીચેની પ્રાકૃત કડી તેના મુખમાંથી નીકળી ગઇઃ—

> ×सीसं कहवि न फुट्टं जमस्स पालित्तयं हरंतस्स ।
> जस्स मुहनिज्झराओ तरंगवइया नई वूढा ॥

એમ જણાય છે કે આગલા જમાનામાં માત્ર જીવનચરિત્રો ઘણાં હતાં તેનાથી ભિન્ન એવી આ પ્રાકૃત નવલકથા તરંગવતી નવીજ ઢબની હતી. આગમ સાહિત્ય અને તેની અંદર મુખ્યત્વે ચરિતાનુયોગ જીવનચરિત્રવિષયક કથાઓ પૂરી પાડે છે. ઉવએસમાળા અને પઉમચરિયમની જાતનાં ગ્રંથો હતા પણ ઇતિહાસની સાથે જરા સંબંધ ન ધરાવનાર ખરેખરી કાલ્પનિક નવલકથા માત્ર તરંગવતી જ હતી. તે આદ્ય અને ઉત્તમ નવલકથા હતી. હવે પછી હું મલયવતી નામની બીજી નવલકથાનો ઉલ્લેખ કરીશ. તેમની પછી થયેલ નવલકથાઓ આ છેઃ— સુબન્ધુની વાસવદત્તા; હરિભદ્ર સૂરિની સમરાઇચ્ચકહા, ઉદ્યોતનસૂરિ અથવા દાક્ષિણ્યચિહ્નની કુવલયમાલા, તેમજ જૈનેતર લેખકોની લીલાવતી તેમજ શૃંગાર મંજરી. છેલ્લી નવલકથા રાજા ભોજે રચેલી છે. આ નવલકથાઓ બહુજ લોકપ્રિય થઇ હતી અને તેનું

---

×જેના મુખમાંથી નીકળેલી ઝરી (ઝરણ) વડે તરંગવતી નદી વૃદ્ધિ પામી તેવા પાદલિપ્તસૂરિને ઉપાડી જતાં જમનું માથું કેમ ન ફુટયું.

બહુજ અનુકરણ કરવામાં આવતું હતું. પાછળથી થયેલ નવલકથાકારોએ પાદલિપ્ત, જીનદેવ અને હરિભદ્રસૂરિને મહાન નવલકથાકાર તરીકે ખાસ વખાણ્યા છે અને તેઓની નવલકથાઓએ બીજી ઘણી નવલકથાઓને મધુરતા આપી હતી.

તે સમયના પ્રસિદ્ધ યોગી નાગાર્જુને પાદલિપ્તસૂરિની કીર્તિ સાભળી અને તેને આકાશમા ઉડવાની કળા આવડે છે તે જાણ્યું. નાગાર્જુન પાદલિપ્તનો શિષ્ય થયો અને પોતાની બુદ્ધિથી પાદલેપમાંની ઔષધિના ૧૦૭ નામો શોધી કાઢી તેની મદદથી ઉડવાનો પ્રયત્ન કર્યો પણ તેને જોઈયે તેવી ફત્તેહ મળી નહિં. તે કુકડાની માફક જરા ઉંચે ઉડયો અને પાછો પડયો અને તેથી તેને લાગ્યું પાદલિપ્તસૂરિએ નાગાર્જુને પોતાની બુદ્ધિથી પાદલેપમાના એક સિવાય બધા વસાણા શોધી કાઢયા તેથી તેની અલૌકિક બુદ્ધિથી ખુશી થઇ જે એક ઔષધિ તેને આવડી નહિ—કે જે પાણીને બદલે ચોખાનું ધોણ હતું તે—પાદલિપ્તે નાગાર્જુનને શિખવ્યુ. અને નાગાર્જુન ત્યાર પછી જ્યા ઇચ્છે ત્યા સંપૂર્ણપણે ઉડી શકતો હતો. નાગાર્જુન સુવર્ણ સિદ્ધિ (સોનુ બનાવવાનો કીમીયો) માટે પણ પ્રયત્ન કરતો હતો તે સારૂ તેને પદ્મની ઓને હાથે પારાને ખલમા ઘુંટાવવો જોઇએ તે અખતરો કરવા ધારતો હતો આખા હિંદમા ભમતા ભમતા તેને ખબર પડી કે રાજા શાલિવાહનની ચંદ્રલેખા નામની રાણી પદ્મિની છે. તે યોગી પોતાની ઉડવાની કળાના બળે તે રાણીને પલંગમા સુતેલી સ્થિતિમા મધ્યરાત્રે ખંભાત નજીકના જંગલમા લઈ આવ્યો, ત્યા તેણે રાણીને ન ગભરાવા કહ્યું અને જણાવ્યુ કે તને અહિં લાવવાનો ઉદ્દેશ એ હતો કે તારે હાથે પારાને ખલ કરાવવો કે જેથી કરીને તાબુ અને હલકી ધાતુને સોનું બનાવી શકે તેવો સિદ્ધ રસ તૈયાર થાય. શાલિવાહનને તેની રાણી ગુમ થવાના સમાચાર કેમ મળ્યા અને નાગાર્જુન કેવી રીતે સિદ્ધ રસ બનાવવામા સફળ થયો પણ તે રસનો કાઇ પણ ઉપયોગ ન કરી શકયો અને કેમ તેનું મૃત્યુ થયુ આદિ વર્ણન પ્રબંધચિંતામણીમા આવે છે. પ્રભાવક ચરિત્ર વર્ણવે છે કે તે પાદલિપ્ત સૂરિની સાથે તે શત્રુંજય ઉપર અનશન કરી સમાધિ મરણ પામવા ગયા. બન્ને નાગાર્જુન અને પાદલિપ્ત ત્યા મૃત્યુ પામ્યા. પાદલિપ્ત બીજે સ્વર્ગે ગયા આ રીતે ટૂંકમાં ગ્રંથ કર્તાની જીવન કથા છે. અહિં જણાવી દેવુ મહત્વનું એ છે કે નાગાર્જુનો ઘણા થયા છે અને આપણો આ નાગાર્જુન બીજા સૈકાના મધ્યમા બૌદ્ધોમા થયેલ નાગાર્જુન કે જેણે વજ્રયાન ચલાવ્યો તેનાથી તદ્દન જુદો છે. (અપૂર્ણ).

---

# હંસાવલીની વાર્તા.

લેખકઃ—રા. મંજુલાલ રણછોડલાલ મજમુદાર. B. A. LL. B.

[ સં. ૧૬૭૩ માં "દ્રૌપદી હરણું" રચનાર ખંભાતના જૈનેતર કવિ શિવદાસે આ વાર્તા દુહા, ચોપાઇ, અને છપ્પયમાં રચી છે. એ વાર્તા 'સાહિત્ય' માસિકમાં ૧૯૧૯–૨૦ માં કકડે કકડે છપાઈ હતી. ત્યાં પ્રકાશકે જણાવ્યું છે કે વીરજી અને સામળભટ વગેરે કવિઓને આ વાર્તામાંથી કંઈ ને કંઈ સુચના મળી હોવી જોઇએ.

પરંતુ વિશેષ શોધને પરિણામે જણાય છે કે 'હંસાવલી'ની નવી વાર્તા રચ્યાનું યશોધન એકલા શિવદાસને આતે પણ સ્વીકારાય તેમ નથી. લગભગ પંદરમા શતકમાં ( સં. ૧૪૧૧ માં ) એક વિનયભદ્રે 'હંસવચ્છ ચઉપાઇ' રચી છે.§ તેના પછી સં. ૧૫૫૩ માં ઉતારાયલી એક આસાયત નામના કવિની 'હંસવચ્છ કથા' ડેક્કન કોલેજના સંગ્રહમાં તથા ઉદયપુરના વિવેક (વિજયજીના) ભંડારમાં છે.

એ વાર્તા શિવદાસની વાર્તાનું મૂલ હોય એમ લાગે છે. એમાં વાર્તાને 'ચાર ખંડ' માં વહેંચી નાખેલી છે. શિવદાસની વાર્તાનું બીજું નામ પણ 'હંસા ચારખંડી' છાપવામાં આવ્યું છે. જૈન કવિની વાર્તા શિવદાસના ત્રીજા ખંડથી શરૂ થાય છે. પેઠણમાં શાલિવાહનના પુત્ર વરવાહનની કથા એમાં આવે છે.

સં. ૧૬૫૩ માં એક મધુસુદને 'હંસાવલી' ની વાર્તા રચેલી છે. એમાંની હંસાવલી તે હંસાવતી ( ત્રંબાવટી )—ખંભાતનગરની રાજપુત્રી છે; અને ત્હેને વિક્રમરાજા આવીને પરણી જાય છે. એ વાર્તાનું બીજું નામ "વિક્રમચરિત્ર" છે. એ હંસાવલીને આ હંસાવલી સાથે કાંઇ સંબંધ નથી. માત્ર નામ સામ્ય છે. આ વાર્તાની સુંદર પ્રતિ શ્રી. અંબાલાલ જાનીએ મ્હને પોતાના સંગ્રહમાં વાંચી જવા માટે આપી હતી, તે બદલ ત્હેમનો ઋણી છું.

'હંસાવલી' ની આ પદ્ય વાર્તા એટલી પુરતી લાક્ષણિક છે એમાં ત્રણ જન્મની કથાદ્વારા પુરૂષદ્વેષિણી નાયિકાના સ્વભાવનું સમાધાન કરવામાં આવ્યું છે. ચીતારાના ચિત્રપટની યુક્તિ પણ તેટલીજ વિશિષ્ટતા વાળી છે. આ વાર્તા એક જૈનેતરે રચી છે છતાં તેમાં જૈન મતની સ્પષ્ટ અસર જોઇ શકાય છે. મહાકવિ સામળભટના પુરોગામી તરીકે પણ આ વાર્તાનો કવિ ઉપયોગી છે.

શિવદાસની વાર્તાનું ખોખું નીચે પ્રમાણે છેઃ— ]

કુંદનપુરમાં અનંગભ્રમ રાજાને પુત્ર નથી. તેણે કંટાળીને કમળપૂજા આદરી. એટલે શિવકૃપાથી એને બે પુત્ર થયા. પરંતુ તેનું સુખ તેના નસીબમાં લખાયું નહોતું.

સોમ અને ઉત્તર એ બે રાજકુમાર મોટા થયા; અને મૃગયા રમવા ગયા. ત્યાં એક ઋષિ હતા; તેમણે ઉપદેશ કર્યો; "કુમાર, પશુહિંસાનું ઘોર પાપ તમને લાગ્યું. હવે તે ધોવા કાશી જાઓ; અને ન્હાઇ પાપમુક્ત થાઓ."

કજા આવડતી હતી ન્હાએ નીકળ્યા. વાટમાં ગિરનાર–રૈવતગિરિ આદિ જાત્રા કરતા હતા. તેણે-દેવેન્દ્રના નૂ ભુલ્યા. ભમતાં પુત્રમાં જે બ્રાહ્મણોએ દીક્ષા લીધી હત. ગણું સુકાવા મુઝવ્યા હતા. તેમજ રાજા સાતવાહને ગહિત "જૈન

લાગ્યું. સોમ પાણીની ભાળ કાઢવા એક ઉંચા ઝાડ ઉપર ચઢ્યો. નજીકમાંજ એક નગર દેખાયું. બંને ભાઇ ત્યાં ગયા; અને નગરના પ્રધાનને ઘેર રાતવાસો રહ્યા.

પ્રધાનની પુત્રી જયવંતી ભોજન પીરસવા આવતી હતી. રાજકુમાર ઉત્તર તેને જોઇને અંજાયો; જયવંતી પણ આ જુવાનડાને નીરખી મોહ પામી. પરંતુ એના હૈયાની વાત એ કોઇને જણાવી ન શકી નહીં. ઉત્તરથી પણ એ વાત કેમ પુછી જાય ? એણે પણ મનની વાત મનમાં રાખી. સંકલ્પ કર્યો, "એ જયવંતીને આ જન્મે નહીં તો બીજે જન્મે તો જરૂર મેળવવી."

પ્રધાનને ત્યાંથી વદાય માગી બંને જણ કાશી આવી પહોંચ્યા. ગંગામાં ન્હાઇ પવિત્ર થયા. ઉત્તર

જી જયવંતીને ભુલી શકયો નહોતો, એને થયું, 'જયવંતી મેળવ્યા વગર સંસારમાં કયું રસ સ્થાન ? ?" એણે તો સાન્ન દેહ પાડવા નિશ્ચય કર્યો; મને કરવત મુકાવ્યું કે, "આવતે ભવ જયવંતી. મારી મળો !"

સોમકુમાર સાથે હતો; તે ખુબ ખિન્ન થયો. જયવંતીને પોતાના ભાઇની કયની કહેવા તેના નગર તરફ ચાલ્યો. નગરના બજાર સુધી એ આવી પહોચ્યો અને વીસામો લેવા બેઠો. એવામા દુકાનો ટપોટપ બંધ થવા માંડી. પુરુષમાત્ર જ્યા ત્યાં સંતાઇ જવા લાગ્યા. સોમને આ શું થાય છે તેની સમજણ પડી નહીં.

લોકો બોલી ઉઠયા: "એ જવાન, તું કોક અજાણ્યો લાગે છે; રસ્તામાથી બાજુએ ખસ, જો પણે જયવંતીબહેન નીશાળેથી ઘેર જાય છે. રસ્તામા કોઇ પુરુષને જોવામા આવે તો તેને મારી નાખવામાં આવે છે તેની તને ખબર નથી ?" એટલામા તો આગળ હથીઆરબંધ દાસીઓનું ટોળું ધસી આવ્યું. તેમણે સોમને વચ્ચેથી ઉઠી જવાનું કહ્યું.

સોમનું સ્વમાન ઘવાયું; એ સામો થયો. તિરસ્કારથી પેલી સ્ત્રી અંગરક્ષકોને નીહાળી રહો. એટલામાં જયવંતીની હાથણી § લગોલગ આવી પહોચી.

જયવંતીએ દૂરથી આ પ્રસંગ જોઈ લીધો. પાસે આવતા સોમને ઓળખ્યો. અને નીચે ઉતરી.

સોમની સાથે ઉત્તરકુમારને ન દીઠો એટલે જયવંતીના હૃદયમા કંઈ કંઈ થઈ ગયું. એણે બીતે બીતે ઉત્તરની ખબર પુછી સોમની આખમાં આંસુ આવ્યાં. જયવંતી પામી ગઇ કે કંઈ અનિષ્ટ સમાચાર છે.

સોમ જરા સ્વસ્થ થઇ નરમ સાદથી કહેવા લાગ્યો, 'ભાઇના શા સમાચાર કહું ? તમને અહીં જોયા ત્યારનુંજ એમનું દીલ ઘવાયુ હતું, પણ દીલનાં દર્દ સૌ કોઇને કહેવાય છે ? તમને હૃદય આપી એ યાત્રાએ ચાલ્યા; ગંગાજીમા નાહ્યા; પણ પછી એમને એમનું હૃદય ખાલી ખાલી લાગ્યા કર્યું એમણે પાછા જવાનો વિચાર માંડી વાળ્યો. અને કાશીના કરવતનો છેલ્લો ઉપાય એમણે અજમાવ્યો ! "આવતે ભવ એ જયવંતી મળો"–એ એમના છેલ્લા બોલ હતા. હું ઓશીઆળો બની ગયો. મારે તમને એ સમાચાર કેમ પહોચાડવા તે ભારે વિચાર થઈ પડયો. હું આજે આથડતો આથડતો ચાલ્યો આવું છું. ત્યાં તમે આમ અચાનક મળ્યા—"

જયવંતીના હાથમાથી હથીઆર સરકી ગયાં. કેળ ઉપર ઘા થયો હોય તેમ એ ભોય ઉપર બેસી પડી. એનું માથું ફરવા માડયું "હવે શું કરવું ?" એ વિચારવમળમા એ તણાવા લાગી પ્રલયકાળમાં આખી સૃષ્ટિ ડુબી જાય છે તેમ એની આશાની મોલાતો ભોયભેગી થઇ અદશ્ય બની ગઈ હતી.

શોકનો પહેલો આઘાત નરમ થતા એ કર્તવ્ય વિચારવા લાગી. જેને માટે મહા શક્તિની જેમ,

---

§ હાથીને બદલે હાથણીનું વાહન પુરૂષજાત પ્રત્યે દ્વેષનું સૂચક છે.

સામળભટની "વૈતાળપચીશી"માંની નવમી વાર્તામા આવીજ એક પુરૂષદ્વેષિણી "જયવંતી" ની વાર્તા ગોઠવાયલી છે. આ જયવંતી એટલે સુધી વ્રત લઇને બેઠી હતી કે—

"પુરૂષકેરૂ મુખ નવ જોય, કળી ન શકે તેને કોય;
રાચે નહીં પુરૂષ શું રંગ, ગમે નહીં પુરૂષનો સંગ.
પુરૂષ નામ અન્ન નવ જમે, પુરૂષ ઢીંગલા શું નવ રમે;
પુરૂષ નામ નવ પહેરે શણગાર, મોગરો કેવડો નવ શિર હાર.
પુરૂષ પલંગ પર નવ સુવે, પુરૂષ અરીસે મુખ નવ જુવે
પુરૂષ લોટે પાણી નવ પીયે, પુરૂષ નામ લેતા મન બીહે"

એક દિવસ એક પરદેશી પંથી તંબોળીની દુકાને બેઠો હતો ત્યા જયવંતીની દાસી પાન લેવા આવી કાથા ચુના વગર એકલા પાન લઇને ગઈ તેથી તેને આશ્ચર્ય થયુ. ત્યારે તંબોળીએ ખુલાસો કર્યો કે—

"પુરૂષ સેવા કરે નહીં, વિપરીત એહ વિવેક."
તેથીજ કાથા ચુના વગર એ ચલાવે છે

વળી એ કુંવરી દર રવિવારે શક્તિની પૂજા કરવા બહાર નીકળે છે ત્યારે

"પુરૂષ બહાર નવ નીસરે, રાય રાણા ને રંક;
દેખે તેને દુખ દે, એ તો આડે આંક."

આવી જયવંતીને સાંભળીને પેલો પંથી કાશી કરવત મુકાવવા જવાને તૈયાર થયો.–આટલો પ્રસ્તાવ સામળભટે તેમનો વખતમાં પ્રચલિત કોઇ પ્રાચીન લોકવાર્તામાંથી ઉપયોગમાં લીધો હશે એટલું કહેવાનું મન થાય છે.

પુરુષ સમાજમાં ઉદાસીન થઈ ફરતી તે જવાથી હવે એનું જગત શૂન્ય બની ગયું. એટલે એની પાછળ જવુંજ યોગ્ય છે એમ એણે નિશ્ચય કર્યો.

જયવંતીએ કાશીનો મારગ લીધો. એની ત્રણસેં સાઠ સરખી સાહેલીઓ એને એકલી કેમ જવા દે? એ પણ રાજકુંવરીની સાથે થઇ. બધું મંડળ ચાલતું ચાલતું કાશી આવી પહોંચ્યું. પતિતપાવની ગંગામાં શુદ્ધ થયું. પછી જયવંતી કરવત મુકાવવા ગઇ. પેહલું કરવું તે કરવત મુકાવતાં માગવામાં એ ભુલી. એણે માગ્યું, "મને પેલે ભવ ઉત્તર ભરતાર તરીકે અને વીરો તરીકે પ્રાપ્ત થાય!" કરવત મુકાયું અને જયવંતીએ પોતાનો કુંવારો દેહ છોડયો.

જયવંતીની સાહેલીઓ આ વિપરીત દેખાવથી આભી બની ગઈ; અને જાણે એમનામાંથી તેજ હરાઇ ગયું હોય તેમ એ વીલી વીલી થઇ ગઈ. એમનાથી સહીઅર વગર કેમ રહ્યું જાય?–તે પણ જયવંતીની પુંઠે ચાલી. સોમકુમાર આ હત્યાકાંડ જોઇ રહ્યો હતો તેને દુનીઆ ઉપર વિરાગ આવ્યો. હવે સંસારમાં એનું કોણ? એમ એને થવા માંડ્યું. એણે પણ આ જીંદગીનો અંત શોધ્યો. કરવત મુકાવતાં એણે માગ્યું, 'ઉત્તર તથા જયવંતી પાસે મારો અવતાર થાવ! મને ત્રણ અવતાર સુઝે અને ત્રણે જણ ભેગાં થઇએ—''

કરવતની કારમી કહાણી સાંભળી કાશીનો રાજા કોપ્યો. ભયંકર આત્મહિંસા કરતાર યંત્રને એણે દેશપાર કર્યું.* યાત્રાળુઓને તે માટેજ કાશીમાં આવતા ખાળ્યા. સંસાર આકરો લાગે કે તરત ખોળીયું બદલી મનગમતો નવો જન્મ મેળવવાનું લોકોનું સાધન હવે નષ્ટ થયું.

કરવત મુકાવી જયવંતીએ માગણી કરી હતી કે પેલે ભવ ઉત્તરકુમાર ભરતાર તરીકે અને વીર તરીકે પ્રાપ્ત થાય. એટલે બ્રહ્મદેવને ચિંતા થવા માંડી. ભાઇ બહેન તથા સ્ત્રી ભરતારનો ભેગો જન્મ કેમ આપવો તેની સુઝ એમને પડતી નહોતી. ત્યાં બ્રહ્મપુત્ર નારદ આવી ચઢ્યા; તેમણે સુઝાડયું કે, "તેમને પોપટ પોપટીનો અવતાર આપો; નાનાં હશે ત્યારે ભાઈબહેન, અને મોટાં થશે એ પતિ પત્ની થશે." આમ ગુંચ ઉકલી જવાથી બ્રહ્માએ જયવંતી અને ઉત્તરને પોપટનાં બચ્ચાં અવતાર્યાં. સોમ મોર જન્મ્યો; જયવંતીની સખીઓ પંખિણીઓ થઈ.

વનમાં એક પોપટીએ ઇંડાં મુકયાં. એ ઇંડાંમાંથી બચ્ચાં જન્મ્યાં. તે ધીમે ધીમે મોટાં થતાં હતાં. એકાએક વનમાં દાવાનળ પ્રગટયો. પશુપંખી નાસભાગ કરી રહ્યાં. પોપટીએ બચ્ચાંને લઇને ઉઠી જવાનું પોપટને સુચવ્યું. પણ સુડાએ કહ્યું "હું હમણાં ચાંચ ભરીને જળ લાવું છું અને દવ હોલવી નાખું છું."

પોપટીએ કહ્યું: "ખરું; પરંતુ તમે ચાંચ ભરી પાણી લાવશો તેથી દવ હોલવાશે નહીં; અને દાવાનળ ચારેપાસથી આપણને વીંટી વળ્યો છે. માટે આપણે અહીં રહીને સંગાથે બળી મરીએ તેટલુંજ આપણા હાથમાં છે. તો મને મૃત્યુમાંએ સાથે રહેવાનું સતીનું સદ્ભાગ્ય પ્રાપ્ત નહીં કરાવો?–તમે હવે જવાનું માંડી વાળો."

પોપટીએ બહુ જક લીધી; પણ દવથી ગભરાએલો પોપટ કુટુંબ બચાવવા ચાંચમાં પાણી લાવવા ઉડયો. આ તરફ દવ વધી પડયો. પોપટી બચ્ચાં સાથે બળી મરી. પંખિણીઓએ પણ પોપટીને બળતી જોઈ દવમાં ઝંપલાવ્યું. એટલામાં સ્નેહઘેલો પોપટ પાણી લઇને આવ્યો. પણ ભડભડતી આગમાં પોપટી અને બચ્ચાંને સપડાઇ ગએલાં જોઇને તેણે પણ દવમાં ઝંપલાવ્યું. મોરથી એ આ અકસ્માત જોઇ રહેવાયું નહીં; અને તેણે પણ અગ્નિપ્રવેશ કર્યો. આમ આ અવતાર કથાનું છેવટ આવ્યું.

જયવંતીનો ત્રીજો અવતાર કણિયાપુર પાટણમાં હંસાવલી નામે રાજકુંવરી તરીકે થયો. પેઠણમાં શાલિવાહન રાજા હતો. તેને ત્યાં ઉત્તરકુમાર નરવાહન નામે રાજકુમાર થયો. એ રાજ્ય પામ્યો ત્યારે સોમકુમાર મનકેસર નામે તેનો પ્રધાન થઇને રહ્યો. આમ ત્રણેના ત્રીજા અવતારમાં સૌ સાથે મળી શકયાં.

---

* જૈન ધર્મના અહિંસાવાદનો ચોખ્ખો અવશેષ અહીં પરખી શકાય છે.

એક દિવસ નરવાહનને નિદ્રામાં આનંદ-સ્વપ્ન લાધ્યું. જાણે કણિયાપુર પાટણ જઇ હંસાવલીને એ પરણે છે! લગ્નવિધિ ચાલી રહ્યો છે; અને રાજાની નિદ્રા લંબાતી જાય છે. પહોર દિવસ ચડ્યો પણ રાજા ઉઠ્યા નહીં એટલે મનકેસર પ્રધાને મિત્રભાવે રાજાને જગાડ્યો. રાજા સ્વપ્નમાં કવલભક્ષણ કરવાની તૈયારીમાં હતો. હંસાવલીનો હાથ એના મુખમાં કંસારનો કોળીઓ ભરાવવા લંબાતો હતો અને આ ઘડીએ પ્રધાને નરવાહનને જગાડ્યો; એટલે રાજાને ક્રોધ ચડ્યો. એના મનથી જાણે બધું ધુળમાં મળી ગયું!

મનકેસરે રાજાના મનની વાત જાણી લીધી. સ્વપ્નમાં દીઠેલી હંસાવલીને પરણાવી આપવાનું વચન આપ્યું; અને હંસાવલીની શોધમાં એ નીકળ્યો. વાટમાં એક ગોગી મળ્યા તેની મદદથી એ કણિયાપુર આવી પહોંચ્યો. નગરમાં પેસવાને બદલે નગરના કોટ બહાર એક માલણ રહેતી હતી તેને ઘેર જઈ ઉતારો કર્યો. ઘેરઘેર ફરનારી માલણ પાસેથી ચતુર પ્રધાને રાજ્યની હકીકત પુછી લીધી. વાતે વાતમાં માલણથી કહી દેવાયું કે "પાપિણી રાણીએ હંસાવલી નામની દુષ્ટ કુંવરીને જન્મ આપ્યો છે. તે કુંવરી નર જાતને દેખે છે ત્યાંથી મારી નાખે છે; અને તેમનાં માથાનો માતાને ભોગ આપે છે. તેની સાહેલીઓ તેને આ કાર્યમાં મદદ કરે છે." મનકેસરે આ હકીકત ગાંઠે બાંધી; અને મળ્યે તેનો ઉપયોગ કરવાનો નિશ્ચય કર્યો.

લાગ જોઇને દર્શન કરવાને બહાને એ દેવીના મંદિરમાં પેઠો અને અંદરથી દ્વાર બંધ કર્યા. હંસાવલી, હંમેશની જેમ, દર્શન કરવા આવી ત્યારે કોઇ દિવસ નહીં અને તે દિવસે મંદિરનાં દ્વાર બંધ દીઠાં. એણે આવીને દ્વાર ઠેલ્યાં-પણ તે ઉઘડ્યાં નહીં. થોડીકવારે અંદરથી શબ્દ થયો:

"જા રે રંડા હંસાવલી!"

હંસાવલીએ મંદિરના ઉંબરા ઉપરથી ચરણરજ માથે લીધી; અને જગદંબાની દેવીને વિનવણી કરવા માંડી: "માજી, મને રંડા કેમ કહો છો? મારાથી કંઇ કુડું કાર્ય થયું?" જવાબ મળ્યો: "ઓ નાદાન રાજકુમારી! પુરુષ જાતનો ભોગ કાં આપે છે?"

હંસાવલીએ વિનયથી પોતાના પૂર્વ જન્મની પોપટ પોપટીના અવતારની બધી વાત કરી. "પોપટે કહ્યું ન માન્યું અને ચાંચમાં પાણી ભરવા ગયો એટલે એ બળ્યો દેખાયો. તેથી મને થયું કે એણે પોતાનો દેહ વહાલો ગણ્યો. ત્યારથી તેની પુરુષજાત ઉપર વેર રાખું છું!"

દેવી ગંભીર સ્વરે બોલ્યાં: "એમાં એ-પોપટનો શો વાંક? બીચારો કુટુંબ બચાવવા ગયો તેમાં એનો શો અંગત સ્વાર્થ? ચાંચ ભરીને એ આવ્યો અને દવમાં તમે સપડાયાં ત્યારે એ પણ તમારી પછવાડેજ મુવો હતો—" આ શબ્દો સાંભળી ત્યાં થોડીકવાર લાંબી શાંતિ પ્રસરી. હંસાવલીના મુખમાંથી એક ઉંડી 'હાય' નીકળી. એને પસ્તાવો થવા માંડેલો દેખાયો, એણે તત્કાલ નરજાતને ન મારવાની પ્રતિજ્ઞા લીધી; અને દેવીને બહાર રહી રહી નાકલીટી ખેંચવા માંડી.

પછી એ દેવીને વીનવવા લાગી: "માજી, એ પૂર્વજન્મનો પોપટ ક્યારે મળશે?" મંદિરમાં પેઠેલા મનકેસરે કહ્યું: "આઠ દિવસ પછી." હંસાવલીના જીવને એ ઉત્તરથી શાંતિ વળી; અને નમ્ર બનીને એ ઘેર ગઇ. મનકેસરે દેવીની માફી માગી. પોતાનો ઉદ્દેશ જણાવી દેવીની વિશેષ સહાયતા માગી. દયાળુ દેવીએ વરદાન આપ્યું કે, "તારા મનથી જે કંઈ તું ચિત્રપટ ઉપર ચીતરીશ તે આબેહુબ *થશે.*"

દેવીની આવી અણચીંતવી સહાય મળતાં મનકેસરે ચીતારાનો વેષ લીધો; અને પછી રાજકુમારી હંસાવલી પાસે એ આવ્યો.

ચીતારાએ વિવિધ જાતનાં ચિત્રો ચીતરી બતાવ્યાં. પછી પૂર્વભવની આખી કથા એણે ચીતરી. જયવંતી અને ઉત્તર કાશીમાં કરવત મુકાવે છે: તેઓ પોપટપોપટી જન્મે છે: દવ લાગે છે: તેમાં પોપટી તથા બચ્ચાં બળી મરે છે: પોપટ ચાંચમાં પાણી લઇને આવે છે: તે પણ આ સ્થિતિ જોઇ ઝંપલાવે છે—વગેરે.

હંસાવલીને, આ ચિત્રમાલા જોઇ, પૂર્વભવનું એકાએક ભાન થઇ આવ્યું પૂર્વ કથાને આબેહુબ ચીતરેલી જોઈ એ બેઠી હતી ત્યાંજ ઢળી પડી; અને પોપટ માટે રડવા લાગી. મહામહેનતે તેની મૂર્છા વળી. એકાંતમાં ચીનારાએ ફરીથી એને કહ્યું "કુંવરીબા, તમારા પૂર્વજન્મનો નાથ ક્યાં જન્મ્યો છે તે સર્વ હકીકત હવે તમને ચીતરી બતાવું છું."

મનકેસરે ગોદાવરી, પેઠણપુર, શાલિવાહન, નરવાહન વગેરે આલેખ્યાં. એટલે હંસાવલી યુવરાજ નરવાહનની સાથે પોતાને પરણાવી આપવા ચીનારાને વીનવવા લાગી.

ચીતારો ત્યાંથી રજા લઇને નરવાહનને તેડી લાવવા ગયો. સ્વપ્નામાં દીઠેલી હંસાવલીને હાથે સારં જમવાની ધન્ય ઘડી હવે એને પાસે આવેલી જણાઈ. એ તઇયાર થઇ ગયો; અને મનકેસર પ્રધાન ( ચીતારાને વેષે ) રાજાને તેડીને આવ્યો.

ત્રણ ત્રણ જન્મના અંતરાય પછી બંનેનાં લગ્ન થયાં. હંસાવલીનો પુરૂષ જાત પ્રત્યેનો રોષ હવે છેક ઉતરી ગયો હતો. આ બન્ને પ્રેમીઓના સંસાર સાગરમાં હંસ અને વત્સ (વચ્છ)નું જોડકું અવતરતાં આનંદની ભરતી આવી.

હંસાવલી, ચીતારાની કલા અને યુક્તિને સંભારી સંભારીને હજીએ મનકેસર પ્રધાનને અનેક ધન્યવાદ આપી રહી હતી.*

† સરખાવો આવાં પૂર્વ જન્મનાં ચિત્રપટની અસર માટે પ્રાકૃત કથા "તરંગવતી" ( જુઓ ૧૯૮૨ નો 'ગુજરાત' માસિકનો દીવાળીનો અંક ) ઉષાહરણની પુરાણકથામાં પણ ચિત્રલેહા આવી ચિત્રકલાની મદદથીજ વર શોધી આપે છે.

* "હંસાવલી" જેવી પુરૂષદ્વેષિણી સ્ત્રીઓની વાર્તાઓ પ્રાચીન સાહિત્યમાં મળી શકે છે ખરી. એક ઉદયભાનુકૃત "વિક્રમસેન રાસ" ( સં. ૧૫૬૫ ) માં ચંપાવતીના ચંપકસેનની પુત્રી લીલાવતીને પુરૂષદ્વેષિણી કહી છે. તે કન્યા કોઈને પરણતી નહોતી, કારણ કે પૂર્વભવનું જ્ઞાન હોવાથી એ પુરૂષજાતનો દ્વેષ કરતી:

વીરજીની "કામાવતી કથા" (સં. ૧૭૨૫) માંની કામાવતી એ શિવદાસની હંસાવલીનીજ દ્વિતીય આવૃત્તિ છે. ત્રણ જન્મની કથામાં પણ ઘણું સામ્ય છે.

શામળભટની "વૈતાલપચીશી" માં નવમી વાર્તા માંની જયવંતી, ઉપરાંત "ઉદ્યમ કર્મ સંવાદ" માં કર્મવાદીના બીજા સિદ્ધાંતના દૃષ્ટાંતમાંની પદ્મિની—એ આવીજ નાયિકાઓ છે.

જૂની વાર્તા "પ્રેમાવતી" [ સં. ૧૯૭૮ ના 'ગુજરાતી' ના દીવાળી અંકમાં પ્રકટ ] માંની પ્રેમાવતી પણ આ પ્રકારની નાયિકાઓના વર્ગમાં બેસે એવી છે.

આ બધી નાયિકાઓ ટેનીસન કવિની 'Princess' [ પ્રીન્સેસ ] ની જેમ "સ્ત્રીયા રાજ્ય" ની હીમાયતી અને પુરૂષ જાતની સામે થનાર વ્યક્તિઓ જેવી ચીતરવામાં આવી છે. છેવટમાં, તો બધેએ પુરૂષ સાથે સંધિ થયાની વાત આવે છે.

---

[ આ 'ગુજરાત' ૮૪ના કાર્તકમાં આવેલ વાર્તા રા. મજમુદારના પ્રાવેશિક સુધારા સહિત અત્ર મૂકી છે અને આ પછી સમાલોચક રચના" નવે'-ઢીસે': ના અંકમાં આવેલ 'કામાવતીની વાર્તા' પ્રસિદ્ધ કરી છે, તેનું કારણ એ છે કે તે વાર્તાઓ જૈનેતર કવિઓએ પદ્યમાં લખી તે પહેલાં ઘણા લાંબા કાળે જે જૈન કવિઓએ તે વાર્તાઓ પદ્યમાં યોજી છે તેની વિગત હવે પછી આપવા અમારો વિચાર છે કે જેથી રા. મજમુદાર સૂચવે છે તેમ તેનાં મૂળ જૈન છે એ પ્રત્યક્ષ રીતે સિદ્ધ થઇ શકે તેમ છે; જૈનોકૃત ગુજરાતી પદ્ય સાહિત્ય વિક્રમ તેરમી સદીથી પ્રાપ્ત થાય છે તેથી તે સદીથી તો ગૂજરાતી કવિતાનો પ્રારંભ અવશ્યે ગણી શકાય તેમ છે. લોકો વાર્તા સાહિત્ય માટે જૈનોએ પુષ્કળ કર્યું છે અને તે જેમ બને તેમ વહેલુ. ને બીજા સાહિત્ય કરતાં પહેલુ પ્રકટ કરવા યોગ્ય છે એ અમારી સૂચના આનંદકાવ્ય મહોદધિનાં મૌક્તિકો પ્રકટ કરનાર ઉપાડી લેશે. તંત્રી ]

# કામાવતીની વાર્તા.

લેખકઃ—રા. મંજુલાલ રણછોડલાલ મજમુંદાર, બી. એ, એલએલ બી.

'મહાકવિ પ્રેમાનંદ શિષ્ય વીરજીએ આ વાર્તા સં. ૧૭૨૫ માં રચેલી, તે પ્રાચીન કાવ્યમાલા અંક ૮ માં છપાઇ છે. કવિ હેને "અભિનવો ઇતિહાસ" કહે છે. પરંતુ આ પહેલાં આશરે પોણોસો વર્ષ ઉપર, "હુંસાવલીની વાર્તા"+ લખનાર ખંભાતના કવિ શિવદાસે "કામસેન કામાવતીની વાર્તા" દુહા, ચોપાઈ અને પૂર્વ છાયાના ૫૮૭ રચનાબંધમાં કડવાંબદ્ધ રચી છે.×

પ્રેમને ચર્ચતી બીજી લોકવાર્તાઓની પેઠે આ બન્ને કવિઓએ ફલશ્રુતિ એમ જણાવી છે કે

"એ કામાવતી ચરિત્ર જે ગાય, સાંભળતાં સુખ પામે કાય;
તેહને કદિ નહિ વિજોગ, નરનારી સુખ પામે ભોગ;
નત નત નવલા પામે ભોગ, સદાકાળ તેહને નહિ વિજોગ.
પ્રીત વિછોહનું મોહું પાપ, પરમેશ્વર દે તેહને શાપ;
તે માટે કહું છું સોય, પ્રીતવિછોહ મ કરશો કોય—"

શિવદાસ.

"એ કથા જે સાંભળે, વિશ્રામશું નરનાર.
વિજોગ કદિ થાયે નહિ, ગૃહ પુત્ર ધન પરિવાર.—"

વીરજી.

આ વાર્તાનું મૂળ પદ્મપુરાણ તથા દશકુમારચરિતમાં છે. *વીરજીએ પોતાની વાર્તાનાં સાત કડવામાં પદ્મપુરાણની કથાના સાત અધ્યાય અને બાકીનાં ૧૫ કડવામાં દશકુમારચરિતની આખ્યાયિકામાંથી સમ્બન્ધ જોડયા છે, પછી એક અજગરની આડકથા પણ એમાં જોડી છે.

આ "કામાવતી" ની વાર્તાનું "હુંસાવલી" ની વાર્તા સાથે ખૂબ ઉઘાડું સામ્ય છે; કદાચ વીરજીને પોતાના પહેલાંની, સમાજમાં પ્રસિદ્ધ એવી એ જૂની વાર્તામાંથી પ્રસંગનું સૂચન થયું પણ હોય. કામાવતી પહેલે અવતારે હુંસાવલીની• નામની રાજપુત્રી; બીજે અવતારે 'પંખિણી'–ચોપટી; અને ત્રીજે જન્મે કામાવતી તરીકે અવતરે છે.

વીરજીની વાર્તાનો સારસંક્ષેપ આ પ્રમાણે છેઃ-

હુંસાવલીને પહેલા જન્મમાં ઇચ્છિત વર મળવામાં વિઘ્ન આવ્યું. એણે એક વખત એક સુન્દર

---

+ આ વાર્તાના પરિચય માટે જુવો 'ગુજરાત" નો કાર્તિક ૧૯૮૪ નો અંક.

× શ્રી ફાર્બસ ગુજરાતી સભાના સંગ્રહમાં "કામસેન કામાવતી" ની વાર્તા છે; અને તે અપ્રસિદ્ધ છે. હેની નોંધ સભાની છપાયલી યાદીમાં પૃ. ૭૦–૭૧ ઉપર આવેલી છે. એ વાર્તા પ્રકટ થયે વીરજીનાં કાવ્ય સાથે સરખાવવા માટે ઠીક કામ લાગશે.

* "વીરજીએ પોતે સામળના જેવી કવીતા કરી હેને છક્કડ મારવાનું માથે રાખ્યું હતું—" એમ પ્રાચીન કાવ્યમાલાના સંપાદકે નોંધ કરી છે કદાચ તેથી પ્રેરાઇને જ દિ. બા. કેશવલાલભાઈ "પ્રેમાનન્દના જીવનના પાંચ પ્રસ્તાવ" માં ઉલ્લેખ કરે છે કે "પ્રેમાનન્દે, ગુજરાતી સાહિત્યના સમુત્કર્ષ અર્થેના મહાન સમારંભમાં કામની વહેંચણી કરતાં તેને (વીરજીને) ફારસી-આરબી-ઉર્દુ વાર્તાને ટક્કર મારે એવી અદ્દભુત વાર્તાઓ રચવાનું સોંપ્યું હતું. એ કામ વીરજીએ "કામાવતી"ની વાર્તા રચીને બજાવ્યું; પરંતુ એમા વિદેશી વાર્તાસાહિત્યના જેવો ચમત્કાર અથવા પૈશાચી બૃહત્કથા જેવો રસ આવી શક્યો નહી; તેથી પ્રેમાનન્દનું મન માન્યું નહી—" પરંતુ એ ઉક્તિ પછી, વિદ્વાન્ પ્રસ્તાવકાર તુરતજ ઉમેરે છે કે "આ ઉક્તિને પુષ્ટિ આપનારાં પ્રમાણ મળ્યાં નથી" અત્યારે તો શિવદાસની, વીરજી પૂર્વે રચાયલી બન્ને વાર્તાઓના અસ્તિત્વને લીધે, ઉલટાં વિરૂદ્ધ પ્રમાણો મળતાં જાય છે. વળી, પ્રેમાનન્દે શિષ્યોને કાર્યની સોંપણી કર્યાની જે વિગતવાર હકીકત આગળ ધરવામાં આવી છે, હેનું ખંડન વીરજીના પોતાની વાર્તામાં કરેલા ખાસ મૂલ આધાર સૂચવતા ઉલ્લેખોથી જ થઇ જાય છે. ફારસી તો નહી પરંતુ "હંસવચ્છ કથા" જેવી પ્રાચીન જૈનકથા ઉપરથી વીરજીને પોતાની વાર્તા રચવાની સૂચના મળી હોય એમ વધારે સંભવિત અને સ્વાભાવિક લાગે છે.

• આધારભૂત બનેલી મૂલ 'વાર્તામાંનું' નાયિકાનું નામ પણ વીરજીને કામ લાગ્યું છે, એ બાબત ધ્યાન ખેંચનારી છે.

બ્રાહ્મણપુત્ર જોયો; એના તરફ એને એક ભાંડુના જેવો વ્હાલ ઉપજ્યો. તેથી વર્તમાન જીંદગીથી કંટાળી ગયેલી હુંસાવલીએ બીજે જન્મે તે એવો ભાઇ થાય એવી ઇચ્છાથી પોતાનો દેહોત્સર્ગ કર્યો. બ્રાહ્મણપુત્રના હૃદયમાં બીજો જ ભાવ જાગ્યો. તેને ક્ષત્રિય રાજપુત્રી સાથે વિવાહ કરવાની ઇચ્છા થઇ; પરંતુ આ યોનિમાં તે શકય નહતું તેથી તેણે બીજે જન્મે તેવી પત્ની મળે તે હેતુથી દેહત્યાગ કર્યો.

બંન્નેનો મનોરથ કેમ ફળશે? એ વિષે બ્રહ્માને યાં ચિન્તા થઇ, આખરે તિર્યંક જાતિમાં એમને પોપટપોપટી જન્માવ્યાં. એ પક્ષી પહેલાં ન્હાનાં કતાં ત્યારે ભાડું હતાં; મ્હોટાં થયે એ નર અને માદા થયાં. પછીથી, "હંસાવલી" ની વાર્તામાં જેમ પોપટ પોપટીના જન્મની, તથા તેમની દવમાં બળી મર્યાની વાત આવે છે તેમ અહીં પણ, એની એ ઘટના સાંગોપાંગ દેખા દે છે.

બળી મરતી વખતે પોપટ સાથે રહેતો નથી; અને ચાંચમાં પાણી લેવા જતો રહે છે. તેથી પોપટી પોપટ ઉપર, અને સમગ્ર નરજાત ઉપર, ખોટું લગાડે છે. પોપટીના મનમાં એમ આવ્યું કે

"પુરૂષ કેરી પ્રીત જોઇ, જીવ વહાલો નેહ?"

એટલે ત્રીજા જન્મમાં, એ પોપટી નરદ્વેષી રાજકુમારી કામાવતી તરીકે જન્મ પામે છે.

કનકાવતીમાં કામાવતી મ્હોટી થતાં, ત્હેના આવા પુરૂષદ્વેષને લીધે નગરમાં હાહાકાર વર્તી રહે છે; પશુ, પક્ષી કે મનુષ્યમાં નરજાતને દેખે છે ત્યાંથી એ મારી નાંખે છે. રાજા એને કેદમાં પૂરવાનું કહે છે; ત્યારે એ કબુલત આપે છે કે, " હું હવે જરા સંયમ રાખતાં શીખીશ. હવેથી માત્ર હું જ્યારે અઠવાડિયામાં એક વાર કાલિકાને પૂજવા જઉં ત્યારે માર્ગમાં જો

" પુરૂષાકારે મળે સ્હામો, પશુ પંખી જેહ;
(તો) મનુષ્ય અથવા અશ્વને, હું હણું નિશ્ચે તેહ."

આ પ્રમાણે ઠરાવ થતાં, રાજકુમારી મંદિરમાં જવાને આગલે દહાડે પડો વગડાવતી કે " જે કોઇ સ્હામું મળશે તે માર્યું જશે; માટે કોઇએ કુંવરીની આડાં ઉતરવું નહિ. " ભયત્રસ્ત લોકો આ સૂચનાથી ચેતી જતા અને આઘા પાછા થઇ જતા, કારણ કે એ ચોક્કસ માનતા કે

" પુરૂષાકારે દૃષ્ટ પડે તે, નિશ્ચે માર્યો જાશે;
પાણી પીવા પશુ છૂટે, શ્વાન વૃષભ તોખાર;
પુરૂષાકારે નર નામે કો, ના રહે એક લગાર"

"હંસાવલી" ની વાર્તામાં જેમ નરવાહન રાજાને ઉંઘમાં હુંસાવલી સાથે લગ્ન થવાનું સ્વપ્ન આવે છે; અને પ્રધાન ત્હેને એ આનન્દસ્વપ્નમાંથી જગાડે છે તેમ અહીં પણ એક ચિત્રાંગદ રાજાને "કામાવતી" સ્વપ્નામાં આવે છે. એના સ્વપ્નનો ભંગ પ્રધાનના જગાડવાથી થાય છે; એ કહે છે—

" નિંપન્યો રસ ઢળી ગયો, થયું સર્વ અકાજ."

એવામાં કામાવતી નગરમાંનો રાજબારોટ આવ્યો. ત્હેણે રાજકુંવરીનાં વખાણ કર્યાં. ત્હેને લઇ પ્રધાન કામાવતીના નગરમાં ગયો; પરંતુ નગરમાં પેસવાને બદલે ગામ બહાર વાડીમાં મુકામ કર્યો.

એ વાડી સુકી હતી; તે જેમ ચંદ્રહાસના પ્રવેશથી સૂકી વાડી નવપલ્લવિત થઇ જાય છે, એમ 'ચંદ્રહાસ આખ્યાન' ની કથામાં આવે છે તેમ અહીં પણ વર્ણન કરેલું છે. માણસ કનેથી પ્રધાન બાતમી મેળવે છે. ત્હેને ખપ પૂરતી ખબર મળી; અને કુંવરીનો પુરૂષદ્વેષ જાણવામાં આવ્યો. મંત્રી, દેવીના મંદિરમાં ભરાયો અને અંદરથી દ્વાર બંધ કરીને બેઠો. અહિરાવણ મહિરાવણની કથામાં જેમ હનુમાન દેવિમંદિરમાં ભરાઇ બેસે છે ત્હેવું નાટક આ મંત્રીએ ભજવવું શરૂ કર્યું.

નિયમ પ્રમાણે રાજકુંવરી દેવીનાં દર્શને આવી. કોઇ દિવસ નહિ અને તે દિવસે એણે મંદિરનાં દ્વાર બંધ દીઠાં, એટલે એ દેવીને વિનવવા લાગી, પોતાનો દોષ હોય તો ત્હેની માફી માગવા મંડી. દેવી ધારી મંત્રી અંદરથી બોલ્યો—

" નરદ્વેષી! જા પાપણી—"

દેવીનો આ ઉપાલંભ સાંભળી, કામાવતી વિચારમાં પડી ગઇ, પોતાનો શો દોષ છે તે ખોળવા મંડી. પોતાનો પુરૂષજાત પ્રત્યેનો જન્માન્તરથી ઉતરી આવેલો દ્વેષ એણે દેવી આગળ કબૂલ કર્યો; અને એ દ્વેષભાવ જાગવાનું કારણ પહેલાં થયું હતું તેમ

કહી બતાવ્યું. દેવીએ ત્હેના મનનું સમાધાન કર્યું અને બોધ કર્યો કે—

" પુરૂષ તેટલા છે શિવરૂપ, નારી ઉમયા તણું સ્વરૂપ."

આ ઉપદેશથી કામાવતી બદલાઇ; અને ઘેર ગઇ. મંત્રી આ પ્રકારે અર્થ સાધી રાજસભામાં ગયો; ચિત્રાંગદ માટે કામાવતીનું માગું કર્યું; અંતે સંમતિ મળતા; ચિત્રાંગદને બદલે ત્હેને પરણ્યો. ખાંડાથી પરણવાની રજપૂતોની રીતનો ઈશારો અહીં કવિ કરે છે. થયું પણ પછી ત્હેના અમલ થતો નથી (!) આટલેથી જુદી અને અદ્ભુત કથા આવે છે. વાર્તાના છેવટમાં કામાવતી ત્હેના પૂર્વ જન્મના પતિને મેળવે છે; અને મહામહેનતે મેળવેલો પતિ પાછો ખોવાઇ જાય છે. આમ વાર્તાની સરણી ચાલી જાય છે.

એક રાજા કામાવતીને ઉપાડી જાય છે, ત્યા યુક્તિથી શીલ સાચવી એ રહે છે; અને રાજાને ઠેકાણે રાજ્ય ચલાવે છે; કામાવતી કામસેન નામ ધારણ કરી, રાજકુમાર હોય તેમ રાજ્ય ચલાવે છે.

કરણકુંવર ( પૂર્વજન્મનો પતિઃ આ જન્મે વૈસ્ય પુત્ર ) ને જાણ થવા સાટે કામાવતીની "આઠ હાથ ઉંચી ચિત્ર કેરી પૂતળી" ને દરબારને દરવાજે ઉભી રખાવે છે. તે કૌતુક જોવા

" આખો દહાડો ત્યાં જાતરા ભરાણી ત્યાં ઠાઠ;
એક આવે, એક જાવે, થઇ રહો એ ઘાટ. "

કરણરાય પણ આ જાત્રામાં બીજા માણસો ભેગો પરગામથી આવી ચડે છે.

સામળભટ્ટના "મદનમોહના" મા મોહના પુરૂષવેષમાં મોહનસેન રાજા તરીકે પોતાની આણ ફેલાવે છે અને રાજ્ય ચલાવે છે; પરન્તુ પોતાનો પ્રિય વલ્લભ મદન જડતો નથી; તેથી ત્હેને ખોળી કાઢવા માટે સદાવ્રતનું મંદિર ત્રિભેટા ઉપર બંધાવે છે, અને ત્યાં મોહનાની કાષ્ઠની મૂર્તિ બનાવરાવીને મૂકાવે છે. એ મૂર્તિ આગળ મદન અચાનક આવી ચઢતાં ખેદ જાહેર કરે છે; તે ખબર અનુચરો મોહનાને કહે છે એટલે મદનનું ઓળખાણ પડે છે.

આ પ્રસંગ વીરજીની "કામાવતી" ( સં. ૧૭૨૫ ) માંના પ્રસંગ સાથે ખૂબ મળતો આવે છે; પરન્તુ સામળભટ્ટનો સાહિત્યકાળ લગભગ સં. ૧૭૭૩ થી શરૂ થાય છે, એટલે વીરજીમાં છે તે પ્રસંગ કદાચ સામળભટ્ટને કામ લાગ્યો, અથવા બન્નેને કોઈ પ્રચલિત વાર્તામાથી આ કથાનું હાડપિંજર મળેલું હોય, એ બનવાજોગ છે.

"કામાવતી" વાર્તામાં ત્રીજી એક હકીકત ખાસ ધ્યાન ખેંચે છે, જેમ "મદનમોહના" માં મોહના મોહનસેન તરીકે, પતિને નામે રાજકન્યાઓ પરણી લાવે છે, તેમ કામાવતીમાં પતિને નામે સ્ત્રીઓ પરણવાનો નાયિકાનો પરાક્રમપ્રકાશ બતાવવામા આવ્યો છે.

કામાવતી ત્હેના પતિને માટે પરદેશ આથડે છે; અને અનેક મુશ્કેલીમાંથી પસાર થઇ પોતાના મૂળ પતિને મેળવે છે.

આ વાર્તામાં ચોથી વિશિષ્ટતા સમસ્યાઓની છે. વીરજીએ આવી સમસ્યાઓ ગોઠવવાના મોહમાં "બલિરાજાના આખ્યાન" મા પણ કેટલીક સમસ્યાઓ યોજી છે. "કામાવતી" માંની સમસ્યાઓ છેક કુશલલાભના "માધવાનલરાસ" થી માંડીને, સામળભટ્ટની સમસ્યા પૂર્તિમા જ વિનોદપ્રસંગની છૂટે હાથે લ્હાણી કરતી "પદ્માવતી", "ભદ્રાભામિની", "મદનમોહના" વગેરે જેવી વાતો સુધી સરખાવવા જેવી છે,

આ પ્રકારે ગુજરાતી પદ્યાત્મક લોકવાર્તા એવા સાહિત્યમા વીરજીની "કામાવતી" કંઇક વિશિષ્ટતા મધ્યમ પ્રકારનું સ્થાન ભોગવે છે.

---

# સ્વ. સાક્ષરશ્રી મનસુખભાઈ પરના પત્રો.

(ગત એક અંકમાં સ્વ. સાક્ષરશ્રી મનસુખભાઇના પત્રો અમારા પર આવેલા તે પ્રગટ થયેલા છે; તે પત્રો પૈકી કેટલાક અમારા પત્રોના ઉત્તર છે તેથી અમોએ તેમને લખેલા પત્રોની નકલ આકસ્મિક રીતે મળી આવવાથી અત્રે તે પ્રકટ કરવામાં આવે છે. તે પરથી કેટલુંક જાણવાનું મળી શકશે અને પૂર્વાપર સંબંધ જાણી શકાશે. તંત્રી.)

(૧)

પ્રિન્સેસસ્ટ્રીટ તા. ૧૧-૪-૧૧

પૂજ્ય બંધુવર્ય,

આપનો સ્નેહાંકિત પત્ર મળ્યો. ઉપકાર.

ન્યા. અં. સંબંધીની દલીલો વ્યાજબી લાગે છે છતાં કંઇ અંતઃકરણ ઓછું સ્વીકારવામાં રહે છે... (ઉકલતું નથી) આ સાથે ટીકામાંથી ઉધ્ધૃત કરેલો સાર મોકલ્યો છે ને તેના આધારે મારો મોકલેલો ન્યા. અ. વિશેષ સ્ફુટ અને પ્રસન્ન-મુખ મુકી શકાય તેવો આપ કરી શકો તો અત્યંત ઉપકાર. આર્થિક સ્થિતિ દઢીભૂત કરવાનો હેતુ છે જ નહિ, કારણ પહેલું તો આવા ગ્રંથો વિશેષમાં ખપે એવું છે જ નહિ. નયકર્ણિકાની કોપી ફકત હજુ સુધી ૫૦) જ ખપી હશે. આપણે કંઇ ઉપકારના નિમિત્ત થઇએ તો જ-તેથીજ **अकरणात् मंदकरणं श्रेयः** એ તત્ત્વ સ્વીકારાય છે. આપ વિશેષ સ્ફુટ કરો તો joint authors તરીકે છપાવીએ. છપાવનાર મળી રહેશે. નહિ તો થયું. રહ્યું, પાકટ થયે કદાચ પ્રગટ થાય તો.

જે અંગ્રેજી પરથી તે કરેલ છે તે અંગ્રેજી પણ આ સાથે છે.

અખોડા પખોડા વગેરે સંબંધી મોકલ્યું તે પણ મળ્યું છે. તેજ સ્વરૂપમાં હું સાન્સૂ૦ (સામાયિક સૂત્ર) માં જોડી દઇશ. સત્યતા... (ખાતર) જ્યાં આગ્રહ નથી ત્યાં તે પ્રગટ થવામાં કંઇ હરકત નથી. આપે જે શાંતિ, નિખાલસ દિલ તથા પ્રેમ-ઉપકાર બુદ્ધિથી લખ્યું છે, તેને માટે હું આપનો મુક્તકંઠે ઉપકાર સ્વીકારૂં છું. જરૂર આવાજ ગુણો આપણા જેવામાં જોઇએ. વિશેષ નયકર્ણિકાનું અંગ્રેજી આ સાથે મોકલાવેલ છે, તે પણ અવલોકી જશો, અને તેમાં પણ જે જે દોષ, સ્ખલન, અસ્પષ્ટીકરણ થયેલ હોય તે દર્શાવશોજી વિના આંચકે. હાલ એજ લિ. સેવક મોહનલાલના પ્રણામ.

(૨)

23-5-11.

*Dear Brother,*

I am in receipt of your letter and p.c., and glad to know their contents.

The વિદૂક is one whom you have marked well,—Mehpani Brother.

I have gone through your corrections but how to combine your separate piece with that of mine is a question so I have requested Shri Mehpani to go through them, then we we will let you know the result with full particulars.

The વિવૃત્તિ of N. A. is by Shri Siddharshi as Indra vijay and other Maharajs say, while Vidyabhushan thinks the same made by another (Chandraprabha Suri?)

I am extremely glad to note that you have grasped the principles of નય so as to accentuate you to translate નયપ્રદીપ a more difficult work. There is a great (number of works) of logic (Jain) in Gujarati but none in English. By this the Jains suffer much and receive injustice at the hands of Non-Jains. We people must strive to do our utmost to let the general public know (what rich) treasure we possess. When will you be amongst us?

Hoping you and all in excellent health

Yours ever sincerely,

**Mohanlal D. Desai.**

(૩) ૨૭ મે ૧૧.

પૂજ્ય બંધુવર્યશ્રી મનસુખભાઇ

આપને મારૂં કાર્ડ પહોંચ્યું હશે.

ન્યાયાવતાર સંબંધી આપની યોજના બહુ સારી છે. જ્યાં સુધી જૈન તર્ક-ન્યાયશાસ્ત્ર સંપૂર્ણ સ્વરૂપમાં અન્ય પ્રજા પાસે-બલ્કે તુલનાત્મક દષ્ટિએ મૂકવામાં નહિ આવે ત્યાં સુધી જૈનોનું પાંડિત્ય-ઉંડું જ્ઞાન બતાવી શકાશે નહિ, અને તેથી તેઓનો આદર પણ મેળવવામાં અભાગી રહીશું.

નયકર્ણિકા શ્રી મહેપાણીને આપેલ છે, તેઓશ્રી હમણાં તુલનાત્મક દષ્ટિએ ષડ્દર્શન વિષયે-પાતંજલયોગ, મોક્ષમુલર Six Schools of Philosophy ઇત્યાદિ વાંચવામાં રોકાયાં છે, તેથી તેને તે સઘળું અવલોકતાં વખત લાગશે.

વધુમાં આપને તસ્દી આપવાની કે આ સાથે મોકલેલ છે તે શ્રી મહેપાણીએ અવલોકયું છે, અને તેમાં તેમની દષ્ટિએ લાગતા યથાર્થ સુધારા કર્યા છે-તે જોઇ શકશો. આપ પણ તે સઘળું જોઇ વધારો-સુધારો-ઘટાડો જે યોગ્ય લાગે તે જૂદા પાનામાં દાખવશો. આ આપ કરો તે પહેલાં જણાવવાની જરૂર છે કે આ 'જૈન કાવ્ય પ્રવેશ' ની પ્રસ્તાવના રૂપે છે, તે હમણાં હું બહાર પાડવાનો છું, તેમાં હેરલ્ડમાં છપાયેલ (શ્રી મહેપાણી સંયોજિત) અભ્યાસ ક્રમમાં જે સ્તવન, પદ, સજ્ઝાય આદિ પસંદ કરેલ છે તે સર્વ ભેગાં કરી તેના અર્થ (અક્ષરશઃ) નાંખવામાં આવેલ છે કે જેથી તે દરેક શાળામાં ઉપયોગી થઇ શકે. આ બધાંના અર્થ આપ જોઇ જાઓ તો ઘણુંજ સારૂં, પરંતુ તે લગભગ ૧૦૦ કાવ્યાંકના અર્થ છે તો તે દશેક દિવસમાં જોઇ શકવા શક્તિમાન થશો તો મોટી મહેરબાની; પરંતુ જો અન્યકાર્યમાં પ્રવૃત્ત હો તો ખાસ તે માટે તસ્દી લેવાની જરૂર નથી. શ્રી મહેપાણીનો મારા પર અતુલ ઉપકાર રહે છે. તેઓ તે હમણાં તપાસે છે.

બીજું સામાયિક સૂત્રનો પ્રથમ ભાગ નામે સામાયિક વિચાર કે જે ૮૨ પૃષ્ઠ માં પૂરો થાય છે તેમાંના મને મળેલાં ૬૪ પૃષ્ઠો આ સાથે મોકલું છું, તેમાં ભૂલચૂક હોય તો દર્શાવશો કે જેથી શુદ્ધિપત્રકમાં તેમ કરવાનું બની શકે. આમાં આપના તથા મોતીચંદભાઇના લેખનો આધાર છૂટથી લેવામાં આવેલ છે.

ઉપલા 'જૈન કાવ્ય પ્રવેશ' માં શ્રીમદ્ રાજચંદ્રનાં કાવ્યો ઉત્તમ હોવા છતાં હાલના... ... હોવાથી પ્રક્ષિપ્ત કરવાં પડયાં છે, તેમ હાલનાં કોઇ લીધાં નથી.

આપ કયારે આવવાના છો ? અત્ર આવો તો અમોને બહુ ઉપકારી થાઓ તેમ છો. આપ પાસે ઐતિહાસિક નોંધો હોય તો મોકલાવશો. યશોવિજયજી સંબંધી કંઇ વિગતો મોકલાય તેમ છે ?

લિ. આપનો સદાનો મોહન.

(૪) તા, ૨૬-૬-૧૧.

પરમપૂજ્ય બંધુવર્યશ્રી મનસુખભાઇ,

આપના તરફથી મેં મોકલેલ 'જૈન કાવ્ય પ્રવેશ' ની પ્રસ્તાવના મળી છે. તેની પહોંચ ન સ્વીકારી શકયો તેને માટે ક્ષમા યાચના.

આપના પત્રો મળ્યા છે. મારા પ્રત્યે જે કૃપા બતાવો છો ને બતાવવા સદા તત્પર રહો છો તેને માટે અતિ ઉપકાર-એટલા કરતાં વિશેષ ન જણાવી શકતાં જણાવતો નથી.

'નયકર્ણિકા' શ્રી મહેપાણી બંધુશ્રીને આપેલ છે, પણ તે અતિ પ્રવૃત્તિમાં રહે છે, તેમજ જૈનકાવ્ય પ્રવેશમાં નાખેલ પદોના અર્થ મેં લખેલા તપાસે છે તેથી તે થઇ રહે તે વિષય હાથમાં લેશે. 'નયપ્રદીપ' જેવો મહાન્ ગ્રંથ આપે તૈયાર-(અંગ્રેજી ભાષાંતર) સાથે તૈયાર કરેલ છે તે અભિનંદનીય છે, પણ તે મને અલ્પજ્ઞાની અને કુંઠિતમતિને તપાસવા મોકલવાની ઇચ્છા ધરાવો છો તો (મોકલો) તે પહેલાં મારી અયોગ્યતા જણાવી દઉં છું. ઉંડા ઉતર્યા સિવાય ભેદનું તત્ત્વ,. અભેદનું તત્ત્વ પામી શકાય તેમ નથી. તેમાં હજુ ઉતરી શકયો નથી-કોઇ પણ આગમમાં, એ મારી ઉતાવળથી વાંચવાની ટેવને લઇને છે. તે ટેવ કયારે સુધરશે તે કહી શકાતું નથી.

નાનચંદભાઈ કાલે મળ્યા હતા, ત્યારે આપે મને લખેલ પત્ર મળ્યો હતો તેથી આ લખવાની ઝટ પ્રવૃત્તિ થઇ છે.

શ્રી હેમચંદ શેઠ માંગરોળ જવા અહીંથી કયારના ઉપડી ગયા છે, તેઓશ્રી મારા પ્રત્યે બહુ પ્રેમ રાખે છે, અને મારા ખરેખરા આશ્રયદાતા નીવડયા છે. તેને માટે તેમનો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે. આપ પણ તેમની સાથે રહેવા માંગરોળ જવાના છો એમ તેઓશ્રીએ મને કહ્યું હતું. તેમને મળો ત્યારે મારા પ્રણામ કહેશો."

આનંદઘનની બહોતેરીના અર્થ મુનિ બુદ્ધિસાગરજી લખે છે અને (થોડા માસમાં) છપાવી બહાર પાડનાર છે. ટુંકમાં આપ 'ચોવીશી'...પૂરી કરી શકયા છો?–બીજી કઇ પ્રવૃત્તિમાં છો? તે જણાવશો. સા૦ સૂત્રના કેટલા ફરમા તમારી પાસે આવ્યા તે જણાવશો, એટલે બાકીના મોકલું. જૈન કાવ્ય પ્રવેશના અર્થ (હાલમાં મોકલવાની) સ્થિતિ ન હોવાથી મોકલી શકતો નથી પણ તે છતાંયે જરૂર મોકલીશ....(ઉકલતું નથી) આપના પત્રો બહુ જ આનંદ આપે છે તો લખી આભારી કરતા રહેશો. મારા સરખું કામકાજ?

લિ સેવક

મોહનલાલ દ. દેશાઈના પ્રણામ

(૫) તા. ૧૧–૭–૧૧.

પૂજ્ય બંધુ વર્યશ્રી મનસુખભાઇ

આપનું શિક્ષાપત્ર મળ્યું વાંચી કંઇ દિવ્ય સાક્ષાત્કાર થયો, અને તે માટે અવશ્ય આપનો આભાર માનું છું. તેવી જ રીતે લખી સેવક પર ઉપકાર કર્યાજ કરશો.

વિશેષ ગર્ભિત શબ્દોમાં જીવનના પાઠ આપે આપ્યા છે. તેને સંપૂર્ણ મળતો થાઉં છું, એટલું જ નહિ પણ તે મુજબ વર્તવાના પ્રયાસમાં રહીશ; છતાં પ્રકૃતિ કોઇ એવી અવનવી છે કે તેને આચારમાં લાવવા બહુ વખત જોઇશે. અધ્યાત્મ જેવા વિષયમાં ઉતરતાં અલબત આત્મામાં પરિણમેલ ભાવોજ શબ્દોદ્વારા દર્શાવવા અને તે પ્રમાણે બનતાં સુધી થશે, છતાં સામાજિક સ્થિતિ–કથાક્રિયાકાંડ આદિના સંબંધે તે પ્રમાણે વર્તવાનું જરા દૂર ભાસે છે..

સામાયિક સૂત્ર આપે કયાં સુધી વાંચ્યું છે તે જણાવો કે ત્યાર પછીનું તુરત મોકલું. જૈન કાવ્ય પ્રવેશમાં શ્રી મેપાણીએ જે અમૂલ્ય અને જહેમત ભરી સહાયતા આપી છે તે અમૂલ્ય છે, અરે સત્યતઃ કહું તો તે કાર્ય તેમણેજ કર્યું છે. આપણા સ્નેહીઓમાં એ સ્નેહી તો ખરે અમૂલ્ય અને અપૂર્વ છે. તે મારેતો ભાગ્ય માટે ઇશ્વરનો પાડ માનું છું.

મારા આની પહેલાં લખેલા કાર્ડનો જવાબ ખુલાસાપૂર્વક નથી તો જણાવશો. 'નયકર્ણિકા' 'નયપ્રદીપ' 'ન્યાયાવતાર' સંબંધી જણાવશો. અમદાવાદથી કંઈ ખબર મળી છે કે 'નયકર્ણિકા' માટે આપે કંઇ (સાડ વર્ષનાં પુસ્તકોનું અવલોકન) લખેલ છે તો શું એ જણાવશો (યોગ્ય લાગે તો). મારા સરખું કામકાજ લખશો... લિ. સેવક

મોહનલાલના પ્રણામ

(બીજા પત્રો હવે પછી)

# વિવિધ નોંધ.

## ( કૉન્ફરન્સ ઑફીસ-પરિષદ્ કાર્યાલય તરફથી )

**૧ સ્ટેન્ડીંગ કમીટીની તા. ૨૯-૫-૨૮ની રાત્રે મળેલી અગત્યની સભા.**

આ સંસ્થાની સ્ટેન્ડીંગ કમીટીની એક અગત્યની બેઠક અગાઉથી જાહેર થયા મુજબ ગઇ તા. ૨૯-૫-૨૮ ની રાત્રે મું. ટા. ૭-૦ વાગતે સંસ્થાની ઑફીસમાં મલી હતી. સભાસદો ઉપરાંત ખાસ આમંત્રણ વખતે નિમાએલ શત્રુંજય પ્રચાર સમિતિના એક સભ્ય રા. મણીલાલ કોઠારીએ પણ હાજરી આપી હતી. શરૂઆતમાં શેઠ કકલભાઇ બી. વકીલની દરખાસ્ત અને શેઠ પ્રેમજી નાગરદાસના ટેકાથી શ્રીયુત મકનજી જે. મહેતા બાર-એટ-લૉ. એ પ્રમુખસ્થાન સ્વીકાર્યું હતું. બાદ સભા બોલાવનારો સરક્યુલર સંસ્થાના આસી. સેક્રેટરીએ વાંચી સંભળાવ્યા પછી ગઇ બેઠકની મીનીટસ વાંચવામાં આવતાં સર્વાનુમતે પસાર થઇ હતી અને તે પર પ્રમુખશ્રીએ સહી કરી હતી. ત્યાર પછી સંસ્થાના એક રેસીડેન્ટ જનરલ સેક્રેટરી શ્રીયુત શેઠ ચીનુભાઇ લાલભાઇ સોલીસીટરે શેઠ આણંદજી કલ્યાણજી તરફથી મોકલવામાં આવેલ સમાધાનીનું કરારનામું વિગતવાર સમજાવ્યું હતું. અને તે પર વિચાર કરી કેટલાક ઠરાવો સર્વાનુમતે થયા હતા જે ચાલુ અંકમાં અન્યત્ર પ્રકટ કરવામાં આવ્યા છે.

સભાના કાર્યક્રમ પરતું બીજું કામ મુંબઇ યુનીવર્સિટીના અભ્યાસક્રમમાં 'ન્યાયાવતાર' ને પાઠ્ય પુસ્તક તરીકે દાખલ કરવામાં આવેલું હોઇ તેને ચાલુ જમાનાની અભ્યાસ પદ્ધતિને અનુકૂળ રીતે તૈયાર કરાવી છપાવવા મંજૂરી મેળવવા સંબંધેનું હાથ ધરતાં સર્વાનુમતે ઠરાવવામાં આવ્યું હતું કે આ પુસ્તક છપાવી પ્રકટ કરવા મંજૂરી આપવામાં આવે છે.

**૨ ઉપદેશક પુંજાલાલ પ્રેમચંદશાહનો પ્રવાસ.**

(૧) સાંડેરાવ-(મારવાડ) ગામે જતાં શ્રી શાન્તિનાથ જૈનવિદ્યાલયમાં હેડમાસ્તર કપુરચંદ મારફતે એક સભા બોલાવી કૉન્ફરન્સથી થતા ફાયદા અને શત્રુંજય યાત્રા ત્યાગ અને શ્રી સુકૃત ભંડાર ફંડની યોજના સમજાવી. કુરિવાજો વિષે ભાષણ આપ્યું. અત્રે બે પક્ષો પડેલા જોવામાં આવ્યા તેમાં એક પક્ષ ખાસ વિદ્યાલયને તોડી પાડવા પ્રયત્ન કરે છે ત્યારે બીજા પક્ષમાંથી શેઠ જેઠમલજી સુનીલાલજીએ ખાસ વિદ્યાલયના મકાનની શરૂઆત કરવા રૂ. ૨૨૦૦) બાનીશી આપી કામ ચાલુ કરાવ્યું છે. આ વિદ્યાલય ખાસ વિજયવલ્લભસૂરિજીના ઉપદેશથી સ્થાપવામાં આવ્યું છે જેમાં ધાર્મિક સામાન્યજ્ઞાન ઉપરાંત અંગ્રેજી અને હિંદી તથા વ્યાપારી શિક્ષણ આપવામાં આવે છે. દેવદ્રવ્યની રકમો ઉચાપત થએલી સંભળાય છે અને તેની ચોખવટ નથી જેથી કૉન્ફરન્સથી વિરૂદ્ધ મત જણાવી ફંડની શરૂઆત થયા છતાં લોકોને ઉલટી સમજુત આપીને ફંડની વસુલાતમાં હાનિ કરાવતાં સ્વયંસેવક મંડળના પ્રયાસ થકી કેટલીક બાઇઓએ અને શ્રાવકોએ ફંડ વસુલ આપ્યું હતું. શ્રી સાધ્વીજી અમ્મરશ્રીજીએ ઉપાશ્રયમાં આવેલ શ્રાવિકાઓને ફંડમાં મદદ કરવા ભલામણ કરી હતી. અત્રેના પંચોને સતસંગની જરૂરીયાત હોય એમ જણાય છે.

(૨) ખુડાલામાં શ્રીયુત સુનીલાલજીના પ્રમુખપણા નીચે સભાઓ કરવામાં આવી, સભા મંડળના સેક્રેટરી મારફતે ફંડની વસુલાત કરી સંઘમાં કુસંપ ચાલે છે. જૈનપાઠશાળા સારા પાયા ઉપર કામ કરી રહી છે. અને માસ્તર ન્યાલચંદજીનો પ્રયત્ન બહુજ પ્રશંસનીય છે. દર અઠવાડીએ વિદ્યાર્થીઓને વક્તૃત્વ કળા ખીલવવા ભાષણો કરાવવાની પદ્ધતિ રાખવામાં આવી છે. પાઠશાળાની વિઝિટ લેતાં પરિણામ સારૂ હતું. ઇનામી યોજના કરવામાં આવે તો સંખ્યાની હાજરી સારી રહેવા પામે.

(૩) લુણાવામા પૂજ્યમુનિશ્રી જ્ઞાનસુંદરજીના વ્યાખ્યાનમાં અને અપ્પાંજનના મેળામાં કૉન્ફરન્સની

જરૂરીયાત અને શ્રી સુકૃત ભંડારફંડની યોજના સમજાવતાં ફંડનો સત્કાર થયો. મુનિશ્રીએ કૉન્ફરન્સના ઉદ્દેશો સમજાવવામાં અતિ પરિશ્રમ લેઇ ઉપદેશ આપ્યો. સંઘમાં સંપ ઠીક છે. જૈનોની ધાર્મિક વૃત્તિ સારી હોવાથી કૉન્ફરન્સનો અને ફંડનો સારો સત્કાર થયો.

(૪) **વાલી** ગામે જતાં બે સભાઓ ભરી કન્યાવિક્રય, સંપ, અને કૉન્ફરન્સની જરૂરીયાત ઉપર ભાષણો આપ્યાં સંઘમાં ઓસવાળ પોરવાડમાં તડ છે અને ઓસવાળ સંઘમાં પણ ઘર ઘરના શેઠ બની બેઠા છે. ફંડની શરૂઆત મહામહેનતે કરવામાં આવી પણ અગ્રેસરોએ લક્ષ ન આપવાથી પરિણામ લાભદાયક આવ્યું નહી. મુનિશ્રી કલ્યાણવિજયજીના પધારવાથી કંઇક લાભ થવા સંભવ રહે છે. ગોડવાડમાં વાલી એક મૂખ્ય શહેર છે છતાં લાયબ્રેરી કે સભા મંડળ જેવું કંઇ જેવામાં ન આવ્યું. જૈનોનાં લગભગ ૫૦૦ ઘર છે. પણ કુસંપથી કુગ્રામ જેવી સ્થીતિ થઇ રહી છે. જિનમંદીરોમાં અશાતના જેવામાં આવી; કોઇના શીરે જવાબદારી ન હોવાથી ઘણી ખરાબી ચાલે છે.

અત્રેથી નજીકનાં કોટ—લાહારા ગામે જઇ કૉન્ફરન્સના ઉદ્દેશો સમજાવી ફંડની વસુલાત કરવામાં આવી છે. વાલીમાં શેઠ પ્રેમચંદજી ગોમાજી તરફથી એક કન્યાશાળા ચાલે છે. અને આગળ ઉપર સ્ત્રી શિક્ષણ શાળા સાથે ખોલવા ઉંચ વિચાર જણાય છે. ધન્ય છે તેવા શ્રીમાન શેઠજીના વિચારોને.

ખુડાલામાં શ્રી સાધ્વીજી માણેકશ્રીજી વિગેરેના ઉપદેશથી શ્રાવિકાઓ તરફથી ફંડમાં સારો લાભ થયો હતો—

**૩ જૂદે જૂદે સ્થળે થએલા તારો.**

તા. ૨૨-૫-૨૮ શેઠ આણંદજી કલ્યાણજીને સીમલે કરવામાં આવેલો તાર.

Wish full success to your deliberations hoping that honourable compromise safeguarding our rights would be arrived at Please inform result of the Conference by wire.

Resident General Secretaries
Jain Conference.

સાર—તમારી વિચારણાને સંપૂર્ણ ફતેહ ઇચ્છીએ છીએ એમ આશા રાખીને કે આપણા હક્કોનું સંરક્ષણ કરનારૂં અને માન ભર્યું સમાધાન થાય, સાથે મલતાં જે વાતચીત થાય તેનું પરિણામ તારથી જણાવો.

તા. ૨૩-૫-૨૮ ના રોજ કરવામાં આવેલો બીજો તાર.

Newspaper report re right of Appeal misleading Please remain firm on jurisdiction question stop our complaint should be heared by Agency as Original Court and not as Court of Appeal.

Resident Secretaries
Jain Conference.

સારઃ—અપીલના હક્ક સંબંધે વર્તમાનપત્રોનો રીપોર્ટ ગેરસમજ ઉભી કરનારો જણાય છે. હકુમતના પ્રશ્ન ઉપર મક્કમ રહો. મૂળ કોર્ટ તરીકે આપણી ફરીઆદ એજન્સીએ સાંભળવી જોઇએ, નહિ કે અપીલ કોર્ટ તરીકે.

તા. ૨૮-૫-૨૮ ના રોજ વાઇસરોય ઉપર કરેલો તાર.

His Excellency Viceroy Simla.

Jain Community Express their deep sense of gratitude at your Excellencys sincere efforts in bringing about compromise of long pending disputes between them and the Palitana Thakore and preserving their rights as British subjects and hope that British Government will always intervene in mo t-

ing out due justice to them when necessary.

Resident General Secretaries,
Shri Jain Swetamber Conference
20, Pydhoni Bombay.

સારઃ—પાલિતાણાના ના. ઠાકોર સાહેબ અને જૈનકોમ વચ્ચે ઘણા વખતથી ચાલતા ઝઘડાઓનું સમાધાન લાવવામાં અને બ્રિટિશ પ્રજા તરીકેના જૈન કોમના હક્કોનું સંરક્ષણ કરવામાં આપ નામદારે કરેલા અંતઃકરણ પૂર્વકના પ્રયત્નો બદલ જૈનકોમ આપ નામદાર પ્રત્યે આભારની ઉંડી લાગણી પ્રદર્શિત કરે છે અને આશા રાખે છે કે જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે જૈનકોમને ઘટતો ન્યાય આપવા માટે બ્રિટિશ સરકાર હમેશાં વચ્ચે પડશે.

તા. ૨૮-૫-૨૮ના રોજ પાલીતાણા મુકામે ઠાકોર સાહેબ ઉપર કરેલો તાર.

Our community is extremely pleased to hear news that cordial relations between Your Highness and the Jain community have been restored and wish that same will continue for ever.

Resident General Secretaries
Jain Swetamber Conference
Twenty Pydhonie Bombay.

સારઃ—આપ નામદાર અને જૈનકોમ વચ્ચેનો મીઠો સંબંધ પુનઃ ચાલુ થયાના સમાચાર જાણી અમારી કોમ અત્યંત ખુશી થઇ છે અને ઇચ્છે છે કે એ સંબંધ ચિરકાલ નભી રહે.

તા. ૩૧-૫-૨૮ના રોજ પાલીતાણા મુકામે શેઠ આણંદજી કલ્યાણજી ઉપર કરેલો તાર,

Heartily congratulate and thank you for bringing our sacred struggle to a successful close community highly indebted for your selfless and valuable services. please accord most fitting reception to His Highness Thakor Saheb on the opening ceremony on behalf of the community Hindsangh.

સારઃ—આપણી પવિત્ર લડતનો ફતેહમંદ અંત આણવા બદલ તમારો આભાર માનીએ છીએ અને અભીનંદન આપીએ છીએ તમારી કીંમતી અને નિઃસ્વાર્થ સેવા બદલ કોમ અતિ આભારી થઇ છે. યાત્રા ખુલી કરવાની ક્રિયા વેળાએ ના. ઠાકોરસાહેબનું જૈન કોમની વતી ઘણુંજ બંધબેસતું સ્વાગત કરો.

તા. ૩૧-૫-૨૮ના રોજ પાલીતાણા ઠાકોરસાહેબ ઉપર કરવામાં આવેલો તાર.

Extremely pleased to hear that your Highness is performing the opening ceremony of pilgrimage and sincerely thank your Highness for the kind favour. Wish cordial relations to continue for ever stop request Your Highness to give full facilities to pilgrims.

Jain Swetamber Conference
Twenty Pydhonie Bombay.

સારઃ—યાત્રા ખુલી મુકવાની ક્રીયા આપ નામદારના હાથે થવાની છે એમ સાંભળી અતિ ખુશી થયા છીએ અને આ માયાળુ કૃપા માટે આપ નામદારનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ, મીઠો સબંધ ચાલુ રહે એમ ઇચ્છીએ છીએ. યાત્રાળુઓને સંપૂર્ણ સુખસગવડતાઓ આપવા વિનંતિ કરીએ છીએ.

---

# "કુકસાઇટ ગ્લાસ"

ગરમીના કીરણોને આંખમાં જતાં
અટકાવે છે અને એટલેજ તે
ઉત્તમ છે.

Heat Rays
Ultra Violet



**Can not pass through the glass.**

તમારો ચસ્મો આજેજ કુકસાઇટ કાચનો બનાવો અને તમારી આંખો જેના ઉપર જીંદગીનો અને મોજશોખનો આધાર છે તેનું રક્ષણ કરો.

## મનસુખલાલ જેઠાલાલની કું.

( જૈન-ચસ્માવાલા )



આંખો તપાસી ઉત્તમ ચસ્મા બનાવનારા.
કાલબાદેવી રસ્તા, સુરજમલ લલુભાઈ ઝવેરીની સામે,
મુંબઇ.

---

અમારા અમદાવાદના એજન્ટ :-

રા. જગશીભાઇ મોરાર

ઠે. અંબાલાલ હીરાલાલ પટેલના ઘર પાસે,
માદલપુરા-અમદાવાદ.

આ માસિક અમદાવાદમાં તેમના મારફતે ગ્રાહકોને પહોંચાડવા ગોઠવણ કરવામાં આવી છે. અમદાવાદના અમારા ગ્રાહકોને તેમજ અન્ય બંધુઓને જણાવવાનું કે નીચેના પુસ્તકો પણ તેમની પાસેથી વેચાતા મલી શકશે.

"જૈન ગુર્જર કવિઓ" (પ્ર. ભાગ), "જૈન શ્વેતામ્બર મંદિરાવલિ",
"જૈન ડીરેકટરી" ભાગ ૧-૨, "જૈન ગ્રંથાવલિ", વિગેરે.

---

અમદાવાદના ગ્રાહકો પ્રત્યે વિજ્ઞપ્તિઃ—આપનું લવાજમ હજુ સુધી મોકલાયું ન હોય તો સત્વરે અમારા એજંટને આપી પહોંચ લેશોજી.

16. In the event of the said annual payment not being made within a mont from the due date thereof the Agent to the Governor General will determine the ... to be followed by the Palitana Durbar

17. The orders of the Government of Bombay, contained in their Resolutions No 183-T Political Department, dated the 5th of July 1922 and No. S 41-1-6, Pol... Department, dated the 25th of May 1923 and those of the Secretary of State for Indi conveyed as per letter No. 1281-B dated the 9th of October 1924 from the sai Government are superseded in so far as they or any part thereof are contrary to inconsistent with this Agreement.

18. All the appeals and Memorials of the parties hereto regarding matters ... with by this Agreement shall be deemed to be disposed of by this Agreement.

19. The expression 'Durbar' means and includes the Palitana State and the expression 'Jains' means and includes the Swetamber Murtipujak Jain Community of India represented by Sheth Anandji Kalianji and their successors.

20. This Agreement is produced by the parties and ratified by the Government of India.

Dated this 26th day of May one thousand nine hundred and twenty eight, Simla

KIKABHAI PREMCHAND.
KASTOORBHAI M. NAGARSHETH.
MANEKLAL MANSUKHBHAI.
SARABHAI DAHYABHAI Sheth.
AMRATLAL KALIDAS.
PRATAPSINH MOHOLALBHAI.

Accredited representatives of The Jain Community of India.

BAHADURSINH,
Thakore Saheb of Palitana.

Ratified by the Government of India this 26th day of May 1928 at Simla.

IRWIN.
Viceroy & Governor General of India.

Signed in our presence.

C. H. SETALWAD,
BHULABHAI J. DESAI.

સદરહુ મુદત દરમીઆન તે પ્રમાણેની તારીખે પછીના વર્ષોમાં ભરણું પગાર કરવામાં આવશે. સદરહુ ભરણા અને ત્યાર પછીના વાર્ષિક ભરણાંઓના બદલામાં યાત્રાવેરાને અંગે જૈનો પાસેથી કોઈપણ જાતના બીજા કર ન લેવાને પાલીતાણા દરબાર કબુલ થાય છે. આ ભરણામાં રખોપું મલણું વીગેરેનો સમાવેશ થાય છે.

૧૫ સદરહુ ૩૫ વર્ષની મુદત પૂરી થએ સદરહુ નિર્ણિત થએલી વાર્ષિક રકમમાં ફેરફારની માગણી કરવાને બન્ને પક્ષને છુટ રહેશે અને બન્ને પક્ષોને સાંભળી તેવો ફેરફાર મંજુર કરવો કે નામંજુર કરવો તે બ્રિટીશ ગવર્નમેંટના હાથમાં રહેશે. ઠરાવેલી વાર્ષિક ભરણાની રકમ અને તે અમલમાં રહેવાની મુદત આવી દરેક મુદત પૂરી થએથી બ્રિટીશ ગવર્નમેંટ નકકી કરશે."

૧૬ જે તારીખે આ વાર્ષિક રકમ લેણી થાય તે તારીખથી એક માસમાં તે પગાર કરવામાં ન આવે તો પાલીતાણા દરબારે કયો રસ્તો લેવો તેનો એજંટ ટુ ધી ગવર્નર જનરલ નિર્ણય કરશે.

૧૭ મુંબઈ સરકારના તા. ૫ જુલાઈ સને ૧૯૨૨ નાં પોલીટીકલ ખાતાના નં. ૧૯૩ ટી અને તા ૨૫ મી મે સને ૧૯૨૩ ના પો૦ ખાતાના નં. એસ. ૪૪-૧-૬ ના ઠરાવો અને સદરહુ સરકારના તા ૯ મી અકટોબર ૧૯૨૪ નાં નં. ૧૨૯૧ બી. વાલા પત્રથી મોકલવામાં આવેલ સેક્રેટરી ઓફ સ્ટેટના હુકમો કે તેનો કોઈપણ ભાગ જે આ કરાર સાથે બંધ બેસતો ન હોય અગર વિરૂદ્ધ હોય તે રદ કરવામાં આવે છે.

૧૮ આ કરારનામાથી જે બાબતોનો નિર્ણય થયો છે તે સંબંધી પક્ષકારોની બધી અપીલો અને મેમોરીઅલોનો આ કરારનામાથી નિવેડો આવેલો ગણાશે.

૧૯ 'દરબાર' શબ્દનો અર્થ પાલીતાણા સ્ટેટ થાય છે અને તેમાં તેનો સમાવેશ થાય છે. 'જૈનો' શબ્દનો અર્થ હિંદુસ્થાનના શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનો થાય છે અને તેમાં તેનો સમાવેશ થાય છે કે જેના શેઠ આણંદજી કલ્યાણજી અને તેમના ઉત્તરાધિકારીઓ પ્રતિનિધિઓ છે.

૨૦ આ કરારનામું બન્ને પક્ષકારોએ રૂજુ કર્યું છે અને ગવર્નમેન્ટ ઓફ ઇન્ડીઆએ મંજુર કર્યું છે.

તા. ૨૬ મી માહે મે સને એક હજાર નવસો અઠાવીશ સીમલા.

ડીકાભાઈ પ્રેમચંદ
કસ્તુરભાઈ એમ. નગરશેઠ
માણેકલાલ મનસુખભાઈ
સારાભાઈ ડાહ્યાભાઈ શેઠ
અમૃતલાલ કાલીદાસ
પ્રતાપસિંહ મોહોલાલભાઇ
હિંદની જૈન કોમના પ્રતિનિધિઓ

બહાદુરસિંહ
પાલીતાણાના ઠાકોર સાહેબ.

આજ તા ૨૬ મી મે ૧૯૨૮ ના દિને સિમલા મુકામે ગવર્નમેન્ટ ઓફ ઈન્ડીઆએ મંજુર કર્યું. અમારી રૂબરૂમાં સહીઓ થએલી છે.

સી. એચ. સેતલવડ.
ભુલાભાઇ જે. દેસાઇ.

ઈરવીન.
વાઇસરોય અને ગવર્નર જનરલ.

# RESOLUTIONS PASSED BY THE STANDING COMMITTEE OF SHRI JAIN SWETAMBER CONFERENCE IN ITS MEETING HELD ON TUESDAY 29TH MAY 1928.

1. This Meeting of the Standing Committee of Shri Jain Swetamber Conference is of opinion that the compromise arrived at between the Jain Community and His Highness the Thakore Saheb of Palitana on the 26th day of May 1928 at Simla, is satisfactory and acceptable.

2. This Meeting of the Standing Committee of Shri Jain Swetamber Conference expresses its deep sense of gratitude to His Excellency the Viceroy and Governor General of India for the sincere efforts made by His Excellency in bringing about the said compromise and preserving the rights of the Jain Community as British Subjects.

3. This Meeting of the Standing Committee of Shri Jain Swetamber Conference appreciates the attitude of His Highness the Thakore Saheb of palitana shown by His Highness in arriving at the said Compromise and wishes that cordial relations between the Jain Community and His Highness will continue for ever. This meeting has heard with great pleasure the news that His Highness is going to perform the Opening Cermony of the pilgrimage on first of June 1928 and sincerly thanks His Highness for the same.

4. This Meeting highly appreciates the selfless and valuable services rendered by the Managing Representatives of Seth AnandjiKalianji, Seth Kikabhai Premchand and other members of the Commitee of Seven in the struggle of the Community and heartily congratulates and offers them its sincere thanks for bringing about a satisfactory compromise.

5. This Meeting of the Standing Committee of Shri Jain Swetamber Conference declares that the Pilgrimage to Palitana is open from first June 1928 and requests the Jains all over India to be present and take part at the opening ceremony of the pilgrimage.

6. This meeting heartily congratulates the Jains all over India for preserving complete Unity and observing Yatra Tyaga in vindicating their rights over their most sacred Tirtha.

7. This Meeting highly appreciates the selfless and valuable services rendered to the Community by all the members of the Shatrunjaya Propaganda Committee appointed by the Special Session of this Conference and expresses its sense of thankfulness to them.

8. This Meeting of the Standing Committee of Shri Jain Swetamber Conference expresses its sincere thanks to all the local and mofusil papers which have supported the sacred and just cause of the Community.

**CHINUBHAI LALBHAI Seth**
**NAGINDAS KARAMCHAND.**

# શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સની સ્ટેન્ડીંગ કમીટીએ

## તા. ૨૯-૫-૨૮ ની બેઠકમાં

# પસાર કરેલા ઠરાવો.



તા૦ ૨૯-૫-૨૮.

૧. શ્રી જૈન શ્વે. કૉન્ફરન્સની સ્ટેન્ડીંગ કમિટીની આ સભા એવો મત ધરાવે છે કે પાલિતાણાના નામદાર ઠાકોરસાહેબ અને જૈન કોમ્ વચ્ચે તા. ૨૬ મી મે ૧૯૨૮ના દિને સિમલા મુકામે જે સમાધાની થએલી છે તે સંતોષકારક અને સ્વીકાર્ય છે.

૨. શ્રી જૈન શ્વે. કૉન્ફરન્સની સ્ટેન્ડીંગ કમિટીની આ સમાધાની કરાવવામાં અને જૈન કોમના બ્રિટીશ પ્રજા તરીકેના હકકોનું રક્ષણ કરવામાં હિંદના નામદાર ગવર્નર જનરલ અને વાઈસરૉયે જે હાર્દિક પ્રયત્નો કર્યો છે તે બદલ તેઓ નામદાર પ્રત્યે આભારની ઉંડી લાગણી પ્રદર્શિત કરે છે.

૩. શ્રી જૈન શ્વે. કૉન્ફરન્સની સ્ટેન્ડીંગ કમેટિની આ સભા સમાધાની દરમીઆન નામદાર પાલિતાણા ઠાકોરસાહેબે દર્શાવેલી વલણની કદર બુઝે છે અને ઈચ્છે છે કે જૈન કોમ્ અને નામદાર ઠાકોરસાહેબ વચ્ચેનો મીઠો સંબંધ ચીરકાલ કાયમ રહે. આ સભાએ ઘણીજ ખુશાલી સાથે જાણ્યું છે કે તા. ૧ લી જુનના રોજ નામદાર ઠાકોરસાહેબ યાત્રા ખુલી મૂકવાની ક્રીયા કરનાર અને તે બદલ અંતઃકરણપૂર્વક તે નામદારનો આભાર માને છે.

૪. શ્રી જૈન શ્વે. કૉન્ફરન્સની સ્ટેન્ડીંગ કમિટીની આ સભા કોમની લડતમાં શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના વહીવટદાર પ્રતિનિધિઓ, શેઠ કીકાભાઈ પ્રેમચંદ તથા સાતની કમીટીના અન્ય સભ્યોની નિઃસ્વાર્થ અને કીંમતી સેવાની કદર બુઝે છે, અંતઃકરણપૂર્વક અભિનંદન આપે છે અને સંતોષકારક સમાધાન કરાવવા માટે હૃદયપૂર્વક આભાર માને છે.

૫. શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સની સ્ટેન્ડીંગ કમિટીની આ સભા પાલિતાણાની યાત્રા તા૦ ૧ લી જુનથી ખુલી થએલી જાહેર કરે છે અને યાત્રા ખુલવાની થનાર ક્રીયા વખતે હાજરી આપવા અને ભાગ લેવાને સકલ હિંદના જૈનોને વિનંતિ કરે છે.

૬. શ્રી જૈન શ્વે. કૉન્ફરન્સની સ્ટેન્ડીંગ કમિટીની આ સભા સંપૂર્ણ ઐકય જાલવવા બદલ, અને પોતાના અતિ પવિત્ર તીર્થ પરના હકકો માટે ન્યાય મેલવવા ખાતર યાત્રા ત્યાગને વલગી રહેવા બદલ સમસ્ત હિંદુસ્થાનના જૈનોને અભિનંદન આપે છે.

૭. શ્રી જૈન શ્વે. કૉન્ફરન્સની સ્ટેન્ડીંગ કમિટીની આ સભા, ખાસ અધિવેશન વખતે નિમેલ શત્રુંજય પ્રચાર સમિતિના સર્વે સભ્યોએ કોમની જે નિઃસ્વાર્થ અને કીંમતી સેવા બજાવી છે તેની સંપૂર્ણ કદર બુઝે છે અને તેઓ પ્રત્યે આભારની ઉંડી લાગણી પ્રદર્શિત કરે છે.

૮ શ્રી જૈન શ્વે. કૉન્ફરન્સની સ્ટેન્ડીંગ કમિટીની આ સભા સ્થાનિક તેમજ બહાર ગામના પત્રોએ આપણી કોમની ન્યાયી અને પવિત્ર લડત માટે જે ટેકો આપ્યો છે તેમનો ખરા અંતઃકરણ પૂર્વક આભાર માને છે.

ચીનુભાઈ લાલભાઈ,<br>
શેઠ નગીનદાસ કરમચંદ,<br>
એ. રેસીડેન્ટ જનરલ સેક્રેટરીઓ.

# શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ

પાયધુની-મુંબઇ નં. ૩

## શ્રી સુકૃત ભંડાર ફંડ.

શ્રી જૈન શ્વેતાંબર. કોન્ફરન્સની ઉપરોક્ત યોજના તેના આશયો અને પરિણામજન્ય અમલી કાર્યની જૈન સમાજ સમક્ષ ટુંકી પણ રૂપરેખા જાહેર ખબરદ્વારા અગર હેંડબીલદ્વારા રજુ કરવી એ તદન બિન જરૂરીઆતવાળું ગણી શકાય. સબબ આ યોજના જૈન ભાઇઓમાં સર્વમાન્ય અને જગજાહેર જ છે. આ યોજના એ સંસ્થાનું અને સમાજનું જીવન છે. જૈન જનતાના ભવિષ્યની રેખા દોરવા હિંમત ધરનાર જો કોઇપણ યોજના હોય તો તે સુકૃત ભંડાર ફંડ એક જ છે કે જ્યાં ગરીબ અને તવંગર વચ્ચે કોઇ જાતનો અંતર રહેતો નથી અને સમાનતા, બંધુત્વ વિગેરે ભાવનાઓ ખીલવી સમાજને સુશિક્ષિત બનાવી હિતકર કાર્યો કરવા આ સંસ્થાને જોશ અને જીવન અર્પે છે. આ ફંડમાં ભરાતાં નાણાંમાંથી ખર્ચ બાદ કરી બાકીનો અડધો ભાગ કેલવણીના કાર્યમાં વપરાય છે, અને બાકીના અડધા સંસ્થાના નિભાવફંડમાં લઇ જવામાં આવે છે કે જે વડે સમસ્ત સમાજને શ્રેયસ્કર કાર્યો કરી શકાય. આપણા સમાજમાં અનેક સ્ત્રી પુરૂષો ઉચ્ચ કેળવણીથી વંચિત રહે છે તે બનવા ન પામે અને તેમને કેળવણી લેવામાં અનેક રીતે મદદરૂપ થવા આ સંસ્થા પોતાના પ્રયાસો કરી રહી છે અને તે આ ફંડની વિશાળતા ઉપર જ આધાર રાખે છે. તેથી પ્રત્યેક જૈનબંધુ વરસ દહાડામાં માત્ર ચાર આનાથી સ્વશક્તિ અનુસાર મદદ અર્પી પોતાના અજ્ઞાત બંધુઓનું જીવન કેળવણીદ્વારા સુધારી અગણિત પુણ્ય-ઉપાર્જન કરી શકે છે. માટે સર્વે જૈનબંધુઓને આ ફંડમાં સારી રકમ આપવાની વિનંતિ કરવામાં આવે છે. ચાર આના પ્રત્યેક વ્યક્તિએ દરવર્ષે આપવા એ મોટી વાત નથી. અઠવાડીયે એક પાઈ માત્ર આવે છે, પણ જો આખી સમાજ જાગૃત થાય તો તેમાંથી મોટી સંસ્થાઓ નભાવી શકાય એવી સુંદર યોજના છે. "ટીપે ટીપે સરોવર ભરાય" એ ન્યાયે ફંડને જરૂર આપ અપનાવશો અને આપની તરફના પ્રત્યેક નાના મોટા ભાઇઓ, બહેનો એનો લાભ લે, એમાં લાભ આપે એવો પ્રયત્ન કરશો. બીજી કોમો આવી રીતે નાની રકમોમાંથી મોટી સંસ્થાઓ ચલાવે છે તે આપ જાણો છો. તો આપ જરૂર પ્રયત્ન કરશો. આખી કોમની નજરે આપને કૉન્ફરન્સની જરૂરીઆત લાગતી હોય તો આ ખાતાને ફંડથી ભરપૂર કરી દેશો. સુજ્ઞને વિશેષ કહેવાની જરૂર ન જ હોય.

સેવકો,

નગીનદાસ કરમચંદ.

ચીનુભાઈ લાલભાઈ શેઠ.

ઓ. રે. જ. સેક્રેટરીઓ, શ્રી. જૈ. શ્વે. કૉન્ફરન્સ.

અમૃત તુલ્ય

કિંમત
ગોળી ૩૨ની
ડબી ૧ નો
રૂપિયો ૧ એક

# આતંકનિગ્રહ ગોળીઓ.

તમારા શરીરમાં શક્તિ ઓછી થયેલી જણાતી હોય, ખોરાક બરાબર ન પચી શકતો હોય, જરા જેટલી મહેનત કરતાં પણ હાંફ ચડી આવતી હોય, ચેહેરામાંની રતાશ અને કાંતિ ઉડી જતી હોય, માથાનો દુખાવો લાગુ પડયો હોય, કેડમાં ચસકા આવતા હોય, પીંડીમાં કળતર થતી હોય, માથામાં ચક્કર આવી જતા હોય, દરેક કામમાં અણગમો આવ્યા કરતો હોય અને શરીરની નબળાઇ, મનની નબળાઇને પણ વધારતી જતી હોય તેવે વખતે પ્રખ્યાત

—આતંકનિગ્રહ ગોળી—

એનું સેવન કરવામાં બેદરકાર રહેવું એ ડહાપણ ગણાતું નથી.

અમારા આતંકનિગ્રહ ઔષધાલયની બીજી પણ ઘણી ઉત્તમ દવાઓની માહિતી મેળવવા માટે અમારે ત્યાંથી પ્રાઇસ લીસ્ટ મંગાવી વાંચવાની દરેકને ભલામણ કરવામાં આવે છે.

મુંબઇ-બ્રાન્ચ.
કાલબાદેવી રોડ.

વૈદ્ય શાસ્ત્રી મણિશંકર ગોવિંદજી.
આતંકનિગ્રહ ઔષધાલય.
જામનગર—કાઠીયાવાડ.

॥ नमो तित्थस्स ॥

# જૈન યુગ

[ શ્રી૦ જૈન શ્વે૦ કૉન્ફરન્સનું માસિક-પત્ર ]

વાર્ષિક લવાજમ રૂ. ત્રણ.

પુસ્તક ૩ | આષાઢ-શ્રાવણ



અંક ૧૧-૧૨ | ૧૯૮૪

માનદ તંત્રી

મોહનલાલ દલીચંદ દેશાઈ

બી. એ. એલએલ. બી.

વકીલ હાઈકોર્ટ, મુંબઈ

# વિષયાનુક્રમ.


વિષય. — પૃષ્ઠ.

શ્રી સિદ્ધક્ષેત્ર-કાવ્ય. તંત્રી ... ... ૩૯૪

**તંત્રીની નોંધઃ**

૧ જય બારડોલી, ૨ પડદો કાઢી નાંખો, ૩ સ્ત્રીના અધિકાર ૪ ન્યાય તર્કનો અભ્યાસ શા માટે કરવો ? ૫ ન્યાયનાં સરલ અને સ્પષ્ટ પુસ્તકોની જરૂર. ૬ શ્રીમાન્ નગીનદાસ અમુલખરાય. ૭ અધ્યાત્મરસિક પંડિત શ્રી દેવચંદ્રજી ... ... ... ૩૯૫

અમારો લંડનનો પત્ર R J.U. ... ... ૪૦૧

અમારો ખેડાનો જ્ઞાનપ્રવાસ-તંત્રી ... ૪૦૧અ

લેખકના ખૂનનો ભેદ વાર્તા
રા. ચીમનલાલ (એક જૈન અંડર ગ્રેજ્યુએટ) ૪૧૦

જૂનાં સુભાષિતો. સં. તંત્રી ... ... ૪૧૩

વિદ્યાર્થીઓને-તંત્રી ... ... ... ૪૧૬

શત્રુંજયનો છંદ. કાંતિવિજય,
સં. રા. મોહનલાલ ભ. ઝવેરી ... ૪૧૭

પાદલિપ્ત સૂરિકૃત નિર્વાણકલિકા
મૂળ રા. મોહનલાલ ભ. ઝવેરી B.A.LL.B.
અનુવાદક-ડૉ. મોતીલાલ છ. સંઘવી M.B.B.S ૪૧૮

પદ-કાવ્ય. પદ્મવિજય ... ... ... ૪૨૪

આરાસણ નગરી અથવા કુંભારીયાજી
રા. પ્રભાશંકર ઓઘડભાઇ સોમપુરા ... ૪૨૫

વસંત ગીત-જ્ઞાનવિમલસૂરિ ... ... ૪૨૮

એક વિધુર જૈનયુવકના વિચારો. ... ૪૩૦

રત્નસુંદરકૃત શ્રી અર્બુદગિરિવર તીર્થબિંબ પરિમાણ સંખ્યાયુત સ્તવન. ... ... ૪૩૨

વિષય. — પૃષ્ઠ.

પં. સુખલાલજી સાથેનો મારો વાર્તાલાપ
રા. મોહનલાલ ભ. ઝવેરી B.A.LL.B. ૪૩૩

નયચંદ્ર સૂરિકૃત હમ્મીર મહાકાવ્ય. મૂળ શ્રીયુત કીર્તને; અનુવાદક-તંત્રી ... ... ૪૩૬

આધુનિક સમાજમાં યુવાનો અને વૃદ્ધો. રા. વિચારક ૪૫૧

સાહિત્યમાં નિર્મલ દૃષ્ટિ. રા. ગોરધનભાઇ હીરચંદશાહ ૪૫૩

પુનરુત્થાન. રા. છોગમલ નોપાજી શાહ ... ૪૬૦

શ્રી અવંતી સુકુમાલ કાવ્ય.
રા. સુંદરલાલ અંબાલાલ કાપડીઆ B.A. ૪૬૧

સુરતના પ્રતિમાલેખો.
રા. ડાહ્યાભાઇ મોતીચંદ વકીલ તથા બીજા ૪૬૫

શ્રી શત્રુંજય કરાર સંબંધી અભિપ્રાય.
રા. સુરચંદ પ. બદામી B.A.L.L.B. ૪૭

સ્વીકાર અને સમાલોચના. ... ... ૪૭

**વિવિધ નોંધઃ**

૧ શેઠ આણંદજી કલ્યાણજી અને કૉન્ફરન્સ, ૨ શેઠ આણંદજી કલ્યાણજીની બેઠકમાં થયેલા ઠરાવ ૩ ઉપદેશક પ્રવાસ ૪ "ન્યાયાવતાર' ૫ બનારસ હિંદુ યુનિવર્સિટીમાં "જૈનચેર' ૬ બાળજન્મ અને મરણ પ્રમાણ ૭ શ્રી સમેત શિખર સંબંધી પટણાની મીટિંગ ૮ શ્રી અંતરિક્ષજી ૯ ઉપદેશક કરસનદાસનો રીપોર્ટ ૧૦ સુકૃત ભંડાર ફંડની વસુલાત. ૧૧-૧૨-૧૩. હિસાબ, સરવાયું, તથા સીક્યુરીટીઓનું લીસ્ટ ... ... ૪૮૧-૪

# જૈન યુગ.



'Tis well from this day forward we shall know,
That in ourselves our safety must be sought
That by our own right hands it must be wrought,
That we must stand unpropped or be laid low,
O, dastard, whom such foretaste doth not cheer

—Wordsworth

પુસ્તક ૩ વીરાત્ સં. ૨૪૫૪ વિ. સં. ૧૯૮૪ આષાઢ, અને બંને શ્રાવણ અંક ૧૧-૧૨

## શ્રી સિદ્ધક્ષેત્ર

(છે અજબ પ્રાન્ત ગુજરાત, વાત વાહ! શી રીતે જણાય—એ લયમાં)

શ્રી સિદ્ધક્ષેત્ર સુપવિત્ર, મિત્ર હો! મુજ મન ત્યાં લલચાય,
મુજ મન ત્યાં લલચાય, મિત્ર હો! વિમલગિરિ મન ધાય—શ્રી સિદ્ધ.
અમીઝરણા ઝરતું જ્યોતિ, બિંબ આદિમ સોહાય,
ચાતક-ભવિજન જોતાં પીતાં, ધ્યાનમગ્ન થઇ જાય,
ધ્યાનલીન તો થાય, મિત્ર હો! રૂપ-પિંડસ્થે ધ્યાય—શ્રી સિદ્ધ.
રાગ દ્વેષ શત્રુને જીતી, શત્રુંજય સુખદાય,
રૂપાતીત આત્મ-રમણમાં, શુક્લ—ધ્યાન વિલસાય
શુક્લ-ધ્યાન વિલસાય, મિત્ર હો! સિદ્ધિ-પ્રાપ્તિ થાય—શ્રી સિદ્ધ.

—તંત્રી.

# તંત્રીની નોંધ

**૧ જય બારડોલી**—બારડોલી સત્યાગ્રહનો વિજય થયો છે એ વાત ભારતની પરાધીનતાના જુગજૂના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે કોતરી રાખવા જેવી વિજય-પ્રશસ્તિ છે. એક બાજુ બ્રિટિશ રાજની સર્વ સત્તા અને બીજી બાજુ નિઃશસ્ત્ર એંસીહજાર ખેડૂતોનો સત્યાગ્રહ અને પડકાર—એ બે વચ્ચેના યુદ્ધમાં ખેડૂતોની પ્રતિજ્ઞા બ્રિટિશોને માન્ય રાખવી પડે એ શું સૂચવે છે? તે એજ કે રાજ્ય પણ પ્રજા હોઇને છે, રાજસત્તા પણ પ્રજાની અનુમતિ હોય તો ચાલે, નહિતો પ્રજાની એકત્ર વિરુદ્ધતા સામે રાજસત્તા એ કોઇ ચીજ નથી. અત્યારસુધીમાં એકહથ્થુ રાજસત્તાનાં શાસન પ્રવર્ત્તતાં હતાં. હવે પ્રજાશાસન શું ચીજ છે તે બારડોલીએ બતાવી આપ્યું છે—તેણે રાજસત્તાનાં સિંહાસન ડોલાવ્યાં છે.

બારડોલીનો અસહકાર ૧૯૨૧માં થવાનો હતો, પણ ગાંધીજીએ ત્યાં જઇ ત્યાંની સ્થિતિ તેમજ સમસ્ત ભારતની સ્થિતિ જોઈ તે બંધ રાખ્યો. આમાં કેટલાક નેતાઓને ગાંધીજીની ગંભીર ભૂલ લાગી હતી. અમારા મત પ્રમાણે ગાંધીજીએ વિચારપૂર્વકજ બંધ રાખવામાં જબરૂં ડહાપણ વાપર્યું હતું કારણકે અત્યારે બારડોલી જેટલું તૈયાર ને ટટ્ટાર જોવામાં આવ્યું તેટલું તે વખતે નહીજ હોય. ત્યારપછી ગાંધીજીએ બારડોલીને પૂરૂં અડગ અને છેવટના ભાગ સુધી મરણીયું કરવાને અહોનિશ પ્રયત્ન ચાલુ રાખવા ત્યાં આશ્રમો સ્થાપ્યા—સ્વયંસેવકો અને કાર્યકર્તાઓને ત્યાં મોકલ્યા—રચનાત્મક કાર્ય શરૂ કર્યું. આના પરિણામે બારડોલી વિશેષ ને વિશેષ નિર્ભય સંગઠિત અને સત્ત્વવાન થતું ગયું. સરકારે વધુ કર નાંખ્યો, તેની સામે શ્રી વલ્લભભાઇએ ખેડુતોના વકીલ બની તે કર વસુલ કરવાનું મોકુફ રાખી તે સંબંધીની તપાસ કરવા માટેની કમિટી નીમી તેનો રીપોર્ટ આવી ગયા પછી યોગ્ય કરવાનું સરકારને લખીતવાર કહ્યું; ને જણાવ્યું કે તેમ નહિ થાયતો સત્યાગ્રહ થશે. તે પર સરકારે લક્ષ ન આપ્યું. સત્યાગ્રહ શરૂ થયો. શ્રી. વલ્લભભાઇ ત્યાં જઇ મોરચો માંડી સ્વયંસેવકોના સૈન્ય-દ્વારા ખેડુતોના મધ્યમાં રહી તેમના 'સરદાર' બની તેમણે ધમધોકાર કામ કરવા માંડ્યું. ઝીણામાં ઝીણીથી તે મોટામાં મોટી વાતપર નજર રાખી, ખેડૂતોની સ્ત્રીઓની મરદાનગીને ઉત્તેજિત કરી, પ્રકાશનસમિતિ દ્વારા પંદર પંદર હજાર પત્રિકાઓ હમેશ છપાવી પ્રકટ કરી, જપ્તી અમલદારોને હંફાવી, ચળવળને ધપાવી, સ્વયંસેવકો ચળવળના પ્રચારનું કાર્ય કરવા ઉપરાંત પોતાની નિર્દોષતા જાહેર કરવા સાથે ગમે તેટલી પોતાને સજા કરવાનું આહ્વાહન આપી જેલમાં પણ ગયા. સમસ્ત ભારતમાં બારડોલી માટે ફંડ થયું કે જેમાં અત્યારસુધી ચારેક લાખ રૂપીઆ ભરાઇ ગયા. જમીનો ખાલસા થવા માંડી, કેટલીક પાણીના મૂલે વેચાઈ. ઢોરો જપ્ત થયાં—કેટલાંક ખાટકીના મિજબાન થયાં ને બધાં કોડીના દામે વેચાઇ ગયાં. આ સઘળું છતાં અહિંસાવ્રતનું સંપૂર્ણરીતે પાલન કરવામાં આવ્યું. કોઇની સામે એક નાની સરખી આંગળી પણ કોઇએ ઉચકી નહિ. જે જે સંકટો આવ્યાં તે આનંદપૂર્વક સહન કર્યાં એટલુંજ નહિ પણ 'મારશલ લૉ' જેમ પંજાબમાં સરકારે અજમાવ્યો હતો તેમ અત્ર થાય તો તે માટેની પણ તૈયારી કરી રાખી. ખાલસા થયેલી જમીનોપર વાવણી કરવાનું, તેનો મોલ લેવાનું અને છેવટે ન મળે તો બાળી નાંખવાનું પણ સરકારને હાથ ન જવા દેવાનું કણબણોએ જણાવી દીધું. પોતાના પ્રિયમાં પ્રિય ઢોર અને સોના જેવી જમીન ચાલી જાય ને પોતે ભીખારી થઈ જાય તોયે શું પણ તપાસ નહિ થાય ત્યાં સુધી વધુ કર નહિ ભરીએ એ જાતની પ્રતિજ્ઞા લેનાર ખેડુતો! તમને હજારોવાર ભારતનાં અભિનન્દન છે. આ સઘળાપર દેખરેખ, એક વખતના બારિસ્ટર, અને પછી વકીલાત છોડી બનેલા અસહકારી—ગૂજરાતના સૂબા મહાત્માજીના જમણા હાથ વલ્લભભાઇએ રાખી ખેડૂતોના અનુપમ 'સરદાર' તરીકે પ્રસિદ્ધિ મેળવી.

આના પરિણામે લંડનનો સહેજ મંજીલ ધ્રૂજી ઉઠ્યો. ખેડુતો તાબે ન થાય તો ગમે તે ભોગે દબાવી દેવાના હુકમો નીકળ્યા. મુંબઇ સરકારનો વડો હાકેમ સર વિલ્સન ડાહ્યો દયાળુ અને ભલો હતો. તેણે વાઇસરોય સાથે મસલત કરી સુરત જઈ વાટાઘાટ કરી પછી ૧૪ દિવસનો 'ultimatum' પોતાને

જો કે આપવો પડયો, છતાં સમજૂતી કરવાના પ્રયત્નો ચાલુજ રહ્યા. દિ. બ. હરિલાલભાઇના પ્રયત્નો પછી સર ચુનિલાલના પ્રયત્નો—ને આખરે બંને પક્ષની સરતો નક્કી થઇ, પણ સરકારનું નીચું ન કહેવાય ને બારડોલી માગે છે તે મળે તે માટે કેવી પદ્ધતિએ કામ લેવું એના પર આવીને અટકયું. આ પદ્ધતિ સરકારને ગમતી લેવામાં આવી, જ્યારે બારડોલીને જે જોઇતું હતું તે બધું મળ્યું. આ સમજૂતીમાં ભાગ લેનાર સર્વના પ્રયત્નોને મુબારકબાદી છે. સામાન્ય લોકભાષામાં દીનપણે કહીએ કે પારમાત્માનો પાડ કે તેમની કૃપા સર્વપર વરસી છે.

શ્રી શત્રુંજય તીર્થના ઝઘડાની સંતોષકારક પતાવટ ન થાય ત્યાં સુધી યાત્રા ત્યાગનો સત્યાગ્રહ જૈન શ્વે૦ મૂ. કોમે આદરેલો, અને તેના પરિણામે વઇસરોયના વચ્ચે પડવાથી પાલીતાણા નરેશ અને તે કોમ વચ્ચે સમજૂતી થઇ તે અને આ બારડોલી સત્યાગ્રહના ફલરૂપે મુંબઈ સરકાર અને બારડોલીની પ્રજા વચ્ચે સમજૂતી થઇ એ બંનેના સ્વરૂપ અને સમાધાન સરખાવા જેવાં છે ને તેમાંથી અનેક બોધ પાઠ મળે છે. એકજ નાયકની નીચે રહી વર્તનારો સમૂહ વિજય મેળવે છે તે માટે એક નાયકતા, અને મક્કમતાના,—સ્વમાનના—છેવટ સુધીના ગમે તેવા પરિણામ માટે તૈયાર રહેવાના ગુણો આપણી સમાજે ને આપણા નેતાઓએ ખૂબ કેળવવાના છે.

આ બારડોલીની ચળવળમાં જે જે જૈનોએ ભાગ લીધો છે, સહન કર્યું છે, પૈસા આપ્યા છે, સેવા એક યા બીજી રીતે બજાવી છે તેમને અમો હૃદયપૂર્વક શાબાશી આપીએ છીએ. શેઠ રણછોડભાઇ રાયચંદે (ઝવેરી રાયચંદ મોતીચંદવાળા)એ મુંબઇમાં બારડોલી ફંડ માટે સારો ભાગ લીધો હતો તે માટે તેમને પણ ખાસ ધન્યવાદ આપીએ છીએ. દેશના કાર્યમાં દેશના ઉદ્ધારમાં સર્વ જૈનો યથાશક્તિ અને યથામતિ સેવા અર્પે અને તેથી જૈનધર્મને અને જૈનસિદ્ધાંતોને દીપાવે એવી અમારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

૨. પડદો કાઢી નાખો—

આવો ચર જેસનાખ બિહારમાંથી નિકળ્યો છે. દિલ્હીના મુસલમાની રાજ્યથી થએલી અસરો પૈકી એક અસર સ્ત્રીઓ માટે પડદો રાખવાની પ્રથા થઇ છે અને અત્યારે પણ દિલ્હીની આસપાસના પ્રદેશોમાં તેમજ તેની પાસેના સંબંધ ધરાવતા પ્રાંતોમાં ખાસ કરી ઉત્તર હિંદુસ્થાનમાં તે તીવ્ર સ્વરૂપે દેખાય છે. મુસલમાનો હિન્દમાં આવ્યા તે પહેલાં પડદાની પ્રથા હશે કે નહિ તે સવાલ છે. આ પ્રશ્ન એક વિદ્વાને એક હિંદી માસિકમાં ચર્ચો યાદ છે તેમાં એમ બતાવ્યું હતું કે ઘણા ઉંચા દરજ્જાના વર્ગ રાજવર્ગમાં તે પૂર્વકાલમાં થોડા ઘણા અંશે ને હોવાનું સંભવે છે. ગમે તેમ હો—જે કાલમાં આ પ્રથા થઇ હશે તે કાલમાં તેની ઉપયોગિતા કદાચિત્ હશે. મુસલમાન કાળમાં તો તેની ઉપયોગિતા હતી એમ ઘણાઓ માને છે, પણ આ ચાલુ જમાનામાં તો તેની જરૂર લાગતી નથી. તે પ્રથાના અવશેષ રૂપે કાઠિયાવાડમાં, કચ્છમાં, સુરત ભરૂચ સિવાયના અન્ય ગૂજરાતના ભાગમાં, મારવાડમાં લાજ—'ઘૂંઘટ' કહાડવાનો રીવાજ છે. દક્ષિણમાં તો બિલકુલ છેજ નહિ.

સ્ત્રીઓ પરાધીન દશામાં સામાન્ય રીતે રહી છે. न स्त्री स्वातंत्र्यमर्हति । એ જાતનાં સૂત્રો રચાયાં છે. ગૃહની બહાર પગ મૂકવાનો નિષેધ કરવામાં આવ્યો છે. गृहिणी गृहमुच्यते નો ટુંકો અર્થ કરી તેને ઘરમાંજ ગોંધી રાખવામાં આવેલ છે. બહારના સૂર્યનો પ્રકાશ લઇ રખેને મરણની સામે થાય એવી ચિંતા રાખીને યા બહારના પુરૂષો રખેને જોઇ જાય અને તેથી તેને અનીતિમાં પડવાનો સંજોગ મળે એ બીકથી સ્ત્રીઓને બહારનાં કાર્યોમાં ભાગ લેવા દેવામાં આવતો નથી યા સ્ત્રીઓને ઉઘાડા મુખે ચાલવા દેવામાં આવતી નથી ને બહાર ફરવા જવાની છૂટ અપાતી નથી, તેથી ગૃહનાં અનેક કાર્યો હાલ બીજાની પાસેથી લેવામાં આવતાં હોવાથી ગૃહમાં કસરત મળી શકતી નથી, તેમ બહાર ફરવા જવાની છૂટ ન હોતાં બહારની તાજી હવા ને ચાલવાની કસરત પણ મળતી નથી, એટલે બંને રીતે વ્યાયામના અભાવે શારીરિક અધોગતિ થાય છે ને સ્ત્રીઓમાં મરણ પ્રમાણ વિશેષ આવે છે. માટે યોગ્ય અને પ્રમાણસર છૂટ સ્ત્રીઓને હાલમાં આપવાની જરૂરીઆત ઉભી થઇ છે. પડદો અને 'લાજ' જેવી પ્રથાને ફેંકી દેવી ઘટે છે.

અનેક હાનિકારક પ્રથાઓ હિંદુઓ—જૈનોમાં છે

તેનો સ્વરોધ કરવા માટે અનેક ઠરાવો જાહેરમાં થયા છે, પણ આ પડદાની હાનિકારક પ્રથા સામે એક પણ ઠરાવ જાહેરમાં થયો નહોતો. હવે અફઘાનીસ્તાન જેવા મુસ્લિમ રાજ્યમાં ત્યાંના નૃપતિએ પોતાના રાજ્યકુટુંબમાંથી પણ પડદાને ફેંકી દીધો છે, ને સમસ્ત રાજ્યમાં તે દૂર કરવા માટે ફરમાન ને કાયદો નીકળનાર છે તેથી બિહારવાસી હિંદુ આગેવાનો તેમજ અગ્રણી સ્ત્રીઓ પર તેની અસર થઇ હોય એમ જણાય છે. ને તેથી તે પડદાના રીવાજ સામે પ્રબલ વિરોધ કરવાની ચળવળ તેમણે આદરી છે. અમે તે ચળવળની ફત્તેહ ઇચ્છીએ છીએ. સાથે સાથે તે પડદો જેવા સ્વરૂપમાં બિહાર આદિમાં છે તેવા તીવ્ર સ્વરૂપમાં સુભાગ્યે ગૂજરાત કાઠિયાવાડમાં નથી છતાં ત્યાં 'લાજ' કાઢવા આદિના રીવાજમાં તેનું યત્કિંચિત્ સ્વરૂપ દેખા દે છે તે પણ દૂર કરવું ઘટે એવી અમારી નમ્ર માન્યતા છે. શાસ્ત્રમાં સ્ત્રીઓ માટે 'ઘુંઘટો' રાખવાનો ખાસ નિયમ અમારા જોવામાં આવ્યો નથી. 'વધૂ ટક'નો વ્યવહાર પૂર્વે હોઇને એ શબ્દ વપરાયો છે, પણ તે સ્ત્રીઓની મર્યાદા માટે આવશ્યકજ છે એમ જાણવામાં નથી આવ્યું.

**૩ સ્ત્રીના અધિકાર**—આ સંબંધમાં હિંદી પત્ર 'જૈન જગત્'માં જે આવ્યું છે તેનો ગૂજરાતી અનુવાદ કરી અત્ર મૂકીએ છીએ:—

'કોઇ ધર્મમાં ધાર્મિક કાર્યોમાં કોઇનો અધિકાર ન હોય તો તેને ધર્મ કહેવો વ્યર્થ છે. તે ધર્મને અમે એવો કાયદો કહી શકીએ છીએ કે જે પોતાના સ્વાર્થને માટે સમર્થ અત્યાચારીઓએ બનાવેલો હોય. એક સમયે ધર્મને નામે અત્યાચારીઓનું શાસન ભારતવર્ષમાં ચાલી રહ્યું હતું. ગુલામીના બન્ધનમાં બાંધવા માટે યા બાંધી રાખવા માટે સ્ત્રી અને શૂદ્રો પર મનમાન્યા અત્યાચાર કરવામાં આવતા હતા અને તેમના મનુષ્યોચિત જન્મ સિદ્ધ અધિકાર છીનવી લેવાતા હતા તે સમયે ભગવાન્ મહાવીરનો આવિર્ભાવ થયો અને તે પરમ પ્રભુએ સર્વ બંધનોને તોડી નાંખ્યાં. અને સર્વને સમસ્ત અધિકાર આપી દીધા. જે જેટલો ધર્મ કરી શકે તેટલો ધર્મ કરવાની સ્વતંત્રતા મળી ગઇ. ભારતમાં નવયુગે પ્રવેશ કર્યો.

'પરન્તુ શયતાન, અંધકારની પેઠે અમર છે, જ્યાં સુધી સૂર્ય (તીર્થંકરાદિ) વિદ્યમાન હોય છે ત્યાં સુધી તે છપાઇ જાય છે. પણ સૂર્ય અદૃષ્ટ થતાં અણુનોતર્યો પોતાની મેળે આવે છે. ભગવાન્ મહાવીર પછી આ હાલત થઇ. કેટલાક કાળ પછી તો સંધ્યા રહી, પણ પછી અંધકાર છવાઇ રહ્યો કમજોર જૈનોએ અંધકાર ઢાંકવા માટે જૈન ધર્મના ઉપર પણ ડામર લગાડવાની કુચેષ્ટા કરી. હાલ એમ કોણ કહી શકે છે કે આજના જૈન ધર્મમાં અને તે સમયના જૈન ધર્મમાં ૨૫ વર્ષના યુવાન્ અને ૯૦ વર્ષના બુઢ્ઢાથી અધિક અંતર છે.

'આજ જૈન સમાજના અનેક લોક સ્ત્રીઓના ઉપર થનારા અત્યાચારોને કાયમ રાખવા ચાહે છે. ભગવાન્ મહાવીરના જૈન ધર્મનું પુનરૂજ્જીવન તેમને અસહ્ય છે. ભગવાન્ મહાવીરે અથવા જૈન ધર્મે સ્ત્રીઓને ગુલામીની જાળમાંથી બહાર કાઢવાની હમેશાં કોશીશ કરી છે. પુરુષોની સમાન તેમને પણ અધિકાર આપ્યા છે. ધર્મ તો ઉન્નતિને માટે છે, નહિ કે ઉન્નતિના માર્ગમાં વિરોધ કરવાને માટે; પરંતુ લોકોને ધર્મ પ્યારો નથી. તેઓ ધર્મને ન્યાય, સત્ય, અને કલ્યાણ અનુસાર નહિ, પરંતુ દંભ અને દુરભિમાનથી ભરેલી ઇચ્છાઓ અનુસાર નચાવવા ઇચ્છે છે. તેમણે જેને ગુલામ રાખી મૂક્યા છે, તેમની ધાર્મિક ઉન્નતિ પણ તેઓ ધર્મના નામથી રોકે છે! પરમાત્મા જાણે, એવા દંભી પાપીઓને તેમના પાપનું શું ફળ મળશે?'

**૪. ન્યાય-તર્કનો અભ્યાસ શા માટે કરવો?**

ન્યાયશાસ્ત્ર કે તર્કશાસ્ત્ર એ વિચારશક્તિને કેળવી વ્યવસ્થિત કરે છે. તેનાં સંબંધીના ગ્રંથો પરાપૂર્વથી સંસ્કૃતિના વિકાસકાલથી રચાયેલા છે અને તેમાં વાદવિવાદ પદ્ધતિનો પણ નિર્ણય થયો છે. જૈનોમાં પણ અનેક તર્કશાસ્ત્રીઓ-વાદિઓ ઉત્પન્ન થયા છે અને રાજાઓની રાજસભાઓ ભરાતી ત્યાં અનેક વાદીઓ આવતા અને જયપરાજય માટેના ત્યાં થતા અખાડામાં જૈનવાદીઓએ અનેક વખત વિજય મેળવ્યો છે.

શ્રી સિદ્ધસેન દિવાકરે ન્યાયાવતાર નામનો ન્યાયનો ટૂંકો ગ્રંથ રચ્યો અને સંમતિસૂત્ર નામનો સ્યાદ્વાદ દર્શનનો ગ્રંથ રચ્યો અને તેઓજ જૈન ન્યાયને પદ્ધતિસર મૂકવામાં પ્રથમ સ્થાપક છે. ન્યાયાવતાર મુંબઇ યુનિવર્સિટીમાં બી. એ. ના અભ્યાસક્રમમાં દાખલ

થયેલ છે અને તેના પર અંગ્રેજી ટિપ્પણ સાંગલીની વિલિંગ્ડન કૉલેજના ડા. પી. એલ. વૈદ્ય તૈયાર કરે છે તે આપણી કૉન્ફરન્સ ઑફિસ તરફથી પ્રકટ થનાર છે. આથી જૈન ન્યાય જૈનેતર આલમમાં પોતાનો પરિચય આપશે એ આનંદદાયક બિના છે. સિદ્ધસેન પછી અનેક ન્યાયના ગ્રંથો રચાય છે ને કેટલાક મુદ્રિત થઇ પ્રકટ થયા છે.

જૈનોમાં ન્યાયનું પઠનપાઠન હમણાં તો બિલકુલ નથી; થોડા વિદ્વાન્ જૈન પંડિતો હાલમાં થયા છે, તેમનો પ્રવેશ અને સ્વાધ્યાય એ ગર્વદાયક હકીકત છે પરંતુ તે ઉપરાંત આપણા સામાન્ય જનસમાજમાં—અરે સામાન્ય સાધુ સમૂહમાં (કે જેમાં થોડા સારા અપવાદ છે તે સિવાય) પણ ન્યાય–તર્કનો અભ્યાસ દેખાતો નથી એ શોચનીય દશા છે. અંગ્રેજી ભણેલાઓને–ખાસ કરી બી. એ. સુધીના અભ્યાસમાં અંગ્રેજી logic—ન્યાયનો અભ્યાસક્રમ આવે છે અને સંસ્કૃતમાં તર્કસંગ્રહ કે તર્કકૌમુદીનો અભ્યાસ રાખેલ છે, પહેલાં 'ઇન્ટરમિજિયેટ'માં ફરજીયાત એક રીતે હતો પણ હાલ તે વિકલ્પે છે. બી. એ. માં logic and moral philosophy નો વિષય ઇચ્છા પ્રમાણે લઇ શકાય છે. છતાં જૈન વિદ્યાર્થીઓમાં આનો લાભ કોઇ વિરલાજ લેતા હશે.

શ્રી મહાવીર જૈન વિદ્યાલયમાં તેમાં રહી અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ માટે ધાર્મિક શિક્ષણમાં જૈનન્યાય પણ દાખલ કરવામાં આવ્યો છે તે યોગ્ય કર્યું છે; તે ભાઇઓ અગ્રેજી શિક્ષણ લઇ ગ્રેજ્યુએટ થઇને બહાર પડવાના છે તેથી તે ભવિષ્યના ગ્રેજ્યુએટો, અન્યને કઠિન એવો ન્યાયનો વિષય બુદ્ધિના પરિશ્રમપૂર્વક સરલતાથી હસ્તગત કરશે એમ આશા રાખીશું. તેમને ન્યાય એ શું વસ્તુ છે એ અંગ્રેજીમાંજ તેના સંબંધીનું ટાંકીને કહીશું કે તુરત તેમને ગળે ઉતરશેઃ—

"And although thought and reasoning are the distinguishing natural characteristics of man, the ability to think and reason correctly can only be acquired by rigid mental discipline. The importance of being able to think and reason correctly need hardly be emphasised. For success in any walk of life, particularly in public life, such as business or politics, it is of the utmost importance; particularly to-day when the peculiar conditions of our existence force us to live in the fierce glare of publicity. The necessity of some mental training and discipline to enable the mind to think correctly and to reason accurately is obvious. It is exactly this training and discipline that is supplied by the study of Logic, the object of which is to analyse the process of thought and to mark the pitfalls that make the thinker's conclusions fallacious.

It is curious, however, that despite its obvious usefulness, Logic is relegated in Indian colleges to a place of secondary importance. It is not a compulsory subject, and even those who take it up for study drop the subject after a year of perfunctory dabbling."

સારાંશ કે—વિચાર અને વાદકળા મનુષ્યના વિશિષ્ટ સ્વભાવિક લક્ષણો છે, છતાં સત્યપણે વિચારવાની અને વાદ કરવાની શક્તિ સખત તાલીમ ભરેલા માનસિક નિયમનથીજ પ્રાપ્ત થઇ શકે છે. સત્યપણે વિચારવાની અને વાદ કરવાની મહત્તા સહેજે સમજી શકાય તેમ છે–તેનાપર વિશેષ ભાર દેવાની ભાગ્યેજ જરૂર છે. કારણકે જીંદગીના કોઇપણ ક્ષેત્રમાં અને ખાસ કરી જાહેર જીવનમાં જેવા કે વ્યાપાર કે રાજકારણમાં વિજય મેળવવા માટે ખાસ કરી હાલ કે જ્યારે આપણી હયાતીની વિલક્ષણ સ્થિતિઓ આપણને જાહેરાતના વિષમ પ્રકાશમાં જીવવાની ફરજ પાડે છે ત્યારે તેની મહત્તા

અત્યંત વિશેષ છે. કાંઇક માનસિક તાલીમ અને નિયમનની જરૂરીઆત સત્યપણે વિચારવા માટે અને યથાસ્થિત વાદ કરવામાં મનને શક્તિમાન કરવા માટે છે એ દેખીતું છે. આવીજ તાલીમ અને આવુંજ નિયમન આપણને ન્યાયના અભ્યાસથી મળે છે, કારણકે ન્યાયનો ઉદ્દેશ વિચારની ક્રિયાનું પૃથક્કરણ કરવાનો અને વિચાર કરનારનાં નિર્ણયોને વિરોધાભાસ-હેત્વાભાસ વાળાં બનાવનારી ભૂલો પકડી પાડવાનો છે.

ન્યાયની દેખીતી ઉપયોગિતા છતાં એ કૌતુકજનક છે કે ન્યાયને હિંદી કૉલેજોમાં મહત્તાની દૃષ્ટિએ ગૌણ સ્થાન આપવામાં આવ્યું છે. તે ફરજીયાત વિષય નથી અને જેઓ અભ્યાસ ખાતર તે વિષય લે છે તેઓ પણ અધુરતો અભ્યાસ એક વર્ષ કરી તે વિષયને છોડી દે છે.' ('ટાઇમ્સ ઑફ ઇંડિયા' ૩-૮-૨૮)

આ પરથી સમજાશે કે ન્યાયશાસ્ત્રના અભ્યાસની કેટલી બધી જરૂર છે. પણ તે અભ્યાસથી વિરોધાભાસ-હેત્વાભાસવાળી દલીલો કરી સામાને તોડવામાં-અસત્ય રીતે ખંડન કરવામાં-અપલાપ કરવામાં-નિંદવામાં નિપુણતા મેળવવાની નથી; વેદિયાં ઢોર જેવા પંડિતો, સ્થિતિચુસ્ત કે 'ખાડા ખસે પણ હાડા ખસે નહિ' એવા હઠી મમતીલા બનવાનું નથી પણ સમેયજ્ઞ, દરેક દૃષ્ટિથી વિચાર કરનાર, વિવેકી વિચારશીલ-પર્યેષક દૃષ્ટા થવાનું છે. સ્યાદ્વાદ દર્શન અનેકાંત દૃષ્ટિથી દરેક સિદ્ધાન્તોનું બારીક નિરીક્ષણ કરી સારગ્રાહી બનવાનું છે.

'ન્યાયતીર્થ' કે એવી પદવી ધારણ કરેલા 'પંડિતો' વેરાનું નાકું પકડી રાખે અને પોતાનો કક્કો ખરો કરવા માગે, તેનાથી અપઢ સરલ પ્રામાણિક સામાન્ય જનો ઘણે દરજ્જે સારા. દાખલા તરીકે દિગંબર સમાજમાં 'ઉન્નતિ માત્રના સ્વાભાવિક શત્રુ કેટલાક પંડિતોએ સ્ત્રીઓના જિનપૂજાધિકારના વિષયમાં પોતાના વિચિત્ર વિચારોનો પરિચય કરાવ્યો છે. તે લોકોએ સ્ત્રીઓના પૂજાધિકારના વિરોધમાં બે જબરદસ્ત યુક્તિઓ મૂકી હતી-(૧) સ્ત્રીઓ જો જિનેન્દ્રદેવની પૂજા કરશે તો તેના શીલનો ભંગ થઈ જશે, કારણકે જિનેન્દ્રદેવ નગ્ન પુરૂષ છે. (૨) જો પૂજા કરતી વખતે સ્ત્રીઓ રજસ્વલા થઇ જાય તો મોટો અધર્મ થઈ જાય.' (જૈનજગત્ ૧-૮-૨૮) આવી દલીલોનો પ્રતિકાર કરવાનો આ પ્રસંગ નથી, પણ તેવી દલીલોથી હસવું આવે તેમ છે એટલુંજ અત્ર કહીશું.

**૫. ન્યાયનાં સરલ અને સ્પષ્ટ પુસ્તકોની જરૂર**—ન્યાયપર જેટલાં પુસ્તકો પૂર્વાચાર્યો કૃત છે તેનો અભ્યાસ કરવાની પૂર્વ પદ્ધતિ હાલ અમલમાં મૂકાય તેમ નથી, તેથી તેના પ્રાથમિક પુસ્તક તરીકે, પછી તેના કરતાં ઉંચા દરજ્જાના પુસ્તક તરીકે એમ ક્રમિક પુસ્તકો હાલની શિક્ષણપદ્ધતિને દૃષ્ટિએ રાખી તેના પ્રવીણ વિદ્વાનોએ તૈયાર કરવાની જરૂર છે. ન્યાયપર ઉપેક્ષા થવાનું મુખ્યપણે કારણ એ છે કે જે પુસ્તકો હાલ વિદ્યમાન છે તે સમજવાં-ગળે ઉતરવાં ઘણાં કઠણ થઈ પડે છે. રસહીન વિગતો અને પારિભાષિક ચર્ચાઓ, ન્યાયના સાંકેતિક શબ્દો અને સૂત્રોથી ભરચક હોય છે અને તેથી અભ્યાસીમાં પોતાના વર્ગમાં ખાસ કરીને જ્યાં ગોખાવવાનું થાય છે અને અધ્યાપકો રસ ઉત્પન્ન કરાવે એવું શિખવતા નથી ત્યાં ન્યાય પ્રત્યે આકર્ષણ થાય એવું ન બને એ સ્વાભાવિક છે. પુસ્તકો નવીન પદ્ધતિપર એવાં રચાવાં જોઇએ કે તેમાં વિષયનો સંપૂર્ણ વિસ્તાર હોવા ઉપરાંત તેમાં નિરસ વસ્તુ વિશેષે હોવી ન જોઈએ. ભાષા સાદી અને સુબદ્ધ હોવી જોઇએ અને સાંપ્રત વિચાર અને વ્યવહારમાંથી ઉદાહરણો-દૃષ્ટાંતો મૂકાવાં જોઇએ; કે જેથી તે ઉદાહરણો વિદ્યાર્થીને પરિચિત હોઇ વિષયને હસ્તગત કરવામાં કારગત થાય. જ્યાં સુધી આવાં પુસ્તકો રચાઇ તૈયાર ન થાય ત્યાં સુધી જૂનાં પુસ્તકો પર આધાર રાખ્યા વગર છૂટકો નથી; અને તેના સંજોગમાં અધ્યાપકો વિષયપર સંપૂર્ણ પ્રભુતા અનેક ગ્રંથોના મનનથી મેળવી નિર્ણીત પુસ્તકને સરલ ભાષામાં સમજાવી રસવાળું અને આકર્ષણીય બનાવે અને પુષ્કળ વિવેચન કરી વિષયને વિદ્યાર્થીઓના ગળે ઉતારે-મગજમાં ઉતારે એટલું અમે તેમની પાસે માગી લઇએ છીએ.

**૬ શ્રીમાન્ નગીનદાસ અમુલખરાય**—આ સંસ્કારી ગુજરાતી કૈન છે. તેમણે હમણાંજ એક લાખ રૂપીઆની મોટી રકમ મહાત્મા ગાંધીજીને ચરણે રાષ્ટ્રીય

શિક્ષણ માટે ધરી છે તે માટે તેમને અનેકશઃ ધન્ય-વાદ. ગૂજરાત વિદ્યાપીઠનું કાર્ય આથી વિશેષ સક્રિય અને ઝડપ વેગે ચાલશે. તેઓ મેસર્સ નગીનદાસ એન્ડ માણેકલાલ નામથી ચાલતી 'ઇન્કિમટેક્ષ એક્સપર્ટ' તરીકે કામ કરતી એકાઉન્ટન્ટ અને ઑડિટરની પેઢીમાં ભાગીઆ છે અને તે ધંધાથી કમાવેલી સંપત્તિમાંથી આવો સરસ સદુપયોગ કરવા માટે સમસ્ત ગૂજરાત આલમનાં તેમને અભિનંદન છે. ગાંધી રાષ્ટ્રિય શિક્ષણમાળાના ૧૩ ભાગ તેમણે કાઢ્યા છે, તે ગાંધીજી જેલમાંથી આવ્યા ત્યાં સુધીના તેમના મળી શક્યા તેટલા લેખો અને ભાષણોમાંથી તૈયાર કરવામાં આવ્યા છે. તેની મૂળ કિંમત રૂ. ૮-૧૦-૦ છે તે ઘટાડી હમણાં રૂ ૪-૧૦-૦ રાખેલી છે. તે ગૂજરાતીમાં હોઇ જે કોઇ સ્થાનકવાસી, દેરાવાસી કે દિગંબર જૈન સંસ્થા કે સાધનહીન જૈન તેનો ઉપયોગ કરી શકે તેમ હશે તેને માત્ર રૂ. એક ટપાલખર્ચનો મજરેથી શિલકમાં હશે ત્યાં સુધી ભેટ મોકલવામાં આવશે એવું અમને લખી જણાવ્યું છે તે આથી જાહેર કરીએ છીએ. શ્રીમાન્ નગીનદાસે બહુ શ્રીમંત ન હોવા છતા આટલી બધી ઉદારતા બતાવી છે અને બતાવ્યે જશે એ અન્ય શ્રીમંતોને અનુકરણીય છે.

૭ **અધ્યાત્મરસિક પંડિત શ્રી દેવચંદ્રજી**— આ સંબંધમાં પાદરાથી વકીલ મોહનલાલ હેમચંદ તા. ૨૦-૭-૨૮ ના પત્રથી લખી જણાવે છે કેઃ—

'પંડિત પ્રવર શ્રીમદ્ દેવચંદ્રજીની પાદુકા અમદાવાદ પાસે હરિપુર નામે પરામાં દેરાસરની સામેના મકાનમાં છે. તે ઉપરના લેખમાં કંઇક ભૂલ હોવા બાબત શંકા લાગતી હોવાનું મેં આપને લખેલ અને લેખની નકલ મોકલેલી. જે આપે ગત પોષના જૈનયુગમાં પૃ. ૧૩૪-૩૫ પર પ્રકટ કરેલ છે. આ સંબંધે વિશેષ ખાત્રી કરવાના હેતુથી તા. ૧૦-૭-૨૮ના રોજ હું મારા મિત્રમંડળ સાથે તે સ્થળે જાતે ગયેલ અને ચોકસાઇથી તપાસ કરી છેઃ—

પાદુકા પરનો લેખ સ્પષ્ટ છે. તેમાં ત્રગડાનું પાંખીઉ ઉડી ગયેલું જણાતું નથી. પણ ખરી હકીકત એ નીકળી આવે છે કે તેઓશ્રીએ ગુજરાતી સંવત્ ૧૮૧૧ ના ભાદરવા વદી ૦)) ના કાળ કરેલો અને તે પછી સં. ૧૮૧૨ ના મહામાસમાં વદી ૨ ના રોજ પાદુકા સ્થાપન કરેલી.

ગુજરાતી ૧૮૧૧ એટલે મારવાડી હીસાબે ચૈત્ર માસથી વર્ષ બદલાતું હોવાથી ગુજરાતી સં. ૧૮૧૧ નો ભાદરવો માસ તે મારવાડી સં. ૧૮૧૨ નો ભાદરવો માસ ગણાય. વળી ચરિત્રનાયક મારવાડના, ચરિત્ર લેખક મારવાડી અને મારવાડમાંજ ચરિત્ર લખાયુ હોવાથી મારવાડી હીસાબે દેવવિલાસમાં નિર્વાણ ૧૮૧૨ લખય એ સ્વાભાવિક જણાય છે. એટલે શંકાને સ્થાન રહેતું લાગતું નથી.

આ પાદુકાવાળું મકાન દેરાસરના મૂખ્ય દ્વારની સામેજ નજીકજ છતાં તેનું છાપરૂં વળીઓ અને નળીઆનુ જીર્ણ હાલતમાં છે, મકાન મોટું છે. તો પણ તળીએ થોડાજ વખતપર પથર નાંખેલા છે. શ્રીમદ્ દેવચંદ્રજી મહારાજનાં પગલાં ઉપરની દેરી ઇંટ ચુનાથી પાકી શિખરબંદી ચણેલી છે. તેને એકજ નાનું બારણું હોઇ બાકીની ત્રણ બાજુ ચણતરમાં નાનાં નાનાં બાકાં મુકી જાળી કરેલી છે. તેમાંથી પૂરતો પ્રકાશ આવતો નથી. જેથી દીવાની મદદ વડેજ લેખ વાંચવો પડ્યો. આ જાળીઓ કાઢી નાંખી સારી ને મોટી જાળીઓ કરવાનો શેઠ જમનાભાઇ ભગુભાઇ તરફથી વિચાર ચાલે છે. અને તેમના તરફથી શેઠ શિનાભાઇ સલવાદી થોડા વખતપર આ જગ્યા જોઈ ગયા હતા. અને ટુંકવખતમાં કામ શરૂ કરવાના છે એમ હરિપુરના દેખરેખ રાખનાર શા. મણિલાલ અમુલખ અમોને કહેતા હતા. વળી પગલાંની આજુબાજુની ચુનાની છો ઉખડી ગયેલ છે તે પણ દુરસ્ત કરવા જેવી છે. શેઠ જમનાભાઇ ભગુભાઇ તરફથી સત્વરે આ કાર્ય હાથ ધરવામાં આવે તેવી તેમના પ્રત્યે પ્રાર્થના છે.'

---

તંત્રીકૃત સામાયિક સૂત્ર જૈન એજ્યુકેશન બોર્ડના અભ્યાસક્રમમાં નિર્ણીત થયું છે તે ક્યાં મળશે એની પૂછપરછ અનેક સ્થળેથી આવે છે તો જણાવવાનું કે હાલમાં તે રા. સારાભાઇ મગનભાઇ મોદી C/o સારાભાઇની કું૦ ટાઉનહોલ પાસે મુંબઈ, એ સરનામે લખવાથી મળી શકશે.

# અમારો લંડનનો પત્ર.

**૧ શ્રી જિનવિજયજી**—વિલાયત આવવાને રવાના થયા તેની ખબર પણ આપ આપી ન શક્યા તે તો મને નવાઇજ લાગે છે. એ તમારી ફરજ ન હતી કે વિલાયતમાં સર્વ સગવડ સાધન મળે તે માટે અગાઉથી તૈયારી કરી આપવી જોઇએ? આમાં પ્રમાદતો નથી થયો? તેઓ અત્રે તા. ૭-૬-૨૮ના રોજ પારીસ ૮-૧૦ દિવસ રહીને આવ્યા. મારી પહેલી મુલાકાત તેઓ સાથે વિક્ટોરિયા સ્ટેશને શેઠશ્રી અંબાલાલ સારાભાઇએ કરાવી. ત્યાર પછી તેઓ ક્યાં ગયા ને તેમણે શું કર્યું તેનું ધ્યાન મને રહ્યું નહિ. પણ પછી સદ્‌ભાગ્યે શેઠશ્રી અંબાલાલભાઇએ આપેલ ભોજન વખતે ફરી મુલાકાત થઇ ગઇ, તેઓ મારી પાસેજ બેઠેલા હોવાથી મને તેમની સાથે વાર્તાલાપ કરવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું. ત્યારે જણાયું કે તેમને વિલાયત મોકલવામાં આપ પણ એક નિમિત્તભૂત હતા.

અંગ્રેજી કે જર્મન ભાષા નહી જાણતા હોવા છતાં આટલા દૂરના પરદેશ સુધી આવી શોધખોળ કરવી એ જેવું તેવું કામ નથી. ભાષા શીખી થોડા વખતમાં બધું કામકાજ ખલાસ કરવું એ હિંમત તો તેઓજ કરી શકે. જ્યારે મેં તેમની વાતો સાંભળી ત્યારે તો મને મહાત્માજીના જીવન વૃત્તાંતમાં આવતી નારાયણ હેમચંદ્રની વાત યાદ આવી.

ધર્મ પર વાત નિકળતાં તેમણે જણાવ્યું કે 'દેશની સંસ્કૃતિ ને આબાદી પર ધર્મની સંસ્કૃતિ અને આબાદી અવલંબે છે. આથી દેશનો ઉદ્ધાર કેમ કરવો તેનો વિચાર ધર્મના વડાઓએ કરવાનો છે. જે જૈનો અને મુનિ મહારાજાઓ જેવી રીતે પાલીતાણાના શ્રી શત્રુંજય તીર્થ બાબત મક્કમ રહ્યા તેવીજ રીતે જો દેશનું ભલું કરવામાં સ્વદેશી ચીજો વાપરવામાં મક્કમ થાય તો દેશની આબાદી જરૂર થાય અને તે દ્વારા ધર્મની આબાદી થયા વગર રહે નહિ.'

મેં જણાવ્યું 'જો મુનિમહારાજાઓ પોતે પરદેશી કપડાં પહેરે નહિ અને તેના શ્રાવિકોને પણ તે ન પહેરવાનો બોધ આપે તો તેમાં આપને કાંઇ વાંધો છે ખરો?'

તેમણે ઉત્તરમાં કહ્યું 'જરા પણ નહિ, હું તો એમ ઇચ્છું કે તેઓ હવે તે બાબતમાં ભાગ નહિ, પણ આગળ પડતો સક્રિય ભાગ લે. વ્યાખ્યાનો વગેરેમાં તે સંબંધી જોરશોરથી પોતાના લોકોને સમજાવે, અને પશ્ચિમના સાધુઓ-પાદરીઓ દરેક બાબત સંસારીઓની નિહાળી તેમના સર્વ વ્યવહારને ધર્મ અને નીતિની દૃષ્ટિથી સમજાવવા જાત જાતનાં ભાષણો આપે છે તેવી રીતે આપણા મુનિમહારાજાઓ કરે એમ હું તો ઇચ્છું.'

ત્યારે મેં પૂછ્યું 'આપને એમ નથી લાગતું કે આપણા ધર્મમાં ઘણા સુધારાવધારા કરવાની જરૂર છે?'

આ પ્રશ્નથી શ્રીમાન્ જિનવિજયજી જરા અચકાયા ને પછી કહ્યું કે "મારૂં પુનઃ કથન એજ છે કે દેશની સંસ્કૃતિ અને આબાદી પર ધર્મની સંસ્કૃતિ અને આબાદી અવલંબે છે. દેશનો ઉદ્ધાર કરો. પછી ધર્મનો ઉદ્ધાર સહેજે થશે." એટલે મારા શબ્દોમાં ટૂંકી રીતે કહું તો એટલું હું તો તેમના આ કથન પરથી સમજ્યો કે દેશ હોય તો ધર્મ હોય; માટે દેશનો ઉદ્ધાર કરો અને પછી ધર્મને પકડો.

તેમનું મન અત્રે આવતા ગૃહસ્થો તથા વિદ્યાર્થીઓની ખર્ચાળ ટેવથી ઘણું દુઃખાયેલ હોય એમ મને લાગ્યું. તેઓએ જણાવ્યું હતું કે 'પૈસાનો કેવો દુરુપયોગ થાય છે? આપણી મનોદશા (mentality) ગુલામી ભરી નથી તો બીજું શું છે?'

**૨ પાલીતાણા પ્રકરણ**—નું ઘર મેળે સહુ કોઇને પસંદ પડે-રાજી કરે તેવું ને તે રીતે સમાધાન થયું તે જાણીને આનંદ: જૈનો મક્કમ રહ્યા તેનું આ પરિણામ છે: જ્યારે વાત અટકી ત્યારે અત્રેથી India Office તરફથી સખત દબાણ થયું અને છેવટે વાઇસરોયને જણાવેલ કે જો પાલીતાણા દરબાર ન માને તો છેવટે તેમણે નિર્ણય આપવો અને રૂ. પચાસહજાર

અનુસંધાન પૃષ્ઠ ૪૯૪.

# અમારો ખેડાનો જ્ઞાનપ્રવાસ.

ગતાંક પૃ. ૩૫૬ થી સંપૂર્ણ.

આ નવી દેવકુલિકાઓમાં લગભગ ચાર લાખનો ખર્ચ શેઠ જમનાભાઇ તરફથી કરવામાં આવ્યો છે એમ તે પ્રશસ્તિમાં જણાવ્યું છે. સર્વ આરસનુંજ કામ છે ને તે જોતાં કુંભારીઆના પ્રસિદ્ધ મંદિરોની રચના-બાંધણીનું ચિત્ર મારી આંખ આગળ ખડું થયું. હજુ પણ કામ ચાલે છે ને તે માટે શિલ્પી તરીકે સોમપુરા નર્મદાશંકર મૂળજીભાઇને રોકવામાં આવેલ છે.

શિલાલેખોની તપાસ કરતાં મૂળનાયક શ્રી સાચાદેવની પ્રતિમા-પર લેખ જણાતો નથી. તેની જમણી બાજુના બિંબપર એમ કોતરેલું છે કે શ્રી શ્રેયાસનાથ बिंबं श्रे० नरसा कारितं અને ડાબી બાજુની પ્રતિમા પર એટલું કોતરેલું છે કે.—श्री सुमतिनाथ सा० सगधर. એટલે જૈન માર્તંડની ચોપડીમાં લખ્યા પ્રમાણે બંને બિંબો નહિ, પણ તેમાંનું એકજ સુમતિનાથનું બિંબ છે.

દેવકુલિકાઓમાં ૫૦ ઉપરાંત બિંબો છે ને તે સર્વ બિંબોની પ્રતિષ્ઠા લગભગ એકજ વર્ષમાં થઇ લાગે છે ને તે પર એકજ જાતનો લેખ નીચે પ્રમાણે છેઃ—

सं. १८९३ माघ शुक्ल १० बुधे मातरग्राम वास्तव्यः श्रीमाली ज्ञातिय वृधशाखायां समस्त संघे ष. ऋषभदेव बिंबं कारापितं प्रतिष्ठितं तपागच्छे भ० श्री विजयदिनेंद्रसूरिभिः

- બાજુમાં માત્ર ફેર એટલો કે જે જે તીર્થંકરનું બિંબ હોય ત્યાં તે તીર્થંકરનું નામ મૂકેલું છે. કોઇ કોઇમાં તો .विजयदिनेन्द्रसूरिभिः श्री तपागच्छे એ ત્રીજી લીટીમાં પ્રાયઃ આવે છે તે પર ચુનાનું પ્લાસ્ટર કરી નાંખ્યું છે. કોતરેલા એક પણ શબ્દ કે અક્ષર પર ચુનાનું પ્લાસ્ટર થવું ન જોઇએ, છતા નવીન ઉદ્ધાર કરવામાં તે પર ધ્યાન ન રહેતાં આખાને આખા શિલાલેખો, આખી પ્રશસ્તિઓ ચુનાથી છવાઇને ભુંસાઇ ગયેલ હોય છે કે જેથી તેનું નામ નિશાન ખોળ્યું જડતું નથી. આમ શત્રુંજયાદિ અનેક તીર્થ સ્થલો પર બન્યું છે તે અતિશય શોચનીય છે.

અમુક દેવકુલિકામાં સંવત્ ૧૮૦૬ ને ગર્ભાગારમાં સંવત્ ૧૮૮૫ની સાલ વંચાય છે. એક પાદુકા છે ત્યાં નીચે પ્રમાણે લેખ છેઃ—

श्री ऋषभदेवजी महाराजनी पादुका श्री माहातर नगरे ॥ समस्त संघेन स्थापिता सं. १८९३ना वर्षे माघ मासे शुक्ल पक्षे सुदि १० दशमी बुधवासरे अंजनं करापीता श्री भट्टार्क श्री १०८ भट्टार्क दिनेंद्र सुरीराज लिखीता पं. श्री जेयवीजेयजी पं: दिपविजेयजी तपागछे ।

આ ૧૮૯૩ના દેવકુલિકાઓના તથા પાદુકાના લેખો પરથી સિદ્ધ થાય છે કે તપાગચ્છના ભટ્ટારક-ગચ્છનાયક વિજયદિનેંદ્ર સૂરિએ ત્યાં તે વર્ષમાં પ્રતિષ્ઠા કરી હતી. તે બાબતનું વર્ણન સાચાદેવની 'જૈન માર્તંડ' નામની ચોપડીમાં સાંપડતું નથી. પરંતુ પૂજ્ય મુનિ મહારાજશ્રી હંસવિજયજીએ રચેલા 'શ્રી માતરમંડન સાચા દેવશ્રી સુમતિનાથ જિન સ્તવન'માં સં. ૧૮૯૩ સંબંધી ઉલ્લેખ છે, તે આખુ સ્તવન નીચે આપ્યું છે.

ઓધવજી સંદેશો કહેજો શ્યામને—એ દેશી.

માતરમાં સુમતિનાથ સાચા દેવ છે,  
સેવા કરવી પ્રભુજીની નિતમેવજો;  
સુંજ ગામના બારોટની ભૂમિ થકી,  
પ્રગટ થયા[1] સુપનું આપી તતખેવ જો. માતર૦ ૧  
ગામ ગામના લોક મળ્યા બહુ સામટા.  
લેઇ જવાને પોત પોતાને ગામ જો,  
પણ માતરના શ્રાવકના પુન્યે કરી,  
બળદ વિનાનું ગાડું વળીયું આમ જો. માતર૦ ૨

---

૧ દેવચંદ વેલજી, નથુગાંધી, જીવરાજભાઇ એ ત્રણ શ્રાવકોને સુપનું આપ્યું હતું.

બળદ જોડી પછી ખેડા પાસે ખંત શું,
આવ્યા ત્યારે સેઢી નદીમાં પૂર જો,
દેખી લોક પાછા વળવા ચાહતા હતા,
પણ બળદોને આવ્યું તિહાં અતિ સૂર જો. માતર૦ ૩
ઘણા લોક ગાડું અટકાવવા ઊપડયા,
પણ લોકો સાથે ગાડું તત્કાળ જો,
જોત જોતામાં પવનવેગથી ઊતર્યું,
સહિ સલામત પ્રતિમા સાથ સંભાળ જો. માતર૦ ૪
ચમત્કાર દેખીને સર્વ ચકિત થયા,
થયા વળી અચરજ માંહે ગરકાવ જો,
સાચા દેવ પાડયું તવ નામ સોહામણું,
સત્ય બનેલો દેખી એહ બનાવ જો. માતર૦ ૫
અઢારસેં તેપનના શ્રાવણ માસમાં,
માતર માંહે પધાર્યા દેવ દયાળ જો,
ત્રણ શિખરનું દેહરૂં થયું ત્યાં દીપતું,
અઢારસેં ચોપનની સુંદર સાલ જો. માતર૦ ૬
પ્રતિષ્ઠા મહોત્સવ કરી પ્રભુ પધરાવીઆ,
જેઠ સુદિ ત્રીજ શુભ દિવસે ગુરવાર જો,
બાવન દેહરી બાંધવા માંડી તાહરે,
અટકાવે બચ્ચા મીઆં ઇજારદાર જો. માતર૦ ૭
પૈસા લઇ બીન હકના આપી રજા ખરી,
પણ રાત્રે પડયો ગેબી મીયાંને માર જો,
ઊંઘ ઊડી ગઇ તેથી તે ડરીઓ ઘણું,
દંડ સહિત દ્રવ્ય આપી નમે વારંવાર જો. માતર૦ ૮
અઢારસેં સત્તાણુમાં દેરીયો તણી,
પ્રતિષ્ઠા થઇ ત્યારે ચાલી હજાર જો,
માણસની મેદની મળી હતી માતર વિષે,
અન્ય મતિએ પણ કીધી તસ સાર જો. માતર૦ ૯
ઇંટ ચુનાના ચૈત્યને જોઇ પથ્થર તથા,
આરસ મય નિપજાવી કરે ઉદ્ધાર જો,
શેઠ જમનાભાઇ ને શેઠાણી માણેકબાંઇ,
લાખો ખરચી ઊતરવા ભવપાર જો. માતર૦ ૧૦
સંવત ઓગણીસેં એકાશી સાલમાં,
વસંતપંચમી પૂજા ભણાવી સાર જો,
લક્ષ્મીવિજય ગુરરાજ પસાયે સ્તવન રચ્યું,
સાચા દેવનું હંસવિજય ધરી પ્યાર જો. માતર૦ ૧૧

સાચાદેવનાં દર્શનનો લાભ લઇ ત્યાંથી તેજ મોટરમાં વિઠલપુર જોવા ગયા. તે model village એટલે આદર્શ ગામડું કેવું હોય તેનો પરિચય આપતું નવું વસાવેલું ગામ છે. તેનાં ખેડૂતોનાં મકાનો, શાળા, ચોક, વગેરેની એવી મનોહર રીતે વ્યવસ્થા કરવામાં આવી છે કે, આદર્શ ગ્રામ્યજીવનની મજા ચાખવા ત્યાંજ પડી રહીએ એમ આપણને લાગી આવે. ગૂજરાતમાં જલપ્રલયના તાજા સંકટ પછી તેમાંથી આ આદર્શગ્રામની યોજના એક સુંદર પરિણામ ગણાય. આની ઉદ્ઘાટન ક્રિયા ઑન. વિઠલભાઇ પટેલે કરી હતી અને તેમના માનમાં તેમના નામ પરથી એ ગામનું નામ વિઠલપુર આપેલ છે. આ મેમદાવાદ અને ખેડાની વચ્ચે છે. ખેડાની સામેના હરિયાલા ગામ પાસે બીજું આવું આદર્શ ગામ વસાવ્યું છે તેને મહાત્માજીના આડનામથી ગાંધીપુર નામ આપ્યું છે. આ ગામોના સ્થાપક-જનક ( અમારાં સહાધ્યાયી અને મિત્ર ) શ્રી મગનલાલ ખુશાલદાસ ગાંધી તે સંપૂર્ણ રીતે વિકાસ પામે તે પહેલાં આ જગત છોડી વિલીન થવાથી ત્યાંના સર્વ ભાઈઓમાં ભારે ખેદ થયો છે.

આ માતર તથા વિઠલપુર સાથે આવી બતાવવા માટે ખેડાના સ્ટા. જૈન એંજિનિયર મી. દોશી, નાથાભાઇ વકીલ અને બાલુભાઇ શેઠનો ઉપકાર માનું છું.

આ વિઠલપુર નિહાળી પછી ખેડામાં તેજ રાત્રે 'આપણો સમાજ' એ વિષય પર ભાષણ ત્યાંના સ્વયંસેવક મંડળના આગ્રહથી આપ્યું હતું. તેમાં પ્રમુખસ્થાન ત્યાંના વતની મૂળ પ્રસિદ્ધ વકીલ પુંજાભાઇ,-પછી સંન્યાસી થઇ ગયા તે પૂર્ણાનંદ સ્વામી તે દરમ્યાન ત્યાં આવી રહેલા તેમને આપવામાં આવ્યું હતું.

આ ભાષણમાં સમાજ એટલે શું ? વ્યક્તિમાંથી સમાજ કેમ ઉત્પન્ન થઇ, મૂળ લગ્નની ભાવના હતી કે નહિ. તેમાં દિવસે દિવસે સંસ્કૃતિ વધતી ગઈ. વ્યક્તિગત, કુટુંબગત, જાતિગત-વર્ણગત ભાવના ( consciousness ) જન્મ પામતી ગઇ. ચતુર્વર્ણ

વ્યવસ્થા. સમસ્ત દેશગત ભાવના ( patriotism ) પૂર્વે ખીલી ન હતી. 'આત્મચિંતન ઇશ્વરભજન, જનસેવા, દેશસેવા એ બધાં નોખાં નોખાં નથી પણ એકજ સ્વરૂપ છે.' સમાજમાં કાળાંતરે વર્ધમાન થયેલી અનેક શાખાઓ, નાતજાત, ધાર્મિક ભાવના–જુદા જુદા ધર્મો. સ્થિતિ ચુસ્તતા. पुराणमित्येव न साधु सर्वं–'મારૂં તે સાચું માને મુરખજન, સાચું તે મારૂં માને પંડિત જન' હાનિકારક રૂઢિઓ–પ્રથાઓ જેવી કે બાળલગ્ન, વિધવાની દુઃખદ સ્થિતિ, કેળવણીનો અભાવ, દરિદ્રતા, શારીરિક કેળવણીનો અભાવ. આ સર્વના ઉપાય તરીકે એેહા બળવાની જરૂર. દરેક નાતમાં, ધર્મમાં, સમાજમાં નાના નાના બધાને દોરી જાય એવા શુદ્ધ ચારિત્રશાલી નેતાઓ–કાર્યકર્તાઓ ઉત્પન્ન થશે ત્યારેજ સુધારો થશે; એ વગેરે યથાશક્તિ ને યથામતિ સમજાવ્યું હતું. પ્રમુખ સાહેબ ચુસ્ત સનાતની અને પ્રાચીનતાપૂજક હોઇ તેઓ પોતાનું વ્યાખ્યાન અન્ય દિશામાંજ લઇ ગયા. અને એ મેળાવડો પ્રેમપૂર્વક વિખેરાયો.

ખેડામાં મોટા મંદિરમાં રહી કેટલોક વખત દિવસના ભાગમાં કામ કરતો હતો. ત્યાં એક પત્થર પર શિલાલેખ છૂટો હતો તે પર મારૂં ધ્યાન વકીલ નાથાલાલે ખેંચતાં તે કઢાવી સાફસુફ કરી ખૂબ મહેનત કરી આખો લેખ ઉતારી લીધો:—

પ્રથમપંક્તિ—॥९०॥ सं. १३२५ वर्षे फागुण शुदि ९ नवम्यां ·सोमेऽद्येह विणसउलिया(स्था)ने महं० श्री देवसि म्हसालस्थान महं. उदयसिं(ह) प्रतिप्राप्त्यर्थं ॥

બીજીપંક્તિ—श्रीमाली त ठ० पद्म ठ० पद्मलदेविसुत ठ० हरिपालेन महंण्या स्री. श्रियादेवि यंथुना श्री जयसेनसूरीणामुपदेशेन पद्मावसहिकायां श्री अजित.

ત્રીજીપંક્તિ—स्वामि बिंबमूर्त्ति उप(युग्म) श्रेयोर्थं कारिता । शुभं ॥

આ લેખે દેવકી વણસોલ નામનું ગામ ખેડાથી પાંચ કોશ અને મહેમદાવાદથી દક્ષિણે બે ગાઉ દૂર આવેલ છે ત્યાંથી મળી આવેલો હતો. હમણાં તે ગામમાં ૭૫ થી ૧૦૦ ઘર છે ને પ્રાયઃ ધારાળાની વસ્તી છે. ત્યાં જૈન મંદિરનાં ખંડેર હતાં ત્યાં આ લેખ તથા પત્થરના કટકા છૂટા પડ્યા હતા તે દશવર્ષ પહેલાં અત્ર લઇ આવવામાં આવ્યા હતા ને તેમાં મામલતદારની સંમતિ લેવામાં આવી હતી. ત્યાં રા. ચીમનલાલ કુબેરદાસે ખોદકામ થોડું કરાવ્યું હતું પણ કંઇ મળ્યું નહી એટલે તે પડતું મૂકાયું હતું. આ જ્યાંથી મળ્યા ત્યાં બાજુમાં કુવો છે તેમાં અસલી જૈન મંદિરની મૂર્તિઓ પધરાવી દીધી છે એમ ત્યાંના લોકો કહે છે. આ લેખમાં વિણસઉલ અને દેવસિમ્હસાલ એ બે સ્થાનોનો ઉલ્લેખ છે ને તે બંને ભેગા થઇ હાલનું દેવકી વણસોલ નામ તે ગામનું પડયું લાગે છે. તેમાં સં. ૧૩૨૫ પૂર્વે જૈનોની ઠીક વસ્તી હોવી જોઇએ. કારણકે મૂળ પદ્માવસહિકા નામનું જૈન મંદિર પદ્મા નામની બાઇએ કરાવેલું હોવુંજ જોઇએ અને તેમાંજ આ લેખમાં કહેલ શ્રી અજિતનાથની મૂર્તિ શ્રીમાલી ઠક્કર હરિપાલે જયસેન સૂરિના ઉપદેશથી તે વર્ષમાં કરાવી મૂકી હતી. શ્રીમાલીમાં 'ઠક્કર' શબ્દ વપરાતો, એ આ લેખ પૂરવાર કરે છે. જયસેનસૂરિ તે કયા તેની શોધ કરવાની અપેક્ષા રહે છે.

આ મોટા મંદિરમાં ૧૫ વર્ષ પહેલાં સં. ૧૯૨૫ માં ચોક કરાવતાં ખોદતાં બે કટકા થઇ ગયેલ એવો આરસનો પત્થર લંબાઇ ૧૬ ઇંચ અને પહોળાઇ ૬॥ ઇંચનો મળ્યો હતો. તેમાં ૧૧ લીટી બાળબોધ અક્ષરમાં કોતરવામાં આવેલી છે. તે મને બતાવવામાં આવ્યો ને તેની નકલ નીચે પ્રમાણે છે.

१. ॥९०॥ ॐ नमोऽर्हते । सर्वं श्रेयस्ततीनां यो विधाता विघ्नवारकः रा श्री पार्श्वजिनः पुष्यादि ह संघेने
२. घां श्रियं १ स्वस्ति श्री विक्रमराज्यादतीत संवत् १७९४ वर्षे शाके १६६० प्रवर्त्तमाने ज्येष्ट सुदि
३. इह श्री अहिम्मुदाबाद नगरोपांते । श्री खेटदुर्गे प्रतिदिन प्रवर्धमान प्रौटप्रताप पान श्री मुहम्मुदपान
४. बाबी विजयराज्ये तपागच्छेश भट्टारक श्री दानरत्नसूरिवरेषु विजयमानेषु । उपाध्याय श्री उदयरत्न
५. गणीनां उपदेशात्°। श्री खेटकपुर वास्तव्य संघमुख्य सा। श्री हर्षजी सा। श्री जेठा सा। श्री रणछोड सा। श्री.

૬. कुशलसी प्रमृति समस्त संघेन विशेषादरात्। श्री भीडिभंजन पार्श्वनाथचैत्यं उपाश्रय धर्मशाला

૭. दि सहितं समुहर्त । अत्रकार्ये महोपाध्याय श्री न्यायरत्नगणि शिष्य पं। श्री कर्पुररत्नेन तथा सा कुशलसी

૮. केन च परमभक्ति श्रद्धावता महान् उद्यमः कृतः एतच्च महातीर्थं श्री संघेन समुपास्यमानं आचंद्रार्कं

૯. चिरं जयतु ॥ यावन्मेरु महिध्र सागर सरित्संसे- विता भूरियं सूर्याचंद्रमसौ प्रतापममलं यावत्समा

૧૦. तन्वते ज्ञानादित्रितयाश्रयो विजयते धर्मो त्र यावज्जने तावत्संघजनै रुपासितपदः पार्श्वप्रभु

૧૧. र्नंदतात् १ पं. हंसरत्नेन लिखिता प्रशस्तिरियं। अत्र कर्मठः ठा। ऋषिदत्त इति श्रेयः ॥

આ લેખ સં. ૧૭૯૪ ના જેઠ શુદિનો છે, તિથિ મૂકેલી નથી અને તે માટેની જગ્યા કોરી મૂકેલી હતી તે કોરીજ રહી છે. તપાગચ્છેશ દાનરત્નસૂરિના વારામાં ઉપાધ્યાય ઉદયરત્ન (પ્રસિદ્ધ જૈન કવિ)ના ઉપદેશથી ખેડા દુર્ગ (કોટ)માં મુહમદખાન બાબીના રાજ્યમાં ખેટકપુર-ખેડાના રહેવાસી સંઘના આગેવાન શા હરખજી, શા જેઠા, શા રણછોડ, શા કુશલસી વગેરે સમસ્ત સંઘના આદરથી શ્રી ભીડભંજન પાર્શ્વનાથનું ચૈત્ય ઉપાશ્રય ધર્મશાલાદિ સહિત કરાવ્યું; કે જે કાર્યમાં મહોપાધ્યાય ન્યાયરત્ન શિષ્ય કર્પૂરરત્ને તથા શા કુશલસીએ ઘણો ઉદ્યમ સેવ્યો હતો. તે બતાવવા માટેનો આ લેખ છે. આમાં એકડો પહેલાં છે તે અનુષ્ટુપ્ છંદ છે અને છેવટે એકડો છે તે આખો શાર્દૂલ વિક્રીડિત છંદ છે. આ પ્રશસ્તિ (ઉદયરત્નના ગુરૂભાઇ) હંસરત્ને રચી છે. ઋષિદત્ત તે કર્મઠ એટલે શિલ્પી-મીસ્ત્રીનું નામ છે.

આમાં તિથિ મુકી નથી પણ તે દશમી જોઇએ કારણ કે તે દિને કર્પૂરરત્ને ઉદ્ધાર કરી નવા કરાવેલા મંદિરમાં ભીડભંજન પાર્શ્વનાથને બેસાડ્યા એવો સ્પષ્ટ ઉલ્લેખ ઉદયરત્ને એક 'ખેટકપુર મંડણ જિનસ્તવન' એ નામના સ્તવનમાં જણાવેલ છે. હાલ જ્યાં ભીડભંજન પાર્શ્વનાથ છે તે મંદિર આ રીતે ૧૭૯૪માં બંધાવેલું છે ને તેની પ્રતિષ્ઠા જેઠ શુદ ૧૦મીએ થયેલી છે. જો કે તેની વર્ષગાંઠ હાલમાં જેઠ શુદ ૫ ની (?) મનાય છે તે ખરી રીતે જેઠ શુદ ૧૦ જોઇએ.

આ મંદિર પાસેનું વધુ મોટું મંદિર ત્યાર પછી બંધાયું છે તેમાં અમીઝરા પાર્શ્વનાથની મૂર્તિ પ્રતિષ્ઠિત કરેલી છે. આના સંબંધમાં એમ કહેવામાં આવે છે કે તે મૂર્તિ મૂળ રૂપાલ- ગામમાં નીકળેલી. ત્યાંથી પોતપોતાને ગામ લઇ જવા માટે અમદાવાદ, સુરત, ખેડા વગેરેના સંઘો જતાં ત્યાં ઝઘડો ચાલ્યો. પછી નક્કી થયું કે રથ તૈયાર થાય ને તેમાં જે બેસાડે તે લઇ જાય. ખેડાના એક વૃદ્ધ શેઠે કહ્યું કે રથ તૈયાર છે, બેસો ચાલો. એમ કહેતાં ને મૂર્તિ ઉપાડતાં ફુલ પેઠે ઉપડી ને તેથી તે ખેડા લાવી પધરાવવામાં આવી. તે પાર્શ્વ મૂર્તિમાંથી અમી-પાણી ઝરતાં હતાં તેથી તે અમીઝરા પાર્શ્વનાથ કહેવાયા. આ મંદિર મોટું શિખર બંધ અને સુંદર છે. સોએક વર્ષ ઉપરનું જૂનું હશે. આ મંદિરમાં રાખેલી રત્નમય મૂર્તિઓ જોઇને આનંદ થયો. ઉપર એક બાજે લાકડાંની પુતળીઓ જોઇ, કે જે તેનો સંચો ચલાવતાં નાચતી હતી. હમણાં તે સંચો બગડી ગયો છે.

આ મોટા મંદિરોમાં રહેતા ભાગ્યરત્ન મુનિ પાસે કેટલાંક પુસ્તકોનો સંગ્રહ હોવા ઉપરાંત કેટલાક કાગળો ઐતિહાસિક છે, તેમજ એક **'વિજયપતાકા મંત્ર'** કપડા ઉપર લખેલો છે. તે કપડાની લંબાઇ ૪ ફુટ ને ૫ ઇંચ અને પહોળાઇ ૩ ફુટ ને પફ્ ઇંચ છે. તે સં. ૧૫૦૪ માં દીવાળી દિને ખરતર જિનભદ્રસૂરિએ લખેલો છે એવો નીચે પ્રમાણે લેખ છે.

'संवत् १५०४ वर्षे दीपोत्सव दिने लिखितं प्रतिष्ठितं श्री खरतर गच्छाधीश्वर श्री जिनभद्र सूरिभिरिदं जेत्र पताकाख्य यंत्रं ॥ सपरिवारस्य जैत्रं वांछित सिद्धि कुरु कुरु स्वाहा ॥

આની બે બાજુએ રંગિત કોર છે અને બીજી બે બાજુએ ચિત્રો આળખેલાં છે. તે ચિત્રો રજપૂત શાળા (School)નાં છે. યંત્ર લાલ શાહીમાં છે.

તેની પાસે એક ઉર્દૂ દસ્તાવેજ મહોર સાથેનો હીજરી ૧૨૧૩ નો છે તેની ગુજરાતી હરફમાં કોઇએ કરેલ નકલ મને પૂરી પાડવામાં આવી છે પણ તેનો ભાવાર્થ બિલકુલ સમજાયો નથી તેથી અત્ર હું આપતો નથી. બીજા બે ગુજરાતીમાં દસ્તાવેજો સં. ૧૬૭૫ ના હીરરત્નસૂરિને કરી દીધેલા તેની નકલ મેં ઉતારી લીધેલી તે અત્ર મૂકવામાં આવે છે.

( જૂના કાગળ પર તેની લંબાઇ ઇંચ તથા પહોળાઈ ઇંચ બે જમણી, બે ડાબી ને એક વચમાં એમ પાંચ સીકો છે. )

૧ સંવત ૧૬૭૫ ના વરખે વૈશાખ સુદની ૩ દને પાતસાહશ્રી સાત શ્રી શ્રી
૨ શ્રી ૭ શ્રી આજમશાહ હજુર ભોમીઆ, ૫ ઊસ મધે આવા હતા શ્રી
૩ અહમદાવાદ મધે શ્રી હીરરતનસૂરીઈ ભોમીઆ ૫ ને બંદીખાનેથી
૪ છોડાયા તીહાંથી પાંચ ભોમીઆ સરાવક કરા છે પાંચે ભોમીઇ
૫ પાતસાહની કચારી મધે પાતસાહશ્રીની સાખે પાતસાહ હજુરઈ લે
૬ ખ લખો ઈ ખરો છે હલવદનો રાજ માહારાણ શ્રી ચંદ્દરસેનજી આ
૭ ને ઠાકોરશ્રી સબલસંઘજી વઢવાણનો ધણી તથા ઠાકોરશ્રી વી
૮ રોજી સીઆંણીનો ધણી ઠાકોરશ્રી વીરોરાજજી લગતરનો ધણી
૯ ઇ ૪ ભોમીઆ શ્રી હીરરતનસુરીને અપાસરાની લાગત કરી આ
૧૦ પી છે તેની વગત હલવદની માંડવી ઇં સુરજ ઊદે જુના જેનાવાદી
૧૧ ૨ નીતના દેવા ઇક વરખે બાસતા નંગ ૫ ઘઇ ચેર ૦। નીતનું અપા
૧૨ સરાનાં નલીઆં તથા ખરખરાજત ઊપાસરની સરવે હલવદનો
૧૩ ધણી આપે ઈહી રીત ચારે ભોમીઆની છે તે શ્રી ચંદ્રમા સુરજની સા
૧૪ ખે લખુ તે ખરૂં છે અમારા વસના હોઇ તે પાલે તથા હીરરતનસુ
૧૫ રીના વંસના હોય તે લીએ તે રીત ચંદરમા સુરજની સાખે પાલવી
૧૬ તથા હીરરતનસુરીઈ પાતસાહશ્રીની સાખે ભોમીઆ ૫ ની પાસે
૧૭ વચન માગું જે અમારા અપાસરા વીના બીજે પરગછનો ઊપાસ
૧૮ રો કરવો નહી અમારા વંસવાલાને ગમે તેવું ખુન આવે તો અપાસ
૧૯ રાની આંણ લોપવી નહી ઇવી રીત ૫ ભોમીઆંની છે શ્રી ઝંઝુવાડા
૨૦ નો ધણી શ્રી જી ચોરાત તેણે કહું જે અમારે પરગણે આગર નંગ ૩ છે
૨૧ તે શ્રી ઝંઝુવાડાનો આગર તથા ઊંડુનો આગર તથા ફતેહપરનો આ
૨૨ ગર ઇ આગર નંગ ૩ તીહાં જે મીઠુ ભરવા ગાડાં જે આવે તે ગાડા દી
૨૩ ક જેના વાદી તુનો લાગત પરીઅંગત સુધી જીહાં સુધી આગ
૨૪ ૨ રહે તીહાં સુધી આપે ઇહ લખુ તે સહી છે, બીજુ બાસતા નંગ
૨૫ ૫ કપડા કરવા માટે આપે તથા નલીઆં તથા વાસણ કુંસણ સર
૨૬ વે દરબાર થકી આપે ઇ રીત પાંચે ભોમીઇ શ્રી હીરરતનસુરીને
૨૭ કરી આપી તે ખરી છે શ્રી અમદાવાદ મધે લખીતંગ દીવાન શ્રી
૨૮ મનસુખરામજી ઇહ લખું તે સહી છે.

—ત્રણ ખીઆં ૧ ડાબી બીજું જમણી ને ત્રીજું વચમાં એમ છાપેલાં છે.

**લૂગડાંપર કાળી સાહીના અક્ષરમાં.**

શ્રી શ્રી શ્રી

૧ ॥૯૦॥ સંવત ૧૬૭૫ ના વર્ષે વૈશાખ સુદ ૩ દને પાત
૨ સાહશ્રી, શ્રી આજમસાહને વારે ભોમીયા
૫ નેં શ્રી રાજનગરમધ્યે શ્રી હીરરત્નસૂરીઇ
પાંચ ભોમીયાને પ્રતિબોધ દઇને બંદીખાંણેથી
પાચે ભોમીયાનેં મુકાવ્યા શ્રાવિક કર્યા છેં
મહારાંણ શ્રી ચંદ્રસેનજી તે હલવદનો રાજા

૧ સબલસંઘ રાજાઉત વઢવાંણુતો ધણી ૨ મો
ટો વેરાજી સીયાંણીનો ધણી ૩ વિજરાજજી
લગત્તરનો ધણી ૪ જેસોરાત ઝંઝૂવાડા.
નો ધણી એ પાંચ રાજા ॥ પાંચ ભોમીયાં પાસે શ્રી
હીરરત્નસૂરીઇ વચન માગ્યું જે એક માહરા
ઉપાસરો વિના પરગછીનો ઉપંસરો નહી ॥ ઉ
પાસરનો કર કર્યો ઘી સેર ૦॥ તેલ સે. ૦। એ પાં
ચેં ભોમીયાના રાજમાં એતલુ કર્યું, ગમે તે
હતું ખુન હોય તો ઉપાસરાની આંણુ લોપવી
નહી હલવદનો ધણી પાંચ બાસતા વરસોં
વરસેં આપે પાંચે ભોમીયાની એ રીતેં રિત છેં ॥
અપાસરાની ખરખરાજાદ પુરી પાડે દરબાર
લીખીતં હિવાંન શ્રી મનુસુખરાંમજી.

એક પટ્ટાવલીનું પાનું ખેડામાંથી ઉક્ત ભાગ્યરત્નમુનિ પાસેથી મળી આવ્યું તેમાં શ્રી મહાવીરને પ્રથમ ગણી પછીના રવિપ્રભસૂરિ ૩૧ મા સુધી જેમ તપગચ્છની અને ખરતરગચ્છની પટ્ટાવલીમાં નામો આવે છે (કે જેમાં શ્રી મહાવીરને પ્રથમ નથી ગણ્યા એથી રવિપ્રભસૂરિ સુધીનો નંબર ૩૦ મો આવે છે) ત્યાર પછીની સૂરિની પરંપરા જૂદી નીચે પ્રમાણે આપી છે તેમાં દરેક નામ સાથે સૂરિ, ઉમેરવાનું છે.

૩૨ (તત્પટ્ટે) રત્નપ્રભસૂરિ, ૩૩ (તત્પટ્ટે) ઉદયવર્દ્ધન, ૩૪ ગુણવર્દ્ધન., ૩૫ દેવરત્ન, ૩૬ આણુંદસુંદર, ૩૭ શુભવર્દ્ધન, ૩૮ જયપ્રભ, ૩૯ અજિતપ્રભ, ૪૦ ચંદ્રગુપ્ત, ૪૧ સુગુણરત્ન, ૪૨ વિનયવર્દ્ધન; ૪૩ લક્ષ્મીવર્દ્ધન, ૪૪ ગુણસુંદર, ૪૫ વિનયસુંદર, ૪૬ હર્ષપ્રભ, ૪૭ સમુદ્રગુપ્ત, ૪૮ ભદ્રગુપ્ત, ૪૯ ઉદ્યોતરત્ન, ૫૦ માણિક્યસુંદર, ૫૧ વિમલપ્રભ, ૫૨ આનંદવર્દ્ધન, ૫૩ શિવસુંદર, ૫૪ ધર્મગુપ્ત, ૫૫ વિમલરત્ન, ૫૬ અમૃતવર્દ્ધન; ૫૭ આનંદરત્ન, ૫૮ ઇંદ્રગુપ્ત, ૫૯ દેવગુપ્ત, ૬૦ કક્ક ૬૧ સિદ્ધ, ૬૨ દેવગુપ્ત, ૬૩ કક્ક, ૬૪ સિદ્ધ, ૬૫ દેવગુપ્ત, ૬૬ કક્ક, ૬૭ સિદ્ધસૂરિ, ૬૮ ધનવર્દ્ધન,

૬૯ (તત્પટ્ટે) દેવગુપ્તસૂરિઃ—તેન ગુરુણા શાહ બહાદરસુખાસનં નરૈર્વિના વિદ્યયા ચાલિતમ્ વૃષભં વિના વિદ્યયા કૂપો વાહિતઃ કાષ્ટ પાંચાલિકયા વાયુવ્યંજનં કારિત મિત્યાદિ પ્રત્યયાન્ દૃષ્ટ્વા બહાદરનૃપેણ તુષ્ટેન પુરગ્રામાદૌ દીપમાને નિર્લોભતયા ગુરુણાઽગૃહ્યમાણે કંબલીરત્નં ગુરુશીર્ષે ન્યસ્તં તત્પ્રભૃતિ જૈનસૂરિભિઃ શીર્ષે કંબલી ધ્રિયતે.

૭૦ તત્પટ્ટે શ્રી કક્કસૂરિ સ્તૈન ગુરુણા શાહ મહમુંદનૃપસ્યાતપત્રં વાચાલિતં ચતુર્દશીપૂર્ણિમા વિવાદે ચતુર્દશીપક્ષિકા સત્યેતિ અન્યાનપિ વિદ્યાચમત્કારાન્ દૃષ્ટ્વા તુષ્ટેન મહમુંદનૃપેણ શ્રી રાજવલ્લભસૂરિરિત્યભિધાનં દત્તં । તસ્ય ગુરોઃ સંવત્ ૧૫૬૪ જન્મ, સંવત્ ૧૫૭૧ વ્રતં । સંવત્ ૧૫૮૪ સૂરિપદં । સંવત્ ૧૬૧૩ શિથિલમાર્ગં મુક્ત્વા મહત્પરિગ્રહં ત્યક્ત્વા ક્રિયોદ્ધારઃ કૃતઃ । સંવત્ ૧૬૧૫ પૂર્વોધ્ધૃત ક્રિયસ્ય લઘુશાલીય આચાર્ય શ્રી આણંદવિમલસૂરિ પાર્શ્વે યોગોદ્વહનં કૃતં । તદા તેનાભિધાનં દત્તં શ્રી રાજવિજયસૂરિરિતિ । ૧૬૨૪ નિર્વાણં

૭૧ તત્પટ્ટે શ્રી **રત્નવિજયસૂરિઃ** ॥ તસ્ય ગુરોઃ સંવત્ ૧૫૯૪ જન્મ, સંવત્ ૧૬૧૩ વ્રતં સંવત્ ૧૬૨૪ સૂરિપદં સંવત્ ૧૬૭૫ નિર્વાણં

૭૨ તત્પટ્ટે શ્રી **હીરરત્નસૂરિઃ** તસ્ય ગુરોઃ સંવત્ ૧૬૨૦ જન્મ સંવત્ ૧૬૩૩ વ્રત, સંવત્ ૧૬૫૭ વાચકપદં, સંવત ૧૬૬૧ વૈશાખ શુદિ ૨ દિને સૂરિપદં ॥ સંવત્ ૧૭૧૫ વર્ષે શ્રાવણ શુદિ ૧૪ સોમે રાજનગરે નિર્વાણં.

૭૩ તત્પટ્ટે શ્રી **જયરત્નસૂરિઃ**

| | |
|---|---|
| ૭૪ તત્પટ્ટે શ્રી **ભાવરત્નસૂરિઃ** ॥<br>૭૫ તત્પટ્ટે શ્રી દાનરત્નસૂરિ<br>૭૬ તત્પટ્ટે શ્રી કીર્તિરત્નસૂરિ<br>સંપ્રતિ વિજયરાજ્યે | (આટલું પાછળથી ઉમેર્યું છે) |

એટલે ૭૩ નંબર સુધીની મૂળ પ્રત છે ને તે જયરત્નસૂરિના સમયમાં આ પરંપરા પટ્ટાવલી લખાઇ છે એ ચોક્કસ છે.

બીજા તેવા પટ્ટાવલીના એક પાનામાં તપગચ્છના ૫૮મા આણંદવિમલસૂરિ સુધી પરંપરા આપેલ છે કે જેમાં દરેકના સમયમાં મુખ્ય મુખ્ય હકીકત થોડી થોડી આપી છે. અત્ર આણંદવિમલસૂરિથી પરંપરા જેમ મૂકી છે તે જણાવીએ છીએ:—

| | |
|---|---|
| ૫૮ તત્પટ્ટે શ્રી **આણંદવિમલ સુરીઃ**<br>૫૯ તત્પટ્ટે શ્રી **વિજયદાનસુરીઃ** | સં. ૧૫૮૨ ક્રિયોદ્ધાર કીનો ત્રિણ ગચ્છ નાયકે પાટણઃ વીસલનગરઃ આરેલથી નિંસરા. |

૬૦ તત્પટ્ટે શ્રી રાજવિજયસુરીઃ
૬૧ તત્પટ્ટે શ્રી રત્નવિજયસુરીઃ
} સં. ૧૫૯૬ લુંકામત ફેડ્યો. માલવોચાલો ઉયાણી ઉત્યો સાહ સલેમને પ્રતીબોધ્યો મુગતાબાદ કર્યા સં. ૧૬૨૪

૬૨ તત્પટ્ટે શ્રી હીરરત્નસુરીઃ

૬૩ તત્પટ્ટે શ્રી જયરત્નસુરીઃ

૬૪ તત્પટ્ટે શ્રી ભાવરત્નસુરીઃ

૬૫ તત્પટ્ટે શ્રી દાનરત્નસુરીશ્વરો જયતિઃ

૬૬ તત્પટ્ટે શ્રી કીર્તિરત્નસુરી વિદ્યમાન

પં. મોહનરત્નોં લપીનં શ્રેયં અર્થે સં. ૧૮૨૧ વર્ષે ભાદ્રવદ ૭ ચંદ્રે શ્રી સૂર્યપુરે ॥

ત્રીજા પાનામાં માત્ર પરંપરાનાં નામો આપ્યાં છે તે ઉપર પ્રમાણે છે.

ઉક્ત ભાગ્યરત્નમુનિએ પોતાની ગુરૂ પરંપરાનો આંબો કરેલ તે નીચે પ્રમાણે છેઃ—

ભટ્ટારક શ્રી ૧ વિજયરાજસૂરિ
- ૨ રત્નવિજયસૂરિ
- ૩ હીરરત્નસૂરિ
- ૪ જયરત્નસૂરિ
- ૫ ભાવરત્નસૂરિ
- ૬ દાનરત્નસૂરિ
- ૭ કીર્તિરત્નસૂરિ
- ૮ મુક્તિરત્નસૂરિ
- ૯ પુણ્યોદયરત્નસૂરિ
- ૧૦ અમૃતરત્નસૂરિ
- ૧૧ ચંદ્રોદયરત્નસૂરિ
- ૧૨ શુમતિરત્નસૂરિ

૩ હીરરત્નસૂરિ
- લબ્ધિરત્ન
  - મેઘરત્ન
    - સિવરત્ન
      - હંસરત્ન
      - સિદ્ધિરત્ન
        - ઉદયરત્ન
          - અમૃતરત્ન
          - ઉત્તમરત્ન
            - જિનરત્ન
              - ક્ષમારત્ન
                - રાજરત્ન
                  - અનોપરત્ન
                    - તેજરત્ન
                      - ગુણરત્ન
                  - મયારત્ન
                    - ચંદ્રરત્ન
                  - હીરારત્ન
                    - અમીરત્ન
  - વિજયરત્ન
    - હેમરત્ન
      - લાવણ્યરત્ન
        - ગોવિંદરત્ન
          - રવિરત્ન
            - વિવેકરત્ન
              - સૌભાગ્યરત્ન

૫ ભાવરત્નસૂરિ
- જસરત્ન
- શાંતિરત્ન
  - હસ્તીરત્ન
    - કનકરત્ન
    - ભાવરત્ન
      - સુખરત્ન
- નરરત્ન
  - નેમરત્ન
    - પુણ્યરત્ન
    - વિનયરત્ન
      - હસ્તીરત્ન
- ભાગ્યરત્ન (પછીનું પાનું જુઓ)







૮ મુક્તિરત્નસૂરિ આના શિષ્ય ૭ નામે દેવેંદ્રરત્ન, ભાગ્યરત્ન, હેતરત્ન, ભોજરત્ન, વૃદ્ધિરત્ન, ગજેંદ્રરત્ન અને દીપેંદ્રરત્ન.

(દેવેંદ્રરત્ન → વિવેકરત્ન; ભાગ્યરત્ન → દીપરત્ન)

૧૦ અમૃતરત્નસૂરિ

|

હંસરત્ન

૧૧ ચંદ્રોદયરત્નસૂરિ

કાંતિરત્ન ઉદયરત્ન દેવરત્ન

૧૨ સુમતિરત્નસૂરિ

|

ભાગ્યરત્ન.

આ ભાગ્યરત્ન મુનિએ મને એટલી બધી સગવડતા કરી આપી છે કે તેમનો ઉપકાર ભુલી શકાય તેમ નથી. ખેડાના મંદિરનો સુંદર વહીવટ તથા તેની વ્યવસ્થા જેટલી અત્યારે સારી ચાલે છે તે આ પુરૂષના પ્રતાપે છે એમ તેમના વહીવટ કર્તા શેઠજી બાલાભાઇ મુક્તકંઠે સ્વીકારે છે. તેમણે સાથે રહી રસુલપુરાના મંદિરનો ગ્રંથસંગ્રહ મને જોઇ જવામાં સહાય કરી હતી, કારણ કે ત્યાંના દાબડા ઘેર લાવી જોવાની રજા મળે તેમ નહોતું.

તે રસુલપુરાના મંદિરમાં પ્રતિષ્ઠિત કરેલ બિંબો પર લેખ જોઇ શકાયો નહી. પણ તે મંદિરમાં આદિનાથ પ્રભુની પ્રતિષ્ઠા સં. ૧૮૦૩ ના શ્રાવણશુદિ પૂર્ણિમાને દિને જિનરત્નના હાથે થઇ એમ ઉદયરત્ન કૃત 'રસુલપુર મંડણ જિન સ્તવન' પરથી જણાય છે આ મંદિર પાસેના અપાસરામાં ભીંત ઉપર બે ત્રિકોણ ભેગા કરી તેની નીચે દંડ જેવી લીટી મૂકી થતા આકારના કરેલા ખાનાવાળા ભાગમાં અક્ષરો એવી રીતે મૂકેલા છે કે ગમે ત્યાંથી વાંચીએ તો 'શ્રીમત્તપાગચ્છાધિરાજ શ્રી રાજવિજયસૂરિ' એ પ્રમાણે આવે. તે રંગીત અક્ષરોમાં છે. આ રાજવિજય તે પછી ચપેલી 'રત્ન' શાખાના પૂર્વજ.

ભાગ્યરત્ન મુનિ પાસે સ્તવનાવળીનો ચોપડો હતો તે મને તેમણે કૃપાથી આપ્યો છે તેમાં ઉદયરત્નનાં તેમજ અન્ય કવિઓનાં અનેક સ્તવનો છે. ઉદયરત્ન કૃત કેટલાંક સ્તવનો ઐતિહાસિક બિના પોતાના સંબં-

ધમાં તેમજ કાઢેલા સંઘ આદિના સંબંધમાં પૂરી પાડે છે તે કોઇ વખત ઉદયરત્નનું જીવન લખવાનો વારો આવશે ત્યારે જણાવીશ.

ખેડાના લોકો ખેડા સ્ટેશન ન હોવાથી ઉદ્યમ ન રહેતાં ધંધો પડી ભાગતાં વધુ ગરીબ થઇ ગયા છે. મોટો ભાગ બહાર પરદેશ ગયેલ છે, છતાં કહેવું જોઇશે કે તેઓ ઘણા સાદા અને વધુ નિર્દોષ જીવન ગાળનાર છે.

ખેડામાં જૂનામાં જૂનું પેપર 'ખેડા વર્તમાન' છે કે જે એક જૈન ગૃહસ્થ નામે શા સોમચંદ પાનાચંદ ચલાવે છે. તેજ ગૃહસ્થ ત્યાંની શ્રી સુમતિરત્નસૂરિ જૈન લાયબ્રેરી'ના સ્થાપક છે. તેમાં ઘણાં પુસ્તકો અને ઘણાં પત્રો, માસિકો આવે છે. તેની મુલાકાત લઇ મેં નીચે પ્રમાણે અભિપ્રાય આપ્યો હતો.

શ્રી. સુમતિરત્નસૂરિ જૈન લાયબ્રેરી જોઇને બહુ આનંદ થયો. શેઠ સોમચંદ પાનાચંદે સને ૧૯૦૪માં સ્થાપી પછી તેના સંચાલક તરીકે સતત ઉદ્યમ કરી તેને પુસ્તકોથી સમૃદ્ધ, મકાનની માલીકીવાળી અને પત્રોથી પરિપૂર્ણ બનાવી છે એ ખરેખર તેમને ધન્યવાદ આપનાર છે. તે ભાઇનું દૃષ્ટાંત દરેક નગરમાં કોઇને કોઈ લઇ બહાર આવે એવી ઇચ્છા સાથે સાથે વ્યક્ત કરી દઉં છું.

સંસ્થામાં જૈન એ નામ છતાં તે આખી જનતાને માટે ખુલ્લી મુકી છે. આવી ઉદારતા આદરણીય છે.

શ્રી. સોમચંદભાઇની એકનિષ્ઠા જ્વલંત છે, અને ખેડા શહેરમાં તેમની સ્થાપાયલી આ સંસ્થા ઘણો જ્ઞાનલાભ આપનારી નીવડી છે એમાં શકજ નથી. દિવસે દિવસે આની પ્રગતિ થયાં કરે, અને શ્રીમંતો તેમજ વિદ્યારસિક ભાઇ બહેનો દરેક રીતે યથાશક્તિ સહાય અને ઉત્તેજન આપશે એ અભિલાષા પ્રકટ કરૂં છું.

ખેડામાં એક હાઇસ્કૂલ છે તે પણ જૈન વકીલ અને મુંબઇના મારા મિત્ર ડાક્ટર નાનચંદ કસ્તુરચંદ મોદી (કે જેમણે મને ભલામણ પત્રો આપી પોતાના ખેડા ગામના પ્રવાસ માટે મને પ્રેર્યો હતો અને તેથી જેનો ઉપકાર પણ સ્વીકારૂં છું) ના ભાઇ રા. નાથાલાલભાઇને આભારી છે. રાવબહાદુરનો સરકારી ટાઇટલ પામેલા એકવખતના ખેડા મ્યુનિસિપાલીટીના પ્રમુખ વકીલ હીરાલાલ ગોકળદાસ પણ જૈન છે, તેમણે પોતાના આનંદી સ્વભાવનો-સમાગમનો લાભ આપી મને આનંદિત રાખ્યો હતો. આ ઉપરના ગણાવેલા સજ્જનોએ, ખાસ કરી શ્રીયુત રતિલાલ મોહનલાલ દલાલે તેમજ બીજા ખેડાવાસી બંધુઓએ ૧૩ મી થી ૨૨ મી મે સુધીના ત્યાંના વસવાટ દરમ્યાન જે મારા માટે કર્યું છે તે સર્વનો હૃદયપૂર્વક આભાર માનું છું. મને ત્યાંથી ઘણું જાણવાનું-શીખવાનું તથા સામગ્રી મળેલ છે તેનો હું અત્રે ઉલ્લેખ કરતો નથી. એકંદરે ખેડાનો પ્રવાસ મારા જીવનમાં એક આનંદદાયક પ્રસંગ રહેશે એ નિર્વિવાદ છે.

છેવટે ખેડા સંબંધી એક સ્તવનમાં મુનિશ્રી ઉદયરત્ન કવિશ્રીએ જે કથ્યું છે તે અત્ર ટાંકી મારૂં વક્તવ્ય હવે પૂરૂં કરૂં છું.

ખેડું ખેડું ખેડું શું કરો જી રાજિ,<br>
ખેડું છે મુગતિનું ખેત. મહારાજ.<br>
રૂડો રૂડો ખેડાનો રાજીઓ જી રાજિ,<br>
હેરી જોતાં વાધે છે હેત. મહારાજ. ૧<br>
નીલડી છૂટનો જાંમો જોર છે જી રાજિ—<br>
ભીડભંજન પ્રભુ ભેટીએ જી રાજિ,<br>
દુ:ખને મેહલી દૂરિ. મહારાજ.<br>
કોડિ દીવા રયૂં કીજીએં જી રાજિ,<br>
લોક ઉગેં જિહાં સૂર. મહારાજ. ૨ ની.<br>
મેહ નેં મેદિની જિહાં મયેં જી રાજિ,<br>
તિહાં કુંણ અણાવે કૂપ. મહારાજ.<br>
પાસ જિણેસર પૂજીએ જી રાજિ,<br>
તો લેટે બીજા ભૂપ. મહારાજ. ૩ ની.<br>
સઘલે રંગે શોભતું જી રાજિ,<br>
પાસ પ્રભુનું અંગ. મહારાજ.<br>
પરિકર પૂરૈં પેખતાં જી રાજિ,<br>
હૃદયમાં વાધે છે રંગ. મહારાજ. ૪ ની.<br>
તાથેઇ તાથેઇ તાંનમાં જી રાજિ,<br>
નાચે છેં નરનારિ. મહારાજ.<br>
ઉદય વાચક એમ ઉચરે જી રાજિ,<br>
પહુંચે તે ભવનેં પાર. મહારાજ. ૫ ની.

તંત્રી.

# લેખકના ખૂનનો ભેદ

## ( અંગ્રેજીમાંથી અનુવાદિત એક વાર્તા. )

અનુસંધાન ગત અંક પૃ. ૩૬૯ પરથી.

'આ શિવાય બીજાં પણ નામ નહિ જણાએલાં નહિ ઓળખી શકાએલાં શબ છે?' મેં પૂછ્યું.

'ના-એટલે કે હમણાં નથી-આજે સવારે બે [illegible] પણ તે તો ગયાં,' તે બોલ્યો.

'કોણ લઇ ગયું?' મેં પુછ્યું.

'વાત એમ છે કે, જ્યારે કોઇ શબ ઓળખી શકાય ત્યારે તેને દાટી દેવામાં આવે છે, કે પછી [હ]સ્પીટલ કે દાક્તરી કોલેજને વિદ્યાર્થીઓને શીખવા-ના માટે આપી દેવામાં આવે છે. આ બંને શબ [કો]લેજમાં ગયાં, હવે કોલેજવાળા તેમને ડીટકીવ [બ]નાવી દેશે.' તે હસતાં બોલ્યો તેની મશ્કરીનો મેં જવાબ ન વાળ્યો. હું મશ્કરી કરવા જેવી સ્થિતિમાં ન હતો.

'વારુ, તે બંને શબમાં ખાસ કંઇ ધ્યાન ખેંચવા જેવું હતું કે?' મેં પુછ્યું.

'ખાસ બીજું શું હોય?' એક શબ છરીથી માર્યા ગએલા કોઇ પારણનું હતું, અને બીજું કોઇ મદ્રાસીનું હતું. તે અહીં આવ્યું ત્યારે તો બરાબર હતું, પણ—' તે અટક્યો.

'પણ શું?' મેં પૂછ્યું. 'તે અહીં આવ્યું ત્યારે તેને બે હાથ હતા?'

'સબુર, તમે શું કહેવા માંગો છો? તમને તે શી રીતે ખબર પડી?' તે બોલ્યો મેં તેની સામે તાકીને જોયું. 'બચ્ચા, ડાહ્યો થઇ જા, શું બાબત હતી તે મને કહી દે, હું તને મુશ્કેલીમાં નહિ મુકું.'

'સાચું કહું સાહેબ, એને માટે દસ રૂપીઆની નોટ મળી છે' તે બોલ્યો.

'શાને માટે?' તે શાને માટે કહેતો હતો તેનો તો મને ખ્યાલ આવી ગયો હતો, તો પણ મેં પુછ્યું.

'હાથ માટે. ગઇ રાતે અહીં એક માણસ આવ્યો હતો તે એક શબનો હાથ ખરીદવા માંગતો હતો. હવે [illegible] કે કોલેજમાં જઇને કપાવાનુંજ હતું, એટલે મને તે આપવામાં કંઇ વાંધા જેવું લાગ્યું નહિ.' તે બોલ્યો.

'હાથ લઇ ગયો તે માણસ કેવો હતો?' મેં પૂછ્યું.

'વિચિત્ર દેખાવનો હતો, ફીકકા ચહેરા વાળો, પાતળો, સાધારણ ઉંચાઇનો, લાંબા ગુચ્છાદાર વાળવાળો, છેડેથી વળેલી મુછો વાળો માણસ હતો. નાટકીઆ જેવો દેખાતો હતો.'

મેં છુટકારાનો દમ ખેંચ્યો. હવે મને લાગ્યું કે કંઇક પત્તો મળ્યો ખરો, કારણ કે આ વર્ણન તો મારા મિત્ર ચંદુલાલને બરાબર લાગુ પડતું હતું. વાત કેવી રીતે બની હશે, તેનું ચોક્કસ અનુમાન તો હું ન કરી શક્યો, પણ હવે અંધકારમાં કંઇક પ્રકાશ જણાવા લાગ્યો હતો. મેં શમોશીનો ઉપકાર માન્યો.

તે બોલ્યો, 'સાહેબ, મહેરબાની કરીને મારી વાત ખાનગી રાખજો,-એક દશ રૂપીઆની નોટ-તમે જાણો છો કે અહીંના પગાર કેટલા ઓછા-'

'બેફીકર રહે, હું એક અક્ષર પણ બહાર નહિ પડવા દઉં.' મેં તેને ખાત્રી આપી, એટલે તેનો ગભરાટ ઓછો થયો.

'સાહેબ, મેં કોલેજવાળાઓને ખોટું કહ્યું કે, શબ એવુંજ આવ્યું હતું. તેનો એક હાથ કપાએલોજ હતો-એટલે મને ધાસ્તી છે કે-'

'ડર નહિ, તને જરાપણ વાંધો નહિ આવે.' એમ કહી હું 'મુરીહાઉસ'ની બહાર નીકળ્યો.

હવે મને સમજ પડવા લાગી. બે ચાર બાબતો-નો સંબંધ જોડી કાઢ્યો, છતાં પણ એકાદ વિગત બાકી હતી.

લગભગ સાંજના સાત વાગ્યા હતા. મારી મોટ-[ર] [illegible]નર્સમાં કનૈયાલાલ રહેતા હતા, અથવા જેમાંથી ગુમ થયા હતા-તે મકાન તરફ લીધી. સેક્-રેટરીએ મને કહ્યું હતું કે આશરે સાડાસાત વાગે પોતે

જમવા જવાના હતા. મારે સેક્રેટરી ન હોય ત્યારે તે મકાનની તપાસ લેવી હતી. તેથી મોટર તે મકાનથી થોડે દુર ઉભી રાખી હું ચંદુલાલના બહાર નીકળવાની રાહ જોઇ રહ્યો.

મારે વધુ વખત ખોટી ન થવું પડયું. આઠ દસ મીનીટ પછી ચંદુલાલ નીચે ઉતરતા જણાયા. રસ્તા પર તેમણે થોડી વાર આમ તેમ જોયું. પછી તેઓ ઝડપથી એક દિશામાં ચાલ્યા ગયા.

તેમના ગયા પછી લગભગ દસ મીનીટ હું ખોટી થયો. કદાચ કંઈ ભૂલી ગયા હોય તો તેને માટે પાછા આવે તે બનવા જોગ હતું.

ત્યાર બાદ કોઇનું ધ્યાન ખેંચ્યા સિવાય હું ઉપર ચઢી ગયો. મેં મુકેલો સિપાઇ બહારના ઓરડામાં બેઠો હતો. હું ચંદુલાલના ઓરડામાં ગયો, અને તેની ફરીથી ખુબ બારીકાઈથી તપાસ કરી. મેં અમુક અનુમાન કર્યું હતું તેને વધુ પુષ્ટિ મળી.

બીજી પણ એક બાબત જણાઇ. હું અભ્યાસગૃહ-જ્યાંથી કનૈયાલાલ અદૃશ્ય થઇ ગયા હતા—ત્યાં ગયો. તેમના તથા ચંદુલાલના ટેબલના ખાનામાંના કોરા કાગળો, પેલા નનામા પત્ર સાથે સરખાવા લાગ્યો.

મને લાગ્યું કે નશીબ બે ડગલાં આગળનું આગળજ છે. ખાનામાંના કાગળો તદન જુદી જાતના હતા. ફરીથી હું બાજુનાં કબાટની તપાસ કરવા લાગ્યો. કેટલીક તપાસ પછી હું શોધતો હતો તેવીજ જાતના કાગળોનું એક આખું બંડલ નીકળ્યું.

તેમાંથી એક કાગળ લઇ, નકામા પત્ર સાથે દીવા આગળ ધરી સરખાવવા લાગ્યો. મને ખાત્રી થઇ કે ગુન્હો કરનારે વાપરેલો કાગળ તથા આ કાગળો એકજ જાતના હતા, કાગળોની અંદરની છાપ એકજ પ્રકારની હતી. આ પરથી ખુલ્લું જણાતું હતું કે કનૈયાલાલ પર આવેલો ધમકીનો પત્ર, તેમનાજ અભ્યાસગૃહમાં લખાયો હતો.

તરત માટે તો મારૂં કામ પુરૂં થયું. હું તે મકાનમાંથી બહાર નીકળી ગયો, અને થોડે દુર આવેલા બગીચામાં જઇ વિચાર કરવા લાગ્યો.

એક વાત તો નક્કી થઇ, કે કપાએલો હાથ કનૈયાલાલનો ન હતો. અને તે ચંદુલાલે ખરીદી લાવી અભ્યાસગૃહમાં મુક્યો હતો. એ પણ ચોકસ હતું કે કનૈયાલાલ પર આવેલો પત્ર તેમનાજ કબાટમાંથી નીકળેલા કાગળો જેવા કાગળ પર લખાએલો હતો. તે શિવાય બીજી પણ એક બે મહત્ત્વની શોધ કરી હતી.

કંઈ બાજી રચાઈ હતી પણ તે કેવી રીતે? તે હું ચોકસ અનુમાન ન કરી શક્યો. કારણ કે કનૈયાલાલ એવા ગૃહસ્થોની હાજરી વચ્ચે અદૃશ્ય થઇ ગયા હતા કે, તેઓ કોઇ પણ જાતની દગોબાજીમાં સામેલ હોય તેવો જરા પણ શક ન લઇ જવાય.

સંભવિત તથા અસંભવિત બાબતોનો વિચાર કરતાં, હું એકજ નિર્ણય પર આવ્યો. તે અનુસાર તરતજ હું આગળ વધ્યો.

લગભગ રાત્રે નવ વાગે હું પાછો કનૈયાલાલના મકાન પર ગયો અને બારણું ઠોક્યું.

ચંદુલાલે બારણું ઉઘાડયું, 'કોણ ડીટેક્ટીવ સાહેબ? હું ધારતોજ હતો કે તમે પાછા આવશો. આવો, અંદર આવો.

હું અંદર ગયો. અને ચંદુલાલની બાજુમાં એક ખુરશી પર બેઠો. ત્યાં બેઠેલા સિપાઇને મેં બહાર જવા કહ્યું.

'કનૈયાલાલના ભયંકર રીતે ગુમ થઇ જવા સબંધમાં તમે કંઇ પત્તો મેળવ્યો છે?' ચંદુલાલે પુછ્યું.

'કંઈ સમજ નથી પડતી, બહુ ગુંચવણ ભર્યો કેસ છે. પણ તમે આ સંબંધમાં કોઇને વાતનો નથી કરીને?' મેં કહ્યું.

બહુજ દીલગીરી ભર્યા ચહેરે ચંદુલાલ મારા સામું જોઇ રહ્યા 'વાતચીત!' તે બોલ્યા,. 'સાહેબ! આ કંઇ ગપ્પાં મારી રસ લેવા જેવી બાબત નથી. કનૈયાલાલની જીંદગીનો સવાલ છે.—તો પણ, કોણ જાણે, મને લાગે છે કે છાપાંવાળાઓને અહીં કંઇ અસાધારણ બનાવ બન્યો છે તેવી ખબર મળી ગઇ છે. અને કદાચ આજે અહીં બાતમી મેળવવા માટે રિપોર્ટરો આવશે.'

તેઓ તદન અજાણ્યા હોય તેવા દેખાતા હતા, તો પણ મારી તો ખાત્રીજ હતી કે તેમણેજ છાપાં

વાળાઓને બોલાવ્યા હતા. પણ તે બાબતમાં હું કંઇ બોલ્યો નહિ.

'કનૈયાલાલનો ફોટો હું ફરીથી જોવા માંગું છું,' મેં કહ્યું.

'આવો,' કહી તેઓ મને અભ્યાસગૃહ તરફ લઇ ગયા. તેમણે મને ફોટોગ્રાફ લાવી આપ્યો. હું તે બારીકાઇથી જોઇ રહ્યો. પછી એક બે પળ મેં ચંદુલાલ તરફ જોયું. 'તમારી જગાએ હું હોઉં તો છાપાંવાળાઓને કાંઇ પણ કહું નહિ.' મેં કહ્યું.

'કદાચ આજ રાત્રે નહિ,' તે બોલ્યા, 'પણ સવારે આવતી કાલે–'

'આજ રાત્રે નહિ, અને ભવિષ્યમાં પણ નહિ.' હું તેમના તરફ તાકીને જોઇ રહ્યો.

'કેમ શા માટે નહિ, કહેવું તો પડશે,' ભારપૂર્વક તેમણે જણાવ્યું.

'તમારી મરજી, પણ એમ કરશો તો તમારી સ્થિતિ કફોડી થશે,' મેં કહ્યું, 'મારી માફક છાપાંવાળાંઓ પણ જાણશે કે તમારૂં નામ ચંદુલાલ નથી!'

મેં હાથ લાંબો કરી ઝડપ મારી. તેમના માથા પરની બનાવટી વાળની 'વિગ' નીકળી આવી.

'તમારી મુછો પણ ધીમેથી ખેંચી કાઢો', મેં કહ્યું, 'જો હું ખેંચી કાઢીશ તો કદાચ તમારા હોઠ ઉપરની ચામડી પણ થોડી નીકળી આવશે.'

તેમણે ધીમેથી મુછો ખેંચી કાઢી. મેં ફરીથી ફોટોગ્રાફ તરફ જોઇ મારી સામે ઉભેલા માણસ તરફ જોયું.

'સાહેબજી, મી. કનૈયાલાલ!' મેં કહ્યું, 'તમારો ઘણો સરસ હતો. પરંતુ જોઇએ તેવો નહિ! કેમ તમારો શું મત છે?'

એક બે પળ તો તેઓ મુગાજ બની ગયા: પણ પાછા ખુશમીજાજમાં આવી ગયા. 'વાહ! તમે બહુ ચાલાકી બતાવી, તમે શી રીતે શોધી કાઢ્યું?'

'એનું તમારે શું કામ છે?' મેં કહ્યું, 'હું કહીશ તો વળી તમે તેનો કોઇ નવલકથા લખવામાં ઉપયોગ કરશો. છતાં પણ મને એક બે વાત કહેવાને વાંધો નથી. ચંદુલાલ તથા કનૈયાલાલ કદી સાથે જણાતા નહિ. એ મને જરા વિચિત્ર લાગ્યું છેવટે હું એ અનુમાનપર આવ્યો કે, તે તેમને માટે અશક્ય છે. વળી મને યાદ છે કે, કહેવાતો 'ભયંકર બનાવ' બન્યો ત્યારે પણ જે હાજર હતા તે ગૃહસ્થોએ ચંદુલાલ તથા કનૈયાલાલને સાથે જોયા ન હતા. કનૈયાલાલ અંદર ગયા અને ચંદુલાલ બહાર આવ્યા.

હું મારા ડાક્ટર મિત્ર પાસે ગયો ત્યાંથી વધુ વિગત મળી કે કપાએલો હાથ તો બે ત્રણ દિવસ પાણીમાં રહેલો હતો. ત્યારબાદ જ્યુરીહાઉસમાંથી પણ એક બે ખાનગી બાબતો મળી. પણ હા મારે તમને એક બીના પુછવી છે. હાથ તથા ટેબલ ક્લોથ પર પડેલું લોહી તો તાજું હતું. તે ક્યાંથી આવ્યું?'

'તે તદ્દન સહેલું હતું,' કનૈયાલાલ બોલ્યા, 'મેં મારા નાકપર મુક્કી મારી થોડું લોહી કાઢ્યું હતું. હું જ્યારે જોઇએ ત્યારે તેમ કરી શકું છું.'

'ઠીક છે, મી. કનૈયાલાલ! તમારી જગાએ હું હોઉં તો એવી યુક્તિ ન કરૂં. વસ્તુસ્થિતિ આમ છે, છતાં પણ તમારા પર કામ ચલાવવું જોઇએ કે કેમ તેનો મેં નિર્ણય નથી કર્યો છતાં મને લાગે છે કે તમને મારી સાથે હેડઑફિસમાં લઇ જાઉં તો ઠીક.' મેં કહ્યું.

'હું માનું છું કે હું તમારી જગાએ હોઉં તો એમ ન કરૂં: મેં કંઇપણ ગુન્હો કર્યો નથી. કોઇ માણસ ગુમ થઇ જાય અથવા મરણ પામવાનો ઢોંગ કરે, તેની સામે કંઇ કાયદો નથી', કનૈયાલાલે કહ્યું.

'આજે બપોરે તમારા મિત્રો હાજર હતા, તેઓ પણ આમાં–"

'નહી. બીલકુલ નહિ' કનૈયાલાલ બોલ્યા, 'શામદાસ શેઠ કે બીજાઓ આમાં સામેલ થાય તેવું જરા પણ ધારશો નહિ.'

'તે તો હું બરાબર સમજું છું. પરંતુ તમે અને ચંદુલાલ એકજ હતા ત્યારે'–

'તમે અનુમાન કર્યુંજ હશે, તે મુજબ તેઓએ અમને કદી સાથે જોયા નથી હું કેટલાક વખતથી આ યુક્તિ રચવાની ગોઠવણ કરી રહ્યો હતો. મારાં છેલ્લાં પુસ્તકનું વેચાણ ધારવા મુજબ થયું નહિ. તેથી મેં ધાર્યું કે આ થોડી સ્વદેશનથી

મારા પુસ્તકના વેચાણને જરૂર ફાયદો થશે. તેથી મેં મારો સેક્રેટરી ઉભો કર્યો. બધા એમજ ધારતા હતા કે અમે બંને સાથેજ રહેતા, પણ જ્યારે કોઇ મળવા આવે ત્યારે હમેશાં સેક્રેટરીજ મળતો, અને કહેતો કે હું બહાર ગયો છું. કેટલીક વખત હું સેક્રેટરીના વેશમાંજ મારા મિત્રોને ત્યાં જતો તેથી તેઓ સેક્રેટરીને બરાબર ઓળખતા.'

મેં ડોકું ધુણાવ્યું, એવુંજ મેં ધાર્યું હતું, 'કનૈયાલાલ ! તમે કુશળ નટ છો, છતાં પણ તમે એક મોટી ભૂલ કરી.'

તેઓ હસ્યા, 'એક કરતાં વધુ, પણ તમે કઇ ભુલ માટે કહો છો ?'

'તમે જ્યારે મને ચંદુલાલ તરીકેનો રહેવાનો ઓરડો બતાવ્યો, ત્યારે ત્યાંના કબાટમાં પહેરવાનાં કંઇ પણ કપડાં નહતાં. તેને લીધેજ તમે અને ચંદુલાલ એક છો, એવો મારો શક મજબૂત થયો હતો.'

'અહા ! કેવી મૂર્ખાઇ ભરેલી ભૂલ!' તેઓ બોલ્યા. 'મને તેનો ખ્યાલજ આવ્યો નહિ. એમજ છે, સાહેબ ! જોયુંને ? આવી એકાદ નાની ભૂલને લીધે ગુન્હો પકડાઈ જાય છે, તે હું હમેશાં કહેતો આવ્યો છું.'

આ વખતે ટેલીફોનની ઘંટડી વાગી, તેમણે ટેલીફોન લીધો, 'ના, ના, તેમને કહો કે કનૈયાલાલ તો બહારગામ ગયા છે. અઠવાડીઆં પછી આવશે. હું દિલગીર છું. પણ આમાં કંઇ ભૂલ થયેલી લાગે છે. છાપાંવાળાઓને મારે કંઇ પણ ખાસ ખબર આપવાની નથી.' તેમણે ટેલીફોન બંધ કીધો, અને હસતાં હસતાં મારા તરફ જોયું, ' એક સાધારણ મશ્કરી હતી. હું ધારૂં છું કે મને કેદ પકડવાની કે છાપાંમાં જાહેર કરવાની જરૂર છે, એવું તમારૂં ધારવું નહિ હોય.'

'હું કંઇ કહી શકું નહિ,' મેં કહ્યું 'હું મોટા સાહેબને વાત કરીશ, ત્યાં સુધી તમને કેદ કરવાનું મુલતવી રાખીશ તો કંઇ વાંધા જેવું નથી.'

બીજે દિવસે હું અમારા સાહેબને મળ્યો. પણ મને લાગે છે કે આ કનૈયાલાલને લાગવગવાળા મિત્રો હશે કે–કદાચ તેમણે આ મામલો પતાવી દેવામાં શામળદાસ શેઠની મદદ લીધી હશે, ગમે તે કારણથી, પણ જ્યારે હું સાહેબને મળ્યો ત્યારે તેમણે કહ્યું કે તેમની બધી વિગતની ખબર છે, અને તે કેસ સબંધમાં આગળ કંઇ કરવાનું નથી.

તે બનાવ પછી જ્યારે જ્યારે કોઇ લેખકને લગતો કેસ આવે છે, તો મને એમ થઇ આવે છે કે તેનુ એકાદ પુસ્તક પ્રકટ થવાનું હશે. **—ચીમનલાલ.**

---

# જૂનાં સુભાષિતો.

**( સંશોધક—મોહનલાલ દલીચંદ દેશાઈ બી. એ. એલ એલ. બી. )**

[ એક જુની પ્રત ૪ પાનાની મળી છે તેમાં પ્રથમનું એક પાનું છે નહિ તેથી પ્રથમનાં ૨૨ સુભાષિત, મળતાં નથી. કુલ ૮૯ છે ને તે છેલ્લું ૮૯ મું સુભાષિત છે તેમાં 'માણિક ભણઈ' એમ જણાવ્યું છે તેથી માણેક નામના કવિએ તે સુભાષિત બનાવેલું છે, એ શંકાસ છે. વળી તે તથા તે ઉપરનાં બધાં તેણે બનાવેલાં એવું કોઈ ગણે તો તે બરાબર નથી કારણ કે કેટલાંક ( દા. તરીકે ૨૮ મું શ્રી હેમચંદ્રના અપભ્રંશ દોહામાં છે ) બીજે સ્થલે જોવામાં આવે છે તે માણેકે કદાચ આનો સંગ્રહ કર્યો હોય. ]

* * * * * *

તે નવિ છુટ્ટંતિ સંસારે. ૨૨

સાજણ વસઇ વિદેસડઇ, જોયણ લાખહ છેહ
વીસારતાં ન વીસરઇ, જાં નવિ દાઝઇ દેહ, ૨૩
સાજણ પટકઇ તે ઘણું, જિમ ચિત જીનર સાથ,
નીકાલત ન નીંકલઇ, કહુ સખી કુંણ હવાલ. ૨૪

ચલા લક્ષ્મી ચલા પ્રાણા, ચલં જીવિત યૌવનં
ચલા ચલો હિ સંસારે, એકો ધર્મો હિ નિશ્ચલઃ ૨૫
ઝાલર જે જિમ વાજણા, કાજ ન સીઝઈ તેણિ,
અવસર જે હુ બોલણા, કાજ ન સીઝઇ તેણિ. ૨૬
પાંણી પહણ નવિ મરઇ, પણ ઝાંબિર થાઇ,
દુર્વિઈ માણ નવિ મરઇ, પણ ઝૂરી પાંજર થાઈ. ૨૭

ખેટે જીએ કવણુ ગુણુ, અવગુણુ કવણુ મુએણુ,
જં બપ્પીકી ભૂંયડી વે પિજ્જઇ અવરેણુ. ૨૮
ઘર આવીનઇં મંડઇ વાત, બાહિર જઇનઈં બોલઇ ઘાત,
વરિ લીજઇ બાઉલસિઉં બાથ, તિમ હઈં ન લીજઇ
તેહનુ સાથ. ૨૯
સુગુણુ સુભેદ સુમાણુસાં, નિશ્ચિંત અવગુણુ હુંતિ,
કઇ નિર્ધન કઇ વિરહણી, કઇ સંતતિ નવિ હુંતિ. ૩૦
વિસહરઉ કિં નવિ મરઇ, જઈ ગારડીઉ ફુંતિ,
નારીઇં કિ ડંકીયા, વિરલા કે જીવંતિ. ૩૧
કિં કિજ્જઇ તિણુ સજ્જણે, ભીડિ ન તજ્જઇ જેણુ,
ખાલી કંઠિ પયોહરા, દૂધ ન પાણી તેય. ૩૨
મિત્તપણું તિમ પાલીઇ, જિમ વૃદ્દહન નીર,
આવટણું આપણિ સહઇ, તોઇ નવ ત્રઇ પીર. ૩૩
કોઇલિ સરષી સત્ર નહીં જસ મતિ ઘણું વિવેક
અંબવિહૂણી અવરસ, બોલ ન બોલઇ એક. ૩૪
સજ્જણુ સહજિં દૂબલા, લોક જાણુઇ સીદાઇ,
જસ હીયડઇ સારણિ વહઇ, તે કિમ માતા થાઇ. ૩૫
નીઠર સરિસુ નેહડુ મ કરસિ હીયા ગમાર,
રાસભનાંપી ગૂણિ જિમ, કોઇ ન પૂછઇ સાર. ૩૬
देवपूजा गुरूपास्ति स्वाध्याय संयमस्तपो
दानं चेति गृहस्थानां पट्कर्माणि दिने दिने. ३७
આપણી તે જાણીઇ, જે જે સરલું હોઇ,
અંગિ ફરૂકઇ મનિ હસઇ, એ દોઇ લક્ષણુ હોઇ. ૩૮
પાપી પરધન ઉલવઇ, કિમઇ ન આણુઇ પંચ,
ચંચદોહ કરવા ભણી, મંડઇ અધિક પ્રપંચ. ૩૯
ભમરૂ જાણુઇ રસ વિરસ, જે સેવઇ વણુ રાય,
ઘણુ ન જાણુઇ બાપડુ, સૂકૂં લાકડ ખાઇ. ૪૦
જે સજણુ તુહ્મ જડ જડી, રેહી તેહ અપાર,
તે જડા કિમ ન ઊજડઇ; જો મિલઇ લાષ લોહાર. ૪૧
ગઇ ભાગી ગૂડા રહિયા, લોયણુ દીધઉ દાહ,
કાને ગાંડિઉ રૂસણું, ગઈ લિ જોવન રાય, ૪૨
હંસા કેરઇ બઇસણુઇ, બગલાં બઇઠાં વીસ,
જે કિરતારિ વડાં કીયા, તે સિઉ કેહી રીસ ? ૪૩
કરવતડી કિરતાર, જઇ સિરિ દીજત તાહરઇ,
તુ તું જાણુત સાર, વેદન વિછોહા તણી. ૪૪
અહ દુખહ ઊલીચણું, જઇ નીસાસ ન હુંતિ,
હઇડઉં રતન તલાવ જિમ, ફૂટવિ દસ દિસિ જંતિ. ૪૫
પવન સુણુઇ એક વાતડી, હૂં હવ હોઇસિ છાર,
તિણુ દિસિ તૂં ઊડાડયે જેણુઇં દિસિ હુઇ ભરતાર. ૪૬
સાસરઇ તુ સુખ ટલીયાં. પીહરિ ટલીઉં માન,
પીઉ વિરહિણી પદમિની, જાઇ જિહાં તિહાં રાન. ૪૭
ન કર નયણુ મેલાવઉ, વયણુ ન પૂછઈ વાત,
જાણીજઈ સાજણુ સહી, કારણુ કાંઇ વાત. ૪૮
सलहो विसाण वासो, एगछत्ताविमेयणी सुलहा
दुलहा पुणजीवाणं जिणंद वरसासणे वोही. ४९
રાતુ દિણુયર ઊગમઈ, રાતુ દાડિમ ફૂલ,
રાતઇ રાતું જુ મિલઇ, કવણુ કરેસિ મૂલ. ૫૦
વીસારતાં ન વીસરઇ, સંભારંતા ન માઇ,
તે માણુસ કિમ વીસરઇ, ભીતરિ ઘણુ જિમ ઘાઇ. ૫૧
મન જાણુઇ મન વત્તડી, કુણુ આગલિ ન કહાઇ,
સંભારંતાં બોલડા, હઇડઉં ગહિબર થાઇ. ૫૨
હીયડા હું નઇ તુંહ જિ, અવર ન દૂજુ કોઇ,
આથિ દુઇ તુ વહિંચીઇ, દૂખ ન વહિચઇ કોઇ. ૫૩
હય ગઇ મઇ ગઇ, ગયા તિલોચન કન્ન,
એકઇ જાતઇ જોવનઇં, ગયાં તિ પંચરતન. ૫૫
आचारकुलमाख्याति, देशमाख्याति भापितं ।
संभ्रमस्नेहमाख्याति, वपुराख्याति भोजनं ॥ ५५
અગર તણુઈ અણુસારિ, છેદીતાં પરિમલ કરઈ,
તે સાજણુ સંસારિ, જોયા પણુ દીઠાં નહીં. ૫૬
उत्तमा स्वगुणैः ख्याता मध्यमा पितरैस्तथा ।
अधमा मातुलैः ख्याता सुसरै (श्वसुरैः) ख्याता धमा-
धमा ॥५७॥
સાહિબ કમી ન આપણા, સણુઉ રે ગહિલી દાસિ,
કમહી પાસિ ભોલાવીઇ, કમી ભેજઇ વનવાસિ. ૫૮
धम्मेण कुलप्प सूई, धम्मेण यदव्वरूवसंपत्ती ।
धम्मेण धणसमिद्धि धम्मेण विच्छडा कित्ती ॥५९॥
કુમ દુહા કર કરંગ ઘણુ મુહિપ વધ્યા તુ રંગ,
એ ત્રિણિં તિમ મંકીઇ, જિમ વિસ ભરિયા ભુયંગ. ૬૦
નારી નર વધતાંતિ રસ, ઉર કેકાણુ વપાણુ,
એ પંચઇ છઇ પંગલાં ફેરવણુહાર સુજાણુ. ૬૧
જેહ તણુઇ મનિ જે વસઇ, તેહ તણુઇ મનિ તેહ,
સાયર અછુ જલ પૂરીઉ, ચાતુક સમરઇ મેહ. ૬૨
છાસિ છમકુ છાંટડી છંદા બોલી નારિ,
એ ચ્યારઈ તુ પામીઇ, જુ પોતઇ પુણ્ય અપાર. ૬૩

અણુરસ સરસી આલિ, મકાર વીજલિઉં ભણુઈ,
ઝામકિ દેસિ ગાલિ, ઝાટકિ પાણી ઊંતરિ. ૬૪
સોહગ ઊપરિ મંજરી, છજઇ તુંહ સહિકાર,
અવરજ તરૂયર બાપડા, ત્રુડિ કરઇ ગમાર. ૬૫
પાણિ તણુઈ વિયોગિ, કાદવ ફાટઇ જિમ હીઉ,
તિમ જુ માણુસ હુંતિ, સાચા નેહ તું જાણીઇ. ૬૬
ગુણ વિણુ ધણુ હી લાકડી, ગુણ વિણુ નારિ કુનારિ
ગુણ વિણુ સીંગિણિ નવિ નમઇ, ગુણ ગિરૂયા સંસારિ. ૬૭
धर्मं सत्यं च संतोषं त्रितयो पितरस्तव ।
मम पार्श्वे समासीना कथयामि तवांतिके ॥६८॥
સ્વામી સુણીઇ અતુલ બલ, બલ જાણીસિઇ હેવ,
હઇડા ભીતરિ મઈ ગ્રહિઉ, સકઈ નીંકલિ દેવ. ૬૯
द्यूतं च मांसं च सुरा च वेश्या
पापर्द्धि चोरी परदारसेवा ।
एतानि सप्त व्यसनानि लोके
घोरातिघोरं नरकं नयंति ॥७०॥
याति कालो गलत्यायुः क्षीयंते च मनोरथाः ।
नथापि सुकृतं किंचित् सता सस्मरणो चित्तं ॥७१॥
માણુમ ઉ એ પેટ, પૂઠિ લાગૂં પાપીઉ
નવિ થાહર નવિ ઘેટ, ભાવઇ તિહાં ભીવા વસિ. ૭૨
ભૂપ ભરાડી તં ભણુઇ; સાચો વાઇ માઇ,
નારિ કાઢિ બાહિરી, માણુસ આણું હામિ. ૭૪
તનુ ભાગી ન તુ ભાજસિ, ભાગી સાજી થાઇ,
એકલડી જણુ જણુ તણુઈ, પિસી પંજરમાંહિ. ૭૫
મીઠઇ ભોયણુ ખલવયણુ, સ સનેહા સમિત્ત,
એ ત્રિણિ ન વીસરઇ, ઘણુ ઘણુ લાગા ચિતિ. ૭૬
સીયલ ભોયણુ ધૂપ ઘંણુ, ગેહિલિ વિણુ ઘરવાસ,
માણુસ મના સવી યઇ બોલ કેહી આસ. ૭૭
સૂના પાટણુ સધિ વસઇ, અવહા કૂપ વહંતિ,
વિહિણા તઇ તંનકીય, જિણિ મૂયાં જીવંત. ૭૮
તરૂણા વરણુ તણેણુ, દીહા કેવિ ગમંત,
ઊકરડઉ ઝામકિ મરઇ, જઇ ચોપડ ન લહંત. ૭૯
સજણુ ગયા વદેસ, તાલૂં દેઈ કુંચી ઠવી,
ઊઘાડઉ કુંણુ રેસિ, સરઘુ કો દેખું નહી. ૮૦
કલિ પેઠી ઘૂહડ ભણુઇ, ગુણુહ ન જાણુઇ કોય,
જસ કીધઉ ઠવયારડઉ, સોય જી વઇરી હોય. ૮૧
દાનહ વેલાં ઊજલઉ, વિરલુ કો જગિ હોઇ,
જલહર જલદેવા સમઇ, મન મલુ નવિ હોઇ. ૮૨
જે દીજઇ પંચંગુલિં, તે પણિ આગલિ થાઇ,
મરઇ તસા હલાહલ મોટક બંધિ ન જાઇ. ૮૩
પ્રીય પૂઠિં જોઇ નહીં, નવિ માનઈ મોરી શીષ,
જમ ધરિ જૂયા ન પેલીઈ, તસ ઘરિ પઉસિ ભીપ ૮૪
ગુણુવંતા તું જાણીઇ, જઉ ગુણુવંત મિલંતિ,
નિગુણુ પાસિ વસંતડાં, સુગણા ગુણુહ ગલંતિ. ૮૫
જિણુ દીઠઇ મન રંજીઇ, અણુદીઠઈ અણુરાઉ,
તે ભેટેવા જાઇઇ, જોયણુ લાપ સવાઉ. ૮૬
વાર સરસી વાર, લાગઈ તુ લાગી ભલી,
ગુણ ઊપજિ અપાર, અવગુણુ એક ન ઊપજિ. ૮૭
સજણુ સરસી ગોઠડી, મઝ મનિ ઘરી સુહાઇ,
આલિ સ્યૂં બોલાવીઇ; માણિક આપી જાઇ. ૮૮
ઉત્તમ કુલિ જે ઊપજી, અનઈ અધમે રાચંતિ,
માણિક ભણુઈ તે બાપડા, પોથાં કાંઇ વાચંતિ. ૮૯
—ઇતિ સુભાષિત. છ.:!

# વિદ્યાર્થીઓને.

## (શ્રી મહાવીર જૈન વિદ્યાલયના પ્રીતિ સંમેલનમાં ૩-૮-૨૪ ને દિને આપેલ વ્યાખ્યાન).

અત્યારે છાપવાની કળાએ નવી નવી જાતનાં પુસ્તકો, છાપાંઓ, ચિત્રો, ફિલસુફીઓ અને નવી નવી જાતનાં નૈતિક ધોરણો દુનિયાના સઘળા ખુણાઓમાંથી લાવી લાવી આપણી પાસે ધરવાથી આપણી સ્વતંત્ર રીતે વિચાર કરવાની શક્તિ ઓછી હોવાથી આપણે આ બધા પ્રવાહમાં એક નિર્જીવ તણખલા માફક તણાઇએ છીએ.

વિચાર કરવાનાં સાધન બહોળા પ્રમાણમાં થયાં, જ્યારે વિચારશક્તિનો લોપ થવા માંડયો.

જે તમારા જ્ઞાનભંડોળમાં કિંચિત્ વધારો ન કરે,
જે તમારા સાંકડા હૃદયને વિસ્તૃત ન બનાવે,
જે તમારા આગળથી બાંધી રાખેલા વિચાર (prejudice) ને જરા પણ ન સુધારે,
જે તમારા જીવનને જરા પણ ઉચ્ચ ન કરે,
જે તમારી વિચારશક્તિને જરા પણ ન ખીલવે.
તો તેનું શું પ્રયોજન?

આજે દુનિયાને ખાસ કરી જૈન સમાજને સૌથી વધારે જરૂરનું શિક્ષણ સ્વતંત્ર રીતે વિચાર કરતા બનાવવાનું છે.

અમુક શાસ્ત્રનું ફરમાન છે તેને વિચાર કસોટી પર મૂકો, તે લખનાર ત્યાગી-સર્વસંગ પરિત્યાગી સાધુ હતા, તેથી તેમણે વિચાર કરી યા તે વખતના સંજોગને અનુસરી લખ્યું હશે એવા ભાવથી તેને વિચારો, શ્રદ્ધા રાખો પણ તે અંધ શ્રદ્ધા નહિ, પણ જીવતી શ્રદ્ધા રાખો. અમુક બાબત અમુક અંગ્રેજ કે અમેરિકને કહી છે એટલા માટે તે સાચીજ હોવી જોઇએ એમ માનવું તે અનંત જ્ઞાન ગુણ ધરાવતા પોતાના આત્માનું 'લાઇબલ' કરવા બરોબર છે.

અમુકે કહ્યું તેથી તે ખરૂંજ એમ માની ચીટકી બેસવાથી અને તેના મનમે'તે અર્થ કરવાથી સમાજમાં દૃશ્યમાં મતપક્ષની ખેંચતાણ, શુષ્ક ક્રિયાવાદ, વહેમો, ખોટાં ખર્ચો, ધર્મને નામે ચાલતા ખોટા રીવાજો અને અંધકાર છવાઇ રહ્યા છે.

સ્વતંત્ર વિચારને અભાવે મહાન અનિષ્ટ તત્ત્વ, આપણા લોકોમાં જીંદગી સંબંધી નિરાશા ભર્યો ખ્યાલ દાખલ થયો, તે છે, આત્મા સ્વતંત્ર છે, આત્મા અનંત જ્ઞાનગુણધારી છે; એ ઉમદા ફિલસુફી હોવા છતાં કેમ જીવન નિરસ અને નિરાશા ભર્યું થાય છે?

કેટલેક સ્થળે વૈરાગ્યવૃત્તિ-ઉદાસીનતા એ જૂઠી, દાંભિક, બાલિશ, અજ્ઞાનમય, કાયરતા ઉત્પન્ન કરનારી કેટલાયને દેખાય છે તેનું શું કારણ? વૈરાગ્યવૃત્તિ તે આળસ, કાયરતા, દંભ, હરામી વૃત્તિ, પ્રમાદ, અજ્ઞાનતા અને કર્તવ્યભ્રષ્ટતા નથી; છતાં તેમ તે દેખાતી હોય તો તેનું કારણ એ છે કે માત્ર વિચાર શક્તિ વગરના ઉપલકીઆ વાચનથી અંધશ્રદ્ધાના બળે એ પવિત્ર વૈરાગ્ય વૃત્તિનો ઉપયોગ ધર્મ અને વ્યવહારને વિકૃત કરવામાં થયો હોય.

હાલની નિશાળોનું શિક્ષણ વિચારબળને પોષિત કરે છે કે નહિ એ જોઇએ. ત્યાં ભણતા વિદ્યાર્થીઓનો ઘણો મોટો ભાગ નિર્માલ્ય જણાય છે. એક પણ વિષય પર સવાલ ઉભો કરતાં અને સવાલનું નિરાકરણ કરતાં શિખવવામાં આવતું નથી. અમુક પુસ્તકો જેમ તેમ ગોખી 'પાસ' થાય છે અને શિક્ષકો તેમ ગોખાવી 'પાસ' કરાવે છે. આજના વિદ્યાર્થીઓની સફાઇ જુઓ, એમનાં પુસ્તકોનાં હાલ હવાલ જુઓ, એમના દસ્કત જુઓ, એમની વાતચીત સાંભળો, એમની જવાબ આપવાની પદ્ધતિ જુઓ, જીંદગી સંબંધી એમના ખ્યાલ જુઓ, એમના નિબંધો જુઓ, એમનું વર્તન જુઓ, એમનો મોટાઓ-મુરબ્બીઓ-ગુરૂઓ પ્રત્યેનું આચરણ જુઓ-આ પરથી નિરાશા કદાચ આવશે.

હવે એ સ્થિતિ સુધારવાની જરૂર છે..

જ્યારે શિક્ષકો, શાળાસ્થાપકો, માબાપો અને વિદ્યાર્થીઓ સમજશે કે બહુ ચોપડીઓના બહુ વિષયો મગજમાં પચ્યા વગરના ઠાંસી ભરવાથી યા ગોખી જવાથી નુકસાન છે અને વિચારીને થોડું પણ

સંગીત શીખવવા-શીખવાની જરૂર છે ત્યારે આ સ્થિતિ સુધરી શકશે.

વિચાર કરવાની, સુકાબક્ષા કરવાની, કસોટી કરવાની, તર્ક કરવાની, પ્રશ્નો ઉભા કરવાની, પ્રશ્નોના નિવેડા લાવવાની, તફાવત સમજવાની, નિશ્ચય પર આવવાની અને નિશ્ચયને યોગ્ય પદ્ધતિથી તથા અસરકારક શબ્દોમાં જાહેર કરવાની શક્તિ આવશે ત્યારે વિચારકો થઇ શકીશું. સમાજને વિચારકોની લાગતી ઉણપ દૂર થશે.

સમાજ તમારી પાસેથી આવા વિચારકો થવાની આશા રાખે છે; અને તેવા થવા માટે નીચેના વિષયોનું જ્ઞાન મેળવવા દરેક તક લેવી જોઇએ.

૧ જગતનો તુલનાત્મક ઇતિહાસ-પ્રજાની ચડતી પડતી કેવા સંજોગોમાં થાય છે તેના ખાસ અવલોકન સાથે.

૨ જૈન જે દેશમાં રહેતો હોય તે દેશનો-ભારતનો પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસ.

૩ તે દેશમાંના જૂદાં જૂદાં દર્શનો અને ધર્મગ્રંથો કેવા સંજોગોમાં જન્મ પામ્યાં, તેમના મુખ્ય ઉદ્દેશ અને ફરમાન શું છે-તેમનું આંતરિક સ્વરૂપ.

૪ જૈન દર્શનનો તુલનાત્મક ઇતિહાસ

૫ જૈન સાહિત્યનો તુલનાત્મક ઇતિહાસ.

વગેરે વગેરે અનેક વિષયો છે.

હું ઇચ્છું છું કે પોતામાં વિચારશક્તિ સ્વતંત્ર રીતે ખીલવી, સાથે વિનય અને ગંભીરતા હંમેશ રાખી અને જાળવી જૂદા જૂદા દેશોનો તુલનાત્મક ઇતિહાસ શિખ્યા પછી મનુષ્ય સ્વભાવનું અવલોકન કર્યા પછી, જૂદી જૂદી વિદ્યાઓ વચ્ચેનો સંબંધ વિચાર્યા પછી અને યોગ માર્ગનું પ્રાથમિક પણ 'પ્રેક્ટિકલ'-વ્યવહાર જ્ઞાન મેળવી સમાજની સેવાભાવના વાળા સમાજના નેતા-ઉદ્ધારક-સુધારક તમારામાંથી અનેક બનો-નિવડો.

આ 'સમયધર્મ' કહે છે. આજના સમયનો ધર્મ પણ આ કથન પ્રમાણે છે. સમયના ધર્મને સૌ ઓળખો-પિછાનો-કદર કરો.

---

# શત્રુંજયનો છંદ.

નાટકી.

( સંપાદકઃ—**મોહનલાલ ભગવાનદાસ ઝવેરી** બી. એ. એલ એલ. બી. સોલિસિટર. )

ધુનિ ધ્રહકતિ ધ્રહકતિ ધપમપ ધપમપ પધૂનિ પધૂનિ ધપમાદલ ધૂરં
ઘન ઝઝુકતી ઝઝુકતી ઝગઝૂં ઝગઝૂં ઝગમેર ઝગમેર ઝંઝધૂરં
રવિ કહકતિ કહકતિ કિરનાલકરં, ગિર શેત્રુંજ ઉપર રીષભકે આગે નાટક કરે સુરસ સુરવર ૧
ચરે ચચુપટ ચચુપટ ચાલ ચચુપટ બિચ બિચ તાલ સુચાલ ભરં
તા ધૂંગી-નીકી ધૂંગી નીકી તતથૈ તતથૈ થુંગીન થગીન થીગથારહરં
ભય ભરહર ભેકતિ ભેર ભૃકુટિ કુંટિ ધૂઆલી ગુટટલે માનધરં ૨ ગિર શેત્રુંજ૦
દૌં દૌં દાગડ દીગી દૌં દૌં તીસર તીસર સરસ સરસરં
સિર સોભિત નોબત બાજત ગાજત ગગન લગન લગે ધોરધરં
ધરંધિ ધ્રુકટિ ધિધુકતિ ધિધિ ધિગ ધિગતંડવ પસરં ૩ ગિર શેત્રુંજ૦
પાય ધમકનિ ઘુઘર ઘોર રણુકતિ નેઉરવરં
ઝુક ઝંઝર તાલ કંસાલ કે નાદ કરત ઉપનાદ વરં
ઢમ ઢમ ઢમકિય ઢોલ સુસંગીય છંદ ત્રીભંગીય કે ઉપરં ૪ ગિર શેત્રુંજ૦
ઠમ ઠમ ઠમકિત ઠિક ઠવે સુર ખડોલ મધુર રસીવન પસરં
પટુકતિ ત્રટુકતિ આલતિ આલતિ ચમ ચમકતિ માનવર
કહે કાંતિ સકલ સુખ કારણ અનુભવ કરત હોએ અમરં ૫ ગિર શેત્રું૦

ઇતિ શ્રી શેત્રુંજાનો છંદ સંપૂર્ણ.

# પાદલિપ્ત સૂરિકૃત નિર્વાણ કલિકા.

ગત અંકના પૃ. ૩૭૯ થી સંપૂર્ણ.

અંગ્રેજી પ્રસ્તાવના લેખક—રા. મોહનલાલ ભગવાનદાસ ઝવેરી B. A. LL. B. સોલીસીટર
ગૂજરાતી ભાષાંતરકાર—ડા૦ મોતીલાલ છગનલાલ સંઘવી M. B. B. S.

## પાદલિપ્ત સૂરિના અન્ય ગ્રંથો.

તરંગવતીની નવલકથાનો હમણાંજ ઉલ્લેખ કરી ગયો છું. તેની મૂળ કથા મળી શકતી નથી. ઉક્ત કથાનો નેમિચંદ્રસૂરિએ તરંગલોલાના નામથી સંક્ષિપ્ત સાર રચ્યો અને આ ઉપલબ્ધ છે. તેનો અનુવાદ જર્મન અને ગુજરાતી ભાષામાં થયો છે. નેમિચંદ્રસૂરિએ મૂળ તરંગવતીનો સંક્ષેપ કરવાનું કારણ એમ આપ્યું છે કે તે બહુ લાંબી સમજવામાં દુર્ઘટ તેમજ યુગ્મો, ષટ્કો અને કુલકોથી ભરેલી છે તેથી માત્ર તે પંડિતોજ ઉપયોગમાં લઇ શકે તેવો ગ્રંથ થઈ રહ્યો છે અને સામાન્ય માણસોને આમાં રસ પડતો નથી. સંક્ષેપ સારના કર્તાએ દુર્ઘટ શ્લોકો અને લોકપદો (સામાજીક કહેવતો) ને છોડી દઈ તરંગવતી સંક્ષિપ્ત કરી. તરંગવતીનું વસ્તુ બહુજ સરલ છે પણ અદ્ભુત સરલ અને અસરકારક છે. ગંગા અને યમુના વચ્ચેનો મુલક સ્થળ તરીકે લીધો છે. નાયિકા પોતેજ વાર્તા કરી સંભળાવે છે. જીવનના નમતા કાળમાં નાયિકા પોતે સાધ્વી થઇ હતી. તરંગવતી પછી થયેલા વિશાલદત્તના મુદ્રારાક્ષસમાં જેમ તે સમયના લોકોની રીતભાતનાં વર્ણન આવે છે નીતિના કાયદાની 'કોડ'—વ્યવસ્થા હતી અને અમુક સિદ્ધાંતોને અનુસરવાનું હતું. આલ્યકાળમાં ગ્રંથકર્તાએ મેળવેલી માનસિક અસરો આ ગ્રંથમાં બરાબર ઉઠી આવી છે તે સંભવિત છે.

ઉપર જણાવ્યું છે કે પાદલિપ્તસૂરિ નિમિત્તપાહુડ આદિમાં નિષ્ણાત હતા. તેણે પ્રશ્નપ્રકાશ નામનો જ્યોતિ-વિદ્યા ઉપર ગ્રંથ રચ્યો છે એમ જણાય છે. પ્રશ્નપ્રકાશ નામ સૂચવે છે કે તેની અંદરનો વિષય પ્રશ્નજ્યોતિષ એટલે પ્રશ્નોના જવાબ આપવાની પદ્ધતિનો હશે. આ ચાલુ ગ્રંથ નિર્વાણકલિકા, તરંગવતી અને પ્રશ્નપ્રકાશ એ ત્રણ ગ્રંથો પાદલિપ્તસૂરિના રચ્યા હોવાનું પ્રભાવક ચરિત્રમાં આપ્યું છે. વિવિધતીર્થકલ્પ અથવા કલ્પપ્રદીપમાં જિનપ્રભસૂરિ જણાવે છે કે પાદલિપ્તસૂરિએ શત્રુંજય અને ગિરનાર એ બન્ને યાત્રાનાં પવિત્ર સ્થળોના સ્તુતિરૂપ શત્રુંજય કલ્પ અને રૈવતગિરિ કલ્પ પણ લખ્યા. તે જણાવે છે કે ભદ્રબાહુ સ્વામીએ તે રચ્યા અને તે ઉપર જાપથનાતના(?)પાહુડજ હોવું જોઇએ. વજ્રસ્વામીએ તેમ ગોખી 'પાસ' થાય પાદલિપ્તે તેનો સંક્ષિપ્ત(?) 'પાસ' કરાવે છે. આજના ક્ષિપ્ર સૂરિની

છે. ત્યાં એમ પણ જણાવ્યું છે તેની અંદર આકાશ ગામિની અને સુવર્ણસિદ્ધિ પણ ગોપવી છે. આપણે નસીબદાર છીએ કે તે સ્તુતિ મારા જોગા કરેલા સંગ્રહમાં જરાક ખંડિત રૂપમાં મળી આવી છે. મારી પાસે સ્તુતિના બે ભિન્ન પ્રતિનાં લખાણ હોવાથી (Protanto) પાઠ સાથેની સ્તુતિ નીચે આપવા ભાગ્યશાલી થયો છું. અહિં બીજા શ્લોકનો, વાંચનાં સમજી શકાય તેવો, પાઠ બેસાડી આપવા સારૂ કલકત્તા વિશ્વવિદ્યાલયના પંડિત શ્રી હરગોવિંદદાસનો આભાર માનું છું. તે સ્તુતિ આ પ્રમાણે છેઃ—

गाहा जुअलेण जिणं भयमोहविवज्जियं जियकसायं ।
थो (थु)सामि ति-संझाए तं निस्संगं महावीरं ॥१॥
सुकुमार-धीर-सोमा रत्त-किसिण पंडुरा सिरिनिकेया ।
सीयंकुसगहभीरू जल-थल-नह मंडला तिन्नि ॥२॥
न चयंति वीरलीलं हाउंजे सुरहि-मत्त-पडिपुन्ना ।
पंकय-गयंद-चंदा लोयण-चंकम्मिय-मुहाणं ॥३॥
एवं वीरजिणंदो अच्छरगण-संघ-संथुओ भयवं ।
पालित्त यमय-महियो दिसउ खयं सयलदुरियाणं ॥४॥

જુઓ રા. ઝવેરીનો જ 'વીરસ્તુતિ તથા સુવર્ણસિદ્ધિ' સંબંધી લેખ જૈનયુગ પુ. ૧, પૃ. ૪૯૨.

## ગાથા સપ્તશતી.

પરાપૂર્વથી એમ મનાય છે કે પાદલિપ્તસૂરિને ગાથા સપ્તશતીના વિખ્યાત લેખક રાજા હાલ સાથે પરમમૈત્રી હતી. પાછળ થયેલ કવિઓએ પાલિત્તને તે ગ્રંથના કર્તા અથવા ઘણા મોટા ભાગના કર્તા તરીકે માન્યો છે. ગાથાસપ્તશતીમાં પાદલિપ્તને નામે ચડેલી કેટલીક ગાથાઓ છે અને તેમાંની કેટલીક નીચે આપવામાં આવી છેઃ—

ગાથા સપ્તશતી.

१।६३ ऊअह पडलन्तरोइण्णणिअ अतन्तुद्धपाअ पडिलग्गम् ।
दुल्लक्खसुत्तगुत्थेक्क-बकलकुसुमं व मक्कडअम् ॥६३॥
(पश्यत पटलान्तरावतीर्णं निजकतन्तूर्ध्वपादप्रतिलग्नम् ।
दुर्लक्ष्यसूत्रग्रथितैक-बकुलकुसुममिव मर्कटकम् )

२।१६ वाएरिएण भरिअं अच्छि कणउरउप्पलरएण ।
फुक्कन्तो अवइण्हं चुम्बन्तो कोसि देवाणम् ॥७५॥
(वातेरितेन भृतमक्षि कर्णपूरोत्पलरजसा ।
फूत्कुर्वन्नवितृष्णं चुम्बन्कोऽसि देवानाम् ।

३।४८। उप्पाइअदव्वाणं वि खलाणं को भाअणं खलो च्चेअ ।
पक्काइं वि णिम्बफलाइं णवरं काएहिं खज्जन्ति ॥४८॥
(उत्पादितद्रव्यानामपि खलानां को भाजनं खल एव ।
पक्कान्यपि निम्बफलानि केवलं काकैः खाद्यन्ते ॥)

३।५६। कं तुङ्गथणुक्खित्तेण पुत्ति दारट्ठिया पलोएसि ।
उण्णामिअकलसणिवेसिअग्घकमलेण व मुहेण ॥५६॥
(कं तुङ्गस्तनोत्क्षिप्तेन पुत्रिद्वारस्थिता प्रलोकयसि ।
उन्नामितकलशनिवेशितार्धकमलेनेव मुखेन ॥ )

४।१३। जेत्तिअमेत्ता रच्छा णिअम्ब कह तेत्तिओ ण जाओसि ।
जं छिप्पइ गुरुअणलज्जिओसरन्तोवि सो सुहओ ॥१३॥
( यावत्प्रमाणा रथ्या नितम्ब कथं तावन्न जातोऽसि ।
येन स्पृश्यते गुरुजन लज्जापसृतोऽपि स सुभगः ॥ )

४।१४। मरगअसूईविद्धं व मोत्तिअं पिअइ आअअग्गीओ ।
मोरो पाउसआले तणग्ग लग्गं उअअ बिन्दुम् ॥१४॥
(मरकतसूचिविद्धमिव मौक्तिकं पिबत्यायतग्रीवः ।
मयूरः प्रावृट्काले तृणाग्रलग्नमुदकबिन्दुम् ॥ )

५।१७। आम असइ म्ह ओसर पइव्वए ण तुह मइलिअं गोत्तम् ।
किंउण जणस्स जाअव्व चंदिलं ता ण कामेमो ॥१७॥
(आम असत्यो वयमपसर पतिव्रते न तव मलिनितं गोत्रम् ।
किं पुनर्जनस्य जायेव नापितं तावन्न कामयामहे ॥
पालित्तस्स ॥

## પાદલિપ્ત સૂરિ સંબંધી ઉલ્લેખો.

હમણાંજ જણાવ્યું કે પાદલિપ્ત સૂરિએ તરંગવતી રચી, અને તેનો નેમિચંદ્ર સૂરિએ સંક્ષેપ કર્યો અને મૂળ પુસ્તક મળતું નથી પણ તેનો ટૂંકસાર ઉપલબ્ધ છે. જૈન સાહિત્યમાં તરંગવતી અને તેના લેખક પાદલિપ્તના ઘણા ઉલ્લેખો છે. સૌથી પ્રથમ ઉલ્લેખ આર્ય સુરક્ષિત સૂરિએ રચેલા અનુયોગ દ્વારના મૂળ સૂત્રમાં છે. (જુઓ પૃષ્ઠ ૧૪૯ આગમોદય સમિતિ આવૃત્તિ)

रो कि तं संजूह नामे ? तरंगवइकारे मलयवइकारे अत्ताणुसट्ठिकारे बिंदुकारे सं तं संजूहनामे ॥

આ ઉલ્લેખ તરંગવતી કથાને આર્ય રક્ષિત સૂરિની પહેલાં મુકે છે તે ઘણું અગત્યનું છે. આર્ય રક્ષિત સૂરિ વજસ્વામીના વિદ્યા શિષ્ય હતા તેથી એ ચોક્કસ છે કે પાદલિપ્તસૂરિ કાંઇ નહિ તો પણ વજસ્વામીના સમકાલીન તો હતા. પાદલિપ્તના સમય નિર્ણયની ચર્ચામાં હું પણ એજ નિર્ણય પર આવ્યો છું કે પાદલિપ્ત એ વજસ્વામીના વૃદ્ધ સમકાલીન હતા. કેટલીક પટ્ટાવલીઓમાં આર્ય મંગુ અને આર્ય નંદિલ જે પાદલિપ્તસૂરિના વડા ગુરૂ થતા તેની વચ્ચે ધર્મ, ભદ્રગુપ્ત, વજસ્વામી અને આર્ય રક્ષિતનાં નામો જણાવ્યાં છે. ધર્મ એ આર્ય મંગુના વિદ્યા-શિષ્ય હોવાથી ૪ જણાઓ આર્ય મંગુની પાટે ન હતા તે બીના સહજ સમજી શકાય છે. અને વજસ્વામી એ ભદ્રગુપ્તના વિદ્યા શિષ્ય હતા એ વાત ચોક્કસ જાણવામાં છે. દીક્ષા શિષ્ય અને વિદ્યા શિષ્ય બન્ને માટે પાદલિપ્ત આર્ય મંગુથી વજસ્વામી વિદ્યા શિષ્ય તરીકે જેટલા દૂર હતા તેટલાજ દૂર દીક્ષા શિષ્ય તરીકે તેથી તે બન્ને સમકાલીન હતા તે ચોક્કસ નિર્ણીત છે. પાદલિપ્તનો સમય નિર્ણય કરવામાં પડતી મુશ્કેલી એ છે કે આચાર્યોની મૂળ પાટે એ થયા ન હતા અને વળી વલભી અને માથુરી વાચનાના ભેદને લઇને કલ્પસૂત્ર અને નંદીસૂત્રમાં આવતી પટ્ટાવલીમાં-ફેર પડે છે.

બીજો ઉલ્લેખ જિનભદ્રગણી ક્ષમાશ્રમણે તેના વિશેષાવશ્યક ભાષ્યમાં પાદલિપ્તની તરંગવતીનો ઉલ્લેખ નીચે પ્રમાણે કર્યો છેઃ—

जहवा निद्दिट्ठवसा वासवदत्ता तरंगवइयाई । तह निद्देसगवसओ लोए मणुस्सवाउत्ति ॥ १५०८

શ્રી વિશેષાવશ્યક ભાષ્ય.

ત્રીજો ઉલ્લેખ પાદલિપ્તની વૈનયિકી બુદ્ધિનું ઉદાહરણ આપતાં પોતાની આવશ્યક સૂત્ર ઉપરની ટીકામાં શ્રી હરિભદ્રસૂરિ કહે છે કેઃ—

गंठिनि-पाडलिपुत्ते-मुरुंडो राया, पालित्ता आयरिया तत्थ जाणएहिं इमानि विसज्जियाणि सुत्तं मोहियर्य लट्ठी समा समुग्गकेत्ति केणविण णायाणि पालित्तायरिया सद्दाविया तुब्भे जाणइ भगवंति ? याढं जाणामि सुत्तं उण्होदहे छूढं मयणं विरायं दिट्ठाणि अग्गग्गाणि, दंडओ पाणिए छूढो, मूलं गुरूयं, समुग्गओ जउणा घोलिओ उण्होदए कट्ठिओ उग्घाडिओय, तेणवि ओड्डियं सयलगं राइलेऊण रयणाणि छूढाणि, तेण सीवणीए सिविऊण विसज्जियं अभिंम देसा निप्फेडह ण, सक्कियं पादलित्तयस्स वेणइगी ॥

ચોથો ઉલ્લેખ હરિભદ્રસૂરિના શિષ્ય ઉદ્યોતનસૂરિ અથવા દાક્ષિણ્યચિહ્નની કુવલયમાલામાં તરંગવતીનો આ પ્રમાણે છેઃ—

चक्काय जुवलसहिया रम्मत्तणराय हंसकयहरिसा ।
जस्स कुलप्पव्वयस्स व वियरइ गंगा तरंगवई ॥

પાંચમો ઉલ્લેખ સંવત્ ૧૦૫૫ થયેલ વર્ધમાનાચાર્યના બનાવેલ ઉપદેશ પદમાં અલૌકિક બુદ્ધિના ઉદાહરણ તરીકે પાદલિપ્ત સૂરિને વર્ણવ્યા છે.

છઠો ઉલ્લેખ પોતાની લખેલી તિલકમંજરીમાં ધનપાલે તરંગવતીને ઉદ્દેશી આ પ્રમાણે આપેલ છે.

प्रसन्नगंम्भीरपक्षा रथाङ्गमिथुनाश्रया ।
पुण्या पुनाति गंगेव गां तरंगवती कथा ॥

સાતમો ઉલ્લેખ મહાપુરૂષ ચરિયમ્‌માં પ્રાકૃતમાં શિલાંકાચાર્યે કર્યો છે (કે જે આ નામના પ્રખ્યાત ટીકાકારથી ભિન્ન છે જુઓ પૃષ્ટ ૪૪ જેસલમેર ભંડારનું કેટલોગ ગાયકવાડ ઓરીએન્ટલ સીરીઝ):—

सा नत्थिकला, तं नत्थि लक्खणं जं न दीसइ फुडत्थं ।
पालित्तयाइ विरइय तरंगमइयासु न कहासु ॥

આઠમો ઉલ્લેખ સુપાસનાહ ચરિયમ્ (સંવત્ ૧૧૯૯ માં રચાયું) ના કર્તા લક્ષ્મણ ગણીનો છે. તે તરંગવતીના કર્તાનો ઉલ્લેખ કરે છે અને ઘણા પ્રબંધોને રસિક બનાવનારી એવી પ્રાકૃત નવલકથા તરીકે તરંગવતીને વખાણે છેઃ—

को न जणो हरिसिज्जइ तरंगवइवइयरं सुणेऊण ।
इयरे पबंधसिंधूवि पाविया जीए महुरत्तं ॥

નવમો ઉલ્લેખ પાલિત્તપ્રબંધ અને પ્રભાવક ચરિત્રમાં છે કે જ્યાં નીચેની ગાથા સચવાઇ રહી છે અને જે ગાથા પાદલિપ્તના મરણથી ખિન્ન થતાં શોકમાં કોઇએ બનાવ્યાનું જણાય છેઃ—

सीसं कहवि न फुट्टं जमस्स पालित्तयं हरंतस्स ।
जस्स मुह निज्झराओ तरंगवइया नई वूढा ॥

## પાદલિપ્તસૂરિનો કાલનિર્ણય.

નિર્વાણકલિકાના ગ્રંથકર્તા વીર સંવત્ ૪૬૭-૪૭૦ એટલે ઇસ્વીસન પૂર્વે ૫૬-૫૯ વર્ષે થયા હોવાનું સર્વ સામાન્ય મંતવ્ય છે. હું ગ્રંથકારનો જીવનકાળ વિક્રમના સંવતના પહેલા શતકનો હતો એ માનવાની વલણનો છું. આપણા ગ્રંથકાર આર્ય ખપુટ્ટાચાર્ય પાસેથી વિદ્યા પ્રાભૃત શીખ્યા તેથી તે તેના સબંધમાં આવ્યાજ હતા. વિજયાનંદસૂરિના તત્ત્વાદર્શ પ્રમાણે તે વીર સવત્ ૪૫૩ માં થયા. પણ પ્રભાવક ચરિત્ર પ્રમાણે વીર સંવત્ ૪૮૩ માં થયા. પ્રાકૃત પાદલિપ્ત પ્રબંધ જે ૧૩ મા સૈકામાં તાડ પત્ર ઉપર લખ્યો છે તેમાં લખ્યું છે કે પ્રતિષ્ઠાન પુર (પૈઠણ)ના શતકર્ણિએ નરવાહનરાજાના ભરૂચ ઉપર ઘેરો ઘાલ્યો. હરિભદ્રસૂરિ જેણે તે પૂર્વે આવશ્યકસૂત્ર ઉપર ટીકા લખી હતી તે પણ તેજ વાત લખે છે. જ્યારે ભરૂચને ઘેરો ઘાલ્યો ત્યારે આર્ય ખપુટ્ટાચાર્ય થયા એમ કહેવાય છે. તેથી આપણે આર્ય ખપુટ્ટાચાર્ય વીર સંવત્ ૪૫૩ માં હતા તેમ સ્વીકારીએ. જૈન પટ્ટાવલી પ્રમાણે વીર સંવત્ ૪૫૩ ની સાલ નરવાહનના ૬૦ વરસના રાજ્યની છેલ્લી સાલ હતી. પટ્ટાવલીઓની ગણત્રીમાં ઉજ્જયિની કે જ્યાં પાલકવંશથી માંડી કેટલાક વંશોએ રાજ્ય કરેલું તેથી મહત્ત્વનું સ્થાન ગણાતી, તેથી મારૂ માનવું એમ છે કે નરવાહન જો કે ભરૂચમાં રાજ્ય કરતો હતો પણ ઉજ્જયિની એ તેની સત્તા નીચે જ હતી. તેની પછીના વંશજ ગર્દભિલ્લે ઉજ્જયિનીમાં ૧૩ વર્ષ રાજ્ય કર્યું હોવાનું કહેવાય છે. તેથી નરવાહને પણ ઉજ્જયિનીમાં રાજ્ય કર્યું હશે એવી અટકળ સબળ બને છે. ભરૂચના ઘેરાનું વર્ણન કરતાં પાછળથી થયેલ નરવાહનને પૂર્વે થયેલ મિત્ર અને ભાનુમિત્રની સાથે પ્રભાવક ચરિત્રે દેખતી રીતે ગુંચવી નાખ્યા છે. આ બાબતમાં પાછળના પ્રભાવકચરિત્રના કરતાં પૂર્વે બનેલ પ્રાકૃત પાદલિપ્ત પ્રબંધ અને કથાવલિ ઉપર વધારે વિશ્વાસ મુકવા જેવું છે બન્ને કથાઓ બીજી કોઇપણ બાબતમાં જુદી પડતી નથી. કથાવલી બીજા બન્ને પુસ્તકો કરતાં જરા ટૂંકું અને જરા ભિન્ન વર્ણન આપે છે.

હવે હું અનુયોગ સૂત્રના પૃષ્ટ ૧૪૯ માંના ફકરાનો ઉલ્લેખ કરૂં છું. મૂળ સૂત્રમાં જે ફકરો આવે છે તેમાં तरंगवइ मलयवइ એમ આવે છે. તરંગવતીકારનો ઉલ્લેખ ખરેખર આપણા આ જ ગ્રંથના કર્તા જેણે તરગવતી નામની પ્રખ્યાત નવલકથા લખી તેનોજ છે. ગાથા સપ્તશતી ( નિર્ણયસાગર આવૃત્તિ)ની પ્રસ્તાવનામાં મલયવતીએ સત અથવા શાલિવાહન વંશના દ્વિપ અથવા દ્વિપિકર્ણના પુત્ર આંધ્રરાજ કુન્તલની રાણી હોવાનું જણાવ્યું છે. હવે આ કુંતલ તે આંધ્રવંશનો ૧૩ મો રાજા કુંતલ સ્વાતિકર્ણ તેજ છે કે જેણે ઇસ્વીસન પૂર્વે ૨૩ થી ૧૫ ની સાલ સુધી ૮ વર્ષ રાજ્ય કર્યું હતું (વીન્સેંટ સ્મિથકૃત હિંદનો ઇતિહાસ પૃષ્ટ ૨૧૬.ત્રીજી આવૃતિ૧૯૧૪) તે મૃગેન્દ્ર સ્વાતિકર્ણનો પુત્ર હતો. મૃગેન્દ્ર અને દ્વિપી બન્ને અર્થ એકજ છે. આ પ્રમાણે આપણને આ પાદલિપ્ત જીંદગીની સાંકળના અંકોડા પુરા પાડે છે અને જ્યારે પાદલિપ્ત ૩૫ વર્ષની ઉમરના હતા ત્યારે તેને કુંતલ સ્વાતિકર્ણની સાથે સંબંધ હતો એમ જણાય છે. મલયવઇકારના ઉલ્લેખથી પાદલિપ્તનું જ સૂચન જણાય છે. તેણે જેમાં મલયવતી નાયિકા હોય એવું બીજું નવલકથાનું પુસ્તક લખ્યું હોય એમ સંભવિત છે. વાત્સ્યાયન અને ગુણાઢ્ય બન્નેએ અનુક્રમે પોતાના ગ્રંથ કામશાસ્ત્ર અને કથાસરિત્સાગર ( છઠા તરંગ )માં કુંતલ સતકર્ણિને નોંધ્યો છે. મુંબઇ સ્ટેટના પુસ્તકાલયમાંથી ડૉ. પીટરસને મેળવેલી ગાથા સપ્ત સતીની પ્રતની પ્રશસ્તિના લખાણ ઉપરથી કુંતલ સતકર્ણી એજ હાલ હતો, એમ ગાથા સપ્તસતીની પ્રસ્તાવના પુરવાર કરવા મથે છે. (ડૉ. પીટરસનનો ત્રીજો રીપોર્ટ પાનું ૩૪૯): પણ હું ધારૂં છું કે તે બન્ને એકજ વંશમાં થયેલ ભિન્ન ભિન્ન રાજાઓ છે. પ્રસ્તુત ગ્રંથ કર્તા શાલિવાહન વંશના એક અથવા બીજા રાજાઓના બહુજ પરિચયમાં હતા તેમાં તો શંકાજ નથી. જેને મલયવતીની કથા વાંચવાની ઉત્કંઠા હોય, તે કથાસરિતસાગરમાંથી વાંચે. રૂદ્રદેવસૂરી અને શ્રમણસિંહ કે જે ,અનુક્રમે યોનિપ્રાભૃત અને નિમિત્ત પ્રાભૃતમાં હુશિયાર હતા તેના સમકાલીન પાદલિપ્તસૂરિ હતા, અને પાદલિપ્તે તેમની પાસેથી તે તે વિદ્યા શીખ્યા હતા. તેમજ વિદ્યાચક્રવર્ત્તિ આર્ય ખપુટાચાર્ય-

ના શિષ્ય ઉપાધ્યાય દેવેન્દ્રના પણ સમકાલીન હતા. દેવેન્દ્ર સિદ્ધ પ્રાભૃતમાં પ્રવીણ હતા અને તેની પાસેથી પાદલિપ્ત તે શીખ્યા હતા. અમને આર્યખપુટાચાર્ય કે જે વીર સંવત ૪૫૩ લગભગ થયા સિવાયના પુરૂષોની અમને સમય પરત્વે સ્વતંત્ર જરાએ માહીતી નથી. આ પુરૂષોના સંબંધ પુરતું ધ્યાન આગળ આપવામાં આવી ગયું છે. પાદલિપ્ત ચારે પાહુડમાં પ્રવીણ હતા એમ જણાવ્યું છે. તેના જીવનચરિત્રલેખકોએ તેને પાલી ભાષાના ઉત્પત્તિકાર તરીકે વખાણ કર્યા છે. પાદલિપ્ત અને વજ્ર સ્વામી બન્ને સમકાલીન હતા. તેમનું પાહુડના સંબંધમાં સાહિત્ય વિષયક કાર્ય હમણાંજ જણાવ્યું. વજ્રસ્વામીના મામા આર્ય સમિતિ સિદ્ધ પાહુડમાં નિષ્ણાત હતા. તેણે યમુના નદીના નીર સ્થંભાવી તે રસ્તે સામે કાંઠે જવા યમુનાના બે ભાગ કરી દીધા. તેણે ૫૦૦ તાપસોને જૈન દીક્ષા આપી અને બ્રહ્મદ્વિપિકા શાખા ચલાવી. તે પણ પાદલિપ્તના સમકાલીન હતા.

### પાદલિપ્તના સમકાલીન રાજાઓ.

પાટલીપુત્રના મુરુણ્ડને પાદલિપ્ત સાથે લઘુવયમાંથી મૈત્રી હતી. ઉજ્જયિનીનો રાજા વિક્રમ પણ તેનો સમકાલીન હતો. પાદલિપ્તસૂરિ અંગત તેના સાથે કાંઇ પણ સંબંધમાં હતા એમ જણાતું નથી. તેના શિષ્યના પ્રશિષ્ય સિદ્ધસેન દિવાકરને રાજા વિક્રમ સાથે સંબંધ હતો. સિદ્ધસેન દિવાકર એ સ્કંદિલાચાર્યના શિષ્ય વૃદ્ધવાદિના શિષ્ય હતા.

સ્કંદિલાચાર્ય પાદલિપ્તસૂરિના શિષ્ય હતા. પાટલીપુત્ર છોડયા પછી પશ્ચિમ હિંદમાં આવીને પાદલિપ્ત માન્યખેટપુરના રાજા કૃષ્ણના મિત્ર બન્યા. શ્રમણસિંહ કે જે પાદલિપ્તના સમકાલીન હોવાનું ઉપર વર્ણવ્યું છે તે વિલાસપુરના રાજા પ્રજાપતિના સંબંધમાં હતા. તેથી ઉક્ત રાજા પ્રજાપતિ પાદલિપ્તનો સમકાલીન હતો. દેવેન્દ્રના કથાનકના સંબંધમાં વર્ણવેલ પાટલીપુત્રનો રાજા દાહક પાદલિપ્તનો સમકાલીન હોવાનું જણાય છે. શાલિવાહન વંશના એક કરતાં વધારે રાજાઓના પરિચયમાં તે હતા એમ જણાય છે ખાસ કરીને ગાથા સપ્તશતી નામની ૭૮૦ રસમય ગાથાઓનો સંગ્રહ બનાવનાર પ્રખ્યાત કવિ રાજા હાલના ખાસ વધારે પરિચયમાં તે હતા. રામચરિત્રના કર્તા અભિનંદન, નીચે પ્રમાણે રાજા હાલ અને પાદલિપ્તસૂરિના સંબંધને ખાસ શબ્દોમાં ઉલ્લેખે છે.

हालेनोत्तमपूजया कविवृषः श्रीपालितो लालितः
ख्यातिं कामपि कालीदासकवयो नीताः शकारातिना ।
श्रीहर्षो विततार गद्यकवये बाणाय वाणीफलं
सद्यः सत्क्रियायाभिनंदमपि च श्री हारवर्षोऽग्रहीत् ॥

પાદલિપ્તના ગુરૂ આર્ય નાગહસ્તી આર્ય નંદિલના શિષ્ય અને આર્ય મંગુના પ્રશિષ્ય થાય. પટ્ટાવલી પ્રમાણે આર્ય મંગુ વીરસંવત ૪૬૭ માં થયા. પટ્ટાવલીઓ એ પણ દર્શાવે છે કે પાદલિપ્તસુરિ વીર સંવત ૪૭૦માં યા તે લગભગ થયા. તેથી એમ માની શકાય છે કે આર્યમંગુ, આર્યનંદિલ અને આર્યનાગહસ્તી ત્રણે સરખી વયના જ હતા. પાદલિપ્ત તેઓમાં ચોથા હતા અને માત્ર ત્રણજ વરસ પાછળ થયા. આ વાત આશ્ચર્યકારક નથી કારણકે પાટ ઉપર બેસવાનો હક બાપથી દીકરાને ઉતરતો નથી પણ ગુરૂથી શિષ્યને ઉતરતો હતો.

દિગંબરો જણાવે છે કે નાગ હસ્તી અને આર્યનક્ષુ (ઘણે ભાગે આર્યમંગુજ) બન્ને ગુણધર નામના એકજ આચાર્યના શિષ્યો હતા (જુઓ રત્નકરંડક શ્રાવકાચાર મુખ બંધ પૃષ્ટ ૧૬૦) જો તેઓ ઉપર જણાવેલ આર્યનાગહસ્તી અને આર્યમંગુજ હોય તો તેઓ લગભગ એક જ ઉમરના હોય એવી એવી અટકળ સાચી પડે છે. પૂર્વકાળમાં વૃદ્ધ આચાર્યો જે જે વિષયો પોતાને ન આવડતા હોય તે લઘુઆચાર્યો પાસેથી શીખી લેવામાં જરાએ હીણપદ માનતા નહિ તેથી તેમની વચ્ચે વિદ્યાગુરૂ અને વિદ્યા શિષ્યનો સંબંધ પણ હતો અને માત્ર દીક્ષા ગુરૂ અને દીક્ષા શિષ્યનોજ નહિ; આ વાત આર્યરક્ષિતના અને વજ્રસ્વામીના સંબંધથી સ્પષ્ટ જણાય છે, એજ કારણને લઇને યુગપ્રધાન મંત્રમાં આર્યમંગુ પછી અને આર્યનંદિલ પહેલાં કેટલાએ આચાર્યોનો ઉલ્લેખ છે. જો કે તે દીક્ષા ગુરૂ અને દીક્ષા શિષ્યની લાઇનમાં નહતા માટે યુગ પ્રધાન મંત્રમાં આપેલી તારીખો બહુજ વિશ્વાસ રાખવા જેવી નથી.

## પાદલિપ્તસૂરિ અને પાલીતાણા.

પાદલિપ્તસૂરિ પાલીતાણાની સ્થાપના સાથે ચોક્કસ રીતે જોડાયેલા છે. બન્ને નામ વચ્ચે રહેલ વ્યુત્પત્તિ-શાસ્ત્રીય સંબંધ પાલીતાણા અને વીરસ્તુતિના મથાળા નીચે આપી છે. જૈનયાત્રાનાં સ્થળોમાંથી સૌથી પુનિત શત્રુંજય ગિરિને અંગેજ પાલીતાણા શહેરનું અસ્તિત્વ છે. ગામ પર્વતની નજીકમાંજ આવેલું છે. લોકવાયકા એવી છે કે સંવત્ ૫૩ થી માંડી સંવત્ ૧૦૮ સુધી નાં ૫૫ વર્ષો અધિષ્ઠાયક કપર્દીયક્ષ જાત્રાળુઓને હેરાન કરતો અને પ્રાણીઓના હાડકાં અને પિંજરોના ઢગલાથી શત્રુંજયને અપવિત્ર અને ન જવાય તેવો બનાવતો તેથી શત્રુંજયની જાત્રાએ કોઇ જતું નહિ. લગભગ સંવત્ ૧૦૮ માં વજ્રસ્વામીએ શિખર ઉપર ઋષભદેવ ભગવાનની પુનઃ પ્રતિષ્ઠા કરી તેનો સર્વ ખર્ચ જાવડશાએ સંઘપતિ થઇ આપ્યો. પાદલિપ્તસૂરિની શત્રુંજયની એકાદ નિયમિત જાત્રા દરમ્યાન તે વર્ષમાં અથવા તદન નજીકનાજ કાળમાં પાલીતાણા શહેર સ્થપાયું. પ્રભાવક ચરિત્રમાં જણાવે છે પાદલિપ્તસૂરિએ શત્રુંજય ઉપર સમાધિ મરણથી દેહ છોડી. વજ્રસ્વામી જે સંવત્ ૧૧૪ માં સ્વર્ગસ્થ થયા તેના જીવનચરિત્રમાં એમ આવે છે કે દુષ્કાળને લીધે ગુજરાતમાંથી દક્ષિણ તરફ કેટલાક સાધુઓ ચાલ્યા ગયા, પણ પાદલિપ્તના જીવનમાં આ ઉલ્લેખ નથી. પાદલિપ્તસૂરિને ગાથા સપ્તશતીના કર્તા શાલિવાહન કુટુંબના રાજા હાલ સાથે સંબંધ હતો તે ઉપર જણાવ્યું છે. હાલે ઇ.સ. ૪૯ થી ૫૪ સુધી રાજ્ય કર્યું. પાદલિપ્તની જુદી જુદી જીવન કથાઓમાં પાદલિપ્તે હાલના મરણ સમાચાર સાંભળ્યા હોય એમ જણાવ્યું નથી. હું તેથી ધારૂં છું કે પાદલિપ્ત ઇ.સ. ૫૨–૫૩ માં પાલીતાણાની સ્થાપના પછી તરતમાંજ સ્વર્ગસ્થ થયા હશે. જો આપણે પાદલિપ્તનો જન્મ વીર સંવત ૪૭૦ માં એટલે કે ઇ.સ. પૂર્વે ૫૬ લઇએ તો પાદલિપ્તસૂરિ ૧૦૯ વર્ષ જીવ્યા હતા તેનું અને જો પાદલિપ્તસૂરિનો આચાર્યાભિષેક સંવત ૪૭૦ માં ગણીયે તો ૧૦ વર્ષ વધારે જીવ્યા તેનું ધારવું પડે છે તેમાં શંકા નથી. ઇતિહાસની શોધખોળ કરનારાઓ આ બાબત અસંભવિત માને પણ જ્યારે આપણે વજ્રસ્વામી ૮૮ વર્ષ જીવ્યા અને તેના શિષ્ય વજ્રસેન ૧૨૮ વર્ષ જીવ્યા એમ તે સમયના જૈનસાધુઓના લાંબા જીવન વિશે ચોક્કસ જાણીએ છીએ તો પછી પાદલિપ્તનો જીવનકાળ ન માની શકાય તેટલો લાંબો ન કહેવાય. હું જે માનું છું તે એકે પાદલિપ્તની જીવનની શરૂઆત આર્યખપુટાચાર્ય સાથે ચોક્કસ સંબંધમાં છે અને મૃત્યુ તે હાલ અને પાલીતાણાની સ્થાપના સંભવિ છે, વળી આપણે એ પણ ધ્યાનમાં લેવા જેવું છે કે પાદલિપ્તના શિષ્યના પ્રશિષ્ય સિદ્ધસેન, રાજા વિક્રમ સાથે સમકાલીન હતા. સિદ્ધસેન સંવત ૩૦ માં ગુજરી ગયા. તેથી પાદલિપ્તનો જન્મ ૧૦ વરસથી વધારે નીચે લાવી શકાય તેમ નથી, તેથી એમ ગણી લઇએ. પાદલિપ્ત વિક્રમના પહેલા શતકમાં થયા. શાલિવાહનની મદદથી ભરૂચમાં ધ્વજા પ્રતિષ્ઠા પાદલિપ્તે કરી એ અગત્યની બીના પ્રભાવક ચરિત્રમાં આવે છે. પ્રબંધ ચિંતામણિ જણાવે છે કે વિક્રમના જીવનના અંત ભાગમાં ઇ.સ. ૧–૪ માં શાલિવાહને વિક્રમ રાજાના પ્રદેશ ઉપર હુમલો કર્યો અને વિક્રમને તેની સાથે સંધિ કરવી પડી, જેથી દક્ષિણ ગુજરાતમાં શાલિવાહન રાજા થયો. પ્રભાવક ચરિત્રમાં વર્ણવેલો ભરૂચનો ઘેરો અને શાલિવાહનની સ્વારી સાથે બંધ બેસે તો પ્રતિષ્ઠા વિધિ કરવી હોય તેવી સૂચના આપણને મળી રહે. આ બનાવ પાદલિપ્તના જીવનના ૫૬ મા વર્ષ થી ૬૦ માં વર્ષો સુધીમાં અને વિક્રમના રાજ્યકાળમાં બન્યો હશે. આનાથી વધારે એક અટકળ કરી શકીએ છીએ કે પાટલિપુત્ર છોડયા પછી પાદલિપ્ત ૬૦ વર્ષના થયા ત્યાં સુધી ભરૂચ સાથે ઓછા વધતા જોડાયેલા હતા. તેનું ભરૂચમાં લાંબુ રોકાણ થયું તેનું એક કારણ તેનો આર્યખપુટાચાર્ય સાથેનો સંબંધ હોવો જોઇએ. ત્યાર પછી તેનો માનખેડપુરના રાજા કૃષ્ણ સાથે પરિચય થયો અને ઇ.સ. ૪૯ રાજા હાલે તેને આમંત્રણ કર્યું ત્યાં સુધી ત્યાંજ રહ્યા એ સંભવિત છે. જો ભરૂચના ઘેરાની તારીખ સાચી હોય, તો ઇ.સ. પૂર્વે ૧૨ થી ઇ.સ. ૨૪ સુધી રાજ્ય કરતો શાલીવાહન વંશનો રાજા પુલોમાવી

પહેલો હોવો જોઇએ. તે હાલનો પિતામહ થતો અને અરિષ્ટકર્ણનો પિતા થતો હતો.

અંત.

હું આ પ્રસ્તાવના પૂરી કરૂં તે પહેલાં મારે જણાવવું જોઇએ કે મૂળ પુસ્તક તૈયાર કરવા અને ફુટનોટોમાં ભિન્ન વાંચનો જોવા સારૂ મારી પાસે શરૂઆતમાં ક-ખ-ગ નામની ત્રણ પ્રતો હતી. શ્રી વિજયસિદ્ધિસુરિની મૂળ પ્રત જે દેવચંદ લાલભાઇ પુસ્તકોદ્ધાર ફંડ મારફત શ્રી જયસુરિ માટે મેળવેલી હતી તેમાંથી મેં પોતે હાથે હેલી નકલ-પ્રત લખી હતી; માર્જીનમાં કેટલીક જ્યાએ પાઠાંતરો લખ્યાં છે તેથી આ સારી પ્રત હોવાનું જણાય છે અને તેથી મેં આ ચાલુ 'ટેક્ષ્ટ'ના મૂળ તરીકે વાપરી છે. આ પ્રત ઉપરથી મેં કરેલ નકલ ઉપરથી પ્રેસ કોપી તૈયાર કરવામાં આવી હતી. મને પ્રતો ખ અને ગ તેમજ વળી પાછળથી ઘ પ્રત દેવચંદલાલભાઇ પુસ્તકોદ્ધાર ફંડવાળા મી. જીવનચંદ સાકરચંદે મને મેળની આપી હતી. અને તેની આ કૃપામય સેવા સારૂ હું આભાર માનવાની આ તક લઉં છું. ખ પ્રત આનંદ પુસ્તકાલય સુરતની છે, જે શ્રી સાગરાનંદસૂરિનો સંગ્રહ છે. આ પ્રત ક પ્રત જેટલીજ જુની છે, અને સંવત્ ૧૮૫૨ માર્ગશીર્ષ કૃષ્ણ દશમી તિથિ ધારણ કરે છે. તે ક, ગ અને ઙ પ્રતોથી ભિન્ન મૂળ રજુ કરે છે. પ્રત ગ. મુનિ શ્રી મોહનલાલજી જ્ઞાનભંડાર સુરતની માલકીની છે. તે તો બહુજ નજદીકના સમયમાં લખાયલી છે અને તેનો ઉદ્ભવ ક અને ઙ પ્રતો સાથે સામાન્ય મૂળ ધરાવતો જણાય છે. આ ગ્રંથ છપાવવામાં મૂળ સહાયભૂત શ્રી જયસૂરિએ મને જણાવ્યું છે કે ઉક્ત પ્રત ગ. જયસૂરીના વડા ગુરૂ મુનિશ્રી મોહનલાલજી પાસેની તાડપત્રીય કોપીની નકલ છે. પ્રત ઘ. તાજીજ લખાયેલી છે અને શ્રી વિજયસિદ્ધિસુરિની છે. તેને પ્રત ખ સાથે સામાન્ય મૂળ હોવાનું જણાય છે. ઙ પ્રત સૌથી સરસ છે અને ક અને ગ પ્રતો સાથે એકજ મૂળમાંથી ઉત્પન્ન થઇ છે. તે શ્રી હંસવિજયજી પાસેથી મેળવી હતી અને તે તેમણેજ બહુજ મહેનત લઇ સુધારેલી હતી. તે પ્રત મારા ઉત્સાહી મિત્ર મણિલાલ સુરજમલે તેમની પાસેથી મેળવી આપી હતી. અને હું તે બન્નેનો આ સારી પ્રત મેળવી આપવા સારૂ આભાર માનું છું. તેમજ શ્રી વિજયસિદ્ધિસુરિ સાગરાનંદસુરિ તેમજ મુનીશ્રી મોહનલાલજી જ્ઞાનભંડારના અધિકારીઓનો પણ આભાર માનું છું. મારા મિત્રો કેશવલાલ પ્રેમચંદ મોદી અને મોહનલાલ દલીચંદ દેસાઇ મને બહુજ મદદગાર થયા છે. શ્રીયુત મોદીએ પાદલિપ્તસૂરિને લગતા વિરલ ઉલ્લેખો પુરા પાડયા હતા અને શ્રીયુત મોહનલાલે બહુજ કીંમતી સૂચનાઓ કરવા ઉપરાંત કથાવલીમાંથી પાલિત્ત ચરિત્રની ફોટો નકલ મેળવી આપી હતી. પંડિત રમાપતિ મિશ્ર જે ઘણાવર્ષોથી મુંબઇમાં શ્રી મોહનલાલજી જૈન સંસ્કૃત પાઠશાળા સાથે જોડાયલા છે તેની સંસ્કૃત પ્રસ્તાવના સંસ્કૃત જાણનારાઓને વાંચવાની ભલામણ કરૂં છું. છેવટમાં મારે જણાવવું જોઇએ કે શ્રીમાન જયસૂરિની ઘણીજ ખંતને લઇને તેમજ તેના પં. શિષ્ય પ્રતાપમુનિને લઇને આવા વિરલ ગ્રંથો છપાય છે જે ગ્રંથોમાં આ ચાલુ ગ્રંથ 'મુનિશ્રી મોહનલાલજી ગ્રંથમાળાની શ્રેણીમાં પાંચમો છે.

૧૫ ધનજી સ્ટ્રીટ મુંબઇ ૩. ૧૯૨૬ ફેબ્રુઆરી. } મોહનલાલ ભ. ઝવેરી.

## પદ

મેરો મન વશ કીનો જિનરાય, મેરો૦
નવિ નીનું કછુ કુના કીના, યંત્ર મંત્ર દેખલાય. મેરો૦ ૧
મેં ન દેખ્યો રૂપડી તેરો, કયું કર મન ભરમાય. મેરો૦ ૨
મેં નણ્યો અગ આગમ મંત્રહ, શ્રવણ સુણત સુખ થાય. મેરો૦ ૩
તુઝ થાપને ગ્રહે તંત્રહ દેખ્યા, અંગીઆ યંત્ર કે હાય. મેરો૦ ૪
તાથે ઉત્તમ ગુણ ઠમઠંક, પદ્મકા ચિત હરિ જાય. મેરો૦ ૫
—પદ્મવિજ





આનાસણ–ડભાગીયાળ મંદિર. બાહ્ય તેમજ આંતરિક દૃશ્યો.



આરાસણ-કુંભારીયાજી મંદિર,
બાહ્ય તેમજ આંતરિક દ્રશ્યો.

# આરાસણ નગરી અથવા કુંભારીયાજી.

કુંભારીયાજી એ જૈન પ્રાચીન તીર્થ છે. અંબાજી માતાથી પોણા માઈલના અંતરે અગ્નિ ખુણામાં આવેલુ આ સ્થળ હાલતો છ મંદીરોનુંજ છે ત્યાં જવા માટે તો અત્યારે સુગમ રસ્તો આબુરોડ (ખરાડી) સ્ટેશનથી ઉતરી ત્યાંથી દક્ષીણ તરફ અંબાજી માતા તેર માઈલ છેટે છે અને અંબાજીથી પોણા માઈલ કુંભારીયાજી છે

હાલ જેને કુંભારીયાજી કહીએ છીએ તે પ્રથમ આરાસણ નગર નામથી ઓળખાતુ નગર હતું અત્યારે ત્યાં મોજુદ રહેલી વસ્તુમાં છ મંદીર અને ક્યાંઈક છુટા છવાયા શિવ વિષ્ણુ ઈત્યાદી દેવોના નાના નાના મંદિરો જુદી જુદી ટેકરીઓ પર તદન જીર્ણ હાલતમાં માત્ર નીશાની પુરતા છે. બીજુ દેરાસરની આસપાસ ઘરોના રોડા દેખાય છે. જે ત્યાં ઘરોના પાયા હોવાનું સુચવે છે મંદીરના પૂર્વ ભાગ તરફ ઉંચી જગ્યા છે ત્યાં ઘરો હોય તેવુ જણાતું નથી. પણ ફક્ત કાટોડાવાળા પત્થર જેના જામી ગએલા રસના ગચ્છા પણી સખ્યામા પડ્યા છે.

મંદીરો ક્યારે બંધાયા અને આ નગર ક્યારે કેવુ હતુ તથા તે ક્યારે નષ્ટ થયુ તે જોવા માટે મંદીરોમાં જીન તિર્થંકર ભગવાનના પરઘરના ગાદી વગેરેના શીલાલેખો સિવાય કશો પ્રમાણભૂત આધાર નથી મંદીરોની સાલ વિક્રમ સંવત્ ૧૦૮૭ ની છે (કદાચ એથી પણ પાંચ સાત વરસ પહેલાની હોય) એ પરથી એમ જણાય છે કે અગીઆરમી સદીમાં આ શહેર સારી સ્થિતિમાં હતું ઘણા ખરા લેખોમાં આરાસણ નગરે લખેલુ છે પરંતુ આ શહેરની ચૌદમી સદીમાં પડતી થઈ દેખાય છે

શીલાલેખો પરથી, અને મંદીરના જીર્ણોદ્ધારના જુનાં કામ પરથી, અને આસપાસના ખોદાણમાંથી નીકળતા ઈંટો પત્થર અને ચુનો ઈત્યાદી પરથી એમ કહી શકાય છે કે અગ્યારમી સદીમાં આ મંદીરો બંધાયાં છે અને તેને ચૌદમી સદીના મધ્યમાં મુસલમાનોના હાથે ઘણું નુકસાન થયુ છે પ્રતિમાઓ તો તદ્દન ખંડીત કરેલી છે. અને ત્યાર પછી મોટા આચાર્યોએ તેમાં સમયાનુકુળતાએ નવી પ્રતિમાઓ ભરાવી પધરાવી. ત્યાર પછી ફરી સત્તરમી સદીની શરૂઆત પછી કે મધ્યમાં ફરી મુસલમાનોના હાથથી સખ્ત નુકશાન થયુ છે તે પછી છેલ્લી વખત વિક્રમ સંવત ૧૬૭૫ના મહા માસમાં વિજય દેવસૂરિજીના પ્રયાસથી મોટી પાંચ છ પ્રતિમાઓ નવી ભરાવી અંજનશલાકા કરાવી ફક્ત મુખ્ય ગભારામાંજ ચાકેરી પધરાવી પણ ફરતી ભમતીઓ ખાલી રહી હોય તેમ જણાય છે.

વિ. સં. ૧૬૭૫ પછીનો કાળ આ મંદીરો માટે તદ્દન અવ્યવસ્થિત હતો તેમ આ જાતના પ્રમાદોને જોઈ કહ્યા વગર ચાલતું નથી.

આ સાથે આપણે એટલુ પણ જરૂર કહી દેવુ જોઈએ કે જ્યારે જ્યારે ફરી પ્રતિમાઓ પધરાવી છે ત્યારે ત્યારે તેની સાથેજ આ મંદીરનો જીર્ણોદ્ધાર થયો છે વચ્ચે એક વખત સં. ૧૬૭૫ પછી અઢારમી સદીમાં પણ કંઈક મંદીરનો થોડો જીર્ણોદ્ધાર થયો છે. ત્યાર પછીનો છેલ્લો મોટો ઉદ્ધાર હાલનો ચાલુ છે

આ પાંચે મંદીર વિમળશાહના બંધાવેલા છે કે કેમ તે કહી શકવું ઘણુ મુશ્કેલ છે પણ ત્રણ દેરાસરો (નેમનાથજી શાન્તીનાથજી અને મહાવીરજી)નો વિમળશાહના બંધાવેલા હોય તેમ જણાય છે છેલ્લું મહાવીર સ્વામીનું મંદીર તેરમોમાં બંધાવું હોય તેમ અનુમાન કરી શકાય છે બાકી એક પાર્શ્વનાથજીનુ મંદીર કદાચ કોઈ બીજા શ્રીમંતે એજ વખતમાં અગીઆરમી સદીમાં બંધાવ્યુ હોય સંભવનાથજીના મંદીરની બાંધણી બીજા ચારે દેરાસરો કરતા તદ્દન જુદીજ પ્રકારની છે તેમ બાકીના ચાર મંદીરોમાં જે ફરતી ભમતી (દેરીઓની હાર) રચવામાં આવી છે તે કદાચ પાછળથી થઈ હોય તેમ અનુમાન કરી શકાય છે.

આબુ દેલવાડાના જે સુંદર દેવળ વિમળવસહિ નામે છે તેના બંધાવનાર વિમળશાહ છે એ વિમળશાહે દેલવાડાના મંદીરો બંધાવ્યા હોવા ચોક્કસપણે મનાય ... તો તેના માટે ત્યાંના શીલાલેખો તેમ

દંતકથાને પણ એ વાતની કંઇક સાક્ષી રૂપ માનીએ. જો કે દંતકથા ઘણી વિચિત્ર છે.

દંત કથા શું કહે છે અને તેમાં કેટલી સચ્ચાઇ છે તે આપણે જોઇએ.

"વિમળશાહ બહુ ગરીબ હતા તે મુળ ચંદ્રાવતીના રહીશ. તેઓ ગાયોં ચરાવી આજીવીકા ચલાવતા તેમાં ઘણા દીવસોને અંતે તેને ખબર પડી કે આ એક ગાય હમેશાં કયાંથી આવે છે અને ચરીને સાંજે ચાલી જાય છે તેની ચરાઇનું મુલ મને મળતું નથી એવા વિચારથી તે ગાયની પછવાડે સાંજે ગયા. ગાય ચાલતાં ચાલતાં હાલ જેને ગબ્બરનો પહાડ કહે છે ત્યાં શ્રી અંબાજી માતાના મુળ સ્થાનકે ગઇ અને વિમળ પણ ત્યાં ગયા. સાક્ષાત જગદંમ્બા વૃદ્ધ ડોશીના સ્વરૂપે વિમળે જોયાં અને તેમની આ ગાય છે, તેમ માની તેમની પાસેથી સરળ ભાવે ચરાઇના દામની માગણી કરી. વૃદ્ધ ડોશીના ભવ્ય અને વાત્સલ્ય ભરી મિશ્રિત વાણીએ વિમળને આંજી દીધા અને ઘરમાંથી ખોબો ભરી જવ તેને પછેડીના છેડે આપ્યા."

"વિમળ ત્યાંથી નીકળી ઘર તરફ ચાલ્યા. રસ્તામાં નીરાશ થઇ તેણે જવ ફેંકી દીધા અને ઘરે આવ્યા. ઘરે આવી પછેડી તપાસે ત્યાં જવને બદલે સુવર્ણના યવ ચોટેલા દીઠા. એટલે એ બધો મર્મ સમજી ગયા અને બીજા રોજ સાંજ પોતે જઇ જગદમ્બાની સ્તુતિ કરી. એ સ્તુતિથી પ્રસન્ન થઇ દેવીએ તેને દ્રવ્ય અને કીર્તિ મળવાનો વર આપ્યો."

"ત્યાર બાદ વિમળશાહ અંબાજીની ઘણી ભક્તિ કરતા આપેલા વરદાનના પ્રતાપે તેને પ્રથમ આરાસુરના પહાડોમાંથી ધાતુની ખાણ મળી. એ ધાતુ સોનું હોય' ચાંદી હોય, ત્રાંબુ હોય ગંધક હોય કે મોરથુથુ હોય પરંતુ તેને ખનીજ દ્રવ્યની ખાણ મળી એ તો આપણે બેશક કહેવું પડશે."

"એ ખનીજની ઉપજમાંથી તે ઘણા દ્રવ્યવાન થયા. એ દ્રવ્યનો પ્રથમ સદ્‌પયોગ તેણે પોતાના પ્રોય ધર્મમાં કર્યો. (એ સદુપયોગ એ કે જેની આપણે ચર્ચા કરી રહ્યા છીએ તે) દેવળો ૩૬૦ (કેટલાક સવાસો કહે છે) ની સંખ્યામાં બંધાવ્યાં પછી દેવીએ તેને પુછયું કે "આ બધું કોના પ્રતાપથી બન્યું" એના ઉત્તરમાં વિમળે ગુરૂ પ્રતાપ કહ્યો એથી તેની કૃતઘ્નતા માટે દેવીને ઘણો ક્રોધ ચડ્યો અને તેને બચવા જલ્દી આરાસુરમાંથી નાસી જવા કહ્યું. પાછળથી દેવી દેવળો બાળવા લાગ્યાં. એ જોઇ વીમળે દેવીની સ્તુતિ કરી તેથી તેણે સાડા ત્રણ દેવળો રહેવા દીધાં." આ દંતકથામાં કેટલું વજુદ છે તે જોઇએ.

૧ જેઓએ આ દેવળો જોયાં હશે તેમને તો બરાબર માહીતી હશે કે તેમાં દ્વાર સિવાયની એકે વસ્તુ કાષ્ટ કે એવી બીજી બળે તેવી તેમાં ગોઠવવામાં આવી હોય તેવી નથી માત્ર એકલો પથરજ છે ત્યારે બળવા જેવી વસ્તુ શું છે?

૨ આ દંતકથાને સત્ય ઠરાવવા એક બીજુ પણ પ્રત્યક્ષ કારણ મળે છે કે દેવળો કાળા પડી કેમ ગયા? તે સુચવે છે કે મંદીરોને અગ્નીની આંચ લાગી છે. તેના જવાબમાં એટલુંજ કે. બરાબર તપાસી જોનાર તો આવો પ્રશ્ન કરતાં અચકાશે. વાત કંઇક સાચી ખરી કે મંદીરોનો કેટલોક ભાગ કાળો પડી ગયો છે. અને તે ધુમાડા જેવું જણાય છે પણ લેખક જાતે એ પૃથક્કરણમાં ઉતરેલ છે. એ પ્રશ્નનો કંઇક અંશે અભ્યાસ કર્યો છે, દેવળના માત્ર છાતીયા (છત કે શીલીંગ) વગેરે એવો ભાગજ કાળો પડ્યો છે પણ જ્યાં એ છત્રની સાંધો હોય છે ત્યાં ઘણે ભાગે વધારે કાળું છે અને બાકીનો કેટલોક ભાગ સફેદજ રહ્યો છે. અને કેટલોક ભાગ કાળો પણ રહ્યો છે. ત્યારે કહો એમ શા માટે થાય, કે જ્યારે અગ્ની લાગી ત્યારે બધો ભાગ સરખો કાળો કાં ન થયો? ભારવટ (પાટ) એક સળંગ છે તેને પણ તેમ છે, તેનું શું કારણ? જો તે અગ્નીની જ્વાળા કે ધુમાડો હોય તો બધુ સરખુ શીલીંગ થાંભલા ભીંતો વગેરે બધે સ્થળે કાળું પડવું જોઇએ. પણ આતો માત્ર શીલીંગનો ભાગજ કાળો છે.

તેનું કારણ માત્ર એટલુંજ છે કે છેલ્લી પ્રતિષ્ઠા વિ. સંવત્ ૧૬૭૫ માં થયા પછીના કાળમાં કે કદાચ તે પહેલાં તે મંદિરોની મુદ્દલ દેખરેખ રહીજ નથી અને એ પ્રતાપે. ઉપરનું ધાબું તુટેલું તેથી તેની સાંધોમાંથી પાણી પુસ્કળ પડેલું અને એ ઘણા પાણીથી છાતીયા ભારવટને લીલ બાઝી ગએલી. એ લીલ લાંબા વખતે કાળી પડી જાય છે તેથી તેમ થવા પામ્યું છે.

જો કે બળવા જેવી વસ્તુ નથી. તોપણ કોઇ વાદ કરે કે કાષ્ઠાદિ ભરી તેવો જુલમ થયો હોય પણ તે સંભવેજ નહિ. કેમકે બધા ભાગો કેમ કાળા નથી પડયા?

૩ સાડાત્રણ દેવળો રહ્યા તેને માટે તો પ્રત્યક્ષ પ્રમાણ છે કે હાલ જૈનના પાંચ મંદીરો મોજુદ છે.

૪ વાદીને હજુ દલીલો છે કે દંતકથાને સત્ય ઠરાવવાને પ્રમાણ લાવે કે દેરાસરોની આસપાસ પત્થર જેવા જામી ગએલા રંગ બેરંગી રસના પુશ્કળ ગચ્છાં પડેલા છે તે કદાચ આ દેવળના બળેલા પત્થરો હોય?

તેમ હોવું અસંભવિત છે આરસ પત્થરને જો અગ્ની લાગે તો તે ફાટે અગર નરમ પડી ભુકો થઇ જાય પણ આવા કઠણ રગીત ગચ્છાં ન બને. લેખકના વડીલ બંધુ રા. રેવાશંકર ઓઘડભાઇ સોમપુરા ગ્રેજ્યુએટ છે અને તેમનો પસંદીત વિષય સાયન્સ છે તેઓ જ્યારે કુંભારીયાજી આવેલા ત્યારે તેમણે એનું સામાન્ય પૃથ્થકરણ કરી જોયું હતું.

એ ગચ્છાના એક ટુકડાનો ભુકો કરી માટીના નાના વાસણમાં નાંખી લુહારની ભઠ્ઠીમાં મુકી તાપ આપેલો ત્યારે એ ભુકો પ્રવાહી બની ગયો અને માટી કચરા મીશ્રિત ધાતુ હોય તેમ ચોખ્ખું જણાયું તે પરથી ખાત્રી થાય છે કે વિમળશાહને જે ખનીજ દ્રવ્યની ખાણુ મળી તેનું કારખાનું તેમણે આ મદીરના પૂર્વ તરફના ભાગમાં રાખેલું હશે તેમ અંબાજી માતામાં પણ પાયા ખોદતાં કેટલેક ઠેકાણેથી આવા ગચ્છાં નીકળે છે તેથી ત્યાં પણ કારખાનાની ભઠ્ઠી હોવી જોઇએ. વળી ઉપરોક્ત બંધુએ કારખાનાની ભઠ્ઠીવાળા ભાગમાં ફરી તપાસતાં તેમને એક ખનીજ પદાર્થનો એક ટુકડો મળેલો તે વગર ગાળેલો એમનો એમ હતો. તે ટુકડો હાથમાં લેતાં ઘણો વજનદાર જણાયો અને તેને પણ ભઠ્ઠીમાં નાખી તાપ દીધેલો ત્યારે અંદરથી કંઇક ધાતુ તેની જાતે જુદી પડી ગઇ અને બાકીનો કચરાવાળો ભાગ બહાર કાઢતાં જામી ગયો. આ પ્રત્યક્ષ જોએલો પ્રયોગ છે. વળી એ તરફ માટીની ભુંગળીઓ ઘણી મળે છે; આપણે જે રસની વાત કરીએ છીએ તેવો રસ તેની સાથે ચોટલો હોય છે.

ઉપરની વાતો સીવાય હજુ એક કલ્પીત દલીલ છે કે કદાચ જ્વાળામુખીનું તે પરિણામ હોય પણ કયાંઇ હજુ સુધી કોઇપણ પ્રમાણસિદ્ધ પ્રાચીન ગ્રંથમાં એ સંબંધનો ઉલ્લેખ નથી. તેમ જૈનધર્મમાં આજ હજાર વર્ષની અંદરના ઘણાખરા બનેલા બનાવોની નોંધો લેવાઇ છે. તો પછી આ પ્રાચીન તીર્થ સંબંધમાં કેમ ન લખાય! આબુના પ્રખ્યાત મંદિરોને એક વખત સં. ૧૩૭૫ લગભગમાં મુસલમાનોના હાથેથી ઘણું નુકસાન થયાનો ઉલ્લેખ છે. એવી રીતે લખાત. વળી જ્વાળામુખી કે ધરતીકંપથી બીજાં મંદિરો પડી ગયાં અને આ પાંચજ કેમ રહ્યાં. એકી સાથે બંધાવનાર શ્રીમંત કોઇ કામ નબળું સબળું ન રાખે. દરેક સરખી મજબુતીમાંજ હોય.

વળી આસપાસ ફરી બરાબર તપાસતાં જણાશે કે અત્યારે પાંચ મંદીરોએ આટલી જગ્યા રોકી છે.તો ૩૬૦ કે ૧૨૫ દેવળોએ કેટલી રોકી હશે તે પ્રમાણમાં તેવી આસપાસની જમીન એટલી નથી કે જ્યાં એ વાતને પુષ્ટી મળે.

ભરતખંડનો હજાર વર્ષની અંદરનો ઇતિહાસ બરાબર મળે છે તેમાં એવા આશ્ચર્યકારક (જ્વાળામુખીના) જબરી ઉથલ પાથલ થએલા બનાવ સંબંધમાં કયાંઇ નોંધાયેલું નથી. તેમ હાલમાં એક લેખ મળેલો છે તે વિ. સં. ૧૩૦૦ ની સાલનો છે તેમાં "આરાસણના મહીપાલ નામે નૃપતિએ પોતાના માતપીતાના શ્રેયાર્થે અમુક મૂર્તિ બેસારી છે તેના પુજા અર્ચનના નિભાવ માટે અમુક બંદોબસ્ત કર્યો છે." તો તેરસોની સાલ સુધી ત્યાં રાજ્ય હતું તેમ તો નક્કી છે જો કદાચ એવા પ્રકારની ઉથલ પાથલ (જ્વાળામુખી જેવી) થઇ હોય તો તેજ સ્થળ રાજધાની તરીકે રહે નહિ.

૬ હાલ કુંભારીયાજીમાં ૭ દેવળો છે તેમાં ૧ શીવનું મંદીર અને બીજાં પાંચ મંદીર જૈનધર્મનાં છે તેમાં શીવજીના મંદિરમાં પણ કેટલાક ભાગોમાં કાણ થએલું છે તો જો દેવીને માત્ર વિમળ પરજ કોપ હતો તો શીવજીએ શો અપરાધ કર્યો?

૭ ઉપરની બધી દલીલોના અંતે સાથે એટલું પણ કહી દેવું જરૂરી છે કે આવી દંત કથાની ઉત્પાદકતાનું કારણ ધર્મભેદ શિવાય કશું પ્રમાણીક દ્રષ્ટિથી નીહાળનારને મળેજ નહિ.

કેટલાક સારા માણસો પણ એ ભુલભરેલા ભ્રમને એકદમ સ્વિકારી લે છે તેનો દાખલો એક અઠવાડીયા

પહેલાંજ બનેલો. એક વિદ્વાન શ્રીમંત ગૃહસ્થ માતાજીની યાત્રાએ આવેલા અને તેઓએ કુંભારીયાજી દર્શન કરી પછી લેખક સાથે ઉપરોક્ત ચર્ચામાં ઉતર્યા કે "દંતકથાને હું સાચી માનુ છું." કારણમાં તેમણે જણાવ્યું કે "મેં થોડી મીનીટો પહેલાંજ તેવા પ્રમાણના ડઝનેક નમુના જોયા છે" આના જવાબમાં તેમને ઘણું સરસ રીતે સમજાવવામાં આવ્યું તેમ ડઝન નહિ પણ સેંકડો બલ્કે લાખો એવા નમુના ઉપરના ભાગમાં આપ જોશો અને તે બરાબર રીતે આપ તપાસશો તો ખરી વસ્તુ માલમ પડશે, ગમે તે ધર્મ હોય પરંતુ ન્યાયની દ્રષ્ટિએ તો ઉંડા ઉતર્યા પછી જે સાચું જણાય તેજ કહેવું પડે.

વીમળશાહ ચંદ્રાવતિ (આબુરોડથી ત્રણ ચાર માઇલ દક્ષિણે) નગરીના પરમાર વંશીય રાજાના મંત્રી હોવાનું કેટલા કહે છે. યોદ્ધા તરીકેની અને મુત્સદી તરીકેની તેમની કીર્તિ દેશમાં જગદમ્બાના વરથી ઘણી થઇ.

દેરાસરોમાં ઘણું સુંદર કામ છે. અવ્યવસ્થાને કારણે કામ ઘણું ખરાબ થએલું પરંતુ મુળ સ્વરૂપમાં એ કામને રાખવાને હાલમાં ભરતખંડના જૈન સંઘરૂપ શેઠ જીઆણંદજી કલ્યાણજી અમદાવાદની પેઢી સંપૂર્ણ કાળજીથી કામ કરાવે છે. આબુપરનાં દેલવાડાનાં મંદીરો જેઓએ જોયાં હશે તેમને એ ખ્યાલ બરાબર આપશે કે કામ કરનાર સુત્રધારો બંન્ને સ્થળના એકજ હોવા જોઇએ. કેટલાક ઘુમટમાં ગૃહો ઇત્યાદિનાં રૂપો એટલા સુંદર કરેલાં છે કે જે હાલના યુરોપીય રૂપના કામના એપ શું કામ કરશે! ભલે યુરોપીય શીલ્પીઓ માત્ર મુખના અમુક ભાગ અને આંખો માટેની કચાશ ગણે પણ ભરતખંડનું વસ કરતુ એ મરોડદાર રૂપ તો પૃથ્વી પર થતું નથી. દુનીયાની ઉત્તમ ગણાતી બાંધણીમાં ભરતખંડની બાંધણી સુંદર છે. આપણા દેશમાં નાના અને બારીક રૂપ હોય છે. ત્યારે યુરોપીય રૂપ મોટા આખા કદના ઘણા ભાગે હોય તેમાં કૃત્રિમતા બહુ ઓછી હોય છે એ ખરૂં પણ મહેનતવાળું આપણા દેશનું કામ એમના કામની ગણતરીએ ઉત્તમજ કહી શકાય.

મંદીરોમાં નકશી પણ અલૌકીક છે. છતના રોડલા વગેરે કેટલુંક હજી ફરે તેવુ કામ છે. રૂપો નગાંગ (આજુબાજુ ખુલ્લાં) છે, કેટલાક રૂપના હાથમાં ચમ્મર છે તે જાણે સાચુંજ, ચમ્મર ન હોય તેવો ભાસ કરાવે છે, સાથે હાથમાં આરતીઓ છે તેનો સાવ દોરાના જાડા હાંડ વાળી કરી છે તે ખરેખર આશ્ચર્ય પમાડે છે. કે આટલું પાતળું નગાંગ કામ કરતાં કામ કરનાર શીલ્પીની કાળજી કેટલી હશે. કામ કરનારને જેટલો ધન્યવાદ આપીએ એથી કરાવનાર ધણીને કાંઇ ઓછો ધન્યવાદ આપ્યા સિવાય ચાલે તેમ નથી, માત્ર દ્રવ્ય ખર્ચવું એ સુત્ર હોય પણ એ સાથે ધણીને એટલી ધીરજ રાખવી જોઇએ. જ્યારે અત્યારે આ વખતમાં એકાદ મહીના થયાં લીધેલા પત્થર પર કામ કરતાં તો ઘણી શીલ્પીનું માથું ખાઇ જાય. એથી શીલ્પીનો ઉત્સાહ ન રહે તેમ શીલ્પીએ પણ પોતાના પગારના પ્રમાણમાં કામ આપવું ઘટે. એમ ફરજો તો જરૂર બન્નેએ સમજવી જોઇએ.

શાન્તીનાથજી અને મહાવીર સ્વામીના દેરાસરોમાં ઘણુંજ સરસ કામ છે. પછી પાર્શ્વનાથજીની ડાબી તરફની ભમતી ૧૨ ઘુમટીઓમાં અને વચ્ચેની દેરીના દ્વાર ઇત્યાદિનું કામ, બીજા દ્વારો તથા વચલા નૃત્યમંડપના સ્થંભોનું કામ પણ સરસ કરેલું છે. મોટા દેરાસર નેમનાથજીમાં મંડોવર (મુળ દેરાની ભીંતની બહારના ભાગ)નું કામ, શીખરનું કામ, નૃત્યમંડપના વચેના સ્થંભોનું કામ અને ઘુમટનું કામ સારૂં છે. બાકીનું લગભગ સાદુ કામ છે તેમાં એક ભોંયરૂ છે. કદાચ બીજા દેરાઓ હશે પરંતુ હજુ સુધી માલુમ પડેલ નથી. સંભવનાથનું મંદીર પણ લગભગ સાદા જેવું છે તેને ફરતી ભમતી (દેરીઓની હાર) નથી. બધાં દેરાસરોમાં આરસજ વપરાયો છે.

આ પાંચ દેરાસરો ઉપરાંત એક કુંભેશ્વર મહાદેવનું મંદિર છે તે એક કૃત્રિમ ટેકરા પર છે. એ ટેકરો ખાસ ઇરાદા પૂર્વક બનાવ્યો હોય તેમ લાગે છે અથવા નીચે ભોંયરૂ કરવા કદાચ તેમ બનાવવામાં આવ્યું હોય. તે મંદીરનું મહાપીઠ (ગજથર અશ્વથર વાળું) ઘણું સરસ છે. તેમ પ્રાસાદના મંડોવર (મુળ ગભારાની ભીંત બહારનો ભાગ) એટલો સુંદર છે કે તેના એક એક રૂપ ધારી ધારીને નીહાળ્યે તેની ખરી ખુબી સમજાય. ઉપરનું શીખર તો તુટી ગએલું હતું પરંતુ શ્રી દાંતા ભવાનગઢના નામદાર મહારાણા શ્રી જશવન્ત-

સેંઠજી સાહેબે સં ૧૯૫૬ લગભગમાં સાધારણ સમાર કામ કરાવેલું પરંતુ તેના બધા પત્થરો યોગ્ય સ્થળે મુકાયા નથી, તે કામ કરનારાનોજ દોષ છે તેમ કેટલાક પત્થરો નથી ત્યાં ઈંટાનુ ચણતર કર્યું છે પણ જેટલો શીખરનો ભાગ મોજુદ છે તેનુ કામ ઘણું વખાણવા લાયક છે. મંદીરના મહાદેવનું નામ આધુનીક જણાય છે.

કહે છે કે આ મંદીરોનો વહીવટ પ્રથમ અમદાવાદના નગરશેઠજીને ત્યાં હતો ત્યાર પછી દાંતાના શ્રાવકો એનુ કામકાજ કરતા. આ દરમીઆન દેરાસરની સ્થિતિ એકદમ ખરાબ થતી ચાલી. દેરાસરોમા બીયો રહેતા, ગમે તેમ ગમે તેવો ઉપયોગ આ દેરાસરનો કરતા. એ પછી કંઈક થોડી દેખરેખ રહી પણ દીન પ્રતિદીન દેરાસરોની સ્થિતિ તો બગડતીજ જતી હતી એવી શોચનીય સ્થિતિ જાણી આ તરફ મારવાડનો સંઘ લઇ પરમપુજ્ય શ્રીમદ્ આચાર્યશ્રી વિજયનેમિ સુરિજી પોતાના બહોળા પરિવાર સાથે પધારેલા તેમણે આ સ્થિતિ જોઇ ખેદ પામી તેનો વહીવટ શેઠજી આણંદજી કલ્યાણજીની અમદાવાદની પેઢીને સ. ૧૯૭૭ માં સોંપાવ્યો અને પછી તુરતજ તેના ઉદ્ધારનુ કામ હાથ લેવાયું છે તે હજુ સુધી ચાલુ છે.

આજ સાત વર્ષના વહીવટ દરમીઆન અહીંના દેરાસરો ઇત્યાદિનો એટલો સુધારો થનો જાય છે કે સાત વર્ષ પછી આવનારને તદ્દન જુદુજ લાગે. એ બધુ શેઠજી આણંદજી કલ્યાણજીના સુવ્યવસ્થિત વહીવટને આભારી છે.

શ્રી દાંતા ભવાનગઢના નૃપતિ નામદાર મહારાણા શ્રી ભવાનસિંહજી સાહેબ બહાદુર અને વડીલ રાજ સાહેબ શ્રી મહોબતસિંહજી સાહેબ એઓ સાહેબો આ મંદીરો પ્રત્યે ઘણી સારી લાગણી ધરાવે છે. તેમને જરૂર અભિમાન લેવા જેવુ આ સ્થળ છે કે આવા ઉમદા સ્થાપત્યના કરોડોની મીલકતનાં કાર્યો પોતાના રાજ્યમાં છે. તેમ નામદાર મહારાણાશ્રીના રેલ્વે લાવવાના વિચારો અમલમાં મુકાય તો ખાત્રી છે કે યાત્રાળુઓ પુષ્કળ પ્રમાણમાં માતાજીની યાત્રાનો લાભ લે.

પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરા.

---

# વસંતગીત

મેરે પ્રભુજી કે આગે ગુમાન કૈસો,
માન ગુમાનકી ઓર ઠોર—મેરે૦ આંકણી.

જો તુમ ભગતિ મુગતિકું ચાહત હે, રાંક રાઉ મન કૈસો—ભગતિમેં ગુમાન કૈસો૦ ૧
ભૂતલ આયે ભવિકજનચંદા, સરગથી આયે ઈંદા,
બારે પરષદા બિચમેં બૈઠે, આતા વામાજીકે નંદા—ભગતિમેં૦ ૨
ઇતયેં ગણધર મુનિવર બૈઠે, ઉતયેં કેવલિ વૃંદ,
સકલ સુરાસુર વિવિધ પ્રકારે, નાટિક કરેં નવરંગ—ભગતિમેં૦ ૩
ભામંડલ સોભિત સિંહાસન, જાણે મેરૂ ગિરિંદ,
તેજ પ્રતાપ જૈસો કત વિરાજે, ગ્રહગણ સૂરજચંદ—ભગતિમે૦ ૪
દેશના સુણી કેઈ ભવિકજન, ટાલે કરમના કંદ,
ક્ષીણ મોહીની મુદ્રા દેખી, ટલે વેર વિરોધને દંદ—ભગતિમેં૦ ૫
મન અલિ લીન રહે ગુણરાગે, પ્રભુ તુઝ પદ અરવિંદ,
જ્ઞાનવિમલ પ્રભુ ચરણ પસાયે, પાઓ પરમાણંદ—ભગતિમેં૦ ૬

—જ્ઞાનવિમલસૂરિ.

---

# એક વિધુર જૈન યુવકના વિચારો.

[ તાજા વિધુર થયેલા એક જૈન યુવક પોતાના સહાધ્યાયી મિત્રને પોતાના ફરી પરણવાની વિરૂદ્ધ વિચાર જણાવે છે તે અત્ર તે મિત્રે પૂરા પાડવાથી મૂકયા છે. ]

૧

ડિસેરાડ. ૭-૪-૨૮.

× × × × × × × × ×

બીજું મારૂં મન બીજા કામોમાં પરોવાઇ ગયું છે છતાં જ્યારે જ્યારે બનેલ બનાવની સ્મૃતિ થાય છે ત્યારે તો આંસું આવે છે અને અંતઃકરણમાં બહુજ નિરાશા ઉત્પન્ન થાય છે પણ અંતે તેથી કાંઇ વળવાનું નથી. એમ માની બેસી રહું છું. ખરેખર આપણા ભારત વર્ષમાં સ્ત્રીઓ જેટલી પતિપરાયણ હોય છે તેટલી કોઇ પણ દેશમાં નથી. ખાસ કરીને તેણીનું સાફ દીલ-ભોળું અંતઃકરણ અને સંતોષિ સ્વભાવ ઉપરાંત-સહન-શીલતા તો હું કદાપી વીસરી શકીશજ નહી. મરણની છેલ્લા ઘડીયે મારી બેને તેને ધર્માદામાં રૂપીઆ આપવા માંડયા ત્યારે પણ તેણીએ જવાબ આપ્યો કે " મને કોઇનું કાંઇ જોઇએ નહિ." ઉપરાંત પોતાના બચ્ચાની પણ કોઇ જાતની નહિ ભલામણ કે નહિ લેવા કે દેવા (જાણે કેમ તેણીને પણ લાગી ગયું હોય કે દુનીયામાં સૌને લેણું દેણું ચુકાવી છુટું પડવાનું છે) અને જીવ તો જરા પણ કષ્ટ વિના પલમાંજ ચાલ્યો ગયો. અને તેણી આ દુનીયામાંથી છુટી ગઇ. ખરી રીતે મરનારને કાંઇ દુઃખ નથી. જે પછવાડે રહે છે તેનેજ દુઃખી થવાનું રહે છે. અને તે પણ સ્વાર્થને અંગેજ. બીજું મારા પિતાશ્રી તથા સગાવહાલાઓ મને બીજીવાર લગ્ન કરવાનું લખ્યા કરે છે અને સમજાવે છે, પણ મારા દીલમાં પુનર્લગ્નની જરા પણ હોંશ કે ઇચ્છા નથી. તેને માટે જરા પણ મોહ કે તૃષ્ણા નથી. અંતઃકરણમાંથી પ્રેમનો ઝરોજ સુકાઇ ગયો છે. તે સાવ શુષ્ક બની ગયેલ છે અને તે બધું મરનારની સાથે ગયું છે. આ ઝરાના જે કાંઇ અંશ બાકી રહેલ છે તે દહાડે દીવસે તેણી ચાલી ગયા છતાં સોસી રહી છે. હું નથી માનતો કે આવી સ્થિતિમાં પુનર્લગ્નથી તે ઝરામાં ખરૂં અમૃત પેદા થાય. બાકી દુનીયાદારીની દ્રષ્ટિથી મિથ્યા આડંબર કરવો પડે તે જુદી વાત; ઉપરાંત જે વ્યક્તિ સાથે લગ્ન થાય તેને પણ આમાં હું શી રીતે સુખી કરી શકું, કારણ કે જે કુદરતી મીઠાશ પ્રેમ-હોંશ-કોડ કુંવારા માણસના દીલમાં પેદા થાય છે તેને માટે મારા અંતઃકરણમાં સ્થળ નથી. બાકી ઉપર લખ્યા પ્રમાણે આડંબર કરીએ એ જુદી વાત છે. વળી મારી ઇચ્છા શેષ જીવન કાંઇ સેવાના કાર્યમાં ગુમાવવાની હોવાથી મારો પુનર્લગ્નનો જરા પણ વીચાર નથી. અને એ વીચાર રોજને રોજ મજબુત થતો જાય છે. તેથી હું બધાને પુનર્લગ્નની ના પાડું છું અને પિતાશ્રીને પણ તે મુજબ લખ્યું છે. છતાં થાય તે ખરૂં કારણકે આપણા સમાજમાં હજુ પણ કેટલીક ગેરસમજ રહેલી છે. તે લોકો ( અરે કેટલાક ચાલુ જમાનાના લોકો પણ ) ઉલટી મારી હાંસી કરે છે અને હસે છે. બાકી યુરોપ જેવા બીજા દેશોમાં બીજીવાર ન પરણવું એ સાવ સામાન્ય બાબત છે.

હવે જોઉં છું કે શું થાય છે. પણ એટલું તો ચોકસ લાગે છે કે બીજી વાર લગ્ન થશે તો મારો વિચાર જે શેષજીવન કોઇ સારા કાર્યમાં ગાળી આત્માને કંઇક ઉચી ગતિપર લઇ જવાનો છે તે પાર નહિ પડે અને આને માટે મને મરતી વખતે બહુજ પસ્તાવો રહી જશે.

× × × ×

બીજું તમો પુનર્લગ્નની સલાહ આપો છો પણ તે વાત તદન ગેરવ્યાજબી છે. કારણકે આપણે લોકો પુનર્જન્મને માનીયે છીયે. છેવટ હું તો માનુંજ છું અને દરેક જન્મમાં મનુષ્યને પોતાના પૂર્વજન્મનાં કૃત્યોનું ફળ ભોગવવું પડે છે એમ પણ હું માનું છું; માટે મારો વિચાર તો બને તેટલું નીઃસ્વાર્થ જીવન ગાળવાનું છે. હવે અનુભવે શીખવ્યું છે કે લગ્નનું બંધન આપણી સ્વાર્થ વૃત્તિ વધારી મુકે છે અને તે દેખીતુંજ છે. કારણ કે લગ્ન થયા એટલે છોકરા થાય એટલે પછી બધી ચીંતાઓ લાગે છે અને તે ચીંતાઓમાં માણસ પોતાના આત્માના કલ્યાણ સારૂ કાંઇ કરી શકતો નથી

પણ કોઇક વાર તો તે નહિ કરવાનાં કાર્યો કરી બેસે છે માટે પુનર્લગ્નનો વિચાર નથી. + +

× × × ×

૨

કરાંચી તા. ૨૮-૪-૧૯૨૮.

+ + + +

બીજું લખવાનું કે અંતે વડીલોએ પોતાનું ધાર્યું કર્યું છે. અને મારો વિરોધ કંઇ કામ આવ્યો નથી. અલબત્ત આમાં વડીલોનો બીલકુલ દોષ નથી. કારણ કે આપણા સમાજની મનો-દશાજ એવી છે કે એક માણુસની સ્ત્રી ગુજરી જાય એટલે બીજા માણસો તેને બને ત્યાં સુધી ગમે તે ભોગે પરણાવવાની મહેનત કરે. હવે જ્યાં આવી મનોદશા વર્તતી હોય ત્યાં મારા જેવા સંજોગોવાળા માણુસને પુનર્લગ્ન નહિ કરવાના વિચારમાં ફતેહમંદ થવું તે મુશ્કેલ છે. ખેર પણ હવે પવન બદલાઇ ગયો છે. મને તો એમ લાગે છે કે ૫૦-કે ૧૦૦ વર્ષ પછી એવો વખત આવશે કે માણુસને પુનર્લગ્ન કરવાની બાબતમાં ખાસ દબાણુ નહિ થાય. વળી હિંદુસ્થાન સિવાય બીજા દેશોમાં જોશો ત્યાં આ એક સાવ સાધારણુ બાબત ગણાય છે. બાકી હાલમાં તો મને એમ લાગે છે કે વડીલોએ જે પગલું લીધું છે તે મારે માટે બીલકુલ ઠીક નથી. છતાં હવે તો તેનું જે પરિણામ આવે તે ભોગવ્યેજ છુટકો છે. તમારી બધાની દ્રષ્ટિથી તમોને એમ લાગતું હશે કે મારે સગપણુ કરવું જરૂરનું છે. પણ મારા કુદરતી સ્વભાવો મારી શક્તિઓનો, ઇચ્છાઓનો, જીવનું ધ્યેય શું હોવું જોઇએ તેનો, મારી બુદ્ધિનો-બોધનનો અને મારા આસપાસના સંજોગોનો; પરણેતર જીંદગીથી મળેલા અનુભવનો વિગેરે વિગેરે બાબતનો સંપુર્ણ વિચાર કર્યા બાદ હજુ પણ મને એમજ લાગે છે કે મારે માટે પુનર્લગ્ન એ બીલકુલ લાભદાયક નથી. કારણુ કે મને એમ લાગે કે દુનીઆમાં જીવન માટે સૌથી શ્રેષ્ટ પ્રવૃત્તિ બીજાઓની સેવા કરવામાં રહેલી છે. અને જીવન માટેની શ્રેષ્ટ પ્રવૃત્તિ કઇ છે તે બાબતનો મારો આ નિર્ણય તો મારી વાઇફના અવસાન પહેલાં અમુક વરસો-થયાં બંધાણો હતો પણ વ્યવહારિક બંધનોને લીધે હું કંઇ કરી શકતો ન હતો, તેમાં આ બનાવ બનવાથી અલબત મને ઘણું દુખ થયુ છતાં મને એમ લાગતું હતું કે હવે હું મારા મુળ ધ્યેય તરફ પહોંચવાને કાંઇક પણ-પ્રયાસ કરી શકીશ પણ અંતે તે આશા પણ નિરાશામાં ફેરવાઇ ગઇ છે. કારણુ કે વળી વ્યવહારિક બંધનો વળગી ગયા. બાકી તમારી બધી દલીલો (એક સિવાય) તદન ઢીલી છે. તેમાં કંઇ માલ છેજ નહિ. પુત્ર ન હોય-એટલે પુત્રની ખાતર મુળ જે જીવનનું ધ્યેય છે તેને ધક્કો મારી-પુનર્લગ્ન કરવું તે નરી મુર્ખાઇ છે. વ્યવહારિક બંધનના મજબુત દોરડામાં બંધાઇ રહી બીજાની સેવા કરવાની આશા રાખવી એ પણ ચોખ્ખી ખોટી ઘેલછાજ છે. એવી રીતે જો કામ થઇ શકતું હોય તો પછી આપણા મહાન પુરૂષોએ મહાવીરે-દયાનંદસરસ્વતિએ-ગૌતમબુદ્ધે-ઇસુક્રાઇસ્ટ વગેરેએ વ્યવહારિક બંધનો રાખ્યાજ હોત. અને હું તો આ અનુભવથીજ કહું છું કારણુ કે માણુસની માથે પોતાના ઉપર આધાર રાખનારને પાળવાની ફરજ પડી હોય ત્યાંથી તે બીજાનું કાંઇ કરી શકતો નથી, અલબત થોડું કરી શકે પણ તે બહુ સારૂં કામ તો ન જ કરી શકે. બાકી તમારી એક વાત વ્યાજબી છે. તે એકે હજુ મારામાં દુર્બળતા ઘણી છે. ઇંદ્રિયો જેટલી જોઇએ તેટલી કાબુમાં નથી. એટલે કે કોઇ એવા સંજોગોમાં મુકાઉં કે જ્યાં ઇન્દ્રીય ઉપરથી કાબુ ચાલ્યો જવાનો જલદી સંભવ રહે. સંજોગોમાં હું મારા મન ઉપર કાબુ રાખી શકું કે નહિ તે કાંઇ કહી શકાય નહિ. પણ જો આસપાસનું વાતાવરણુ સારૂં હોય તો મને આ બાબતમાં જરા પણ અડચણુ આવે એવું લાગતું નથી. વળી મારી બીજી માન્યતા એવી છે કે ઇન્દ્રિયોની શાંતિના અર્થે આ દુનીઆના ભોગો ભોગવવા તેના કરતાં ગમે તે માનસિક દુઃખે ઇન્દ્રિઓને કાબુમાં રાખવી એ વધારે ઠીક છે. કારણુ કે ઇન્દ્રીઓની શાંતિને અર્થે ભોગ ભોગવવા એ ખરૂં સુખ નથી. પણ ખોટું સુખ છે. કારણુ કે અંતે તો તે દુઃખદાયીજ છે. પણ એક આજ કારણની ખાતર પુનર્લગ્ન કરવું તે ગેરવ્યાજબી છે. તેમાં આત્માની ઉન્નતિ નથી. ખરે હમણાં તો મારા મુળ ધ્યેય તરફ પ્રોગ્રેસ કરવામાં મને સાવ નિરાશાજ જણાય છે. છતા ઇશ્વરની માયાની કોઇને ખબર પડતીજ નથી.' માટે વળી પાછું અનુકૂળ વાતાવરણુ ઉભું થાય ત્યાં સુધી થભી જવાનું છે. અને આવી રીતે જીંદગી નીકળી જાય તો પણ કંઇ ના કહી શકાય નહિ. હાલ એજ.

# रत्नसुंदरकृत श्री अर्बुदगिरि वर तीर्थ बिंब परिमाण संख्यायुतं

## स्तवनम्.

( અપભ્રંશ ભાષામાં )

[ સંશોધક—મુનિ શ્રી અમરવિજય શિષ્યં મુનિ ચતુરવિજય ]

સિરિ અબુયગિરિવિર સિહર–સોહણુ રિસહ જીણિંદ,
પણમઉં તુહ પયપઉમ જીણુ નમિરનરિંદ સુરિંદ ॥૧॥
ઉજ્જલ મુંજલ કણગતણુ પણુસય ધણુહ પમાણુ,
તિહુયણુ મોહણુ ગુણભવણુ વિલસિર કેવલનાણુ ॥૨॥
આઈમ નરવઇ આઇ ગુરૂ આઇમ નીઇપિયાસ,
આઇમ બોહિયબહુયજણુ આઇમ તિત્થનિવાસ ॥૩॥
વિમલનરેસર થિર ઠવિય આબુય ગિરિ સંગાર,
વરસુવર્ણં તુહ કારવિય કલશ દંડ ઝય સાર ॥૪॥
કણયગિરિવર કણયગિરિવર કંતિ ઝલકંત,
કિં મહિમા મંડિયઉ મહિવંત હિમવંત ઝલક્કઇ
વરવિહસિયકમલ વણુ ચંદણુ દુ કિં મલયઉ લહક્કઇ.
નણુ ગયણંગણુ લગ્ગુ ઘણુ સોહઇ સિહર વિલાસ,
કંચણુ દંડ સુકુંભ ઝય અબ્બુયગિરિ કિવલાસ ॥૫॥
અહ વિમલ મંતિ કય દેઉલંમિ,
સિરિ આદિલ દાહિણુ મંડ વેમિ.
ચઉયાલ પડિમ સય સતરિ સુત્તિ,
ચઉ વીસી પંચય પયડ જુત્તિ ॥૬॥
હિમ મૂલ ગભારઇ રિસહ દેવ,
ધણુસાર ફલિય કિર ધડિય એવ,
પણ પડિમા સંજુય આરકૂડ,
ચઉપંન બિંબ સિવલચ્છિચૂડ ॥૭॥
બહિ મંડવિ સગવંન જીનવરાણુ,
લહુ દેહરિ તિયજુય તિસયરાણુ.
તિહ મંડવિ પણમઉં પંન બિંબ,
છડતીસ સામિ જીયકંઠ કંબ. ॥૮॥
ગજસાલા તોરણિમંડવંમિ,
સય ચઉદસ પડિમા મણ હરંમિ.
અહ બહુ વિહ અચ્છર સોહિયંમિ,
અવિ તિહુયણુ જણુ મણુ મોહિયંમિ ॥૯॥
ગુરૂય ગિરિવર ગુરૂય ગિરિવર વિમલ સચિવેણુ
આડકોડી દવિણુમરિ રિસહ તિત્થુ વિત્થિન્નુ કિદ્ધઉ.
કલિજુગ બલ નિદ્દલિય મેરૂ તુલ્લ જીણિ અપ્પ કિદ્ધઉ,
જીમ અટ્ઠાવય વિમલગિરિ, રેવય તિત્થુ પસિધ્ધુ.
તિમ રિસહેસર મંડિયઓ આબુય તિત્થુ સમિધ્ધુ ॥૧૦॥
સોહગ જાદવદેવ, લૂણિગ વસહિય સંઠવિય.
વાસવ કય પયસેવ, ચત્ત છહુત્તર પડિમ ઠિય ॥૧૧॥
નિમ્મલ દેઉલ માલ, કલ્લાણત્તય દુન્નિસય.
તેતિસ પડિમા સાલ, દિસિ થંભે ચઉવીસ જીણ ॥૧૨॥
અચ્છર મંડવ રંગ, બિસયરિ મણહર થંભિ ચિહુ.
બાસઠિ બિંબ સુચંગ, છગ ચઉકી અડયાલ જીણ ॥૧૩॥
બારસાખ સિંગાર, દસ આડ સામિ પજૂન જીણુ.
પનરસ મહિમાગાર, રયણાયરૂ કિર લહરિયઉ ॥૧૪॥
ઘંટ રણુણઇ ઘંટ રણુણઇ ગુહિર સદ્દેણ.
તલ તાલાવેણુ ઘણુ પડહ તૂર સરભેરી વજ્જઇ.
પંચસદ્દ પડિસદ્દ કરિ તિન્નિ કાલ ભંભડ ગજ્જઇ.
નવ નવ ભાવ સુહામણઉં, ઘણુ નચ્ચઇ નરનારિ.
અબ્બુય સેલ વિલાસ કર નેમિજીણેસર બારિ ॥૧૫॥
હિવ નિતુલ પિત્તલુ રિસહ નાહ,
અડ પડિમા મણહરિ જગહ નાહ.
ગુરિ સિહરિ બિંબ પણ નિમ્મલાઈ,
બહુ ભત્તિહિ સમરઉં મુંજલાઈ ॥૧૬॥
ગિરિ ગામ સમાગય બહુલ લોય,
ભત્તિ બ્ભાર પૂજઇ ગલિય સોય.
વણરાઈ નિસેવઈ વિવિહ ભાતિ,
નિઝરણાં ઝણુઝુઇ ગુહિર રાવિ ॥૧૭॥
બહ કંતઉ કેતક પરિમલેણુ, ઝલકંતઉ દેઉલ બયનરેણુ.
ગહગંતઉ ભવિયણુ ગીય નાદિ,
લહલંતઉ કંતિહિ ગયણુ વાદિ ॥૧૮॥
સુર કિંનર ખેયર જય ભણંતિ,
મુણિ વિજ્જાચારણુ ગુણ ગણંતિ.
અરિ અરિરિ એહુ ઇંદ તિત્થપાલુ,
ગયણંગણુ ભાસણુ નામ બાણુ ॥૧૯॥

સિરિ અબ્બુય ગિરિવર સંઠિઆઇ,
ચુલસીઇ જુત્ત ચઉદસ સયાઈં.
બિંબાઈં જણુ મણુ મોહિયાઈં,
હઉ વંદઉં ભાવિહિં નિમ્મલાઈં. ॥૨૦॥
તિત્થુ થાવર તિત્થુ યાવર ભરહ ખિત્તંમિ
સુપસિદ્ધઉ મહિમ ગુણિ ગિરિ પમાણુ કિરિ જાણુ જાણુઇ.
જત્તાગય નાગિંદ મુણિ મુણિય નાહિ મહિમા વખાણુઇ.
સિરિ રિસહેસર વીરજીણુ, વિહરંતા જહિ પત્ત
સો ભૂમંડલ મંડનઉ, અબ્બુય તિત્થ પવિત્તુ ॥૨૧॥
ઇય ભુવણુભૂસણુ દલિયદૂસણુ નાહિ નરવઇ નંદણો,
જહિ વસઇ જાયવુ કપ્પપાયવુ નેમિ સિવપર સંદણો.
તં તિત્થુ પવરં ગુણઇ નયરં જો જણો ભવ લુંપયં,
સિરિ અબ્બુય સેલં સુકયમેલં સો લહઇ સુહસંપયં ॥૨૨॥

ઇતિશ્રી અર્બુદ ગિરિવર તીર્થ બિંબ પરિમાણુ સંખ્યાયુંતં સમાપ્તમિતિ કૃતં વિબુધવર રત્નસુંદર ગણિભિઃ ॥ [ વિક્રમ ૧૫ મું શતક ]

---

# "પં. સુખલાલજી સાથેનો મારો વાર્તાલાપ."

પં. સુખલાલજી શ્રી જિનવિજયજીને જર્મની વિદાય કરવા મુંબઇ આવ્યા ત્યારે મારી સાથે તેમની મુલાકાત થઇ તે સમયે ચર્ચાયલા પ્રશ્નો અને ઉત્તરો ઉપયોગી હોવાથી સર્વની જાણુ માટે સંક્ષેપમાં આપું છું.

કુશલ પ્રશ્નાદિ પછી જુદી જુદી ચર્ચા થતાં મેં પ્રશ્ન કર્યો કે નવ્યન્યાયનું જ્ઞાન કેટલે અંશે જૈન સાહિત્યના અભ્યાસ ઉત્કર્ષ કે પ્રગતિ માટે ઉપયોગી છે? પંડિતજીએ કહ્યું કે નવ્યન્યાયના અભ્યાસથી કેટલાકનું જ્ઞાન એકદેશીય થાય છે અને માત્ર ન્યાયના વિષય સિવાય તેને સામાન્ય પ્રકારનું પણુ અન્ય દર્શનોનું જ્ઞાન કે તે તરફ રૂચિ થતી નથી અને બીજા વિષયો માટે તો જાણે તેની બુદ્ધિ ઉલટી કુણ્ઠિત થઇ જાય છે. બીજું દશબાર વર્ષ જે આ નવ્યન્યાયના અભ્યાસ માટે ગાળવાં પડે છે તેની સરખામણીમાં જીંદગીમાં અન્ય વિચારણાઓમાં તેની કંઇ ઉપયોગિતા નથી. વળી દરેક દર્શનના ગ્રંથો જો એ પ્રમાણે લખાય કે દશ બાર વર્ષના નવ્યન્યાયના અભ્યાસની અપેક્ષા રહે તો નવ્યન્યાયની પરિભાષામાં ગુંથાઇ જવાથી તે દર્શનના મૂલ સિદ્ધાંતો પણુ ભૂલાઈ જવાનો વખત આવે. નવ્યન્યાયનો ખરો ઉપયોગ તો ગંગેશોપાધ્યાયકૃત મૂલચિંતામણી ગ્રંથમાં દર્શાવેલા મૂલ સિદ્ધાંતોને ન્યાયની વિચારણામાં તેમજ અન્યત્ર ઘટાવવા પૂરતો છે. તેથી આગળ વધી- જેટલું શિરોમણિ માથુરી જાગદીશી ગાદાધરી આદીમાં ગુંથાયું એટલું બધે તે વિષયમાં બુદ્ધિની પ્રખરતા કરવા જેવું હોય પરતુ અન્ય દર્શન-જ્ઞાનથી વંચિત રહેવાથી તે તે વિષયોમાં ગતિને કુણ્ઠિત રાખવા જેવું છે. એ વાત ચોકકસ છે કે નવ્યન્યાયનો અભ્યાસી જો અન્ય દર્શનોમાં થોડું પણુ ધ્યાન આપતો રહે તો અત્યુત્તમ સર્વદેશીય પંડિત થાય. એ પણુ ચોકકસ છે કે અન્ય દર્શનનો અભ્યાસ પંડિતાઇ માટે તેવો મજબૂત પાયો પૂરો પાડતો નથી. એટલીજ નવ્યન્યાયના અભ્યાસની વિશિષ્ટતા. જરૂર એથી બુદ્ધિમાં તલસ્પર્શિતા કે ગહનતા, સૂક્ષ્મતા, વિચારણાનું આધિપત્ય, ચોક્કસાઇ, આદિ પ્રાપ્ત બહુ સારી રીતે થાય છે. આજ કારણોને લઇને ઉપાધ્યાયજી યશોવિજયજીના નવ્યન્યાયના પરિષ્કારવાળા કેટલાક ગ્રંથો સામાન્ય અભ્યાસી માટે જોઇયે તેટલા ઉપયોગી થતા નથી-જેવા કે ન્યાયાલોક તથા ન્યાયખંડખાદ્ય અષ્ટસહસ્રી તત્ત્વાર્થ. આજ કારણને લઇને જૈનન્યાયનો પ્રાથમિકગ્રંથ "જૈન તર્કપરિભાષા" પણુ પ્રાથમિક અભ્યાસ માટે ઉપયોગી થતો નથી. એથીજ જ્યાં ઉપાધ્યાયજીએ પ્રાચીન આચાર્યોના ગ્રંથ પર ટીકા રૂપે લખ્યું છે ત્યાં, અભ્યાસી માટે વિશેષ સરલતાથી તત્ત્વબોધ થાય છે. હરિભદ્રસૂરિના "શાસ્ત્ર વાર્તાસમુચ્ચય" ઉપરની ઉપાધ્યાયજીની "સ્યાદ્વાદ-કલ્પલતા નામની ટીકા નવ્યન્યાયથી જટિલ હોવા છતાં સ્વતંત્ર ગ્રંથ નહોવાથી પ્રમાણુમાં તે ઓછી દુર્ગમ છે. નવ્યન્યાયના પરિષ્કારો તેમાં કરવામાં આવ્યા છે પરંતુ તે મૂલ કારિકા હરિભદ્રસૂરિજી જેવા સમર્થ પંડિતની રચેલી હોવાથી તે ઉપરથી પણ તત્ત્વબોધ પર સારો પ્રકાશ

પાડવાનુંજ કાર્ય ટીકા કરે છે. અર્થાત્ મૂળ વિષયનું જ્યાં જ્ઞાન અભ્યાસીને માત્ર ઉપાધ્યાયજીનીજ નવ્યન્યાય પ્રચુર સ્વતંત્ર લેખિનીથી સંપાદન કરવાનું હોય છે ત્યાં ઘણીજ મુશ્કેલી પડે છે. આ બધું અભ્યાસીની દૃષ્ટિથી છે પંડિતની નહિ. પંડિતાઇમાં તો ઉપાધ્યાયજીના ગ્રંથની ભાગ્યેજ અન્ય કોઇ ગ્રંથ બરોબરી કરી શકે. ન્યાયાલોક કરતાં ન્યાયખંડખાદ્યની એ વિશિષ્ટતા છે કે જ્યારે ન્યાયાલોકનો મુકત્યાદિપરિમિત વિષય છે, ત્યારે ન્યાયખંડખાદ્યનો વિષય વિપુલ છે. વળી ન્યાયખંડખાદ્યમાં લેખિની વિશેષ પ્રૌઢ છે. નવ્યન્યાયના પરિષ્કારોની પ્રચુરતા બાજુએ મૂકી જૈન સિદ્ધાંતની તેમજ સમ્મતિતર્કમાં ચર્ચાયલા સિદ્ધાંતોની દૃષ્ટિથી જોઇએ તો ઉપાધ્યાયજીની સ્યાદ્વાદકલ્પતા સૌથી ઉત્તમ છે. તેમાં પ્રમેયમીમાંસા સૌથી સરસ છે અને વિવિધ દર્શનોની ચર્ચા જે સમ્મતિતર્કમાં બહુ વિસ્તારથી કરવામાં આવી છે તેનો બહુ સુંદર અને પરિષ્કૃત સંક્ષેપ કરવામાં આવ્યો છે. તેમજ નયામૃત તરંગિણીમાં સમ્મતિતર્કના આખા નય કાંડનો સમાવેશ કરવામાં આવ્યો છે, અને એજ પ્રમાણે જ્ઞાનબિંદુમાં જ્ઞાનમીમાંસા કરતાં સંમતિના સમગ્ર જ્ઞાનકાંડનો બહુ સુંદર રીતે સમાવેશ કરવામાં આવ્યો છે.

એજ પ્રમાણે હરિભદ્રસૂરિના "અનેકાંત જય પતાકા" નામના ગ્રંથમાં પંડિતાઇ અદ્વિતીય છે, અનેકાંત વાદની અનુત્તમ રીતે સ્થાપના થઇ છે તોપણ પાઠય ક્રમમાં તો શાસ્ત્રવાર્તા સમુચ્ચયજ ઉપયોગી થાય છે કારણ કે એમાં સરળતા ઉપરાંત વિષયની વિવિધતા છે. પંડિતજીનું બીજું કહેવું એ હતું કે જૈનાચાર્યો જ્યારે ખાસ જૈન વિષયો પર લખે છે ત્યારે તે ગ્રંથો અનુપમ અને અદ્વિતીય હોય છે પરંતુ ન્યાયાદિ વિષયોના હિંદુઓના કે બૌદ્ધોના ગ્રંથો પર ટીકા કરે છે ત્યારે તેમણે કાંઇ વિશિષ્ટ તત્ત્વ આપવાનું ન હોવાથી તે ગ્રંથો તજ્જ્ઞોની દૃષ્ટિએ સામાન્ય કોટિનાજ રહે. જેમકે હરિભદ્રસૂરિની ન્યાય પ્રવેશની ટીકા, તેની અનેકાંત જયપતાકા કે શાસ્ત્રવાર્તા સમુચ્ચય જેવી અદ્વિતીય બની શકી નથી. તેજ પ્રમાણે જયસિંહ સૂરિની ન્યાય સારની ટીકા માટે કહી શકાય. અભયતિલકોપાધ્યાયની ન્યાયવૃત્તિમાં પણ આ ઘટશે. આથી ન્યાયની વિચારણામાં ખાસ જૈનતત્ત્વો બાજુએ મૂકતાં જૈનો કોઇ વિશિષ્ટતા લાવી શકયા નથી. અત્રે મેં ડૉ. સતીશચંદ્ર વિદ્યાભૂષણનો તેમજ મારો મત ભિન્ન છે તે દર્શાવ્યું અને કહ્યું કે મેં તૈયાર કરેલા "જૈન ન્યાયની પ્રાચીનતા" નામના નિબંધમાં એ વિષયમાં મેં ઉહાપોહ કર્યો છે.

અત્રે એ ચર્ચા નિકળી કે અન્ય દર્શનોમાં નથી એવી કઇ કઇ વિશિષ્ટ વસ્તુઓ જૈનોએ વિશ્વધર્મને આપવા જેવી છે. પંડિતજીએ કહ્યું કે તે "પરિણામ વાદ" "નયવાદ" "કર્મવાદ" "મોક્ષ પથની ક્રમિક ભૂમિકાઓની સૂક્ષ્મ આલોચના અર્થાત્ ગુણસ્થાન ક્રમારોહ વર્ણન" "જ્ઞાનમીમાંસા" "માનસતત્ત્વમીમાંસા" ઇત્યાદિ છે. મેં કહ્યું કે જે પરમાણુવાદ વૈશેષિક દર્શનમાં તથા જે પ્રકૃતિવાદ સાંખ્ય દર્શનમાં છે તે પરિણામવાદ છે. પંડિતજીએ કહ્યું કે જૈન પરિણામ વાદ તેથી આગળ વધે છે અને જીવમાં પરિણામ દેખાડે છે અને તેથીજ "उत्पाद व्यय ध्रौव्यात्मकं सत्" એ સૂત્ર પ્રરૂપે છે. વળી આ પરિણામવાદ સર્વ વસ્તુમાં બહુ સુંદર રીતે ઘટાવી તેનું ઘણું સૂક્ષ્મવર્ણન આપ્યું છે. કર્મવાદની વિશિષ્ટતા જાણીતી છે પરંતુ તેમાં જે પરિણામે બંધઃ એ તત્ત્વ મૂકયું છે તે માનસ વિદ્યા જોડે ઘણો ગાઢ સંબંધ ધરાવે છે, એ દરેક વિષય પર વિદ્વાનો પાસે નિબંધો લખાવવાની આવશ્યકતા તેમણે દર્શાવી તેમજ જૈનોની આવી સર્વ વિશિષ્ટતા દર્શાવનાર એક સંગ્રહ ગ્રંથ લખાવવાની પણ આવશ્યકતા દર્શાવી. કાવ્ય સંબંધી ચર્ચા નિકળતાં પંડિતજીએ શ્રી હેમચંદ્રાચાર્યના ત્રિષષ્ઠિશલાકા પુરુષ ચરિત્રને વખાણ્યું. મેં હીરસૌભાગ્ય, જયંત વિજય, હમ્મીર મહાકાવ્ય, રંભામંજરી નાટિકા, બાલભારત, શાંતિનાથ ચરિત્ર (મુનિભદ્રકૃત) આદિ શ્વેતાંબરોનાં તથા ધર્મશર્માભ્યુદય ચંદ્રપ્રભ ચરિત્ર આદિપુરાણ આદિ દિગંબરોનાં કાવ્યો સારાં હોવાનું કહ્યું ત્યારે તેમણે કહ્યું કે જૈનેતર પ્રસિદ્ધ પંચ મહાકાવ્યોની જોડે મૂકી શકાય એવાં, કલ્પના શક્તિની પ્રૌઢિમાની દૃષ્ટિએ એમાંના એકે નથી. હીર સૌભાગ્ય કાવ્યની શૈલી ઘણી મનોરમ હોવાનું તેમજ રઘુવંશની શૈલીએ રચાયલું હોવાનું મેં કહ્યું ત્યારે પંડિ-

તજીએ ઉત્તર આપ્યો કે શબ્દ રચનાની દૃષ્ટિએ એમ બને પણ અર્થની કે કલ્પનાની દૃષ્ટિએ તેમ નથી. વળી તેમણે કબુલ કર્યું કે શબ્દ રચનામાં તો ઉત્તરોત્તર વિકાસ થતોજ ગયો છે. મેં કહ્યું કે આપણે એક કવિએ સ્વતંત્ર કલ્પના કેટલી લીધી છે એ ઉપર તેના ગુણનો નિર્ણય કરીએ એ ઠીક નહિ, કારણ કે ઉત્તરોત્તર કવિઓ પૂર્વ પૂર્વ કવિની કલ્પનાઓ લેતા જ આવ્યા છે. મહાભારત રામાયણમાં બધાએ લીધી છે અને હું ધારૂં છું કે ભારતકાર તથા રામાયણકારે તેમની પૂર્વેની કૃતિઓમાંથી લીધી હશે. પંડિતજીએ કહ્યું કે ગદ્યમાં "તિલકમંજરી" એ એવો ગ્રંથ છે કે જે કાદમ્બરી આદિ જૈનેતર ગ્રંથોની બરાબરી કરી શકે ને કેટલેક સ્થળે ચઢી પણ શકે. હીર સૌભાગ્ય વિજય પ્રશસ્તિ આદિના અંદર અંદર ગુણદોષના વિવેચનની ચર્ચામાં ઉતરવાની તક મળી ન હતી.

પ્રમાણનય-તથા પરીક્ષામુખ સૂત્રની સરખામણી ઉપર ચર્ચા થતાં પંડિતજીએ કહ્યું કે વાદિ દેવસૂરિએ વિષયસ્ફોટ સારો કર્યો છે અર્થાત્ સૂત્રોની સંક્ષિપ્ત કથનની શૈલિની ત્રુટિ તેમણે પડવા દીધી નથી. તેમણે લઘીયસ્ત્રયીની અકલંકદેવની સ્વોપજ્ઞ ટીકામાંથી પોતાનાં કેટલાંક સૂત્રો ઉદ્ધૃત કર્યાં છે. પરીક્ષા મુખસૂત્ર કરતાં વિકાસતો જરૂર કર્યો છે. ટૂંકમાં "પ્રમાણનય તત્ત્વાલોકાલંકાર" ટીકા સિવાય પણ પાઠ્ય ક્રમમાં મુકી શકાય એવો ગ્રંથ છે એમ તેમણે કહ્યું. મેં ઉમેર્યું કે એકજ ગ્રથમાં પ્રમાણ નય સપ્તભંગી આદિ બધી ચર્ચાનો સમાવેશ કરેલો હોવાથી પ્રાથમિક અભ્યાસ માટે તે બહુ ઉપયોગી છે.

ન્યાયકુમુદ ચંદ્રોદય (પ્રભાચંદ્રનો) ન્યાયવિનિશ્ચય વૃત્તિ (વાદિરાજની) તથા સિદ્ધિવિનિશ્ચયવૃત્તિ (અનંત વીર્યની) એ ત્રણ ન્યાયના ગ્રંથોમાં ન્યાયવિનિશ્ચય કરતાં બીજા બેઉ ચઢે છે અને તે બેઉ સરખામણીમાં એક સરખા લાગે છે એ પણ પૂછતાં કહ્યું.

વળી ગંગેશોપાધ્યાયનો ચિંતામણિ ગ્રંથ ઇ. સ. ૧૨૦૦ ની આસપાસનો હોવા છતાં પાછળના યશોવિજયજી પૂર્વેના જૈન નૈયાયિકોએ તેનો ઉપયોગ ન કર્યો તેટલુંજ નહિ પરંતુ તેની અસર તળે જરી પણ આવ્યા હોય એમ નથી એનું કારણ શું? એવો પ્રશ્ન થયો ત્યારે પંડિતજીએ કહ્યું કે નવ્યન્યાયઆદિનો અભ્યાસ કરવા ઉપરાંત તે પર સતત વિચારણાને પરિણામે નવીન તત્ત્વો કહેવાં એ સાધારણ અભ્યાસથી બની શકે એમ નહોતું અને નથી. ઉપર કહી ગયો તેમ દશ બાર વર્ષે જે તત્ત્વોનો અભ્યાસ થઈ શકે તેના પર ઓછામાં ઓછાં તેટલાંજ વર્ષની વિચારણાથી નવાં તત્ત્વો પ્રાપ્ત થાય અને ત્યારબાદ અન્યદર્શનોમાં તેનો ઉપયોગ થઈ શકે. યશોવિજયજી નવ્યન્યાય પીને પચાવી ગયા હતા અને તેથીજ નવીન તત્ત્વો તેમણે જૈન દર્શનમાં આણ્યાં તેમજ નવ્યન્યાયનાં તત્ત્વોનું પણ જૈન દૃષ્ટિએ ખંડન કર્યું. આ જ યશોવિજયજીની વિશિષ્ટતા છે કે ઇ. સ. ૧૨૦૦ થી માંડી તેમના સમય સુધી જે અન્ય જૈનાચાર્યો ન કરી શકયા તે તેમણે કર્યું. ઉપાધ્યાયજીની શૈલી પર ચર્ચા થતાં તેમની શૈલી જગદીશ ભટ્ટાચાર્યના જેવી છે અર્થાત્ શબ્દ બાહુલ્ય સિવાય ગંભીર ચર્ચા કરવી. વળી મથુરાનાથની તેમનાપર ઘણી અસર છે. મથુરાનાથનો એમણે ઘણે સ્થળે ઉપયોગ કર્યો છે અને નામોલ્લેખ પણ કર્યો છે. જગદીશ ભટ્ટાચાર્યનો નામોલ્લેખ કર્યાનું ધ્યાનમાં નથી. જેમ શ્રી હેમચંદ્રાચાર્યે પોતાના સમકાલીન મલયગિરિ કે વાદિદેવનો નથી કર્યો, પરંતુ જગદીશના ગ્રંથથી તેઓ જાણિતા હતા એમ અનુમાન થાય છે.

નવ્યન્યાયની ત્રણ પ્રસિદ્ધ ટીકાઓ માથુરી જગદીશી અને ગાદાધરીની અરસપરસ સરખામણી કરતાં પંડિતજીએ કહ્યું કે માથુરી મૂળ ચિંતામણી ગ્રંથને સ્પર્શીને હોવાથી તેણે સક્ષેપમાં સરલતાથી બહુ વિષયની સમાલોચના કરી છે. જગદીશી શિરોમણી નામની ચિંતામણિની ટીકા ઉપર હોઇ વિશેષ વિસ્તારવાળી છે અને થોડાં શબ્દોમાં બહુ ગભીર આશય રજુ કરે છે. માથુરી કરતાં પંડિતાઇમાં ચઢીયાતી છે. ગાદાધરી શબ્દોની પ્રચુરતાવાળી સમસ્ત શબ્દોવાળી અને ગંભીર વિચારણા કરતી હોવા છતાં વિષયનો વિશેષ સ્ફોટ કરે છે. કાલીશંકરી ક્રોડપત્ર હોવાથી પૂર્તિરૂપે છે.

યશોવિજયજીની સ્મરણશક્તિ અદ્ભુત હતી એ તેમના ગ્રંથો કે જેમાં સકલસિદ્ધાંત પંચાંગી તથા પર

# નયચંદ્રસૂરિકૃત હમ્મીર મહાકાવ્ય.

[ આ પુસ્તક સંસ્કૃતમાં છે અને તે સંશોધિત કરીને શ્રીયુત નીલકંઠ જનાર્દન કીર્ત્તનેએ સને ૧૮૭૯ માં પ્રકટ કર્યું હતું તેને આજ ૨૭ વર્ષ થઈ ગયાં છે. આ એક ઐતિહાસિક કાવ્ય છે અને તેના રચનાર એક જૈનાચાર્ય છે. તેમાં સંશોધકે એક અંગ્રેજી પ્રસ્તાવના મૂકી છે તેનો સાર નીચે પ્રમાણે છે:— ]

ડા. બુહ્લરે વિક્રમાંક દેવચરિત્રની પોતાની પ્રસ્તાવનામાં હમ્મીરમદમર્દનનો ઉલ્લેખ એ રીતે કર્યો છે કે તે જેસલમેરના જૈન ગ્રંથભંડારમાં નેવુંક વર્ષ પહેલાં વિદ્યમાન એવું ઐતિહાસિક સંસ્કૃત કાવ્ય છે. મને આ જૈન લિપિમાં લખેલ કાવ્ય 'હમ્મીરમહાકાવ્ય' મળી આવ્યું, તેના નામમાં ફેર છે છતાં હું અનુમાન કરી માનું છું કે જેસલમેર ભંડારમાંનું ઉપર ઉલ્લેખેલ કાવ્ય અને આ કાવ્ય બન્ને એક જ હશે કારણકે તેના અંતમાં હમ્મીરનું મરણ અને તેના પર વિલાપ એ હકીકત આવે છે. કર્નલ ટૉડ પોતાના રાજસ્થાનમાં હમીરકાવ્ય અને હમ્મીરરાસા બન્નેનો, સારંગધર કે જે રણથંભોરના ચોહાણ હમ્મીરનો બારોટ-ભાટ હતો એમ તે જણાવે છે તેની રચેલી કૃતિઓ તરીકે, ઉલ્લેખ કરે છે. શારંગધર પોતે જણાવે છે કે તે રણથંભોરના ચોહાણ હમ્મીરનો સમકાલીન નહોતો અને તેનો પિતામહ રઘુનાથ તે રાજાનો ગુરૂ હતો. શારંગધર-પોતાની પદ્ધતિમાં અને ગદાધર-પોતાના 'રસિક જીવન' માં 'અજ્ઞાત' ના મથાળા નીચે હમ્મીર સંબંધીના કેટલાક શ્લોકો મૂકે છે કે જે આ કાવ્યમાં જોવામાં આવતા નથી. અપ્પયા દીક્ષિત પણ પોતાના 'કુવલયાનંદ'માં 'અજ્ઞ

માતિશયોક્તિ અલંકાર 'ના ઉદાહરણ તરીકે એક શ્લોક ટાંકે છે જેમાં હમ્મીરની વાત આવે છે અને તે પણ આપણા આ કવિના કાવ્યમાં મળતો નથી. આથી જણાય છે કે સંસ્કૃતમાં 'હમ્મીરકાવ્ય' નામનું બીજું કાવ્ય હોવુંજ જોઇએ;* પરંતુ તે બીજા કાવ્યમાં આ કાવ્યના નાયક હમ્મીરનોજ વિષયછે કે નહિ એ સંદેહવાળું છે. કર્નલ ટૉડ પોતાની પાસે હમ્મીરકાવ્ય અને હમ્મીર-રાસાની પ્રત હોવાનું અને તેનું ભાષાંતર પોતાના ગુરૂની સહાયથી કર્યાનું જણાવ્યા છતાં તે બંને કઇ ભાષામા લખાયેલ છે તે જણાવતો નથી. હમ્મીરની સીલસીલાબંધ વાત લખવાનો તેણે પ્રયત્ન કર્યો નથી. પ્રસંગોપાત તે હમ્મીર સંબંધી જે જણાવે છે તે તે નામની કોઇ અમુક વ્યક્તિને બીલકુલ લાગુ પડતું નથી, પણ તેતો તે નામની અનેક જૂદી જૂદી વ્યક્તિઓની વાતોનું અસંબંદ્ધ મિશ્રણ છે.'

મી. કીર્તનેએ આ કાવ્યની પ્રત નાશકના મી. ગોવિંદ શાસ્ત્રી નિરંતર પાસેથી મેળવી હતી કે જે શાસ્ત્રીને પોતાના એક મિત્ર પાસેથી મળી હતી. તે પ્રતમાં છેવટે એમ જણાવેલું છે કેઃ–સંવત્ ૧૫૪૨ વર્ષે શ્રાવણે માસિ શ્રી કૃષ્ણષિ ગચ્છે શ્રી શ્રી જયસિંહ સૂરિ શિષ્યેણ નયહંસેનાત્મપઠનાર્થં શ્રી પેરોજપુરે હમ્મીર મહાકાવ્યં લિલિખે કલ્યાણમસ્તુ ભદ્રં ભૂયાત્ સંઘસ્ય ગ્રંથાગ્ર: ૧૫૬૪–એટલે આ સં. ૧૫૪૨ (સન ૧૪૯૬) ની લખેલી પ્રત છે. સંભવ છે કે આ પ્રત કવિની મૂળ પ્રતમાંથી નકલ કરેલી હોય અને તેથી તેનું મહત્ત્વ ખાસ છે.

'નયચંદ્રસૂરિની આ કૃતિ એક કાવ્ય તરીકે પુષ્કળ ગુણો ધરાવે છે અને સંસ્કૃત સાહિત્યના ગ્રંથોમાં ભાગ્યેજ મળી આવતાં ઐતિહાસિક કાવ્યો પૈકી એકના નમુના તરીકે ખાસ પ્રકટ કરવા યોગ્ય છે. જેનો ઇતિહાસ પોતે લખે છે તેના સમયમાં બાણ અને બિલ્હણ થયા તેની પેઠે આ કવિ થયેલ નથી તે છતાં તેનું આ કાવ્ય તે બાણ અને બિલ્હણના કરતાં ઓછી ઐતિહાસિક મહત્તા વાળું નથી. જે હકીકત બાણ અને બિલ્હણનાં કાવ્યો પૂરી પાડે છે તે બે યુરોપીય પ્રસિદ્ધ સંસ્કૃતજ્ઞોની મહેનતથી અંગ્રેજી વાંચકોને લભ્ય થયાં છે. હમ્મીરકાવ્યની ઐતિહાસિક હકીકત અંગ્રેજી વાંચકોને સુલભ કરવાનો આ પ્રયત્ન જેઓ ભારતના ઇતિહાસના જ્ઞાનનો પ્રચાર કરવામાં રસ લે છે તેઓ વધાવી લેશે.

સંસ્કૃતમાં જે બીજા લખનારાઓએ ઐતિહાસિક ગ્રંથો રચ્યા છે તેમની પદ્ધતિને અનુસરી આપણો ગ્રંથકાર પોતાના નાયકના વંશ માટે આખું એક પ્રકરણ નામે ૧૪ મો–છેલ્લો સર્ગ ભરે છે અને આ કૃતિ કરવાનાં કારણો સમજાવે છે. આમાનો અમુક ભાગ અત્ર આપવો યોગ્ય થશે.

जयति जनितपृथ्वीसंमदः कृष्णगच्छो
विकसितनवजाती गुच्छवत् स्वच्छमूर्तिः ।
विविध बुध जनाली भृंग संगीत कीर्त्तिः
कृतवसति रजस्रं मौलिषु छेकिलानां (!) ॥२२॥
तस्मिन् विस्म्यवासवेश्मचरित श्री सूरिचक्रे क्रमात्
जज्ञे श्री जयसिंह सूरिसुगुरुः प्रज्ञाल चूडामणिः
षट्भाषा कविचक्रशक्रमखिल प्रामाणिकाग्रेसरं
सारंगं सहसा विरंगमतनोद्यो वादविद्याविधौ ॥२३॥
श्री न्यायसारटीकां नव्यं व्याकरणमथ च यः काव्यं ।
कृत्वा कुमारनृपतेः ख्यातत्रैविद्य चेदि चक्रीति ॥२४॥
तदीय गणनायकः क्रमनमज्जनत्रायकः
प्रसन्न शशभृत्प्रभु र्जयति वादिभेदि प्रभः
यदीयपदपंकजे भ्रमिरभृंगलीलायितं
श्रयंति महतामपि क्षितिभृतां सदा मौलयः ॥२५॥
तत्पद्मांभोजचंचत्तरखरकिरणः सर्वशास्त्रैकबिंदुः
सूरींदुः श्री नयेन्दुर्ज्जयति कविकुलोदन्वदुल्लासनेंदुः ।
तेने तेनैव राज्ञा स्वचरिततनने स्वप्नतुष्टेन कामं
चक्राणं काव्यमेत न्नृपति ततिमुदे चारु वीरांकरम्यं ॥२६॥
पौत्रोप्ययं कविगुरो र्जयसिंह सूरेः
काव्येषु पुत्रतितमां नयचंद्र सूरिः ।
नव्यार्थ सार्थ घटना पदपंक्ति युक्ति-
विन्यास रीति रस भाव विधान यत्नैः ॥२७॥

* બીજું હમ્મીરમદમર્દન કાવ્ય કે કે જે જયચંદ્ર-સૂરિકૃત છે અને તે ગાયકવાડ પ્રાચ્ય- ગ્રંથમાળામાં પ્રકટ થયું છે. તેમાં આ હમ્મીરકાવ્યમાં નહી મળતા ગણાવેલા શ્લોકો છે કે નહિ તે તે શ્લોકો અહીં મૂકયા નથી તેથી એઘને નિશ્ચિત કહી શકાતું નથી. તંત્રી.

—જેણે પૃથ્વીને આનંદ ઉપજાવ્યો છે, જેની મૂર્તિ વિકસિત એવા નવજાતિ કુસમના ગુચ્છની પેઠે સ્વચ્છ છે, જેની કીર્ત્તિ ભૃંગરૂપ વિવિધ બુધજનોના સમુદાયે ગાઇ છે, અને જૈન ધર્મના અનુયાયી (શ્રાવકોના) મુકુટો ઉપર જેણે પોતાનો વાસ કર્યો છે એવો કૃષ્ણર્ષિ ગચ્છ જયવંતો વર્ત્તે છે.

તે ગચ્છમાં જે સૂરિઓનાં ચરિતો વિસ્મયનાં ગૃહો રૂપ છે એવાના વર્તુલમાં શ્રી જયસિંહસૂરિ નામના પ્રભાવંતોમાં ચૂડામણિ એવા સુગુરૂ જન્મ્યા. કે જેણે ૭ ભાષાના કવિસમૂહમાં ઇન્દ્રસમાન અને સર્વ પ્રમાણિકોમાં અગ્રેસર એવા સારંગને એકદમ વાદની વિદ્યા વિધિમાં વિરંગ કર્યો—હરાવ્યો હતો.

'જે જયસિંહસૂરિએ (૧) ન્યાયસાર પર ટીકા, (૨) નવ્ય વ્યાકરણ (૩) કુમારપાલ નૃપ ઉપર કાવ્ય રચીને ત્રણ વિદ્યા (ન્યાય, વ્યાકરણ ને કાવ્ય) જાણનારમાં ચક્રી એ તરીકે ખ્યાતિ મેળવી.

તે ગણનાયક પોતાને નમતા જનોના રક્ષક, વાદિઓને ભેદનારી કાંતિવાળા પ્રસન્ન ચંદ્ર જેવા પ્રભુનો જય થાઓ કે જેના પદપંકજમાં મહા રાજવીઓના મુકુટો, ભમતા ભ્રમરો લીલા કરે તેવી રીતે આશ્રય લે છે.

તેના પટ્ટરૂપી કમલને નયચંદ્રસૂરિએ ઉગ્ર કિરણવાળા સૂર્ય સમાન છે, કે જે સૂરિ સર્વશાસ્ત્રોના અર્કરૂપ, કવિકુલશંશરૂપી સમુદ્રને ચંદ્ર સમાન છે. આ કવિએ જે રાજાએ સ્વપ્નમાં આવી પોતાનાં ચરિતનો વિસ્તાર કરવાની આજ્ઞા આપી તેથી ગેરાઇ નૃપતિના સમદને આનંદરૂપ, વીરાંક (વીર એ શબ્દથી મુદ્રાંકિત) એવું આ રમ્ય કાવ્ય રચ્યું.*

(૬) નયચંદ્રસૂરિ કવિગુરૂ જયસિંહસૂરિના (વંશપરંપરામાં) પૌત્ર છું પણ કાવ્યમાં નવીન અર્થને યથાર્થ ઘટિત પદપંક્તિમાં યુક્ત કરી વિન્યાસ રીતિ અને રસ ભાવના વિધાનના યત્ન વડે પુત્રરૂપ છું.

વળી કવિ ૭૮ મા શ્લોકમાં જણાવે છે કે:—

प्रायोपशब्दादिकृतोपि दोषो
न चात्र चिंत्यो मम मंदबुद्धेः ।
न कालिदासादिभिरप्यपास्तो
योऽध्वा कथं वा तमहं त्यजामि ॥

હું મંદબુદ્ધિના પ્રાયઃ શબ્દાદિથી થયેલા દોષ ધ્યાનમાં અત્ર ન લેવા યોગ્ય છે, કારણ કે જે માર્ગ● કાલિદાસ આદિથી દૂર થઇ શકયો નથી તે માર્ગનો ત્યાગ હું તે કેવી રીતે તજી શકું?

આ કાવ્યનો પ્રારંભ જેમ સંસ્કૃત કવિઓ કરે છે તેમ કેટલાક દેવોના મંગલાચરણથી થાય છે અને કવિએ એવા શ્લોકો તે માટે રચવાનો શ્રમ લીધો છે કે જે હિન્દુ દેવો અને જૈનોના કેટલાક તીર્થંકરો એમ બંનેને લાગુ પડે. આ પદ્ધતિ પર આટલું વિવેચન કરી શકાય કે નયચંદ્રસૂરિ એ નામ પરથી સમજી શકાય છે કે તેઓ ધર્મથી જૈન હતા છતાં પણ હિંદુદેવોમાંના મુખ્ય ગણાતા દેવોના આશીર્વાદ લેવા માટે તેમણે શ્લોક રચ્યા એ એમ સૂચવે છે કે (૧) જે સમયમાં કવિ હતા તે વિચારસ્વાતંત્ર્યનો જમાનો હતો કે જ્યારે સંકુચિત અને ધર્માંધ અસહિષ્ણુતા—અરે મુસલમાનોની પણ હિંદુ લોકપ્રિય ધર્મની આલંકારિક—ઔપચારિક ભાષાની ખુબીઓની કદર કરવા લાગી હતી, અથવા તો તે એ સૂચવે છે કે (૨) કવિની દ્વિઅર્થવાળા શ્લોકો રચવાની ઉત્કટ ઇચ્છા હોય કે જે રચવામાં કવિ ઘણા

* આ કવિ વળી એમ પણ કહે છે કે રાજા તોમર વિરમના કેટલાક દરબારીઓએ કવિની રૂબરૂ એવા શબ્દો કાઢયા કે જૂના સંસ્કૃત કવિઓની કૃતિઓની ઉત્તમતાવાળી કૃતિ કરી શકે એવો હમણાં કોઇપણ કવિ નથી તેથી આ કાવ્ય પોતે કરવા લલચાયા. મી કીર્ત્તને કહે છે કે રાજા તોમર વિક્રમ, ગમે તે હોય પણ તે અકબર પહેલાં ૭૦ વર્ષ વિદ્યમાન હોવાનું જણાય છે. મી. કીર્ત્તને વીરાંક એ શબ્દનો અર્થ વીરરસથી ભરેલો કર્યો છે, પણ ખરો અર્થ કવિએ પોતાના તખલ્લુસ વીરથી અંકિત એ અર્થ છે. ઘણા કવિઓ પોતાના ગ્રંથોને અમુક શબ્દથી અંકિત કરી પોતાનું તખલ્લુસ-સંકેત સૂચવે છે. ઉદ્યોતનસૂરિ દાક્ષિણ્યાંકસૂરિ કહેવાય છે. હરિભદ્રસૂરિ વિરહાંકથી, મલયગિરિ આચાર્ય 'કુશલ' શબ્દથી, વાયડ ગચ્છીય અમરચંદ્રસૂરિ વીરાંકથી (આ. કર્ત્તાની પેઠેજ) અને મુનિસુંદરસૂરિ 'જયશ્રી'ના અંકથી સ્વકૃતિ સૂચવે છે. તંત્રી.

● આમ કહેવામાં કદાચ ધનંજય કવિનો નીચેનો શ્લોક કવિના મનમાં હોવો જોઇએ.

अपशब्द शतं माघे भारवौ तु शतत्रयं
कालिदासे न गण्यंते कविरेको धनंजयः ॥

કુશળ હતા.*

આ કાવ્યનો નાયક રણુસ્થંભપુર (રણુથંભોર)નો હમ્મીર ચોહાણુ છે અને તે હિંદી ગીતોમાં પ્રસિદ્ધ નામ છે. હિંદના તાજા સમયમાં થયેલા જે કેટલાક શૂરવીર પુરૂષોએ મુસલમાનો સાથે તલવારથી યુદ્ધ કરી પોતાની સ્વતંત્રતાની રક્ષા અર્થે પ્રાણુ આપ્યા ને પૈકી એક આ હમ્મીર છે. જેઓ હારી ગયા તેઓનો પણુ ઇતિહાસ રસપ્રેરક હોય છે. જે છતની આશા ન છતાં લડે છે–પોતાનું કર્તવ્ય લડવાનું છે એમ ધારીને જ માત્ર લડે છે–જૂલમી પાસે પોતાની ગર્દન ઝુકાવવા પ્રત્યે તિરસ્કાર ધરાવે છે કારણુકે તેમ કરવું એ પોતાના પૂર્વજોની રીતિથી વિરૂદ્ધ છે એમ પોતે માને છે,–તે આપણી સહાનુભૂતિ તથા પ્રશંસાને યોગ્ય છે. હમ્મીર એ આવું જ પાત્ર છે. કવિ તેને માંધાતા, યુધિષ્ઠિર અને રામની સમાન કક્ષામાં મૂકે છે. આ કાવ્યાતિશયોક્તિ છે, પરંતુ નીચેના શ્લોક પરથી તેની પ્રશંસા આપણે ઓછી નહી કરી શકીએ અને એ મહાનપણાનાં કારણો એટલા બધા ગર્વાન્વિત છે કે તે દરેક રજપૂત હંમેશાં કલેજામાં કોતરી રાખે છે અને તેનું કડક પાલન કરવાથી જ ઉદયપુરના શીશોદીઆ, બુંદી અને કોટાના હારાના વંશો ઉચ્ચપદ પામ્યા છે.

> सत्वैकवृत्तेः किल यस्य राज्य–
> श्रियो विलासा अपि जिवितं च ।
> शकाय पुत्री शरणागतोश्चा–
> ऽप्रयच्छतः किं तृणमप्यभूवन् ॥

ટોડ ચોહાણુના વંશ માટે લખે છે કે રાજપૂત વંશો થયા તેમાં બહાદૂરીનાં સર્વોત્તમ કાર્યો આ ચોહાણુવંશે જ કર્યાનું કહેવું ઘટે. તે વંશમાં હમ્મીર જન્મ્યો હતો. તેણે પોતાના વંશની સ્વતંત્રતા જાળવવા અને તેની રીતિઓ સાચવવા પ્રયત્ન કર્યો અને પોતાના શત્રુઓ સાથે યુદ્ધો કરી અમુક વખત સુધી અતિશય વિજયી રહ્યો આમાંની કેટલીક લડાઇઓ તો તેને શરણે આવેલાના રક્ષણુ કરવા અર્થે લડવી પડી અને તેટલે દરજ્જે તે નિઃસ્વાર્થપણે લડ્યો હતો. ખરેખર તે અલાઉદ્દીનના જુલમથી નાસી આવેલા એક મોગલ અમીરનું રક્ષણુ કરવા કરેલા યુદ્ધમાં પડ્યો–મર્યો.

" અલાઉદ્દીનના રાજ્યને ત્રીજું વર્ષ થયું ત્યાં એક અમીરનું તેણે અપમાન કરવાથી તે અમીરે હમ્મીરનું શરણું લીધું. હમ્મીરનો રણુથંભોરનો કિલ્લો હિંદના મજબૂત કિલ્લાઓમાંનો એક તે વખતે હતો. અલ્લાઉદ્દીને તે અમીરને પાછો સોંપવાનું હમ્મીરને કહેવરાવતાં તે હિંદુ રાજાએ ઉદાર હૃદયથી જવાબ આપ્યો કે સૂર્ય પશ્ચિમમાં ઉગે અને સુમેરૂ જમીનદોસ્ત થાય પણુ અભાગી શરણાંગતે પોતામાં રાખેલા વિશ્વાસનો પોતે ભંગ નહિ કરે. રણુથંભોરને ઘેરો ઘાલવામાં આવ્યો. તે કિલ્લો આખરે હાથ કરવામાં આવ્યો, પણ વીર હમ્મીર બચાવ કરતાં મરાયો અને તેના કુટુંબની સ્ત્રીઓ તેની પાછળ સતીઓ થઇ." હમ્મીરનો આ ઇતિહાસ રાજસ્થાનના આવેશ અને પ્રેરણા ભરી વીર બિરૂદાવલીમાં વધારો કરે છે અને તે સમયના યુગ પર નવો પ્રકાશ પાડે છે.

હમ્મીર મહાકાવ્યમાં ૧૪ સર્ગો છે. પહેલા ચારમાં નાયકના પૂર્વજો એટલે ચોહાણો કે જેમાંના ઘણા હિંદના સાર્વભૌમ રાજા હતા તેમનો સંબંધ છે.

---

* મી. કીર્ત્તને આ પર ટિપ્પણુ લખે છે કેઃ સંભવતઃ દરેકને ખબર હશે કે 'રાઘવ પાંડવીય કાવ્ય' એવું છે કે જેની દરેક પંક્તિ રામ અથવા પાંડવો એમ વાંચકની ઇચ્છા પ્રમાણે દરેકને લાગુ પાડી શકાય તેમ છે. અને હમણાં થઇ ગયેલા એક જૈન પંડિત નામે મેઘવિજય ગણિનું 'સપ્તસંધાન મહાકાવ્ય' નામનું કાવ્ય તુરતમાં બતાવવામાં આવ્યું છે કે જેનો દરેક શ્લોક રામ, કૃષ્ણ, જિનેંદ્રો એમ છ સાતને લાગુ પાડી શકાય છે. પ્રસ્તુત કાવ્યમાં નાંદિનો પ્રથમ શ્લોક પરંજ્યોતિઓને ઉદ્દેશીને છે કે જે દિવ્ય જ્યોતિમાં હિન્દુ અને જૈન બન્ને શ્રદ્ધા રાખે છે. બીજા શ્લોકમાં નાભિભૂને સંભાર્યા છે કે જેના અર્થ નાભિ રાજાના પુત્ર–ઋષભદેવ (જૈનોના પ્રથમ તીર્થંકર), અને હિંદુઓના બ્રહ્મા એમ બે થઇ શકે. ત્રીજો શ્રી પાર્શ્વનો છે કે જેને હિંદુઓ વિષ્ણું માટે ઘટાવી શકે અને જૈનો પોતાના ૨૩ મા તીર્થંકર શ્રી પાર્શ્વનાથ માટે લઇ શકે. ચોથા શ્લોકમાં શંકરવીર વિભુ છે કે જેનો અર્થ મહાદેવ કે મહાવીર (૨૪ મા તીર્થંકર) થાય. પાંચમા શ્લોકમાં ભાસ્વાન્ શાંતિ છે, કે જેનો અર્થ સૂર્ય કે શાંતિનાથ (૧૬ મા તીર્થંકર) થઇ શકે. છઠ્ઠા શ્લોકમાં સમુદ્રજન્મા છે કે જે ચંદ્ર કે, સમુદ્રરાજાના પુત્ર નેમિનાથ (૨૨ મા તીર્થંકર)ના બંને અર્થમા લઈ શકાય.

વૃત્તાંત સળંગ આપતાં વિષમતા બહુ આવી છે. ચોહાણોની જે વંશાવળી પહેલા ત્રણ સર્ગોમાં આપી છે તેમાં આપેલાં કેટલાંક નામો ટૉડે આપેલ નામો કરતાં વધુ છે છતાં તે સંતોષદાયક ગણી શકાય તેમ નથી. તે વંશના ઘણા પ્રાચીન રાજાઓ સંબંધી કર્ત્તા કંઈ જાણતો હોય તેમ જણાતું નથી. પોતાની કાવ્ય શક્તિને ખીલવવા કેટલાક નામો લાવવામાં આવ્યાં હોય એવું લાગે છે અને તેથી કલ્પિત વર્ણનો વધી ગયાં છે. તે વર્ણનોમાં પ્રકૃતિનાં વર્ણનો પણ આવ્યાં છે. પૃથ્વીરાજ ચોહાણથી તે હમ્મીરના મરણ સુધીનો વૃત્તાંત ખરો ઐતિહાસિક છે, પણ કર્ત્તા વારંવાર આમાં પણ કાવ્યમય બની જાય છે અને ઐતિહાસિક જ્ઞાનની ખામી પુરવાર કરે છે.

સર્ગ ૫ થી ૭ માં સંસ્કૃત વીરરસ કાવ્ય મહાકાવ્યના નિયમો પ્રમાણે ઋતુનાં વર્ણનો અને જે રમતો તથા ઉત્સવોમાં હમ્મીર ભાગ લેતો તેનાં વર્ણનો આવે છે. આથી આ સર્ગોની ઐતિહાસિક કિંમત નથી.

પછી હમ્મીરના પિતા જૈત્રસિંહ હમ્મીરને નીતિશાસ્ત્ર પર જે લાંબુ વ્યાખ્યાન આપે છે તે આવે છે. ચંદ પણ પોતાના પૃથ્વીચંદ્ર રાસામાં આવું વ્યાખ્યાન વ્યાકરણ પર આપે છે.

આ પ્રાસ્તાવિક ટીકા કરી હમ્મીરના પૂર્વજોના વર્ણન પર આવીએ; અને કર્ત્તાની લેખન શૈલીનો ઝાંખો ખ્યાલ જે કાવ્ય મુકેલાં છે તે પરથી આવી શકશે. શૈલી આલંકારિક, ઘટ્ટ અને અપ્રસ્તુત છે અને શ્લેષ પર કર્ત્તાની એટલી બધી વલણ છે કે તે અનુવાદ કરી બતાવવી એ કઠણ અને કંટાળા ભર્યું છે.

"બ્રહ્માને યજ્ઞ કરવો હતો તે માટે પોતે પવિત્ર સ્થાન શોધવા નીકળ્યા. પોતાના હાથમાંનું કમળ પડી ગયું અને તે જ્યાં પડ્યું ત્યાં યજ્ઞ આરંભ્યો. દાનવોના જુલમથી બચવા સૂર્યની પ્રાર્થના કરતાં તેના તેજમાંથી એક વીર પુરુષ નીકળ્યો ને બ્રહ્માએ યજ્ઞ રક્ષાનું કામ તેને સોંપ્યું.

૧ 'જે જગ્યા પર કમલ પડ્યું તે ત્યારથી 'પુષ્કર' કહેવાયું અને સૂર્યમાંથી આવેલો વીર 'ચોહાણ'× કહેવાયો. ચતુર્મુખ બ્રહ્મા પાસેથી સાર્વભૌમ સત્તા મળવાથી તેણે રાજાઓના પર સમ્રાટ તરીકે રાજ્ય કર્યું.

૨ 'વાસુદેવ-કાલાન્તરે દીક્ષિત વાસુદેવ જન્મ્યો, તેણે પૃથ્વીને સ્વપરાક્રમથી જીતી. શકોનો સંહાર કરવા પૃથ્વી પર તેણે અવતાર લીધો.

૩ નરદેવ-વાસુદેવનો પુત્ર નરદેવ થયો.

૪ ચંદ્રરાજ થયો આ બધાનાં વર્ણનો આલંકારિક ભાષામાં કરવામાં આવ્યાં છે તે પરથી કાવ્યકારની શૈલી જણાઈ આવે તેમ છે. હવે ચોહાણોની વંશાવલી હમ્મીર સુધીની કવિ અનુસાર મૂકીએ અને તેની નીચે ટૉડે રાજસ્થાનમાં મૂકેલી વંશાવલી મૂકીએ.

૧ ચાહમાન ( સર્ગ ૧ શ્લો. ૧૪-૨૫
૨ વાસુદેવ ( ,, ૨૬-૩૦,
૩ નરદેવ ( ,, ૩૧-૩૬,
૪ ચંદ્રરાજ ( ,, ૩૭-૪૦
૫ જયપાલ ( ,, ૪૧-૫૨
૬ જયરાજ ( ,, ૫૩-૫૭
૭ સામંતસિંહ( ,, ૫૮-૬૨
૮ ગુયક ( ,, ૬૩-૬૮
૯ નંદન ( ,, ૬૭-૭૧
૧૦ વપ્રરાજ ( ,, ૭૨-૮૧
૧૧ હરિરાજ ( ,, ૮૨-૮૭
૧૨ સિંહરાજ ( ,, ૮૮-૧૦૨)
તેણે મુસલમાન સેનાપતિ હેતિમને મારી યુદ્ધમાં ચાર હસ્તિને કેદ કર્યા.
૧૩ ભીમ (સિંહનો ભત્રીજો પોતે દત્તક લીધેલો) (સર્ગ ૨ શ્લો. ૧-૬
૧૪ વિગ્રહરાજ (ગૂજરાતના મૂલરાજને મારી તે દેશ જીત્યો) શ્લો. ૭-૯
૧૫ ગંગદેવ ૧૦-૧૫

× ટૉડ કહે છે કે 'ચતુર્ભુજ' ચોહાણ અગ્નિકુળના બીજા ત્રણ મૂળ પુરુષો-પરમાર, પરિહાર, અને ચાલુક્યની પેઠે અગ્નિકુંડમાંથી ઉદ્ભવ્યો. પણ બીજા ગ્રંથોમાં ઉત્પત્તિ જુદી જુદી રીતે જણાવી છે. જ્યાં સત્ય ન હોય ત્યાં એકવાક્યતા ન આવે.

૧૬ વલ્લભરાજ (૧૬-૧૮
૧૭ રામ (૧૯-૨૧
૧૮ ચામુંડરાજ (જેણે હેજામદીનને માર્યો હતો) (શ્લો. ૨૨-૨૭)
૧૯ દુર્લભરાજ (જેણે શહાબુદ્દીનને જીત્યો હતો) (શ્લો. ૨૬-૨૮
૨૦ દુશલ (જેણે કર્ણદેવને માર્યો હતો) (શ્લો.૨૯-૩૨)
૨૧ વિશ્વલ (વિસલદેવ) જેણે શહાબુદ્દીનને માર્યો. (શ્લો. ૩૩-૩૭)
૨૨ પૃથ્વીરાજ ૧ લો (શ્લો. ૩૮-૪૦)
૨૩ અલ્હણ (શ્લો. ૪૧-૪૪)
૨૪ અનલ (અજમેરમાં તળાવ ખોદાવ્યું)(,, ૪૫-૫૧)
૨૫ જગદેવ (શ્લો. ૫૨-૫૫)
૨૬ વિશલ (,, ૫૬-૫૯)
૨૭ જયપાલ (,, ૬૦-૬૨)
૨૮ ગંગપાલ (,, ૬૩-૬૬)
૨૯ સોમેશ્વર (કર્પુરાદેવીને-ટોડના મતે રૂકાદેવીને-દિલ્હીના અનંગપાલ તુંવરની પુત્રીને પરણ્યો) (શ્લો. ૬૭-૭૪)
૩૦ પૃથ્વીરાજ ૨ (સર્ગ ૨ શ્લો. ૭૫ સર્ગ ૩ શ્લો. ૭૨)
૩૧ હરિરાજ (,, ૭૧) સર્ગ ૩ શ્લો. ૭૩ સર્ગ ૪ શ્લો. ૧૯)
૩૨ ગોવિંદ-રણથંભોરનો. સર્ગ ૪ શ્લો. ૨૦-૩૧ બાલ્હણનો પિતા
૩૩ બાલ્હણ-તેને બે પુત્ર-પ્રહ્લાદ અને વાગભટ સર્ગ ૪ શ્લો. ૩૨-૪૦
૩૪ પ્રહ્લાદ (બાલ્હણનો પુત્ર ૪૧-૭૧)
૩૫ વીરનારાયણ (પ્રહ્લાદનો પુત્ર ૭૨-૧૦૫)
૩૬ વાગ્ભટ (બાલ્હણનો પુત્ર ૧૦૬-૧૩૦)
૩૭ જૈત્રસિંહ (વાગ્ભટનો પુત્ર ૧૩૧-૧૪૨)
૩૮ હમ્મીર (જૈત્રસિંહનો પુત્ર સર્ગ ૪-૧૪૩, સર્ગ ૧૩ શ્લો. ૨૨૫)

ટોડે આપેલ ચોહાણની વંશાવળીઃ—

૧ અન્હલ અથવા અગ્નિપાલ-એ પહેલો ચોહાણ. તેનો સમય સંભવિતપણે વિ. પૂર્વે ૬૫૦ કે જ્યારે તુરુષ્કોની ચડાઇ આવી. માકાવતી નગરી (ગર્હમંડલ) સ્થાપી,-કોકણ, અસેર ગોલકોંડા, જીત્યાં. ૨ સુવાચ ૩ મલ્લન ૪ ગલનસૂર ૫ અજિપાલ ચક્રવર્તી-અજમેરનો સ્થાપક કેટલાક વિ. સં. ૨૦૨ નો સમય કહે છે, જ્યારે બીજા તે. વીરાટ સંવત્ ૨૦૨ કહે છે.

છેલ્લો સંવત્ વધુ સંભવનીય છે. વિલ્ફર્ડ અહીં વધુ નામ મૂકે છે; સામંત દેવ, મહાદેવ, અજયસિંહ, વીરસિંહ, વિન્દાસુર અને વૈરિ વિહન્ટ), ૬ દોલારાય (મરાયો ને અજમેર મુસલમાનના પહેલા આક્રમણ વખતે ખોયું. સં. ૭૪૧ સન ૬૮૫) ૭ મણિકયરાય (સાંભરનો સ્થાપક તેથી સાંભારિરાવ એ બિરૂદ તેના સંતાન ચોહાણ રાજાએ લીધું. અબુલ આબાસની સરદારી નીચેના મુસલમાનોના હાથે મરાયો, (ટોડ રાજસ્થાન વૉલ્યુ. ૨ પૃ. ૪૪૪. હશ વધુ નામો આપવામાં આવ્યાં છે-જુઓ 'મુંબઇ ગવર્નમેંટ સીલેક્શન્સ' વૉ. ૩ પૃ. ૧૯૩ અને પ્રિન્સેપની 'એન્ટિક્વિટિઝ'-થોમસકૃત વૉ. ૨ ઉસ. તબ. પૃ. ૨૪૭. ૯ હર્ષરાજ અથવા હરિહરરાઇ (નઝીરૂદ્દીનને-સબક્તગીન ? ને હરાવ્યો તેથી તે 'સુલ્તાનગ્રાહ' કહેવાયો) ૧૦ વીર બીલનદેવ (બલિઅંગરાય અથવા ધર્મગચ્છ. મહમદગીઝની સામે અજમેરનો બચાવ કરતાં મરાયો).

૧૧ બિસલદેવ (વિશલદેવ) જુદા જુદા શિલાલેખપરથી તેનો સમય સં. ૧૦૬૬ થી સં. ૧૧૩૦ જણાય છે.
૧૨ સારંગદેવ તેનો પુત્ર (ઉમરમાં આવ્યા પહેલાં મરણ પામ્યો,) ૧૩ આનદેવ (અજમેરમાં આનાસાગર બાંધ્યું કે જે હજુ તે નામે વિદ્યમાન છે. તેના પુત્રો.
૧૩ જયમલ અથવા જયસિંહ (સન ૯૭૭) તે હર્ષપાલનો પિતા.
૧૪ હર્ષપાલ (ફીરિસ્તામાં હિરપાલ)
૧૫ અજયદેવ અથવા અનનદેવ-જયપાલનો પુત્ર સન ૧૦૦૦, વિજયદેવ અને ઉદયદેવ એ તેના બે ભાઇઓ હતા.
૧૬ સોમેશ્વર અજયદેવનો પુત્ર-રૂકાબાઈ કે જે દિલ્હીના અનંગપાલની પુત્રી થાય તેને પરણ્યો. તેના ભાઇઓ કન્હરાઇ અને જૈત્રસિંહ. ગોએલવાલ કન્હરાઇનો પુત્ર ઇશ્વરદાસ મુસલમાન થયો.

૧૭ પૃથ્વીરાજ (સન ૧૧૭૬) સોમેશ્વરનો પુત્ર, દીલ્હી સર કર્યું શાહબુદ્દીનથી મરાયો. સં. ૧૨૪૯-સન ૧૧૯૩.
૧૮ રેણસી (સન ૧૧૯૨) પૃથ્વીરાજનો પુત્ર. દિલ્હીના ઘેરામાં મરાયો.
૧૯ વિજયરાજ સોમેશ્વરના પુત્ર આહડદેવનો પુત્ર. (પૃથ્વીરાજનો દત્તક ગાદીપતિ તેનું નામ દિલ્હીના સ્થંભપર છે).
૨૦ લાખણસી-વિજયરાજનો પુત્ર-તેને ૨૧ પુત્રો હતા. તેમાંના સાત પોતાના ઔરસ પુત્રો અને બીજા અનૌરસ પુત્રો હતા જેણે જુદી જુદી જાતો સ્થાપી. લખમસીથી ૨૬ પેઢીએ નોનદસિંહ કે જે નીમ-રાણાનો (ટાડના વખતે) રાજા હતો કે જે અજ-યપાલ અને પૃથ્વીરાજનો સીધામાં સીધો વંશજ હતો.

હવે ઉપર જણાવ્યું તેમ છેલ્લા ચોહાણ રાજા પૃથ્વીરાજ સુધીના વર્ણનમાં આ કાવ્યમાં શાબ્દિક અતિશયોક્તિવાળું વૃત્તાંત છે કે જેમાં ક્યાંક થોડો થોડો ઐતિહાસિક અંશ આવે છે. તેથી તેમાં ખાસ ઉતરવા જેવું નથી. પૃથ્વીરાજના પુત્ર સોમેશ્વરથી હવે પ્રારંભ કરીએ.

ગંગદેવના મૃત્યુ પછી સોમેશ્વર રાજા થયો. તે કર્પૂરાદેવીને પરણ્યો ને તેનાથી પૃથ્વીરાજ થયો, ઉમ્મર લાયક-કલા સાહિત્યમાં કુશળ થયો ત્યારે સોમેશ્વરે ગાદી પર સ્થાપ્યો અને પોતે અરણ્યવાસ કરી યોગાભ્યાસમાં આખરે મરણ પામ્યો.

પૃથ્વીરાજ ન્યાયી અને પ્રજાપ્રેમી હતો અને શત્રુ-ઓને ત્રાસરૂપ હતો. શહાબુદ્દીન પૃથ્વી જીતવા આવ્યો. આ વખતે પશ્ચિમના રાજાઓ ગોવિન્દરાજના પુત્ર શ્રી ચંદ્રરાજને મુખી કરી પૃથ્વીરાજ પાસે આવ્યા ને રીતસર ભેટણાં ધરી ખિન્નતાનાં કારણ જણાવ્યાં કે શાહબુદ્દીન રાજાઓના નાશ કરવા ઉભો થયો છે. શહેરોને લુટી બાળી નાંખે છે, સ્ત્રીઓની લાજ લુંટે છે. વગેરે રાજ-પુતોને મારી નાખે છે તેથી ભાગી નાસી જાય છે. આવો પરશુરામ નક્ષત્રી પૃથ્વી કરવા ઉભો થયો છે ને લોકો એટલા બધા ત્રાસી ગયા છે કે તેઓ નિરાંતે રહી શકે તેમ નથી. તેણે મુલ્તાનમાં ગાદી સ્થાપી છે તો આપ રક્ષણ આપો.'

પૃથ્વીરાજે ક્રોધાતુર થઇ મુછપર હાથ મૂકી જણા-વ્યું કે હું શાહબુદ્દીનને નમાવી પગે પડાવીશ અને હાથકડી ને બેડીમાં નાંખી લાવીશ તેમ નહિ થાય તો પોતે ખરો ચોહાણ નહિ.

પૃથ્વીરાજ સૈન્ય લઇ મુલતાન ચડયો. શાહબુદ્દીન સામો આવ્યો. યુદ્ધમાં પૃથ્વીરાજે શાહબુદ્દીનને કેદ પકડી લીધો અને પોતાની પ્રતિજ્ઞા પૂરી કરી. રક્ષણ શોધવા આવેલા રાજાને બક્ષીસો આપી તેઓના વતનમાં મોક-લ્યા. શાહબુદ્દીનને પણ ભેટો આપી મુલતાન પાછો મોકલ્યો.

શાહબુદ્દીને આટલી સારી રીતે પોતાના પ્રત્યે વર્તન રાખ્યું છતાં તેને પરાજયથી વસમું લાગ્યું ને તેનું વેર લેવા સાત વખત પૃથ્વીરાજ પર એક પછી એક વધુને વધુ તૈયારી કરીને ચડાઇ કરી પણ દરેક વખતે આ હિંદુ રાજાએ તેને હરાવ્યો.

આમ થવાથી શહાબુદ્દીને ઘટૈક (હાલનું કુંભેરી?) ના રાજાને પોતાની હારનું વૃત્તાંત જણાવી તેની મદદ માંગી. ઘણા અશ્વો અને માણસો એ રીતે મેળવી શાહબુદ્દીને ફરી દિલ્હી પર ચડી તેને કબજે કર્યું. લોકો ભયથી ત્રસ્ત થયા અને ભાગવા માંડયા. પૃથ્વીરાજ પોતાની આગલી જીતોથી ફુલાઇને કંઇ થોડું સૈન્ય હતું તેને લઇ સામો આવ્યો.

શાહબુદ્દીન પૃથ્વીરાજ સામો આવે છે એ સાંભળી પોતાના વિશ્વાસુ માણસને રાત્રે મોકલી તેના અશ્વા-ધિપતિને અને દરબારી સંગીતકોને પુષ્કળ દ્રવ્ય આપ-વાની લાલચથી ભોળવ્યા, અને છાની રીતે પોતાનું મોટું લશ્કર પૃથ્વીરાજની છાવણીમાં મોકલ્યું. તે લશ્કરે મળસ્કા પહેલાં દાખલ થઇ છાપો માર્યો. છાવણીમાં અવ્યવસ્થા થઇ ગઇ. આ વખતે રાજાના અશ્વાધિપતિ દ્રોહી બની 'નાટવારંભ' નામનો ઘોડો પૃથ્વીરાજ પાસે લાવ્યો તે સાથે તેને જે સંગીત પ્રિય હતું તે ગાના-રાઓ ગાવા લાગ્યા: આ વખતે પૃથ્વીરાજનો અશ્વ નાચવા લાગ્યો. રાજા થોડો વખત યુદ્ધ ભૂલી ગયો.

આનો લાભ લઇ મુસલમાનોએ જબરો હલ્લો કર્યો. રાજપુતો લડયા, પણ વિશેષ શું કરી શકે? પૃથ્વીરાજ

આ જોઇને ઘોડાપરથી ઉતરી ભોંયપર બેઠો. તલવારથી ઘણાને કાપ્યા. પાછળથી મુસલમાનોએ અજાણ્યા આવી તેનું *ધનુષ્ય તેના ગળામાં નાંખી પકડી લીધો. આ વખતથી આ કેદી રાજાએ અન્ન ને નિરાંત તજ્યાં.

પૃથ્વીરાજે લડાઇપર જવા પહેલાં ઉદયરાજને પોતાની પાછળ આવી હલ્લો કરવા આજ્ઞા આપી હતી તે પ્રમાણે તે એવે વખતે આવી પહોંચ્યો કે તે પહેલાં પૃથ્વીરાજ કેદ પકડાયો હતો, શાહાબુદ્દીન ઉદયરાજ સામે લડવું પડશે તેથી દિલ્હીમાં ચાલ્યો ગયો.

ઉદયરાજે સાંભળ્યું કે પૃથ્વીરાજ પકડાયો ત્યારે તેને ઘણું દુઃખ થયું. તેને બદલે પોતે પકડાયો હત તો સારૂં થાત એમ ઇચ્છયું. રાજાને આ દશામાં મૂકી ચાલ્યા જવું તેને ઠીક ન લાગ્યું. એમ કરે તો પોતાના ગૌરવને લાંછન લાગે 'એમ તેણે માન્યું. તેથી તેણે યોગિનીપુર (દિલ્હી) ને ઘેરો ઘાલ્યો. ને દિવસ રાત લડતો તેના દરવાજા પાસે એક માસ સુધી રહ્યો.

એક વખત આ ઘેરો ચાલુ હતો ત્યારે શાહાબુદિનના એક માણસે તે બાદશાહ પાસે જઇ જણાવ્યું કે તમોને ઘણી વખત પકડી છોડી દીધા તો આ એક વખત પૃથ્વીરાજને છોડી દેવા જોઇએ. શાહબુદીને આ લક્ષમાં ન લેતાં ઉલટું ક્રોધાતુર બની પૃથ્વીરાજને ગઢપર લઇ જવા હુકમ કર્યો. થોડા દિન પછી તે મરી સ્વર્ગસ્થ થયો.

ઉદયરાજે મરણના સમાચાર સાંભળી વિચાર્યું કે તેને પણ પોતાના તે મિત્ર સાથે જવું જોઇએ તેથી પોતાના બધા અનુયાયીને લઇ લડવા ચડ્યો અને વીરતાથી પોતાના બધા સૈન્ય સાથે ખલાસ થઇ મિત્રઋણ ચૂકાવ્યું.

હરિરાજને પૃથ્વીરાજના મરણથી ઘણું દુઃખ થયું અને ગાદીપર સાશ્રુનયને આવ્યો. વધુ વખત ન થયો ત્યાં ગુજરાતના રાજાએ તેની કૃપા મેળવવા ભેટ તરીકે કેટલીક નાચનારીઓને મોકલી. આ ઘણી સૌંદર્યવતી હોવાથી હરિરાજ મોહિત થઇ રાજ્યકારભાર પ્રત્યે અલક્ષ રહી સર્વ દ્રવ્ય નાચ-ગાનતાનમાં ખર્ચી નાંખતો. નોકરોને પગાર પણ મળે નહિ, પ્રજા અસંતુષ્ટ થઇ.

આ હકીકત જાણી શહાબુદ્દીન સારો લાગ છે એમ ગણી હરિરાજના દેશપર ચડી આવ્યો. હરિરાજ ગુલતાન હતો અને આખરે તેણે કુટુંબના બધાં માણસોને ભેગાં કરી બધાં સાથે અગ્નિપ્રવેશ કર્યો. તેને પુત્ર હતો નહિ. તેના અનુયાયીઓ દેશ છોડી પૃથ્વીરાજના પૌત્ર ગોવિંદરાજ કે જેને તેના પિતાએ દેશપાર કર્યો હતો અને પછી જેણે પોતાની બહાદુરીથી નવું રાજ્ય મેળવી રણથંભોર પોતાની રાજધાની બનાવી હતી તેની પાસે જે કંઇ પાછળ રહ્યું ને લઇ શકાય તેવું હતું તે લઇ ગયા. અહીં અજમેર પર શહાબુદ્દીનની લૂંટ થઇ અને તેનો કબજો તેણે લીધો.

ગોવિંદરાજે હરિરાજના અનુયાયીઓનો સત્કાર કર્યો અને ઉંચી જગાઓ આપી. તેણે રાજ્ય સારી રીતે કર્યું ને પછી સ્વર્ગસ્થ થયો.

ગોવિંદરાજ પછી બાલ્હણ ગાદીએ આવ્યો. બાલ્હણને બે પુત્રો નામે પ્રહ્લાદ અને વાગ્ભટ્ટ હતા. બંને વચ્ચે સારો પ્રેમ હતો. પિતા વૃદ્ધ થતાં પ્રહ્લાદ ગાદીપર આવ્યો ને વાગ્ભટ્ટ પ્રધાન-મંત્રી નીમાયો. પિતાં ગુજરતા પ્રહ્લાદે સારી રીતે રાજ્ય કર્યું ને પ્રજા સંતુષ્ટ બની.

તે છતાં એક દિને વિધિવશાત્ જંગલમાં તે શિકારે ગયો. ઘણો શિકાર કર્યો. પછી એક જબરો સિંહ આવ્યો ને રાજાએ બાણ ફેંક્યું. પણ સિંહે પછી રાજાને ઘાયલ કર્યો ને ઘેર આવતાં તે મરણ પામ્યો.

પોતાની ગાદીએ મરતાં પહેલાં પોતાના પુત્ર વીરનારાયણને બેસાડી વાગ્ભટ્ટને પ્રધાનપદે રહી તેની સંભાળ લેવા રાજા કહી ગયો. વીરનારાયણ તોફાની હતો. તે ઉંમર લાયક થતાં જયપુરના કચ્છવાહ રાજાની પુત્રી સાથે તેનું લગ્ન નક્કી થયું ને પોતે અમરપુર (અંબર) કચ્છવાહોની રાજધાની પ્રત્યે જવા નીકળ્યો. રસ્તામાં તેની પાછળ જેલાલુદ્દિન પડ્યો તેથી તેને રણથંભોર પાછું આવવું પડ્યું ને જયપુરવાળીને પરણી શકાયું નહિ. જેલાલુદ્દિન વચ્ચે લડાઇ થઇ, પણ કોઇની જીત મળી નહિ એટલે જેલાલુદ્દીને યુક્તિ કરી; પોતાના દેશમાં જઇ તેણે અતિ ખુશામતી વાતો સંદેશ મોકલ્યો ને મિત્રભાવ દાખવ્યો, ને તેના પરોણા તરીકે પધારવાનું

કહ્યું. જો તેમ ન બને તો પરોણા તરીકે જેલાલુદ્દિન આવે.

આ વખતે વીરનારાયણને વક્ષસ્થલપુરના રાજા વિગ્રહ સાથે ક્લેશ ચાલતો હતો, તેથી જેલાલુદ્દિન સાથે મિત્રસંધિ કરવાનું પોતે કબૂલ્યું. વાગ્ભટને આ વાત ન રૂચી, ને મુસલમાનો પર વિશ્વાસ ન રાખવા જણાવ્યું પણ વીરનારાયણે માન્યું નહિ. વાગ્ભટ આથી શોકાતુર થઇ માલવા ચાલી ગયો. બીજા દરબારીઓએ સમજાવ્યું પણ તે વૃથા ગયું ને વીરનારાયણ યોગિનીપુર જવા ચાલ્યો. જેલાલુદ્દિને ખૂબ સત્કાર કર્યો અને પછી ઝેર દઇ મારી નાંખ્યો.

રાજા ગયો, વાગ્ભટ નહિ તેથી રણથંભોરની દશા કફોડી થઇ. જેલાલુદ્દિને માલવાના રાજાને કહેવરાવ્યું કે વાગ્ભટને મારી નાંખવો. વાગ્ભટ જાણી ગયો. તેણે માલવાના રાજાને મારી ગાદી લઇ રાજપુતોને એકઠા કર્યા. ખરપુરો (ફરિસ્તા કહે છે કે ખકર નામની મોગલ જાત હતી કે જેણે આ વખતે હિંદપર હુમલો કરવાનું ઇચ્છયું હતું) કે જેઓ મુસલમાનોની વિરૂદ્ધ હતા તેની સાથે મૈત્રી કરી. આ પ્રમાણે એકઠું સૈન્ય કરી વાગ્ભટ રણથંભોર ગયો ને મુસલમાનોને ત્યાંથી ખાલી કરવાની ફરજ પાડી. આ રીતે વાગ્ભટ અને રજપુતોએ પુનઃ રણથંભોર હાથમાં લીધું.

દેશના સીમાડા પર જુદે જુદે સ્થળે મોટાં લશ્કર રાખી શત્રુને દૂર રાખવા એ વાગ્ભટની નીતિ હતી. તે ૨૦વર્ષનું સુખી રાજ્ય કરી સ્વર્ગવાસ પામ્યો.

વાગ્ભટ પછી તેનો પુત્ર જૈત્રસિંહ ગાદીએ આવ્યો. તેની રાણી હીરાદેવી નામે હતી, તે ઘણી સ્વરૂપવંતી અને રાણીને યોગ્ય સર્વ ગુણ ધરાવતી હતી. કાળે કરી હીરાદેવી ગર્ભવંતી થઇ. તેણીના દોહદો એવા થતા ગયા કે જે પરથી ગર્ભની વલણ અને મહત્તા સમજી શકાય. મુસલમાનોના લોહીમાં સ્નાન કરાવાની તેણીને કોઇ વખત ઇચ્છા થતી. તેના પતિએ તેના દોહદ પૂર્યા અને છેવટે સારા મુહૂર્તે તેણીએ પુત્રનો જન્મ આપ્યો. પૃથ્વીની ચારે દિશાએ સુંદર દેખાવ ધારણ કર્યો, સુવાસિત વાયુ વાયા, આકાશ સ્વચ્છ થયું. સર્વે મનનો પ્રકારયોઃ રાજાએ પોતાનો આનંદ બ્રાહ્મણોપર કનકની વર્ષા કરી વ્યક્ત કર્યો. જોશીઓએ ભવિષ્ય ભાખ્યું કે ગ્રહો ઘણા સારા છે ને તે એવો પરાક્રમી થશે કે આખી પૃથ્વીને દેશશત્રુ-મુસલમાનોના લોહીથી ભીની કરશે. તેનું નામ હમ્મીર પાડવામાં આવ્યું. તે વધી મજબૂત સુંદર બન્યો. શાસ્ત્રોનું અધ્યયન કર્યું અને યુદ્ધશાસ્ત્રમાં નિપુણ બન્યો. પુખ્ત ઉમર થઇ કે તેના પિતાએ સાત સુંદર સ્ત્રીઓ સાથે લગ્ન કરાવ્યાં.

જૈત્રસિંહને બીજાપણ બે પુત્રો નામે સુરત્રાણ અને વીરમ હતા. તે જબરા યોદ્ધા હતા. રાજ્યનો ભાર પોતાના પુત્રો પોતાના પરથી લઇ લે એવા જાણી જૈત્રસિંહે એક દિવસ હમ્મીર સાથે તે સંબંધી વાત કરી, અને તેણે કેમ વર્તવું તે બાબતની સારી સલાહો આપી રાજ્યનો ભાર છોડી તેને સોંપ્યો ને પોતે અરણ્યમાં રહેવા ગયો. સં. ૧૩૩૦ (૧૨૮૩ ઇ. સ.)*

છ ગુણ અને ત્રણ શક્તિ સહિત હમ્મીરે હવે લડાઇની ચડાઇઓ કરવા નિકળવા નિશ્ચય કર્યો. પહેલાં રાજા અર્જુનની રાજધાની સરસપુર પર ચડાઇ કરી લડાઇમાં અર્જુનને હરાવી શરણે લાવ્યો. પછી હમ્મીરે ગઢમંડલ પર કુચ કરી. તેણે ખંડણી આપી પોતાનો બચાવ કર્યો. ગઢમંડલથી હમ્મીર ધારમાં ધરયો. ત્યાં રાજા ભોજ રાજ્ય કરતો હતો કે જે પોતાના નામધારી ભોજની પેઠે કવિઓનો મિત્ર હતો. ભોજને હરાવી ઉજ્જન ગયો કે જ્યાં હાથીઓ ઘોડાઓ અને મનુષ્યો ક્ષિપ્રાના સ્વચ્છ નીરમાં સ્નાન કરતા હતા. હમ્મીરે ત્યાં નદીમાં સ્નાન કરી મહાકાલના મંદિરમાં દર્શન કર્યા. તે જૂના શહેરમાં મોટા દમદમાથી સરઘસમાં નીકળ્યો. ઉજ્જનથી હમ્મીર ચિત્રકુટ (ચિતોડ) માં કૂચ કરી મેદપાદ (મેવાડ) ને વેરાન કરી આબુગિરિ આવ્યો.

વેદાનુયાયી છતાં હમ્મીરે ઋષભદેવના મંદિરમાં પૂજા કરી, કારણકે મહાપુરૂષો ખોટા ભેદ રાખતા નથી. રાજા વસ્તુપાલના માનમાં પ્રશસ્તિ બોલાતી વખતે તે પણ હાજર હતો. વશિષ્ઠાશ્રમમાં કેટલાક દિવસ રહી, મંદાકિનીમાં સ્નાન કરી અચલેશ્વરનાં દર્શન કર્યાં. અહીં

* મૂળમાં એમ છે કે તત્રૈષ સંવત્સર વહ્નિ વહ્નિ, गुहायने माघवलक्षपक्षे । पौष्ण्यां तिथौ हेलि दिने सपुष्ये, ज्योतिर्विदा दिष्टबले विलग्ने ॥

અર્જુને કરેલાં કામો જોઇને તે આશ્ચર્યચકિત થયો. આબુનો રાજા પ્રતિષ્ઠિત યોદ્ધો હતો, પણ તેની શક્તિ, આ વખતે કામ ન લાગી ને તેને હમ્મીરને શરણે જવું પડયું.

આબુ છોડીને રાજા વર્ધનપુરમાં આવી તે શહેરને લૂટયું અને લૂંટ મેળવી. ચંગાનું પણ તેમજ થયું. આથી અજમેરને રસ્તે મર્દટા,+ ખંડિલ્લ, ચમડા, અને કાંકરોલીનાં શહેરો લૂટયાં. ત્રિભુવનેંદ્ર કાંકરોલીમાં તેને મળવા આવેલો ને મોટી સોગાતો ભેટ કરી.

આવાં મહાન પરાક્રમ કરી હમ્મીર પોતાની રાજધાની પર પાછો ફર્યો. રાજાના આગમનથી ભારે ખુશાલી થઇ. રાજયના મોટા અમલદારો રાજાને લેવા સામે આવ્યા. તેમાં મુખ્ય ધર્મસિંધ હતો. એક સરઘસમાં વિજયી હમ્મીરને લઇ ગયા. શેરીઓમાં રાજાનાં દર્શન કરવા ઉત્કંઠિત પ્રજાજનોની હારોહાર લાગી હતી.

આ પછી કેટલેક દિવસે હમ્મીરે પોતાના પુરોહિત વિશ્વરૂપને બોલાવી કોટિ યજ્ઞ નામનો યજ્ઞ કરવાથી શું પુણ્ય થાય તે જણાવવા કહ્યું. પુરોહિત સ્વર્ગલોક પ્રાપ્તિ જણાવતાં રાજાએ તેવો યજ્ઞ આદરવા સામગ્રી ભેગી કરવા હુકમ આપ્યો. તે પ્રમાણે વિદ્વાન બ્રાહ્મણોને દેશના બધા ભાગમાંથી બોલાવી મંગાવ્યા અને શાસ્ત્રવિધિ અનુસાર યજ્ઞ સમાપ્ત કર્યો. બ્રાહ્મણોને જમાડયા અને ભારે દક્ષિણા આપી. આ સર્વ ઉપરાંત એક આખા માસ સુધી મુનિવ્રત રાજાએ લીધું.

આમ રણથંભોરમાં થતું હતું ત્યારે દિલ્હીમાં ઘણા ઘણા ફેરફારો થયા. ત્યાં અલાઉદ્દીન રાજ્ય કરતો હતો. રણથંભોરમાં શું થયું તેની ખબર પડતાં તેણે પોતાના નાના ભાઈ ઉલુઘખાનને સૈન્ય લઇ ચોહાણના દેશમાં હલ્લો કરી ઉજ્જડ કરવા હુકમ કર્યો. તેણે કહ્યું "જૈત્રસિંધે આપણને ખંડણી આપી, પણ તેનો આ પુત્ર ખંડણી આપતો નથી, એટલું જ નહિ, પણ આપણા પ્રત્યે તિરસ્કાર બતાવવાનો પ્રસંગ છોડતો નથી. તેની સત્તા નાબુદ કરવી ઘટે." આવો હુકમ થતાં ઉલુઘખાન ૮૦૦૦૦ ઘોડેસ્વારનું લશ્કર લઇ રણથંભોર ચડયો. વર્ણનાશા નદી પાસે પહોંચતાં જણાયું કે રસ્તાઓ એવા છે કે ઘોડા ચાલી શકે તેમ નથી. તેથી ઉલુઘખાને થોડા દિવસ ત્યાં પડાવ નાંખી પાડોશનાં ગામડાં બાળવા અને નાશ કરવા લાગ્યો.

રણથંભોરમાં રાજાએ મુનિવ્રત પુરૂં નહોતું કર્યું તેથી પોતે ખુદ યુદ્ધે ચડી શકે તેમ નહોતું. તેણે પોતાના સેનાપતિ ભીમસિંઘ અને ધર્મસિંઘને સામે મોકલ્યા. રાજાનું સૈન્ય વર્ણનાશા પાસે આવી શત્રુઓના પર જીત મેળવી ઘણી સંખ્યામાં શત્રુને મારી નાંખ્યા. આથી સંતુષ્ટ થઇ ભીમસિંહે રણથંભોર તરફ પ્રયાણ કર્યું. ઉલુઘખાન પોતાનું મુખ્ય લશ્કર લઇ છૂપી રીતે તેની પાછળ પાછળ આવતો હતો. ભીમસિંહનો લશ્કરે ઘણી લુંટ મેળવી હતી તેથી એકદમ શહેરમાં જઇ તે વહેંચી લેવાના લોભમાં સરદારને છોડી ચાલી ગયા. ભીમસિંહ હિંદવાટ ઘાટમાં આવ્યો એટલે તેણે પોતાના જયનિશાન બતાવવા શત્રુ પાસે લૂટેલા યુદ્ધ વાજાંઓ વગેરે ખૂબ જોસથી વગાડવા હુકમ આપ્યો. ઉલુઘખાને આનો લાભ લઇ પોતાના સૈન્યને ચારે બાજુ વહેંચી હલ્લો કર્યો. ભીમસિંહ ખૂબ લડયો. મરદાનગી બતાવી આખર મરાણો પછી ઉલુઘખાન દિલ્હી પાછો ફર્યો.

યજ્ઞ સમાપ્તિ પછી હમ્મીરને લડાઇમાં જીત કર્યા પછી ભીમસિંહના અવસાનની ખબર પડતાં ભીમસિંહને છોડી આવવા માટે ધર્મસિંહને ઠપકો આપ્યો અને ઉલુઘખાન પાછળ આવતો તે જોઇ ન શકયો તે માટે તેને આંધળો કહ્યો. વળી ભીમસિંહને બચાવવા ન ગયો તે માટે નામર્દ કહ્યો. આટલાથી ન ધરાતાં રાજાએ તેને આંધળો કરવો તેમજ ખસી કરી નાંખવાનો હુકમ આપ્યો. તેની સરદારી ખુંચવી લઇ પોતાના ભાઇ ભોજદેવને સરદાર નીમ્યો અને ધર્મસિંહને દેશવટાની સજા કરી પણ ભોજના વચ્ચે પડતાં તે સજા અમલમાં મૂકી નહિ.

ધર્મસિંહને આથી બહુ લાગ્યું અને વેર લેવાનો

---

+ આ નામનું એક પણ ગામ નથી કે જે હમ્મીર શાકંભરી આવવાના રસ્તે લૂંટી શકયો હોય. મેડતા નામનું ગામ છે તે મેવાડની સરહદ પર છે.

તેણે સંકલ્પ કર્યો. રાજની માનીતી નર્તકી રાધાદેવી સાથે મૈત્રી કરી પોતાના હાથમાં લીધી. તેણીને ત્યાં અંધજન તરીકે રહી રાજની બધી હકીકત મેળવવા લાગ્યો. એક દિવસ એમ બન્યું કે રાધાદેવી નિરાશ જણાઇ એટલે તેણીને પૂછતાં એમ જણાયું કે વેધ્ર રોગથી રાજાના ઘણા અશ્વો મરણ પામ્યા છે અને તેથી રાજા તેના નાચ ને સંગીતપર બહુ ધ્યાન આપતો નથી, અને ઘણા વખત સુધી આમ રહેશે તેથી ચિંતા થાય છે. અંધે તેને આશ્વાસન આપ્યું અને એ બધું પોતે ઠીક કરી આપશે એમ જણાવ્યું. તેણીને કહ્યું કે રાજાને જઇ કહે કે જો ધર્મસિંહને પાછી અસલની જગ્યા આપવામાં આવે તો મરેલા કરતાં બમણા અશ્વો નવા મેળવી આપશે. રાધાદેવીએ તેમ કરવાથી રાજાએ લોભવશ થઇ ધર્મસિંહને તેની જૂની જગ્યા આપી.

ધર્મસિંહના હૃદયમાં વેરજ લેવાનું હતું. તેણે રાજાના લોભને ઉત્તેજન આપવા ખાતર જુલમ અને ત્રાસથી રૈયતને નીચોવવા માંડી અને રૈયત તેથી રાજાને ધિક્કારવા લાગી. ઘોડા, પૈસા વગેરે જે કંઇ બને તે રૈયત પાસેથી લેવા ધર્મસિંહે કંઇ મણા ન રાખી. રાજા આથી ખુશી થયો અને ધર્મસિંહે ભોજને પોતાના ખાતાનો હિસાબ આપવા જણાવ્યું. ભોજ સમજી ગયો કે પેલા આંધળાને પોતાનો હોદ્દો ખુંચે છે તેથી રાજાની પાસે જઇ ધર્મસિંહની કપટકળા બધી સમજાવી અને તેના જુલમથી રક્ષણ માંગ્યું. પણ હમ્મીરે કંઇ દાદ ન આપી ને જણાવ્યું કે ધર્મસિંહને બધી સત્તા છે. ભોજે રાજાને વિફરેલો જોઇ પોતાની બધી મિલ્કત ખાલસા થવા દીધી અને ધર્મસિંહના કહેવાથી તે બધી મિલ્કત રાજાના ભંડારમાં ગઇ. ભોજ તે છતાં રાજાને વફાદાર રહ્યો. એક દિવસ રાજાએ વૈજનાથના મંદિરે દર્શને જતાં પોતાના અનુચરોમાં ભોજને જોયો એટલે પોતાના એક હજુરીઆને તિરસ્કારથી કહ્યું કે પૃથ્વીમાં લુચ્ચા જીવો ભર્યા છે; પણ બધાથી લુચ્ચામાં લુચ્ચો કાગડો છે કે જેનાં બધાં પીછાં રોષિત હુજુરે પીંખી નાંખ્યાં છે. છતાં જે હજુ પણ પોતાના જૂના ઝાડને વળગી રહ્યો છે. આ ટીકાનો મર્મ ભોજ સમજી જઇ ઘણો ખસીયાણો થઇ ઘેર આવી પોતાના અપમાનની વાત પોતાના નાનાભાઇ પીતમને કરી. બંને ભાઇઓએ દેશત્યાગનો નિશ્ચય કર્યો. બીજે દિને ભોજે હમીર પાસે જઇ કાશીની જાત્રા પોતે કરવા જવા માટે રજા માગી. રાજાએ રજા આપી જણાવ્યું કે કાશી જાય કે તેથી તે આગળ જાય. તેના વગર કંઇ મારૂં શહેર વેરાન થવાનું નથી. આ ઉદ્ધત કથનનો ભોજે કંઇ જવાબ આપ્યો નહિ. નમન કરી ચાલતો થયો અને કાશી તરફ પ્રયાણ કર્યું. ભોજના જવાથી રાજા ખુશી થયો અને તેની કોટવાલી રતિપાલને સોંપી.

ભોજ શિરસા પહોંચ્યો, ત્યારે તેને વિચાર થયો કે પોતે જે પગલું લીધું તે બરાબર નથી: પોતાને થયેલ અપમાનનું વેર લેવા નિશ્ચય કર્યો. પોતાના ભાઈ પીતમને લઇ યોગિનીપુર પહોંચ્યો ને અલાઉદ્દીનને મળ્યો. આ મુસલમાન રાજાએ ખુશી થઇ તેને સારી રીતે આદરમાન આપી જગરા નામનું ગામ તથા તેનો પ્રદેશ જાગીર તરીકે ભેટ આપ્યો. આથી પીતમ અને ભોજના કુટુંબનાં બીજાં માણસો અહીં રહ્યાં જ્યારે પોતે (દીલ્હી) દરબારમાં રહ્યો. અલ્લાઉદ્દીનનો હેતુ હમીરની હકીકત મેળવવાનો હતો અને તેથી તેણે ભોજને ઘણી બક્ષીસો અને માન આપ્યાં તેથી ભોજ પોતાના નવા માલેકનો ભક્ત બની રહ્યો.

પછી એક વખત ભોજને ખાનગીમાં અલ્લાઉદ્દીને બોલાવી હમીરને તાબે કરવાનો સાદો અને વ્યવહાર ઉપાય શું છે તેને પુછ્યું. ભોજે જણાવ્યું હમીરને જીતવો એ સહેલી વાત નથી કારણ કે તેનાથી કુંતલ, મધ્ય દેશ (મધ્ય હિંદ), અંગદેશ અને દૂરનું એવું કાંચી–તેના રાજાઓ બીએ છે. હમીર એવો રાજા છે કે જે છ 'ગુણો' અને ત્રણ 'શક્તિઓ' ધરાવે છે અને જેની પાસે પ્રબલ સૈન્ય છે. ને રાજાની બધા રાજા બીને આજ્ઞા માને છે અને તેનો ભાઈ વીરમ–ઘણા રાજાઓનો જીતનાર એવો વીરમ છે કે જે મહા પરાક્રમી છે; તે રાજાની નોકરીમાં મોંગલ સરદારો મહિમાશાહી વગેરે છે કે જેઓ તેના બાહને દરાવી અલાઉદ્દીનની આણ માનતા ન હતા.

હમ્મીર પાસે નિપુલ સેનાપતિઓ છે એટલુંજ નહિ પણ બધા તેના અનુરક્ત છે. વગેરે પ્રશંસા કર્યા પછી ભોજે જણાવ્યું કે હાલનો વખત ચડાઇ કરવા ખાસ પ્રતિકૂળ નથી કારણ કે ચોહાણના રાજ્યમાં હાલ બહુ પાક થયો છે ને તે પાક રાજાના ઘરમાં આવે તે પહેલાં ખેડુત પાસેથી લઇ લેવામાં આવે તો તેથી એકતો તેઓ તેના આંધળા દિવાનના જૂલમથી ત્રાસી ગયા છે ને વળી આથી હમ્મીરનો પક્ષ છોડશે.

અલાઉદ્દીને ભોજનો આ વિચાર પસંદ કરી ઉલુઘખાનને હમીરના દેશપર મોટુ ૧૦૦૦૦ ઘોડેસ્વારનું લશ્કર લઇ ચડાઇ લઈ જવા હુકમ કર્યો. આ લશ્કર ચડ્યું. હિન્દવાટ સુધી આવ્યું ત્યારે હમ્મીરને તેની ખબર પડી. તે હિંદુરાજાએ પોતાની મંત્રીસભા બોલાવી નિર્ણય કર્યો કે વીરમ અને રાજ્યના બીજા ૮ મોટા અમલદારોએ સામા જઇ યુદ્ધ આપવું. સૈન્યના ૮ ભાગ પાડ્યા અને મુસલમાનોપર આઠે નાકાંથી એકી સાથે તુટી પડ્યા. પૂર્વમાંથી વીરમ અને પશ્ચિમમાંથી મહિમશાહિ, દક્ષિણથી જાજદેવ અને ઉત્તરથી ગર્ભરૂક. વળી દક્ષિણ પૂર્વથી રતિપાલ, ઉત્તર–પશ્ચિમથી ટિચરમોગલ, ઉત્તર–પૂર્વથી રણમલ્લ અને દક્ષિણ–પશ્ચિમથી વૈચર એમ આવી હુમલા કર્યા. રજપૂતો બહાદુરીથી લડ્યા. બન્ને બાજુનાં લશ્કરો વચ્ચે કસાકસી થઇ. આખરે રજપૂતોની જીત થઇ. મુસલમાન લશ્કરમાં ભંગાણ પડ્યું. બધા નાસવા લાગ્યા.

આમ યુદ્ધ પૂરૂં થતાં વિનીત રજપૂતો પોતાના મરેલા ને ઘાયલ થયેલા સૈનિકોને એકઠા કરવા રણભૂમિ પર ગયા. આમાં ઘણી લુટ, હથિયારો, હાથીઓ ને ઘોડાઓ મળ્યા. શત્રુઓની કેટલીક સ્ત્રીઓ પણ હાથમાં આવી. રતિપાલે તેઓને જે જે ગામમાંથી તેઓ પસાર થાય તેને ગામમાં છાશ વેચવાની ફરજ પાડી.

હમ્મીર આ લડતથી ઘણો ખુશી થયો. મોટી દરબાર ભરીને રતિપાલને સોનાની સાંકળ ભેટ કરી–એ જણાવવા કે લડાઇના પરાક્રમી હાથીને સોનાનો પરો જ શોભે. બીજા સરદારો વગેરેને પણ નિવાજ્યા.

મોગલ સરદારો સિવાય બધા ઘેર ગયા. હમ્મીરે તેમને આનું કારણ પૂછ્યું તેમણે જણાવ્યું કે તેઓ પોતાની તરવાર મ્યાનમાં નહિ નાંખે. જ્યાં સુધી નિમકહરામ ભોજ કે જે પોતાની જાગીર જગરામાં મજાથી ભોગવે છે તેને શિક્ષા નહિ કરવામાં આવે ત્યાં સુધી. તેઓએ જણાવ્યું કે ભોજનું રાજા સાથે જે સગપણ છે તે ધ્યાનમાં રાખી ભોજને જીવતો હજુ સુધી રહેવા દીધો છે, પરંતુ હવે તેને દરગુજર કરવો ન જોઇએ, કારણ કે તેની ઉશ્કેરણીથી જ શત્રુએ રણથંભોરના દેશ પર ચડાઈ કરી છે. તેથી તેઓએ જગરા પર કૂચ કરી ભોજ પર ચડાઇ લઇ જવાનો હુકમ માગ્યો. રાજાએ આ વિનતિ સ્વીકારી એટલે તુરતજ મોગલો જગરા પર ચડયા. તેઓએ તે લીધું અને પીતમને બીજા સાથે કેદ કરી રણથંભોર લઇ આવ્યા.

ઉલુઘખાન હાર પામી દીલ્હી ગયો ને પોતાના ભાઇને જે બન્યું તે કહી જણાવ્યું. તેના ભાઇએ તેને કાયર કહ્યો પણ ઉલુઘખાને નાશી ભાગવું એજ એક સારો રસ્તો હતો કે જેથી પોતાના ભાઇને એક વખત મળી ફરી ચોહાણ સાથે યુદ્ધ કરવાની તક મળે એ કારણ બતાવી પોતાની નાસ ભાગનો બચાવ કર્યો. આ વખતે ભોજ ક્રોધથી રાતો થઈ આવ્યો. પોતાનું ઉત્તરીય વસ્ત્ર કાઢી ભોં પર પાથરી તેને મોઢેથી મંત્ર ભણતા હોય તેમ વીંટવા લાગ્યો. આ વિચિત્ર વર્તણુકથી અલ્લાઉદ્દીનને દુઃખ થયું ને તેણે કારણ પૂછ્યું. ભોજે જવાબ આપ્યો કે તેના પર આવેલ આફત પોતે વિસરી શકે તેમ નથી, કારણ કે મહિમ શાહિએ જગરામાં આવી તેને છતી પીતમને કેદ કરી હમીર પાસે લઇ ગયેલ છે. હવે તો લોકો કહી શકશે કે આ વધુ લેવા ગયો અને બધું ખોઇ બેઠો, નિરાધાન એકલો થઇ ગયેલો હું ધરતી પર ઉભો રહી શકું તેમ નથી કારણ કે બધું હમીરનું થઇ ગયું છે તેથી તેણે પોતાનું અંગરખું પાથર્યું ને તેમાં જે દુઃખે પોતાને ઉભા રહેવાની શક્તિ લઈ લીધી છે તે દુઃખને વીંટવા માંડયું.

અલાઉદ્દીન ક્રોધથી સળગી ઉઠ્યો. એક તો ભાઇએ હાર ખાધી તે બીજી બાજુ ભોજે બળતા પર ઘી રેડ્યું. પોતાની પાઘડી ભોં પર પછાડી ને બોલ્યો

'હમ્મીરની મુર્ખાઇ કેસરીસિંહની યાળ પર બેસવા માગતા મનુષ્ય જેવી છે. હવે આખા ચોહાણ વંશનો નાશ કરીશ. તેણે હમ્મીર સામે પોતાની સાથે ભળવા માટે જુદા જુદા દેશના રાજાઓને કાગળ મોકલ્યાં. અંગ, તેલંગ, મગધ, મૈસુર, કલિંગ, બંગ, ભોટ, મેદપાટ, પંચાલ, બંગાલ, થામિળ, ભિલ્લ, નેપાલ, દાહલ અને કેટલાક હિમાલયના નાના રાજાઓએ પોતપોતાનાં લશ્કરો મોકલી આપ્યાં. આ બધી સંગ્રામ સામગ્રી લઇ બે ભાઇઓ નુસરતખાન અને ઉલુઘખાન રણથંભોર દેશ પર ચડયા.

અલાઉદ્દીન પાછળ રહ્યો. બંને ભાઇઓ રણથંભોર દેશમાં આવ્યા. પહેલાં યુક્તિ કરી. સલાહ કરવાનાં આમંત્રણ દેવા અને સલાહની ગોઠવણ થાય ત્યાં તો જે કઠણ ઘાટ હતો તે ઉતરી જવાય અને પછી જે ખાસ યુદ્ધની દૃષ્ટિએ બળવાન જગ્યા હોય તે હાથમાં લઇ ત્યાં પડાવ નાંખી શકાય. આમ સલાહના સંદેશા ચાલ્યા ને રજપુતોએ ઘાટને વટાવવા દીધો. ખાને પોતાના ભાઇને મંદીરસ્તા નામનો રસ્તો હતો ત્યાં રાખ્યો અને પોતે શ્રી મંડપના કીલ્લામાં પડાવ નાંખ્યો. સાથે આવેલાં બીજા રાજાઓનાં લશ્કરોને જૈત્રસાગર નામના તળાવની આસપાસ ચારે બાજુ રાખી લીધાં.

બંને પક્ષો પોતપોતાનો ખેલ ખેલતા. મુસલમાનોએ ધાર્યું કે તેઓએ મજબૂત જગ્યા મેળવી લીધી છે. રજપૂતો ધારતા હતા કે દુશ્મન દેશની મધ્યમાં આવે તો ભાગી ન જઇ શકે.

ખાનનો એલચી શ્રી મોલ્હણદેવ રણથંભોરમાં જઇ સલાહનો સંદેશ લઇ ગયો. તેણે જણાવ્યું કે અલાઉદ્દીન જેવા પરાક્રમી સામે લડવું ઠીક નથી માટે હમ્મીરે એક લાખ સોનામહોરની ખંડણી,—સાથે ચાર હાથી અને ત્રણસો ઘોડાની બક્ષીસ આપવા, અને તેની દીકરી અલાઉદ્દીન સાથે પરણાવવી. અગરતો જે ચાર મોગલ સરદારોએ પોતાના જૂના માલેકને છોડી રાજાનું શરણું લઇ રહ્યા છે તેને આપી દેવા. આ બેમાંથી ગમેતે સરત પાળી હમ્મીર પોતાનું રાજ્ય સુખેથી ભોગવી શકે છે, અને અલાઉદ્દીન કે જેણે દેવગઢ જેવા કીલ્લાઓ જીતી મહાદેવને પણ લજ્જિત કર્યો છે તેની સહાય મેળવી શકે છે.

હમ્મીરે આ સાંભળી ક્રોધાતુર થઇ મોલ્હણદેવને કહ્યું કે તું જો એલચી તરીકે આવ્યો ન હત તો જે જીભ આ અપમાન ભર્યા શબ્દો બોલી તે કાપી નાંખત. તેણે સરતો ન સ્વીકારી પણ સાથે કહેવરાવ્યું કે જેટલી સોનામહોર, હાથી, ઘોડા માગે છે તેટલા તરવારના ઘા આપવા તૈયાર છે' મુસલમાનરાજાની સરત ડુકરના માંસનું ભોજન કરવા બરોબર છે. એલચીને આમ કહી હાંકી કાઢયો.

રણથંભોરના કિલ્લાના જૂદા જૂદા ભાગ પર જૂદા જૂદાને નીમી દીધા. રણની તૈયારીઓ થઇ ગઇ. મુસલમાન લશ્કર રણથંભોર આવી પહોંચ્યું. જબરી લડાઇ થઇ. નુસરતખાન મરાયો અને ચોમાસું પડવાથી ઉલુઘખાને વધુ લડવાનું બંધ કર્યું, થોડે દૂર જઇને રહ્યો અને અલાઉદ્દીનને આ મામલાની ખબર આપી. નુસરતખાનના શબને પેટીમાં નાંખી દફનાવવા મોકલ્યું. અલાઉદ્દીન આ ખબર જાણી એકદમ રણથંભોર આવ્યો અને કોટના દરવાજા પર પોતાના લશ્કરને લઇ હલ્લો કર્યો.

હમ્મીરે કોટપર દીવાની ધ્વજા ચડાવી અલાઉદ્દીનનું આગમન પોતાને ઉત્સવ રૂપ છે એમ સૂચવ્યું. અલાઉદ્દીને પ્રબલ વેરી સાથે કામ લેવાનું છે એમ સમજી હમ્મીરને કહેવરાવ્યું કે તમે જે માગણી કરો તે આપવા પોતે તૈયાર છે કારણ કે તેના બહાદુર લશ્કરથી પોતે ખુશી થયો છે. હમ્મીરે જવાબમાં કહેવરાવ્યું કે બે દિવસ લાગલાગટ યુદ્ધ માગે છે તો તે માગણી સ્વીકારશે તો પોતે ખુશી થશે. મુસલમાનરાજાએ આ માગણી સ્વીકારી બારે યુદ્ધ થયું. રજપૂતો લડયા. મુસલમાનોએ ઓછામાં ઓછાં ૮૫૦૦૦ માણસો ખોયાં. આ પછી થોડા દિવસની યુદ્ધવિરામની સલાહ થઇ.

એક દિવસે કોટની ભીંત આગળ રાધાદેવી પાસે રાજા નાચ કરાવતો હતો અને પાસે તેની મંડળી હતી. અલાઉદ્દીન કોટ પાસેના તંબુમાં હતો તેની સામું થઇ રાધા વારે ઘડીએ પોતાની પીઠ ફેરવતી હતી ને તિરસ્કાર બતાવતી હતી. અલાઉદ્દીને આ જોયું એટલે કહ્યું કે કોઇ છે કે જે અહીંથી એક તીરથી તે નાચનારીને વીંધી નાખે? તેના એક સર-

દારે કહ્યું કે એવો તો એક ઉદ્દાનસિંહ છે કે જેને કેદમાં રાખ્યો છે. અલાઉદ્દીને તેને છોડી તેને તીર ફેંકી પરાક્રમ બતાવવા કહેતાં ઉદ્દાનસિંહે એક તીર સાંધાને માર્યું ને તેણી નીચે કોટની દિવાલેથી ઉંધે માથે ગબડી પડી.

આથી મહિમશાહને ગુસ્સો થતાં તીર ખેંચી હમ્મીરની આજ્ઞા માંગી કે અલાઉદ્દીનને અહીંથી તીર મારી શકું; પણ હમ્મીરે કહ્યું 'નહિ, તે પરાક્રમી સાથે પોતે યુદ્ધ લડશે.' એટલે ખેંચેલું તીર અફળ ન જાય તે માટે મહિમશાહે ઉદ્દાનસિંહ પર મારી તેને મારી નાંખ્યો. અલાઉદ્દીને આ જોઇ ભયભીત બની પોતાનો પડાવ તે પૂર્વ બાજુથી ફેરવી નાંખ્યો ને પશ્ચિમ બાજુ નાંખ્યો. આમ પડાવ ફેરવતાં રજપુતો જોઇ શકયા કે મુસલમાનોએ છૂપી સુરંગો બનાવી છે ને ખાઇના એક ભાગ પર લાકડાનો છૂપો કામચલાઉ પૂલ બાંધ્યો છે ને તે ઢાંકવા ઉપર ઘાસ રાખ્યું છે. રજપૂતોએ પોતાની તોપથી તે પુલનો નાશ કર્યો અને સુરંગ ઉપર ઉનું તેલ રેડયું કે જેથી જે નીચે કામ કરતા હતા તેનો નાશ કર્યો. આ રીતે કિલ્લો સર કરવાના અલાઉદ્દીનના પ્રયત્નો પડી ભાંગ્યા. વળી ધોધ બંધ વરસાદ આવ્યો એટલે મુશ્કેલી વધી. એટલે તેણે હમ્મીરને સંદેશ મોકલ્યો કે રતિપાલને મહેરબાની કરી પોતાની છાવણીમાં મોકલો કારણ કે તેની સાથે પોતે આપસમેળે સલાહસંપ કરવાની વાત કરવા માગે છે.

રાજાએ રતિપાલને મોકલ્યો. રણમલ્લને રતિપાલ જાય તે માટે ઇર્ષા થઇ. અલાઉદ્દીને રતિપાલને બહુ માન આપ્યું. સામો લેવા આવ્યો, ભેટીને પોતાની બાજુએ આસન આપ્યું. ઘણી બેટો તેની પાસે મૂકી. બીજાં વચન આપ્યાં. બીજા બધા માણસોને દૂર કરી બંને એકલા રહી અલાઉદ્દીને રતિપાલને કહ્યું, મેં સેંકડો કીલ્લા સર કર્યા છે પણ રણથંભોરનો કિલ્લો હથિયારના બળે સર ન કરી શકયો. મારો હેતુ ફક્ત એટલો છે કે તે કિલ્લાનો કબજો લીધો એટલી મારી કીર્તિ થાય તો બસ છે ને તેમાં તમારા જેવાની મદદ મળે તો ઘણું સારૂં. મારે કિલ્લા કે રાજ્ય જોતાં નથી. હું કિલ્લો લઉં ત્યારે તે તમારા સિવાય બીજા કોને આપવાનો છે? મારે તો માત્ર કીર્તિ જોઇએ છે'. આ બધાં નખરાંથી રતિપાલને હાથમાં લઇ લીધો. તેણે અલાઉદ્દીનને વચન આપ્યું. પછી અલાઉદ્દીને વધુ ખાત્રી કરી, રતિપાલને પોતાના ઝનાનામાં લઇ જઇ ત્યાં પોતાની સૌથી નાની બેટી સાથે× ખાનગીમાં ખાવા ને દારૂ પીવા રાખ્યો. આ થયું કે રતિપાલ મુસલમાન છાવણી મૂકી કિલ્લામાં ગયો.

અલાઉદ્દીને રતિપાલને પોતાનો કર્યો તેથી તે રાજાને જઇ મળ્યો એટલે તેણે સાચો વૃત્તાંત કહ્યો નહિ. અલાઉદ્દીન કંટાળી ગયો છે, તેનું લશ્કર આવી રહ્યું છે અને માત્ર નામનું શરણુ કિલ્લાનું થાય તો પોતે પાછો વળી જવા તૈયાર છે એમ ન જણાવતાં રતિપાલે એવું કહ્યું કે તે ઘણો મજબૂત છે રાજા પાસે આકરી સરતો કરાવવા માગે છે અને તેમ કરાવવા પોતાની પાસે ઘણું બળ છે, રજપુતોએ તેના કેટલાંક માણસો મારી નાંખ્યા તેથી તેને કંઇ નથી. સો પગવાળાના બે ચાર પગ ગયા તોયે શું? આમ અલાઉદ્દીન કહેતો હતો. આથી રતિપાલે હમ્મીરને સલાહ આપી કે રણમલ્લને તેજ રાત્રે જાતે બોલાવી તેના પર હલ્લો કરી પાછા હઠાવવા જાય એમ કહો, કારણ કે રણમલ્લ જબરો યોધ્ધો છે ને તેથી તે તેમ કરી શકશે.' અત્યાર સુધી રણમલ્લે પોતાથી બનતું નથી કર્યું કારણ કે રાજાથી તેને ખોટું લાગ્યું છે. તો રાજા તેને ઘેર જઇ સમજાવે તો બધું ઠીક થશે એમ રતિપાલે રાજાને જણાવ્યું.

આમ કહી રતિપાલ સીધો રણમલ્લને ત્યાં જઇ તેને બચાવવા અને ઉપકાર કરવા આવ્યો હોય નહિ તેમ તેને ખબર આપી કે રાજા તેની સામે બંભેરાયો છે અને તેથી તેણે પહેલી તકે શત્રુ સાથે ભળી જવું

× પહેલાં એમ લાગે કે આ કથન કર્તાની કલ્પના છે અને મુસલમાન રાજાની કીર્તિને કલંક લગાડવા લખ્યું છે, પણ આપણે આવી બાબતો જે જાતનો તે રાજા હતો તે જાતમાં થતી વાંચીએ છીએ પોતાની સ્ત્રીના ઓરડા પાસે કોઇના જોડા પડયા હોય તો તે એવું ચિહ્ન ઘણી બરાબર સમજી લેતા કે તે જોઇને તે ઘરમાં જતો નહિ ને સાંધી ચાલી નીકળતો. ટૅાડ વૉલ્યુ. ૧ પૃ. ૫૬.

સારૂં છે, કારણ કે હમ્મીરે તેજ રાત્રે તેને કેદી કરી લેવાનો નિશ્ચય કર્યો છે. હમ્મીર અમુક વખતે તેજ રાત્રે તેને ત્યાં આવશે એમ પણ જણાવ્યું, આમ કહી રતિપાલ ચાલી ગયો અને શું થાય છે તે જોતો રહ્યો.

હમીરનો ભાઇ વીરમ તેની સાથે હતો. તેને રતિપાલ સાચું નથી બોલતો અને શત્રુએ તેને પોતાના હાથમાં લીધો છે એમ લાગ્યું. રતિપાલનું મોં દારૂની વાસ મારતું હતું તેથી એક દારૂડીઆનાં વચનમાં વિશ્વાસ ન રાખવો ઘટે. દારૂ લેનારમાં જન્મનું અભિમાન, ઉદારતા, વિવેક, લજ્જા, વફાદારી, સત્યપ્રેમ, સ્વચ્છતા એ ગુણો હોતા નથી. વધુ બેવફાઇનો ચેપ પોતાના લશ્કરમાં ન થાય તે માટે રતિપાલને મારી નાંખવા રાજાને વીરમે કહ્યું. રાજાએ ન માન્યું ને કહ્યું કે પોતાનો કિલ્લો મજબૂત છે અને ટકાવ કરી શકે તેમ છે ને દુર્દૈવથી પોતે શત્રુના હાથમાં જાય તો લોકો એમ કહેશે કે એક નિર્દોષને માર્યો તેથી આમ બન્યું.

આ અરસામાં રતિપાલે રાજાના રણવાસમાં અફવા ઉડાડી કે અલાઉદ્દીન ફક્ત રાજાની કુંવરી પરણવા માગે છે. તેમ થાય કે તરતજ સલાહ કરી ચાલ્યો જાય તેમ છે. બીજાું કંઇ તેને જોઇતું નથી. આથી રાજાની રાણીઓએ મળી કુંવરીને તેમ કરવા, ને રાજા પાસે જઇ પોતે તેમ કરવા ખુશી છે એમ જણાવવા સમજાવી. કુંવરીએ જઇ રાજાને તે પ્રમાણે કહ્યું ને પિતાની જીંદગી ને રાજ્ય ચિંતામણી છે તે માટે પોતાના દેહ રૂપી નકામો કાચ છે માટે ચિંતામણી રાખવા પોતાને તજવા કહ્યું.

રાજા આ નિર્દોષ કન્યાને ભેટી પડયો. શોકથી પરાભૂત થયો. તેણીને આમ કહેવાનું શિખવવામાં આવ્યું છે તેથી તેણી આમ કહે છે એ સમજી ગયો. કુંવરીને પ્રેમથી સમજાવી પાછી કાઢી પોતે હજારો વાર મરણ પામે પણ આ કલંક નહિ વેરે એમ કહી દીધું. જેણે તેણીને આમ શિખવી મોકલી તેનું શું કરવું તે પોતે જાણતો હતો. છતાં શાંત રહ્યો.

રાજા રણમલને ત્યાં રતિપાલના કહેવાથી ગયો. સાથે થોડાં માણસજ હતાં. રણમલને ત્યાં ગયો કે રણમલને રતિપાલનાં વચન યાદ આવ્યાં. તેને તુરતજ બંદીવાન કરવામાં આવશે એમ ધારી પોતે જરા પણ થોભ્યા વગર ચાલ્યો, કીલ્લો છોડયો ને અલાઉદ્દીનની સાથે ભળ્યો. આ જોઇ રતિપાલે પણ તેમજ કર્યું.

રાજા છેતરાયો ને ગભરાયો. મહેલમાં આવી કોઠારીને પૂછ્યું કે કેટલો ભંડાર બાકી છે? ખાવાપીવાનાં સાધનો હજુ છે કે? કોઠારીએ પોતાની સત્તા ખોવાનો ભય ધારી ખોટું જણાવ્યું કે ઘણા વખત સુધી ચાલે તેટલો ખોરાક વગેરે છે. તે કોઠારી આમ કહી પાછો ફર્યો કે તુરતજ જણાયું કે તે ખોટું બોલ્યો છે ને ખોરાક પૂરતો નથી. આથી વીરમને હુકમ આપ્યો કે કોઠારીને મારી નાંખવો અને બધું દ્રવ્ય છે તે પદ્મસાગર તળાવમાં નાંખવું.

રાજાને શ્રમ પડયો, શું કરવું સુઝે નહિ. તે ભયંકર રાત્રિએ ઉંઘ આવી નહિ. જેને પોતાના સગાભાઇ જેવા જાણ્યા હતા તે એક પછી એક છોડી ચાલ્યા જાય તેથી તેને બહુ લાગી આવ્યું. સવાર થયું. ભક્તિપૂજા કરી દરબારમાં ગયો. તેને વિચાર આવ્યો કે રજપૂતો છોડી ગયા તો પરદેશી મહિમશાહ મુસલમાન છે તેથી તે પણ તેને છોડી જશે. મહિમશાહને બોલાવી કહ્યું હવે મારો ધર્મ મારા રાજ્યનો બચાવ કરતાં મરવાનો છે તેથી પોતાના વંશના જે ન હોય તે પોતાની સાથે મરે એ ઠીક નથી તેથી મારી ઇચ્છા એ છે કે મહિમશાહ એક એવી સહીસલામત જગ્યા નક્કી કરે કે જ્યાં હું બરાબર રસાલા સાથે સહીસલામતીથી તેને ને તેના કુટુંબને મુકી આવું.

મહિમશાહે આ રાજાની ઉદારતાથી ચકિત થઇ કંઇ પણ જવાબ આપ્યા વગર પોતાને ઘેર જઇ પોતાના જનાનાના સર્વને તરવારથી મારી નાંખ્યા ને હમ્મીર પાસે આવી જણાવ્યું કે તેની સ્ત્રી ને છોકરાં બહાર જવા તૈયાર છે પણ તે બહાર જાય તે પહેલાં પોતાના માલિક રાજાના એક વખત દર્શન કરવા માગે છે માટે રાજાએ ત્યાં પધારવું. રાજાએ એ વિનતિ સ્વીકારી તે પોતાના ભાઇ વીરમને લઇ મહિમશાહના ઘેર આવ્યો. ત્યાં જોયું તો બધાની કતલ થઇ ગઇ હતી. રાજા મહિમશાહને ભેટી પડયો અને બન્ને ખૂબ રડી પડયા. તેને ચાલ્યા જવાનું કહેવા માટે નિંદા કરવા લાગ્યો અને આનો બદલો શું આપવો તેની સુઝ પડી

હ. તેથી ધીમે પોતાના મહેલમાં આવી પોતાનું મરવું માન્યું છે એમ ધારી ત્યાં દરેકને જણાવી દીધું કે રે તેઓએ જેમ ઠીક લાગે તેમ કરવું. પોતે શત્રુ ામે જઈ મરવા તૈયારી કરે છે. આથી તેના કુટુંબની ીઓ–રંગદેવીના મોખરા નીચે અગ્નિ સળગાવી બળી રી. કુંવરી અગ્નિ ચિતામાં જવા તૈયાર થઇ એટલે ના પિતાને અતિ દુઃખ થયું. તે તેણીને ભેટી પડયો ાને અળગો થવાનું મન થયું નહિ. કુંવરીએ તેની ાસેથી છોડાવી એકદમ ચિતામાં પડી બળી મરી ગર્વ ુખ થઇ, યોદ્ધાણીઓ સર્વ ગઇ. એટલે સર્વનો નાશ મૃત સંસ્કાર કરી પિતૃને તિલાંજલિ આપી પોતાના વફાદાર લશ્કર સાથે કિલ્લા બહાર નીકળી શત્રુઓપર કૂદી પડયો. હાથોહાથની ભયંકર લડાઇ થઇ. પહેલાં વીરમ પડયો, પછી મહિમશાહને છાતીમાં ગોળી લાગતાં તે પડયો. જાજ, ગંગાધર ટાંક, અને ક્ષેત્રસિંહ પરમાર પછી પડયા. છેવટે પરાક્રમી હમ્મીરને સેંકડો ઘા લાગતાં આખરે તે પડયો. શત્રુના હાથમાં જવાનો તિરસ્કાર હતો તેથી તેણે છેવટે એક ઝાટકે પોતાના હાથેથી પોતાના મસ્તકને છૂટું કર્યું અને પોતાનું અવસાન નિપજાવ્યું. આ રીતે છેલ્લો યોદ્ધો પડયો! આ શોકદાયક બનાવ શ્રાવણ માસમાં તેના રાજ્યના ૧૮ મા વર્ષમાં બન્યો.[૨૦]

---

# આધુનિક સમાજમાં યુવાનો અને વૃદ્ધો.

લેખક. ' વિચારક. '

જ્યારે જ્યારે યુવાનોની દુનિયામાં વિચરીએ છીએ ત્યારે ત્યારે કેટલાય યુવાનોને આધુનિક સમાજ માટે અતિ નિરાશાના સુર કાઢતાં સાંભળીએ છીએ. એટલું તો ચોક્સ છે કે આધુનિક સમાજ અને તેની અવદશા નિહાળતાં પ્રત્યેક યુવાની હૃદય કકળી ઉઠે. એવે સમયે આશા-ઉત્સાહ અને ચેતન યુક્ત યુવાની આત્માઓ સમાજમાં પોતાનું કેટલું સ્થાન છે એ વિચારતાં ક્ષણભર નિરાશાના સુર કાઢે એ સ્વાભાવિક છે. છતાં યૌવનના ઉછાળા શાન્ત પડતા નથી. બલ્કે સાગરની ભરતીનાં મોજાંઓ સમ ઘોર ગર્જના કરતાં સંભળાય છે. એ ગર્જનાઓનાં સુમધુર ફળો નજરે નિહાળી શકાય કે ન નિહાળી શકાય પણ તેથી ઉત્પન્ન થતું વાતાવરણ સમાજમાં ચોક્સ અસર ઉપજાવે છે. પરિણામે સમાજનું પરિવર્તન ચોક્સ છે.

આથીજ યુવાનોએ પોતાનો સુર કાઢયેજ છુટકો, યુવાનોએ પોતાનો અવાજ સમાજને સંભળાવવોજ રહ્યો. અને છેવટે યુવાનોએ સુધારણાનો પડકાર આપ્યે જ બેડો પાર છે.

એ ભાવના જ્યારે જ્યારે ઉદ્‌ભવે છે અને જ્યારે જ્યારે સમાજનો ચિતાર દ્રષ્ટિપથે ખડો કરવો પડે છે ત્યારે ત્યારે ભાગ્યેજ એવો કોઇ લેખક–કવિ–કલાકાર કે તત્વજ્ઞ હશે કે જેણે સમાજની આધુનિક અવદશા પ્રત્યે બે અશ્રુ ન ટપકાવ્યાં હોય.

કહેવાય છે કે જૈન સમાજ પોતાની સુસ્તિ દૂર કરી–આળસ મરડી–જાગ્રત થઇ છે, જૈન સમાજને પોતાની બિમારીનો ખ્યાલ આવ્યો છે, પોતાનામાં ફાટી નિકળેલા જીવલેણ ભયંકર દર્દો જૈન સમાજે ઓળખ્યા છે છતાં યુવાનો માને છે કે સમાજે આળસ દૂર કરી-સુસ્તિ ઉડાડી હોય પણ ઉભી થઇને તેણે સુધારણાનો પડકાર તો નથીજ આપ્યો, સમાજને બિમારીનો ખ્યાલ હોય–ભયંકર દર્દો હોય-પણ તે દૂર કરવાનો પડકાર સમાજે નથી સંભળાવ્યો.

આ પરિસ્થિતિના કારણભૂત કોણ? યુવાનો કહે છે વૃદ્ધો, પાઘડી વાળાઓ સામો પક્ષ તેનો ઇન્કાર ભણી તેમનાજ પર તેનો દોષ ઢોળે છે. પ્રત્યેક સદિમાં આ પ્રકારનું યુવાનો અને વૃદ્ધો વચ્ચે યુદ્ધ ચાલે છે અને ચાલશે. વાસ્તવિકપણે તો ઉભય પક્ષમાં કાંઇને કાંઈ ન્યુનતા હોયજ.

---

૨૦. અમીર ખુશરૂની તારીખે અલાઇ આની તારીખ એ આપે છે કે ૩જી ઝીલકાદ. હીજરી ૭૦૦ (જુલાઇ ૧૩૦૧ ઇ. સ ); ઘેરો રજબમાં ચાર મહિના પહેલાંથી શરૂ થયો– ઇલિયટ અને ડાઉસનનો ઇતિહાસ વૉ. ૩ પૃ. ૭૫,૧૭૬,૫૪૯.

એક બીજાની એમ પરસ્પર વિરોધી ભ્રમણાઓ-થીજ સમાજનું કામ ખોરંભે પડે છે. તેમાં સમાજની પ્રગતિ નથી. તેમાંજ સમાજની અવનતિના પાયા રચાયા છે.

વૃદ્ધો કહે છે કે યુવાનોમાં છોકરમત છે-ઉછાંછળાપણું છે-સ્વચ્છંદતા છે. યુવાનો એ છોકરમતનેજ વિચારકતા માને છે. ઉછાંછળાપણાને ચેતન માને છે, સ્વચ્છંદતાને સ્વતંત્રતા લેખે છે.

યુવાનો કહે છે કે વૃદ્ધોને નફાતોટાનો તાળો મેળવવો છે, તેમને જોહુકમી ચલાવવી છે-તેમને સમાજમાં સૌમ્રાજ્ય ભોગવવું છે. એ નફાતોટાના તાળાને વૃદ્ધો શાણપણ કહે છે. એ જોહુકમીમાં યુવાનોને સન્માર્ગે દોરવવાની ચાવી માને છે, એ સામ્રાજ્યવાદમાં નેતૃત્વ સ્વીકારે છે.

આ પરસ્પરના વિરુદ્ધ મંતવ્યો નથી-વિચારો નથી; તો ભ્રમણાઓ છે એમ સત્ય સ્વરૂપે કહી શકાય. અલબત્ત એ ભ્રમણાઓ છે એમ જ્યાં સુધી ન સ્વીકાય ત્યાં સુધીતો એ સમાજની પ્રગતિમાં આડખીલીઓ છે-સુધારણા અટકાવવા આડા મહાન્ પ્હાડો છે. ઉંડી નજરે નિહાળતાં-તિક્ષ્ણ બુદ્ધિએ વિચારતાં આ સૌ ભ્રમણાઓજ ભાસે છે અને તેનો સ્હેલાઇથી અંત લાવી શકાય છે.

સત્ય સ્વરૂપે વિચારીએ તો યુવાનોમાં આશા છે; ઉત્સાહ છે-ચેતન છે પણ પ્રસંગ આવે તે દાખવવા જેટલી શક્તિ નથી. યુવાનોમાં શક્તિ છે-હિંમત છે સાહસવૃત્તિ છે પણ કોઇપણ કાર્ય પાછળ તે ખર્ચી ચુકવા જેટલી તૈયારી નથી. યુવાનોમાં સમાજ સેવાની લગની છે-જુની પ્રણાલિકાઓને ફેંકી દેવાના વિચારો છે-સમાજમાં નવિનયુગ પ્રવર્તાવવાની મહેચ્છા છે પણ તે પાછળ ખુવાર થવા જેટલી તત્પરતા નથી. યુવાનોમાં સ્વાભિમાન-ધર્માભિમાન-અને દેશાભિમાન છે પણ તે પાછળ 'યાહોમ' કરવાની શકિત નથી.

જ્યારે વૃદ્ધોમાં જુગજુના અનુભવોનો ભંડાર છે પણ તેમાંથી એક પાઇપણ ખર્ચવાની બાધા છે. પોતાની સંસ્કૃતિ માટે માન છે પણ એ સંસ્કૃતિ પર ચડેલા ઓપ ઓળખવાની શકિત નથી. પોતાની રૂઢીઓ અને રિવાજો માટે અભિમાન છે પણ સમયાનુકુળ તેમાં સુધારણાની ઇચ્છા નથી, પછી ભલે તે ગમે તેવા સ્વરૂપમાં હોય. તેમની પાસે સમાજ વ્યવસ્થાનો ઇજારો છે પણ તે વ્યવસ્થાને સુનિયંત્રિત કરનારાઓની મદદની તેમને અપેક્ષા નથી. તેમનામાં નેતૃત્વ છે પણ કોઇને સન્માર્ગે દોરવવા જેટલી ઉદારતા નથી.

આમ ઉભયપક્ષમાં કાંઇને કાંઇ ન્યૂનતાઓ છેજ. જેટલો વ્હેલો એ ન્યૂનતાઓનો નાશ તેટલો વ્હેલો સમાજનો ઉદય. તે ન્યૂનતાઓ સાચવી રાખવામાં સમાજની અવનતિ છે-અસ્ત છે, તે ઉચ્છેદવામાં સમાજનો ઉદય-ઉદ્ધાર છે.

આથીજ નિષ્પક્ષ વિચારી શકાય કે યુવાનોમાં મહત્વાકાંક્ષા છે, જોમ છે, સાહસ પ્રિયતા છે તે સૌ આદરણીય છે છતાં તેમણે વૃદ્ધોના અનુભવોને તિરસ્કારવા યોગ્ય નથી. તેમાંથીજ સાચું જ્ઞાન પ્રાપ્ત કરવાનું છે. વૃદ્ધોમાં નેતૃત્વ છે. અનુભવ છે, તે પ્રશંશનીય છે પણ તે તેમની પાછળના વર્ગોને દોરવવામાં-સમજાવવામાં વપરાય ત્યારે.

આથી એકજ સિદ્ધાન્ત આધુનિક સમાજના ઉદ્ધાર માટે તારવી શકાય કેઃ—

વૃદ્ધોને યુવાની મહત્વાકાંક્ષાઓને કચડવાનો અધિકાર નથી તેમ યુવાનોને વૃદ્ધોના અનુભવો તિરસ્કારવાનો અધિકાર નથી, સૌના અધિકાર બરાબર અમલમાં મૂકાશે. ત્યારેજ સમાજનો ઉદ્ધાર છે, મુકિત છે.

# સાહિત્યમાં નિર્મલ દૃષ્ટિ.

સાચું સાહિત્ય તે કહેવાય છે કે જેનું સર્જન નિર્મલ દૃષ્ટિથી થયેલું હોય. જાતિય અહંતા, ધાર્મિક પક્ષપાત, પ્રિયજન ઉપર આસક્તિ, પ્રાંતિક મમત્વ, સ્વજ્ઞાનની પરિપૂર્ણતા–જન્ય મદ અને પ્રભાવશાળી ગુણવાન તરફ માત્સર્ય, એ મલિન સાહિત્ય ઉત્પન્ન થવાનાં નિમિત્તો છે.

આપણે આપણા પ્રાંતની વાત કરીએ તો ગુજરાતીઓ ગુજરાતી સાહિત્યને આરાધે છે.[1] એ આરાધન ક્રિયા, એ ભાષાના જન્મકાળના સમયથી થતી આવી છે. પોતાની કેળવણી, સંસ્કાર, અને સમાજસ્થિતિ પ્રમાણે એ સાહિત્ય રચાતું આવ્યું. એ રચવામાં, જૈન, હિંદુ, પારસી, અને ઇસ્લામીઓ તેમ ખ્રિસ્તિઃ– એમ સર્વ કોમના અને ધર્મના માણસોએ ભાગ લીધો. એમણે ધર્મ સાહિત્ય પ્રગટાવ્યું કે, સમાજ[2] સાહિત્ય પણ; એ રીતે એમણે ગુજરાત અને ગુજરાતી સાહિત્યની સેવા કરી છે.

ગુજરાતીઓ એટલે, ગુજરાતના મૂળ રહેવાસી અથવા રહેનાર, એ ભાષાથી પોતાનો વ્યવહાર કરનાર, અને એનીજ ચડતી પડતી સાથે પોતાની ચડતી પડતી માનનાર; એમ જો વ્યાખ્યા થતી હોય, તો એમાં સર્વ ધર્મનો અને કોમનો સમાવેશ થાય છે. આ બુદ્ધિ જો પળાતી હોય, તો પરસ્પરની સહાનુભૂતિથી પોતાનું બનેલું સાહિત્ય અનેક રીતે ગુણમાં અને વિસ્તારમાં સમૃદ્ધશાળી થાય.

પણ ખેદનો વિષય એટલોજ છે કે આવી જાતની વાતો કરવા છતાં લેખકોના અંતરમાંથી ભેદવૃત્તિ નષ્ટ થતી નથી અને સત્ય તરફ જે રીતનું વલણ જોઇએ તે બતાવી શકાતું નથી. આ રીત અખત્યાર થવાથી, પોતાને અમાન્ય થઇ પડેલું સાહિત્ય ગુણમાં અને સંખ્યામાં ગમે એટલું ચડતું હોય પણ તેની ગણના થતી નથી.

૧ કેવળ ગુજરાતી સાહિત્યનેજ આરાધતા રહ્યા છે એમ નથી. બીજી ભાષાનું સાહિત્ય પણ ઉત્પન્ન કરતા રહ્યા છે.

૨. સર્વને સરખું ઉપયોગી.

અન્ય ગુજરાતીઓ સાથે જૈનોએ પણ ગુજરાતી સાહિત્ય લખ્યું છે. ગુજરાતી ભાષાનો આરંભકાળ જ્યાંથી માલુમ પડ્યો છે, તે ઉપરજ વિચાર કરીએ તો એ જાતની માહિતિ આપનાર જૈન સાહિત્ય છે. એ સાહિત્યના યુગવાર સેંકડો ગ્રંથો મળી આવે છે અને હજુ ઘણુંય અપ્રગટ દશામાં જૈન ભંડારોમાં પડ્યા છે પણ ભાગ્યેજ જૈનો સિવાય બીજા તેને પોતાનું સાહિત્ય ગણે છે. એટલુંજ નહિં પણ જ્યારે જ્યારે જૈન સાહિત્યની વાત જૈન લેખકો તરફથી નીકળે છે ત્યારે તે તરફ નાપસંદગી બતાવવામાં કચાશ રાખવામાં આવતી નથી. આવી સ્થિતિમાં જૈન સાહિત્યનું મૂલ્ય ન અંકાય અને તેને માટે ખોટો ગ્રહ બંધાય એ તદ્દન બનવા જોગ છે.

[1]ગુજરાતનો રાજકીય અને તેની ભાષાનો ઇતિહાસ લખવામાં; [2]એ ભાષાની ઉત્પત્તિ અને સ્વરૂપ નક્કિ કરવામાં, તેનામાં પ્રૌઢ વિચારો પ્રકટ કરવાનું સામર્થ્ય મેળવી આપવામાં; વિચારણીય સાહિત્ય ઉપજાવવામાં અને પોતાની ઉપસ્થિત સંસ્કૃતિનાં આબેહુબ ખ્યાલ રજુ કરવામાં જૈન સાહિત્ય અદ્વિતીય અને અનુપમ છે એ વાત સાહિત્યની સાચી માહિતી ધરાવનારને સુવિદિત છે.

ઇ. સ. ના ૧૩ મા સૈકાથી, જૈન લેખકોએ; ધર્મ વિચાર, અધ્યાત્મ, તત્ત્વચિંતન, સાહિત્ય, નીતિ, ઇતિહાસ, આરોગ્ય શાસ્ત્ર, વિગેરે ઉપર, ગદ્ય પદ્યમાં લખેલા ગુજરાતી ભાષાના સેંકડો ગ્રંથો મળી આવે છે. એમાંના ઘણા લેખકો અસાધારણ કોટીના વિદ્વાન અને બહુશ્રુત છે. સંસ્કૃત પ્રાકૃત સાહિત્ય ઉપર અદ્ભુત કાબુ ધરાવતા હોઇ, તેમાંના અંશો એમના– સામાન્ય લોક માટે લખેલા ગુર્જર ગિરાના ગ્રંથોમાં પણ ઉતર્યા છે. આટલું પ્રબળ–ગુણ અને સંખ્યામાં–

૧ જુઓ ફાર્બસકૃત 'રાસમાળા' અને મંજુલાલ શાસ્ત્રીકૃત 'ગુજરાતી ભાષાનો ઇતિહાસ ૨ જુઓ બીજી સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખ તરિકેનું સાક્ષર શ્રી. કેશવલાલ ધ્રુવનું ભાષણ અને બીજા લેખો.

આ સાહિત્ય હોવા છતાં પણ જાણે તેનું અસ્તિત્વજ ન હોય તેમ વલણ અખત્યાર કરવામાં આવે છે. જો એમ કહેવામાં આવે, કે જૈનસાહિત્ય, એક સાંપ્રદાયિક તત્વથી ભરેલું છે, એમાં એમની આગમોની ભાષા ઓતપ્રોત થયેલી છે. જૈનયતિજીવન પર્યટનશીલ હોવાથી એમાં પરપ્રાંતિક શબ્દોની સેળભેળતા થઇ છે. તેથી એને ગુજરાતી સાહિત્ય કહેવા કરતાં જૈનગુજરાતી સાહિત્ય કહેવું એ વધારે વાસ્તવિક છે.

આ કહેનારાઓને અમે પુછીએ છીએ કે, ગુજરાતીભાષાના અગ્રગણ્ય ગણાતા લેખકો, મીરાં, નરસિંહ મેતા, પ્રેમાનંદ, દયારામ, વિગેરેના લખાણમાં સાંપ્રદાયિકતા નથી? વર્તમાન લેખકોના લખાણમાં, સંસ્કૃત, ફારસી, ઉર્દુ, અરબ્બી, અંગ્રેજી, બંગાળી, વિગેરે ભાષાના શબ્દો ભળેલા મલી આવે છે, છતાં તેમને ગુજરાતી ગ્રંથોના વર્ગમાંથી બાતલ કર્યાનું જાણ્યામાં નથી.

જે વિચારથી, વેદાનુયાયી લેખકોએ લેખનકાર્ય કર્યું તેજ વિચારથી જૈન લેખકોએ લેખનકાર્ય આરંભ્યું હતું. પોતાના સંપ્રદાયના લોકોને જ્ઞાનવાન કરવા અને તેમને બીજી રીતે ઉપયોગી નિવડે એવા ગ્રંથોની રચના કરવી એ મુખ્ય હેતુ બન્ને વર્ગના લેખકોનો હતો. જૈનોના મૂળ ધર્મ ગ્રંથો, અર્ધમાગધિ પ્રાકૃતમાં હોઇ, તેના અધ્યયનની અસર પોતાના લખાણોમાં ઉતરે એ સંભવિત છે. પણ તેટલા માત્રથી જ એ ગુજરાતી ભાષાના ગ્રંથો ગણાવા માટે અમાન્ય ઠરે છે; એ ન્યાય યુક્ત નથી. પણ ઉલટું એ ગ્રંથો જે કાળે લખાયા તે કાળે ગુજરાતી ભાષાનું અસ્તિત્વ હતુ એ પુરવાર કરે છે. કોઇ પણ શિષ્ટ ગ્રંથની ભાષા, એ લોક ભાષા છે; એવું કદી માની શકાય નહિ, અને એ પ્રમાણે તે વખતના ગ્રંથોની ભાષા પણ લોકભાષા નથી એમ હરકોઇ સમજુ માણસ સમજે છે. આ સ્થિતિ ગદ્ય કરતાં પદ્ય લખાણોને વિશેષપણે લાગુ પડે છે. પદ્યમાં, યમક અને લાલિત્ય, તેમ વિવિધતા લાવવા માટે પર્યાયિક શબ્દો વિશેષ પ્રમાણમાં દાખલ કરવામાં આવે છે, જ્યારે ગદ્યમાં મૂળ ભાષાને વધુ સ્થાન મળે છે. પારિભાષિક શબ્દોના પર્યાયો જ્યારે એ ભાષામાં નથી હોતા તેટલા પુરતોજ અન્યભાષાનો ઉપયોગ થાય છે. આથી એક લાભ એ છે કે ભાષાનો શબ્દ ભંડોળ વધે છે. અને તેથી મનોગત વિચારોને વધારે સ્પષ્ટ રૂપમાં દર્શાવવાનું સુગમ થાય છે.

ગુજરાતી સાહિત્યની આ રિતની સેવા બજાવીને જૈન લેખકોએ બહુ મોટું સાહિત્ય વારસામાં મૂકયું છે. અત્યારની પ્રાંતિક ભાષાઓ કે જે અપભ્રંશમાંથી ઉતરી આવી છે અને જેનું મૂળ પ્રાકૃત છે, તે કેવા રૂપની હતી, અને તે ક્રમશઃ કેમ કેવી બદલાતી ચાલી, તેની માહિતિ આપનાર જૈન ગ્રંથો છે. જૈન ગ્રંથકારો પ્રાચીનકાળથી લોકભાષામાં અવિચ્છિન્નપણે ગ્રંથાલેખન કરતા આવ્યા છે. જેથી ભાષાનો ઇતિહાસ રચવામાં એમનો મોટો આધાર છે. વ્રજલાલ શાસ્ત્રીનો (ગુજરાતી ભાષાનો ઇતિહાસ,) (રા. દી. બ.) કેશવલાલ ધ્રુવનું અને રા. રા. ગોવર્ધનરામ એમનાં ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખ તરિકેનાં ભાષણ, અને હમણાં જ રા. રા. મોહનલાલ દલીચંદ દેશાઇએ બહાર પાડેલા 'જૈનગુર્જર કવિઓ એ ગ્રંથમાંનો 'ગુજરાતીભાષાનો સંક્ષિપ્ત ઇતિહાસ' એ લેખ આ વાતની સાબીતિ આપશે.

આપણી જુની ગુજરાતી પશ્ચિમ રાજસ્થાનીભાષાને ઘણી રીતે મળતી છે. ગુજરાત પ્રાંતમાંનો મોટો લોક વર્ગ અસલ એ સ્થાનનો રહેવાથી હતો× જે પ્રજાએ માતાના દુધની સાથે જે ભાષાનું પાન કર્યું હોય તે સ્થળ બદલતાં પણ પોતાના એ સંસ્કાર સાથે લઇ જાય છે. મારવાડ અને ગુજરાત એક રીતે અવિચ્છિન્ન સંબંધ વાળાં હતાં. જ્યારે બહારની પ્રજાએ આવી ગુજરાતમાં પોતાનો જમાવ કર્યો. ત્યારે એક નવીભાષા બંધાતી જતી હતી. એ ભાષા તે ગુજરાતી+ સ્વ. ડૉ. ટેસિટોરિએ શોધ કરી એમ સાબિત કર્યું.

× જુઓ વસંત રજતોત્સવ સ્મારક ગ્રંથમાં 'કુવલય માળા' ઉપરનો શ્રી જિનવિજયજીનો લેખ પૃષ્ઠ ૨૫૯.

+ દી. બા. કેશવલાલ ધ્રુવે ગુજરાતી ભાષાના વ્યાકરણની જરૂર બતાવતાં એક ભાષણમાં કહ્યું હતું કે ગુજરાત શબ્દ બહુ જુના ગ્રંથોમાં મળી આવતો નથી. જૈન પંડિત હેમચંદ્રના એક ગ્રંથમાં ગુર્જરત્રા એ શબ્દ વપરાયલો મળે છે.

હતું કે, જુની ગુજરાતી અને પશ્ચિમ રાજસ્થાની એ ઘણી રીતે એક છે અને એજ વાતનો ઘણી રીતે મળતો પડઘો, (રા. બ.) સર રમણભાઇએ, કેટલાંક વર્ષ ઉપર વીશમી સદી નામના માસિકમાં એક લેખ લખી પાડયો હતો.×

આપણું પુર્વકાલિન સાહિત્ય, આપણી પ્રાચિન સ્થિતિ સમજવામાં ઘણી અગત્યની મદદ પુરી પાડે છે. આપણા પ્રાંતની અસલ સ્થિતિ શું હતી અને અત્યારની સ્થિતિ કેવી રીતે બંધાઇ સ્થિર થઇ; એનું સંતોષકારક સમાધાન એમાંથી આપણને મળે છે. જૈનગ્રંથકારોના પ્રાચિન ગુજરાતી લેખોમાં મારવાડી શબ્દોનું મિશ્રણ મળી આવે છે. તે ઉપરથી સમજાય છે કે આપણી ભાષામાં એ ભાષાના શબ્દો ધીરે ધીરે ભળી રૂઢ થતા ગયા છે.* આપણું લોક-જીવન પણ તે કાળે એકમેક ઓતપ્રોત થયેલું હશે. જૈનયતિઓ ભ્રમણશીલ રહી પરકિય શબ્દોની અસર

× છઠ્ઠી સાહિત્ય પરિષદ અમદાવાદમાં 'ગુજરાતી અને મારવાડી ભાષાનું સગપણ' એ વીશે વાંચેલો નિબંધ સદરહુ પરિષદ્ રિપોર્ટ પૃષ્ઠ ૧૪૩ થી ૧૪૮. સ્વર્ગસ્થ સર રમણભાઇ, સ્વર્ગસ્થ ડૉ. ટેસીટોરીના વચનો નીચે પ્રમાણે ઉતારે છે—"ગુજરાત અને મારવાડનો સંબંધ માત્ર મારવાડથી આવીને ગુજરાતમાં વસેલાં મંડલોથી બંધાયો નથી. વધારે નિકટ સંબંધ એ બે પ્રાંતોની ભાષાઓના સામાન્ય મૂળમાં રહેલો છે મર્હુમ ડૉ. ટેસીટોરીએ દર્શાવ્યું છે કે જ્યાં હાલની ગુજરાતી ભાષા બોલાય છે તે બધા પ્રદેશમાં અને જ્યાં હાલની મારવાડી ભાષા બોલાય છે તેમાંના મોટા ભાગના પ્રદેશમાં, કદાચ બધા ભાગના પ્રદેશમાં ઇસવી સનના પંદરમા સૈકા સુધી (અને વખતે તે પછી પણ) ઘણું ખરૂં એકજ ભાષા બોલાતી હતી અને સંવત ૧૪૫૦ માં રચાયેલા 'મુગ્ધાવબોધ ઔક્તિક' ગ્રંથમાં તે ભાષા છે. એ વખત સુધી ગુજરાતી મારવાડી ભાષા જુદી પડતી નહોતી. એ બન્નેનો સમાવેશ કરનારી તે વખતની ભાષાનું નામ ડૉ. ટેસીટોરીએ "પ્રાચીન પશ્ચિમ રાજસ્થાની" પાડયું છે.

* કુવલયમાળા વાળા લેખમાં શ્રી જિનવિજયજીએ સાબિત કર્યું છે કે ગુર્જરત્રા દેશ મૂળ મારવાડમાં હતો અને એની રાજધાની ભીલ્લમાળ ભાગ્યા પછી એ તરફનું સુરક્ષિત સ્થાન જાવાલિપુર હાલનું જાલોર અગર ઝાલોર કે જે જોધપુરના દક્ષિણ ભાગના એક જીલ્લાનું મુખ્ય સ્થાન છે, તે અલ્લાઉદીનના જમાના સુધી મરૂભૂમિની રાજધાની હતી. આગળ તેઓ લખે છે:—

વત્સરાજ પુત્ર નાગભટ્ટે કાયમને માટે જબાલિપુરથી પોતાની રાજગાદી ખસેડી અને તે કનોજ જેવા સુદૂર પ્રદેશમાં લેઇ જઇને સ્થાપી. રાજગાદી ઘણે આગે ચાલી જવાથી પ્રાચીન ગુર્જરત્રાની પ્રજા અરક્ષિત અને નિર્નાયક જેવી સ્થિતિમાં આવી પડી હતી. એક બાજુએ અરવલ્લી પર્વતની ખીણોમાં વસતા જંગલવાસી ધાડપાડુઓએ પ્રજાવર્ગને કનડવા લાગ્યા અને બીજી બાજુએ સિંધમાં આવી વસેલા બર્બર આરબો વારંવાર મોટા હુમલાઓ લાવી લુંટફાટ અને બળજબરી કરી દેશની દુર્દશા કરવા લાગ્યા. આ રીતે ભયગ્રસ્ત બનેલો ગુર્જર પ્રજાવર્ગ કોઇ સુરક્ષિત પ્રદેશ અને સંરક્ષક રાજ્યસત્તાના આશ્રયને ખોળતો હતો. તેવામાં તેને વનરાજે સ્થાપેલા પ્રજાપાલક રાજ્યની અને અણહિલપુરની ઉપજાઉ ભૂમિની ભાળ લાગી, એટલે ધીમે ધીમે પણ ટોળે ટોળાં એ ગુર્જરવાસીઓ પોતાનું સર્વસ્વ ઉપાડી અણહિલપુર તરફ આવવા લાગ્યા અને વનરાજની ગાદીની છત્રછાયા નીચે વસવા લાગ્યા. થોડાજ વર્ષોમાં અણહિલપુર અને તેની આ સમંતાતનો પ્રદેશ ગુર્જર ભૂમિમાંથી આવેલા લોકોથી ઉભરાઇ જવા લાગ્યો, અને એ પ્રદેશનાં જે મૂળનામો હતાં તે ભુંસાઈ જઈ તેના ઠેકાણે નવા ઠેકાણે નવા આવેલા લોકોના મૂળ નિવાસ સ્થાન ઉપરથી એ પ્રદેશ પણ ગુર્જર લોકોની ભૂમિ તરિકે ઓળખાવા લાગ્યો. અણહિલપુર ગુર્જર રાજધાની તરિકે પંકાવા લાગ્યું અને એના રાજકર્તા ગુર્જરનરેન્દ્રના ઉપનામે સંબોધાવા લાગ્યા. આ રીતે વનરાજે સ્થાપેલી રાજ્યલક્ષ્મીનાં પુણ્યપ્રતાપે નવીન ગુજરાતની દિનપ્રતિદિન વૃદ્ધિ થવા લાગી પ્રાચિન ગુર્જરત્રામાંથી જે લોકો આ નવીન ગુજરાતમાં આવીને વસતા હતા, તે કાંઇ આજે મહારાષ્ટ્ર કે મદ્રાસ પ્રાંતમાં જઇ વસેલા મારવાડીઓ જેવા બુદ્ધિજડ કે ગૌરવહીન ન હતા. તેઓ ઘણા બુદ્ધિશાળી, પરાક્રમી, ધર્મપ્રેમી, સાહસિક, અને ઉદ્યમી હતા, તેમનામાંના અનેકે પોતાના બુદ્ધિબળે નવીન ગુજરાતની રાજનીતીનાં સુવ્યવસ્થિત તંત્રો ગોઠવવા માંડયાં હતાં. અનેકે શારિરીક પરાક્રમો ગજવી લુટારૂઓ, ધાડપાડુઓ અને બહારના શત્રુઓના પગ હેઠા પાડવા માંડયા અનેકે પોતાના પવિત્ર ધર્માચરણદ્વારા અનીતિ અને અધર્મના માર્ગે ચાલનારા લોકોને સન્માર્ગે આણવા માંડયા, અનેકે જલ અને સ્થલના માર્ગે લાંબા પ્રવાસો કરી મોટા સાહસો ખેડી પોતાના વતનમાં લક્ષ્મીને ખેંચી

લેતા આવતા એટલું જ નહિ પણ જે જે પ્રજાએ ગુજરાતમાં વાસ કર્યો તેને પોતાની અસર એ પ્રાંતમાં થોડે વત્તે અંશે ફેલાવી છે.

આથી એ વિશે લોકોને ખરી સ્થિતિ બતાવવાને બદલે, અત્યારની સ્થિતિએ જે સાહિત્ય મલી આવે છે, તેને જ પહેલાના કાળનું માનવામાં આવે છે. અને એથી ભિન્ન સ્વરૂપ વાળાને તે કાળનું અને તેના આગલ્યા કાળનું માનવાને વાંધો લેવાય છે. *અત્યારે જે સ્થિતિમાં નરસિંહ મહેતા અને મીરાંબાઇનાં પદો મળી આવે છે; અથવા લોકસમૂહમાં પ્રચલિત છે તેવાજ આકારમાં તેમના કાળમાં હતાં એ આપણે કેવી રીતે માની શકીશું ? ભાષાનો ઇતિહાસ જાણનાર કોઇ પણ આ વાત સાથે સહમત થશે નહિ. લોકોએ સતત્ ઉપયોગ કરી પોતાના સમયના ઉચ્ચારનું તાદૃશ્ય રૂપ આણી મૂકેલાને; ખરી વસ્તુ માની તેને યુગ પ્રવર્તકનું સ્થાન આપવું એ સત્યઘાતક રાગાંધતા છે.

---

આણવાના ઉપાયો સોચવા માંડયા, અને અનેક ખેતી વિગેરેની પ્રવૃત્તિમાં સાચી મહેનત ઉઠાવી દેશવાસિઓને વાચ્યક એવી સર્વ અન્ન પાનાદિ વસ્તુઓના ભંડાર ભરવા માંડયા. આમ એ ગુર્જરવાસિઓના સદ્‌ગુણો વડે અણહિલપુરનું દૃઢરાજ્ય તંત્ર ગોઠવાયું અને તેની સત્તા વધવા માંડી. લોકો સદાચારી થઈ સ્વાભિમાની બન્યા અને ધન ધાન્ય સુખી થયા. આ રીતે પ્રતિહાર સમ્રાટ વત્સરાજના પડોસી અને સમસમયી વનરાજે ભાવિ સામ્રાજ્યની રચના કરીને તેણે તે પ્રાચિન ગુર્જરભૂમિનું નામ પડાવી લીધું-કારણ કે તે પછી થોડાજ વર્ષોમાં માત્ર મરુમંડળ તરિકેની એ પ્રદેશની પ્રસિદ્ધિ થઇ રહી છે જબાલિપુરની સર્વોપરી સત્તા પણ અણહિલપુરે ખૂંચવી લીધી કારણ કે તે સમય પછી લગભગ એ પાટણની સત્તાનુંજ એ તરફનું એક મુખ્ય પ્રભુત્વ ગણાતું રહ્યું.

* જુઓ સાહિત્ય વાચનમાળા ભાગ ૧ પ્રીતમરામ વ્રજરાય દેસાઇ કૃત ઉપોદ્‌ઘાતઃ મધ્ય કાલિન યુગના આદ્ય કવિ નરસિંહ મહેતા જે સામાન્ય રીતે ગુજરાતી ભાષાના આદ્ય કવિ ગણાય છે, તેમનાં કાવ્યો આ પુસ્તકમાં છે આ કાવ્યો નરસિંહ મહેતાના સમયની ભાષામાં નથી તે કાવ્યો લોકપ્રિય હોવાથી લોકોને મોઢે હતાં અને કાળક્રમે તેનાં પાઠાંતર થવાથી તે હાલની ભાષાના જેવાંજ છે.

જૈન દાર્શનિક જ્ઞાનના અભાવે એ જ્ઞાન સાહિત્યમાં પ્રવેશેલું હોય જેને લઇને એ અગમ્ય લાગે એટલા કારણથી તેના તરફ ઉદાસીનતાથી જોવું અને તેની અવગણના કરવી એ સત્યની અવમાનના કરવા બરાબર છે.

ગુજરાતનો સાક્ષર વર્ગ હજુ જોઇએ તે પ્રમાણમાં નિષ્પક્ષપાતવૃત્તિ દાખવી શકતો નથી તેનામાં હજુ ધાર્મિક અને કોમિક મોહ પ્રબળપણે વ્યાપી રહ્યો છે.

જૈન સાહિત્ય, સંશોધકોના પ્રયાસથી મોટા જથ્થામાં પ્રકાશમાં આવતું જાય છે. અને તેને ઉપરોક્ત માન્યતાને કેટલેક અંશે શિથિલ કરી છે. પણ હજુ તેનું પુરૂં મૂલ્ય આંકવા જેટલો ઉદારભાવ વિદ્વાનો બતાવી શકતા નથી એ ગુજરાતી સાહિત્યના ઉત્કર્ષને હાનિ રૂપ છે.

આપણા પારસીભાઇઓએ પણ આધુનિક સાહિત્યની સેવા ઓછી કરી નથી. ગુજરાતમાં વર્તમાનપત્રો કાઢવાની એમની પહેલ હતી. આજથી સો વર્ષ પહેલાં મુંબાઇ સમાચાર જેવું દૈનિકપત્ર કાઢવામાં તેમણે પોતાનું સાહસ બતાવ્યું હતું. જે પછી અત્યાર સુધીમાં ઘણાં દૈનિક પત્રો જેવાં કે સાંજવર્તમાન, જામેજમસેદ વિગેરે એમણે સ્થાપ્યાં છે. ઘણા કાળ સુધી દૈનિકપત્રોના તેઓ એકલાજ માલિક હતા. સાહિત્યના જુદાં જુદાં ક્ષેત્રોમાં એમની સેવા માનને પાત્ર છે. છતાં એમના તરફ ઉપહાસની નજરથી જોવાય છે. કેટલાક લેખકો, જોડણીની અને વ્યાકરણની ભૂલો કરે છે. પણ એ ખામી દુર થવી એ અસંભવિત જેવું નથી. એ બંધુઓના સાહસ અને ઉત્સાહ સહુ કોઇએ અનુકરણ કરવા જેવાં છે. એમનાં એ ગુણો ગુજરાતની અન્ય કોમોમાં વિરલ છે.

વેદાનુયાયીઓ, જૈનો, પારસી, મુસલમાન જે કોઇ ગુજરાતી ભાષાની સેવા બજાવે છે, તેનું માન ગુજરાત અને ગુજરાતીઓને છે. ગુજરાતના લોકોએ પણ એ માન પોતાનું સમજી તેનું ગૌરવ વધારવામાં સહાયભૂત થવું જોઇએ એમાંજ ગુજરાતી સાહિત્યનો ઉત્કર્ષ છે.

| | |
|---|---|
| વિક્રમાર્ક ૧૯૮૩. આશો સુદ ૨ મંગળવાર. ૧૯૮૪ અસાડ વદ ૧૧. | શાહ ગોરધનભાઇ વીરચંદ સિનોર. |

# પુનરૂત્થાન.

સિંહો અને વ્યાઘ્રોની ઘોર ગર્જનાથી ગિરિપ્રદેશ ગાજી રહ્યો હતો. ચપળ હરણીયાં ચોફાળે કુદી રહ્યાં હતાં. પક્ષીઓ મધુર કલરવ કરી વનવૃક્ષરાજીને ગુંજીત કરી રહ્યાં હતાં. નગાધિરાજના શિખરપર પડતાં બાળભાનુનાં હેમમય કિરણો તેને હેમગિરિની શોભાને અર્પતાં હતાં; ઠેકાણે ઠેકાણે સહકાર વૃક્ષપર પરભૃતો કર્ણપ્રિય ગાયનો ગાઇ રહી હતી, અઢારભાર વનસ્પતિથી ગિરિશૃંગ નમેલું હતું.

સુમધુરજળથી શોભિત સરોવરમાં કમળો ખીલી રહ્યાં હતાં. ભ્રમરોના ગુંજનથી આખું સર ગુંજી રહ્યું હતું.

સિંહના વિશાળ અને ભયંકર મુખ જેવી ગિરિગુફાઓમાં યોગીઓ આત્મચિંતન કરતા હતા. વનરાજો અને વનવ્યાઘ્રો ચપળ હરણીયાં સાથે સાથે ધ્યાનસ્થ યોગી સામે પિતાસમ પૂજ્યભાવથી નિહાળતાં હતાં. તેમની આત્મસહજ ક્રૂરતા આ સમયે પલાયન કરી ગઇ હતી. તેઓ મહર્ષિઓના વિશ્વપ્રેમે રંગાએલા હતા.

આવા પવિત્ર વાતાવરણમાં, ગરવા ગિરનારની એક ગુહામાં કોઇ એક નાસિકાગ્રસ્થદૃષ્ટિ સંન્યાસી પરમાત્મ ચિંતનમાં લીન થઇ પરબ્રહ્મમાં વિચરતા હતા. ન્હોતી તેને વ્યાઘ્રગર્જનની પરવા કે ન્હોતું તેનું મન ચલીત થતું. સિંહની રાડોથી તેતો રમતો હતો પરમજ્યોતિ પરમાત્માના ધ્યાનમાં.

* * * *

આષાઢ માસના વર્ષાદથી આઠ માસથી તપેલી ભૂમિ ફુલીફાલીને હરિઆળી બની ગઇ હતી. નદી નાળાંમાં ખળખળ જળ વહેતું હતું. કૃષિકારોએ પોતાનું ભાવિ અજમાવવું શરૂ કરી દીધું હતું. ગાય, ભેંસ અને બળદ ચરીને મસ્ત બન્યા હતા. પક્ષીઓ માળામાં ભરાઇ ગયાં હતાં. વ્યવહાર અને મુસાફરી બંધ થયાં હતાં. પાનખરમાં પત્રરહિત થએલાં અને સુકાએલાં ઝાડો ફરીથી નવપલ્લવિત થઇ નવાંકુરોથી શોભતા હતા. સર્વત્ર નિર્મલતા છવાઇ રહી; હતી; જાણે કે નીલા નીલમથી રચેલા અને સ્થળે સ્થળે સ્ફાટિકથી શણગારેલા ગલીચાવાળો વનદેવીના વિશાળ ભવનનો ચોક ન હોય!

આષાઢ માસનો દિવસ હતો. ઝરમર ઝરમર મેઘલો વરસી રહ્યો હતો. આજુબાજુનાં વૃક્ષોપર મોરલીઆ ટહૂકી રહ્યા હતા; સૂર્યનારાયણ પોતાના અભ્રગૃહોમાં શાંતિ લેતો હતો; એવા સમયે વનપ્રદેશમાં કોઇ અન્યય સૂર્યનું તેજ ઝળહળતું હતું. જાણે કે સાક્ષાત્ વનદેવી સૃષ્ટિસૌંદર્ય નિહાળવાને નીકળી નહોય? પણ એ વનદેવી નહોતી, પણ એ તો કોઇ દૈવીરૂપધારી મૃત્યુવાસિની હતી; એ દેવીએ નહોતાં પહેર્યા હીરાઝવેરાતના અલંકારો કે ન્હોતું શણગાર્યું શરીર સુરભિસરોજ રાજીથી, ન્હોતો એના શિરપર મુગટ કે ન્હોતા હાથમાં કંકણ. તેણે તો શ્વેત વસ્ત્ર પરિધાન કરેલાં હતાં; દૈવી રાજ્ય સુખોને લાત મારી તે ભિક્ષુણી બની હતી. દૈવી સુખોમાં ખરૂં સુખ નથી એમ માની મૃત્યુલોકમાં અવતરેલી સત્યસુખ શોધતી સંન્યાસિની ન્હોય! તેના કપાળે મહાસતીનું અસહ્ય તેજ ઝળહળતું હતું, પોતાના પ્રિયે આદરેલા માર્ગને અનુસરી આનંદ માનતી હોય એમ એના મુખપરથી સ્પષ્ટ જણાતું હતું.

વરસાદથી તેનાં ચીર ભીંજાઇ ગયાં હતાં. ચીર સુકવવાને યોગ્ય સ્થળની શોધમાં તે ફરતી હતી. પાસે પ્રચંડકાય નગાધિરાજ રૈવતાચળ કાળના પ્રચંડ પંજાને પ્રતિકાર દેતો ઉભો હતો. એના સામી નજર કરતાં યુગયુગનો ઇતિહાસ ખડો થતો હતો, ન્હોતી એના પર કુદરતની અસર કે ન્હોતો બન્યો એ કાળનો ભક્ષ. કોઇ ગુફામાં જઇ વસ્ત્ર સુકવવાની ઇચ્છાથી તે દેવી ગિરનારની એક ગુહામાં પ્રવેશ કરે છે. આપણા યોગીરાજ આજ ગિરિકન્દરામાં ધ્યાનસ્થ હતા. સતી તેમને જોતી નથી. જુએ તો એ શું? તે તો જિતેંદ્રીય છે. પુરૂષઓનો ભેદ તેણે તજ્યો હતો. માનસિક વિકાર પર તેણે દિગ્વિજય કર્યો હતો. એક પછી એક વસ્ત્ર નીચોવી સુકવે છે: વસ્ત્રહીન થઇ નિમ્ન દૃષ્ટિએ ઉભી રહે છે. આખી ગુફા તેના આત્મ તેજથી જ્યોતિર્માન થઇ જાય છે. વિનાસૂર્યે તેજ દેખી યોગી રહ-

**નેમી** ચમકે છે. વિકાર-વમળે ચઢે છે. જાણે સાક્ષાત ઇંદ્રાણીનું તેજ ન્હોય ! ગુફાનું અંતર ફાડી જાણે સાક્ષાત્ જ્યોતિર્પુંજ બ્હાર ન નીકળ્યો હોય! ધ્યાનમાં ભંગ થઇ પાછળ જુએ છે ઇંદ્રાણીના રૂપને હસનાર રૂપમતિ સાધ્વીને દેખી તેનું ચિતડું ચળે છે.

* * *

યાદવકુળ દિવાકર કૃષ્ણચંદ્ર નિર્મળ તેજે અરાજકતાન્ધકારનો ધ્વંસ કરી સ્વબાહુ બળે પ્રકાશતા હતા. તેમના પિતા વાસુદેવને **સમુદ્રવિજય** નામે ભાઇ હતા. બન્ને બાહુબળ અને તેજસ્વીતામાં સમાન હતા. સમુદ્રવિજયના પુત્ર **નેમિકુમાર** હતા તે ગર્ભજ્ઞાની અને સંસારના સુખથી વિરકત હતા. કૃષ્ણચંદ્રની ઘણીયે ઇચ્છા છતાં તે સંસારનાં સુખમાં રાચતા ન હતા. આખરે રૂખમિણી આદિ અષ્ટપટરાણી-ભાભીઓ તેમને પરણવા સમજાવે છે, કઇક સફળતા પામે છે. ધમધોકાર લગ્નની તૈયારીઓ થઇ રહી છે. વાસુદેવના ભાઇની, ભાવી જગદુદ્ધારકની લગ્નમાં શી મણા હોય ! પાસેના રાજાની રુપમાં રંભાને લજવનારી **રાજુલકુમારી** સાથે નેમિકુમારના વિવાહ થાય છે. શ્વસુરપક્ષ પણ મોટા રાજાની જાનને યોગ્ય સત્કારની તૈયારી કરે છે. ભોજન માટે હજારો પશુઓ ભેગાં કરે છે. જ્યારે જાન રસ્તા પરથી પસાર થાય છે ત્યારે કુમાર પશુઓનો કરૂણ ધ્વનિ સાંભળે છે. કુસમ પર વજ્રાઘાત થાય છે. રથીને પુછે છે કે, "આ કરૂણ રૂદન કોનું છે" ?

"કુમાર ! આપની જાનને સત્કારવા માટે ઉત્તમ ભોજન સારૂ આ પશુઓ આણેલાં છે. પોતાનું મરણ નજીક જાણી તેઓ રૂદન કરે છે." નિર્દોષ ભાવે રથી બોલ્યો.

થઇ રહ્યું, બાજી હાયથી ગઇ; કૃષ્ણ અને રૂખમણીનું ધાર્યું ધૂળમાં મળ્યું.

"મારે માટે આ નિર્દોષ જીવોનો નાશ ?' નહીં, નહીં, કદી જ ન બને. જો મારા લગ્નમાં હિંસા હોય તો લગ્નના સુખને લાત મારૂં છું" એમ કહી અલંકારો અને વસ્રો તજી દઇ મહાભિનિષ્ક્રમણ કરે છે, કૃષ્ણાદિ તેને સમજાવે છે પણ આત્મજ્ઞાનથી સમજેલાને આ સમજણ શું કામની ? આત્મનિશ્ચયવાળાઓને ભાઇ અને ભાભીના સ્નેહે સ્વનિશ્ચયચ્યુત કર્યા કદી સાંભળ્યા છે ?

રાજુલને આ ખબર મળે છે, રાજુલ સતી હતી. પરણવું તો 'નેમ' ને એ એની નેમ હતી. નવ નવ ભવનાં સ્નેહ બંધનોથી બંધાએલી એ 'નેમ' ને માર્ગે જાય છે. 'નેમ' નો ભાઈ રહનેમી પણ 'નેમ' ના માર્ગે સંચરે છે-સાધુ બને છે, સંસારત્યાગી થઇ ગિરનારની ગુફામાં યોગી બની તપજપ કરે છે, રાજુલ વરસાદથી ભીનાં ચીર ગુફામાં આવી સુકવે છે.

* * * *

સાધુના સિંહાસન પરથી એકદમ અસાધુતામાં અધઃપાત થાય છે. આત્મજ્ઞાનનો દિપક હોલવાઇ જઇ મોહાન્ધકાર પ્રસરે છે. સરીયામ માર્ગ છોડી કાદવવાળી ગલીમાં ગોથાં ખાય છે, વ્યભિચારીની જેમ અનિમિષ નયને વસ્ત્રહીન સાધ્વીને નિહાળે છે.

અહા શું રૂપનો ભંડાર! ખરેખર બ્રહ્માના ઘણા જ ફળદ્રુપ ભેજાની એ કૃતિ ગણાય છે જાણે મૂર્તિમંત સૌન્દર્ય, રતિને લજવનારી એની ચાલ, માખણના પિંડ જેવું એનું કોમળ શરીર! જાણે પુષ્પધન્વાની પટરાણી મોક્ષનું સુખ તો આના ભોગમાંજ સમાઇ જાય. તપથી તપેલું એનું શરીર તપ્ત સુવર્ણની જેમ અધિકતર પ્રકાશમાન જણાય છે. એની સાથે વાર્તાલાપનો પ્રસંગ મહાભાગીને જ મળે છે. લાવ, એ અપ્સરાસમકાંતિ સાથે વાર્તાલાપનો આનંદ તો લઉં. સ્થિર નજરે રાજુલ તરફ જુએ છે. પણ સતી તો મુખ પણ ઉંચું કરતી નથી, આખરે થાકે છે. દષ્ટિ અપારદર્શક પત્થર પર અથડાઇને પાછા આવતા રશ્મિબિંબની જેમ અથડાઇને પાછી આવે છે, પ્રત્યાઘાત થાય છે, છતાં એ પ્રત્યાઘાત પ્રેમના-વિષયસુખના જુસ્સાને દાબી શકે એટલો શક્તિમંત નથી.

"દેવિ ! ઉંચું તો નિહાળો-તપાર્તની તૃષા તો છીપાવો, હૃદયના પ્રેમજ્વરને સ્નેહદષ્ટિ શમન વિધિથી શાંત કરો; તિરસ્કાર કરી બળતાને મા બાળો; બળતામાં ઘી કાં હોમો છો ?" ખલાસ, અભોગી મટી ભોગલુબ્ધ થયો, અહા શો અધઃપાત ! કામદેવ તારી બલીહારી ! તેં કોને નથી પાડયા ?

સતી સમજી ગઈ. જાણ્યું કે મારા રૂપે આ યોગી ધ્યાનચ્યુત થયો છે. પરમાત્માનો પથ મૂકી હીનાત્મા બન્યો છે. જો આ વખતે હું એને રસ્તે ન ચઢાવું તો મને ધિક્કાર!

સતી પડકારે છે "દેવરીયા મુનિવર! સ્થિર બનો. અસ્થિર ન થાઓ. ફરી સમજો, ચેતો. જેને તમારા બંધુએ પરિહરી તેને તમે શીદને ગ્રહવા તત્પર થયા છો? ધિક્કાર છે તમારા વચનોને, તમે તમારૂં ચારિત્ર એળે ગુમાવ્યુ. ઉત્તમ ચિંતામણિ રત્ન કાગડાની પેઠે ફેંકી દીધું. ધિક્કાર છે તમારી વિષય વાસનાને કે જે તમને તમારા પૂર્વજોના પૂર્ણ પ્રતાપી કુળમાં કલંક લગાડવા પ્રેરે છે.

**રહનેમી**—હે કોમલાંગિ! આ તપ જપ નકામા શામાટે કરો છો? તમારૂં રૂપ અને યૌવન શાને વેડફો છો? તમારા વિરહે બળતા મને એક આલિંગન આપી શાંત કરો. મારી સાથે સુખ ભોગવી તમારા યૌવનોદ્યાનને સંપૂર્ણપણે ખીલવો. દેવિ! પૂર્વે હું તમને પ્રેમે ફળો અને વસ્ત્રો આપતો, અને તમે તે ભાવે સ્વિકારતા એ કેમ ભૂલી ગયા?

**રાજુલ**—મારૂં હૃદય ત્યારે પવિત્ર હતું. તમે દીયર હો. નાનાભાઇ છો એમ ગણી તમારી ભેટો સ્વિકારતી હતી, નહીં કે પ્રેમથી. નિર્લજ! કયાં ગયું તમારૂં જ્ઞાન અને કયાં ગઇ તમારી શરમ?

**રહનેમી**—હરિણાક્ષિ! આપને મરજીમાં આવે તેમ બોલો. તમારા વાગ્પ્રહારો મારે મન પ્રેમપ્રહારો-પુષ્પપ્રહારો છે, અને એ સહવા હું તૈયાર છું. પણ તમારો પ્રેમ ઓસારવાને તત્પર નથી. આવો, આવો, પ્રેમે આલિંગન ઘો, પ્રેમગાંઠે ગુંથાઓ.

**રાજુલ**—ખરેખર તમે સહકાર વૃક્ષ છોડી વિષ વૃક્ષનો આશ્રય કર્યો છે. તમારી પ્રેમગાંઠો તો સંસારબંધનની બેડીઓ છે; ક્રોધ, માન, માયાના કેદખાનાનાં તાળાં છે. એ ગાંઠે બંધાએલા, ક્રોધ માન અને માયા રૂપી ભોહરાયના ભડવીરોથી રક્ષાએલા દુર્ગમાંથી બહાર નીકળવાને કદી પણ શક્તિમાન થઇ શકતા નથી. રાગ, દ્વેષ રૂપી રાક્ષસોની સોબતમાં પડીને તેઓ સતત આત્મનાશ કર્યા કરે છે. પ્રેમપ્રહારો એ પુષ્પપ્રહારો નથી પણ વજ્રાઘાત છે. એકજ પ્રહારથી માણસ પોતાનું મનુષ્યત્વ ગુમાવી દઈ ચેતનહીન બને છે. નથી પડતી સારાસારની ખબર કે નથી જાણતો ધર્માધર્મ; તેને ચિંતભ્રમ થાય છે. ગાંડા હાથીની માફક કોઇ પણ જાતની દરકાર કર્યા વગર આંખ મીંચીને એ પ્રહાર કર્તાને આલિંગવા દોડે છે; ચેતનારહિત હોવાને લીધે અધવચમાં જ ઉંડા કુવામાં પડે છે. નથી પહોંચતો પોતાના ધ્યેયપર કે નથી રહેતો પોતાના સ્થાન પર સ્થિર, આખરે રખડી રવડીને કુતરાને મોતે મરે છે.

**રહનેમી**—વ્હાલી રાજુલ! તારી ખાતર સર્વસ્વનો ભોગ આપવા તૈયાર છું. એ સર્વ સહવા તત્પર છું. તારી એક દૃષ્ટિ માત્રથી મારો આખો જન્મ કૃતકૃત્ય થશે. ભાવી દુઃખોની બીકે સાક્ષાત્ સુખો છોડી દેવાં, પાપની બીકે દુનીઆમાં ડરતાં ફરવું અને જીવનને રસહીન બનાવવું એ તો મને ખરેખર મૂર્ખાઇ જ લાગે છે. કોણે જાણ્યું કે કાલે શું થવાનું છે માટે હે પ્રેમની પુતળી! તું મારા તરફ એક પ્રેમબાણ ફેંક.

**રાજુલ**—હું ખરેખર ઘણીજ દિલગીર છું. તમારા જેવા કે જેણે એકવાર સાંસારિક સુખોને અશાશ્વત માની લાત મારી પોતાના બન્ધુના માર્ગને ચહો તેજ પાછા ભોગમાં લીંપાવા ઇચ્છે છે. તમારા કરતાં સાપ જેવું પ્રાણી સારૂં કે જે પોતાનું ફેંકેલું વિષ પ્રાણ જવાની ધમકી છતાં પણ પાછું ખેંચતું નથી. શરમ છે તમને કે તમે વમનાહાર ભક્ષવા તૈયાર થયા છો. જે સાક્ષાત્ સુખોને તમે શાશ્વત સુખ માનો છો તે તો માત્ર સુખાભાસ છે. તમારો ચિત્તભ્રમ બતાવે છે, જગતનાં બાહ્ય સુંદર સુખો પરિણામે ઘણાજ કટુ છે. કિંપાકફળ બહારથી ઘણુંજ સુંદર છે. દેખતાંની સાથે આસ્વાદ લેવાનું મન થાય છે. પણ પરિણામ? પરિણામ એજ કે પેટમાં, ઉતરતાંની સાથેજ ખાનાર મરણની સન્મુખ જાય છે. રહનેમી! સંસારનાં સુખો પણ કિંપાકફળ જેવાંજ છે. મૂર્ખ હરણાંઓ રણમાં દૂર દૂર દેખાતા મૃગતૃષ્ણિકાના જળને સાચું જળ માની તેની તરફ દોડે છે. પણ જાણતાં નથી કે એનો માત્ર જળાભાસ છે. જળભ્રાંતિથી તે આગળ ને આગળ દોડયે જાય છે પણ પાણી પીવાને શક્તિમંત થતા

નથી આખરે થાકે છે અને પડે છે રેતીના રણમાં તાપમાં સેકાઇ મરે છે. તેવીજ દશા ઝાંઝવાના જળ જેવા વિષયસુખ અને મોજ શોખની પાછળ પડતા પ્રાણીઓની થાય છે. જેમ ઇંદ્રજાળીઓ આપણી ચક્ષુઓ બંધ કરી ગમે તેવી અશક્ય વસ્તુઓ બતાવી શકે છે તેમ અજ્ઞાનથી અંધ થએલી આપણી જ્ઞાનચક્ષુ ખરૂં સુખ જાણી શકતી નથી. ખરાખોટાનો વિવેક ભૂલી જાય છે, ખોટાને ખરૂં માની તેની પાછળ ભમે છે, નથી કરતો ઉંડો વિચાર કે નથી શાંત જોતો પરિણામની.

ખરી રસિકતા વિષયમાં લીંપાવામાં નથી. રાગ દ્વેષ, ક્રોધ માન, માયા કે મોહના પર્યંત્રમાં ફસાવવામાં નથી; પણ ખરી રસિકતા આત્મરસ પીવામાં છે. રહનેમી! સમજો, બોધ પામો! જ્ઞાની એવા તમને વધુ શું કહેવું? આત્મનિગ્રહ કરો. સુજ્ઞેષુ કિં બહુના।

વિજયશ્રી સતીને વરે છે. રહનેમી સમજે છે ખરા તત્વને. પોતાના આત્માને ધિક્કારે છે. ધરતી મા રસ્તો આપે તો ભુગર્ભમાં સમાવા તૈયાર થઇ જાય છે. પશ્ચાત્તાપની ભઠ્ઠીમાં પડી આત્મશુદ્ધિ કરે છે. આત્મગર્હા રૂપી હથોડીના ઘાથી ટીપાઇ ટીપાઇ ફરી આત્મતેજ મેળવે છે-ઝળકે છે.

દેવિ! તુંજ ખરેખર મારા ગુરૂ છો. તેંજ મને સંસારના ભ્રમણમાંથી અટકાવ્યો છે. ભવસમુદ્રના વમળમાં તેંજ મારૂં નાવ ઉગાર્યું છે. હવે મને શુદ્ધ કર. ધિક્કાર છે મને કે મેં વમનાહાર ભક્ષવા પ્રયત્ન કર્યો. ધન્ય છે તને કે તેં મને વાર્યો-પડતાં મારો હાથ ઝલ્યો. ધિક્કાર છે કે મેં માતુતુલ્ય સાધ્વી સાથે ભ્રષ્ટાચાર સેવવા પ્રયત્ન કર્યો. મેં તારો મહાપરાધ કર્યો છે. દેવી! ક્ષમા કર. દેવીને પગે પડે છે.

રહનેમિના અધઃપાત વખતે ભલે આપણને તેના તરફ તિરસ્કાર છૂટે. પણ તેની પુનર્શુદ્ધિ વખતે આપણને હર્ષાશ્રુ આવ્યા વગર ન રહે. ગમે તેવો તો પણ તે વીર્યવાન આત્મા કહેવાય. એમનાં પતન જેટલાં ઉંડાં તેટલાંજ એમનાં ઉત્થાન ઉંચાં. જેમ દડામાં હવા વધારે-જેમ દડો વધુ મજબુત તેમ તે સામી ભીંતેથી વધુ જોરથી પાછો ઉછળે. મહાન પુરૂષોની ખરી મહત્તા પણ તેવીજ છે. તેમનાં પાપ જેવાં ભયંકર તેવાંજ તેમનાં પ્રાયશ્ચિત્ત વિકટ, સામાન્ય માણસો તેવાં પ્રાયશ્ચિત ન કરી શકે. ખરેખર વીર્યવાનોનું આવું પતન તે 'પતન' ન કહેવાય એતો 'પદસ્ખલન'જ કહેવાય. જ્યારે આવાં પદસ્ખલનમાંથી પુનરૂત્થાન થાય છે ત્યારે તેઓ પોતાના કાર્યની શરૂઆતપણ અજબ નવચેતનથી કરે છે; જ્યારે સામાન્ય માણસો પડયા પછી ઘસડાવામાંજ આનંદ માને છે. નિર્વીર્યને પોતાના પતનનું ભાગ્યેજ ભાન હોય છે; રહનેમીની યોગભ્રષ્ટતા પવિત્ર આત્માના પદસ્ખલન બરાબરજ હતું. અને શુદ્ધિ અને પ્રાયશ્ચિત્ત પણ તેમણે વિકટજ કર્યાં.

રાજીમતિ રહનેમીને ફરીથી નેમનાથ પાસે લઇ જાય છે. ભગવાને તેને પ્રાયશ્ચિત્ત કરાવી સાધુમાર્ગમાં સ્થિર કરે છે. રહનેમી પણ અધ્યાત્મ ચિંતનમાં મગ્ન થઇ, પરાજીત રાજા બીજે હુમલે જેમ દ્વિગુણ બળથી શત્રુપર હુમલો કરે છે તેમ કામ, ક્રોધ, મોહ અને માયારૂપી અરિસમૂહપર આત્મબળ, તપ, જપ, સંયમ આદિ બળવીરોની મદદથી હુમલો કરે છે, અંતે તેમને દબાવે છે. તેઓ ફરી ઉઠીપણ શકતા નથી, શિવરમણી તેમનું મહાવીર્ય જોઇ પ્રસન્ન થાય છે, વિજયશ્રીની વરમાળા તેમના કંઠમાં આરોપે છે. તે અવ્યાબાધ સુખ અને અનંત જ્ઞાન અને દર્શનનો ભોક્તા બની જ્યોતિમાં જ્યોતિ મિલાવી દે છે.

× × × ×

ધન્ય છે સતી શિરોમણી રાજુલને કે જેણે યૌવનને આંગણે ઉભાં છતાં વિષયવાસનાને લાત મારી અને પોતાના નવ ભવના પ્રેમીનો પંથ ગ્રહ્યો. ત્યારેજ ભારતવર્ષ પુણ્યભૂમિ કહેવાતી જ્યારે 'રાજુલ-નેમી' હતાં. ત્યારેજ ભારતવર્ષ પવિત્ર હતું જ્યારે ત્યાં આત્મતેજ ઝળહળતું. ખરેખર રાજુલે સ્ત્રીસામર્થ્યનો જ્વલંત દાખલો ઇતિહાસમાં અમર કર્યો છે.

વિભો! આવુ એ સમય ફરીથી, શીખવ હાથની નારી જનતાને રાજુલના પતિપ્રેમનો પાઠ-આપ એ મનોનિગ્રહ ત્યારેજ હિંદમાં સ્વર્ગ ઉતરશે અને ત્યારેજ ભારતવર્ષ દેવોનું નંદનવન બનશે.!!!...ઇતિ શમ્।

મારોલ પોસ્ટ હરમ
૨૭-૫-૨૮ } છોગમલ નોપાજી શાહ.

णमो पासजिणंदस्स ॥

# શ્રી અવંતી સુકુમાલ કાવ્ય.

## કાવ્યનો સાર.

અવંતી સુકુમારની વાર્તા છે, ઘણા વર્ષ પૂર્વેની. જ્યારે અવંતી ભારતનું ભૂષણ અને આર્ય દેશોનું અગ્રણી હતું ત્યારે તે ભુમિને ઘણા પૂણ્યશ્લોક મહાપુરૂષો અલંકૃત કરી ગયા છે. તેમાનો આ એક છે. સુકુમારના પિતા પરલોકમાં હતા. ભદ્રામાતા ગૃહકાર્ય સંભાળતી. કુમાર તો ગગનને સ્પર્શતા સુખસદનોમાં સાતમી ભૂમિકે સુરસુન્દરીઓ સાથેય સ્પર્ધામાં હરિફાઇ કરે તેવી બત્રિશ રમાઓ સાથે વિલસતા હતા. નહની ત્હેમને ખબર જગત્ કે તેના દુઃખોની.

એક વેલા આર્ય સુહસ્તિસૂરિ વિચરતાં ઉદ્યાનમા આવ્યાં. શિષ્યોને આવાસમાર્ગણુ માટે નગરમાંમોકલ્યા. ભક્તિમતી ભદ્રાએ વાહનોની શાલા સમર્પી. આ શાલા મહેલની સમીપ હતી. બ્રહ્મૌજસ્થી ઝળકતા મુનિવરો ત્યાં વસ્યા. દિવસનાં આવશ્યકો પૂરાં કરી રજનીએ સ્વાધ્યાય શરૂ કર્યો. સૂરિજી જે અધ્યયન ભણતાં હતાં તેમાં નલિનીગુલ્મ વિમાનનાં વર્ણનો આવ્યાં. આ શબ્દો વિલાસી કુમારના કર્ણપટ પર પડ્યાં. વાસના લાગી. કુમાર ઉઠયો. ગવાક્ષેથી સર્વ સૂણ્યું, તનમન વચનની એકાગ્રતાથી પૂર્વભવસ્મૃતિ થઇ. નિહાળ્યું કે તેજ સ્થાનનો પોતે ભોક્તા હતો. મનુજસુખ અલ્પ ભાસ્યા. વીર હતો. નિશ્ચય કર્યો કે કોઈ પણ ઉપાયે ફરી લેવા. આ સુખ સર્જ્યાં. સૂરિ પાસે ગયો. સત્ય કહ્યુ. સાધ્ય જણાવ્યું. સાધન પૂછ્યું. સૂરિજીએ અદ્વિતીય સાધન બતાવ્યું તે સંયમ. સયમથી દરેક મહાત્વાકાક્ષાઓ યાવત્ મુક્તિ પણ પ્રાપ્ત થાય છે. તો આ સુર સુખો કેમ ઇચ્છયાં. કુંવર સમજતો હતો પણ ઇચ્છા ન ત્યજી શકયો.

સૂરિએ કહ્યું કે પરિવારની અનુજ્ઞા લાવો પછી દીક્ષા દઉં. કુમાર માતા પાસે ગયો. અથેતિ સત્ય કહ્યું. અભિલાષા પ્રકટ કરી પણ માતાનું હૃદય હા કેમ કહી શકે? કુમાર જરા દૂર હોય તો જે માતાનું હૃદય ધડકતું તે પ્રિય પુત્રના નિત્યના વિયોગનું સ્વપ્ન પણ કેમ સહી શકે? કુમારે ધાર્યું કે સંયમ વગર સાધ્ય સધાય નહી. સંમતિ વગર ગુરૂજી સંયમ દે નહી. ટૂંકમાં લાભાલાભનો ખ્યાલ કરી વેશ પરિધાન ને કેશલુંચન કર્યું. રમાઓએ ઘણો વિનવ્યો પણ વૃથા. જ્યાં વૃક્ષ ત્યાંજ તેની છાયા એ ન્યાયે જ્યાં કુંવર ત્યાંજ તેની સહચારિણીઓ જોઇએ એમ દલીલથી સર્વને નિરુત્તર કર્યાં. સમજુ માતાએ સંમતિ દીધી સૂરિએ સર્વની સાક્ષીએ કુંવરને દીક્ષા દીધી. માતાએ આશિસ દીધી. ટૂંક સમયમાં કુંવરે ગુરૂજી પાસે અનશનની ઇચ્છા બતાવી. ગુરૂની અનુજ્ઞાથી કંકરમય પ્રદેશપર ઉપાનત્ રહીત સુકોમળ પાદથી પ્રયાણ કર્યું. વહેતી શોણીતધારાને અવગણી સ્મશાનભૂમિએ આવ્યા. ધ્યાનમગ્ન થયા. નિશા સમયે સપરિવાર ક્ષુધાતુર પૂર્વવૈરિણી એક જમ્બુકી ત્યાં આવી. દેહભક્ષણ શરૂ કર્યું. પણ ધન્ય ધન્ય છે મુનિની વીરતાને. એક તસુ પણ ન ડગ્યો. શુભ ધ્યાનમા લીન થઈ પ્રભાત પહેલાંજ સાધ્ય સાધ્યું.

પ્રાતઃકાલે નારીગણ સૂરિને વંદન કરી નવદીક્ષિત કુમારની શોધમાં ચાલ્યુ. ઉપયોગથી સૂરિએ કહ્યું કે સુરવિમાનમાં ગમન કર્યું હતું. ધ્રાસ્કો પડયો. સ્ત્રીઓ ને માતા ખૂબ રોયાં. સ્મશાન જઇ પ્રેતક્રિયા કરી વૈરાગ્યવાસિત હૃદયે સૂરિજી પાસે માતાજીએ વધુઓ સાથે દીક્ષા ગ્રહી. ફક્ત એક ગર્ભવતી વધુને કુલવૃદ્ધિને માટે ગૃહમાં રાખી. શુદ્ધ સંયમ પાળી અનુક્રમે અનશન આદરી દિવ્ય સુખના ભોક્તા થયાં. ગર્ભવતીના સુતે કુલને દીપાવ્યુ. સુકુમારના નિર્વાણ સ્થળમાં એક ભવ્ય જિનાલય બાધ્યું. અવંતી પાર્શ્વની પ્રતિમા સ્થાપી. આજે પણ તે મદિર દર્શનીય અને ભવ્યોને મોક્ષદ છે આ વીરોને લીધેજ વસુંધરા બહુરત્ના છે. જીવનનો પલટો તો આ. અસ્તુ.

તા. ૧૪-૭-૨૮ નલીન.

(ઓધવજી સંદેશો કહેજો શ્યામને-રાગ.)

ઉજ્જયિનીમાં વસતો બહુ પુણ્યવંતજો.
ભદ્રાનો પુત્ર અવંતી સુકુમાલ જો.
રૂપ અને વળી ગુણનો એ ભંડાર જો.

અતિસુરઓજસથી વળી એતો રાજતો.
સમૃદ્ધિનો એને ત્યાં નહીં પાર જો.
પ્રાસાદો તો ગગનની સાથ વદંતજો.
સુરનાયે સુખ ઝાંખા એની પાસજો.
સપ્તમી ભૂમિકે એનો આવાસ જો.
બત્રિશ બત્રિશ નારી રે એની હતી,
રમ્ય હતી જે સુરી થકીય અધિક જો.
શશિવદની મૃગલોચની ને મનહારિણી.
એહની સાથે વિલસંતો દિન રાત જો.
દુઃખો શું સંસાર તણાં ? નવ જાણતો.
નિજ સુખને સુખ સૌથી ઉત્તમ માણતો.

શાર્દૂલવિક્રીડિત.

આવ્યાં આર્યસુહસ્તિજી વિચરતાં રે એકદિન એ સ્થલે,
વિજ્ઞાનૌજસ બ્રહ્મતેજસ થકી તે દીપતાં'તાં અને;
વીંટાતાં સૂરિવર્ય સંયમભૂષણ સાધુ પરિવારથી-
ભદ્રાએ દીધી શાળ વાહનતણી ભક્તિભર્યા હાર્દથી.

દ્રુત વિલંબિત.

દિવસના સહુ પાપ પ્રતિક્રમિ,
મહીં ક્ષમા સહુ દુઃખિત જીવની;
આવશ્યકો વળી અન્ય કરી પુરાં,
રજનીએ સ્વાધ્યાયમહીં મચ્યાં.
નલિની ગુલ્મવિમાન સુખો અને
સરસ કંઇ રચના વલી એહની;
વર્ણવેલ જ અધ્યયને હતી,
ભણી રહ્યાં સૂરિરાજ નિશા સમે.
સ્વર મધુર, મહા મુનિરાજનો,
કુંવરના કર્ણે જઇને પડયો;
વિષય સુખમહીં વિલસંત જે
સ્વર સુણી તહીંથી ઝબકી ઉઠે.
"વર્ણવીત સુખો સૂરિરાજથી
"અનુભવ્યાં કંઇ મ્હેં સમયે નકી"
તન મન વચને કરી એક એ
પછીથી ધ્યાનમહીં સોચી રહે.
હૃદય ઉલ્લસિયું વર્ષો જ્ઞાન થયું
ગત ભવ તણું ચિત્ર ખડું થયું

કુંવરઃ—"અહહ ભોગવિયાં સુર સુખડાં
"ઘટ મહીં ત્રણુ જ્ઞાન વસ્યાં હતાં.
"ઝળહળી અતિ મોતિ મહા રહ્યાં
"નહિ સમૃદ્ધિ તણો કંઇ અન્ત ત્યાં
"ઘમઘમે બધું સ્થાન સુગન્ધથી
"પ્રસરતી હતી જે સુર ધૂપની.
"રસદ સંગીતનર્તન નાટ્યના
"અનુભવી સહુ સુખ રહ્યાં જ્યહાં
"સુખ મુકી સુરલોક—વિમાનનાં
"મનુજ-તુચ્છ-સુખે મુજ તૃપ્તતા ?!"

હરિગીત.

"ક્ષિરોદધિપય સ્વાદીને ક્ષારામ્બુધે કો' તૃપ્તિ લે ?
"આસ્વાદી આમ્રફ્લો ફરી કો' આમ્લરસને ચાહશે ?
"ત્યાગી દઇ સુખ સર્વ આ પ્રયતીશ હું દિનરાતને
"પામીશ એ સુરસ્થાનને સંકષ્ટ છો સહવાં પડે."

(ઓધવજી સંદેશો કહેજો શ્યામને-રાગ.)

એજ ક્ષણે નિશ્ચય કરી દિલમાં શૂર એ,
સપ્તમી ભૂમિકેથી નીચે ઊતરે;
આવી સરિચરણ મહીં પછીથી નમે,
"ભદ્રાસુત હું" એમ કહીને વિનવે.

દ્રુત વિલંબિત.

કુંવરઃ—
વર્ણવ્યાં સૂરિજી ! સુખ જે તમે,
નલિનીગુલ્મ વિમાન તણાં હવે;
અનુભવેલજ મ્હેં ગત જન્મમાં,
ગુરુજી ! આપ શી રીત પિછાનતા ?

સૂરિજીઃ—
કુંવર ! એ બધુંયે અમ જાણતા,
નહીં અનુભવથી નહીં તર્કથી;
પણ શ્રુતિવચનોજ પ્રમાણતાં;
અમ શિખ્યા વીરના વચનો થકી.

કુંવરઃ—
જવુંજ છે સૂરિજી ફરી એ સ્થલે,
ત્યજુ છું આ બધી ઋદ્ધિજ આ ક્ષણે;
સહીશ સર્વ કષ્ટ અસહ્ય તો,
તપીશ હું તપ સર્વ અતપ્ય તો.

ત્હને આ શું સૂઝ્યું ? વ્રતતણીય વાતો ક્યમ વસી ?
નથી કરતોને તું પ્રણયવર્તી માતા મશકરી ?
વદી દેને સાચું દુઃખિત દિલ, શાંતિ તું કરને.
ભલે હાંસી તોયે જનનીં દિલને દુઃખકર એ.

કુંવરઃ—

નથી હાંસી માતા ! મુજ હૃદયતણું સત્ય જ ખરે,
અભિલાષા મ્હારી પ્રકટ કરીં મ્હેં માત તુ કને.
પુરા વિશ્વાસે છું મુજ પ્રિય સુરકતા તું જનની !
પ્રણયમૂર્તિ ! હે, દે વ્રત ગ્રહણ કાર્યે અનુમતિ.
અતિ રાચ્યો'તો હું વિષય સુખ પૂતિમહી અને
મચ્યો બહુ વિલાસે સમૃદ્ધિરૂપ સામગ્રિજનિતે
સુખીશ્રેષ્ઠત્વે તો મુજથી પર કોઇ નવ હશે.
અરે અસ્તિત્વેયે સુખ અધિક એકે નવ વસે.
સુણ્યાં ગતરાત્રિએ પ્રિયસુગુરૂનાં શિષ્ટ વચનો
ભર્યા જે માધુર્ય સ્વર અધિક આકર્ષક હતો.
વિલાસોન્માદોથી મદભરિત કામિનીં સહ હું
રહ્યો'તો આનંદી તદપિ કંઇ કર્યું ગણગણ્યું.
ઉઠયો, ત્યાગી શય્યા, વિગત વિષયાસકિત થઇને
ગવાક્ષેથી સુણ્યાં સૂરિ પઠિત શાસ્ત્રાધ્યયનને
શ્રવણથી રે એના તન મન વચન ઐક્ય થકીયે
અને પુણ્યોદયથી ગતભવસ્મૃતિ થઇ ગઇ મ્હને.
જણાયું કે પૂર્વે સુરપુરિત સ્થાને વિલસતો;
નલિનીંગુલ્માખ્ય સુખરત વિમાને લહરતો
તુલાથી જોતાં તો મનુજસુખ ભાસ્યાં અતિલઘુ,
કર્યો નિશ્ચય લેવા સુરસુખ, અને આ સહુ ત્યજ્યું.

માતાઃ—

ધરી' તીઆશાઓ સુત ! તું પર કંઇએ અવનવી.
લીધીતી સંભાળો તુજ જીવનના સુખની ભણી.
વરાવી કન્યાંઓ સુર કુંવરીં સમ બત્રિશ વલી
દુભાગ્યો નહી તૂને ગૃહતણીં કંઇ ચિંતથી જરી.
અડંતા આકાશે સુખસદન બાંધ્યાં તુજ સુખે
ઉછળતું આનંદે મુજ ઊર સુખે નીરખીં ત્હને
તું માટે દિન રાત્રિ કેરી રહી હતી કાળજી અને
અભિલષતીતી હું સુત ! સુત તહારો નિરખવા.
હજીતો કાલે તું ક્રીડન કરતો'તો સુખ થકી
નહોતી સ્વપ્ને યે દુઃખતણીં કહી ઝાંખી તુજને.
ધુત્યો છે ધૂર્તે કો ભુરકી વલી નાંખી કુણ ગયો ?
વિરકિત આજે શું તુજ હૃદયમાંહી ગય વસી ?
અરે જીવન મ્હારા સદય મુજ આધાર તું ખરો.
ભર્યાં ભાસંતાતા સુખકર મહા મહેલજ મ્હને,
દિનો જાતાં સુખે નિરખીં સુખમાંહીજ તુજને;
મૃદુ તારી કાયા તપતણીં તું થી વાત કરતો ?
અને બત્રિશ નારી તુજ જીવનસહચારિણી જે,
નિરાલંબન થૈને તુજગમન પછીંથી શું જીવશે ?
નથી દીઠી ત્હેં શું જળવીણ ઝુરી રહેતીં મીનને
દશા દુઃખી થાશે, તુજ પ્રિયજનોની તુજ ગયે.

શાર્દૂલવિક્રીડિત.

કુંવરઃ—

મા ! મ્હેં સત્ય વદી દીધું તુજકને નિદાન વૈરાગ્યનું
રાચું નહીં હું મનુજ તુચ્છસુખમાં સુરસુખડાં હું ચહું.
સાધ્યે સાધન અન્ય સંયમથકી ના મ્હેં દીઠું કંઇ બીજું
હે સુતવત્સલ માત ! દે અનુમતિ દીક્ષા વ્રત હું ગ્રહું.

શિખરણી.

માતાઃ—

ત્હને આ શું સૂઝ્યું ? સુખ બધું દુઃખોમાં પરિણમ્યું,
ખરી યુવાનીમાં સુખપ્રકો વિરમતું ક્યમ બન્યું ?
સુખદ શય્યા રત્નાસનભૂષિત સદનો વન થશે.
રસદભોજનપાનો રસવિહીન એ સૌ જઇ જશે.
અને યોષિત્ સર્વે અમૃત તુજ દર્શન- વિહૂણી
ત્યજી દઇ અંજનને નયન ભરશે ઊષ્ણુ જલથી
સજીને શણગારો હૃદય પછીથી કોનું રિઝવે ?
અરે હૈયું ફાટે; તદપિ સુત ! તું સંયમ ગ્રહે ?
સુકોમલ એ ત્હારૂં શરિર સહશે થી રીત દુઃખો ?
હતું આલોટતું અતિશય સુકોમલ શયનમાં.
તૃષા ક્ષુધા કેરા પિડન સહશે શું તું વનમાં ?
વિચરશે એકલ તું કઇ રીત અરે રક્ષકહીણો ?
શિયાસે શિતલતા ગરમી વલી જે ગ્રીષ્મ ઋતુની
શરદિ વર્ષા કેરી મૂર્છજ તણું લુંચન અરે
વિલાસી બાલક ! તું, કઇ રીત બધાં કષ્ટ સહશે ?
હૃદય મારૂં હારે નવ દઇ શકું હું અનુમતિ.

હરિગીત.

કુંવરઃ—

સુણ્યુ, ચક્રિને ગજદેવ વાસુદેવ સુખડાં પામીયાં,
સંયમ પ્રસાદથી દુઃખ કંઇ કોટિતણાંયે દૂર થયાં.
અર્જુનમાળી, દૃઢ પ્રહારી એ જહાજયકી તર્યા
ચિરકાલવાંછિતમુક્તિ પુરિને એજ સાધનથી વર્યા.
નથી વ્હાર કરતું કોઇ મૃગકુરંગ કેરી જંગલે
થઇ રક્ત નિજવ્યાપારમાં બનીને સુરક્ષિત એ ફરે
રે તેમ ફરશું આત્મબલરક્ષિત થઇને પે હમે
વીરપુત્ર થાવા ઇચ્છતાને ભય નહી કોઇ સ્થલે.

દ્રુત વિલંબિત.

વિનવણી સહુ વ્યર્થ વહીં ગઇ
અનુમતિ નવ માત દઇ શકી
"વિણુ અનુમતિ સંયમ નહી મલે"
"વિણુ સુસંયમ સાધ્ય નહી ફલે."
ચિર વિચારથી લાભ અલાભના
સ્ફુરી સુયુક્તિ મલી ગઇ કામના
કિધુંજ વેશ તણું પરિધાન ને
કુંવર મૂર્ધજ લોચ કરી રહે.
કુંવરના દૃઢ સંયમ રાગથી
જનની આશલતા બલી ખાખ થઇ
ભરસુયૌવન મત્ત સ્ત્રીઓ તણી
સકૂલ આશ હતાશ થઈ ગઇ.
તદપિ નમ્રસ્વરે વિનતિ કરે
સકળ નારીતણો સમુદાય જે
પ્રતિનિધિ સમી સ્ત્રીગણમાંહી જે
વદી રહી, વિનવી રહી પ્રીયને.

સ્ત્રીમુખ્યાઃ—

રહીં લતા અવલંબીજ વૃક્ષને
તદ ગયે ભૂમિનીપર શોચની
જીવન સાર હતાં પિયુજી હમે
તમ ગયે થની વ્યર્થજ જીંદગી.
કરી દયા પ્રિયનાથ! હમો પરે
નહીં ફરો? કદી બોલ્યું નહી ફરે?
જીવન શ્રેય તણા સન્માર્ગને
અનુસરો પ્રિયપ્રાણ! રહી ગૃહે.
નહીં કરીશું ખલેલ હમે જરી
દરશ પામી હમે થઇશું સુખી
વસી ગૃહે અભિલાષ પુરી કરો
હતજીવન અથવા તમ આશ્રિતો.

કુંવરઃ—

જ્યહીં હુ જઉં તમ સર્વ ચલો ત્યહીં
વસતી વસ્તુ જ્યહીં ત્યહીં છાંયડી
ગ્રહુંછું હું વીરદેવની વાટડી
અનુસરી અભિલાષ કરો પુરી.
કરી નિરુત્તર સર્વ સ્ત્રીબોધને
સ્વજનની ભરીં આંખડી અશ્રુથી
શિવપુરી પ્રતિ પ્રસ્થિત ગોધ એ
રહી અવિરામ સહ વચનો થકી.

શિખરિણી.

દીધી આજ્ઞા અને પમિતદુઃખઆક્રાન્ત-વચને
અને આશિસ દીધી "સફળ તુજ આશા સુત! થશે"
"અનેરાં સંયમનાં કઠિન પદ આરોહ તું થજે"
"ગુરુની કૃપાથી સહુય તુજ વાંછિત ફલશે."
અનુજ્ઞા માતાની અહીં સુત ગુરુ સાનિધિ ગયો
સૂરિએ સૌ સાખે વ્રત દઇ મહા દીક્ષિત કર્યો
"મૃદુ છે સુત મ્હારો, ગુરુજી!" વદી રહી એમ ભદ્રા
"જરૂર એ જાળવજો દુઃખ જરીય એણે નથી દિઠાં."

દુહો.

સુતને એમ સિધાવીને મુક્તિપદ વીરવાટ
શ્રુ સહવધુ ગૃહભણી આવી વદન ઉચાટ.

(લગભગ) શંકરાભરણ.

એજ ઉદ્યાનભૂષિતપ્રાંગણુ હતું
સ્વર્ગસ્પર્ધિ રહ્યુ સુખ સદન એ
રત્નમણીમિણરાજીત આવાસ એ
સ્વજન સ્મૃતિકર થઇ દુઃખદ થઇ ગયું.
હર્ષહિંચોળમાં સર્વ હિંચોળતાં
એક નર શ્રેષ્ઠ આશ્રય ગ્રહીને
આજ એ વીર સંયમ ગ્રહણ કારણે
સુખસ્મૃતિશર હૃદય ભોકતાંતાં.
દૂરગતપુત્રવાર્તા શ્રવણપટ થતાં
હૃદય જે માતનું અતિ ધડકતું

નિત્ય મારે હવે ગૃહ ત્યજીને જતાં
પુત્રવત્સલ હૃદય જીવિત રહે શું ?
પ્રણયી પ્રાણેશપર જીવન અવલંબિને
સ્નેહનિર્ઝરમહી નિત્ય ન્હાતી
વિગત પ્રાણેશ આધાર આજે થતી
વિરહ દુઃખાબ્ધિ મહીં ડુબતી તે.

હરિગીત.

કુંવરઃ—

કરજોડીને કુંવર કહે ગુરૂજી ! સુણો મુજ વિનતિ,
ચારિત્ર ચિર પળે નહી તપતપન નહીં કરી શકું અતિ;
તેથી અનુજ્ઞા દ્યો મ્હને અનશન મહાતપ આદરૂં,
કષ્ટ અલ્પ સમય સહી હું શિવતણાં સુખડાં વરૂં.

સૂરિજીઃ—

સૂરિજી કહે જો હૃદય કેરી ભાવના એ તાહરી,
વિણુ અશનપાન હલનશયન મુનિ ! વસી શકો નિર્જન વને;
મૃગરાજવ્યાઘ્રાક્રાન્ત સ્થલમાં રહીં શકો નિર્ભય તમે,
તો નિર્વિઘ્ને યત્ન કરી લ્યો વ્રત સુઆરાધન પ્રતિ.
સૂરિચરણ નમી, ખામણુ કરી, સમશાન ભૂમિ આવીયા,
જ્યાં મૃતક ધગધગી છે રહ્યાં યમવન સરીખાં ભાસતાં;
કંટક ભૂમિપર થઇ અરક્ષિત ચરણથી તે ચાલીયા,
હા, અખિલમાર્ગે શ્રમકૃત શોણીત ધાર વહી ત્યહાં.
ચિરકાલ ક્ષુધાતુર સપરિવાર ફરતી જમ્બુકી,
પ્રેરિત પૂરવ વૈરથી મુનિરૂધિરની ગ્રહી વાસના;
શોણીત બિંદુ શ્રેણી અનુસરી આવી શકીએ સ્થાનમાં,
જ્યાં કાઉસગ્ગ કરી રહ્યાં તાં મુનિ એકજ ચિત્તથી.
રહી ચુંટી ચટચટ ચામડી, ગટગટ પિધું શોણીતને,
નસ ત્રોડી ત્રડ ત્રડ સ્વલ્પ સમયે દેહને ભક્ષી રહે;
કંપ્યા નહી જરી વેદનાથી, મુનિ ચડયા શુભ ધ્યાનમાં,
ત્યજી દેહને ઉપન્યા મુનિ નલિનીગુલ્મ વિમાનમાં.
અહીં આવી પ્રાતઃકાળ ગુરૂની પાસ વંદન કારણે,
ઉત્સુક નારીગણ બધો વંદી સૂરિજીને પૂછે,
ગણકાલ દીક્ષિત પ્રિયમુનિવર રે વસ્યા કે સ્થાનમાં;
ગુરૂજી ! કહો દરશન કરી દુઃખ ભૂલીયે વિયોગનાં.
ઉપયોગ મૂકી ગુરૂજી કહે જે સ્થાનથી આવ્યા હતા,
અનશન કરી પહોંચી ગયા રે તેજ સુરવિમાનમાં;
"હા,હા, નહી દર્શન મલે પ્રિયનાં" કહી ધરણી ઢળે,
નયનો મહીંથી કામિનીનાં અશ્રુની ધારા વહે.
અતિરક્તવર્ણ થયાં છતાં સૌ હૈયું હસ્તથી કૂટતાં,
કલાપમાંથી કેશ ઉપડી છૂટી આગળ આવતાં;
વળી સતત અશ્રુપ્રવાહથી વસ્ત્રો સહુ ભીનાં થયાં,
પ્રિયવિહીન પદ્મિની હૃદય શતધા આજ દીર્ણ થઇ ગયાં.
"રે આશ દિલમાં બહુ હતી, પ્રિય ! સેવવાંતા આપને,
"સંયમ ધુરાને વહન કરતાં પૂજવાંતાં નાથને;
"દર્શન કરીને નિત્ય અવગણવા વિરહના અનલને,
"પ્રિયપાદ પદ્મ નમન કરી સ્તવવાં હતાં તમ ગુણને."
"સ્વામિ ! કાલે ગૃહતજી ચાલ્યા ગયા અનગાર થઇ,
"આજે ત્યજી દિધું વિશ્વ આખું ઘૂણા દિલમાં નવ વસી;
"હા, દૈવકોપ થયો અને વિધવાપણું પામ્યાં હવે,
"દુઃખનો નથી કંઇ અન્ત નિરાધાર આજ થયાં હમે."
"કોને જઇને કહેવી દુઃખની વાત, અમ પાપો નડ્યાં."
પસ્તાતી બત્રીશે હતી, નિશ્વાસ મુખથી નિસરતાં,
નિરાશ થઇને રૂદન કરતી આવી ભદ્રા માત જ્યાં;
"ઓ માતજી ! તમ સુતતો સુરલોકનિવાસી થયા."
સુતનિધનવશતા સૂણીને માતા ભૂમિપર ઢલી પડી,
બેભાન થઇ ગઇ ક્ષણુ મહી ને સાન જરીય રહી નહી;
ત્યાં નારીગણ નિજદુઃખ મુકી શ્વશ્રુની સેવા કરે,
"હા, પુત્ર ! નિર્દય આટલો" એમ ઝબકીને ફરીથી ઢળે.
બહુ યત્ન કરતાં સ્વસ્થ થઇને કુટે હૈયા ફાટ એ,
"મ્હેં ન્હોતું ધાર્યું ક્રૂરતા તુજ હૃદયમાં આવી હશે;
"છે હૈયું મુજ પાષાણનું કે લોહનું ? ન તુટી પડે,
"વ્હાલા ! થતો વિયોગ ત્હારો કેમ કરીને એ સહે ?"
"વાગે કટારી હજાર એકી સાથ મ્હારા અંગમાં,
"રે હજીય તારાં પૂર્વસ્મરણો સદનનાં બહુ સાંભરે;
"દુઃખ સાગરો ઉલટયાં હવે છાતી મહીં ન સમાય જે."
એમ રૂદન કરતી શ્વશ્રુ સહ સૌ મુનિમૃતક પાસે ગયાં,

છન્દ વસ્તુ.

ક્ષિપ્રા નદીને તટ સર્વ આવ્યાં,
ને પ્રેત કાર્યો સુતનાં કરાવ્યાં;
રે ઊર સહુના વૈરાગ્ય ભાવના,
વસી ગઇ જન્મ તણી અસારતા.
'હા, હારમો દેવ' વદી રહ્યાં સહુ,
શરીર સંધ્યા તણું વર્ણું જેવું

છે વિશ્વ બાજી બધી મોહરાજની;
ફેલાઇ રહેલી દશ દિશની મહીં,
અમૂલ્ય આયુષ્ય બધું જતું વહી.
ઐહિક ઇચ્છા પરિતૃપ્તિની મહીં,
માતાપિતા ને સુત કામિનીના;
સંબંધ સૌ અભ્રસમૂહ જેવા,
રે સ્વપ્નપ્રાપિતસુખોનીં જેમ.
અચિંત્ય રીતેજ થતાં અદૃશ્ય,
અશાશ્વતાં સુખનીં શોધમાંહી;
આયુ બધું વ્યર્થ કરે વિતાવી,

શાર્દૂલ વિક્રીડિત (?) મંદાક્રાંતા.

વૈરાગ્યે રક્ત થઇને જનનીં સહીત એ નારીંગણુ ઘેર આવે,
રાખીને ગર્ભવંતી કુલવધુ ગૃહમાં કુલની વૃદ્ધિ માટે;
સૂરિજી પાસ જઇને સુખદ મહાવ્રતો લઇ અને શુદ્ધ પાલે,
અન્તે અનશન કરીને સુરસુખ અર્પૂર્ણાં પામીયાં નિત્ય માટે.

દુહા.

ગર્ભવતી સતીના સુતે રાખ્યું કુલનું નામ,
મંદિર બાંધ્યું અણુમેલું, જ્યાં થયું મુનિ નિર્વાણ.
કુમતિ દૂરકર સ્થાપીયાં, ત્રિભુવન પતિ પરમેશ;
સુરનર-'નલીન'-પૂજ્ય ત્યાં, શ્રી શ્રીઅવંતી પાર્શ્વ.

'નલીન.'

સુંદરલાલ અંબાલાલ કાપડીઆ બી. એ. અમદાવાદ.

---

# સુરતના પ્રતિમા લેખો

તૈયાર કરનાર { રા. ડાહ્યાભાઈ મોતીચંદ વકીલ,
રા. ઉત્તમચંદ ડાહ્યાભાઈ તથા રા. નાનુભાઇ નેમચંદ.

સુરત સૈયદપુરામાં આવેલું ચંદ્રપ્રભાનું દેરાસર-તેના ધાતુપ્રતિમા લેખ.

ઇતિહાસ—આ દેરાસરમાં નંદીશ્વરદ્વીપની લાકડાના કોતર કામની રચના છે તથા અષ્ટપદ-મેરૂ પર્વત વિગેરેની પણ રચના છે તે બહુ જોવા લાયક છે. પ્રાચીન છે. ચિત્ર કામ ઘણું સુંદર છે. એનો હાલમાં પુનરૂદ્ધાર કરવામાં આવ્યો છે.

એ દેરાસરમાં ભોંયરૂં છે. તેમાં પણ અલૌકિક મૂર્તિઓ છે. આ દેરાસર ઘણું પુરાણા વખતનું છે. એ દેરાસરની આસપાસના મહોલ્લામાં અગાઉ શ્રાવકોની વસ્તી ઘણા મોટા પ્રમાણમાં હતી. પરંતુ હાલમાં ફક્ત બે ચાર શ્રાવકોનાં ઘરો છે. પ્રથમ વસ્તી સારી હોવાને લીધે ઘણા લોકો પૂજા કરતા હતા. પરંતુ હાલમાં વસ્તી ઓછી હોવાને લીધે એકાદ ઘર સિવાય કોઇ પૂજા કરતું નથી. આ દેરાસરનો વહીવટ વડાચૌટા, ખબુતર ખાનાના રહીશ શેઠ ચુનીલાલ ક્ષુરચંદ કાપડીઆ કરે છે. તેઓ પોતે અસલ સૈયદપુરામાં રહેતા હતા એ દેરાસરને અંગે સાધારણ ખાતાનાં બે ચાર મકાનો પણ છે ને તેની ભાડાની આવક આવે છે. પરંતુ તેમાંથી ખર્ચ પૂરો પડતો નથી. માટે દેરાસરના વિભાગને માટે તેમજ ઉપર જણાવેલી રચનાઓના પુનરોદ્ધારને માટે તેમજ દેરાસરના પુનરોદ્ધારને માટે હજી ઘણી રકમની જરૂર છે. આશા છે કે સખી દિલના ઉદાર ગૃહસ્થો એ બાબત ઉપર તાકીદે લક્ષ આપશે. આ દેરાસરમાં જ્ઞાનવિમલ સૂરિની પાદુકા છે. તે પણ ઘણી પ્રાભાવિક અને પ્રાચીન છે. તે પાદુકાની દેરીનો પણ જીર્ણોદ્ધાર કરવાની ખાસ આવશ્યકતા છે. જ્ઞાનવિમલસૂરિ ૧૭૭૫ ની આસપાસ થઇ ગયા. એમના વખતના લેખો આ લેખોમાં ઉતારેલા છે. આ દેરાસરમાં સુરતના જૈનો દરવર્ષે પર્યુષણમાં ભાદરવા સુદ ૪ ને દિવસે બારસાસૂત્ર સાંભળ્યાં પછી ચૈત્ર પરિપાટી યાને જુહાર કરવા સારૂ ધામધુમથી જાય છે. સુરતના પ્રાચીન દેરાસરોમાંનું આ એક પ્રાચીન દેરાસર છે. એનું અસલનું રંગીન કામ, ચિત્ર કામ, પટો વિગેરે ખાસ જોવા જેવાં છે. જૈન ધર્મના જુદા જુદા સિદ્ધાંતો તથા જુદી જુદી કથાઓ ઉપરના ચિત્રો તેમાં મળી આવે છે.]

(૧) **સંવત ૧૫૪૨** વર્ષે વૈ. સુદિ ૧૦ ગરેઉ શ્રી શ્રીમાલ જ્ઞાતીય સં. ગંધરાજ ભા. ગુરીસુ શાંદાદા કેનલા સાર સુ. નગરાજ સુતેન શ્રી **સંભવનાથ** બિંબ કારાપિતં **તપાપક્ષ** શ્રી **ઉદયસાગરસૂરિભિ:** પ્રતિષ્ઠિતં **ગંધાર વાસ્તવ્ય** કલ્યાણું ભૂયાત્.

(૨) **સં. ૧૫૫૫** વર્ષે વૈશાખ સુ. ૩ શનૈ શ્રી **ગંધારવાસ્તવ્ય** શ્રી **હુંબડજ્ઞાતીય** સં. નાકર, ભા. સં. ડાહી સુત સં. સી. પાકેન ભગીની પ્ર. રત્ન શ્રી ગણિ શ્રેયાર્થે શ્રી શ્રી શ્રેયાંસનાથ બિંબં કારિતં શ્રી **વૃદ્ધ તપા** પક્ષે ભ. શ્રી **ધર્મરત્નસૂરિભિ:** પ્રતિષ્ઠિતં.

(૩) **સંવત ૧૬૧૫** વર્ષે પોષ વદિ ૬ શુક્રે શ્રી **ગંધારવાસ્તવ્ય** શ્રી શ્રીમાલી જ્ઞાતીય શા પાસવીર ભાર્યા પૂતલિ સુત સા વર્ધમાન ભાર્યા બાઇ અમરાદે નામ્ના સુશ્રેયાર્થે શ્રી શાંતીનાથ બિંબ કારાપિતં શ્રી **તપાગચ્છે, શ્રી વિજયદાનસૂરિભિ:** પ્રતિષ્ઠિતં શુભં ભવતુ:

(૪) **સં. ૧૫૩૮** ચૈ. શુ. ૩ સો. પ્રા. વૃ. વ્ય. સાલિગ ભા. સુહાસિનિ પુ. વ્યં. મોસાદ્ધિ ભા. દુખી પુ. થાવર. ભા. નાગિણી ધાવરણ માતૃપિત શ્રેયાર્થ શ્રી અજિતનાથ બિંબં કારિતં પ્ર. **શ્રી સુરિભિ શ્રી અહમ્મદાવાદે.**

(૫) **સં. ૧૫૬૫** વર્ષ વૈશાખ વદિ ૩ રવૌ **હુંબડજ્ઞાતીય વૃદ્ધ** શાખાયા ગાંધી સુરા ભા. રંગાઇ સુ ગાં. કાઉઆ શ્રી વષ્ય ભા લસમાદે ભા રત્નાદે પ્રમુખ સમસ્ત કુટુંબ શ્રેયાર્થે શ્રી શ્રેયાંસનાથ બિંબં કારિતં પ્ર. શ્રી **વૃદ્ધ તપાપક્ષે પૂજ્ય શ્રી ધર્મરત્નસૂરિભિ:** પ્રતિષ્ઠિતં શ્રી શ્રી.

(૬) **સંવત ૧૫૩૧** વર્ષે વૈ. સુદિ ૫ સોમે શ્રી શ્રીમાલ જ્ઞા. મં. ભા. માતા પહુ સુત નાસાકેન ભા કમી સુ. સુરાદિ કુટુંબયુતેન શ્રી શ્રેયાંસાદિ પંચતીર્થી **આગમગચ્છે શ્રી અમરરત્નસૂરિ** ગુરૂ ઉપદેશેન કારિતા પ્રતિષ્ઠિતા ચ. વિધિન **સોલગામ વાસ્તવ્ય:**

(૭) **સંવત ૧૫૧૬ વર્ષે** પોષ વદિ ૬ શુક્રે શ્રી **ગંધારવાસ્તવ્ય** શ્રી શ્રીમાલ જ્ઞાતીય સા. દિપા ભાર્યા રૂદિ સુત. શા. પાસવીર ભાર્યા પ્રેતભિ સુત શા વર્તમાન જ મા સ્વ પરિવારેન યુતેન સ્વ શ્રેયાર્થે શ્રી આદિનાથ ચતુર્વિંશતિ પટ્ટ કારિતઃ **શ્રી તપાગચ્છે શ્રી વિજયદાનસૂરિભિ:** પ્રતિષ્ઠિતઃ શુભં-ભવતુ.

(૮) **સંવત ૧૫૪૭ વર્ષે** વૈશાખ સુદિ ૩ સોમે કપોલ. જ્ઞા. શ્રે. સરવંશુ ભા. આસુ સુત સં. બાબા ભા. સં. કઉતિગદે નામના નિજ શ્રેયસે શ્રી સંભવનાથ બિંબં કા. પ્રતિ. **તપા શ્રી લક્ષ્મીસાગરસુરિ પટ્ટે શ્રી સુમતિસાધુસુરિભિ:** શ્રી:

(૯) **સંવત ૧૫૧૩ વર્ષે** ફાગણુ સુદિ ૧ શુક્રે શ્રી શ્રીમાલ જ્ઞાતીય. દો ધનપાલ. શેઠ નાઇ પુત્ર—સા.—વાધાર્ય નાવાધા ભા. ધિ ધૂ સુતા કા વાગા શુદ્ધા બદા સદા દો વાંછા ભા. લક્ષ્મી તયા આત્મ શ્રેયસે શ્રી શાંતિનાથ બિંબં કારાપિતં **શ્રી આગમગચ્છે શ્રી હેમરત્નસૂરિભિ:** પ્રતિષ્ઠિતં.

(૧૦) **સંવત ૧૫૮૭** ચૈ. વ. ૭ સો. લા. સા પુત્ર સો. પુ. સવરાજ વીરપાલ. વિદ્યાધર ભા. રંગૂ. નામ્નયા શ્રી પાર્શ્વનાથ બિંબં કારિતં પ્રતિષ્ઠિતં **તપાગચ્છે શ્રી સૌભાગ્યહર્ષ સૂરિભિ:**

(૧૧) સં. ૧૭૭૩ વર્ષ ૫. વૈ. સુ. ૧૧ બુધે સુરતિકા શ્રીમા જ્ઞા. વૃદ્ધ સા સામાનિક ૭ ભા. કલ્યાણુ ને કેત મુનિસુવ્રત પ્રતિમા ભા. શ્રી **જ્ઞાનવિમલસૂરિભિ:**

(૧૨) સંવત ૧૬૮૭. ફા. સુ. ૫ શ્રી પાર્શ્વનાથ બિંબં કા. પ્ર. ભ. **શ્રી વિજયદેવસૂરિભિ: તપાગચ્છે.**

(૧૩) સંવત ૧૪૭૬ વર્ષ ચૈતર વદિ ૧ શનૈ શ્રી શ્રીમાલ જ્ઞાતીય મહે પત્રામલ ભા. (પ્રતિમા ખંડીત છે તેથી ઉકલતું નથી.) પુત્ર સહૈમાતરા કેન શ્રી સુમતિનાથ બિંબં કારિતં શ્રી **વૃદ્ધ થરાદ્રાગચ્છે શ્રી પૂર્ણચંદ્રસૂરિભિ:** પ્રતિષ્ઠિતં

સર્વ સૂરિભિઃ શુભં ભવતુ કલ્યાણુ ભવતુ। આ દેરાસરમાં જુનામાં જુની પ્રતિમા છે.)

૪) સં. ૧૮૩૩ માઘ સુદિ ૫ બુધે વૃદ્ધ શાખાયાં શ્રીમાલ જ્ઞાતૌ બાઇ નંદકુંવર કયા પૂણ્યાર્થે.

(૫) સંવત્ ૧૭૪૧ વર્ષ વૈશાખ સુદિ ૩ રવૌ શ્રી વાસુપુજ્ય બિંબં કૃતં શ્રી સઘેન પ્રતિષ્ઠિતં આણંદબાઇ.

૧૬) સં. ૧૭૬૧ વ. વૈશાખ સુદિ ૭ ગુરૌ સૂરતિ વા. શ્રી શ્રીમાળી જ્ઞા. વૃદ્ધ શાખાયાં રૂપજીક સુ. બા. બાઇ રાધાકયા સ્વ. પુત્ર નાનચદ શ્રેયાર્થે શ્રી સંભવ બિંબં કારિતં પ્રં શ્રી જિનવિજયગણિભિઃ

(૧૭) સં. ૧૮૩૩ વર્ષ માઘ સુદિ ૫ બુધે શ્રી વિજયધર્મસૂરિણાં ઉપદેશાત્ સા ગણેશ ભાર્યા. ...નામ્ના શ્રી સુપાર્શ્વનાથ બિંબં કારાપિતં.

(૧૮) સંવત્ ૧૭૪૪ વર્ષે આષાઢ સુદિ ૪ ગુ. દિન સુમતિનાથ બિંબ કારાપિતં સુ(વિધ્ય) સાધુ પ્રતિષ્ઠિતં () બરાબર ઉકલતું નથી.

(૧૯) શ્રી શાંતિનાથ બિંબં (બાપીની કારા) બરાબર ઉકલતું નથી.

(૨૦) સંવત્ ૧૮૧૭ વર્ષ માઘ સુદિ ૨ શુક્રે શ્રાવિકા પાપડીબાઇ શ્રી ચંદ્રપ્રભ; બિંબં કારાપિતં પ્રતિષ્ઠિતં શ્રી ઉદયસાગરસૂરિભિઃ

(૨૧) સંવત્ ૧૭૭૬ માઘ સુદિ ૧૧ બુધે સુરતિબંદરવાળા કલ્યાણ શ્રી શાંતિનાથ બિંબ શ્રી જ્ઞાનવિમલસૂરિભિઃ

(૨૨) સંવત્ ૧૭૮૦ સુદ ૯ સોમ-આદિનાથ બિંબં કા. પ્રતિષ્ઠિતં. શ્રી જ્ઞાનવિમલસૂરિભિઃ (આ પ્રતિમામાં બે પ્રતિમા છે. મોટી પ્રતિમાનાં ખોળા પલાઠીમાં એક નાની પ્રતિમા છે.)

(૨૩) સંવત્ ૧૮૧૫ વર્ષ. ફા. સુ. ૭ સોમ વૃદ્ધ શ્રીમાલી જ્ઞાતૌ-પુન ઈંદ્રિકેન અભિનંદન બિંબં કારિતં.

(૨૪) સંવત્ ૧૮૧૫ વ. ફા. સુ. ૭ સોમે વૃદ્ધ શ્રીમાળ જ્ઞાતિય સા લખમીચંદ બા. વિજયકુંવર તથા સુવિધિનાથબિંબ કા. પ્રતિષ્ઠિતં.

(૨૫) સંવત્ ૧૮૧૫ વ. ફા. સુ. ૭ સોમે વૃદ્ધ શ્રીમાલી વંશે શા. દેવચંદ બા. જીવિ તથા શાંતિબિંબં કારાપિતં પ્ર અંચલગચ્છે.

(૨૬) સંવત્ ૧૮૧૫ વર્ષ ફા સુ. ૭ સોમે શ્રીમાળી જ્ઞાતીય શાંતિદાસેન આદિશ્વર બિંબ સ. લાઃ શ્રી ઉદયસાગરસૂરિભિઃ

(૨૭) સંવત ૧૮૧૫ વર્ષ. ફા. સુ. ૭. સોમે શ્રી શ્રીમાલી વંશીય ચંપુબ તથા ચંદ્રપ્રભુબિંબં પ્ર. લ. શ્રી ઉદયસાગરસૂરિભિઃ

(૨૮) બા. જીવાજી સુ. પ્રતી..........શ્રી રતિવિમલસૂરિભિઃ

(૨૯) બા. હાંસલદે પ્ર. શાંતિનાથ બિંબં શ્રી વિજયદાનસૂરિઃ

(૩૦) સં. ૧૮૩૦ મહા સુદી ૫ સોમે શ્રી ગ્રાણુંદ પાર્શ્વનાથ બિંબ.

(૩૧) સં. ૧૮૧૫ રા. ફા. સુ. ૭ સોમે શ્રીમાળી જ્ઞાતી વહાલ મોતી નામના શ્રી વાસુપુજ્ય બિંબ ભરાવ્યા શ્રી ગુણમ—.

(૩૨) શ્રી સંભવનાથ ત્રીજા.

(૩૩) ગજપાત્ર. શ્રી સંભવનાથ બિંબ વિજયદાનસૂરિ.

(૩૪) શ્રી મહાવીર સ્વા. નમઃ મનાવ્યા (બરાબર વચાતું નથી).

(૩૫) સં. ૧૮૧૫ વર્ષ ફા. સુ. ૭ સોમે શ્રી શ્રીમાલી વંશે સા. ર્દેત મા...ભાર્યાજીપી શ્રી ચંદ્રપ્રભુબિંબં

(૩૬) સં. ૧૮૧૫ વ. ફા. સુ. ૭ સોમે-માતાચદન-બિંબં કારિતં પ્રતિષ્ઠિતં. વિધિપક્ષે.

(૩૭) શ્રી અભિનંદન સ્વામીજી.

(૩૮) શ્રી પદ્મપ્રભઃ સ્વામી.

(૩૯) સં. ૧૮૩૦ મહા સુદી ૫ સોમે બાઇ દેવત શ્રી આદિશ્વર બિમ કારાપિતં તપાગચ્છે.

(૪૦) સં. ૧૬૬૪ મા. સુદી. ૧૦ શ્રી-કાદિ નામના

શ્રી વાસુપુજ્ય બિંબં કા: પ્ર. તપાગચ્છે શ્રી **વિજયસેનસૂરિ.**

(૪૧) **સં. ૧૯૭૩** વૈ. સુ. ૧૧ શ્રી **સુરતી** વેજબાઇ કર્યા શીતલનાથ બિંબ કા. પ્રતિ. શ્રી **જ્ઞાનવિમલસૂરિ:**

(૪૨) **સં. ૧૭૧૫** ફા. સ. ૫ ગુરૌ મહા કલ્યાણકારી (વંચાતુ નથી) શ્રી ચંદ્રપ્રભ: બ. નાથબાઇ.

(૪૩) શ્રી સુમતિનાથ બિંબં પ.

(૪૪) **સં. ૧૭૭૬** વૈ. સુ. ૧૧ બુધે **સુરતિબંદર**વાસી શ્રી શાંતિનાથબિંબ પ્રતિષ્ઠિતં. **શ્રી જ્ઞાનવિમલસૂરિભિ:**

(૪૫) **સં. ૧૮૧૫** વ. ફા. સુદ ૧ સોમ શ્રીમાલી વંશે ૧ શા કબરિ (વંચાતુનથી).

(૪૬) **સં. ૧૮૧૫** વ. ફા. સુ ૭ સોમે શ્રીમાલી ચરો સા ઇંદ્ર તસ્ય ભાર્યા જીવી. શ્રીમલ્લીનાથ બિંબં.

(૪૭) વાલીબાઇ શ્રી કુંથુંનાથબિંબં **વિજયદાનસૂરિ:**

(૪૮) **સં. ૧૮૧૫** વ. ફા. સુ. ૭ સોમે શ્રી શ્રીમાલી વંશે સા. ઇંદ્ર તા. ભાર્યા જીવી ધર્મનાથ બિંબ ભ. શ્રી **ઉદયસાગર:**

(૪૯) **સં. ૧૮૩૩** માઘ સુદી ૫ દીને સા. **વેણીદાસેન** શ્રી અજિતનાથ બિંબંભરા.

(૫૦) **સં. ૧૮૧૭** વર્ષે માઘ સુદિ ૨ શુક્રે વૃદ્ધ શ્રીમાલી જ્ઞાતીય-બાઇ કેન શ્રી સુમતિનાથ બિંબં કા. પ્ર. ભ. શ્રી **ઉદયસૂરિભિ:**

(૫૧) શ્રી શીતલનાથ બિં. **શ્રી વિજયદાનસૂરિ**

(૫૨) શ્રી અજિતનાથ બિ. પ્ર. **જ્ઞાનવિમલસૂરિભિ:**

(૫૩) -દાસ શ્રી વાસુપૂજ્ય બિંબં **વિજયદાનસૂરિ.**

(૫૪) **સં. ૧૮૧૫** વ. ફા. સુ. ૭ સો. શ્રી-ચંદ્રપ્રભ બિંબં. કા. ઓ. ગ્રા. ગણધર ગૌતમ સ્વામીને નમ:

(૫૫) **સંવત્ ૧૭૯૩ વર્ષે શ્રી પાનકી** બાઇના પ્રતિષ્ઠાપિતં ઓ. ગ્રા. શ્રી વિમલેશ્વરાય નમ: ઓં. ઐં. હ્રૂ. રીં સિધાઇકાયે નમ: (આરસના મોટા સિદ્ધ ચક્ર છે. તેમાં આચાર્ય ઉપાધ્યાય અને સાધુ એ ત્રણની મૂર્તિ સાધુ રૂપે કોતરેલી છે ને સાધુની મૂર્તિ ઉભા આકારની છે. હાથ જોડી ઉભેલી છે.)

(૫૬) (નાની પાટલી) **સંવત ૧૫૮૭ વર્ષે** શ્રી પાર્શ્વનાથાય નમ:

(૫૭) (એક સિદ્ધ ચક્રના ઘાટનું છે પણ સિદ્ધ ચક્ર નથી.) શ્રી સુવ્રતસ્ય બિંબં દ્રશ્ય નામના સર્યોક સંભવ પ્રસન્નામ ભવ શાંતિ...વૃદ્ધિ જયમ વા-જયમ સૌભાગ્યમ કુરૂ ૨ સ્વાહા. (સૂર્યનું મંત્ર જેવું છે) (સૂર્યનું વચમાં મોઢું છે અને આસપાસ આઠ દેવ જેવા આકાર છે.)

(૫૮) ઘંટાકરણની એક નાની સરખી પાટલી છે. એ સિવાય બીજી પણ પાટલીઓ છે તથા એક પીતળની રકાબી છે. તેમાં પણ અમુક મંત્રો કોતરેલા લખેલા છે.)

### (દેરાના ઉપલા ભાગમાં પટ.)

**સંવત્ ૧૮૩૩** મા વર્ષે મહા સુદિ ૫ વાર બુધે **શ્રી બૃહત્ ખરતર ગચ્છે** શ્રી અષ્ટાપદ તીર્થ પટ ભરાપિત શ્રી મોતીચંદ સા જીત સા ભાર્યા અમૃત કુંવર પટ ભરાપિતં.

(આ પટનાં વચલા ભાગમાં પાંચ પાંચ ભગવાન વાલી હારનાં એવી ચાર હાર મળી ૨૦) વિહરમાન બિંબ છે. બાજુમાં બે સિદ્ધ ચક્રના આકારો છે સિદ્ધ ચક્રો છે)

ઉપર ચોમુખજી-આબુજીનું ચિત્ર છે તથા સમેતશિખરનું ચિત્ર છે. ડાબી બાજુએ અષ્ટાપદનું ચિત્ર છે, તથા નીચે સિદ્ધગિરિ અને ગીરનારનાં ચિત્રો છે) એમ કરી પાંચ તીર્થોનાં ચિત્રો છે આ પટ પંચધાતુનો છે. (આ પટને મળતો પટ સુરતમાં પંડોળની પોળના દેરાસરમાં પણ છે.)

### (ભોંયરામાં પટ.)

**સંવત્ ૧૯૮૪** વર્ષે મહા સુદી ૧૦ બુધે શ્રી શ્રીમાલી જ્ઞાતીય શ્રી સુરતિ વાસ્તવ્ય બા. ઇંદ્રાણીના તથા સ્વ. શ્રેયાર્થ ચતુર્વિંસતિ જિનપટ્ટકરાપિતં પ્રતિ-

ં શ્રી વૃદ્ધ તપાગચ્છાધિરાજ. ભ. શ્રી વૃદ્ધ ગરસૂરિ રાજ્યે ઓ શ્રી જીનચંદ્ર-લિ. શુભ મસ્તુ મથાળે ૨૪ તીર્થંકરનાં બિંબ કોતરેલાં છે વચ્ચમાં મોસરણનો ઘાટ છે સહુથી નીચે સિદ્ધ ચક્રનો ાકાર કોતરેલો છે જમણી બાજુના પાસા પર વીસ ગલાં કોતરેલાં છે (ચાર ચારની હારમાં) પગલાની ીચેના ભાગમાં એક હાથી કોતરેલો છે અને તેની ાજુમાં પગલાં છે.)

(ભોંયરામાં પાદુકા.)

**સંવત્ ૧૮૩૩** વર્ષ માઘ સુદિ ૫ દિને બુધવાર સહ સકલ પં. તપસ ધન સ્થિતિ વસત પાર્શ્વ વિનીતવિજયગણિ તપચરણારવિંદ મધુકર પં. **દેવ વિજયગણિ પાદુકા** પ્રતિષ્ઠિતા. ચ. પ્રં. ઉતમવિજય ગણિના શ્રી સુરતિબંદીરે.

એક પાદુકામાં બે પાદુકા છે.

**સંવત ૧૮૩૩** મહા સુદિ ૫ બુધે **શ્રી વિનય વિજય** ગણિના પાદુકા પ્રતિષ્ઠિતા **શ્રી સુરતી બંદિરે** પુનઃ નવીકૃતા.

**મહોપાધ્યાય શ્રીસુમતિ વિજય ગણિનાં** પાદુકા પ્રતિ. પં. **ઉતમવિજય.**

આરસની પ્રતિમા.

**(ભોંયરામાં આરનાથ ભગવાનની** પાષાણની આરસની-પ્રતિમા) **સંવત્ ૧૮૨૨** વર્ષ વૈશાખ સુદિ ૧૩ ગુરૌ ઓસવાલ જ્ઞાતિય વૃદ્ધ શાંખાયાં શા. ન્સુત શા. મોતીચંદ કેન ૧૮ શ્રી અરનાથબિંબ કારાપિતં પ્રતિષ્ઠાપિતં ચ. શ્રી **સાગર** ગચ્છે **શ્રી પૂન્ય સાગરસૂરિભિઃ શ્રેય સેસ્તુ શુભં.**

પાદુકા.

**સંવત્ ૧૭૮૨** વર્ષે શાકે **૧૬૪૭ શ્રી** ભટારક **શ્રી શ્રી વિજયપ્રભસૂરિશ્વર** પટ્ટ પ્રભાકર ભટ્ટારક **શ્રી ૫ શ્રી શ્રી જ્ઞાનવિમલ સૂરિશ્વર પાદુકેભ્યો** નમઃ પ્રતિષ્ઠિતં ભ. શ્રી. ૫ શ્રી **સોભાગ્યસાગર સૂરિભિઃ શ્રી.**

(જ્ઞાનવિમલ સૂરિની પાદુકા તથા દેરી-સ્થુભ-સ્તુપ. દેરાસરના બહારના ભાગમાં ઓરડીમાં છે.)

આ દેરાનો તાકીદે જીર્ણોદ્ધાર કરવાની જરૂર છે.

આ પાદુકા ઉપરથી એમ લાગે છે કે જ્ઞાનવિમલસૂરિ. ૧૭૮૨ માં કાલ કરી ગયા હોવા જોઇએ. તેમના ગુરૂ વિજયપ્રભસૂરિ થઇ ગયા. અને તેમના શિષ્યમાં અથવા અનુયાયીમાં સૌભાગ્યસાગર સૂરિ થઇ ગયા.

આ દેરાસરમાં સં. ૧૮૧૫ ની ઘણી પ્રતિમાઓ જોવામાં આવે છે તેમજ જ્ઞાનવિમલસૂરિના વખતની તથા વિજયદાન સૂરિના વખતની તથા ઉદયસાગરના વખતની પ્રતિમાઓ પણ ઘણી છે.

એ ઉપરાંત આ દેરાસરમાં નંદીશ્વરદ્વીપની રચના છે તેને સારૂ ચોમુખો-ચાર પ્રતિમાઓ એની સાથે જોડેલી લગભગ બે ડઝન છે તથા મેરૂ પર્વત અથવા બીજી પર્વત ઉપર પ્રતિમાઓ ચોમુખો છે-એવી ચાર પ્રતિમાઓ છે તથા હોડી આકારની ધાતુની ચીપો જેના વચલા ભાગમાં પ્રતિમાઓ છે એવી પણ પ્રતિમાઓ છે.

(સુરત જીલ્લાના ગામ **ઓરપાડનું શાંતિનાથજીનું દેરાસર) સંવત્ ૧૫૭૧** વર્ષે ઓસવંસ શ્રી ચૌરાડિઆ ગોત્ર સં. સરા પુત્ર શાહ સારંગ ભાર્યા સારંગદે પુત્ર સા. મહજપાલ ભાતૃ સા. પારસ શાહ સહજપાલ ભાર્યા ધનાઈ સકુટુંબ યુતેન **શ્રી આદિનાથ** બિંબં કારિતં **ઊકેશગચ્છે** શ્રી **સિદ્ધસૂરિ પ્રતિષ્ઠિતં** શ્રી ...

# રા. રા. સુરચંદભદામીનો શ્રીશત્રુંજય કરાર સંબંધી અભિપ્રાય.

[ રા. બદામી હાલમાં અમદાવાદમાં સબજજ છે. આ કરાર થયાં પહેલાં પાલીતાણા નરેશના આમંત્રણથી સમજુતી માટે ગયેલા જૈન ડેપ્યુટેશનમાં એક સભ્ય તરીકે તેમણે ભાગ લીધો હતો. તેમણે ઉક્ત કરાર સંબંધી દર્શાવેલ અભિપ્રાય નીચે મુજબ છે. તંત્રી. ]

અમદાવાદ. તા. ૧-૭-૨૮.

રા. રા. સુજ્ઞબંધુ શ્રીયુત મોહનલાલ દલીચંદ દેશાઈ.

૧. આપનો પત્ર તા. ૧૮-૬-૨૮ નો જા. નં ૧૪૦૩ નો મળ્યો. મને જેઠ માસના અંકની નકલ મળી નથી હું સુરત સમરવેકેશનને લીધે ગયો. તેથી અહીં આપી શકાઇ નહીં હોય એટલે હવે હું ધારૂં છું કે જેઠ અને અસાડની બે સામટી આવશે.

૨. શ્રી શત્રુંજય સબંધી થયલા કરાર બાબતમાં મારો જે વિચાર-અભિપ્રાય આપે જણાવેલા મુદ્દા પરત્વે હોય તે છુટથી લખી મોકલવા જણાવો છો તે બાબત આપનો આભાર માનું છું.

૩. મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે એ કરાર સંબંધમાં આ બધા મુદ્દા ઉપર છુટથી જાહેર ચર્ચા ચલાવવી એ કેવળ બીન જરૂરી બીન ઉપયોગી છે. એટલુંજ નહી પણ કેટલેક અંશે નુકશાનકારક છે. હું તેથી એ મુદ્દાઓ ઉપર મારા વિચારો દરશાવવાનું દુરસ્ત ધારતો નથી.

૪. સામાન્યતઃ એટલું જણાવીશ કે આ કેસની તમામ હકીકત જોતાં અને આજુબાજુનું સર્વ પ્રકારનું વાતાવરણ ધ્યાનમાં લેતાં કેસ ઠેઠ સુધી લડતાં આપણને જે લાભ મલી શકત તેના કરતાં આ કરારથી મળેલો લાભ કોઇ પ્રકારે કમી ન કહેવાય. બલ્કે કેટલીક બાબતોમાં વિશેષ લાભ આપણે મેળવી શકયા છીએ. આ કરારથી આપણે એક અપૂર્વ વિજય મેળવ્યો છે એમ તો નજ કહેવાય. પરંતુ એટલું તો કહી શકાય કે ઘણી મહત્વની બાબતોમાં આપણી સ્થીતી જુદા જુદા કેસોના ચુકાદાઓને લીધે જર્જરીત પ્રાયઃ થઈ ગઈ હતી તે પુનઃ ટચાર થઇ છે. અને મારા વિચાર પ્રમાણે જો પતાવટથી નીકાલ ન થયો હોત અને આપણને પેરેમાઉન્ટ સત્તા પાસેથી ફેંસલો લેવો પડત તો આવું પરિણામ આવવાની આશા નહી જેવી હતી.

૫. આ નીકાલ બે પક્ષ વચ્ચે થયો છે, તે જેટલે દરજ્જે એક પક્ષને લાભકારી ગણાય તેટલે દરજ્જે બીજા પક્ષને ગેરલાભકારી ગણાય. એક પક્ષે જેટલે દરજ્જે ખોયું ગણાય, તેટલે દરજ્જે બીજા પક્ષે મેળવ્યું ગણાય. કોને કેટલો લાભ થયો અને કોણે કેટલું ખોયું એ બાબતમાં જાહેરમાં છુટથી ખુલ્લી ચર્ચા કરવાથી એકબીજાની શાંત થયેલી વૃત્તિઓ જાગૃત થવાનો સંભવ છે. અને વૈમનસ્ય જે હાલ બેસી ગયું છે, તે ઉભળી આવે માટે તે બાબત હું કાંઇજ કહેતો નથી.

૬. આપસઆપસની સમાધાનીમાં છુટછાટ મેલવી જ પડે. તેમાં તો બન્ને જીત્યા અને બન્ને હાર્યા કહેવાય. એનો વિશેષ લાભ એ છે કે બન્ને પક્ષની લાગણી એક બીજા તરફ સારી હમેશને માટે રહે, જે ન્યાયાસન પર બીરાજતા ન્યાયાધીશે આપેલા ફેંસલાથી રહી શકતીજ નથી. માટે આ સમાધાનીમાં આપણને કોઇ કોઇ પ્રકારમાં પાછા હઠવાનું થયેલું લાગે, કે દરબારશ્રીને પોતાના હકો કમી થયેલા લાગે તો તે બાબત વીશેષ મહત્વની ન ગણતાં બન્નેની એકદીલી થઇ તે મોટી વાત થઇ એમ સમજી બન્ને પક્ષે સંતોષ માની ભવિષ્યમાં એ એકદીલી વૃદ્ધિ પામતી જાય અને દરબારશ્રીને જૈનસમાજ અને જૈનધર્મ પર ખરેખર આંતરનો પ્રેમ જાગે અને જૈનસમાજને દરબારશ્રીના પ્રેમથી દરબારશ્રીને માટે પોતાના મુરબ્બી તરીકે અભીમાન આવે, એવા પ્રકારનું બન્ને પક્ષનું પરસ્પરનું વર્તન રહેવું જોઇએ, અને હાલની પરિસ્થિતિ જોતાં એ ઇચ્છા પાર પડશેજ અને તેથી પરિણામે બન્ને પક્ષોને ખરેખરો વાસ્તવિક લાભ મળી શકશે.

૭. કેટલાક તરફથી સાઠ હજાર રૂપીયાનો આંકડો મોટો ભારે કહેવાય છે તેમજ કોઇ બાબતમાં ભવિષ્ય-

માં ઝઘડો ઉઠે તો પ્રથમ તે બાબતમાં દરબારશ્રીને અરજ કરવાની કલમ તરફ વાંધો લેવામાં આવે છે.

૮. સાઠ હજાર રૂપીયાનો આંકડો ભારે તો છે. પણ જ્યારે આપણે એક બાજુ યાત્રા ત્યાગનો પ્રસંગ મુકીએ અને એક બાજુ રૂપીયાની રકમ મુકીએ અને પછી વીચાર કરીએ તો આપણે તે વખતે વાણીયા વીધાને દુર મુકવાજ લલચાઇશું. આપણા ધર્મના મનોરથને વધારે કીમતીજ ગણીશું.

સમાધાની ન થઇ હતે અને નામદાર સરકાર પાસેથી ફેંસલો લેતે તો કેટલી રકમ મુકાતે તેનો કંઇ ખ્યાલ આપણે કરી શકીએ તેમ નથી. ગણત્રી જે રૂપમાં કરવા ધારે તે રૂપમાં થઇ શકે. માટે એ રૂપીયાની રકમ બાબતનો ઘુંટડો કડવો લાગે તો પણ રોગને નાશ કરનારો છે, એમ માનીને ખુશીથી પી જવો. કારણ બીજી મીઠી દવા મળવાનાં કાંઈ ચિન્હ જણાતાં ન હતાં.

૯. દરબારશ્રીને પ્રથમ અરજ કરવાની બાબત હું કાંઇ બહુ મહત્વની ગણુતો નથી. કેટલીક વખતે એમ બને છે કે રાજ્યના અધીકારીઓ મતિદોષથી કે બીજા કારણે કેટલાક હુકમો કાઢે કે જે આપણને ન રૂચે. તેવા હુકમો સામે એકદમ પ્રીવીકોર્ટમાં જવાને બદલે તેવા હુકમો રદ કરાવવા કે તેમાં ફેરફાર કરાવવા દરબારશ્રીને પ્રથમ અરજ કરવામાં આવે અને ખરી વસ્તુસ્થીતી પર તેમનું ધ્યાન ખેંચવામાં આવે તો તેઓ પોતે તેમ કરવા માટે પગલાં લઇ શકે અને આપણને આગળ પ્રીવીકોર્ટમાં જવાની તકલીફ ન પડે અને પૈસાનો વ્યય પણ નાહક ન થાય. દરેક હુકમો નીકળે છે તેની દરબારશ્રીને હંમેશાં જાણ હોય એમ માનવાનું નથી. એતો જુદાં જુદાં ખાતાનું કામ જુદાં જુદાં ખાતાં કરતા રહે. તો તેવા આપણને અરૂચિકર હુકમો બાબત દરબારશ્રીને પ્રથમ જાણ કરવી તેમાં હું કાંઇ ખોટું સમજતો નથી. આમ કરવાથી દરબારશ્રીને પોતાનો મોભો સચવાવવાથી એક પ્રકારે સારી લાગણી રહે અને એક બીજાનો એખલાસ મજબુત થાય. આગળ એકદમ દોડી જવાથી નાહક વૈમનસ્ય વધે. આપણા સામાન્ય વ્યવહારમાં પણ આપણે દાવો કરતાં પહેલાં જો કે કાયદામાં નોટીસ આપવાની જરૂર ન હોય તો પણ નોટીસ સામા પક્ષને આપીએ છીએ અને ઘણી વખતે તેથી પણ ટંટાનો નીકાલ આવી જાય છે. પ્રીવીકોર્ટ જ્યની સામે જે કોઇ દાવો કરવાનો હોય છે તો તે બાબતમાં આગળથી સેક્રેટરી ઓફ સ્ટેટને કે બીજા યોગ્ય અધીકારીને નોટીસ આપવાનો કાયદો છે. દરબારશ્રીને અરજ કરવાનું જે કરારમાં જણાવેલું છે તે એક પ્રકારની દાવો કરતાં પહેલાંની નોટીસ ગણીએ તો ચાલે.

૧૦. આ બાબતોમાં મેં ઉપર જણાવ્યું તેમ વિશેષ ચર્ચા કરવી તે ઠીક નથી. ઉપરના બે મુદ્દા ઉપર આપણી સમાજમાં વીશેષ ચર્ચા થાય છે તેથી એ સબંધમાં મેં થોડુંક કહ્યું છે. હવે આ કરાર બાબત હું વીશેષ કહેવા ઇચ્છતો નથી. મારી ઇચ્છા એટલીજ છે કે પાલીતાણાનરેશ અને જૈન સમાજનો-સબંધ આ કરારથી નવા સ્વરૂપમાં જોડાયો છે અને તેથી એકમેકના પ્રેમની લાગણી વિકાસ પામી છે, તે લાગણી બન્ને પક્ષોના ભવિષ્યના પ્રેમાળ વર્તનથી વધારેને વધારે દીપતી રહો અને તેથી પાલીતાણાનરેશ જૈન સમાજને પોતાનો કરી લે અને જૈન સમાજ પાલીતાણાનરેશને પોતાનો કરી લે, અને પરસ્પરની ભિન્નતા દુર થઇ કાયમની ઐકયતા થાઓ શાસન દેવ એ ઇચ્છા પાર પાડો.

સુરચંદ પ. બદામી.

---

# સ્વીકાર અને સમાલોચના.

**જૈન ઐતિહાસિક ગૂર્જર કાવ્ય સંચય**—સંગ્રાહક અને સંપાદક શ્રી જિનવિજયજી ( આચાર્ય ગૂજરાત પુરાતત્ત્વ મંદિર ) પૃ. ૨+૭૪+૨૮૪+૧૮૦ =૫૦૦ પાકું પુંઠું મૂલ્ય રૂ. પોણાત્રણ. પ્ર૦ શ્રી જૈન આત્માનંદ સભા, ભાવનગર.] આ પુસ્તક પ્રવર્તક શ્રી કાન્તિવિજયજી-જૈન ઐતિહાસિક ગ્રન્થમાલા પુષ્પ ૭મા તરીકે પ્રસિદ્ધ થયું છે. તેનો ઉદ્ભવ દશેક વર્ષે થયેલો. મૂલ લગભગ સર્વ છપાઇ ગયેલું. તેનો સાર આ લખનારે પહેલેથી તે ઠેઠ કર્મચંદ્ર મંત્રી પ્રબંધ સુધીનો કરીને સંપાદક મહાશય પર મોકલી આપ્યો હતો. તેમાંથી સંમાર્જિત કરી સંપાદક મહાશયે પહેલા ત્રણના સાર પ્રેસમાં મોકલેલા છપાયા-પછી છપાવાનું કાર્ય અધૂરૂં રહ્યું તેને કેટલાંય વર્ષ વીતી ગયાં. આખરે એ કાર્ય પંડિત લાલચંદ ભગવાનદાસ ગાંધી (વડોદરા)ને સોંપવામાં આવતાં તેમણે બાકી રહેલ રાસાના સાર લખી આખા પુસ્તકપર ગચ્છવાર સાધુઓની, ગામવાર ગૃહસ્થોની, સ્થળોની,-સૂચીઓ તથા કઠિનશબ્દ-કોશ ઘણા શ્રમ પૂર્વક તૈયાર કરી તે ગ્રંથની સમાપ્તિનું કાર્ય પૂરૂં પાડ્યું તે માટે તેમને હૃદયપૂર્વક અભિનંદન અમે આપીએ છીએ.

જૈનઇતિહાસને સિલસિલાબંધ તૈયાર કરવા માટે તે સંબંધીની જેટલી સામગ્રી હોય તે બહાર પાડવાની જરૂર છે. ભાષામાં છૂટા છૂટા રાસો, ચોપાઇઓ, સઝાયો, ગુરૂભાસ, જે છે તે સર્વ પ્રકટ કરવા પ્રત્યેની વલણ જૈન સમાજમાં થઇ તેનાં પ્રથમ ફળ રૂપે મારો ગ્રંથ નામે જૈન ઐતિહાસિક રાસમાળા (પ્ર. અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ સં. ૧૯૬૯ ) ઐતિહાસિક રાસ સંગ્રહ ના ચાર ભાગ (પ્ર૦ શ્રી યશોવિજય ગ્રંથમાળા સં. ૧૯૭૨થી સં. ૧૯૭૭), ઐતિહાસિક-સજ્ઝાયમાળા (પ્ર૦ તેજ ગ્રંથમાળા સં. ૧૯૭૩), અને આ ગ્રંથ કે જેની શરૂઆત સં. ૧૯૭૨ લગભગ થઇ હતી તે સં. ૧૯૮૨માં બહાર પડતો કાવ્ય સંચય છે. હવે આ તરફ પ્રયાસ સેવવામાં નથી આવતા એ શોચનીય છે. તો પ્રકાશિની સંસ્થાઓ આવા સાહિત્યમાં રસ લઇ કાર્ય કરનારાનો સહકાર મેળવી આવા પ્રયાસ સત્વર અખંડિતપણે હાથમાં લેશે એમ આશા રાખીએ છીએ. આનંદ કાવ્યમહોદધિનાં બે મૌક્તિકો કે જે પૈકી એકમાં ઋષભદાસકૃત હીરવિજય સૂરિ રાસ પ્રકટ થયો છે ને છેલ્લા આઠમા મૌકિતકમાં તેજ કવિ કૃત કુમારપાલ રાસ હમણાં પ્રકટ થયો છે તે પણ વિશેષ સરલ રીતે અપ્રસિદ્ધ ઐતિહાસિક કૃતિઓ બહાર પાડશે એવી આશા રહે છે.

આ સંચયમાં ૩૩ નાની મોટી કૃતિઓ છે. તેમાં કેટલીક તો ઘણી પ્રાચીન કૃતિઓ દા૦ ત૦ દેવરત્નસૂરિ ફાગ, જિનેશ્વરસૂરિ દીક્ષા વિવાહ વર્ણન રાસ, જિનોદયસૂરિ પટ્ટાભિષેક રાસ, જિનોદયસૂરિ વિવાહલો, સંઘપતિ સમરસિંહ રાસ છે કે જેમાંથી તત્કાલીન ભાષાના નમૂનાઓ સાંપડે છે અને તે ભાષા-અભ્યાસીઓને અતિ ઉપયોગી છે. સાંપ્રત વીસમી સદીના પ્રારંભમાં અને ૧૯મી સદીના અંતમાં થયેલ વીરવિજયજી કે, જેમના ચરિત્ર સંબંધી જાણવાની ઉત્કંઠા ઘણાને રહેતી તેમનો નિર્વાણરાસ આમાં છપાયેલ છે તેથી તે ઉત્કંઠા તૃપ્ત થઇ છે. આ રાસ અમદાવાદમાં શ્રી વીરવિજયના અપાસરામાં તેમની સ્વર્ગવાસ તિથિને દિવસે વંચાતો અને તેને અપ્રસિદ્ધ રાખવાની કાળજી રાખવામાં આવી હતી, તે આમાં પ્રસિદ્ધ થયાની ખબર હમણાં સુધી તે અપાસરાના કાર્યવાહકોને નહોતી તે અમે પૂરી પાડી હતી. હજુ શ્રી વીરવિજયજીના ગુરૂ શુભવિજયજીની 'વેલી' શ્રી વીરવિજયેજ રચેલી છે તે અપ્રસિદ્ધ છે ને તે ઉક્ત અપાસરામાં વંચાય છે. ને તે અમે જોઇ છે ને તેનો સાર અમે લખી લીધો છે. તે આખી કૃતિ બહાર પાડવા માટે તે કાર્યવાહકોને અમે વિનવીએ છીએ. આ સાર હવે પછી યથાકાલે પ્રસિદ્ધ કરીશું.

અજૈનોને પણ આવા જૈન ઐતિહાસિક ગ્રંથોમાંથી ઘણું મળે તેમ છે અને તેથી તેઓ પણ સુરુચિ અને આદર આવી કૃતિઓ તરફ બતાવતા રહેશેજ.

પ્રવર્ત્તક શ્રી કાન્તિવિજયજીને ઇતિહાસનો બહુ શોખ છે, તેમણે દરેક સ્થળેથી ઇતિહાસ સંબંધીની સામગ્રી પ્રાપ્ત થઇ તે ભેગી કરી છે અને તેમના

નામથી ગ્રંથમાળા કાઢી તેના છઠ્ઠા પુષ્પ તરીકે તેમની શિષ્ય પરંપરામાંના એક સાક્ષર જિનવિજયજીએ સંપાદિત કરેલી આ કૃતિ પ્રકટ થાય તે યોગ્યજ છે. આ ગ્રંથમાળાનાં બીજાં પુષ્પો પણ ધીમે ધીમે અગાઉથી બહાર પડો એમ ઇચ્છીશું.

આટ દશ વર્ષે આ ગ્રંથ પ્રજાસમક્ષ મૂકાયો જાણી આખરે ખુશાલી પ્રદર્શિત કરીએ છીએ ને તેમ થવામાં નિમિત્તભૂત સર્વેને અને પ્રકાશક સંસ્થાને અમે ધન્યવાદ આપીએ છીએ.

પ્રમાણ મીમાંસા—શ્રી હેમચંદ્ર આચાર્યકૃત સ્વોપજ્ઞવૃત્તિ સહિત સં૦ પ્ર૦ મોતીલાલ લાધાજી, ૧૯૬ ભવાની પેંઠ પુના પૃ. ૧૮+૧૦૮+૬=૧૩૨. મૂલ્ય રૂ. એક) પૂના જૈન પ્રિન્ટીંગ વર્કસ. કાચું પુંઠું.

શ્રીયુત મોતીલાલ લાધાજી ઓશવાળ પૂનામાં એક વ્યાપારી હોવા ઉપરાંત સંસ્કૃત ભણેલા વિદ્યારસિક ભાઇ છે. તેમના હૃદયમાં પૂર્વ સાહિત્ય માટે ઘણી લાગણી છે. આ લાગણીને વેગ આપવા માટે યુનિવર્સિટીને લાયક એવા પૂર્વાચાર્યોનાં પુસ્તકો સુંદર આકારમાં પ્રકટ કરવાનો મનોરથ કરી ગ્રંથમાલાનું 'આર્હતમતપ્રભાકર' નામ આપી તેના પહેલા મયૂખ (કિરણ) રૂપે આ ગ્રંથ પ્રકટ કર્યો. આ ગ્રંથ અન્યત્ર પ્રસિદ્ધ થયો છે, છતાં આમાં વિશેષતા એ છે કે તે છૂટાં પાનાંના આકારમાં નહિ, પણ બાંધેલી આવૃત્તિમાં પ્રકટ કર્યું છે ને વળી જે જે 'પ્રમાણો' ટીકામાં આવ્યાં છે તેનો સ્થળ નિર્દેશ, ક્વચિત્ ક્વચિત્ ટિપ્પણી ભાઇ મોતીલાલે આપેલ છે. પ્રાસ્તાવિક વક્તવ્ય પણ સમજાય તેવી સંસ્કૃત ભાષામાં મૂક્યું છે. યોગ્ય પરિશિષ્ટો ઉપયોગિતાની દૃષ્ટિએ મૂકેલાં છે.

આમાં બે અધ્યાયનું પહેલું આહ્નિક છે, અને દુર્ભાગ્યવશાત્ આ પછીના અધ્યાયોવાળા આહ્નિક બીજા આહ્નિક મળતા નથી, તેનું કારણ તેનો લોપ થયો હોય, યા તો તે કર્તાએ લખ્યા જ ન હોય. પહેલો વિકલ્પ બરાબર હોય તો તે જૂના ભંડારોની શોધ કરતાં મળી આવે ને આખો ગ્રંથ પ્રાપ્ત થતાં જૈન ન્યાયનો પ્રાથમિક ઉત્તમ ગ્રંથ સાંપડે.

આ ગ્રંથ સૂત્રબદ્ધ છે અને સૂત્રો પણ એવાં સરલ, અસંદિગ્ધ અને સંપૂર્ણ છે કે દરેક અભ્યાસી માટે તે અતિ ઉપયોગી નિવડે. સૂત્રનું લક્ષણ જે કહેવામાં આવે છે કે:-(જુઓ પૃ. ૫૩).

> अल्पाक्षरमसन्दिग्धं सारवद् विश्वतो मुखम् ।
> अस्तोभमनवद्यं च सूत्रं सूत्रविदो विदुः ॥

તે આ ગ્રંથમાં સૂત્રોને બરાબર લાગુ પડે છે,

કુમારપાલ રાજાના પ્રતિબોધક—ગુરૂ શ્રી હેમાચાર્ય એ વિશ્વવિદ્યાનિધિ (excyclopaedist) હતા અને તેમણે કોઇ પણ અન્યના ગ્રંથ પર ટીકા-વ્યાખ્યા કે વિવરણ રચ્યુંજ નથી, પરંતુ દરેક વિષય પર જે જે ગ્રંથો હોય તે સર્વનું નિદર્શન કરી તેમાં પોતાની ઉંડી દૃષ્ટિનો ઉપયોગ કરી પોતાની પ્રતિભાથી જે યથાર્થ લાગ્યું તે પોતાની સ્વતંત્ર શૈલીથી ગ્રથિત કરતા હતા. ન્યાય સંબંધીનો તેમનો આ ગ્રંથ છે અને તે બે અધ્યાય જેટલો ટુંકો ને અધૂરો રાખ્યો હોય એ માની શકાતું નથી.

ગ્રંથના નામ પ્રમાણે 'પ્રમાણ'ની મીમાંસા આમાં કરવામાં આવી છે; सम्यगर्थनिर्णयः प्रमाणम्-(૧-૧-૨) એવા પ્રમાણની વ્યાખ્યા ટુંકી છતાં અર્થગંભીર છે. આ ગ્રંથનાં સૂત્રોને પોતે વૃત્તિ કરતાં -(જૈન સિદ્ધાન્ત સૂત્રો' જણાવે છે અને આખો ગ્રંથ જોતાં જૈન શૈલી જૈન ન્યાયની પરિભાષા અખંડપણે કાયમ રાખવામાં આવી છે. જૈન તેમજ જૈનેતર ગ્રંથોમાંથી ઉલ્લેખો પણ પુષ્કળ કર્યા છે કે જે પૈકી કેટલાંકનાં સંશોધકે નિર્દિષ્ટ સ્થળો શોધી કાઢ્યાં છે ને કેટલાંકનાં ઉપલબ્ધ થઇ શક્યા નથી. આ ગ્રંથના સંશોધન માટે સારો પ્રયાસ સેવવામાં આવ્યો છે. ઉપોદ્‌ઘાતમાં આ ગ્રંથનાં સૂત્રો સાથે ગૌતમ સૂત્રો મૂકવામાં આવ્યાં છે તેથી બનેની સરખામણી કરવાની તક મળી શકે છે. સંશોધનમાં વિશેષ કાળજીની અપેક્ષા રહે છે, શુદ્ધિપત્રક લાંબું છે. ભવિષ્યમાં તે સંબંધી ખાસ લક્ષ આપવામાં આવશે કે અશુદ્ધિઓ જેમ બને તેમ ઓછી થાય, ને સંશોધન બહુ કાળજીપૂર્વક સૂત્ર અને વ્યાખ્યાનો ભેદ રાખી પ્રમાણપૂર્વક થાય. પુસ્તકના કાગળ, છપાઈ તેમ જ તે પાછળ લીધેલ મહેનત જોતાં તેની કિંમત અલ્પ છે. આનો ઉપયોગ સર્વત્ર થશે એમ ઇચ્છીએ છીએ.

तत्वार्थाधिगमसूत्राणि भाष्यसहितानि—ઉપરોક્ત ગ્રંથમાલાનું દ્વિતીય મયુખ. સં. પ્ર૦ ઉપર પ્રમાણે

૩૮+૨૦૪+૨=૨૪૪ પૂના ગણેશ પ્રિન્ટીંગ વર્કસ અને હનુમાન પ્રિન્ટિંગ પ્રેસ. કાચું પૂંઠું મૂલ્ય સવાએ રૂ૦.

વાચકમુખ્ય ઉમાસ્વાતિનો આ ગ્રંથ જૈન દર્શન-ફિલસુફીનો આકર ગ્રંથ છે. તે પરથી સમસ્ત આર્હત દર્શનનો સંપૂર્ણ ખ્યાલ આવી જાય છે. તે શ્વેતાંબર તથા દિગંબર બન્નેને માન્ય છે. આવી માન્યતા છતાં સંપ્રદાયભેદી સૂત્રપાઠમાં બન્નેએ કયાં કયાંક ભેદ રાખ્યો છે. આ પર શ્વેતાંબર તેમજ દિગંબર પૂર્વાચાર્યોએ અનેક ટીકાઓ રચી છે. આ પરનું ભાષ્ય કર્ત્તાનું પોતાનું રચેલું સ્વોપજ્ઞ શ્વેતાંબરો ગણે છે, અને દિગંબરો તેમ સ્વીકારતા નથી. દિગંબરો આ ગ્રંથને 'મોક્ષ શાસ્ત્ર' નામ આપે છે અને તેનું મૂલ્ય એટલું બધું આપે છે કે જેમ હિંદુઓમાં બાલકો પાસે ભગવદ્ ગીતા મુખપાઠે કરાવવામાં આવે છે તેમ દિગંબર બંધુઓ પોતાના બાળકો પાસે આ મૂળ તત્ત્વાર્થ મુખપાઠે કરાવે છે. આજ પ્રમાણે શ્વેતાંબર બંધુઓએ પોતાનાં બાળકો પાસે કરાવવું જોઇએ. એમ થવાથી આજકાલ અંગ્રેજી ભણીને પણ જૈન દર્શનનો કક્કો પણ કેટલાયને આવડતો નથી એવી શોચનીય દશા ન થાય અને બાલપણમાં ઘૂંટેલો એકડો મોટપણમાં તેના પર અનેક મીંડા ચડવા જેટલો ઉપયોગી થાય.

ઉમાસ્વાતિનો સમય અનિશ્ચિત છે. તેઓ ઉચ્ચ નાગરી શાખાના હતા એમ ભાષ્યની પ્રશસ્તિમાં આપેલ છે. આ શાખા કલ્પ સૂત્રની સ્થવિરાવલી પ્રમાણે આર્યદિન્નસૂરિ કે જે વીરાત્ ૪૨૧માં થયા તેમના શિષ્ય આર્ય શાંતિ શ્રેણિકના સમયમાં નીકળી, તો તે પ્રમાણે તેમનો સમય વીરાત્ ૪૨૧ પછીજ આવે; (આ સંબંધી ઉલ્લેખ પ્રાસ્તાવિક નિવેદનમાં શ્રીયુત મોતીલાલે કર્યો છે); પ્રજ્ઞાપના ટીકામાં એમ જણાવ્યું છે કે: 'શ્રી આર્ય મહાગિરિના બે શિષ્યો-યમકભ્રાતા બહુલ અને બલિસહ થયા. તેમાં બલિસહના શિષ્ય તત્ત્વાર્થાદિ ગ્રંથકાર ઉમાસ્વાતિ વાચક થયા, તેના શિષ્ય શ્યામાર્થ પ્રજ્ઞાપનાના કરનાર વીરાત્ ૩૭૬માં દિવંગત થયા, તેના શિષ્ય સ્કંદિલ જીતમર્યાદાના કરનાર થયા.' (આજ પ્રમાણે ધર્મસાગરની પટ્ટાવલી કહે છે.) જો આ માનીએ તો ઉમાસ્વાતિ વીરાત્ ૩૭૬ની પહેલાં એટલે સિદ્ધસેન દિવાકરની પહેલાં અવશ્ય સંભવે, અને તેમ કરતાં જૈનમાં પ્રથમ સંસ્કૃતમાં સૂત્રો રચવાની પ્રથમ પહેલ કરનાર સિદ્ધસેન દિવાકરને બદલે ઉમાસ્વાતિ ગણાય. પરંતુ ઘણાઓ એમ સ્વીકારે છે કે સિદ્ધસેન દિવાકર પછી ઉમાસ્વાતિ થયા. ડા. સતીશચંદ્રભૂષણ તેનો સમય ઇ. સ. ૧ થી ૮૫ મૂકે છે.

આમાં મૂલ સૂત્ર તથા તે પરનું ભાષ્ય આપેલ છે. અને કયાંક કયાંક ટૂંકી ટિપ્પણી સંશોધકે મૂકી છે. આ રૉયલ એશિયાટિક સોસાઇટીએ રા. કેશવલાલ પ્રેમચંદ મોદી B. A. LL. B. થી સંશોધિત છપાવ્યો હતો, ત્યાર પછી મૂલ સહિત ભાષ્યનો ગુજરાતી અનુવાદ મહેસાણાના જૈન શ્રેયસ્કર મંડળે છપાવેલ છે. તે પરની ટીકાઓ-હરિભદ્રસૂરિની તથા યશોવિજયગણિની અપૂર્ણ પણ પ્રસિદ્ધ થઇ છે, અને શેઠ દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર ફંડ તરફથી મૂલ-સ્વોપજ્ઞ ભાષ્ય તથા તે પર દેવગુપ્તસૂરિ અને સિદ્ધસેનગણિની ટીકા પ્રથમ વિભાગ પ્રસિદ્ધ થયેલ છે કે જેની ટુંક સમાલોચના અમે ગતવર્ષના પૃ. ૧૯૪ પર લીધી છે. દિગંબરોમાં તો સંસ્કૃતમાં સર્વાર્થસિદ્ધિ, રાજવાર્તિક, શ્લોકવાર્તિક, તથા હિંદીમાં અર્થપ્રકાશિકા પ્રસિદ્ધ થઇ છે; પણ દુર્ભાગ્યની વાત એ છે કે આ સર્વના નિચોડ રૂપે વિસ્તૃત વિવેચન સહિત ગૂજરાતીમાં એકપણ વિદ્વાન્ તૈયાર કરનાર હજુ સુધી બહાર પડેલ નથી. પ્રકાશ પામતાં પુસ્તકોનો તોટો નથી પણ ખરાં મૂલ્યવાન્ પુસ્તકો ભાષાંતર સહિત બહાર પડતાં નથી, તો વિવેચન સહિતનું તો કહેવુંજ શું? પ્રકાશિની સંસ્થાઓ ચેતશે?

વિસ્તૃત વિવેચન સહિત આ ગ્રંથ તૈયાર કરવામાં પંડિત બહેચરદાસને શ્રી મહાવીર જૈનવિદ્યાલય તરફથી રોકેલા હતા, તેમણે **सचित-शीत-संवृताः सेतराः मिश्राश्चैकशः तद्योनयः ॥३३॥** એ બીજા અધ્યાયના ૩૩ મા સૂત્ર સુધી 'નોટ્સ' કરી, અને પછી એ કાર્ય બંધ રહ્યું. આ નોંધ ફુલ્સકેપ કદના ૧૬૭ પૃષ્ઠ સુધીની છે, પરંતુ તે અન્ય સમકક્ષી વિદ્વાનોના અવલોકન અને સંશોધનની અપેક્ષા રાખે છે તેથી તેમ થાય ત્યાં સુધી અપ્રસિદ્ધ રહી છે અને રહેશે. પંડિત સુખલાલજી ટુંક, અભ્યાસીને ખપ પૂરતી સપ્રમાણ ને વિચારપૂર્વક 'નોટ' તૈયાર કરી રહ્યા છે પણ તેઓ પુરાતત્ત્વમંદિરના સંમતિ તર્કના સંશોધન ને પ્રકાશનમાં ગુંથાયા હોવાથી

તેમને પૂરતો અવકાશ ન મળવાના કારણે તે પણ અપ્રસિદ્ધ રહેલ છે; પંડિત વ્રજલાલજી હિંદીમાં લખી રહ્યા છે પણ તેનો ઘણીજ ટૂંકી છે–ભાષ્ય પુરતી છે, તો તે સર્વ ટીકાઓમાંથી ખપ પૂરતું લઇ તેને બહલાવી વર્તમાન જમાનાના અંગ્રેજી ભણતરના વાતાવરણમાં ઉછરતા યુવાનોને ઉપયોગી થઇ પડે તેવી બનાવે એમ ઇચ્છીશું. ટૂંકામાં સર્વ પંડિતો–વિદ્વાનોને અમારી ખાસ સૂચના છે કે આ આકર ગ્રંથને વર્તમાનભાષામાં તેમજ બને તો અંગ્રેજી ભાષામાં મૂકવામાં આવે ને જલદી પ્રકટ થાય તો જૈન દર્શનનો આવિષ્કાર સર્વત્ર થઇ શકે ને તેટલા માટે તેઓ ને ભાગી સોલ્લાસ ઉદ્યમવંત થશે અને પ્રકાશિની સંસ્થાઓ તેમને ઉત્તેજીત કરી તેમની પાસેથી કાર્ય લઇ તે બહાર પાડવામાં પોતાનું પ્રથમ દરજ્જાના મહત્ત્વનું કર્તવ્ય સમજશે.

શ્રીયુત મોતીલાલે સૂત્ર અને ભાષ્ય સારા કાગળ ને છપાઇવાળા પુસ્તકરૂપે બહાર પાડીને સાહિત્ય સેવા બજાવી છે. આ આવૃત્તિને શ્રી મહાવીર જૈન વિદ્યાલયમાં મૂળ તરીકે વાપરવા યોગ્ય સ્થાન મળશે, કારણ કે રૉયલએશિયાટિક સોસાઇટીવાળી આવૃત્તિ મોંઘી તેમજ પ્રાયઃ અનુપલબ્ધ છે.

**स्याद्वाद मंजरी**—ઉક્ત ગ્રંથમાળાનું ત્રીજું મયૂખ. સં. પ્ર. ઉપર પ્રમાણે પૃ. ૨+૬૮+૨૪૪+૬=૩૨૦ કાચું પૂંઠું જૈન પ્રિન્ટિંગ વર્કસ, પૂના. મૂલ્ય બે રૂ.)

આ ગ્રંથ ગૂજરાતી ભાષાંતર સહિત ભીમશી માણેકે, હિંદી અનુવાદ સહિત પરમ શ્રુતપ્રભાવક મંડલે પ્રગટ કર્યો છે; જ્યારે શ્રીયુત મોતીલાલે મૂલ સંસ્કૃતમાં પ્રકટ કર્યો છે. આની વિશેષતા તેમાં આપેલ પ્રસ્તાવના, ઉપયોગી પરિશિષ્ટો છે.-પહેલા પરિશિષ્ટમાં પૂર્વ પક્ષો આપી તેનો ક્રમ નિરાસ ટીકાકારે કર્યો છે તે વિસ્તારથી આપેલ છે, બીજામાં ઉપલબ્ધ વાક્યો નિર્દિષ્ટ સ્થલ સહિત આપ્યાં છે અને ત્રીજામાં અનુપલબ્ધ વાક્યો આપ્યાં છે. ચોથામાં ઉપલબ્ધસમ વાક્યો, પાંચમામાં સ્યાદ્વાદમંજરીમાં નિર્દિષ્ટ કરેલાં ગ્રંથોનાં નામ આપ્યાં છે ને છઠ્ઠામાં તેજ રીતે નિર્દિષ્ટ ગ્રંથકારોનાં નામ છે, સાતમામાં નિર્દિષ્ટ ન્યાયોની સૂચિ છે, આઠમામાં સંપાદકે કરેલી ટિપ્પનીમાં નિર્દિષ્ટ ગ્રંથોની સૂચિ છે અને નવમામાં આ ગ્રંથ તૈયાર કરવામાં ખપમાં લીધેલ પ્રતિઓ તથા મુદ્રણો છે. આથી આખા ગ્રંથનું પૃથક્કરણ સારી રીતે થાય છે ને મૂલ ગ્રંથ સમજવા માટે બીજા ગ્રંથોનો અભ્યાસ કરતાં, યા તે તે સ્થલો તેમાંથી જોઇ લેતાં વિષય હસ્તામલકવત્ બને છે.

મૂલ શ્રી હેમચંદ્રાચાર્યકૃત ૩૨ સંસ્કૃત શ્લોકની વર્ધમાનસ્તુતિ છે કે જેને અન્યયોગ વ્યવચ્છેદિકા દ્વાત્રિંશિકા કહેવામાં આવે છે. આમાં અન્ય યોગ–દર્શનોનું ખંડન છે; જ્યારે બીજી સ્તુતિ ૩૨ શ્લોકમાં અયોગ વ્યવચ્છેદિકા છે તેમાં આર્હતમતનું પ્રતિપાદન છે. અન્ય યોગ વ્યવચ્છેદિકા નામની બત્રીશી પર મલ્લિષેણસૂરિએ સંસ્કૃત ટીકા રચી સ્યાદ્વાદ જૈન દર્શનનું સ્વરૂપ બતાવ્યું છે ને તેનું નામ 'સ્યાદ્વાદ મંજરી' આપ્યું છે. આનું મહત્વ ઘણું છે ને તેથી તે કાશીની ચૌખમ્બા સંસ્કૃત સીરીઝમાં પણ એટલે જૈનેતર સંસ્થા તરફથી પણ મુદ્રિત થઈ પ્રસિદ્ધ થયેલી છે.

આચાર્ય આનંદશંકરભાઇએ આનું સંશોધન અંગ્રેજી નોટ્સ સહિત મુંબઇ ગવર્નમેંટ સંસ્કૃત સીરીઝ માટે તૈયાર કરવાનું શીરે લીધાને ઘણાં વર્ષ થઇ ગયાં છતાં દુર્ભાગ્યવશાત્ એ કાર્ય અસંપૂર્ણ રહેતાં બહાર પડી શકયું નથી. તેમના જેવા પ્રખર, શાન્ત અને તલસ્પર્શી વિદ્વાનના હાથથી આ મહત્વવાન્ ગ્રંથનાપર ઊહાપોહ સહિત વિવરણ બહાર પડે તો જબરો પ્રકાશ જૈન ફિલસુફી પર પડે ને તેની સાથે અન્ય ફિલસુફીઓનો તુલનાત્મક ઇતિહાસ બહાર આવે. એ દિન સત્વર આવો એ પ્રભુપ્રાર્થના! આ ગ્રંથ મુંબઇ યુનિવર્સિટીના અભ્યાસક્રમમાં નિર્ણીત થયો છે એ આનંદની વાત છે. તેવા અભ્યાસક્રમ માટે યોગ્ય આવૃત્તિ ભાઇ મોતીલાલે બહાર પાડવા માટે તેમને ધન્યવાદ આપીએ છીએ.'

સ્યાદ્વાદરત્નાકર—પ્રથમ ભાગ. પૃ. ૧+૨૫૭+૨=૨૬૦. મૂલ્ય અઢી રૂ; બીજો ભાગ પૃ. ૧+૨૫૯ થી ૪૮૩+૨=૨૨૮ મૂલ્ય રૂ. બે. પૂના હનુમાન પ્રિન્ટિંગ પ્રેસ. સં૦ પ્ર૦ એજ. અને ઉક્ત ગ્રંથમાલાના ચોથા અને પાંચમા મયૂખ )

આ બંને ભાગ શ્રી વાદિદેવસૂરિ કે જેમણે ગૂજરાતના સિદ્ધરાજ જયસિંહની રાજસભામાં દિગંબર વાદી કુમુદચંદ્રને હરાવ્યા હતા અને દિગંબરોનું રાજમાંથી નિષ્કાશન કર્યું હતું તેમની કૃતિ છે. મૂલ

ગ્રંથનું નામ પ્રમાણનયતત્ત્વાલોકાલંકાર છે ને તેપર વ્યાખ્યાનું નામ સ્યાદ્વાદરત્નાકર છે તે સ્વોપજ્ઞ વ્યાખ્યા છે. ને તેનું પ્રમાણ ૮૪૦૦૦ શ્લોક કહેવાતું પરંતુ હમણાં તે સર્વ ઉપલબ્ધ નથી, જે ઉપલબ્ધ હતું તે ૩ પરિચ્છેદ અને ૪થા પરિચ્છેદના પ્રાયઃ ૧૧ સૂત્રોપર સળંગ ટીકા અમદાવાદ શેઠ માણેકલાલ મનસુખભાઇ તરફથી શ્રીવિજયનેમિસૂરિના ઉપદેશથી છપાઇ ગયેલ છે. ભાઇશ્રી મોતીલાલે દરેક સ્થલે પત્રવ્યવહાર કરતાં અને જાતે મળતાં સાત પરિચ્છેદ સુધી ટીકા મળી શકે તેમ છે એમ તેમને જણાયું છે. પ્રથમ ભાગમાં પહેલો અને બીજા ભાગમાં બીજો પરિચ્છેદ પૂરો થાય છે. આ પછીના પરિચ્છેદો પૈકી અમારા સાંભળવા પ્રમાણે ત્રીજો ને ચોથો ભાગ પ્રસિદ્ધ થઇ ગયેલ છે. પછીનું પ્રેસમાં છે તે સર્વ છપાયા પછી ગ્રંથકાર ને ગ્રંથનો પરિચય તેમજ ગ્રંથ સંબંધીનાં ઉપયોગી પરિશિષ્ટો જુદા ગ્રંથાકારે આપવાનો સંશોધકનો વિચાર છે, તે અને બધા પરિચ્છેદો તેની ટીકા સહિત પ્રસિદ્ધ થયા પછી આખા આ ગ્રંથના સંબંધી સંશોધકના પ્રયત્નની કદર થશે.

વાદિદેવસૂરિ એ મહાન્ તાર્કિક અને વાદિ હતા. તેમના સંબંધમાં એક પ્રબંધ પ્રભાવકચરિતમાં છે. તેમના શિષ્યોનું જૂથ જબરૂં હતું. તેમણે આરાસણમાં નેમિપ્રતિષ્ઠા કરી હતી, કે જે આરાસણ તીર્થના સંબંધમાં ઉપદેશ સપ્તતિકામાં આખો વૃત્તાંત આપેલ છે. તેઓ હરિભદ્રસૂરિના લલિતવિસ્તરાદિ ગ્રંથોપર ટીકા રચનાર મુનિચંદ્રસૂરિના શિષ્ય હતા અને તેમની પરંપરામાંજ નાગોરી તપાગચ્છ, તપાગચ્છ અને વૃદ્ધ-તપાગચ્છના સ્થાપકો થયા છે. તેમના સમયમાં ભૃગુ-પુર (ભરૂચ)નું શમલિકાવિહાર–અશ્વાવબોધ તીર્થ–મુનિ-સુવ્રતસ્વામિનું મંદિર પ્રસિદ્ધ હતું અને તે શ્રીમુનિ-સુવ્રતની સ્તુતિ ગ્રંથની આદિના બીજા શ્લોકમાં તેમજ દરેક પરિચ્છેદને અંતે કરેલ છે. આ ગ્રંથમાં પોતાના શિષ્યો ભદ્રેશ્વરસૂરિ ( કે જે પ્રાકૃત કથાવલીના કર્તા છે) અને રત્નપ્રભસૂરિ ( આ પ્રમાણનય તત્ત્વાલંકાર પર લઘુ વૃત્તિ નામે સ્યાદ્વાદ રત્નાકરાવતારિકાના કર્તા) એ ગુરૂને સહાય આપી હતી.

આ ગ્રંથના ત્રણ ભાગ જેટલો ગ્રંથ છપાયો હતો પરંતુ તે મૂલ્ય આપતાં પણ મળી શકવો દુર્લભ છે તેથી શાઈ મોતીલાલે આ સુગ્રાહ્ય કદની આવૃત્તિમાં બહાર પાડી સર્વ અભ્યાસીને સુગમતા કરી આપી છે તે માટે તેમને અભિનંદન છે.

હવે આ આખી ગ્રંથમાલા માટે નીચેની સૂચનાઓ અમે કરવા ઇચ્છીએ છીએઃ—

(૧) દરેક મયૂખનું પાકું પુંઠું રાખવું.

(૨) શુદ્ધિપત્રક જેમ બને તેમ ઓછું આવે–નહિવત્ આવે તેવી કાળજી રાખવી–રખાવવી.

(૩) પ્રસિદ્ધ થયેલા ગ્રંથો કરતાં અપ્રસિદ્ધ ગ્રંથોને પસંદગી આપવી.

**શત્રુંજયપ્રકાશ**—લેખક શેઠ દેવચંદ દામજી કુંડલાકર, અધિપતિ જૈન, ભાવનગર. પૃ. ૪૮+૬૦=૧૦૮ કિંમત રૂ. એક.

શ્રી શત્રુંજય સંબંધી પાલીતાણા નરેશ સાથેના કરારની મુદત સને ૧૯૨૪ ની એપ્રીલની પેલીએ પૂરી થઇ, પછી શું કરવું એ સંબંધી તકરાર જાગી. પૂર્વના ઝઘડાઓ તો સરકારે ચડી ચૂક્યા હતા, આ વખતે શત્રુંજય સંબંધીના પ્રશ્નો ઉપસ્થિત થયા. અગાઉના કરારો શું છે તે જાહેરપ્રજા સમક્ષ આવ્યા. મી. વૉટસનના ચુકાદાથી જૈન પ્રજા ખળભળી ઉઠી. તે સંબંધી ખાસ કૉન્ફરન્સનું બવ્યઅધિવેશન થયું અને યાત્રાત્યાગનો અસહકાર ચાલુ રહ્યો. આ વખતમાં 'જૈન' પત્રે કરેલી સેવા જગજાહેર છે; ને તેના અધિપતિ મહાશયે શ્રી શત્રુંજયતીર્થ સંબંધીની ઐતિહાસિક માહિતી ઉપરાંત પાલીતાણા દરબાર સાથે થયેલ કરારનામાઓ, સરકારી તપાસના રીપોર્ટ અને ઠરાવો વગેરે સહિત આ ગ્રંથ ઉક્ત અધિવેશન વખતે બહાર પાડ્યું. હવે બંને પક્ષો વચ્ચે કરાર થઇ ગયેલ છે તો તે કરારથી આપણી હાલની સ્થિતિ શું છે?–આપણે ક્યાં ઉભા છીએ? એ ઉંડાણથી જાણવાની જરૂર છે. તે સમજવા માટે આ ગ્રંથમાં અપાયેલ કેટલાક સરકારી ઠરાવો વગેરે જોઇ સરખામણી કરી નિર્ણય પર આવી શકાશે. આ રીતે આ ગ્રંથની ઉપયોગિતા પહેલાં તેમજ હમણાં પણ તેવીને તેવી છે.

મણિપતિરાજર્ષિ ચરિતમ્—શ્રી હેમચંદ્ર ગ્રન્થમાલા ૨. સં. પંડિત ભગવાનદાસ હરખચંદ પાનાના આકારે પૃ. ૧૦+૭૬=૮૬ મૂલ્ય રૂ. અડધો.

આ ગ્રંથમાલાની અમદાવાદની શાખા હમણાં પુસ્તકો પ્રસિદ્ધ કરે છે અને તેનું સર્વ કામકાજ પંડિત ભગવાનદાસ કરે છે. તેમાં પૂર્વાચાર્ય પ્રણીત પ્રાકૃત અને સંસ્કૃત ભાષામાંના ગ્રંથો પ્રકાશિત થાય છે તેમજ ઉપયોગી ગ્રંથોના ગૂજરાતી અનુવાદ કરી પ્રકટ કરવામાં આવે છે ને તે સર્વ પુસ્તકો પડતર મૂલ્યથી લગભગ અર્ધ મૂલ્યે સર્વને સુલભતાથી મળી શકે છે. આમાં મુખ્ય પ્રેરક શ્રી વિજયનીતિસૂરિ છે. તેમના ઉપદેશથી શ્રાવકો ગ્રંથ પ્રસિદ્ધ કરવા માટેના ખર્ચ પેટે આર્થિક મદદ આપે છે ને એ રીતે આ ગ્રંથમાલાનું કાર્ય ચાલે છે.

આ સંસ્કૃત ગ્રંથ જંબૂ કવિ (જંબૂનાગ કવિ) કૃત છે. તેમનો સમય સં. ૧૦૨૫ પહેલાંનો હોય એમ સંભવે છે કારણ કે જંબૂકવિ વિરચિત જિનશતક કાવ્યપર સામ્બમુનિએ તે વર્ષમાં એક ટીકા રચી છે. અને પ્રાયઃ આ ગ્રંથ સંબંધી બૃહત્ ટિપ્પનિકાકાર સં. ૧૦૦૫ ની રચ્યા સાલ આપે છે તેમાં ગ્રંથકારનું નામ જમ્બૂનાગ આપ્યું છે તે આ જંબુકવિ એમ સંભવિત છે. આ ગ્રંથમાં શ્લોકો ૧૫૨૫ છે ને તે ઉપરાંત ગદ્ય ભાગ છે ને તેનું પ્રમાણ સર્વ મળીને ૩૨૦૦ થવાનો સંભવ છે ને તેથી બૃહત્ ટિપ્પણિકાકારે કરેલ ઉલ્લેખ આને સંગત થાય છે. આ પછી મણિપતિ ચરિય ત્રણ રચાયેલાં ઉપલબ્ધ છે તેમાં પ્રાકૃત મણિવઇ ચરિય બૃહદ્ગચ્છમાં થયેલા માનદેવસૂરિ શિષ્ય જિનદેવ ઉપાધ્યાયના શિષ્ય હરિભદ્રસૂરિએ સં. ૧૧૭૨ માં રચ્યું છે.

આ પ્રાકૃત ચરિય ખાસ પ્રસિદ્ધ કરવા લાયક છે. ગૂર્જરભાષામાં પણ જૂનામાં જૂની કૃતિ-મણિપતિ ચોપઈ સં. ૧૫૫૦ ની રચાયેલી મળે છે ને ત્યારપછી કેટલાયે ગુર્જર કવિઓએ તેનાપર રાસાદિ રચ્યા છે.

પંડિત ભગવાનદાસે પ્રસ્તાવના ટુંકી પણ ગ્રંથને પૂરતી હકીકતવાળી આપી છે.

કાવ્ય સુન્દર અને આકર્ષક છે. ભાષા સરલ સ્પષ્ટાર્થયુક્ત અને અલંકારયુક્ત છે. પ્રારંભમાં પરમાત્મા, યુગાદિ દેવ, વર્ધમાન જિન, સરસ્વતીની સ્તુતિ કરી પછી સજ્જન પ્રશંસા ને દુર્જનનિંદા સુંદર શબ્દોમાં મૂકી છે. મહાકાવ્યમાં દોષ હોય છે તો પછી બીજા કાવ્યનું શું કહેવું એ સંબંધમાં કહે છે કે

संभाव्यते हि काव्येषु दोषः श्रेष्ठकवेरपि ।
जिह्वास्खलन दोषेण यदुक्तं हि महात्मभिः ॥
हस्त्यश्वरथयानानि प्रस्खलन्ति समे पथि ।
जिह्वायास्तु किमाश्चर्यं श्लेष्मव्याकुलिते मुखे ॥

–કાવ્યોમાં શ્રેષ્ઠ કવિઓના પણ દોષ સંભવે છે કારણ કે મહાત્માઓએ જીભના સ્ખલનનો દોષ કહ્યો છે. સીધા સપાટ રસ્તાપર હાથી ઘોડા રથ વાહનો સ્ખલના પામે છે તો પછી શ્લેષ્મથી વ્યાકુલ થતા એવા મુખમાં રહેલી જીભનું થાય તેમાં શું આશ્ચર્ય.

મણિપતિ (ક્યાંક મુનિપતિ લખાય છે) રાજર્ષિનું દૃષ્ટાંત શેનાપર છે તે માટે કવિ જણાવે છે કેઃ—

अर्थाभावान्न दानं नः कलौ शीलं च दुष्करम् ।
शक्त्यभावात्तपः कीदृग् भावनाऽतो गरीयसी ॥१७॥
सा च संसारभीरूणां गुणोत्कीर्त्तनरूपिका ।
यस्मान्मणिपतेराज्ञश्चरितं वर्णयाम्यतः ॥ १८ ॥

—અર્થના અભાવથી દાન થતું નથી, કલિયુગમાં શીલ દુષ્કર છે. શક્તિના અભાવે તપ કેવું થાય?–નથી થતું, તેથી સૌથી મહત્વની ભાવના છે.

તે ભાવના સંસારભીરુ માટે ગુણોત્કીર્તન રૂપ છે અને તે માટે મણિપતિ રાજાનું ચરિત અત્ર વર્ણવું છું.

આનો ટુંકો સાર કવિએ પ્રસ્તાવમાં શ્લોક ૧૯ થી ૨૫ માં જણાવી પછી ચરિત શરૂ કરે છે. આમાં સોળ કથાઓ છે. આ આખું ચરિત ઘણું ગમે એવું છે. આનું ગૂજરાતી ભાષાંતર કરાવી પ્રસિદ્ધ કરવા માટે પ્રકાશિની સંસ્થાઓને વિનવીશું.

अनुभवपंचविंशति—શ્રી બુદ્ધિસાગરસૂરિ કૃત ગૂજરાતી પુસ્તકનો હિન્દી અનુવાદ. અનુવાદક અને નિવેદક શ્રી ઉદયચંદ લાલચંદ શાહ પ્ર૦ બી. એચ્, જે. રાઠોડ શ્રી મહાવીર જૈન મિત્રમંડળ કોલ્હાપુર.) આ પુસ્તક એક આનાની ટીકીટ મોકલવાથી પ્રકાશક તરફથી ભેટ મોકલવામાં આવે છે.

**ષડ્દ્રવ્યવિચાર**—શ્રી બુદ્ધિસાગરસૂરિ કૃત પ્ર૦ અધ્યાત્મ જ્ઞાનપ્રસારક મંડળ હા. વકીલ મોહનલાલ હિમચંદ પાદરા. કિં. ચાર આના. આ બાળબોધ લિપિમાં છે. આમાં છ દ્રવ્યનું ટુંકું સ્વરૂપ છે. આ જૈન એજ્યુકેશન બોર્ડના અભ્યાસક્રમમાં હમણાં નિર્યુત થયેલ છે.

# વિવિધ નોંધ.

## ( કૉન્ફરન્સ ઑફિસ-પરિષદ્ કાર્યાલય તરફથી ).

**૧. શેઠ આણંદજી કલ્યાણજી અને કૉન્ફરન્સ.**

ઉપરોક્ત પેઢીના વહીવટદાર પ્રતિનિધિઓએ દરેક મહત્વના પ્રસંગે વિચારણા અને સલાહ માટે પોતાને યોગ્ય લાગે તેવા ખાનગી ગૃહસ્થોને સ્થાનિક પ્રતિનિધિઓની મીટીંગમાં બોલાવવાનું ધોરણ, થોડા સમય થયાં અખ્ત્યાર કર્યું છે. આવી બેઠકો વખતે આ કૉન્ફરન્સ કે જે સમગ્ર હિંદનું પ્રતિનિધિત્વ ધરાવનારી મહાન સંસ્થા છે અને ગણાય તેને ઇરાદાપૂર્વક તેવી વિચારણા વખતે દૂર રાખવાનું અત્યાર સુધી દુરસ્ત ધારતા હતા. છેવટે શ્રી સમ્મેત શિખરજીના ઝઘડા અંગે દિગંબરી ભાઇઓ સાથેની સુલેહની વાટાઘાટના પ્રથમ ગણેશ મુંબઇ મુકામે મંડાયા ત્યારથીજ આ કૉન્ફરન્સને આમંત્રણ ન આપવા બદલ પત્ર વ્યવહાર મજકુર પેઢી સાથે શરૂ થયો હતો અને સંસ્થાના રે. જ. સેક્રેટરીઓ, રા. શેઠ ચીનુભાઈ લાલભાઇ તથા નગીનદાસ કરમચંદને આવી બેઠક વખતે અંગત આમંત્રણો અપાતાં હતાં તે બદલ તેઓએ પોતાના અંગત પત્રોથી વિરોધ દર્શાવનારા પત્રો લખ્યા હતા પરંતુ રિવાજ મુજબ શેઠ આણંદજી કલ્યાણજી પોતાની સગવડતા ખાતર મૌનજ આ વિષયે સેવી રહ્યા હતા. મુંબઇમાં મળેલી સુલેહ મીટીંગ પછી પેઢી તરફથી પત્ર વ્યવહારના અંતે તા. ૧૩-૪-૨૮ જા. નં. ૭૪૦ના પત્રથી અમને જણાવ્યું હતું કે "હવે પછીના તેવા પ્રસગે ધ્યાનમાં રાખશું," પ્રસંગો આવ્યા અને ગયા પણ પદ્ધતિ તો ચાલુજ રહી. આમંત્રણો અંગતજ અપાયાં જેથી બન્ને સેક્રેટરીઓએ અમદાવાદની તા. ૮ મી જુલાઇની બેઠક વેળાએ હાજરી આપવા અંગત આમંત્રણના તેવાજ અંગત અને સ્પષ્ટ જવાબ વાળ્યા કે 'કૉન્ફરન્સના એક હોદ્દેદાર હોઇ આપનું અંગત આમંત્રણ સ્વીકારી કૉન્ફરન્સની પ્રતિષ્ઠા હલકી પાડવા હું ઇચ્છતો નથી.'

તા. ૨૪-૬-૨૮ ના રોજ જા. નં. ૧૪૬૦ વાળા પત્રથી જણાવવામાં આવ્યું કે શ્રી સમ્મેતશિખરજીની બાબતમાં પટણા જવા માટે કેટલાક આમંત્રણો તમારા તરફથી કાઢવામાં આવ્યાનું અમારી જાણમાં આવ્યું છે જેની નોંધ લેતા અમને ખરેખર ખેદ થાય છે કે આવી બાબતોમાં જો ખાનગી ગૃહસ્થોને નિમંત્રણ કરવાનું આપની નીતિને બાધ કર્તા નથી નિવડતું તો સમસ્ત હિંદની જૈન કોમની એક અગ્ર ગણ્ય સંસ્થાને આ રીતે એક બાજુ પર રાખવામાં આપની કઈ ખાસ નીતિને વાંધા ભરેલું જણાયછે તે અમે સમજી શકતા નથી.

દિગંબરો સાથે છેવટે મુંબઇ મુકામે થએલી મસલત વખતે આ સંસ્થાની ઉપેક્ષા થએલી તે યાદ આપતાં જે પત્રવ્યવહાર આપની સાથે થયો હતો તેમાં આપના તા. ૧૩-૪-૨૮ ના નં. ૭૪૦ ના પત્રમાં જણાવવામાં આવ્યું હતું કે "હવે પછીના તેવા પ્રસંગે ધ્યાનમાં રાખીશું" એ વાતનું પણ આ પ્રસંગે વિસ્મરણ થયું જણાય છે.

આપ જાણો છો કે આપની પેઢી સાથે સંપૂર્ણ સહકાર કરવા અમારા તરફથી તત્પરતા દેખાડવામાં આવે છે જે અમારા છેવટના પત્રવ્યવહાર પરથી તેમજ આપના પ્રતિનિધીઓને અત્રે આવતાં જ્યારે જ્યારે રૂબરૂ મળવા પ્રસંગો બને છે ત્યાં રૂબરૂમાં થએલી ચર્ચાઓ પરથી જોઇ શકાય તેવી બીના છે. છતાં પણ દરેક પ્રસંગે ઇરાદાપૂર્વક એકજ પદ્ધતિ ચાલુ રાખવી એ નવાકાલમાં કોઇ રીતે ઇષ્ટ નથી એમ અમો માનીએ છીએ. સહકાની વૃત્તિ સામે સહકારની વલણ જો ન રહે તો પરિણામ શું તેનો ખ્યાલ આપનાપર છોડીએ છીએ.

કૉન્ફરંસ અને આપની વચ્ચે વૈમનસ્ય હોવાનું અગર પૂર્ણ અખલાસ ન હોવાનું ઘણી દિશાઓમાં મનાતું હોય તો તે મનોવૃત્તિ દૂર કરવા માટે પણ ઇષ્ટ છે કે બન્ને તરફથી યત્ન થવો જોઇએ. અમારી એજ નીતિ છે, જ્યારે આપના તરફથી દરેક પ્રસંગે કૉન્ફરન્સની ઉપેક્ષાની નીતિજ ચાલુ રહેતી જણાય છે. યાદ આપવાનું હવે અસ્થાને ગણાય છતાં જણાવવું જોઇએ કે શિખરજીની સમાધાની થયાના ખબર સેંકડો તારથી દરેક સ્થળે આપવામાં આવ્યા જ્યારે કૉન્ફરંસને એજ

સ્થિતિમાં રાખવાનું ઇષ્ટ ધારવામાં આવ્યું અને તે પણ અમારી શિમલે કરેલા તારો છતાં કે પૂછવા આવનાર ને અમે જાણતા નથી, અગર એમારા પર તેવી ખબર આપવા આવી નથી એવો જવાબ આપવો પડે આ બીના ઓછી ખેદકારક ન ગણાય પછી તો આપને રૂચે તે ખરૂં.

આ પત્ર લખી અમે એટલુંજ જણાવવા ઇચ્છીએ છીએ કે શેઠ આણંદજી કલ્યાણજી અને આ સંસ્થા એ બન્ને સમગ્ર હિંદની જૈનકોમની સર્વમાન્ય સંસ્થાઓ છે અને ગણાય તે બન્ને વચ્ચે સંપૂર્ણ સહકારની વૃત્તિથી જો કાર્ય કરવાની પદ્ધતિ બન્નેની ચાલુ રહે તોજ જૈન સમાજનું હિત થઇ શકે. બન્નેની કાર્ય દિશાઓ નિરાલી છે અને એ હિસાબે આપના કામકાજના આંતરિક વહિવટમાં દખલગિરી કરવા આ સંસ્થા ઇચ્છે નહીં એ વાસ્તવિક છે. પરંતુ મહત્વના પ્રસંગે એક બીજાની સહાય, સલાહ લેવી એ વાસ્તવિક છે. એટલુંજ નહીં પરંતુ નિઃશંક જરૂરી છે. એ મનોવૃત્તિના અભાવે કંઇ પણ સમાજહિત સાધી શકાય એમ અમે માનતા નથી અને એમ પણ માનતા નથી કે શેઠ આણંદજી કલ્યાણજી કૉન્ફરંસની સાથે સલાહ સહાયતાની સહકાર વૃત્તિ ધરાવે તો લેશ પણ તેમનો મોભો, પ્રતિષ્ઠા ઘટે એથી ઉલટું સમાજનો વિશ્વાસ વધુ મેળવી શકાશે અને આપનું કાર્ય ક્ષેત્ર વિશેષ સુદૃઢ થશે.

સદરહુ પત્રનો જવાબ વાળવાનું અગર પહોંચ સ્વીકારવાનું શ્રીમાન્ શેઠની પેઢીને વ્યાજબી ન જણાયું અને તા. ૮ મી જુલાઇના રોજ અમદાવાદ મુકામે એક મીટીંગ ફરી બોલાવવામાં આવી જેમાં પણ અંગત આમંત્રણો તારદ્વારા મોકલવામાં આવતાં સંસ્થાની કમિટીની એક ખાસ બેઠક તાબડતોબ તા. ૫ મી જુલાઇના દિને બોલાવવામાં આવી અને ચર્ચાને અંતે નીચે મુજબ તાર કરવામાં આવ્યો કે-'Standing Committee meeting held to day very strongly protests absence of invitation to conference urgent special meeting regarding Sammetsikharji please correct lapse otherwise expecting strained relations. Please let us know whether meeting is called for settling Sammetsikharji appeal or Broker's notice'. સાર-; સમેત શિખરજીની બાબતમાં જરૂરી ખાસ મીટીંગમાં કૉન્ફરન્સને આમંત્રણ આપવામાં આવ્યું નથી તે બદલ આજે મળેલી સ્ટેન્ડીંગ કમિટીની સભા સખ્ત વિરોધ જાહેર કરે છે × × મહેરબાની કરી સુધારો કરો નહિંતો સંબંધ તૂટવાની વકી છે. મેહરબાની કરી જણાવો કે સમેત શિખરજીની અપીલ માટે કે મી બ્રોકરની નોટીસ માટે આ મીટીંગ બોલાવવામાં આવી છે.

જવાબમાં તારથી જણાવવામાં આવ્યું કે 'Sammetsikhar compromise proposal together with Bhulabhai's opinion only to be discussed there is nothing like what you understand will explain your Secretaries Chinubhai and Nagindas in person when here'. સમેત શિખર સબંધે પટાવટની શરતો સાથે મી. ભુલાભાઇનો અભિપ્રાય એટલુંજ ચર્ચવાનું છે તમે સમજ્યા તેવું કાંઇ નથી. તમારા સેક્રેટરીઓ ચીનુભાઇ અને નગીનદાસને અહિં આવેથી રૂબરૂ (in person) સમજાવશું. ઉપર જણાવેલો તાર સંસ્થા તરફથી કરવામાં આવ્યો તેજ દિવસે તા. ૫-૭-૨૮ ના જા. નં. ૧૫૬૩ થી લખી જણાવવામાં આવ્યું હતું કે.

વિશેષ જણાવવાને દિલગીર છીએ કે અમારા તા. ૨૪-૬-૨૮ ના નં ૧૪૬૦ વાલા પત્રનો હજુ સુધી પ્રત્યુતર આપવામાં આવ્યો નથી એટલુંજ નહિં પણ તેની પહોંચ સ્વીકારવા જેટલો સામાન્ય વિનય વ્યવહાર જાલવવાનું પણ આપને ઉચિત જણાયું નથી. આશા છે કે આ સબંધે ઘટતો ખુલાસો સત્વરે કરશો.

વધારામાં લખવા ફરજ પડે છે કે શ્રી સમ્મેત શિખરજીની બાબતમાં તા. ૮ મીના રોજ બોલાવવામાં આવેલી મીટીંગમાં હાજરી આપવા કેટલાક ખાનગી ગૃહસ્થોને આમંત્રણ મોકલવામાં આવ્યાં છે. આ સબંધે અમારા અત્યાર સુધીના પત્રોમાં અમે જે હકીકત જણાવી છે તેને વલગી રહેતાં વિશેષમાં અમારે જણાવવું જોઇએ કે સકલ હિંદની બંધારણ પુરઃસર પ્રતિનિધિત્વ ધરાવનારી આ સંસ્થાના ગૌરવને ભૂલી જઇ તેને ઇરાદા પૂર્વક અલગ રાખવામાં આપનો કઇ જાતનો

હેતુ સમાએલો છે તેનો સ્ફોટ થવા જરૂર છે. અમે ઇચ્છીએ છીએ કે આ પત્ર મળેથી અમારા પત્રોનો ખુલાસાવાર પ્રત્યુત્તર લખશો તથા આપની આ વસ્તુ પદ્ધતિપર સંપૂર્ણ અજવાળું પાડશો.

દરેક પ્રસંગોએ આમંત્રણ આપવાનું કયું ચોક્કસ ધોરણ હમેશ માટે નિશ્ચિત થએલું છે તે જણાવવા વિનંતિ છે.

જૈન કોમની બન્ને પ્રતિષ્ઠિત સંસ્થાઓ વચ્ચે સંપૂર્ણ ઐક્ય અને એકદિલીની લાગણી વધે તેજ જૈન સમાજનું હિત જલવાય આ સંસ્થાની ઉક્ત નેમ ગાર લાવવામાં આપના તરફથી જે વલણ પકડી રાખવામાં આવી છે તે હિતકર નથી. એટલુંજ નહિં પણ ધારેલી એક દિલી સાધવામાં આપના તરફથીજ અનિચ્છા દેખાડવામાં આવે છે એમ માનવા આ સંસ્થાને હવે કારણ મળે છે.

શ્રી સમેતશિખરજીની બાબતમાં અમારી તરફથી પટણા મુકામે આપને જે તાર આપવામાં આવ્યો હતો તે તેમજ આપના પ્રતિનિધિ શેઠ સારાભાઇ ડાહ્યાભાઈ તરફથી વાળવામાં આવેલ પ્રત્યુત્તરની નકલ આ સાથે બીડીએ છીએ. શેઠ સારાભાઇ પોતાના સદરહુ જવાબમાં એમ જણાવે છે કે અમારી સૂચનાને માન આપી સમાધાની પડતી મૂકવી પડી છે. આ પટણા મુકામે ચાલતી મસલત વખતે દિગંબરો તરફથી શું માંગણીઓ કરવામાં આવી હતી તે વગેરે વિસ્તૃત હકીકત જણાવવા તેઓ આજેમે અત્યાર સુધી કૃપા કરી નહિં, અને માત્ર એવો જવાબ વાળવામાં દેખાતો ટોપલો કૉન્ફરન્સ પરજ નાંખવા પ્રયત્ન કરવામાં આવ્યો છે એમ જણાય છે. અમારા તરફથી તાર મારફતે જે સૂચના મોકલવામાં આવી હતી તે એજ સૂચનાઓ હતી કે જેના પર દિગંબરો સાથેની મુંબઇની મસલત પડી ભાગી હતી; એટલે કે સદરહુ મસલત વખતે દિગંબરો તરફથી કેટલીક માંગણીઓ રજુ કરવામાં આવી હતી અને સદરહુ ટેકરી અગર તેનો કોઇ ભાગ દેવોત્તર ઠરાવવા તેઓ તરફથી જણાવવામાં આવ્યું હતું. આ માંગણીઓ તે વખતે તમારા તરફથી સ્વીકારવામાં આવી નહોતી. છતાં એજ માંગણીઓ પટણા મુકામે તમે કબુલ રાખનાર છો એમ અમારા જાણવામાં આવતાં સાથેનો તાર પટણા મુકામે આપને કરવામાં આવ્યો હતો.

અમારા તરફથી ઉપરની સૂચનાઓ આપને મળ્યા પછી તેનો તારથી જવાબ આપવામાં આવ્યો, અને હજુ સુધી ત્યાંની દિગંબરોની માગણીઓનો વિસ્તૃત ઉલ્લેખ કરી મોકલવામાં આવતો નથી; તેમજ પ્રશ્નને ફરી વિચારવા માટે જ અમદાવાદ મુકામે આ સભા બોલાવવામાં આવે છે તેવા સંજોગમાં આ કૉન્ફરન્સની આમંત્રણ ન આપી, ઉપેક્ષા કરવી અને તેનો અભિપ્રાય જાણવા દરકાર ન કરવી એ ઓછું ખેદકારક નથી.

છેવટે એટલું જ જણાવવાનું કે અમારા પત્રોનો મુદ્દાસર ખુલાસાવાર પ્રત્યુત્તર લખશો તેમજ આ પત્ર તથા સાથે બીડેલ તારની નકલ વગેરે તા. ૮ મીની મળનાર સભામાં રજુ કરશો એવી આશા છે. સભાનો તે પર જે નિર્ણય થાય તે જણાવશો. પટણા મુકામે દિગંબરો તરફથી શું માંગણીઓ રજુ કરવામાં આવી હતી તે તથા તા. ૮ મીની સભાનો કામકાજનો અહેવાલ અને ઠરાવ થાય તે લખી જણાવશો.

શ્રી સમ્મેત શિખરજીની બાબતમાં બધા સંપૂર્ણ કાગળો, પેપર બુકો જે હોય તે મોકલી આપવા વિનતિ છે.

શ્રીમાન્ શેઠ આણંદજી કલ્યાણજીના સ્થાનિક પ્રતિનિધી તથા અન્ય આમંત્રિત સભાના માનવંતા પ્રમુખ સાહેબ, સ્થાનિક પ્રતિનિધી સાહેબો તથા અન્ય સદ્ગૃહસ્થો જોગ લખવામાં આવેલો તા. ૬-૭-૨૮ નો જા. નં. ૧૫૬૪ નો પત્ર—

વિ. વિ. કે અમોને તા. ૮ મીને રવિવારે મળનારી સભામાં હાજરી આપવાનું અંગત આમંત્રણ, શ્રીમાન્ શેઠ આણંદજી કલ્યાણજી તરફથી કરવામાં આવ્યું હતું પણ શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સને તેઓ તરફથી ઇરાદા પૂર્વક આમંત્રણ આપવામાં આવતું નથી એટલે અમો સદરહુ સભામાં હાજરી આપી શકયા નથી તે બદલ અસત દિલગીર છીએ.

આ બાબતમાં માર્ચ માસની આખરમાં અમોએ શ્રી આણંદજી કલ્યાણજીનું ધ્યાન ખેંચ્યું હતુ અને તેમના જવાબમા કેટલો ખુલાસો કરવામાં આવ્યો હતો. ત્યાર પછી પણ પટણા મુકામે શ્વેતાંબર તથા

દિગંબર ભાઈઓની સભા મલનાર હતી તેમાં પણ હાજરી આપવાનું અમોને અંગત આમંત્રણ કરવામાં આવ્યું હતું અને તે પણ અમો ઉપલા કારણસર સ્વીકારી શકયા ન્હોતા. અમોએ અંગત તેમજ શ્રી કૉન્ફરંસ તરફથી તે વખતે શ્રી શેઠ આણંદજી કલ્યાણજીને પત્રો લખ્યા હતા. છતાં તે પત્રોની પહોંચ પણ તેમની તરફથી સ્વીકારવાનો વિવેક થયો નથી. ઉપરના બધા પત્ર વ્યવહારની નકલો આપને આ સાથે મોકલી આપીએ છીએ જે ઉપરથી આપ જોઈ શકશો કે શ્રી શેઠ આણંદજી કલ્યાણજીની કૉન્ફરંસ તરફની વળણ હવે નિભાવી લેવી અશકય છે.

શ્રી શેઠ આણંદજી કલ્યાણજી સાથેના પત્રોમાં અમોએ સ્પષ્ટ જણાવ્યું છે કે તેઓના આંતરિક વહિવટમાં શ્રી કૉન્ફરંસ કોઈ પણ પ્રકારની દખલગિરી કરવા માંગતી નથી. મહત્વનાં પ્રસંગે બીજા સદ્‌ગૃહસ્થોને આમંત્રણ કરવામાં તેઓને કાંઈ વાંધો દેખાતો નથી પણ શ્રી કૉન્ફરંસને આમંત્રણ આપતાં તેઓની પ્રતિષ્ઠા અથવા મોભો ઘટતો હોય તેવું તેમને લાગે છે.

આવા સંયોગોમાં કૉન્ફરંસના સેક્રેટરીઓ તરીકે અમો હોઈ; અંગત આમંત્રણ સ્વીકારી કૉન્ફરંસની પ્રતિષ્ઠા હલકી પાડવા અમો ઇચ્છતા નથી. શ્રી શેઠ આણંદજી કલ્યાણજીને વારંવાર લખવા છતાં તેઓ શ્રીએ કૉન્ફરંસની વ્યાજબી માંગણી સ્વીકારી નથી તે ઉપર અમો આપનું ખાસ લક્ષ્ય ખેંચીએ છીએ અને વિનંતિ કરીએ છીએ કે આ સવાલનો યોગ્ય નિર્ણય આપ આપની સભામાં કરશો.

શ્રીમાન્ શેઠ આણંદજી કલ્યાણજી તથા શ્રી કૉન્ફરંસ વચ્ચે વૈમનસ્ય ઉભું ન થાય તે અમો પણ ઇચ્છીએ છીએ પણ તેઓ શ્રીએ અમારી સંસ્થા પ્રત્યે આજસુધી બતાવેલી વલણના લીધે એટલું તો સ્પષ્ટ છે કે તેઓ તીર્થોને લગતા મહત્વ સવાલોને અંગે આ સંસ્થાની સલાહ-અગર સહકાર લેવા માગતા નથી. શ્રી શેઠ આણંદજી કલ્યાણજીએ અમારી સંસ્થા પ્રત્યે લીધેલી વલણ માટે અમો સખ્ત વિરોધ જાહેર કરીએ છીએ અને અમો આશા રાખીએ છીએ કે આપ સદ્‌ગૃહસ્થો તેઓશ્રીની આવી વલણ પ્રત્યે આપની નાપસંદગી દર્શાવશો.

ઉપર મુજબ તાર પત્રો વગેરે મોકલ્યા પછી અમારા તરફથી રા. ચીનુભાઈ લાલભાઈએ અમદાવાદ મુકામે તા. ૮ મીની મીટીંગમાં હાજરી આપી શેઠ આણંદજી કલ્યાણજીની આ વલણ સામે સખ્ત વાંધો ઉઠાવ્યો હતો. ત્યાર પછી ચર્ચાને પરિણામે શેઠ આણંદજી કલ્યાણજીની સદરહુ મીટીંગમાં નીચેનો ઠરાવ સર્વાનુમતે થયો હતો જે અમને તેઓના તા. ૧૨-૭-૨૮ ના નં. ૧૦૭૫ વાલા પત્ર સાથે મોકલી આપવામાં આવ્યો હતો અને પટણા મુકામે હાજરી આપવા બદલ આ સંસ્થાને તાર દ્વારા આમંત્રણ આપવા આવ્યું હતું.

## ૨. શેઠ આણંદજી કલ્યાણજીની તા. ૮-૭-૨૮ ની બેઠકમાં થએલો ઠરાવ.

તા. ૮ જુલાઈ સને ૧૯૨૮ ના રોજ શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના મકાનમાં શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના વહીવટ કરનાર પ્રતિનિધિઓ તથા સ્થાનિક પ્રતિનિધિઓની મીટીંગ મળેલી તેમાં ઠરાવ થયો તેની વિગત—

'શેઠ ચીનુભાઈ લાલભાઈએ કૉન્ફરન્સને આમંત્રણ કરવામાં આવતું નથી તે બાબતની હકીકત જાહેર કરતાં શેઠ છોટાલાલ પ્રેમજીભાઈએ દરખાસ્ત કરી કે જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ તથા જૈન એસોસીએશન ઑફ ઇન્ડીઆના પત્રો આવેલા છે તેના અંગે દરખાસ્ત કરવામાં આવે છે કે જ્યારે જ્યારે સ્થાનિક પ્રતિનિધિની સભા બોલાવવામાં આવશે અને તે સાથે બીજા સંભવિત ગૃહસ્થોને બોલાવવામાં આવે તે વખતે જૈનકૉન્ફરન્સને તથા જૈન એસોસીએશન ઑફ ઇન્ડીઆના પ્રતિનિધિઓને બોલાવવાને આમંત્રણ કરવું.' તે દરખાસ્તને સાયલા વાલા શેઠ નરશીદાસ નથુભાઈએ ટેકો આપતાં સર્વાનુમતે મજુર થઇ.

**૩. ઉપદેશક-પ્રવાસ. પુંજાલાલ પ્રેમચંદ શાહ**—જેઓએ આ સંસ્થાની ઉપદેશક તરીકે સંસ્થાના પ્રચારકાર્ય અને સુકૃત ભંડાર ફંડ ખાતાં અંગે પ્રથમ ઘણી વખત સેવા બજાવેલી હતી તેઓ ફરીથી કન્વેન્શન પછી આ ખાતામાં જોડાયા હતા હાલ તેઓ આ કૉન્ફરન્સનાં સદરહુ કામકાજથી છૂટાં થયાં છે. એટલે કે તેઓ હવે આ કૉન્ફરન્સની નોકરીમાંથી ફારેગ થયા છે.

**રાજમલ ભગવાનદાસ શાહ**—રહેવાસી (સિંધ) હાલના-એમને સંસ્થાના પ્રચારકાર્ય અને સુકૃત ભંડાર ફંડ ખાતાના અંગે ઉપદેશક તરીકે નિમવામાં આવ્યા છે અને હાલ તેઓ મારવાડ વિભાગમાં પ્રવાસ કરી રહ્યા છે.

**કરસનદાસ વનમાલીદાસ શાહ**—ને હાલ દક્ષિણ વિભાગમાં મોકલવામાં આવ્યા છે જેઓ તે વિભાગમાં સંસ્થાનું પ્રચાર કાર્ય અને સુકૃત ભંડારફંડનું કાર્ય કરે છે. હાલ તેઓ પૂનામાં ઉત્સાહથી કાર્ય કરે છે.

**વાડીલાલ સાંકલચંદ શાહ**—ઉત્તર વિભાગ ગુજરાતમાં પ્રવાસ કરી રહ્યા છે અને પોતાની ઉમ્મર થએલી છતાં વ્યાખ્યાન શક્તિથી લોકોમાં સારો ઉત્સાહ રેડી રહ્યા છે. સુકૃત ભંડારફંડ અને પ્રચારકાર્ય સારા પ્રમાણમાં કરે છે.

**૪. 'ન્યાયાવતાર'**—મુંબઇ યુનિવર્સીટીએ સદરહુ ગ્રન્થને સામાન્ય general અભ્યાસક્રમમાં ચાલુ સાલમાં પાઠ્ય પુસ્તક તરીકે સ્વીકારેલ હોઇ યુનિવર્સીટીના અભ્યાસક્રમની ચાલુ પદ્ધતિ સર તે પુસ્તક વિવેચન વિગેરે સાથે તૈયાર કરવાનું અતિ જરૂરનું હોવાનું હોવાથી સાંગલીની વિલિંગ્ડન કૉલેજના પ્રોફેસર પી. એલ. વૈદ્યે આ પુસ્તકનું વિવેચન આદિ કાર્ય વિના બદલે તૈયાર કરી આપવા ઉદારતા દર્શાવી, રા. મોહનલાલ ભગવાનદાસ ઝવેરી કે જેઓ આ સંસ્થાના રે. જ. સેક્રેટરી હતા અને જેઓ એક ખરા સાહિત્ય પ્રેમી છે તેમની મારફતે સંસ્થાને સૂચના કરવામાં આવતાં × × સદરહુ પુસ્તક જરૂરી અને યોગ્ય પદ્ધતિસર છપાવી પ્રકટ કરવાનું સંસ્થાની કમિટીએ ઠરાવ્યું છે, આ પુસ્તક હાલ પ્રેસમાં જ હોઇ તુરતજ પ્રસિદ્ધ થશે. પ્રો. પી. એલ. વૈદ્યની આ નિઃસ્પૃહ સેવા ધન્યવાદને પાત્ર છે ને તે બદલ અમે તેઓનો આભાર માનીએ છીએ.

**૫. બનારસ હિંદુ યુનિવર્સીટી**માં એક 'જૈન ચેર' સ્થાપવા સંબંધી વિષયમાં ઘણા વખત થયાં સદરહુ યુનિવર્સીટીના સત્તાવાલા અને સંસ્થા વચ્ચે પત્ર વ્યવહાર ચાલે છે. સંસ્થા તરફથી છેલ્લો પત્ર નં. ૧૦૦૯ સદરહુ યુનિવર્સીટીને તા. ૧૬–૪–૨૮ના રોજ લખવામાં આવ્યો છે જે આ માસિકના પૃષ્ઠ ૩૫૫ વૈશાખ અંકમાં પ્રકટ કરી ગયા છીએ તે પત્રમાં છેવટે જણાવ્યા મુજબ ઉક્ત યુનિવર્સીટીના પ્રો. વાઇસ ચાન્સેલર આચાર્ય આણંદશંકર બાપુભાઇ ધ્રુવની તા. ૫મી જુલાઈ ૧૯૨૮ના દિને મુલાકાત લેવામાં આવી હતી. આ મુલાકાત આપવા તેઓશ્રી રા. મકનજી જે. મ્હેતાની ચેમ્બરમાં આપણી ગોઠવણ પ્રમાણે આવ્યા હતા અને ને વખતે સંસ્થા તરફથી ચર્ચા કરવા અગાઉથી કમિટીના કેટલાક સભ્યોને હાજરી આપવા વિનંતિ કરવામાં આવી હતી. હાજર રહેલાઓમાં રા. મકનજી જે. મ્હેતા, રા. ચિનુભાઇ લાલભાઇ શેઠ, રા. મોહનલાલ, બી. ઝવેરી, રા. મોતીચંદ, ગિ. કાપડીઆ, રા. ઉમેદચંદ ડી. બારોડીઆ વગેરે હતા, કેટલીક શંકાઓ વગેરે જે ઉક્ત પત્રમાં દર્શાવવામાં આવેલ છે તે તેમજ અન્ય બાબતોની રૂબરૂ પુષ્કળ ચર્ચા થઇ હતી અને જે નિર્ણયો કરવામાં આવ્યા હતા તે સંબંધી રા. આનંદશંકર બાપુભાઇ ધ્રુવે જણાવ્યું હતું કે યુનિવર્સીટી તરફથી ખુલાસાવાર પત્ર લખી મોકલવામાં આવશે. આ પત્ર આવી ગએથી અમે માનીએ છીએ કે આ પ્રશ્નનો છેવટનો નિર્ણય થઇ જશે.

**૬. બાળજન્મ અને મરણ પ્રમાણ**—આ બાબતમાં શ્રી ગોધારી વિશા શ્રીમાળી જૈન દવાખાના તરફથી પ્રતિ વર્ષ મુંબઇ મ્યુનિસીપાલીટીના આરોગ્ય સંરક્ષણ ખાતાં તરફથી જન્મ અને બાળ મરણના આંકડાઓ માંગવામાં આવતા હતા. ચાલુ વર્ષ માટે સ્થાનિક મ્યુનિસિપાલીટી તરફથી તેમ નહિં કરવામાં આવે એવો પત્રથી જવાબ વાળવામાં આવ્યો હતો જે પત્ર તેમના (દવાખાનાના) સં. ૧૯૮૩ના રિપોર્ટમાં પ્રકટ કરવામાં આવ્યો છે. આ બાબતમાં ઘટતું કરી બાળજન્મ અને મરણના આંકડાઓ મેળવવા માટે ઉક્ત દવાખાનાના એક ઉત્સાહી અને સેવા ભાવનાવાળા મંત્રી રા. નરોત્તમદાસ ભગવાનદાસ શાહ તરફથી અમને જણાવવામાં આવતાં, આરોગ્ય ખાતાંના વડા પર એક પત્ર લખી રૂબરૂ મુલાકાત માટે ગોઠવણ કરવામાં આવી હતી, જેના જવાબમાં તેઓ તરફથી એક લંબાણ પત્ર અમને મોકલવામાં આવ્યો હતો જેમાં તથા પ્રથમના દવાખાનાને મળેલ પત્રમાં જણાવ્યા મુજબ તે ખાતાની દલીલ એવી હતી કે બાળ મરણ પ્રમાણના આંકડાઓ બહુ ચોકસ મળે છે, જ્યારે

